

# स्वामी विवेकानंद

## अथवा सदुपदेश-ग्रंथ २ जो

(भाग [illegible])

અનુવાદકોઃ-શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડ્યા-સુરત.
તથા શ્રીયુત નટવરલાલ ગીરધરલાલ શાહ-સીનોર.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ

સ્થળ. અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ ત્રીજી, પ્રત ૪૩૦૦, વિ સં ૧૯૯૦, કુલ પ્રત-૮૮૦૦

મૂલ્ય-મુંબઈ તથા અમદાવાદમાં રૂ. સવાબે

અન્યત્ર રૂ. અઢી. માર્ગવ્યય જુદું.



સ્વામી શ્રીવિવેકાનંદજી

જન્મ ઈ સ ૧૮૬૩ દેહત્યાગ ઇ. સ ૧૯૦૨

A3932 Lahshmi Art, Bombay

# સ્વામી વિવેકાનંદના સર્વ ભાગ

સ્વામી વિવેકાનંદજીના સદુપદેશોને લગતા શરૂના પાંચ ભાગની બીજી આવૃત્તિ આ બને ગ્રંથોરૂપે પ્રસિદ્ધ થવા ઉપરાંત બાકીના છઠ્ઠાથી દશમા સુધીના ભાગો પણ આ સસ્થામાંથી તૈયાર મળી શકે છે તેની વિગત નીચે પ્રમાણે –

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૬ ઠ્ઠો તથા ૭ મો.** રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૪૨૦, મૂલ્ય રૂ ૧) આમાં સ્વામીજીના અનેક ઓજસ્વી પત્રો ઉપરાત તેઓનાં અનેક મનુષ્યો સાથેનાં સભાષણો, મુલાકાતો તથા સવાદોના રૂપમા અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકે:–બાળકમા જન્મથી ખોડ કોના પાપથી આવે છે ? મૃત્યુ પછીની દશા બાળલગ્ન નિષેધ દુષ્કાળોનો ગહન સવાલ સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ. દરેક જણ વિવેકાનદ થઈ શકે અખડ બ્રહ્મચર્ય એજ બળની ચાવી પૂર્વ જન્મોનુ જ્ઞાન. ગુરૂકુલની પ્રાચીન પ્રથા રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા ત્યાગીઓના હાથ તળેનુ શિક્ષણ પાઠ્ય પુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં ? જાપાનની મહત્તાનુ રહસ્ય અધિકારીવાદના અનર્થો વગેરે વગેરે

**સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૮ મો.** રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૫૮૦ મૂલ્ય ૨) કેટલાક વિષયો –પૂર્વ અને પશ્ચિમ ભક્તિયોગ ભક્તિ અને મૂર્તિપૂજા વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફી વિષે વિચારો જડભરતની વાર્તા જગતના મહાન્ આચાર્યો

**ભાગ ૯–મો–સ્વામીશ્રી વિવેકાનંદજીનુ સંપૂર્ણ જીવનચરિત્ર**–રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય ૨, પાકુ પૂઠુ રૂ. ૨ાા અનેક ગ્રથોને આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે કેટલીક બાબતોના નામ –કુલવૃત્તાન્ત બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ જાગ્રત થયેલી સત્યની જીજ્ઞાસા શ્રીરામકૃષ્ણ પરમહસ સાથે સમાગમ. સાધક દશા નિર્વિકલ્પ સમાધિ હિમાલયમા અને દેશના જુદા જુદા ભાગોમાં પ્રવાસી સાધુ તરીકેનુ જીવન અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ સર્વ ધર્મપરિષદ્‌ના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્ભુત ઉપદેશક બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના. ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ મરકી, દુષ્કાળ વગેરે પ્રસગોમા તેમની સેવાઓ અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. ફરીથી અમેરિકા જવુ બેલૂર મઠમા જીવન મહાસમાધિ ઉપસહાર.

**સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦ મો–રાજયોગ**–રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૩૦૦ મૂલ્ય ૧, પાકુ પૂઠુ ૧ા આમાં સ્વામીજીના રાજયોગ ઉપરના આઠ મહત્ત્વપૂર્ણ ભાષણો ઉપરાંત રાજયોગનાં તમામ મૂળ સૂત્ર તેના અર્થ તેમજ વિવેચન સાથે આપેલા છે. યોગશાસ્ત્રને લગતા અનેક રહસ્ય તથા ખુલાસાઓ આમાં આવી જાય છે.

**ભાગ ૧૧–૧૨–૧૩–આ ભાગો વિ૦ માળાદ્વારા નીકળશે તેમ તેમ ખબર અપાશે.**

# प्रकाशकना बे बोल

" વિવિધ ગ્રંથમાળા " દ્વારા અગાઉ જુદા જુદા પ્રસિદ્ધ થયેલા સ્વામી વિવેકાનંદના સદુપદેશોના ૧ થી ૫ સુધીના ભાગોની બીજી આવૃત્તિ બે મોટા ગ્રંથોના આકારમાં આજે એક સાથે પ્રસિદ્ધ થાય છે. આ તે પૈકીનો બીજો ગ્રંથ છે એ પછીના છઠ્ઠાથી દશમા સુધીના ભાગો પણ તૈયાર હોઇને તેની વિગત આગલા પૃષ્ઠ પર અપાઇ છે. આ ઉપરાંત જે થોડાક ભાગો પ્રસિદ્ધ થવા બાકી છે, તે પણ યથાસંયોગ વિ૰ માળાદ્વારા નીકળશેજ.

આ ગ્રંથમાં પોણા ભાગનો અનુવાદ શ્રીયુત નર્મદાશંકર પંડયાના હાથનો હોઇને માત્ર છેવટના ચોથા ભાગનોજ અનુવાદ શ્રીયુત નટવરલાલ ગીરધરલાલ શાહના હાથનોછે

આ બીજા ગ્રંથનું કદ, મૂલ્ય વગેરે સર્વ પહેલા ગ્રંથપ્રમાણેજ હોવાથી મૂલ્યાદિની ગણના આ ગ્રંથમાં અપાઇ નથી.

સં ૧૯૮૦ પોષમાસ

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

છાપતાં કાનોમાત્રાની વધઘટ થવાથી આવેલી ભૂલો વાંચનાર પોતે પણ સુધારી લે તેમ હોવાથી તેવી ભૂલો આમાં અપાઇ નથી જેમકે કર્મનુ ક્રમ, બૌદ્ધનું બાદ્ધ વગેરે વગેરે

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૩ | ધામિક | ધાર્મિક |
| ૫૩ | ૧૮ | આચારવિ–ચારનો | આચાર–વિચારનો |
| ૬૩ | ૨૫ | અજાણ્યા | અજાણ્યો |
| ૭૫ | છેલ્લી | ધર્મશા– | ધર્મશાસ્ત્ર |
| ૭૮ | ૧૦ | પારેખવાના | પારેવાના |
| ૧૨૬ | ૭ | અથવાહ જારો | અથવા હજારો |
| ૧૪૫ | ૨૫ | ભામિક | ભૌમિક |
| ૧૮૧ | ૨૬ | અશિષ્ઠ | આશિષ |
| ” | ” | યુવાન | ઉત્સાહી |
| ૧૯૦ | ૪ | માર | મારા |
| ૨૪૭ | ૧૨ | તો પણુ | તે પણુ |
| ૨૭૦ | ૨૨ | પ્રાયસ | પ્રયાસ |
| ૨૭૨ | ૧૭ | પ્તિય | પ્રિય |
| ૨૮૨ | ૮ | બતાવા | બતાવતાં |
| ૩૦૮ | ૩૩ | ર્યાદિત | મર્યાદિત |
| ૩૧૦ | ૧૩ | જાનેક | અનેક |
| ૩૨૬ | ૧૩ | પણુ | પણ |
| ૩૨૮ | ૧૨ | અટલે | એટલે |
| ૩૩૧ | ૫ | જોઇઓ | જોઇએ |
| ૩૪૮ | ૨૫ | કુર્યો | કર્યા |
| ૩૫૨ | ૧૭ | ઉપપર | ઉપર |
| ૩૫૩ | ૬ | હોવાને | હોવાને લીધે |
| ૩૫૫ | ૮ | મતંમતારો | મતમતાંતરો |
| ૩૫૬ | ૩ | કૂતથા તરાના | તથા કૂતરાના |
| ૩૫૬ | ૧૦ | આપીને આ ગ્રંથ સમાપ્ત કરવામાં આવે છે | આપ્યો છે. |
| ૩૫૬ | ૨૯ | બ્રહ્મા | બ્રહ્મ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૮ | ૨૬ | પક્ષે આ | પક્ષે |
| ૩૭૩ | ૩૧ | વિષયય પરની | વિષય પરની |
| ૩૭૬ | ૧૦ | પડય | પડયા |
| ૩૮૪ | ૨૯ | દાળાવળ | દાવાનળ |
| ૩૮૫ | છેલ્લી | જન્મા | જન્મમા |
| ૩૯૦ | ૧૯ | અવાજ | અવાજે |
| ૩૯૨ | ૭ | દાખલ દેશમા | દેશમા દાખલ |
| ૩૯૬ | ૬ | મમય | સમય |
| ૩૯૯ | ૨૯ | અતૃસ્ય | અદૃશ્ય |
| ૪૦૧ | ૨૫ | વીટાતો | વીટતો |
| ૪૦૨ | ૩૦ | વશ્ય | વૈશ્ય |
| ૪૧૧ | ૫ | દરેક | દરેકે |
| ૪૧૮ | ૧૫ | મહારાટ્ર | મહારાષ્ટ્ર |
| ૪૨૩ | ૧૨ | વીરપુ | વીરપુત્ર |
| ૪૨૩ | ૧૭ | જીવન જ | જીવન એજ |
| ૪૨૩ | ૨૧ | ગારીપતિ | ગૌરીપતિ |
| ૪૪૨ | ૩ | ભાવનઓજ | ભાવનાઓજ |
| ૪૪૨ | ૧૫ | નિવૃત્તિમ | નિવૃત્તિમા |
| ૪૫૪ | ૨ | સાથી | સૌથી |
| ૪૯૬ | ૬ | જેશી | જેવી |
| ૪૯૬ | ૧૧ | મરાવર | મારામનપર |
| ૫૧૮ | ૨૩ | વિચારાજ | વિચારોજ |
| ૫૨૫ | ૨૨ | કહેલુ | કહેવુ |
| ૫૨૬ | ૨૨ | આમત્શુદ્ધિ | આત્મશુદ્ધિ |
| ૫૪૭ | ૭ | દાસીનતા | ઉદાસીનતા |
| ૫૬૩ | ૪ | પણુ પોત | પણુ |
| ૫૬૮ | ૨ | વચન વચન | વચન |
| ૫૭૬ | ૬ | શારીક | શારીરિક |
| ૫૭૬ | ૭ | સક્ષ્મ | સૂક્ષ્મ |
| ૫૮૬ | ૧૭ | એને | અને |
| ૫૮૯ | ૩૦ | તેજ | તેજ ક્ષણે |
| ૫૯૧ | ૨૪ | ખાત્તમાટે | ખત્તામાટે |



# स्वामी विवेकानंद

## एमना सदुपदेश



## ग्रंथ २ जो

### वेदान्तनुं महान कार्य

પ્રિય આત્મબંધુઓ !

ભગવાન ગીતાકાર કહે છે કે, “ માત્ર એક અલ્પ ધર્મ–કર્મનું પાલન કરવામાં આવે, તોપણ તેનું મહાન ફળ પ્રાપ્ત થાય છે.* ” એ વાક્યમાં પ્રત્યક્ષ પ્રમાણની કંઇ પણ આવશ્યકતા હોય તો, હું સ્પષ્ટ કહું છું કે, મારા સ્વલ્પ જીવનમાં પદે પદે હું એ મહાન વાક્યની સત્યતાનો જાતિ–અનુભવ કરતો આવ્યો છું સજ્જનો ! ધર્મસેવાનું મેં જે કંઇ કાર્ય કર્યું છે તે અત્યંત સાધારણ છે, પરંતુ એટલા થોડા ઘણા કાર્યમાટે પણ હું કોલંબોના કિનારાપર ઉતર્યો ત્યારથી આજે અહીં સુધીના મારા પ્રવાસમાં હું જે જે સ્થાને ગયો છું, ત્યાં સર્વત્ર મને જે પ્રેમ, દયાભાવ અને ઉત્સાહપૂર્વક માન આપવામાં આવે છે તેની ધારણા અથવા કલ્પના સ્વપ્નમાં પણ નહોતી, છતાં મારે એમ પણ કહેવું જોઇએ કે તમારૂં સર્વ ધર્મપ્રાણ સજ્જનોનું એ ઉદાર વર્તન, આપણા પરાપૂર્વના અતિથિધર્મને, આપણી જાતિના ધર્મભાવને અને આપણી જાતિગત ઉદાર હૃદયવૃત્તિને સંપૂર્ણ રીતે ઉપયુક્તજ છે કારણકે આપણી હિંદુ જાતિની જીવનશક્તિ, આપણા જીવનનો મુખ્ય

---

* “ स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ”

શ્રીમદ્ ભગવદ્ગીતા

સિદ્ધાંત, આપણી પ્રજાનો સ્વયં આત્મા અને તેનો મૂલ મંત્ર એ એક 'ધર્મ'જ છે, માટે ધર્મસેવાનો ભારતમા આટલો સત્કાર થાય તે સ્વાભાવિકજ છે

*　　*　　*　　*　　*　　*

ધાર્મિક આદર્શમાંજ પ્રજાની જીવનશક્તિ રહેલી છે કે રાજનૈતિક આદર્શોમાં, એ વિષયને ચર્ચવાનો અત્ર અવકાશ નથી, પણ આપણે એટલુ તો સ્પષ્ટ સમજી શકીએ છીએ કે ભલામાટે કે બૂરામાટે, પણ આપણી જીવનશક્તિનુ કેન્દ્ર તો એક માત્ર આપણો 'ધર્મ'જ છે એ કેન્દ્ર સ્વાભાવિક અને પ્રકૃતિસિદ્ધ છે તેને તમે ફેરવી શકો તેમ નથી અથવા તેને વિલુપ્ત કરી તેનુ સ્થાન બીજી કોઇ વસ્તુને આપી શકો તેમ નથી વિશાળ વિકાસ પામેલા એક મોટા વૃક્ષને એક સ્થાનેથી ઉખેડી-ખસેડી તરતજ બીજે સ્થાને તમે વાવી શકો તેમ નથી વાવવાનો યત્ન કરશો તોપણ તેને મૂળિયાં બાઝી શકશે નહિ. ભારતના વાતાવરણમા આજે હજારો વર્ષ થયા ધાર્મિક આદર્શોની તેજસ્વી ધ્વજાઓ ફરકયા કરે છે અગણિત શતાબ્દી પર્યંત સનેજભાવે ધર્મના દિવ્ય આદર્શોથી ભારતનુ આકાશ છવાઇ રહ્યુ છે, આપણે બધા ભારતવાસી જનોએ એ બધા ધાર્મિક આદર્શો વચ્ચેજ જન્મ ગ્રહણ કર્યો છે, અને તેમાજ વિકાસ પામી પોષણ મેળવીને આપણા જીવનમા આગળ વધીએ છીએ, અને તે એટલે સુધી કે આપણી આસપાસના એ બધા ધાર્મિક આદર્શોનો રંગ આપણા રક્તમા પ્રવિષ્ટ થઇને આપણી શિરા અને ધમનીઓમા વહેતા શોણિતના પ્રત્યેક બિન્દુ સાથે એકરૂપ થઇ શરીરની નસેનસમા ફેલાઇ જાય છે અને ગાઢ સંબંધને યોગે આપણી જીંદગીનુ જીવનતત્ત્વ બની રહે છે ધર્મના આવા પ્રબલ એકાત્મભાવને એટલીજ પ્રબળ શક્તિનો પ્રત્યાઘાત જગાડયા વિના શુ તમે તેનો ત્યાગ કરી શકશો ? એ ધાર્મિક જલપ્રવાહની મહાન સરિતાએ પોતાના વેગવાન ધસારાથી આર્યભૂમિના હૃદયપટપર હજારો વર્ષના વહેવા સાથે જે મોટી ખાડી પાડેલી છે, તેને પૂરેપૂરી ભર્યા વિના શુ તમે તમારી પ્રાચીન ભાવનાનો ત્યાગ કરી શકશો ? પતિતપાવની ગંગાજી પોતાનો પ્રવાહ ઉલટાવીને પાછી હઠતી પોતાના હિમમય આદિ સ્થાનમાં ઠલવાઇને જુદી દિશામા નવો પ્રવાહ ધારણ કરે એવી શુ તમારી ઇચ્છા છે ? છતા એવુ પણ કદાચ બની શકે, પરંતુ આપણો ધર્મપ્રાણ દેશ ધાર્મિક જીવનનો પોતાનો ખાસ પ્રવાહ બદલાવીને રાજનૈતિક અથવા એવીજ બીજી કોઇ નવીન કાર્યશ્રેણીના પ્રવાહમા કદિ પણ દાખલ થઇ શકે તેમ નથી જે દિશામાં સર્વથી થોડી અડચણ હોય તેજ દિશામા પ્રાણિમાત્રની પ્રવૃત્તિ થાય છે કુદરતના એ નિયમને અલ્પ અવરોધમા ગતિ કરનારો નિયમ કહે છે

એ નિયમ અનુસાર આપણી સ્વાભાવિક ઉન્નતિની ગતિ ધર્મના માર્ગમાંજ વળી શકે તેમ છે, કેમકે એ માર્ગમા આપણને અડચણ કે અવરોધ બહુજ થોડો

આવી શકે તેમ છે, એ ધર્મમાર્ગનું અનુસરણ કરવામાંજ ભારતનું જીવન છે, તેમાંજ ભારતની ઉન્નતિ છે, અને એજ માત્ર ભારતના શાશ્વત કલ્યાણનો રાજમાર્ગ છે. બીજા દેશોમાં અને બીજી બધી પ્રજાઓમા જીવનની બીજી અનેક જરૂરિયાતોમાંની ધર્મ પણ એક સામાન્ય જરૂરિયાત મનાય છે અહીં હું એક સામાન્ય દૃષ્ટાંતવડે એ કથન વધારે સ્પષ્ટ કરવા માગું છું. એ ઉદાહરણ ઠેકાણે ઠેકાણે આપવાની મને ટેવ પડી ગઇ છે કલ્પના કરો કે એક શ્રીમાન અમીરની પત્નીના સુસજ્જિત દીવાનખાનામાં વિવિધ વસ્તુઓનું એક નાનું સરખું પ્રદર્શન ભરેલું છે ઠાઠમાઠમા કઇ પણ ન્યૂનતા નથી આજકાલના જમાનાની એ એક રૂઢિજ બની ગઇ છે કે પ્રત્યેક ગૃહમાં જાપાનની બનાવટનો એકાદ સુંદર કળશ પણ હોવોજ જોઇએ ! માટે એ કળશ પણ ત્યાં લાવી રાખવોજ જોઇએ ! નહિ રાખવામા આવે તો તે ઘણું ખરાબ દેખાય ! અમીરની પત્નીનું એ સુંદર ભુવન શોભા વગરનું બની જાય ! માટે એ કળશ તો ગમે તેટલી કિંમત ખર્ચીને પણ ખરીદી લાવીને ગોઠવવોજ જોઇએ ! એવીજ રીતે વિદેશી સાહેબો અને તેમની બીબી સાહેબાઓને પોતાના જીવનભુવનમા અનેક કાર્યોરૂપી ફર્નીચર ગોઠવવાના છે ! અને એ જીવનમંદિરની સુંદરતા પરિપૂર્ણ કરવામાટે એકાદ જૂનો પુરાણો ધર્મનો કકડો પણ બીજા બધા ધંધાઓની સાથેજ ગોઠવી દેવાની જરૂર છે ! એટલામાટેજ—જગતમા સારૂં દેખાડવા પૂરતાજ ધર્મનો શેઠ સાહેબ અને શેઠાણી સાહેબાને ઉપર ઉપરથી આદર કરવો પડે છે ! પરંતુ સંક્ષેપમા કહીએ તો પાશ્ચાત્ય પ્રજાનું આ જગતમા પરમ લક્ષ્ય—પરમ પ્રાપ્તવ્ય માત્ર રાજનીતિ અને તેની સાથે થોડી સરખી સામાજિક સુધારણામાજ સમાઇ રહ્યું છે ! ઇશ્વર તથા ધર્મ તો તેમને સંસારનાં સુખસાધનોરૂપ મુખ્ય વસ્તુ મેળવવામા મદદગાર વસ્તુઓજ છે ! તેમનો ઇશ્વર તેમને માટે આ જગતને સ્વચ્છ બનાવી તેને સુખસાધનથી ભરી દેનાર એક વિચિત્ર પ્રાણીજ છે ! તેમની દૃષ્ટિમા દેખીતી રીતે ઇશ્વરનું આટલુંજ મૂલ્ય હોય એમ જણાય છે !

લગભગ છેલ્લા એક બે સૈકાં થયા, કેટલાક અજ્ઞાન છતાં પોતાને પંડિત માનનારા મનુષ્યોને મોઢેથી હિન્દુધર્મ વિરૂદ્ધ જે જે આક્ષેપો લાવવામાં આવે છે, તેમાંના મુખ્ય એ છે કે આપણો ધર્મ સાંસારિક સુખ તેમજ સારી સ્થિતિ મેળવવામાટે જોઇએ તેટલો અનુકૂળ નથી એ ધર્મના સિદ્ધાંતોને અનુસરવાથી મનુષ્યો અજ્ઞાન રહે છે તેઓ કાંચન અને કીર્તિ મેળવી શકતા નથી એ ધર્મ આપણને બીજી પ્રજાઓ ઉપર લૂટ ચલાવવાનું અને બીજાનો માલ ગેરકાયદે ઝૂટવી લેવાનું શિખવતો નથી. વળી તે ધર્મ બળવાન મનુષ્યોને નિર્બળ, ગરીબ તેમજ લાચાર મનુષ્યોપર ત્રાસ વર્તાવી તેમના લોહીનું પાન કરાવવા જેટલો સાહ

સિક પશુઓ જેવો જુસ્સો ઉત્પન્ન કરી શકતો નથી તેઓ આપણા ધર્મને નિર્બળ ગરીબ ગાય જેવો કહીને તેની નિંદા કરે છે એ વાત ખરી છે આપણો ધર્મ ઉપર બતાવ્યું તેમ કોઇ પણ કાર્ય કરી શકતો નથી, તેમજ એવું કાર્ય કરવાની સલાહ પણ આપતો નથી આપણા સાત્ત્વિક અને સમદર્શી ધર્મમાં એવો ઉપદેશ બિલકુલ નથી, કે જેના પગ પડવાથી ધરતી ધ્રૂજી ઉઠે અને ભયંકર સેનાઓવડે બીજી જાતિઓને લૂટી તેમના વિનાશનું કાર્ય સહજમા કરી શકાય ! એ ધર્મ પિષ્ટપેષણ શિખવતો નથી શરીરની માંસ–પેશીઓને મજબૂત બનાવતો નથી સંસારના સુખ–વૈભવને પારણે ઝૂલાવતો નથી, અને અભિમાનથી ફાટીને ફૂલાઇ જવાનું પણ કહેતો નથી એવા નમળા ધર્મમા છેજ શું ? આવા વિચારથી તેઓ આપણા ધર્મની કિંમત છેકજ ઉતારી પાડે છે, પરન્તુ તેમને સ્વપ્નમા પણ ખ્યાલ નથી કે તેમની પોતાનીજ યુક્તિવડે આપણા ધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે તેમની પોતાનીજ દલીલોથી તેમનાં હાથ મોં બંધ છે બંધુઓ ! આપણો ધર્મ આ સંસારને પકડીનેજ બેસી નથી રહ્યો અને એ મિથ્યા સંસારના ક્ષણિક સુખ–વૈભવમા રચીપચી નથી રહ્યો, માટેજ તે સર્વોત્તમ છે વાસ્તવિક રીતે આપણો ધર્મજ એક માત્ર સત્ય ધર્મ છે, કેમકે મે કહ્યું તેમ આ ચાર દિવસની ચાંદની જેવા તુચ્છ વિષયસુખથી ભરેલા જગતની વિલાસિતામાજ આપણા ધર્મનો ઉદ્ધાર હેતુ, આપણું પરમ લક્ષ અથવા આપણું પરમ પ્રાપ્તવ્ય સમાઇ રહ્યું નથી આપણા બ્રહ્માંડવ્યાપી સનાતનધર્મની વિશાળ દૃષ્ટિ થોડા માઇલ લાંબી પહોળી આ પૃથ્વીની સીમામાજ સમાપ્ત નથી થતી, પરન્તુ આપણો વિશાળ ધર્મ આ ક્ષુદ્ર જગતની પરિસીમાથી બહાર અતિ દૂર દૂરના જ્યોતિર્મય પ્રદેશમા પોતાની બ્રહ્માંડભેદી તીવ્ર દૃષ્ટિ નાખી રહ્યો છે જે જ્યોતિના સામ્રાજ્યમા આપણા ધર્મનું પરમ લક્ષ સમાયું છે ત્યાં વિષયવાસનાની તો છાયા પણ નથી ક્ષણિક સુખભોગ નથી ત્યાં દેશ, કાળ કે સ્થિતિના બંધન નથી સંસારનો કોલાહલ અને ગડબડાધ્યાય નથી એ જ્યોતિર્મય પ્રદેશમા પહોંચ્યા પછી સંસારના સુખ–દુ:ખની છાયા પણ સ્પર્શ કરી શકતી નથી આ નાશવંત જગતનું ચિન્હમાત્ર પણ ત્યાં રહેતું નથી એક માત્ર ગૌરવયુક્ત, સ્વચ્છ અને પારદર્શક દિવ્યતારૂપે આત્મસત્તાજ ત્યાં છવાઇ રહેલી છે તેની તુલનામા આ અનંત જણાતું બ્રહ્માંડ પણ એક બિન્દુતુલ્ય બની રહે છે આપણોજ ધર્મ સત્ય ધર્મ છે, કારણ કે તે આપણને દિવ્ય આત્મશક્તિનો માર્ગ શિખવી સ્પષ્ટ સમજાવે છે કે, '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' એક બ્રહ્મ–પરમાત્માજ સત્ય છે, આ સકળ સંસાર મિથ્યા, નાશવંત અને સતત સરી પડનારો છે વળી તે ઉપદેશ આપે છે કે તમારૂં કંચન પણ ખરૂં જોતાં માત્ર ધૂળ અને દેખાળાજ છે. તમે ગમે તેટલી શારીરિક શક્તિ મેળવો પણ તે બધી

ક્ષણિક અને પરિમિત છે, તે એટલે સુધી કે જીંદગી પણ દુઃખરૂપ અથવા એક પ્રકારના વિકારરૂપજ છે માત્ર આત્મા અને તેની આધ્યાત્મિક સત્તાજ સત્ય સુખરૂપ છે. આવા દિવ્ય-ઉદાર ઉપદેશને લીધેજ આપણો ધર્મ સર્વોત્તમ છે તત્ત્વજ્ઞાનની સાથે આપણને 'ત્યાગ'નો મહામંત્ર શિખવે છે અનેક યુગ અને અનેક સૈકાના એકત્ર કરેલાં જ્ઞાન અને વિદ્વત્તાથી દઢતાપૂર્વક સ્થાયી રહીને, આપણા મહાજ્ઞાની પ્રાચીન પૂર્વજોની તુલનામાં જે જાતિઓ માત્ર બે દિવસના બાળક જેવીજ છે, તે સર્વ જાતિ અને પ્રજાઓને દઢ સ્વરે તેમજ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવે છે કે, "બાળકો! તમે વિષયવાસનાના કીડા છો, ઇન્દ્રિયોના ગુલામ છો, પરંતુ એ ઇંદ્રિયોનો સુખભોગ સર્વથા નાશવંત અને ક્ષણિક છે, તથા તેમના ઉપભોગનું પરિણામ વિનાશજ છે! આ સંસારમાં આપણે બે દિવસનાજ મહેમાન છીએ ધર્મ-કર્મને બદલે મિથ્યા મોજ-મજા અને વિલાસમાં ગાળેલું આયુષ્ય પરિણામે આપણો સર્વનાશ કરે છે એવા ક્ષણિક સુખને માટે અનંતકાલ સુધી પશ્ચાત્તાપ ભોગવવો પડે છે, અને સમય ચૂક્યા પછી આ દેવદુર્લભ માનવદેહ પુનઃ મળવો મુશ્કેલ છે, માટે ધર્મની અચલ શાંતિ સ્વીકારી સ્વસ્થ થાઓ ઇંદ્રિયસુખની દુષ્ટ વાસનાનો પરિત્યાગ કરો મિથ્યા મોહમાયાના મહાલયરૂપ આ સંસારનો પણ ત્યાગ કરો, અને આધ્યાત્મિક ચિંતનમાં તમારૂં જીવન તલ્લીન બનાવી દો એજ ધર્મનો યથાર્થ માર્ગ છે એજ ધર્મનો ખરેખરો ભાવ છે" ત્યાગજ આપણા પરમલક્ષ્યરૂપ મુક્તિનું મુખ્ય સોપાન છે વિષયોપભોગ કંઇ મુક્તિનું અથવા નિત્ય સુખનું સાધન નથી એપરથી સિદ્ધ થાય છે કે આપણો ધર્મજ આ જગતમાં એક માત્ર સત્યધર્મ છે એ એક અતિ અદ્ભુત અને આશ્ચર્યકારક સત્ય છે કે આ સંસારની વિચિત્ર રંગભૂમિ ઉપર એક પછી એક ઉતરી આવતી અનેક મહાન પ્રજાઓ સતેજભાવે પોતપોતાનો પાઠ થોડી પળ સુધી ભજવીને પળમાં પાછી હતી નહોતી થઇ ગઇ છે! સમયના અનંત મહાસાગરપર તેમાની કોઇ પણ પ્રજાનો આછો ધ્વનિપ્રતિધ્વનિ પણ હવે સાંભળી શકાતો નથી! તેમના પ્રભાવનું એક ચિન્હ અથવા તેમનું નામ નિશાન પણ બાકી રહ્યું નથી! મહાકાલની કરાલ ઘંટીમાં દળાઇને તે બધી પ્રાચીન ભવ્ય પ્રજાઓ ચૂર્ણ-વિચૂર્ણ બની ગઇ છે! ત્યારે ત્યાગવીર, સહનશીલ, વિનમ્ર હિંદુસમાજ હજારો વર્ષના પ્રમલ તોફાનોને ઝીલતા આત્મબળના પાયાપર જેવાને તેવાજ સ્વરૂપમાં આજપર્યંત વિદ્યમાન છે! રોમ, ગ્રીસ અને ઇજીપ્તની મહાપ્રજાઓ, બે ચાર દિવસ જોર-શોરથી ગગનને ગજાવી, કાલના અજસ્ર પ્રવાહમાં એક સામટી ઘસડાઇ ગઇ! ત્યારે આપણી ગરીબડી પ્રજા કાકભુશુંડની પેઠે પોતાના બલવાન હૃદયપર તોફાની યુગોના ઝપાટા ઝીલતી જેવી ને તેવી-જાગતી આ જગતની સામે ઉભેલી છે! આપણી પ્રાચીન જાતિને

જાણે પરમાત્માએ શાશ્વત જીવન આપ્યું હોય, જાણે અમરજ બનાવી હોય, એવી રીતે તે અખંડ ઉભેલી છે ! એ સર્વ હિંદુજાતિના હિંદુધર્મનોજ પ્રભાવ છે

આજકાલ પાશ્ચાત્ય તેમજ અન્યાન્ય સુધરેલી પ્રજાઓ કહે છે કે,–" આ જગતમાં સર્વત્ર શ્રેષ્ઠતા મેળવવાનો જે મહાવિગ્રહ મચી રહ્યો છે, તેમાં સર્વથી વિશેષ લાયક હશે તેજ પૃથ્વીપટપર ચિરકાલ ટકી રહેશે " આવી નવીન વિચાર-પદ્ધતિ અને મતવાદો ઉપજાવી તેઓ માની લે છે કે શરીરનું બળ જેટલું વિશેષ, તેટલો અધિક સમય તેઓ ટકી રહેશે ! જો એ સત્ય હોય તો પ્રાચીન કાલની જે મહાન લડાયક પ્રજાઓએ યુદ્ધ–વિગ્રહમાં બીજી પ્રજાઓનો પરાભવ કરી તેમને દબાવીને પોતાની ગૌરવપતાકા ગગનમાં ફરકાવી હતી, અને તેમ કરીને પોતાના રાક્ષસી શરીરબળની જગતને એ વખતે પ્રતીતિ આપી હતી, તે સર્વ પ્રજાઓ પોતાનો મહિમા વિસ્તારીને આજસુધી આ મહીતલપર અચલભાવે ટકીજ રહી હોત, પરન્તુ તેમનું કંઇ નિશાન પણ જણાતું નથી આપણી આ દુર્બલ, ગરીબ, સહનશીલ હિન્દુપ્રજા, જેણે આજસુધીમાં પોતાના સહસ્ત્રાવધિ વર્ષોના તેજસ્વી જીવન-પ્રભાવ વખતે પણ જગતની બીજી કોઇ પણ પ્રજા ઉપર જીત મેળવી નથી, કે વિદેશમાં જઇને પોતાના શરીરબળની કશી પણ પ્રતીતિ આપી નથી, તેમજ પર-દેશમાં પ્રયાણ કરી કોઇ પણ પ્રજા સાથે વિગ્રહ કર્યો નથી જો તેમ કર્યું હોત તો તેનો વિનાશજ થયો હોત, પરન્તુ શરીરબળ ન બતાવ્યા છતાયે આપણે ત્રીશ કરોડની મહાન સંખ્યામાં આજસુધી જીવતા–જાગતા બેઠા છીએ,એ શું આશ્ચર્ય નથી ? શું માત્ર-શરીરબલ ઉપરજ પ્રત્યેક પ્રજાના ચિરજીવનનો આધાર છે ? વિલાયતનો એક પ્રસંગ મને યાદ આવે છે હું જ્યારે ઇંગ્લાંડમાં હતો ત્યારે એક ઇંગ્રેજ યુવતીએ મને કહ્યું હતું કે–" હિન્દુઓએ શું કર્યું છે ? પૂર્વે તેમનો પ્રબલ પ્રભાવ હતો ત્યારે પણ શું તેમણે બીજી કોઇ પરદેશી પ્રજા ઉપર વિજય મેળવ્યો હતો ? "પાશ્ચાત્ય પ્રજાને મતે સ્થૂલ શક્તિ બતાવવામાજ કોઇ પણ પ્રજાનું પ્રાબલ્ય અને પ્રભાવ સમાઇ રહ્યાં છે તેઓ બિચારા શું જાણે કે એવા અનંત સ્થૂલ સામર્થ્યને આત્મ-શક્તિની એક અલ્પેચ્છા માત્ર એક શ્વાસે ગળી જાય તેમ છે બીજી પ્રજા પર વિજય મેળવ્યા વિના ચિરજીવન ભોગવવાનું સાક્ષાત્ ઉદાહરણ આપણી પ્રજા છે આપણું અસ્તિત્વ આપણી ધર્મશક્તિનું પ્રત્યક્ષ પ્રમાણ છે તેમનો ભ્રમમૂલક જડ-વાદ છેકજ નાપાયાદાર છે, અને માત્ર શરીરબળમાજ સઘળું સમાઇ નથી જતું તેની આપણે એ ઉપરથી સહજ કલ્પના કરી શકીએ તેમ છે બીજી પ્રજા પર આપણે વિજય નથી મેળવ્યો એથી આપણી સઘળી શક્તિનો ક્ષય નથી થયો એમ કંઇ માનવાનું નથી આપણી શાન્ત, પરવશ, સહનશીલ જાતિ વિરોધ–વિગ્ર-હને માટે અગ્રેસર નથી થતી, એથી તેના પ્રચંડ શરીરપર અશુદ્ધ જડતાએ અધિ

કાર જમાવ્યો છે, એવું કહેનારા મિથ્યાવાદી છે માત્ર એટલુંજ નહિ પણ જ્યારે યોગ્ય સમય આવે છે અને જગતને તેની જરૂર જણાય છે, ત્યારે એ દિવ્ય જીવનશક્તિ ભારતના મર્મસ્થાનમાંથી બહાર નીકળીને મોટી રેલની પેઠે પ્રબળ પ્રવાહમાં વહેવા લાગે છે, અને શુષ્ક બની ગએલા સમગ્ર જગતને આધ્યાત્મિક હૃદયરસથી નવડાવી તેની નિષ્ઠુરતાને પીગળાવી રસમય તથા આર્દ્ર બનાવી દે છે અતિ પ્રાચીન કાળથીજ આર્યપ્રજાએ સમગ્ર જગતને મનુષ્યજીવનનું રહસ્ય સમજાવવા આમન્ત્રણ કર્યું છે પાશ્ચાત્ય પ્રજા તો એજ યત્ન કરે છે કે સર્વથી અધિક ધનસંપત્તિ મનુષ્ય કેવી રીતે મેળવી શકે? ઐહિક ધન-સંપત્તિજ તેમના જીવનનું મહાન લક્ષ્ય છે, તે કેમ વધારે મેળવવું એજ તેમનું જીવનસૂત્ર છે, ત્યારે હિન્દુજાતિ એવોજ યત્ન કરી રહી છે કે કેટલા અલ્પ સાધન ઉપર મનુષ્ય રહી શકે? કેવી રીતે વધારેમાં વધારે ત્યાગ થઇ શકે, એજ તેમનું જીવનસૂત્ર છે પૂર્વ અને પશ્ચિમની બન્ને પ્રજાઓમાં વ્યાપી રહેલો આ વિરોધ અને મતભેદ હજી પણ કેટલાંક શતકસુધી ચાલ્યાજ કરશે, પરન્તુ ઇતિહાસમાં કઇ પણ સત્ય હોય, વર્તમાન સ્થિતિના ચિન્હો અને લક્ષણો ઉપરથી ભવિષ્યનું અનુમાન કરવાની પદ્ધતિમાં કઇ પણ સત્ય હોય તો ભવિષ્યમાં જણાશે કે, જે પ્રજા થોડામાં થોડા સાધનથી પોતાનો નિર્વાહ કરી શકે છે, અને પોતાની વાસનાઓ તેમજ ઇચ્છાઓ ઉપર અંકુશ રાખી આત્મસંયમ પાળવાનો યત્ન કરે છે, તેજ આખરે જીવનસંગ્રામમાં વિજય મેળવશે જેઓ વિષયસુખ,મોજ-મજા અને ઇંદ્રિયોના વિલાસમાંજ સદા રચીપચી રહ્યા છે, અને મૃગજળ જેવાં ભાસમાત્ર ક્ષણિક સંસારના મિથ્યા સુખોની પાછળ મોહાંધ બનીને દોડાદોડી કરી રહ્યા છે, તેઓ ગમે તેવા બળવાન, તેજસ્વી અને સાહસિક જણાતા હશે તોપણ પરિણામે નષ્ટ થશે

મનુષ્યના જીવનમાં તેમજ પ્રજાઓના જીવનમાં પણ કેટલીક વાર એવા પ્રસંગો આવે છે કે જ્યારે સમગ્ર જગત ઉપર કંટાળો ઉપજે છે, સાંસારિક સ્થિતિ ઉપર ધિક્કાર છૂટે છે, તેમજ કોઇ વખત તો એ અભાવ અને વૈરાગ્ય ભયંકર રીતે પ્રબલ થઇ પડે છે સંસાર તરફનો એવો વિરાગભાવ પાશ્ચાત્ય જગત ઉપર ભરતીના મોજાની પેઠે પોતાની પ્રબળ છોળો ઉછાળવા લાગ્યો હોય એમ જણાય છે એ પ્રજામાં પણ થોડા મહાન પુરૂષો અને દૂરદર્શી વિચારકો ઉત્પન્ન થયા છે, અને તેઓ પણ સમજવા લાગ્યા છે કે આ સંસારમાં કાંચન અને કામિનીના મૃગજલની પાછળ સરતના ઘોડાની પેઠે દિનરાત દોડાદોડી કરવાથી કંઇપણ દહાડો વળે તેમ નથી, આત્માની તીવ્ર આધ્યાત્મિક તૃષાને ક્ષણિક જગતના જડ સાધનોવડે પરિતૃપ્ત કરી શકાય તેમ નથી, કેમકે અસાર સંસારના સઘળા સાધનો પણ છેકજ સારહીન, મિથ્યા અને મૃગજળ જેવા માત્ર ભાસરૂપ છે, એથી કદિ પણ

આત્માને તૃપ્તિ મળવાની નથી તેમાના ઘણા સુશિક્ષિત અને સસ્કારી સ્ત્રી પુરૂષો પોતાના સમાજની વ્યાપારી સુધારણાની સ્પર્ધા, પ્રાણુતોડ ઝઘડા અને ક્રૂર પશુભાવ જેવા દુર્ગુણોથી ત્રાસી ભયભીત બની રહ્યા છે, અને એ સ્વાર્થદગ્ધ, શુષ્ક વ્યવહાર કરતા કોઇ બીજી ઉન્નત, ઉદાર અને સાત્વિક વસ્તુ પ્રાપ્ત કરવાની આશાથી આતુર બની રહ્યા છે ત્યા એક એવો વર્ગ પણ છે કે જે રાજનૈતિક અને સામાજિક પરિવર્તનનેજ યૂરોપની સઘળી ખરાબી અને અશુભ ભાવનાના રામબાણ ઉપાયરૂપે સમજી તેમનેજ વળગી રહે છે, પરન્તુ મહાન વિચારક પુરૂષોના હૃદયમા તો કઇક બીજાજ આદર્શો વિકાસ પામવા લાગ્યા છે તેઓ સમજી શકયા છે કે ગમે તેટલુ રાજનૈતિક અથવા સામાજિક પરિવર્તન કરવામા આવે, તોપણ એથી માનવજીવનના દુખો અને વિઘ્નોનુ કદિ પણ નિવારણ થઇ શકે તેમ નથી માત્ર હૃદયને ઉદાર બનાવી આધ્યાત્મિક ઉન્નતિ સાધવાથીજ આ ક્લેશાગાર સસારના અપાર દુખ-પરિવારનો સર્વથા નિસ્તાર થઇ જશે એ સિવાય સાસારિક દુખોને દૂર કરવાનો બીજો કોઇ ઉપાયજ નથી ગમે તેટલુ બળ અજમાવવાથી, રાજકીય સત્તાનો ઉપયોગ કરવાથી અને સખ્તમાં સખ્ત કાયદાઓના બધારણથી કોઇ પણ પ્રજાની સ્થિતિનુ પરિવર્તન કરી શકાશે નહિ, પણ આધ્યાત્મિક શિક્ષણ અને નૈતિક કેળવણીના પ્રભાવથીજ પ્રજાની નિકૃષ્ટ પ્રવૃત્તિ અને અધોગામી ગતિનુ પરિવર્તન કરી તેમને સન્માર્ગમા વાળી શકાય છે પાશ્ચાત્ય વિદ્વાનોમા આવી સમજણ આવવા લાગી છે, એથીજ તેમાનો મોટો ભાગ નવીન વિચારો અને દર્શનશાસ્ત્રોને માટે બહુ આતુર બની રહ્યો છે આજસુધી તેઓ જે ધર્મને માનતા આવ્યા છે તે ખ્રિસ્તીધર્મ કેટલીક બાબતોમાં સુન્દર હોવા છતા તે બરાબર સમજી શકાતો નથી, અને તેનો જેટલો મર્મ સમજાયો છે તે સતોષકારક જણાતો નથી, તેમા ઘણે ઠેકાણે અપૂર્ણતા અને અસબદ્ધપણુ જણાય છે આવી પરિસ્થિતિમા મારા જાતિપરિચયથી મે જોયુ છે કે પશ્ચિમના કેટલાક વિચારવાન મનુષ્યો આપણા પ્રાચીન દર્શનશાસ્ત્રોમાં, વિશેષ કરીને વેદાન્તના સિદ્ધાતોમાં આજસુધી તેઓ જે અમૂલ્ય વસ્તુને શોધતા હતા અને જે આધ્યાત્મિક ખાનપાનની ક્ષુધા-તૃષાથી તેઓ પીડાઇ રહ્યા હતા, એજ જ્ઞાનપ્રચાર અને વિચારપ્રવાહ વહેતો તેમને મળી આવ્યો છે ઉદાર વેદાન્તસિદ્ધાતોથી તેમના હૃદય અને આત્માની સપૂર્ણ પરિતૃપ્તિ થાય એમા કઇ આશ્ચર્ય નથી.

આ જગતમા જેટલા ધર્મો છે તેમાંના પ્રત્યેક ધર્મ અથવા સપ્રદાયની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માટે તેમના અનુયાયીઓ તરફથી જે વિવિધ પ્રકારની યુક્તિઓ લડાવવામા આવે છે, અને પોતાનો આશ્ચર્યકારક દાવો તેઓ આગળ ધરે છે, તેમાની અનેક વાતો ઠામ ઠામ મારા સાભળવામા આવી છે. થોડાજ સમય અગાઉ મારા

એક વિદ્વાન મિત્ર બેરોજે ખ્રિસ્તીધર્મને સમગ્ર જગતના સામાન્ય ધર્મ તરીકે પ્રચલિત કરવાનો અને તેનેજ સર્વથી ઉત્તમ સમજવાનો દાવો આગળ ધર્યો હતો. એ તમે સાભળ્યું અથવા વાચ્યુ હશે ! હવે અહી સમગ્ર વિશ્વનો વાસ્તવિક રીતે કયો સામાન્ય ધર્મ થઇ શકે તેમ છે, એ બાબતનો થોડો વિચાર કરીએ. મારો અભિપ્રાય છે કે જો કોઇ પણ ધર્મ જગતની સઘળી પ્રજાઓને માટે સપૂર્ણ યોગ્યતાવાળો અને સર્વાશે હિતકર હોય, તો તે એક માત્ર આર્યોનો વેદાન્તધર્મજ છે આ સામાન્ય ધર્મના સર્વવ્યાપી સિહાસન ઉપર પૃથ્વીના બીજા કોઇ અનુદાર અને સકીર્ણ મત–પન્થને પગ મૂકવાનો અધિકારજ નથી મારી આ ધારણાના હુ તમને કેટલાક કારણો કહી બતાવુ છુ આપણા ધર્મ સિવાય જગતના બીજા બધા મુખ્ય ધર્મો પોતાના મુખ્ય ધર્મપ્રવર્તક અથવા વિશેષ ધર્મસ્થાપકોના જીવન સાથે ગાઢ સબધ ધરાવે છે એવા ધર્મોના સિદ્ધાતો, શિક્ષણ, અનુષ્ઠાન, પદ્ધતિ, આચાર–વિચાર અને તેમનુ નૈતિક ધોરણ પણ તે તે ધર્મના સસ્થાપક વ્યક્તિવિશેષ મહાપુરૂષના જીવન સાથે અચ્છેદ્ય સબધ ધરાવે છે એ ધર્મસ્થાપકનુ વાક્ય હોય તોજ તે પ્રમાણરૂપ ગણાય છે, સત્ય ગણાય છે, અને લોકોમા તેનો પ્રભાવ પડે છે એ સ્થાપકના વચનમાંજ ઇશ્વરીવાણી અથવા માત્રિક શક્તિ જેટલી મહત્તા તેના અનુયાયીઓ માને છે. વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે તે ધર્મોના પ્રવર્તક અથવા સસ્થાપકના જીવનવૃત્ત અને ઐતિહાસિક પ્રમાણો ઉપરજ તે ધર્મના સઘળા સિદ્ધાતસૂત્રો આધાર રાખે છે સ્થાપકના જીવનના પ્રસગો અને તેના વચનોજ તે ધર્મના મુખ્ય પાયારૂપ છે એ સ્થાપકના જીવનવૃત્તનો કોઇ ઐતિહાસિક ભાગ અથવા કોઇ પ્રસગ જો મિથ્યા ઠરે તો એ ધર્મની ભવ્ય ઇમારત છેક તેના મૂળમાથી તૂટી પડે એમ હોય છે ! ધર્મના કહેવાતા એવા સ્થાપકોના સબધમા આજકાલ ચાલી રહેલા ઇતિહાસ–સશોધન અને વિજ્ઞાન–વિકાસને પરિણામે ઘણા પ્રસગો અસભવિત અથવા મિથ્યા જણાયા છે ! આપણે જાણીએ છીએ કે તેમના અદ્દભુત મનાતા જીવનની લગભગ અર્ધી ઘટનાઓને તો કલ્પિત સમજીને લોકો તેમા બિલ્કુલ વિશ્વાસ કરતા નથી, અને બાકી રહેલા અર્ધા ભાગ ઉપર તેઓ વિશેષ શકની નજરે જુએ છે એથી પરિણામે તેમના કહેવાતા ઐતિહાસિક પ્રમાણોની ભવ્ય શૃખલાનુ સપૂર્ણ ઉચ્છેદન થઇ જાય છે, અને તેમના પુનરુદ્ધારનો કશો સભવ રહેતો નથી, અર્થાત્ લોકોમા દઢ વિશ્વાસ સ્થાપિત કરવા જેવુ બળ એ સપ્રદાયોને કદિ પણ પ્રાપ્ત થતું નથી એથીજ અનેક સુધરેલા દેશોમાં અશ્રદ્ધા, જડવાદ અને નાસ્તિકતા ઉત્તરોત્તર વધતાં જાય છે માત્ર એક ભારતના વેદાન્તધર્મ સિવાયના જગતના મહાન સપ્રદાયોમાંનો પ્રત્યેક મત આવી જ રીતે સ્થાપક અથવા તો પ્રચારકના ઐતિહાસિક જીવન ઉપરજ ચાલુ થયો

છે આપણો ધર્મ કોઇ પણ વ્યક્તિના વિચાર કે જીવન સાથે સબંધ ન રાખતાં પ્રકૃતિના મહાન સત્યો અને આત્માના દિવ્ય સિદ્ધાંતો ઉપરજ રચાયો છે કોઇ સ્ત્રી કે પુરૂષ વેદના પ્રણેતા હોવાનો દાવો કરી શકે તેમ નથી અનાદિ અનંત વેદો કોઇ પણ વ્યક્તિના વિચારો અથવા વચનો નથી, પરન્તુ તેઓ જીવાત્મા-પરમાત્માનું સ્વરૂપ દર્શાવનારા સનાતન તત્ત્વસિદ્ધાંતોના અતૂટ વજ્રમય તારોથીજ ગુંથાએલા છે એ નિયમો અને એ સિદ્ધાંતો અનાદિ સૃષ્ટિની સાથે અનાદિ કાળથી પ્રચલિત છે ઋષિઓ તો માત્ર તેમના દ્રષ્ટા એટલે તેમને શોધીને અને તેનો સાક્ષાત્કાર કરીને માનવસમાજને એ મહાન સિદ્ધાંતોનું લ્હાણું પીરસનારા છે વૈદિક ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે એ ઋષિગણના નામોનો ઉલ્લેખ આવે છે, પરન્તુ તે ફક્ત નામ માત્રજ તેઓ કોણ હતા? શું કરતા? વગેરે તેમના જીવનનો કશો પણ પ્રસંગ આપણે જાણતા નથી. અનેક સ્થળે તેમના પિતા અથવા પરિવારનું નામ પણ આપણા જાણવામાં આવતું નથી, તેમજ તેમના જન્મના સમય અને સ્થળ પણ જાણવામાં આવતા નથી વાસ્તવિક રીતે એ કર્તવ્યપરાયણ ઉદાર ઋષિઓને પોતાના નામ-ઠામની પરવા પણ ક્યાં હતી? પોતાના ગુણાનુવાદ ગવરાવવાની કે પૃથ્વીમાં પૂજાવાની તેમની વાસના નહોતી તેઓ તો માત્ર સત્ય સિદ્ધાંતોના પ્રચારક હતા, એટલુંજ નહિ પણ પોતાના જીવનમાં અને વર્તનમાં પણ એજ સિદ્ધાંતોનું મર્યાદા પાલન કરી જગતને પોતાનું દૃષ્ટાંત બતાવી પવિત્ર આદર્શ જીવન ગાળી ગયા છે

વળી એ પણ વિચારવા જેવું છે કે આપણા ધર્મમાં ઇશ્વરની ભાવનાને સાકાર તેમજ નિરાકાર બન્ને રૂપે સ્વીકારવામાં આવી છે, તેમ આપણા ધર્મનાં અંગ પ્રત્યંગો પણ છેકજ નિર્ગુણ અને ત્રિકાલાબાધિત સત્ સિદ્ધાંતોના સાહિત્યમાંથીજ યોજવામાં આવ્યાં છે, અર્થાત્ કોઇપણ વ્યક્તિવિશેષના જીવન કે વચન ઉપર આપણા ઉદાર સનાતન ધર્મનો લેશ પણ આધાર નથી છતાં પણ એજ ધર્મક્ષેત્રમાં અનંત અવતારો અને મહાપુરૂષોનું યોગ્ય સ્થાન નજરે પડે છે એ મહાત્મા અને દિવ્ય પુરૂષોનું અદ્‌ભુત લીલાક્ષેત્ર એજ સનાતન ધર્મ છે, કેમકે આપણા ધર્મમાં જેટલા અવતારો, મહાપુરૂષો, ઋષિ-મુનિઓ અને સિદ્ધાંતસ્થાપકો દૃષ્ટિગોચર થાય છે એટલા બીજા કયા ધર્મમાં મળી શકે તેમ છે? એટલુંજ નહિ, પણ વર્તમાન સમયમાં તેમજ અગોચર રહેલા ભવિષ્યના ગર્ભમાં પણ એવા કેટલા બધા મહાપુરૂષો અને અવતારોને સ્થાન મળવાનું છે તેની કંઇ ગણનાજ થઇ શકે તેમ નથી ઉદાર વિચારનો કેવો વિશાળ ધર્મ ! જે કોઇ મહાત્મા આ મહીતલમાં પ્રકટ થઇને વેદ-વેદાન્તના પવિત્ર સિદ્ધાંતોને સ્પષ્ટ સમજાવી શકે, તેનાં ઉંડા રહસ્યોને ઉકેલી શકે અને તેના દિવ્ય પ્રકાશનો પોતાના વર્તન તેમજ પ્રજાના

જીવનમા વિકાસ કરી શકે, તે સર્વનો ભારતના મહાપુરૂષોમા સમાવેશ થાય છે સ્વય શ્રીકૃષ્ણના મુખથી નિર્ગત થએલી ભગવદ્‌ગીતારૂપી વેદવાણીમા તેમજ શ્રીકૃષ્ણ ચરિતામૃતરૂપ ભાગવતમાં સ્પષ્ટ દર્શાવ્યુ છે કે, "અવતારો અસખ્ય છે*" આ રીતે વર્તમાન કે ભવિષ્યમાં જેટલા અવતાર અને મહાપુરૂષોની તમને આવશ્યકતા જણાય, તે સર્વને માટે ભારતના સનાતન ધર્મમા સપૂર્ણ સ્થાન છે એજ હેતુથી ભારતના ધાર્મિક ઇતિહાસમા જે અવતારો અને મહાપુરૂષોના વૃત્તાંત આપેલાં છે, તેમાનો કોઇ પ્રસગ ઇતિહાસના પ્રમાણથી સિદ્ધ ન થઇ શકે તોપણ આપણા ધર્મને એક બિન્દુમાત્ર પણ આઘાત લાગી શકે તેમ નથી તેના ગૌરવની લેશ પણ હાનિ કે ન્યૂનતા થાય તેમ નથી એ તો પહેલાંના જેવોજ અચળ અને દૃઢ રહેશે, કારણ કે તેનુ બધારણ માત્ર તત્ત્વસિદ્ધાંતો ઉપરજ થયુ છે, અમુક વ્યક્તિ કે દેહધારી મનુષ્યો ઉપર નથી થયુ જગતની સર્વ પ્રજાને એક અમુકજ વ્યક્તિના વિચાર અને વચનને અનુસરવાની બળાત્કારે ફરજ પાડવી અથવા કોઇ અમુક શરીરધારીને માનવાનો સર્વ લોકોને આદેશ કરવો તે વ્યર્થ છે એવા પ્રયત્નોનુ કશુ પણ સારૂ ફળ આવતુ નથી વાસ્તવિક રીતે જોતા બધાની બુદ્ધિમા ઉતરી શકે એવા વિશ્વવ્યાપી શાશ્વત સિદ્ધાતો અને સત્યોને સ્વીકારવાનુ અને સર્વ મનુષ્યો ઉપર તેમનો પ્રભાવ પાડવાનુ કાર્ય અતિ કઠિન અને અસાધ્ય જેવુ છે, ત્યારે વ્યક્તિવિશેષના વિચાર કે વચનોની તો વાતજ શી કરવી ? કદાચ ભવિષ્યમા એવો શુભ દિવસ આવે કે જ્યારે માનવજાતિના મોટા ભાગને એકજ પ્રકારના ધાર્મિક વિચારો સ્વીકારવાનો સભવ જણાય તો તેનો કંઇક આધાર સત્ય સિદ્ધાંતોના બલ ઉપર રહે છે, પરન્તુ અમુક વ્યક્તિ કે મનુષ્યોના જીવન અથવા વચનના પાયા ઉપર લોકોનો એકમત કદિ પણ બની શકે તેમ નથી, છતા પણ મે તમને ઉપર કહ્યુ તે પ્રમાણે અમુક અવતાર કે મહાત્માના પ્રભાવ તેમજ પ્રમાણનો આપણા ધર્મમા સપૂર્ણ રીતે સ્વીકાર કરી શકાય તેમ છે

ઇષ્ટનિષ્ઠારૂપ જે અપૂર્વ મત આપણા ભારતવર્ષમા પ્રચલિત છે, તેને યોગે એ બધા અવતારોમાંથી ઇચ્છાનુસાર આદર્શ પસદ કરવાની તમને સપૂર્ણ સ્વત ત્રતા આપવામા આવી છે જે કોઈ અવતાર કે મહાપુરૂષના ઉપર તમને ભાવ હોય તેને તમારા આદર્શ અને ઉપાસ્ય દેવરૂપે ગ્રહણ કરવામાં કશો બાધ નથી વળી જે ઇષ્ટ દેવતા અથવા અવતારને તમારી માન્યતા અનુસાર તમે શ્રેષ્ઠ સમજતા હો તેને સર્વ મહાત્મા અને સર્વ અવતારો કરતા સર્વોત્તમ સમજીને તમે તેની પૂજાઉપાસના કરો તેમા કોઇને કશી આપત્તિ નથી, પરન્તુ ધર્મના મુખ્ય આધારરૂપ જે સનાતન તત્ત્વસિદ્ધાતો વેદમા દર્શાવેલા છે, તેનેજ તમારે દૃઢતાથી

* "अवतारा ह्यसंख्येयाः" ભાગવત.

વળગી રહેવુ જોઇએ, તેનેજ તમારા ધર્મના પાયારૂપ સમજી સંપૂર્ણ ભાવપૂર્વક સ્વીકારવા જોઇએ અહી એક આશ્ચર્યકારક સત્ય એ દષ્ટિગોચર થાય છે કે આપણા અવતારોનુ સામર્થ્ય–તેમનુ જીવન જેટલે અંશે વૈદિક સિદ્ધાતોના ઉદાહરણરૂપે બની રહેલુ હોય, તેટલેજ અંશે આપણે પ્રમાણરૂપ માનીએ છીએ શ્રીકૃષ્ણ ભગવાનનુ ગૌરવ એજ હેતુથી સર્વથી વિશેષ છે, કેમકે તેઓ આપણા સનાતન ધર્મના સર્વોત્તમ ઉપદેશક અને સાત્વિક સત્ય સિદ્ધાંતોનો વિશ્વમાં પ્રચાર કરનારા, પોતાના દિવ્ય જીવનના પ્રત્યેક અંશમાં એ સિદ્ધાંતોનો સાક્ષાત્કાર કરાવનારા અને ભારતમાં પ્રકટ થએલા વેદાન્તસિદ્ધાતો ઉપર અતિ મનોરમ્ય અને સુદર વ્યાખ્યા કરનારા હતા

સમગ્ર જગતનુ ધ્યાન ખેંચે એવો વેદાન્તનો બીજો પ્રબળ દાવો એ છે કે, જગતના બધા ધર્મગ્રન્થોમાં વૈદિક ધર્મગ્રન્થોજ માત્ર એવા છે કે, તેના યથાર્થ શિક્ષણ અને ઉત્તમ ઉપદેશની તેમજ એ ધર્મવિચારો અને તત્ત્વસિદ્ધાતોની, આજની શાસ્ત્રીય શોધો તેમજ વિજ્ઞાનના વિકાસથી બાહ્ય પ્રકૃતિના ગુણસ્વભાવરૂપે જે જે પરિણામો પ્રાપ્ત થયાં છે, તેની સાથે સંપૂર્ણ સમાનતા જોવામાં આવે છે શાસ્ત્રીય નવીન શોધો તેમજ વિજ્ઞાનના નવીન નિયમરૂપે જે જે પ્રાકૃતિક સિદ્ધાતો સભ્ય જગતના જાણવામા આવતા જાય છે, તે બધા વૈદિક ધર્મના સિદ્ધાતોને બરાબર બંધબેસતા થઇ પડે છે હજારો વર્ષ પૂર્વેના ઋષિ–મુનિઓના સિદ્ધાતો અને છેક ગઇ કાલે મળી આવેલા વૈજ્ઞાનિક સત્યો વચ્ચે કશો પણ વિરોધ કે તફાવત નથી દૂર દૂરના અતિ પ્રાચીન કાલમા બે જુદી જુદી જાતિઓ એકજ પ્રકારની આકૃતિ, એકજ રક્તસબંધ, એકજ પ્રકારના વિચારો અને લાગણી સહિત જુદે જુદે માર્ગે મહાન તત્ત્વોની શોધને માટે આગળ વધી હતી એ બે જાતિમાની એક આપણી પ્રાચીન હિન્દુજાતિ અને બીજી ગ્રીકજાતિ હતી પ્રાચીન હિન્દુહૃદય આન્તરિક જગતના નિયમો તેમજ સિદ્ધાંતોનુ પૃથક્કરણ કરતુ પોતાના કાર્યમાં આગળ વધ્યુ, ત્યારે પ્રાચીન ગ્રીકહૃદય દૂર દૂરના પરમ લક્ષની શોધમાટે બાહ્ય જગત અને તેના નિયમોનુ પૃથક્કરણ કરવા લાગ્યુ તેમના એ પૃથક્કરણના ઇતિહાસની જુદી જુદી અવસ્થાઓનો અભ્યાસ કરવામા આવે તો એ બન્ને ભિન્ન ભિન્ન પ્રકારની વિચારપ્રણાલિનો એ પરમ લક્ષમાટે એકજ પ્રકારનો પ્રતિધ્વનિ શ્રવણગોચર થાય છે એ ઉપરાત અર્વાચીન વિજ્ઞાન અને રસાયનવિદ્યાની જે જે નવી શોધો થાય છે, અને તેને લીધે જે નવા નિયમો અને સિદ્ધાતો બંધાય છે, તે બધા આજથી હજારો વર્ષ પૂર્વે વૈદિક યુગમા બંધાએલા સિદ્ધાંતોનીજ પ્રતિછાયારૂપ જણાય છે માત્ર વિજ્ઞાનાદિ આધુનિક શાસ્ત્રોમા એ સિદ્ધાતોને આધિભૌતિક શક્તિરૂપે સમજાવવામા આવે છે, ત્યારે વેદાન્ત એ સર્વના અધિષ્ઠાનરૂપે એક માત્ર

આધ્યાત્મિક શક્તિનેજ કારણરૂપે દર્શાવે છે. એ પરથી સ્પષ્ટ સમજાય છે કે આધુનિક જડવાદના શાસ્ત્રીય સિદ્ધાંતો માત્ર આર્યો અથવા સ્પષ્ટ કહીએ તો વેદાન્તી જનોજ પોતાના ધાર્મિક વિચારો સાથે સંગતિ તથા સમાનતાવાળા સિદ્ધાંતો તરીકે સ્વીકારી શકે છે. વળી એ પણ સ્પષ્ટ દેખાય છે કે વર્તમાન જડવાદ પોતે શોધી કહાડેલા સિદ્ધાંતોનો લેશમાત્ર પણ ત્યાગ કર્યા વિના વેદાન્તના સત્ય સિદ્ધાંતોને ગ્રહણ કરે, તો આધ્યાત્મિક ક્ષેત્રમાં કશી પણ તાણતોડ કર્યાવિના અનાયાસે તે પ્રવેશ કરી શકે તેમ છે, તે મને સ્પષ્ટ દેખાયા વગર રહેતું નથી

આધુનિક પાશ્ચાત્ય પ્રજાના હૃદય ઉપર આ પ્રકારે સત્ય વિચારનો અર્થાત્ વેદાન્તના અદ્ભુત યુક્તિપૂર્ણ વિચારોનો આ બીજો એક મજબૂત દાવો છે પાશ્ચાત્ય દેશના અનેક પ્રતિષ્ઠિત અને પ્રમાણરૂપ ગણાતા વિજ્ઞાનવાદી પુરૂષોએ મને પોતાને જણાવ્યું છે કે વેદાન્તના સિદ્ધાંતો આ તર્કપ્રધાન યુગમાં પણ અપૂર્વ વિજ્ઞાનની કસોટીથી સિદ્ધ થઇ શકે તેવા અને યુક્તિ તેમજ વિચારવાદને આશ્ચર્યકારક રીતે અનુકૂળ રહેનારા છે! તેમાંના એક મહાન વિદ્વાન વિજ્ઞાનવાદી સાથે મારો ગાઢ પરિચય છે એ પુરૂષ પોતાની વૈજ્ઞાનિક પ્રવૃત્તિમાં અને કામકાજની ધમાલમાં એટલો બધો મચી રહેલો છે કે, તેને પોતાની પ્રયોગશાળામાંથી બહાર નીકળવાનો અથવા શાન્તિથી ભોજન લેવાનો પણ અવકાશ મળતો નથી છતાં પણ તે ભાવ અને ઉત્સાહપૂર્વક કલાકના કલાકોસુધી મારાં વેદાન્તના વ્યાખ્યાનો બરાબર લક્ષથી સાંભળવાને હમેશ નિયમસર હાજર થતો તેની એટલી બધી આતુરતાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે, "વેદાન્તના સિદ્ધાંતો વિજ્ઞાન અને શાસ્ત્રીય શોધ–ખોળની સાથે એટલા બધા મળતા આવે છે કે, વર્તમાન યુગના અભાવને અને અપૂર્ણતાને પણ એ વિચારો સુન્દર રીતે પૂર્ણ કરી દે છે! હાલનું વિજ્ઞાન અને શાસ્ત્રીય શોધો તો એ વેદાન્ત–વિચાર આગળ અપૂર્ણજ જણાય છે આધુનિક વિજ્ઞાન ક્રમે ક્રમે જે નવા સિદ્ધાંતો સ્થાપન કરતું જાય છે, તે બધાની સાથે વેદાન્તની એટલી બધી સમાનતા છે કે મારૂં હૃદય તેના પ્રભાવ તરફ મંત્રમુગ્ધ બનીને પ્રબળ વેગે આકર્ષાયા વગર રહેતું નથી"

ધાર્મિક અને વૈજ્ઞાનિક વિચારોની તુલના કરી જોવાથી વિજ્ઞાનની દૃષ્ટિએ જે મુખ્ય બે સિદ્ધાંતો મને પ્રાપ્ત થયા છે, તેના તરફ આપનું લક્ષ ખેંચવાની મારી ઇચ્છા છે તેમાંનો પ્રથમ સિદ્ધાંત એ છે કે, જગતના સઘળા ધર્મોમાં એકસરખાંજ સત્યો સમાએલાં છે દેશ, કાળ, સ્થિતિને ભેદે ઉપજેલા માત્ર બાહ્યાચારના કિંચિત્ ફેરફાર સિવાય બધા ધર્મોમાં એકજ પ્રકારના ભાવ અને એકજ પ્રકારના સત્યોનો ઉપદેશ આપવામાં આવ્યો છે બીજો સિદ્ધાંત એ સમજાયો છે કે બહારની દૃષ્ટિએ જગતની સઘળી વસ્તુ જુદી જુદી જણાય છે, પરંતુ ધર્મ તેમજ વિજ્ઞાનની દૃષ્ટિએ

તો એ બધી એકજ વસ્તુના વિકાસરૂપજ છે બાબિલોનિયન તેમજ યાહુદી લોકોના ધાર્મિક ઇતિહાસનુ અવલોકન કરવાથી એક મહત્ત્વનો ધાર્મિક ચમત્કાર નજરે પડે છે. એ ઇતિહાસમા આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે, એ પ્રજાઓમાંથી અનેક જુદી જુદી શાખાઓ તેમજ પેટાભાગો ઉત્પન્ન થયા હતા તેમાંની દરેક શાખા અથવા વિભાગને ખાસ પોતાનો જુદો ઈશ્વર છે, તેમજ એ જુદી જુદી નાની શાખારૂપ જાતિઓના નાના નાના દેવતાઓ છે,પરન્તુ એ દેવતાઓના નામ ઘણી ખરી શાખાઓમાં સામાન્ય અથવા એકસરખાજ મળી આવે છે. બાબિલોનિયન જાતિના સઘળા દેવતાઓનુ સામાન્ય નામ 'બાલ' છે, અને તે બધા 'બાલો' મા 'બાલમૅરોડૅક' દેવતા મુખ્ય છે કાળક્રમે એ બધી શાખાઓ અને પેટાજાતિઓ-માની એકાદ શાખા બહુજ બળવાન થઇને બીજી શાખાઓ ઉપર વિજય મેળવી પોતે જીતેલી બધી જાતિઓને પોતાના વર્ગમા મેળવી દે છે, અને તેનુ સ્વાભાવિક પરિણામ એ આવે છે કે, વિજય મેળવનારી જાતિનો મુખ્ય દેવતા એવી એકઠી મળેલી બધી શાખાઓ અને પેટાજાતિઓના દેવતાઓનુ શિરસ્થાન પ્રાપ્ત કરે છે, અને તે બધી જુદી જુદી શાખાઓના જુદા જુદા 'બાલ' દેવતાઓ વિજેતા જાતિના મુખ્ય દેવતા કરતા ઉતરતા દરજ્જાના ગણાય છે સેમેટિક જાતિ જેને પોતાના એકેશ્વરવાદના ગૌરવરૂપ દેવતા માને છે તેની ઉત્પત્તિ પણ આવી રીતેજ થઇ છે અનેક દેવતાઓની માન્યતામાથી તેમનો એકેશ્વરવાદ ઉદ્ભવ પામ્યો છે એવીજ રીતે યાહુદી જાતિના અનેક દેવતાઓનુ સામાન્ય નામ 'મોલૉક' છે એ યાહુદીઓની ઇઝરાયેલના નામથી ઓળખાતી એક શાખાના દેવતાનુ નામ 'મોલૉક યહોવાહ' અથવા 'મોલૉક યાવા' છે એ ઇઝરાયેલ જાતિએ વખત જતા બળવાન બની યાહુદી જાતિની અનેક શાખાઓ ઉપર વિજય મેળવ્યો હતો. જીતાએલી યાહુદી જાતિઓના મોલૉક દેવતાનો તેમણે પ્રાય નાશ કર્યો હતો અને પોતાના 'મોલૉક યાવા' ને બીજા બધા મોલૉક દેવતાઓ કરતાં શ્રેષ્ઠ અને મુખ્ય મોલૉક તરીકે જાહેર કર્યો હતો આ પ્રકારની ધાર્મિક જીત મેળવવામાટે ધર્મને નામે શરૂ થએલા યુદ્ધમા માનવજાતિનુ કેટલુ બધુ લોહી વૃથા વહેવડાવવામા આવ્યુ છે, કેટલો બધો જુલમ અને ત્રાસ ગુજારવામાં આવ્યો છે, અને ભયંકર પશુઓના જેવી બધી ક્રૂરતા અને નિર્દયતાથી પોતાની જાતિ પ્રત્યે વર્તવામા આવ્યુ છે, એ બધુ તમારામાના ઘણા શ્રોતાઓ સારી રીતે જાણે છે ત્યારપછીના સમયમા બાબિલોનિયાની પ્રજા જ્યારે બળવાન થઇ ત્યારે એ મોલૉક યહોવાની શ્રેષ્ઠતાનો લોપ કરવામાટે તેણે અનેક યત્નો કર્યા હતા, પરન્તુ એ પ્રયત્નોમા બાબિલોનિયનો સફળ નિવડ્યા નહોતા

મને લાગે છે કે પ્રાચીન કાળે ધર્મક્ષેત્રમા પોતાની મહત્તા અને પોતાના

દેવતાઓની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાના પ્રયત્નો ભારતના સીમાંત પ્રદેશોમા પણ અનેક જુદી જુદી જાતિઓએ કર્યા હોવા જોઇએ, તેમજ આર્યપ્રજાની જુદી જુદી શાખા અને પેટાજાતિઓ વચ્ચે પોતપોતાની જાતિના ખાસ દેવતાઓની મહત્તા સ્થાપન કરવામાટે પરસ્પર વિરોધ અને કલહ પણ થયો હોવો જોઇએ, પરન્તુ ભારતનો ઇતિહાસ યાહુદીઓના ઇતિહાસ કરતા જુદેજ પ્રકારે લખાવાને નિર્માણ થયો હતો, ભારતના ઇતિહાસનુ ભાવી રક્તપાતથી કલંકિત ન થતા બધાને આદર કરનારૂં, સાત્વિક અને સમભાવવાળુ થવાનુ હતું ભારતના ભાગ્યવિધાતાએ જાણે બીજા દેશો અને પ્રજાઓ કરતાં એને ખાસ ઉદાર ધર્મક્ષેત્ર તેમજ પરધર્મ પ્રત્યે દ્વેષરહિત અને સહનશીલ બનાવવાનો સંકલ્પ કર્યો હોય તેમ આધ્યાત્મિક વિચારોનુ ધર્મસાધનાપ્રધાન, વિરોધ-વિસંવાદ વગરનુ પવિત્ર તીર્થક્ષેત્ર બનાવ્યુ છે એજ કારણથી જુદી જુદી જાતિ અને તેમના દેવતાઓને માટે થતા યુદ્ધ-વિગ્રહો અને કલહ-કંકાસ અહીં લાંબો વખત ટકી શક્યા નહિ એજ હેતુથી ઇતિહાસના પ્રદેશથી બહાર આવેલા દૂર દૂરના પ્રાચીન યુગમા કે જ્યા અન્ય દેશોની કિંવદન્તી અથવા દંતકથાઓ પણ દૃષ્ટિપાત કરી શકતી નથી, એવા મહાપુરાતન સમયમાં એક ઉદાર ઋષિમહાત્માનો જન્મ થયો તેમણે ભારતના સમગ્ર ધાર્મિક જગતને વેદવાણીના દિવ્ય ઘંટાનાદથી જાહેર કર્યું કે, "**एकं सद्विप्रा बहुधा वदन्ति** । સત્ય એકજ છે પરમાત્મશક્તિ એકજ છે બધા ધર્મના ભિન્ન ભિન્ન જણાતા સિદ્ધાતો પરસ્પર સમાનભાવવાળા છે અને તેમનામાં કશો પણ ભેદ કે વિરોધ-વાંધો નથી સ્થિતિભેદે વિદ્વાન પુરૂષો એકજ સત્યને જુદે જુદે રૂપે અને જુદા જુદા શબ્દોમા વર્ણવે છે, પરંતુ એવી રીતે શબ્દો કે વર્ણનશૈલી જુદી હોવાથી કંઇ સત્યમા અનેકપણુ, ભેદબુદ્ધિ કે વિરોધ ઉદ્ભવી શકતો નથી" આ સિદ્ધાત સર્વ ઉદાર અને સભ્ય સિદ્ધાંતોનો શિરોમણિ છે, અને તે ભારતના સાત્વિક, પવિત્ર તેમજ ઉદાર હૃદયનો પ્રબળ પૂરાવો રજુ કરે છે આવી ચિરસ્મરણીય પવિત્ર દેવવાણીનો ધ્વનિ વેદધર્મ સિવાય બીજે કોઇ સ્થાને સાભળી શકાતો નથી એવુ ભવ્ય સત્ય બીજા કોઇ પણ દેશ કે ધર્મમા આજસુધી શોધાએલુ જણાતુ નથી આપણી હિન્દુજાતિને માટે તો એ મહાન સત્યજ આપણા પ્રજાકીય જીવનનો મૂળ પાયો છે, કેમકે ભારતની પ્રજાના અનેક યુગમા વ્યાપી રહેલા આજ સુધીના દીર્ઘ જીવનમાં અને એક પછી એક બદલાતા સૈકાઓના વાતાવરણમાં એજ મહાન વિચારોનુ ગુંજન-વિજયઘોષ સંભળાયા કરે છે "**एकं सद्विप्रा बहुधा वदन्ति** ।" અખિલ વિશ્વમા વાસ્તવિક સત્ય વસ્તુ એકજ છે વિપ્રો, સાધુપુરૂષો તેને વિવિધભાવે અને વિવિધરૂપે વર્ણવે છે એ મહામંત્ર ઉપર જણાવ્યુ તે પ્રમાણે અનેક સૈકાંઓમા ઉત્તરોત્તર વિકાસ પામીને, આપણા આવ

હારિક જીવનમાં પણ પૂર્ણ રીતે પરિસ્ફુટ થઇને, આપણી પ્રજાના સમગ્ર અસ્તિત્વને પોતાના ઉદાર દિવ્યભાવથી ઓતપ્રોત કરી રહ્યો છે એ મહાન વિચાર આપણી નસોમા વહેતા લોહીની સાથે એકરૂપ થઇ ગયો છે, અને આપણા તન મન તેમજ આત્મા સાથે અભિન્ન બની રહ્યો છે આપણે એ સર્વોત્તમ સત્યને અમૂલ્ય આત્મધન સમજીને ગ્રહણ કર્યું છે, આપણે આપણી નસેનસમા તેને આદરથી સ્થાન આપ્યુ છે, અને આપણુ હૃદય તથા આપણો આત્મા તેને સમર્પણ કર્યા છે એ દિવ્ય સત્ય ઉપર આપણા પ્રાણાત્મા કરતા પણ આપણો અધિક પ્રેમ છે, અને આપણે સમજતા આવ્યા છીએ કે મહાન સત્યજ આપણા અનંત આત્માનો દિવ્ય પ્રકાશ છે એજ સત્યને પ્રભાવે આપણો પવિત્ર દેશ પરધર્મો તરફ ઉદારતા અને સમભાવથી વર્તીને ધાર્મિક સહિષ્ણુતાની ગૌરવભૂમિ બની રહ્યો છે માત્ર ભારત દેશમાજ વિદેશી લોકોના ભેદભાવ અને વિરોધ વધારનારા ધર્મો આપણા પોતાના શાન્ત ધર્મનુ ઉન્મૂલન કરવાના હેતુથી પ્રવેશ કરે છે, અને પોતાને માટે દેવળો, મસજીદો અને ગિરજા બાંધવાની સાનુકૂળતા મેળવે છે ! અનિષ્ટ કરનારનો પણ આટલો આદર બીજા કયા દેશમા અને બીજી કયી પ્રજામા તમે બતાવી શકશો ? બંધુઓ ! સમગ્ર જગત આપણી પાસેથી ધર્મ અને તત્ત્વવિદ્યાના જે દિવ્ય સિદ્ધાંતો શિખવાને માટે આતુરતાથી રાહ જોઇ રહ્યુ છે, તેમાંનો આ એક મોટામાં મોટો અને પવિત્રમા પવિત્ર સર્વોત્તમ સિદ્ધાત છે

આપણા દેશની બહાર આવેલા વિશાળ જગતમા કહેવાતા સભ્યતા અને સમભાવ વચ્ચે પણ પરધર્મ પ્રત્યે અસહિષ્ણુતા તથા દ્વેષ કેટલા બધાં વ્યાપી રહ્યા છે, તેનો આપણને સ્વપ્નમાં પણ ખ્યાલ નથી ભયંકર ધાર્મિક દ્વેષ, પરધર્મ પ્રત્યે વૈરબુદ્ધિ અને પરધર્મી પ્રત્યેના વ્યાપી રહેલા ભારે તિરસ્કારને યોગે એક એવી દયાજનક સ્થિતિમાં હું આવી પડયો હતો કે, મારા હાડકા પરદેશના કિનારા ઉપર રઝળતા મૂકીને મારે એ વિષયની ફરિયાદ કરવા પ્રભુ પાસે પ્રયાણ કરવું પડશે એવુ મને જણાયુ ! આહાહા ! ધર્મદ્વેષને લીધે પોતાના માનવબન્ધુઓને તરફડાવી મારવા અને તેમનો હેતપૂર્વક ઘાત કરવો, એ તો તેમને મન કંઇજ નથી ! જો આજે કદાચ તેઓને હાથે એવુ કાર્ય થતાં થતા રહી ગયુ હશે, તો આવતી કાલે જે બહારથી ચળકતા સુધારાની તેઓ છાતી ફુલાવીને બડાઇ ગાઇ રહ્યા છે, તે પાશ્ચાત્ય સુધારાના પ્રભાવમા એવુ ઘોર કૃત્ય તેમને હાથે જરૂર થશે ! પોતે સ્વીકારેલા ધર્મની વિરૂદ્ધ એ દેશોમા એક શબ્દ પણ ઉચ્ચારવાનુ સાહસ કરવુ એ ઘણુ ભયભરેલું છે એવુ સાહસ કરનારને સમાજથી બહિષ્કૃત કરી બની શકે એટલો તેને ત્રાસ આપવામાં આવે છે અહીં આપણા ગરીબ દેશમાજ આપણા અતિ પ્રાચીન વર્ણાશ્રમધર્મ અને જાતિભેદની વિરૂદ્ધ તેઓ તડાતડ માર્મિક ટીકા-

ભરેલા કઠોર આક્ષેપો કરી શકે છે, આપણા આચારવિચારની સહજમા ફાવે તેવી નિંદા કરી શકે છે, અને આપણી આંખો સામે આપણા ધર્મ અને દેવનો પેટ ભરીને ઉપહાસ કરી શકે છે, પરંતુ જો તમે પાશ્ચાત્ય દેશોમા જાઓ અને જેવી રીતે હુ ત્યા રહ્યો હતો તેવી રીતે રહો, તો તરતજ તમને જણાશે કે ત્યાના મોટા મોટા ગણાતા અધ્યાપકો પણ નિર્માલ્ય અને બીકણ હૃદયના છે ધાર્મિક વિષયોમા તેમને જે સત્યો પોતાના ધર્મથી જુદા જણાય છે, તે સંપૂર્ણ સમજવા છતા પણ જાહેર પ્રજાના વિરોધના ભયથી એક શબ્દ પણ બોલવાનુ બળ કે સાહસ તેમનામા નથી

એજ કારણથી ભેદબુદ્ધિ અને પરસ્પર વિરોધવડે કટાળી ગએલુ જગત, વિશ્વ-વ્યાપી સહિષ્ણુતા અર્થાત્ સર્વની પ્રત્યે સમભાવ દર્શાવવાનો મહાન સિદ્ધાત આપણી પાસેથી શિખવાને આતુર બની રહ્યુ છે એ ઉદાર વિચાર—એ દિવ્ય સત્ય આધુનિક સુધારાને માટે ઘણુજ હિતકારક, નવુ જીવન આપનાર અમૃતરૂપ થઇ પડશે, એટલુજ નહિ પણ જો એ અમૃતવાણીનો થોડાજ સમયમા બધે પ્રચાર નહિ થાય તો જગતની કોઇ પણ સભ્યતા કે સુધારો પૃથ્વીપર લાબો વખત ટકી શકશે નહિ મિથ્યા ધર્માભિમાન, ધર્મને નામે ભયકર રક્તપાત તેમજ પર ધર્મના મૂળ ખોદવાની પશુતા જ્યાસુધી દૂર નહિ થાય, અને ભારતના ઉદાર વિચારો જ્યાંસુધી પોતાનો સંપૂર્ણ અધિકાર નહિ જમાવે, ત્યાસુધી જગતનો કોઇ પણ સુધારો આગળ વધી શકે તેમ નથી જ્યાંસુધી આપણે સર્વ એકજ પરમ પિતાના સન્તાનો પરસ્પર પ્રેમભાવ, અનુકમ્પા, અભેદભાવ અને હૃદયની લાગણીથી રહેતા નહિ શિખીએ, ત્યાંસુધી કોઇ પણ સુધારો આ પૃથ્વીના ગંદા કાદવમાથી પોતાનુ મસ્તક ઉચુ કરી શકે તેમ નથી એવા પ્રકારની ઉદારતાનુ પ્રથમ સોપાન બીજાના ધાર્મિક સિદ્ધાત અને મતવ્યો તરફ ઉદારતા, ક્ષમા અને પ્રેમદષ્ટિથી જોવાનુ છે, એટલુજ નહિ પરન્તુ એથી પણ આગળ વધીને આપણે હૃદયપૂર્વક તેમને સહાય પણ કરવી જોઇએ ધર્મભેદને લીધે તેઓ કઇ આપણા બધુ મટી જતા નથી, ત્યારે શા માટે તેમને બધુભાવે સહાય ન કરવી ? બધુઓ ! પૃથ્વીની સપાટી ઉપર માત્ર એક હિન્દુસ્તાનમાજ હિન્દુજાતિએ મુસલમાનોને માટે મસજીદો અને ખ્રિસ્તીઓને માટે દેવળ બાધી આપ્યા છે અને હજી પણ બાંધી આપે છે સમગ્ર જગતમાં આવાજ વિચારો પ્રવર્તવા જોઇએ સઘળી પ્રજાના આવાજ હૃદય થવા જોઇએ

તિરસ્કાર અથવા દ્વેષથી કોઇ પણ જાતિ દીર્ઘ જીવન ભોગવી શકતી નથી, માત્ર પવિત્ર પ્રેમ અને સેવાધર્મના બળવડેજ દીર્ઘાયુષ મેળવી શકાય છે, અધિ-કાર વિસ્તારી શકાય છે અને વિજયપતાકા ફરકાવી શકાય છે પશુભાવ અથવા

શારીરબળ કદિ પણ વિજય મેળવીને લાંબો વખત ટકી શકતાં નથી, માત્ર ક્ષમા, ઉદારતા અને હૃદયની વિશુદ્ધ કોમળતાજ આ ભયંકર સંસારસંગ્રામમાં અદ્વિતીય વિજય મેળવી દરેક જાતિને ચિરકાલ ટકાવી રાખે છે આપણો બીજો સર્વોત્તમ વિચાર કે જેની આજકાલ જગતને બહુ જરૂર છે, તેમાં પણ યુરોપના વિચારવાન મનુષ્યોને અને તેની સાથે જગતની સઘળી પ્રજાઓને જે મહાન સત્યની જરૂર છે, તે આધ્યાત્મિક એકતા અથવા વેદાન્તમાં દર્શાવેલી અભેદ ભાવના અર્થાત્ સમગ્ર વિશ્વના એકાત્મકભાવનો સનાતન મહાન સિદ્ધાંત છે કદાચ એ ઉદાર વિચારની જગતના ઉંચા વર્ગ કરતાં હલકા વર્ગને વિશેષ જરૂર છે સુશિક્ષિત વિદ્વાન અને પંડિતવર્ગ કરતાં સામાન્ય પ્રજાને વિશેષ આવશ્યકતા છે કેળવાએલા અને સાક્ષરો કરતાં નિરક્ષર સાદા લોકોને વિશેષ અગત્ય છે દૃઢ અને બલવાન કરતાં નિર્બળ તેમજ અશક્ત મનુષ્યોને વિશેષ ઉપયોગી છે, કેમકે એ ઉદાર સિદ્ધાંત શ્રીમાન્ અને બલવાન કરતાં દીન, દુઃખી અને બલહીન મનુષ્યોને વિશેષ ઉપકારક છે મદ્રાસ વિશ્વવિદ્યાલયના વિદ્વાન પુરૂષો ! આપને તો એ વાત વિદિતજ છે, માટે વિસ્તારથી સમજાવવાનું પ્રયોજન નથી કે યુરોપની અર્વાચીન વિજ્ઞાન તેમજ રસાયનવિદ્યા વગેરેની નવી શોધ–ખોળના પ્રભાવે, જડતત્ત્વોના સ્થૂલ પ્રયોગોદ્વારા પાશ્ચાત્યજગત હાલ સમગ્ર વિશ્વની અખંડ એકતાનું પ્રતિપાદન કરી રહ્યું છે તેઓએ નવી શોધોથી સિદ્ધ કરી બતાવ્યું છે કે સ્થૂલ દૃષ્ટિએ જડ તત્ત્વના ઇશારે તમે અમે, સૂર્ય, ગ્રહ, નક્ષત્રો અને આ જગતના સર્વ પ્રાણી પદાર્થો એકજ છે બાહ્ય દૃષ્ટિથી એના ભિન્ન જણાય છે, પરન્તુ જડ તત્ત્વોના એક અનંત મહાસમુદ્રમાં એ બધા નાનામોટા મોજારૂપે ઉદય થાય છે અને લય પામે છે ઉદિત સ્થિતિમાં તે ભિન્ન ભિન્ન દેખાય છે, પરન્તુ આદિ અને અંતે એકજ જડ તત્ત્વના અભેદમાં તે બધાંના ભેદભાવનો લય થઈ જાય છે આ જમાનાની તેમની નવી નવી શોધો આની ભૌતિક એકતાને પ્રકાશમાં લાવવાનો યત્ન કરી રહી છે, ત્યારે આજથી હજારો યુગ પૂર્વે ભારતના મનોવિજ્ઞાન તેમજ આધ્યાત્મિક શાસ્ત્રોએ પશ્ચિમના વિજ્ઞાન કરતાં પણ ઘણા તેજસ્વીરૂપે સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે કે, જગતના બધાં પ્રાણી–પદાર્થો અને સ્થૂલ શરીરોની સાથે મનુષ્યોનાં મન પણ માયાના મહાસાગરમાં ઉત્પન્ન થતા નાના નાના મોજારૂપે એકજ વસ્તુના અંગ–પ્રત્યંગ છે માત્ર અધિકારભેદે તેમના નામજ જુદાં જુદાં છે, પરન્તુ સમષ્ટિરૂપે સકલ બ્રહ્માંડ એકજ પ્રકૃતિનું પરિણામ છે ત્યાંથી આગળ વધતાં વેદાન્તના સૂક્ષ્મ સિદ્ધાંતોમાં સુંદર અને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે કે, આ સમગ્ર જગતના એકજ વિરાટ્ દૃશ્ય સ્વરૂપની અભેદ ભાવનાની પાછળ પરમજ્યોતિરૂપ આત્મા અનંત ક્ષેત્રમાં, અનંત કાલને હસ્તામલકવત્ ધારણ કરીને એક સરખો વિલસી

ગણો છે સમગ્ર બ્રહ્માડમા સર્વત્ર એ એકજ આત્મા અધિષ્ઠાનરૂપે સર્વકાલ વિરાજે છે સઘળુ દૃશ્ય—અદૃશ્ય વિશ્વ એનુજ કાર્ય છે. એની સત્તાજ માત્ર સર્વનુ જીવન છે, અને તેના અસ્તિત્વમાંજ આ જડ—ચેતન સર્વનુ અસ્તિત્વ પ્રતીત થાય છે. સમગ્ર બ્રહ્માડના મૂળમાં આ પ્રકારની જે વાસ્તવિક એકતા રહેલી છે, એવો અભેદનો આશ્ચર્યકારક સિદ્ધાત સાભળતાજ ઘણા વિદેશી લોકો એકાએક ભડકી જાય છે આપણા દેશમાં પણ લોકો ભય પામે છે. એ મહાન સિદ્ધાતનુ નામજ વેદાન્તનો અદ્વૈતવાદ છે જ્ઞાનની ખીલવણીનો પ્રયાસ આજના સભ્ય જગતમા આટલો બધો વધત્રા છતા આ તર્કપ્રધાન યુગમા પણ એ દિવ્ય સિદ્ધાતને સ્વીકારનારા કરતા ધિક્કારનારાની સખ્યા વિશેષ છે વેદાન્ત—સિદ્ધાતોનો વિરોધ કરનારની સખ્યા આ જગતમા કઇ નાની સૂની નથી અદ્વૈતવાદને માટે જગતમા આટલો આટલો વિરોધ હોવા છતા પણ હુ તમને નિડરતાથી કહુ છુ કે, નવુ જીવન આપનારો અને મનુષ્ય માત્રને અમરપદ પ્રાપ્ત કરાવનારો અદ્વૈતવાદનો એ મહાન સિદ્ધાતજ આધુનિક જગતને ઘણો જરૂરનો છે કોઇપણ વસ્તુની જગતને જો ખરેખરી જરૂર હોય તો તે એ મહાસિદ્ધાતનીજ છે કોટિ કોહીનૂરોવડે પણ એ સિદ્ધાતરત્નનુ મૂલ્ય આકી શકાય તેમ નથી માત્ર વિદેશીને અથવા પાશ્ચાત્ય પ્રજાઓનેજ તે ઉપયોગી છે એમ નહિ, પરંતુ આદિ જનની આપણી પુનીત ભારતભૂમિને પણ ખાસ એ સિદ્ધાતનીજ અત્યારે વિશેષ જરૂર છે, કેમકે એ પ્રબલ સિદ્ધાતના પ્રભાવેજ દીન, હીન અને દરિદ્રી ભારતવાસીઓને અવનતિની દુર્ગંધમય ખાણમાથી બહાર કહાડી ઉન્નતિના દિવ્ય શિખરપર આરૂઢ કરી શકાય તેમ છે આપણા વ્યવહારમા,વર્તનમા અને સઘળા કાર્યોમા અદ્વૈતવાદના એ દિવ્ય એકાત્મવાદનો આદર્શ જ્યાસુધી જાગ્રત નહિ થાય, જ્યાસુધી તેની અસરકારક શક્તિ આપણી સર્વ પ્રવૃત્તિમા પ્રવિષ્ટ થઇને આપણી રગેરગમા નવીન ચેતન અને નવીન વિદ્યુત્પ્રવાહનો ઝરો નહિ રેલાવે,ત્યાસુધી આપણી પતિત ભારતભૂમિનો કદિપણ પુનરુદ્ધાર થવાનો નથી.

યુક્તિ અને તર્કપ્રધાન પાશ્ચાત્ય જાતિ પોતાના સઘળા તત્ત્વદર્શન અને નૈતિક શાસ્ત્રોની શોધ કરવા લાગી છે, તર્ક અને યુક્તિની કસોટીમા પોતાના સિદ્ધાતોનુ સુવર્ણ કેટલા ટચનુ છે તેની બારિકીથી તજવીજ કરવા લાગી છે, પરન્તુ તમે તો સારી રીતે જાણો છો કે કોઇ પણ એક વ્યક્તિની સમતિ અથવા બુદ્ધિના આધારપર જગતના નૈતિક સિદ્ધાતોનુ બધારણ બાધી શકાય તેમ નથી એ મનુષ્ય ગમે તેવો દિવ્ય અથવા મહાન હોય તોપણ જ્યારે તે દેશ અને કાળથી પરિમિત છે, આગલે દિવસે જન્મ ગ્રહણ કરી વળતેજ દિવસે મૃત્યુના મુખમા જઇ પડે છે, ત્યારે તેના અલ્પ જીવનના અલ્પ અનુભવને યોગે તે જે કંઇ સિદ્ધાતો બાધે તેને, તેમજ તેના સઘળા વચન અને અનુમોદનને, અનત જગતની અનત

પ્રજાના દાર્શનિક સિદ્ધાંતો તેમજ નૈતિક સિદ્ધાંતોના પ્રમાણુરૂપ માની લેવા, તેના જેવી બીજી કોઇ ભૂલ નથી માત્ર એજ આધાર ઉપર દર્શન અને નીતિના સિદ્ધાંતોનુ ધોરણુ બાંધવામા આવે, તો જગતના મહાન વિચારકો અને બુદ્ધિશાળી પુરૂષો કદિ પણુ એવા પરિમિત વિચારોને વાસ્તવિક સત્યરૂપે ગ્રહણુ કરી શકશે નહિ બુદ્ધિશાળી પંડિતો તો એવા વ્યક્તિગત અનુમોદન કરતાં કંઇક વિશેષ આધારભૂત પ્રમાણોનેજ નૈતિક અને આધ્યાત્મિક નિયમો તેમજ વિચારોના બંધારણુમાં વિશેષ મહત્ત્વ આપે છે નૈતિક નિયમોના પ્રમાણુરૂપે એવા બુદ્ધિશાળી પુરૂષો બુદ્ધિગ્રાહ્ય સિદ્ધાંતોનીજ વિશેષ અપેક્ષા રાખે છે, અને એકજ અદ્વિતીય, અનંત આત્માની સત્યજ્યોતિ વિના બીજે કયે સ્થળે સનાતન સત્યનાં દિવ્ય પ્રમાણો મળી શકે તેમ છે? એ મહાન સત્ય—એ અનંત આત્મજ્યોતિ તમારામાં, મારામાં અને આ સકળ સંસારમા, વ્યક્ત તેમજ અવ્યક્તમા, હૃદય તેમજ આત્મામા, સમગ્ર બ્રહ્માંડમા એકસરખી પ્રકાશી રહી છે આત્માનો અનાદિ અનંત ભેદભાવજ સઘળા નૈતિક સિદ્ધાંતોનુ સાક્ષાત્ અને શાશ્વત પ્રમાણુ છે એ અભેદભાવ સ્પષ્ટ સમજાવે છે કે તમે અને અમે માત્ર ભાઇઓજ નથી, પરન્તુ અભિન્ન એક આત્મ રૂપજ છીએ માનવજાતિને સ્વતંત્ર કરવાના પ્રાણુતોડ પ્રયત્ન કરતા પ્રત્યેક સાહિત્ય સેવકના મુખમાંથી સર્વત્ર બંધુભાવ વિસ્તારવાનો ઉપદેશ તો આપણુને ઠામ ઠામ મળે છે, નાના બાળકો પણુ ભ્રાતૃભાવની બહુએ વાતો કરે છે, પરન્તુ વેદાંતનો એકાત્મભાવ કે જે એમ કહે છે કે આપણે બધા એકજ છીએ, જે કંઇ ભેદ જણુાય તે માત્ર ભ્રમરૂપ છે, જ્ઞાનચક્ષુ ઉઘડતાં પ્રાણી, પદાર્થ અને સર્વ જગત પોતાના આત્મારૂપે અનુભવાય છે, એવો વિશ્વવિજયી સર્વશ્રેષ્ઠ સિદ્ધાંત તો માત્ર ભારતનાજ દર્શનશાસ્ત્રમા ઝળહળી રહ્યો છે! સામાજિક કે વ્યાવહારિક, ઐહિક કે પારલૌકિક સર્વ પ્રકારની નીતિ અને સર્વોત્તમ ધર્મવિજ્ઞાનનો મજબૂત મૂળ પાયો એ સિદ્ધાંતશિરોમણી અભેદવાદજ છે આપણા દેશના સામાજિક અત્યાચારથી દુષ્ટ વહેમ અને રૂઢિના પગ નીચે ચગદાતા સામાન્ય લોકોને એ દિવ્ય સિદ્ધાંત જેટલો ઉપયોગી અને ઉપકારક છે તેટલોજ યૂરોપની સુધરેલી પ્રજાને પણુ તે આવશ્યક અને ઉપકારક છે

વાસ્તવિક રીતે જોતા ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ અને અમેરિકામા આજકાલ જે જે રાજનૈતિક અને સામાજિક ઉન્નતિના ઉપાયો યોજવામા આવે છે, તે સર્વ પ્રયત્નોમા અદ્વૈતવાદનો એ મહાન સિદ્ધાંતજ અવ્યક્તભાવે તેના મૂળ પાયારૂપે સ્વીકારાતો જાય છે મારા મિત્રો! તમે લક્ષપૂર્વક જુઓ તો તમને જણુાશે કે સાહિત્યક્ષેત્રમા પણુ સમગ્ર માનવજાતિને સ્વતંત્ર બનાવવાના વિચારવાળા સઘળા પાશ્ચાત્ય મહાપુરુષોનાં વચન તેમજ લેખનમાં, ઠામ ઠામ તમને વેદાંતની અભેદ-

ભાવનાના ઉચ્ચ આદર્શો પ્રકટ થતા જણાશે ઘણા ઉદાહરણોમા લખનારા પોતે પોતાની પ્રેરણાનુ મૂળ કયા છે તે જાણી શકતા નથી, અનેક પ્રસંગોમા લેખકો એવુ સમજાવવાનો યત્ન કરતા જણાય છે કે તેઓ પોતેજ એવા ઉદાર વિચારોના શોધક અને પ્રતિપાદક છે, ત્યારે કેટલાક એવા સજ્જન, સાહસિક, મજબૂત મનના અને કૃતજ્ઞ પુરૂષો પણ મળી આવે છે કે જેઓ ભારતના વેદાન્તદર્શનનેજ પોતાના ઉદાર અભેદવાદના કારણરૂપે સ્વીકારી હિન્દના અદ્વૈતવાદ પ્રત્યે પોતાની ઉપકારવૃત્તિ જાહેર કરે છે

બન્ધુઓ ! હુ જ્યારે અમેરિકામા હતો ત્યારે મારી સમક્ષ ફરિયાદ કરવામા આવી હતી કે અદ્વૈતવાદનો હુ સર્વત્ર બહુ વધારે પડતો પ્રચાર કરૂ છુ, અને દ્વૈતભાવ કે ભક્તિમાર્ગનો હુ ભાગ્યેજ ઉલ્લેખ કરૂ છુ તેમની આ ફરિયાદ ખરી છે દ્વૈતભાવની પ્રેમલક્ષણા ભક્તિ, પ્રભુપ્રેમની પવિત્ર લીલા, અતરના ઉડાણમાથી કરેલી ઉપાસના અને ભક્તિદર્શનની મહત્તા હુ પૂરેપૂરી સમજુ છુ ભક્તિમાર્ગદ્વારા પરમાત્માની જે ઉછળતા ભાવથી પ્રેમપૂજા કરવામા આવે છે તેનો પ્રભાવ અતિ વિશાળ છે દ્વૈતવાદીની પવિત્ર ભક્તિ પણ ઉછળતા આનદ, સાત્વિક સુખ અને આન્તરિક આશીર્વાદોનુ નિધાન છે અલૌકિક પ્રેમનો મહિમા અપાર છે. તેનુ ગગનવ્યાપી ગૌરવ મારાથી જરા પણ અજાણ્યુ નથી, અર્થાત્ તેનુ મહત્ત્વ અને તેની ઉપયોગિતા મને સર્વાંશે વિદિત છે, છતા પણ પ્રિય બન્ધુઓ ! મારે સ્પષ્ટ કહેવુ જોઇએ કે, આત્માનો અખડાનદ ભોગવતી વખતે ઘરના ખૂણામા ભરાઇને રુદન કરવાનો આ સમય નથી, પ્રભુપ્રેમની વિરહવેદનાથી રડીને ઝુર્યા કરવાના દિવસો હવે જતા રહ્યા છે. આપણે ઘણો લાબો સમય રુદન કર્યું છે. રાત્રિના સ્વામીસેવા પછી દિવસના પ્રકાશમાં પતિના વ્યવહાર—કાર્ય પણ સભાળવાની એટલીજ જરૂર છે. દિવસનો જ્ઞાનભાનુ પ્રકાશ્યો છે ગગનમડળમાથી પ્રચડ સૂર્યપ્રકાશનો ઉદય થયો છે એવે વખતે હૃદયના કોમલભાવથી રડીને ઘરના ખૂણામા ભરાઇ બેસવુ એ યોગ્ય નથી ભક્તિનો કોમલ પ્રેમભાવ સેવતાં સેવતા અને પ્રભુના વિરહમા શેકાતા શેકાતા આપણે રૂની પૂણી જેવા પોચા બની ગયા છીએ આપણો જુસ્સો, આપણી શક્તિ, આપણુ ચેતન અને આપણો પ્રભાવ પ્રેમના વિરહમા પીગળીને પાણીનું રૂપ ધારણ કરી ક્રમે ક્રમે વરાળ બનીને આપણુ સકળ સામર્થ્ય અદ્દશ્ય થઇ ગયુ છે એવી કોમળતાને લીધેજ આપણે મુડદાં જેવા જડ અને નિષ્ક્રિય બની ગયા છીએ સિહરાશિનો ત્યાગ કરી આપણે તુલા અને કન્યારાશિ બનતા જઇએ છીએ. હવે જાગ્રત થઇને એ કોમનતા ઉપર લોખડી કર્તવ્યનુ કઠોર પાણી ચડાવો, કેમકે આ જમાનામા આપણા દીન દેશને વજ્રના જેવા મજબૂત અને ગજવેલના તાર જેવા સખ્ત જ્ઞાનતંતુ-

ઓની જરૂર છે. કોઇથી પણ ન દબાય એવી પ્રબલ અને અસામાન્ય ઇચ્છાશક્તિની આપણા દેશને હાલ ઘણી જરૂર છે આ વિશ્વના ગુપ્ત ભેદો તેમજ રહસ્યોને વિંધીને, જગતનું મર્મસ્થાન ભેદી આરપાર નીકળી જઇને પોતાનું કર્તવ્ય સફલ કરી શકે, તેમજ સાતમે પાતાળ ઉતરીને, સમુદ્રના તળીઆમા પેસીને, ગગનની ટોચપર ચઢીને અથવા મૃત્યુની સાથે હસતે ચહેરે હાથ મેળવીને પણ પોતાની કાર્યસિદ્ધિ કરી શકે, પોતાની પરમ પ્રાપ્તવ્ય વસ્તુને સહજમા સાધ્ય કરી શકે, એવા અજેય સંકલ્પબળની આપણા દેશને ખાસ જરૂર છે સર્વોત્તમ અનંતશક્તિ આપણને બીજે કોઇ ઠેકાણે મળી શકે તેમ નથી વેદાન્તનો અદ્વૈતવાદજ તેનો ખરો ભંડાર છે સર્વ પ્રાણિપદાર્થના અભેદભાવનો દિવ્ય આદર્શજ આપણા હૃદયમા અતુલ શક્તિ ઉત્પન્ન કરી શકે છે, તેનો વિકાસ કરી શકે છે, અને તેને મેરૂના જેવી અચળ તથા મજબૂત બનાવી શકે છે એ બ્રહ્માંડવ્યાપી અભેદભાવ વેદાન્તના અદ્વૈતવાદ સિવાય બીજે ક્યા મળી શકે તેમ છે ?

બન્ધુઓ ! સંકલ્પબળ મેળવો આત્મશક્તિની ઉપાસના કરો આત્મનિષ્ઠા, આત્મશ્રદ્ધા દૃઢ કરો, પોતાની શક્તિમા જેમ જેમ વિશ્વાસ વધતો જશે તેમ તેમ ઉન્નતિ તમારા ચરણ ધોતી આવશે મહાન પદ મેળવવાની, ઉન્નતિને શિખરે ચડવાની એજ માત્ર એક ચાવી છે ભારતવાસી બન્ધુઓ ! જો તમને તમારા ધર્મશાસ્ત્રોમા વર્ણવેલા તેત્રીસ કરોડ દેવતાઓમા વિશ્વાસ હોય, વિધર્મી વિદેશી લોકોએ જે વિદેશી દેવતાઓની આ દેશમા આમદાની કરી છે, તેમના ઉપર પણ તમને શ્રદ્ધા હોય, જલ, વૃક્ષ, કાષ્ઠ અને પાષાણમાં વસતા મૌનધારી દેવતાઓમાં પણ તમને નિષ્ઠા હોય, પરંતુ એ બધે વિશ્વાસ હોવા છતાયે જો સર્વથી શ્રેષ્ઠ શક્તિમાન એવો તમારો જે આત્મા તેનામા જો તમારો સંપૂર્ણ વિશ્વાસ ન હોય, તો નક્કી માનજો કે મુક્તિમાર્ગના બારણા તમારે માટે સદા બંધજ રહેશે મોક્ષ કે સ્વતંત્રતાના તમે કદિ પણ અધિકારી બની શકશો નહિ અને તમારી આત્મશ્રદ્ધાહીન સ્થિતિનુ ભાવી પરિણામ વિનાશમાજ આવશે બન્ધુઓ ! જો મોક્ષદ્વાર ખોલવાની અને ઉદ્ધાર પામવાની ઇચ્છા હોય તો પ્રથમ તમારા પોતાનામા વિશ્વાસ રાખો એ વિશ્વાસના વજ્ર પાયા ઉપર પગ ટેકવી, તમારા પોતાના બલ પર ઉભા રહેતા શીખો અને તન, મન તેમજ આત્માથી બલવાન થાઓ. તમારી નસેનસમા પ્રબળ આત્મશક્તિનો પ્રવાહ રેલાવો અત્યારે ખાસ તેનીજ આપણને જરૂર છે આપણે ત્રીશ કોટિ ભારતસંતાન સહસ્રાવધિ વર્ષો થયા નિશ્ચેષ્ટ અને નિર્વીર્ય બનીને ભૂમિપર આળોટીએ છીએ, અને એ સહસ્ર વર્ષોમા એક મુઠ્ઠીભર વિદેશી જનો આપણા દેહને પદદલિત કરી ગયા તેનુ કારણ માત્ર એટલુજ છે કે એ બલવાન વિદેશી જનોને પોતાની આત્મશક્તિમા સંપૂર્ણ વિશ્વાસ હતો એથીજ આપણ

અધઃપતન થયું છે પાશ્ચાત્ય દેશોમાંથી હું શું શીખી આવ્યો છું ? ખ્રિસ્તીધર્મ મનુષ્યજાતિને મહાપાપી, પતિત અને સર્વદા પશ્ચાત્તાપને માટેજ યોગ્ય હોય એમ જણાવે છે, છતાં એ ઉપરચોટિયા પોકળ વચનોની પાછળ પશ્ચિમની બળવાન પ્રજાના હૃદયમાં મેં શું જોયું ? યૂરોપ અને અમેરિકાની પ્રજાના સર્વ મનુષ્યોને પોતાની શક્તિપર અડગ વિશ્વાસ રાખતાં મેં જોયા ઈગ્રેજનો એક નાનો છોકરો પણ તમને નિડરતાથી કહેશે કે-"હું ઇંગ્રેજ બચ્ચો છું, હું જે કંઇ ચાહું તે કરી શકું તેમ છું" એવીજ રીતે યૂરોપની અને અમેરિકાની આબાલવૃદ્ધ પ્રજા દૃઢ આત્મવિશ્વાસી છે શું આપણા દેશના છોકરા એવાજ નિડર વચનો કહી શકશે ? આપણામાંથી કોઇ પણ મનુષ્ય એવો દૃઢ આત્મવિશ્વાસ બતાવી શકે તેમ છે ? ના, જરા પણ નહિ છોકરા તો શું પણ છોકરાના બાપદાદાના હૃદયમાં પણ એવું આત્મબળ નથી આપણે નિર્માલ્ય બની ગયા છીએ, એટલા માટેજ વેદાન્તના અદ્વૈત વિચારોનો જોર-શોરથી પ્રચાર કરીને દુર્બલ માનવજાતિના હૃદયને જાગ્રત કરવાની અને તેમના અજરામર આત્માનો મહિમા તેમની આંખ સામે પ્રકટ કરવાની હાલ ખાસ જરૂર છે મારી માન્યતા પ્રમાણે પ્રબલ અભેદભાવના વિચારો દૃઢ થયા વિના ભારતનો કદિ પણ ઉદ્ધાર થવાનો નથી, એટલામાટેજ હું વેદાન્તનો પ્રચાર કરૂં છું, એટલા માટેજ હું અદ્વૈતનો ઉપદેશ આપું છું, અને લક્ષ્યમાં રાખજો કે શંકરના અદ્વૈત મતની દૃષ્ટિથી નહિ, પણ આત્મશક્તિનો સામાન્યભાવે સાક્ષાત્કાર કરાવવાની ઇચ્છાથીજ અને સમગ્ર જગત તેને ગ્રહણ કરી શકે એ હેતુથીજ હું તેનો પ્રચાર કરૂં છું અદ્વૈતવાદનો પ્રચાર એવી સમાધાનકારક રીતે થઇ શકે એમ છે કે, જેથી દ્વૈતવાદી તેમજ વિશિષ્ટવાદીને કશી પણ હાનિ ન પહોચી શકે, અને સઘળા મત-મતાંતરોની પરસ્પર સમતા સારી રીતે જળવાઇ રહે ભારતમાં એવો કોઇ પણ સંપ્રદાય નથી કે જે ઈશ્વરની સર્વવ્યાપકતાને માનતો ન હોય પરમાત્મા ઘટઘટમાં વ્યાપી રહ્યા છે, તેમનીજ ઇશ્વરીશક્તિ સર્વ પ્રાણી-પદાર્થની ગતિ-સ્થિતિના કારણરૂપ છે, અને તે સર્વમાં ઇશ્વરનો નિવાસ છે, એવો હિન્દના પ્રાયઃ સઘળા સંપ્રદાયોનો અભિપ્રાય છે, તેમાં પણ જેટલા વેદાન્તી સંપ્રદાયો છે, તે સઘળા એકમતે સ્વીકાર કરે છે કે આત્મા તો પ્રથમથીજ પરમપવિત્ર, અતુલ શક્તિવાન અને પરિપૂર્ણ છે કોઇ કોઇ સંપ્રદાયનો એવો અભિપ્રાય છે કે જીવાત્માની એ સ્વાભાવિક પૂર્ણતા અમુક વખતે સંકુચિત થઇ જાય છે અને અમુક વખતે પાછી સંપૂર્ણ વિકાસને પામે છે આટલો મતભેદ હોવા છતાં વેદને પ્રમાણ માનનારા સઘળા સંપ્રદાયો એટલું તો નિશ્ચયપૂર્વક માને છે કે સકળ શક્તિઓની પૂર્ણતા આત્મામાંજ રહેલી છે વેદાન્તના અદ્વૈતવાદ અનુસાર તેનો કદિ પણ સંકોચ તેમ વિકાસ પણ થતો નથી પરન્તુ તેની શક્તિનો ક્રમાનુસાર આવિર્ભાવ અને તિરોભાવ

થયા કરે છે અજ્ઞાનના આવરણના યોગે અમુક સમય સુધી તેની સંપૂર્ણ શક્તિ અવ્યક્ત અને અપ્રકાશિત થાય છે આ બન્ને ભિન્ન ભિન્ન અભિપ્રાયોની તુલના કરી જોવાથી જણાય છે કે પરિણામની દષ્ટિએ તો તે બન્ને મત લગભગ એકસમાન છે, અર્થાત્ દ્વૈતવાદ કે અદ્વૈતવાદમા વિશેષ તફાવત જણાતો નથી. કદાચ એક સંપ્રદાયના સિદ્ધાંતો કંઇક વિશેષ વિચારયુક્ત અને યુક્તિસંગત જણાશે, પરન્તુ પરિણામની દષ્ટિએ તેના વ્યાવહારિક હાનિ–લાભમા બન્નેની પ્રાય સમાનતાજ છે એ મહાન સત્ય તેમજ કેન્દ્રરૂપ ઉદાર સિદ્ધાંતની જગતને આજે બહુ મોટી જરૂર છે,તેમા પણ વિશેષ કરીને આપણી આ પુનીત માતૃભૂમિમા આધુનિક સમયમા તો તેની અનિવાર્ય આવશ્યકતા છે,મારા સન્મિત્રો ! તમને કેટલુક કઠોર અને તીવ્ર સત્ય સંભળાવવાની પણ મારી ઇચ્છા છે વર્તમાનપત્રોમા હુ અનેક વાર વાંચુ છુ કે જ્યારે આપણા ગરીબ દેશવાસીમાથી કોઇની સાથે અમુક યૂરોપિયનનો અયોગ્ય વ્યવહાર જાહેરમા આવે છે, અથવા કોઇ મગરૂર પાશ્ચાત્ય વ્યક્તિને હાથે આપણા કોઇ ગરીબ દેશવાસીનો વિના કારણે ઘાત થયેલો જણાય છે, ત્યારે આપણા લોકો સમગ્ર દેશમા ધાંધલ મચાવી મૂકે છે. એવા પ્રસંગ જ્યારે હુ વાંચુ છું ત્યારે હુ પુષ્કળ રડુ છુ, પણ બીજીજ પળે મારા અંતઃકરણમા પાછો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એવા કુટિલ વ્યવહાર અને ત્રાસની જવાબદારી કોને શિર છે ? એક વેદાન્તી તરીકે એ પ્રશ્નની જવાબદારી હુ પોતે મારા માથાપર મૂકુ છુ હિન્દુધર્મનો આન્તરિક સ્વભાવ વસ્તુમાત્રને આધ્યાત્મિક દષ્ટિથી જોવાનો છે, એથી હુ એ પ્રશ્ન મને પોતાનેજ પૂછુ છુ કે, નિર્દોષની હત્યા તેમજ કુટિલ વ્યવહારને માટે વિશેષ દોષપાત્ર કોણ છે ? તરતજ મારા અંતરાત્મામાથી જવાબ મળે છે કે– "એવા બનાવના નિમિત્ત કારણરૂપે યૂરોપિયન દોષપાત્ર નથી આપણી સાથે કરવામાં આવતા અસદ્વ્યવહારને માટે તેઓ બિલ્કુલ જવાબદાર નથી આપણી ભયંકર અધોગતિ, આપણી વિવિધ આપત્તિ અને આપણા વિષમ વિનિપાતને માટે આપણે આપણે ને આપણેજ દોષપાત્ર છીએ " આપણા મધ્યકાલીન મદમસ્ત પૂર્વજો, પોતાની સત્તાના મદનેલીધે અંધ થએલા એ પૂર્વ પુરૂષો આપણા દેશના સામાન્ય જનસમાજને પોતાના ચરણતલ નીચે ચગદીને આજસુધી તેમની સાથે એવો કુટિલ વ્યવહાર કરતા આવ્યા છે કે, ગરીબ અને સામાન્ય પ્રજાવર્ગ છેકજ અસહાય નિરાધાર હાલતમા આવી પડયો, અને ચોમેર ચાલી રહેલા તુમુલ તોફાનમાં અસહ્ય ત્રાસ વેઠતા આપણા દીન દેશીઓનુ એવુ પ્રબલ પેષણ થવા લાગ્યુ કે તેઓ પોતે મનુષ્ય પ્રાણી છે, એવુ પણ ભૂલી ગયા ! અનેક શતકોસુધી તેઓ બિચારા વનમાથી લાકડા કાપી લાવવાનુ અને કૂવામાથી પાણી ખેંચવાનુ કામજ કરતા રહ્યા છે ઉન્નત વ્યવહાર અને જીવનનુ તેમણે કદિ સ્વપ્ન પણ ભોગવ્યુ

નથી તેઓ જન્મથીજ દાસાનુદાસ કે અધમ ગુલામ હોય અને પાણી ભરવા કે લાકડા કાપવાનેજ જન્મ્યા હોય, એવી માન્યતાની તેમનાપર શિરજોરીથી ફરજ પાડવામા આવે છે આધુનિક કેળવણીને માટે આપણે અભિમાનથી ગમે તેટલા ફુલાઇ જતા હોઇએ, પરન્તુ ઉચ્ચ શિક્ષણને પ્રતાપે હૃદયની જે ઉદારતા થવી જોઇએ તેનો આપણામા એક પણ અશ નથી શૂદ્રાતિશૂદ્ર ગણાતા અસ્પર્શ્ય જાતિના આપણાજ દેશવાસી ગરીબ બધુઓને માટે જ્યારે કોઇ પણ દિશામા દયા, મમતા અને લાગણીના બે શબ્દ સાભળવામા આવે છે, ત્યારે તરતજ આપણા ધર્મઢોગી મહાપુરૂષોને તિરસ્કારથી પાછા હઠતા જોઇ મારૂ હૃદય ચીરાઇ જાય છે. એ હલકી જાતિના મનુષ્યોને ઉન્નતિના માર્ગમા આગળ વધારી ઉદ્ધાર કરવાના આપણા કર્તવ્યમાથી–તેમને નિષ્કારણ ચરણતલ નીચે ચગદાઇ જતી સ્થિતિમાથી બચાવી લઇ તેમનુ કલ્યાણ કરવાના ઉદાર કર્તવ્યમાથી, જે ભારતવાસીઓ પાછા હઠે છે, તેઓજ આપણા ઉપર ચાલેલા વિદેશી અત્યાચારને માટે દોષિત છે, એટલુજ નહિ પણ વિશેષમાં મને એમ પણ લાગે છે કે પશુવૃત્તિવાળા જે રાક્ષસી વિચારોવડે વશપરપરાની શ્રેષ્ઠતાનો દાવો ધરવામા આવે છે, અને એ પક્ષપાતી દુષ્ટ દાવાથી ઇશ્વરનાજ સતાનો અને ખાસ પોતાનાજ દેશબધુઓને છેક હલકા ગણી તેમની છાયાથી પણ દૂર રહેવામા આવે છે, એ મહાપાપનેજ પ્રતાપે બાહ્ય દેશોમાથી પશુવૃત્તિ અને ત્રાસજનક અત્યાચારોના પ્રવાહ આવે છે અમેરિકામા જે મહાન ધાર્મિક પરિષદ્ ભરાઇ હતી ત્યાં વિવિધ ધર્મ અને વિવિધ જાતિના પ્રતિનિધિઓમા આફ્રિકાની નીગ્રો જાતિનો એક યુવક મારી નજરે પડયો, અને આશ્ચર્યની વાત તો એ છે કે આફ્રિકાના એ કાળા નીગ્રોએ એ મહાસભામા એક સુદર વ્યાખ્યાન આપ્યુ હતુ એ ચચલ અને ઉત્સાહી યુવકમાટે મને કુતૂહલ ઉત્પન્ન થયુ અને તેના વિષે કઇક વિશેષ જાણવાની જિજ્ઞાસા પ્રદીપ્ત થઇ વચ્ચે વચ્ચે થોડો સમય મે તેની સાથે વાતચિત કરી, પરન્તુ તેના જીવનવૃત્ત સબધી એક અક્ષાક્ષર પણ મારા જાણવામાં આવ્યો નહિ. એ પ્રસગને કેટલોક સમય વીતી ગયા પછી જ્યારે હુ ઇંગ્લાડમાં હતો ત્યારે કેટલાક અમેરિકાવાસી સદ્‌ગૃહસ્થોની સાથે મને મેળાપ થયો તેમણે એ નીગ્રો યુવકના સબધમાં મને આ પ્રમાણે હકીકત જણાવી.–"એ ચચલ નીગ્રો યુવકનુ કુટુબ મધ્ય આફ્રિકામા રહેતુ હતુ એનો પિતા નીગ્રો જાતિના એક ટોળા ઉપર સરદારી ભોગવતો હતો દૈવવશાત્ એક બીજા બલવાન નીગ્રો સરદાર સાથે તેના પિતાને વિરોધ થયો બન્ને વચ્ચે અમુક સમય સુધી વૈર અને દ્વેષવડે પ્રકટેલા ક્રોધાગ્નિને પરિણામે યુવકનો પિતા દુશ્મનના કાવા–દાવાનો ભોગ થઇ પડયો. રાક્ષસવૃત્તિના બલવાન નીગ્રો સરદારે તેના પિતાની સાથે, તેની માતાનુ પણ ખૂન કર્યું, અને એ દુષ્ટોના

હાથમા ભોગ થઇ પડેલા દંપતીને એ દુષ્ટો કાપી રાંધીને ખાઇ ગયા તેમના એકના એક છોકરાને પણ પકડી રાખીને તેની મીજબાનીઓ ઉડાવવાની ગોઠવણ ચાલતી હતી, પરન્તુ પ્રભુકૃપાએ છોકરો તેમના હાથમાથી નાશી છૂટયો અને અનેક વિષમ વિપત્તિઓ વેઠતો સેંકડો કોશના સખ્ત પ્રવાસનુ ભયંકર સંકટ સહન કરતો ફરતો, ઠામ ઠામ લપાતો-છૂપાતો સમુદ્રકિનારે આવી પહોચ્યો ત્યા પ્રભુ કૃપાથી અમેરિકાની એક આગબોટ ઉપર તેને ઉંચકી લેવામા આવ્યો એજ આગબોટમા તેને અમેરિકાસુધી લાવવામાં આવ્યો હતો" મનુષ્યાહારી નીચ જાતિમાથી ઉત્પન્ન થએલા એજ યુવકે અમેરિકાની ધર્મસભાની રંગભૂમિ ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યુ હતુ આવા પ્રસંગો જોયા પછી તમારી વંશપરંપરાની શ્રેષ્ઠતામાટે અને તમે પોતે પોતાને હાથે ધારણ કરી લીધેલી મહત્તાને માટે મારે શુ વિચારવુ ? જો વંશપરંપરાની ને જન્મથી માની લીધેલી શ્રેષ્ઠતાને યોગે એક ચંડાલ અથવા પેરિયા કરતા વેદાધ્યયન કરવામાં બ્રાહ્મણોનો અધિકાર વિશેષ હોય, તો એ બ્રાહ્મણોના શિક્ષણમાટે રાતી પાઇ પણ ખર્ચવી તે મહાપાપ છે અને તેને બદલે પ્રભુના જ્ઞાન અને પ્રકાશથી વંચિત રહેલા, અતિ શૂદ્ર અને અધમ લાચાર લોકોને શિક્ષણ આપવામા તથા તેમના પ્રત્યેક અપવિત્ર ઝુંપડાને પ્રભુના પ્રકાશથી પવિત્ર કરવામા મહાન પુણ્ય સમાએલુ છે જો દાન આપવુ જ હોય તો દીન અને દુખીનેજ આપો, કેમકે તેમને તમારા દાનની ખાસ જરૂર છે તેઓ તમારા દાનનો ઉત્તમ ઉપયોગ કરી શકશે અને તેમના આશીર્વાદથી તમારૂ પરમ કલ્યાણ થશે બ્રાહ્મણ જન્મથીજ વેદનો અધિકારી હોવાથી અને માતાના ગર્ભમાથીજ બુદ્ધિ-શક્તિ સાથે લાવેલો હોવાથી, તમારી સહાય કે તમારા દાન વગરજ પોતાના સ્વાભાવિક શક્તિપ્રભાવે યથેચ્છ શિક્ષણ લઇ શકશે હલકી જાતિમા જન્મ પામનારા જન્મથીજ એવા બુદ્ધિશાળી ન હોય તથા ઉત્તમ અધિકાર લઇને જન્મ્યા ન હોય, તેથી તો તેમનેજ શિક્ષણ અને શિક્ષકની વિશેષ આવશ્યકતા છે એ બન્ને સાધન તેમને વિશેષભાવે હૃદયપૂર્વક પૂરા પાડો મારી સમજણ પ્રમાણે એજ યોગ્ય વિચાર અને ન્યાય છે આપણા દેશના હલકી જાતિના ગરીબ અને દુખી લોકો, પક્ષપાત અને ત્રાસ નીચે ચગદાતા આપણી ભારતમાતાના દીન સંતાનો, તેમને યોગ્ય શિક્ષણ આપી, સંપૂર્ણ સહાય કરી, તેમનુ યથાર્થ સ્વરૂપ સમજાવી તેમનો ઉદ્ધાર કરવામાં જે પુણ્ય સમાએલુ છે, તેની સાથે જગતના બીજા કોઇ પણ પુણ્યને સરખાવી શકાય તેમ નથી બંધુઓ ! જન્મના કે જાતિના, ધર્મ કે દેશના કશા પણ મતભેદ-વિના, નિર્બલ કે સબલ, શ્રીમાન તેમજ ગરીબ, પ્રત્યેક સ્ત્રી, પુરૂષ કે બાલકને ખુલ્લા હૃદયથી સંભળાવો ને શિખવો કે, સબળ તેમજ નિર્બળની પાછળ, ઉંચ તેમજ નીચની પાછળ, અમીર તેમજ ફકીરની પાછળ, મનુષ્યમાત્રની પાછળ, તેના

સ્થૂલ શરીરના પડદા પાછળ એજ સર્વવ્યાપી અનત આત્મા વિલસી રહ્યો છે અને એ આત્માને પ્રભાવે પ્રાણીમાત્રને શ્રેષ્ઠ અને મહાન થવાનો સપૂર્ણ અધિકાર છે પ્રભુપદની પૂર્ણતાને પામવાનો પ્રાણીમાત્રને એક સરખો હક્ક છે આત્મશક્તિ અને ચેતનસત્તાનો વારસો નિષ્પક્ષપાત પરમાત્મા તરફથી સર્વને એકસરખોજ મળેલો છે એ નિષ્પક્ષપાત આદર્શને અતરમાં ઉતારી પ્રત્યેક આત્માને નિષ્પક્ષપાત બુદ્ધિવડે ઉદ્‌ઘોષ કરી મહાન વેદમત્ર સભળાવો કે –" **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।** ઉઠો, જાગ્રત થાઓ અને પરમ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ થાય ત્યાસુધી ઉત્સાહથી આગળ વધો " જડ નિદ્રાને લાત મારી દૂર કરો પ્રમાદના ગોગમા પુરૂષાર્થ બલથી ઉપાડો અને દીનતા તેમજ દુર્બલતાની જાદુઈ નિદ્રામાથી જાગી ઉઠો તમારી અનત શકિત તરફ નજર કરો. વાસ્તવિક રીતે કોઇ પણ નિર્બળ અથવા નિર્માલ્ય નથી પ્રત્યેક વ્યકિતના અતરાત્મામાં સર્વોત્તમ, સર્વવ્યાપી અનત આત્મશકિત સ્વાભાવિક રીતેજ ભરપૂર રહેલી છે, માટે નિદ્રાને ખખેરી ઉત્સાહભેર જાગ્રત થાઓ તમારા સ્વરૂપનો નિશ્ચય કરો તમારી પોતાની પ્રબલ શકિતની અજમાયશ કરો અને તમારા હૃદયમાં વિરાજતા પરમાત્માને પ્રકટ કરો પાછા હઠીને, દીનતા બતાવીને, ભીરૂ બનીને તમારી પોતાની આત્મશકિતનું વિસ્મરણ ન કરો આપણી પ્રજામા બહુ લાબા સમય થયા પ્રબલ પ્રમાદ, અનત આલસ્ય, નિષ્ક્રિય જડતા, અપાર દુર્બલતા, દીનતા અને પ્રબળ મોહવિકાર પોતાનો અધિકાર જમાવી રહ્યા છે આધુનિક હિન્દુ બધુઓ ! તમારા ઉપર ફેલાએલી મોહજાલને કાપી નાખો. જડ પ્રમાદની મોહક મત્રશકિતએ તમારા હાથ—પગમા અશકિતની જે લોખડી બેડીઓ નાખેલી છે તેને કર્તવ્યના વજ્રથી છિન્ન ભિન્ન કરી નાખો, અને આ સસારમા પૂર્ણ સ્વતત્ર—મુક્ત બનીને સનાતન ધર્મના દિવ્ય માર્ગમા આગળ વધો તમારા સર્વ બધનોને દૂર કરવાનો ઉપાય તમારા પોતાના પવિત્ર શાસ્ત્રોમાજ છે પ્રથમ તમે પોતે આત્મવિશ્વાસપૂર્વક આત્મસ્વરૂપ પ્રાપ્ત કરો, અને પછી વ્યાવહારિક આત્મજ્ઞાની બનીને હિન્દુ જનસમાજને સર્વશકિતપૂર્ણ આત્મસ્વરૂપ તેમજ આત્મસ્વભાવનો ઉપદેશ આપો એ આત્મશકિત કેવી રીતે જાગ્રત થાય છે તેની દિવ્યજ્યોતિના દર્શન કરાવવામાટે પ્રબલ નિદ્રાના ઘોર ઘેનમા ઘેરાએલા દેશવાસીઓને જાગ્રત કરો વેદાન્તના ડંકા વગાડી તેમની કુભકર્ણના જેવી ઘોર નિદ્રાનો ભગ કરો જ્યારે જાગ્રતિ આવશે અને પ્રમાદની નિદ્રામા પ્રસુપ્ત થએલો દેશનો આત્મા પ્રબુદ્ધ બનીને પોતાના સ્વરૂપનો પ્રભાવ સપૂર્ણ સમજી શકશે, ત્યારેજ પૂર્વનું ગૌરવ પાછુ પ્રાપ્ત થશે, ત્યારેજ સર્વ પ્રકારની મહાશક્તિઓ પોતાની મેળે પાછી આવશે, અને ત્યારેજ મહીતલમા આ ભારતવર્ષ પોતાનો મહિમાધ્વજ પુન ફરકાવશે સાધુતા અને સાત્વિકતા, પવિત્રતા અને

ઉદારતા, તેમજ જે કંઇ સાત્ત્વિક સુખરૂપ સર્વનું કલ્યાણસાધક છે, તે પોતાની મેળેજ સમગ્ર બ્રહ્માંડમાંથી એકઠું થઇને તમારી આત્મશક્તિના કેન્દ્રસ્થાનમાં અનાયાસે હાજર થશે. તમારી જે જે ઉચ્ચ ભાવના છે, તે સર્વ સફલ થશે, તમારી સઘળી માગણીઓ તમને પોતાની મેળે મળી રહેશે. ઉપનિષદ્‌ના સર્વોત્તમ સારરૂપ શ્રીકૃષ્ણની ઉપદેશવાણી ગીતાજીમાં પણ સત્ત્વ અને સારરૂપ આ બે શ્લોકો પ્રબળ જુસ્સાથી સર્વોત્તમ પદપરથી ધસી આવતા મને જણાય છે. એ શ્લોકો કેવા બલપ્રદ અને કેવા સાહસિક ઉદારભાવને જગાડનારા છે, તેનો તમે પોતેજ વિચાર કરી લો. સાંભળો —

" **समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥**
**सम पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥** "

અર્થાત્ "સર્વ નાશવંત પ્રાણી–પદાર્થોમાં, જે મનુષ્ય અવિનાશી પરમેશ્વરને સમભાવે વ્યાપી રહેલા જુએ છે, તેજ યથાર્થ જોઇ શકે છે, કારણ કે સર્વત્ર–સર્વ જડ ચૈતન્યમય બ્રહ્માંડમાં–ઈશ્વરને સમાનભાવે વ્યાપી રહેલા જોઇને આત્માદ્વારા તે આત્માની હિંસા કરતો નથી, અને એવી અહિંસાયુક્ત સમાન વૃત્તિથી તે અનાયાસે પરમ ગતિને પામે છે, અંતિમ લક્ષની સહજમાં પ્રાપ્તિ કરી શકે છે."

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે વેદાન્તદ્વારા આ દેશમાં તેમજ અન્યત્ર વિશાળ રીતે લોકહિત તેમજ જનસેવા સાધી શકાય છે. આ લોક તેમજ પરલોકની સદ્‌ગતિ સહજમાં મેળવી શકાય છે. માનવજાતિનું આ જગતમાં હિત કરવાનો વેદાન્ત જેવો બીજો કોઇ પ્રબળ માર્ગ નથી. આ દેશમાં તેમજ બીજા સર્વ દેશોમાં માનવજાતિના ત્રિવિધ તાપ દૂર કરવામાટે અને તેમનો ઉત્તરોત્તર ઉત્કર્ષ કરવામાટે, સર્વશક્તિમાન પરમાત્માની સર્વત્ર એકસરખી રીતે વ્યાપી રહેલી આત્મસત્તાના અદ્‌ભુત સિદ્ધાંતયોગે પ્રાણિમાત્રના કલ્યાણનો વેદાન્તધર્મ સર્વત્ર વિસ્તારવો જોઇએ. જ્યાં જ્યાં દુષ્ટતા અથવા અનિષ્ટ નજરે પડે, જ્યાં જ્યાં અજ્ઞાનનો અંધકાર ફેલાએલો હોય, તેમજ જ્યાં જ્યાં દુઃખ, દરિદ્રતા અને દીનતા વ્યાપી રહ્યાં હોય, ત્યાં ત્યાં એ બધી દુર્દશા માત્ર ભેદબુદ્ધિ, પરસ્પરના અભાવ, વિરોધ અને કુસંપને લીધેજ થએલી હોય છે, એવું આપણાં શાસ્ત્રોમાં સ્પષ્ટ કહેલું છે. અને મારા જાતિ અનુભવથીજ આપણા એ સિદ્ધાંતને પરિપૂર્ણ પુષ્ટિ મળી છે. બીજી તરફ સર્વત્ર સમાનભાવ અને અભેદબુદ્ધિ રાખવાથી તેમજ ભિન્ન ભિન્ન જણાતા આ સકલ પ્રાણી–પદાર્થોમાં વાસ્તવિક એકજ પરમસત્તા વ્યાપી રહી છે, એવો દૃઢ વિશ્વાસ ધારણ કરવાથી ત્રણે પ્રકારના તાપ–સંતાપ નષ્ટ થાય છે. દુઃખ,

દીનતા અને દારિદ્ય દૂર થાય છે, અને સર્વ પ્રકારના સર્વના પરમ કલ્યાણના દ્વાર ઉઘડી જાય છે વેદાન્તનો આજ ઉંચામા ઉંચો આદર્શ છે વેદાન્તભાવનાનુ આજ સર્વોત્તમ ફલ છે

બન્ધુઓ ! માત્ર ધાર્મિક શ્રદ્ધા કે વિશ્વાસથી ઉંચો આદર્શ ધારણ કરવો એ એક સામાન્ય વાત છે, પણ પોતાના હમેશના ચાલુ જીવનની ઝીણી-મોટી પ્રત્યેક બાબતોમા એજ ઉચ્ચ આદર્શ અનુસાર વર્તન કરવું, મનસા, વાચા, કર્મણા, કિંમત આદર્શના ઉચ્ચતમ શિખરપર ચડવાનો નિયમિત પુરૂષાર્થ કરવો એજ ઘણી મહત્ત્વની વાત છે પ્રતિભા અથવા કલ્પનાના યોગે એકાદ ઉંચો આદર્શ આાંકી બતાવવો એજ સારી વાત છે એવી પ્રતિભા ખરેખર પ્રશસાપાત્ર છે આપણી પ્રજા એવા ઉચા આદર્શો આજે હજારો વર્ષથી આકતી આવી છે, પરન્તુ તેમની દિવ્ય ચેતનાને પોતાના જીવન અને વર્તનમા નસે નસમા વહેતી કરી આગ ભેલા ઉચ્ચ આદર્શોને પહોચી વળવાના વ્યાવહારિક પ્રયત્નો ક્યા છે ? પોતાના કર્તવ્યોમાં એજ આદર્શોને ખડા કરવાનો દૃઢતાપૂર્વક ઉપાય કોણ કરે છે ?

અહી સ્વાભાવિક રીતે ગુચવણ ભરેલો એક કઠિન પ્રશ્ન ઉપસ્થિત થાય છે એ પ્રશ્ન આપણા દેશમા હજારો વર્ષથી ચર્ચાતો સામાજિક સુધારો અને જ્ઞાતિ-વ્યવસ્થાનો છે હું તમને અહી સ્પષ્ટ કહુ છુ કે હું એ પ્રકારનો સામાજિક સુધારક નથી, તેમ જ્ઞાતિબધનનો વિરોધી પણ નથી તમારી જ્ઞાતિઓના ઝગડા સાથે અથવા તમારા કહેવાતા સામાજિક સુધારાના પ્રયત્નો સાથે મારે વિશેષ સબધ નથી જે જ્ઞાતિ અથવા જે વર્ણસ્થિતિમાં તમારી ઇચ્છા હોય તેમા સુખેથી રહો, કોઇ તમને પ્રતિબધ કરતુ નથી, પણ એથી બીજી જ્ઞાતિ કે બીજા મનુષ્યોનો તિરસ્કાર કરવાનુ તમને શુ કારણ છે ? તમારી જ્ઞાતિ, તમારો ધર્મ, તમારો મત અને તમારૂ સ્વાભિમાન જેમ તમને પ્રિય છે, તેમજ દરેક મનુષ્યને પોતપોતાનું મતવ્ય અને સામાજિક બધારણ પ્રિય હોય છે. તમારા દૃષ્ટિબિંદુથી જેમ તમે પોતાની પરિસ્થિતિ ઘડો છો, તેમજ દરેક પ્રાણી પોતાના દૃષ્ટિબિંદુથી પોતાનુ જગત રચે છે તમારૂ તમારે માટે સારૂ છે, મારૂ મારે માટે સારૂ છે અને બીજાનુ બીજાને માટે સારૂ છે મારૂ સારૂ અને તમારૂ નઠારૂ એમ કહેવાનો મને શો હક્ક છે ? મિથ્યાભિમાનથી દૂર રહો, અભાવ અને ધિક્કારથી પણ દૂર રહો, કારણ કે ધિક્કારથી ધિક્કારજ મળશે અને પ્રેમથી પ્રેમ મળશે સમગ્ર જગતમા હુ માત્ર પ્રેમ અને અભેદભાવનોજ પ્રચાર કરૂ છુ પ્રેમનો પ્રચાર એજ મારો મહદ્‌ધર્મ છે મારા ઉપદેશ અને ધર્મશિક્ષણનો પાયો આત્માની વિશ્વવ્યાપકતા, સમભાવ અને અભેદભાવના મહાન વેદાન્તસિદ્ધાન્તોના આધારપરજ રચાયો છે લગભગ સોએક વર્ષ થયા આપણા દેશ ઉપર કપોલકલ્પિત, તેમ કોઇ ઠેકાણે શાસ્ત્રીય સામાજિક સુધા-

રણાનાં વિવિધ સ્વરૂપોની ભરતી ચઢવા માંડી છે ઠામ ઠામ નવા નવા રૂપમા સામાજિક સુધારાની દરખાસ્તો રજુ થાય છે, અને અનુકૂલ-પ્રતિકૂલ સંયોગોમા વિકાસ કે સંકોચ પામતી જાય છે આજના એ સુધારકોનો કંઈ પણ દોષ કાઢવાનુ મારે કંઈ અંગત કારણ નથી. મારી માન્યતા પ્રમાણે તેમાના ઘણા શુદ્ધ હૃદયથી કામ કરનારા, દેશની દાઝ ધરાવનારા અને પોતે હાથે ધરેલા કાર્યને મારી રીતે સમજનારા છે, અને અમુક અંશે તેમના હેતુ અને ઉદ્દેશો પ્રશંસાપાત્ર પણ છે. પરન્તુ એ સો વર્ષ દરમિઆન સામાજિક સુધારાને નામે જે અગણિત યત્નો થયા છે અને થાય છે, તેનુ કંઇ સ્થાયી, ઉપકારક અને મૂલ્યવાન પરિણામ સમગ્ર દેશના કોઇ પણ ભાગમા આજસુધી પ્રકટયુ હોય એમ જણાતુ નથી, તેમ એવા પ્રયત્નોને જન-સમાજ વધાવી લેવાને તત્પર હોય એમ પણ જણાતુ નથી જાહેર અથવા સાંપ્રદાયિક રંગભૂમિઉપર ખુલ્લી હવામા અથવા કોઇ સંસ્થાના મંદિરમા ઠામ ઠામ હજારો સભાઓ ભરાય છે, જોરશોરથી જાહેર ભાષણોના ધ્વનિ કર્ણપટ પર અથડાય છે કે નવુ જણાતુ વિદેશી બધુ સારૂ સંગ્રહવા લાયક અને હૈયાનો હાર કરી રાખવા જેવુ છે, પરંતુ મારે સખેદ કહેવુ પડે છે કે આપણી આજની ઘણી ખરી સુધારક ચળવળો વિચાર વગરના તારતમ્યહીન પાશ્ચાત્ય અનુકરણમાજ સમાઇ રહી છે આપણા દેશ, કાળ અને સ્થિતિને ઘણી રીતે લાગુ ન પડે તેવી પાશ્ચાત્ય કાર્યપદ્ધતિ અને આચાર-વિચારોને આંધળી આંખે સ્વીકારીને આપણા પ્રજાવર્ગમાં પ્રચલિત કરવાનો પ્રયત્ન કરવામા આવે છે, પરન્તુ ભારતમા એવા અવિચારી આચાર-વિચારના પ્રયત્નો કદિ પણ સ્થાયી રૂપ ધારણ કરી શકશે નહિ દૂરદર્શિતાથી દેશ-કાળ-સ્થિતિ તપાસી, હિતાહિત પરિણામનો પૂર્ણ વિચાર કરીને, આપણા ગરીબ દેશ અને આપણી સારી સ્થિતિને બંધબેસતા આવે એવાજ સુધારા અને રિવાજો જ્યાંસુધી હાથ ધરવામાં નહિ આવે, ત્યાંસુધી આપણા બધા આધુનિક સામાજિક આંદોલનો વંધ્યત્વ સ્થિતિમાજ રહેશે એનુ સારૂ કે સ્થાયી પરિણામ આવે એવી આશા રાખવી એ મૃગજળ જેવુ છે બીજી વાત એ લક્ષમા રાખવાની છે કે પ્રજાવર્ગને ઉતારી પાડી તિરસ્કાર અને નિષેધથી સુધારાના હવાઈ મહેલને સ્થાયી કરવાનો ખ્યાલ કરવો તે સર્વથા પણ વ્યર્થ છે ત્રીસ કરોડ જનસંખ્યાના આપણા વિશાળ હિંદવાસીઓમાં અનેક દોષો આજે દીર્ઘ સમયથી ઘર વાલી બેઠા છે, તે આપણે જાણીએ છીએ, પરન્તુ દોષો અથવા ન્યૂનતા જગતની કયી પ્રજા અને કયી જાતિમા નથી? કયો જનસમુદાય સર્વ વાતે સંપૂર્ણ અને સર્વજ્ઞ છે? મારા સ્વદેશી બન્ધુઓ! આધુનિક જગત સાથેના મારા દીર્ઘ પરિચય ઉપરથી હુ નિસંકોચ રીતે કહી શકુ છુ કે, જગતના વિવિધ દેશોમા વસતી વિવિધ પ્રજા અને જાતિઓ સાથે આપણી હિંદુપ્રજાની તુલના કરી જોતાં

મને સંપૂર્ણ ખાતરી થઇ છે કે ઉચ્ચ પ્રકારની નીતિ, પવિત્રતા, સરલતા અને દિવ્યતાનું દર્શન જેટલે અંશે આપણી જાતિમાં થઇ શકે છે, તેમજ માનવજાતિને સર્વાંશે સુખી બનાવવાના ઉપર્યુક્ત હેતુ અને યોજનાઓપૂર્વક જે સંસ્થાઓ અને પ્રથાઓ આપણા દેશમાં પ્રચલિત છે, તે સર્વથા સર્વોત્તમ છે ખરૂં પૂછો તો મને કોઇ પણ પ્રકારના સુધારા કે સંશોધનની કશી પણ આવશ્યકતા જણાતી નથી આજના કહેવાતા સુધારાનું નામ સાંભળતાં પણ મને કમકમાટી છૂટે છે! મારો આદર્શ આપણી પોતાની પ્રથાઓને પ્રજાકીય દૃષ્ટિથી નિર્મલ, પરિપૂર્ણ તેમજ વિકસિત બનાવી દેશ–કાલના કુસંસર્ગથી તેમનામાં જે મલિનતા પેઠી હોય તેનું માત્ર સંમાર્જન કરી, પ્રાચીન ઉજ્જવલ સ્વરૂપમાં તેનો પુનરુદ્ધાર કરવાનોજ છે આપણા દેશના પ્રાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં અનાયાસે જોઇ શકાય છે કે માનવજાતિના વિકાસ અને સુધારાને માટે સ્વાર્થરહિત ઉદાર વિચારપૂર્વક જેટલો પરિશ્રમ આપણા દેશે કરેલો છે, તેટલો જગતના બીજા કોઇ પણ દેશ તરફથી થયો નથી ધર્મશાસ્ત્રોના અને પ્રાચીન ઇતિહાસના સૂક્ષ્મ અવલોકનને યોગે એ વિષયમાં મારી સંપૂર્ણ ખાતરી થઇ ચૂકેલી છે, એથીજ મારા દેશની પ્રથા અને મારી પ્રજાના રીતિરિવાજોમાટે મારી પાસે અભાવ અથવા તિરસ્કારનો શબ્દ નથી. બહુ વધારે કહું તો એટલુંજ તમને કહેવા જેવું છે કે આજસુધી તમે ઘણું સારૂં કાર્ય કરેલું છે, પરન્તુ એથી પણ વધારે સારૂં કરવાનો યત્ન આદરો દૂર દૂરના ભૂતકાળમાં ભારતભૂમિએ ઘણાં મહાન કાર્યો સિદ્ધ કરી પોતાનો શ્રેષ્ઠ પારમાર્થિક પાઠ ભજવી બતાવ્યો છે, અને ભાવીના ગર્ભમાં એથી પણ ઉત્તમ કાર્યોને માટે સંપૂર્ણ અવકાશ છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આ કર્મ-ભૂમિ ભારતમાં રહીને આપણે સુસ્ત બનીને કદિ પણ સ્થિર કે નિષ્ક્રિય રહી શકીએ તેમ નથી ધર્માન્ધ જૂના વિચારના હિંદુવર્ગ ઉપર ઉપહાસપૂર્વક કરવામાં આવતા આક્ષેપોના મહાભારત જેવડા પુસ્તકો રચાય છે, અને બિચારી અધ-પતિત હિંદુજાતિનો ઉદ્ધાર કરવાને આજનો સુધારક ભારતના વાતાવરણને ધમ-ધમાવી રહ્યો છે, છતાં પણ શોચનીય વાત એજ છે કે તેનું કંઇ શાશ્વત વ્યાવ-હારિક સારૂં પરિણામ જણાતું નથી આ પ્રમાણે પાણીપર કરેલા લીસોટાની પેઠે સુધારાના પ્રબલ પ્રયત્નો છેકજ વ્યર્થ નીવડે છે તેનું કારણ શું? દોષનું મૂળ ક્યાં રહેલું છે? જરા દીર્ઘ વિચાર કરી જોઇએ તો તેનું કારણ આપણને સહજ મળી શકે તેમ છે એ કારણ હિંદુપ્રજાના ચાલુ રિવાજો અથવા પ્રાચીન વિચારોપ્રતિ તિરસ્કાર અથવા અભાવ દર્શાવવાથી ઉત્પન્ન થાય છે મેં તમને પૂર્વે કહ્યું તે પ્રમાણે એક પ્રજા તરીકે, એક દેશના એકત્ર સમુદાય તરીકે ઐતિહાસિક દૃષ્ટિથી આપણા સ્વભાવ તેમજ વર્તનની ચોક્કસ મર્યાદા બાંધવાની પ્રથમ જરૂર છે. હું

કબૂલ કરૂ છુ કે બીજી પ્રજાઓ પાસેથી આપણે ઘણી ચીજો લેવાની છે, હિંદની સરભૂમિથી બહારના પ્રદેશમાં પણ આપણા ભાવી બંધારણમાટે જે જે ઉપકારક અને ઉપયુક્ત આચાર–વિચાર તેમજ પ્રથાઓ આપણને હિતાવહ જણાય, તે ગ્રહણ કરવાની પણ આપણને જરૂર છે, પરન્તુ તેથી એમ નથી ઠરતુ કે આપણુ જૂનુ તે બધુ સડેલુ અને ફેંકી દેવા જેવુ છે આપણી આંખે જે ક્ષણે આપણે કર્મ-હીન, નિષ્ક્રિય અથવા પ્રમાદની જડતાવાળા થઇશુ, તેજ ક્ષણે આપણો સર્વનાશ થવાનો છે ભાવીની અવ્યક્ત સપાટી ઉપર આપણે માટે માત્ર બેજ માર્ગો નિર્માણ થએલા જણાય છે પહેલો માર્ગ સાત્વિક પુરૂષાર્થદ્વારા આગળ વધવાનો અને બીજો માર્ગ કર્મહીન દશાદ્વારા વિનાશની અંધારી ખીણમાં વિલુપ્ત થવાનો વિકાસ અથવા સંકોચ, પ્રગતિ અથવા અધોગતિ, એવા સાપેક્ષ ગુણસ્વભાવવાળા દ્વન્દ્વો આપણી દૃષ્ટિ સામે ખડા છે જે માર્ગ પસંદ કરવો હોય તેની જવાબદારી આપણે પોતાને શિર છે આપણા પુનીત પૂર્વજોએ ભૂતકાલના વિશાળ અંતરાયમાં અનેક મહાન કાર્યો કરેલા છે, પરન્તુ આપણે તેમનાથી પણ વિશેષ વિકાસવાળી ચેતન-મય દિવ્ય જીવનદશામા આગળ વધી આપણા પિતૃઓએ પ્રાપ્ત કરેલી મહત્તાને પણ કૂદાવી વિશેષ આગળ વધવાનુ છે બન્ધુઓ! આપણે પાછા હઠીને અધ-પાતના તિમિરાવૃત ગર્તમા આંખો મીંચીને કેવી રીતે પડી શકીએ? કદી પણ નહિ એમ કદી બનવાનુજ નથી પાછા હઠવુ એ તો આપણી પ્રજાને માટે ક્ષય અને વિનાશમાજ લઇ જનારૂ છે, માટે દૃઢતાથી આગળ વધો, અને મહાન પરાક્રમો-દ્વારા ભારતનો ગૌરવધ્વજ ગગનમંડળમા ફરકાવો મારે તમને ખાસ એજ કહે-વાનુ છે હુ કોઇ ક્ષણિક સામાજિક સુધારાનો પ્રચારક અથવા ઉપદેશક નથી આપણી સમાજના દોષો હુ જોઇ શકતો નથી એટલે તેમનુ નિવારણ કરવાના ઉપાયો ક્યાથી સૂચવી શકુ? હુ તો તમને માત્ર એટલીજ સૂચના કરૂ છુ કે તમારા શાશ્વત વૈદિકમાર્ગમા–તમારા નિ સ્વાર્થ આચાર–વિચારોની સાર્થકતામા આગળ વધીને, માનવજાતિની પ્રગતિને માટે જે ઉત્તમ વ્યાવહારિક યોજનાઓ તમારા પ્રમદ્ય પૂર્વજોએ શોધેલી છે તેને પરિપૂર્ણ કરો એ યોજનાઓ તમારા બહુશ્રુત અને દીર્ઘદર્શી પૂર્વજોએ સર્વોત્તમ વ્યવસ્થા અને નિયમપૂર્વક ઘડેલી છે તેનામા એક પણ ખીલી વધારે ઠોકવાની કે તેના પાયામાથી એક પણ કાંકરી ખેંચી કાઢવાની બીલકુલ જરૂર નથી એવો યત્ન કરવા જતાં લાભને સ્થાને હાનિ થવાનોજ વધારે સંભવ છે માત્ર તેની દિવાલોને લૂણો લાગેલો હોય, તો તેને વ્યાવહારિક વેદાન્તના સિદ્ધાન્તોથી સ્વચ્છ બનાવીને તેનો પુનરુદ્ધાર કરવાનો છે હુ તમને મનુષ્યના મહત્ત્વ અને તેના આંતરિક દિવ્ય સ્વભાવને કેળવીને વેદાન્તના ઉચ્ચ આદર્શનો આ જીવનમાજ સાક્ષાત્કાર કરવાને માટે પ્રયત્નશીલ રહેવાનુ કહું

છુ જો મારી પાસે વિશેષ વખત હોત તો આપણે હવે જે જે કરવાનુ છે, અર્થાત્ આપણુ ભવિષ્યનુ જે કઇ કર્તવ્ય છે તે સર્વ, આપણા પ્રાચીન ત્રિકાલ-દર્શી સ્મૃતિકારો અને નિયમપ્રવર્તકોએ આજથી હજારો વર્ષ પૂર્વે, જ્યારે પાશ્ચાત્ય સુધારાનુ નામ–નિશાન પણ ન હતુ, ત્યારે કેવા સ્પષ્ટ અક્ષરે આકી બતાવેલુ છે, તે વિસ્તારપૂર્વક અહી દર્શાવી શકત વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે આપણા રાષ્ટ્રીય બધારણમા તેમજ આપણી સામાજિક સસ્થાઓમા ગત સહસ્રાવધિ વર્ષ દરમિયાન જે જે ફેરફારો થયા છે, થાય છે અને ભવિષ્યમા થવાના છે, તે સર્વનું જાણે સપૂર્ણ જ્ઞાનજ ન હોય, એવી રીતે ત્રિકાલની પરિસ્થિતિ તેમજ તેના અવલબનમાટેના ઉપાયોની આપણા દિવ્ય ઋષિઓ આગળથીજ સવિસ્તર સૂચનાઓ આપી ગયા છે તેઓમાં પણ જ્ઞાતિબધનની લોહશૃખલાને છિન્ન–વિચ્છિન્ન કરનારા ઘણા હતા, પરન્તુ તેઓ આજના સુધારકો માફક લેભાગુ ન હતા એ દૂરદર્શી પૂર્વજોના જ્ઞાતિબધન વિચ્છિન્ન કરનારા ઉપાયો તેમણે એવી રીતે દર્શાવ્યા ન હતા કે એક શહેરના બધા મનુષ્યોએ સાથે બેસીને ગોમાસનુ ભોજન અને શેમ્પેનનુ મદિરાપાન કરવુ, અથવા સમગ્ર દેશમા જેટલા મૂર્ખ, ગાડા અને ગધેડાઓ હોય તે સર્વને તેમની ઇચ્છામા આવે તેની સાથે, સ્વચ્છદી વૃત્તિપૂર્વક સ્વચ્છદી સ્થળે પરણાવી, લાકડે માકડા વળગાડી, સમગ્ર દેશને એક ગાડાની ઇસ્પિતાલના જેવો બનાવી દેવો! તેમની એવી પણ માન્યતા ન હતી કે દેશનો ઉદ્ધાર, દેશની વિધવાઓને બજારમાથી ધણીઓ શોધી આપીને તેમને સધવા બનાવવામાજ સમાઇ રહ્યો છે! આજના સુધારક જેવી તેમની એ પ્રકારની એક પણ માન્યતા ન હતી, અને એ પ્રકારે આબાદ થતી ઉન્નતિશીલ પ્રજા હજુ સુધી તો મે કોઇ જોઇ નથી ભવિષ્યમા જોવાનો પ્રસગ આવશે કે કેમ તે હરિ જાણે!

આપણી ભારતભૂમિમા આપણા પૂર્વજોના આદર્શરૂપ બ્રાહ્મણ હતા આપણા સર્વ શાસ્ત્રગ્રથોમા એ આદર્શરૂપ બ્રાહ્મણનુ ઉજ્જવલ ચરિત્ર ભવ્યતાપૂર્વક આલેખવામા આવ્યુ છે યુરોપમા કાર્ડિનલની સજ્ઞાથી ઓળખાતા સર્વોત્તમ ધર્માચાર્યો પણ પોતાના પૂર્વજો ઉચ્ચ કુલના હતા, એવુ પૂરવાર કરવાને હજારો સુવર્ણમુદ્રાનો ખર્ચ કરે છે, અને પોતાના પૂર્વજ તરીકે, પર્વતની ટેકરીપર રહેનારા અને સમય આવ્યે રસ્તે જનારા નિર્દોષ મુસાફરોને ભયકર રીતે ઘેરી લઇ નિર્દયતાથી લૂટી લેનારા, ઘોર અત્યાચારી પુરુષોની શોધ ન કરે ત્યાસુધી અવિરત પ્રાણતોડ મહેનત કરી રહ્યા છે! ઉત્તમ કુલ અને ખાનદાનીની બક્ષિસ કરનારા પૂર્વજોનો આવો ધધો હતો, અને માનવન્તા કાર્ડિનલ સાહેબ એવાજ કોઇ ખાનદાન પુરૂષો પોતાના પૂર્વજ તરીકે પૂરવાર ન કરે ત્યાસુધી સતોષ પામી જપીને બેસી શકતા નથી, ત્યારે બીજા હાથપર ભારતભૂમિના મહાન રાજકુમારો પણ પોતાના વશની ઉત્પત્તિ

કોઇ કૌપીનધારી અરણ્યવાસી, ફલમૂલ આહારી, વેદપાઠી, પ્રાચીન ઋષિ અથવા સત-પુરુષના વંશમાંથી સિદ્ધ કરવામાં ગૌરવ સમજે છે, અને તેને માટેજ યત્ન કરી રહ્યા છે હિન્દના રાજા-મહારાજા પણ પોતાના એવા પૂર્વજને માટે ગૌરવ ધારણ કરે છે તમારા પૂર્વજો કોઇ ઋષિના વંશજો છે, એવુ પૂરવાર થાય ત્યારેજ તમે ખાનદાન અથવા ઉચ્ચ કુળના ગણાઓ છો. ભારતમા ઉચ્ચ કુળની ગણના એ સિવાય બીજી રીતની નથી થતી, એથી આપણી કુલીનતા અને ઉચ્ચ ખાનદાનીનો આદર્શ બીજા દેશ કે પ્રજાઓના આદર્શથી તદ્દન જુદીજ પ્રકારનો છે આપણો આદર્શ પુરુષ આધ્યાત્મિક જ્ઞાનથી વિભૂષિત મહાત્યાગી બ્રહ્મવેત્તા બ્રાહ્મણ છે બ્રાહ્મણને આદર્શ કહેવામા ક્યો ભાવ અથવા અર્થ સમજાય છે, તે તમે જાણો છો ? મારી માન્યતા પ્રમાણે આદર્શરૂપ બ્રાહ્મણત્વ એજ છે કે જેને આ તુચ્છ જગત અથવા તેની સાથે કશો સબધ નથી જગતની ત્યાગભાવના અતિપ્રબલ હોઇને યથાર્થજ્ઞાન, ડહાપણ તેમજ પરમપવિત્ર ઉદારબુદ્ધિ જ્યા વિશાળભાવે વસી રહ્યાં હોય ત્યાજ ખરૂ બ્રાહ્મણપણુ છે હિન્દુજાતિનો એજ ખરો આદર્શ છે આપણા શાસ્ત્રોમાં દર્શાવેલુ છે કે બ્રાહ્મણવર્ગને માટે કોઇ નિયમજ નથી કાય-દાનુ ધારા-ધોરણ તેને બાંધી શકતુ નથી રાજાઓનો પણ તેમનાપર અધિકાર ચાલતો નથી એ પવિત્ર બ્રાહ્મણના શરીરને હાથ અડકાડવા પણ કોઇ સમર્થ નથી, એ શુ તમે સાભળ્યુ નથી ? એ મિથ્યા કે પક્ષપાતની વાત નથી, પરન્તુ તે સપૂર્ણ સત્ય છે સ્વાર્થી અને જ્ઞાનહીન મૂર્ખાઓ એ વાત જેવી રીતે સમજાવે છે તે પ્રકારે એ સિદ્ધાન્તની વ્યાખ્યા સમજવી ન જોઇએ પરન્તુ તેજસ્વી વૈદીકન વેદાન્તભાવથી તેનો ખરો અર્થ સમજવાનો યત્ન કરો જેમણે સ્વાર્થવૃત્તિનો મૂળમાથી ઉચ્છેદ કરી નાખ્યો છે, અને જેમનુ ઉદાર અને પવિત્ર જીવન માત્ર જ્ઞાન, ડહાપણ અને પ્રેમ પ્રાપ્ત કરવામા તેમજ તેનો પ્રચાર કરવામા રોકાએલુ છે એવા સતસ્વભાવવાળા, ધર્મપરાયણ, નીતિમાન, ભલા, પવિત્ર અને પરોપકારી બ્રાહ્મણ સ્ત્રી-પુરુષોથી જે દેશ વસાએલો છે, તે સાત્વિક દેશમા કઠોર કાયદા કે ધારા-ધોરણની કશી પણ જરૂર ન હોય તેમાં શુ આશ્ચર્ય છે ? આવા નિર્દોષ અને પવિત્ર મનુષ્યોના ઉપર સૈન્ય કે સિપાહીઓના અધિકારનુ શુ પ્રયોજન છે ? એવા પવિત્ર પુરુષો ઉપર બીજા કોઇએ પોતાની સત્તા શામાટે ચલાવવી જોઇએ ? કોઇ પણ પ્રકારના રાજ્યતત્રને અથવા બીજી કોઇ સત્તાને તેઓ શા માટે આધીન રહે ? કેમકે તેઓ પરોપકારી છે ભલા છે, સાધુચરિત્ર મહાપુરૂષો છે તેઓ ઇશ્વરના અંશરૂપ છે. આવા પવિત્ર બ્રાહ્મણોજ આપણા આદર્શ પુરૂષો છે આપણે ધર્મ-શાસ્ત્રોમા વાચીએ છીએ કે સત્ત્વપ્રધાન સત્યયુગમા ભારતભૂમિમાં માત્ર એકજ જાતિ હતી, અને તે બ્રાહ્મણજાતિ હતી મહાભારતમા વ્યાસ ભગવાન લખે છે કે,

પ્રારભમા આ બધી પૃથ્વી બ્રાહ્મણોથીજ વસેલી હતી પછી ક્રમે ક્રમે જેમની અધો ગતિ થઇ, અધર્મમા પ્રવૃત્તિ થવા લાગી તેમ તેમ તેમાથી જુદી જાતિઓ ઉત્પન્ન થઇ. સ્વકર્માનુસાર તેઓ એ જાતિઓમા વહેચાઇ ગયા, અને યુગનુ ફરતુ ચક્ર જ્યારે પાછુ ઉપર આવીને સત્યયુગનો ઉદય થશે ત્યારે તેઓ બધા પુનરુદ્ધાર પામીને બ્રાહ્મણપદની પુન પ્રાપ્તિ કરશે. આ સમયે યુગચક્ર ફરવા લાગ્યુ છે, યુગનુ પરિવર્તન થાય છે, સત્યયુગના અભ્યુદયની નિશાનીઓ સ્પષ્ટ દેખાવા લાગી છે એ સત્ય પ્રસગ તરફ હુ તમારૂ ધ્યાન ખેચુ છુ કુલીનતા અને સદ્વ્યવહારમા જેઓ ઉચે ચડેલા છે તેમને નીચા ઉતારી પાડવાથી, સાસારિક તુચ્છ સુખોને માટે ઉત્તમ વર્ણાશ્રમધર્મની મર્યાદાનુ ઉલ્લઘન કરવાથી જ્ઞાતિભેદના સવાલનુ કદિ પણ નિરાકરણ થવાનુ નથી એ નિરાકરણ તો આપણામાંની પ્રત્યેક વ્યક્તિ પવિત્ર વેદાન્તધર્મનુ યથાર્થ પાલન કરશે, ધાર્મિક અને આધ્યાત્મિક જીવનને દઢતાથી વળગી રહેશે અને જ્યારે ખરેખરા આદર્શ બ્રાહ્મણ થવાના પ્રયત્નમાં સરળતા મેળવશે ત્યારેજ થવાનુ છે તમે ભલે આર્ય હો કે અનાર્ય હો, ઋષિ, બ્રાહ્મણ અથવા અન્ય કોઇ વર્ણ હો કે અતિ નીચ અત્યજ જાતિ હો, પરન્તુ બધા ભારતવાસીઓ ઉપર તમારા પૂર્વજોએ એક કાયદો લાગુ પાડેલો છે તે કાયદાની મુખ્ય આજ્ઞા એ છે કે, શાન્ત બેસી ન રહેતા તમારે બધાએ પ્રગતિના પ્રદેશમા આગળ વધવુ જોઇએ ઉત્તરોત્તર તમારી ઉન્નતિ કરવી જોઇએ સર્વથી ઉચ્ચ કુળમા જન્મ લેનારથી આરભીને નીચમા નીચ પારિયા અથવા ચાડાલ પર્યત આ દેશમા રહેનારા પ્રત્યેક મનુષ્યને એજ આદેશ મળેલો છે કે, તેમણે સર્વેએ સદા આદર્શ બ્રાહ્મણ થવાનો યત્ન કરવો વેદાન્તધર્મનો આ વિચાર માત્ર આપણા દેશનેજ નહિ પણ આખા જગતને લાગુ પડે છે આપણી જ્ઞાતિવ્યવસ્થાનો આવો ઉચ્ચ આદર્શ છે, અને તેનો અર્થ સમગ્ર માનવજાતિને ક્રમે ક્રમે પરમ ધાર્મિક આદર્શ બ્રાહ્મણસ્વરૂપ બનાવવાનો છે, કે જે બ્રાહ્મણ સ્વાભાવિક રીતેજ સહનશીલ, ક્ષમાશીલ, શાન્ત, દઢ, પવિત્ર, કર્તવ્યપરાયણ, પરમ ઉપાસક, વિચારશીલ અને સર્વશુભેચ્છક ઉદાર વિચારવાળો હોય આ પ્રકારના આદર્શને ધારણ કરવાથીજ માનવજાતિ ઇશ્વરત્વ મેળવી શકે તેમ છે

એ ઉદ્દેશને વ્યાવહારિક રીતે સફળ કરવાનો માર્ગ કયો છે ? એ બધા ઉચ્ચ ગુણો કયે પ્રકારે વ્યવહારમાં મૂકી શકાય ? તેને માટે મારે તમારૂ ફરીથી લક્ષ ખેચવુ જોઇએ કે નિન્દા કરવાથી, ધિક્કાર વર્ષાવવાથી, શાપ આપવાથી કે ગાલિપ્રદાન કરવાથી કદિ પણ કોઇ સુધરી શકતુ નથી દુર્ભાવની અસર દુર્ભાવજ પેદા કરે છે, સદ્ભાવ કદિ ઉત્પન્ન કરી શકતો નથી નિન્દા અને તિરસ્કારથી સુધારવાના પ્રયત્નો અનેક વર્ષો પર્યત કરવામા આવ્યા છે, પરન્તુ તેનુ કદિ પણ સારૂ

પરિણામ પ્રાપ્ત થયુ નથી માત્ર પ્રેમ, લાગણી અને સહાનુભૂતિથીજ સારૂ ફળ પ્રાપ્ત કરી શકાય છે એ એક સૂક્ષ્મ વિચારભરેલો મહાન વિષય છે, અને દિવસે દિવસે તેના સબધમા મને જે જે વિચારો ઉદ્ભવે છે, તેમજ જે જે યુક્તિ અને યોજનાઓ મારા મગજમા ઘડાય છે, તેને સ્પષ્ટ રીતે સવિસ્તર સમજાવવામાટે મારે અનેક વ્યાખ્યાનો આપવાની આવશ્યકતા છે થોડા અને એકજ વ્યાખ્યાનમા એ વિશાળ વિષયનો સમાવેશ થઇ શકે તેમ નથી પ્રિય હિન્દુ બન્ધુઓ ! તમને આ સત્યનુ ફરીથી સ્મરણ કરાવી હુ મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરૂ છુ સનાતન કાળની સામે ટકી રહેલા હિન્દુઓ ! માત્ર તમારી પ્રજાકીય નૌકાજ સેકડો શતાબ્દિ થયા, આ ભવસાગરમા બહુ ઉપયોગી કાર્ય બજાવતી પોતાનો વિશાળ ધર્મનો શઢ પસારીને સસારસાગરની સપાટીપર તરતી રહી છે આજે તેના તળિયામાં એકાદ ગાબડુ પડયુ છે એ છિદ્રમાથી થોડુ ખારૂ પાણી આવતુ હશે, જમાનાના આત્મરક્ષણથી વખતે તે જીર્ણ પણ બની ગઇ હશે છતા તેને દરિયામા ડૂબાવી ન દેતા તેનો પુનરુદ્ધાર કરવાની જરૂર છે જો એમજ બન્યુ હોય તો ભારતમાતાના પ્રત્યેક સતાનની એજ મુખ્ય ફરજ છે કે, સુપુત્રને છાજે એવી રીતે તેણે ભારતનૌકામા પડેલા છિદ્રો તન, મન, ધન સમર્પણ કરીને પૂરી દેવા જોઇએ અને એ દિવ્ય નૌકાનો યથેચ્છ જીર્ણોદ્ધાર કરવો જોઇએ નહિ તો વિશેષ પાણી ભરાતા એ નૌકા જળશાયી થશે, અને તેની સાથે સમગ્ર હિન્દુજાતિનુ નામ-નિશાન પણ રસાતલમા ડૂબી જશે ! મારા સ્વદેશવાસી બન્ધુઓને આ મહાન ભય અને વિપત્તિની વાત સ્પષ્ટ જણાવી દેવાની જરૂર છે પ્રત્યેક ભારતવાસીને જાગ્રત કરવાની અને આપણી પ્રજાકીય નૌકાના જીર્ણોદ્ધારના પવિત્ર કાર્યમા તેમની મદદ મેળવવાની ખાસ જરૂર છે ભારતના એક પ્રાન્તમાથી બીજા પ્રાન્તસુધી ઠામ ઠામ ફરીને, સર્વત્ર મારા દેશવાસીઓને મારો અવાજ ફાટી જાય ત્યાસુધી મોટેથી પોકાર ઉઠાવીને, તેમને જાગ્રત થવાનો, પોતાની અવસ્થાનો વિચાર કરવાનો અને પોતાના કર્તવ્યને હાથ ધરવાનો મહામત્ર હુ સભળાવીશ અજ્ઞાનવશ સ્થિતિમા કદાચ તેઓ મારૂ કથન નહિ સાભળે તોપણ હુ તેમનો તિરસ્કાર નહિ કરૂ, તેમને શાપ અથવા ગાલિપ્રદાન નહિ કરૂ કદિ પણ તેમ નહિ કરૂ, કેમકે તેથી કશુ સુધરવાનુ નથી આપણી પ્રજાએ ભૂતકાળમા મહાન પરાક્રમો સપાદન કર્યા છે, એ સતોષ કઈ નાનો સૂનો નથી, અને ભવિષ્યમા એથી પણ મહાન અને ઉજ્જવલ પરાક્રમો આપણે ન કરી શકીએ તો આપણે બધા એક સાથે સર્વ બન્ધુઓને છાતીએ લગાડીને આપણી પ્રજારૂપ નૌકાની સાથે સતોષપૂર્વક, શાન્તિથી ડૂબીને મરી જઇશુ ! મૃત્યુ પણ આપણી એકતાને, આપણી પરસ્પર પ્રેમવૃત્તિને નષ્ટ કરી શકતુ નથી ! એ પણ આપણુ એક આશ્વાસન છે બન્ધુઓ ! સ્વદેશહિતૈષી

આઓ ! જે પ્રજાએ પ્રાચીન કાળે આપણે માટે આવા મહાન કાર્યો અને પરાક્રમો બજાવેલા છે, તેના પર હૃદયથી પ્રેમ રાખો પવિત્ર પ્રેમપીયૂષથી એ પ્રજાના પુનીત પાદનુ પ્રક્ષાલન કરો પ્રિય બન્ધુઓ ! જેમ જેમ હું બીજી પ્રજાઓ સાથે આપણી પ્રજાની ઉદારવૃત્તિની તુલના કરૂ છુ તેમ તેમ તમારા પ્રત્યે મારો પ્રેમ વિશેષ અને વિશેષ ઉભરાતો જાય છે વહાલા બન્ધુઓ ! અનાદિકાળથી તમે કેવા શુદ્ધ, શાન્ત, સતસ્વભાવ અને ભલા છો ! હજારો વર્ષથી તમારા ઉપર અત્યાચારનુ વર્ષણ થતુ રહ્યુ છે, અને આ મોહમાયાથી ભરેલા જડ જગતની એજ ભીષણ પ્રહેલિકા છે. અસ્તુ તમે તે જરા પણ લક્ષમાં લેતા નહિ અધ્યાત્મવાદ આખરે જગત ઉપર જય મેળવશે, અને એ સમય આવે ત્યા સુધી આવો, આપણે કર્ત-વ્યપરાયણ રહીએ પ્રિય બન્ધુઓ ! આપણા જીર્ણ દીન દેશને ગાળો દેતા નહિ અનેક યુગના કાર્યથી કટાળી ખરાબ દેશ–કાળથી અસ્વસ્થ બનેલી અને ઘસાઇને જીર્ણ થઇ ગએલી આપણી પરમ પવિત્ર માતૃભૂમિને, પ્રાચીન સસ્થા તેમજ પ્રથાઓને શ્રાપ આપતા નહિ, ગાલિપ્રદાન કરતા નહિ, તિરસ્કાર કે નિન્દા કરતા નહિ અતિ વિચારશૂન્ય અને વહેમભરેલી પ્રથા કે રૂઢિને પણ તમે ધિક્કારી કહાડશો નહિ, કારણ કે તેણે પણ ભૂતકાળમા તમારી પ્રજાની સારી સેવા બજાવેલી હશે, કઇ નહિ ને કઇ કલ્યાણ કરેલુ હશે હૃદયપટપર હમેશા લખી રાખજો કે આપણી સર્વ સામાજિક પ્રથા અને આચારવિ–ચારનો ઉદ્દેશ જેવો પવિત્ર મહાન અને ઉદાર છે,તેવો સમગ્ર જગતની બીજી કોઇ પણ પ્રજામા નજરે પડતો નથી.જગતના પ્રાય પ્રત્યેક દેશમા મે જ્ઞાતિભેદ અને વર્ણભેદનુ અવલોકન કર્યુ છે,પરન્તુ આપણા દેશની જ્ઞાતિવ્યવસ્થાની યોજના તેમજ તેના હેતુ જેવા ઉદાર અને ગૌરવયુક્ત છે, તેવા બીજા કોઇ દેશમા દૃષ્ટિગોચર થતા નથી આ પૃથ્વીમા જાતિભેદ અનિવાર્ય છે, જાતિભેદ વગર કોઇ પણ પ્રજા રહી શકતી નથી, અને જ્યારે એમજ છે ત્યારે પૈસાને પૂજનારી જાતિ કરના પવિત્રતા, ઉચ્ચ સસ્કાર, આત્મત્યાગ અને ઉદાર પરોપકારવૃત્તિના સિદ્ધાંત ઉપર સ્થપાએલા જાતિભેદને હુ વધારે પસદ કરૂં છુ માટેજ તમને વિનવુ છુ કે, બન્ધુઓ ! તિરસ્કાર દર્શાવતા નહિ, નિન્દા વર્ષાવતા નહિ તમારા હોઠ બન્ધ કરો, અને વિશાળ હૃદયદ્વાર ખુલ્લા મૂકી દો ઉદાર વૃત્તિથી કર્તવ્યપરાયણ થઇને તમારામાંના પ્રત્યેક મનુષ્યે એમજ સમજી રાખવાનુ છે કે, આ દેશના તેમજ સમગ્ર જગતના ઉદ્ધારનો બોજો તમારા એકલાના ખભા ઉપર છે એમ સમજી દિનરાત અખડ કર્તવ્યસાધન કરતા રહો જગતના પ્રત્યેક દ્વારપર વેદાન્તનુ દિવ્ય જીવન અને વેદાન્તનો ઉજ્જવલ પ્રકાશ પહોંચાડો મનુષ્ય માત્રના અતરાત્મામા જે ગુપ્ત દિવ્યશક્તિ રહેલી છે તેને એ પ્રકારે જાગ્રત કરો અને પૃથ્વી-પર તમારી આત્મસત્તા પ્રસારો. એ કાર્યમા તમને ગમે તેટલી સફળતા કે યશ

મળે, પરન્તુ એટલો સંતોષ તો જરૂર તમને પ્રાપ્ત થશે કે, એક મહાન ઉદ્દેશને સફળ કરવામાટેજ તમે જીવન સમર્પણ કર્યું છે, યથાસાધ્ય પુરુષાર્થ કીધો છે, અને મૃત્યુ સ્વીકાર્યું છે આ મહાન ઉદ્દેશની સફલતામાજ સમગ્ર માનવજાતિનો ઉદ્ધાર અને પરલોકની દષ્ટિએ મોક્ષનો સમાવેશ થાય છે. કટિબદ્ધ થઇને એજ પવિત્ર ઉદ્દેશને સિદ્ધ કરવામાટે તમારા જીવનની પ્રત્યેક અમૂલ્ય પળ સમર્પણ કરો, અને જગતની સમગ્ર માનવજાતિના આલોક પરલોકને સુધારો તથાસ્તુ! ॐ शान्ति. शान्ति. शान्ति.।

## मद्रास

'કુંભકોણુમ'થી મદ્રાસ જવાને માર્ગે સ્વામીજીએ પોતાના અનુયાયીઓ સાથે પ્રયાણ કર્યું પૂર્વની પેઠેજ રસ્તે આવતા પ્રાય સઘળા સ્ટેશનોપર સ્વામીજીના સન્માનાર્થ વિશાળ જનસંખ્યા એકત્ર થઇને આદરપુર્વક સત્કાર કરતી હતી તેમા પણ 'માયાવરમ્'ના સ્ટેશનપર જનસમુદાય ઘણી મોટી સંખ્યામા એકત્રિત થયો હતો હૃદયના પ્રેમ અને પુજ્યભાવપૂર્વક સ્વામીજીને સ્ટેશનના પ્લેટફોર્મપર ઉતારી એક સુંદર માનપત્ર આપવામા આવ્યુ હતુ. તેનો ઉત્તર સ્વામીજીએ સંક્ષેપમા આપ્યો હતો, અને વિશેષમા કહ્યુ હતુ કે પરમાત્મા અવકાશ આપશે તો બીજે કોઇ અવસરે હુ માયાવરમ્ આવવાનો યત્ન કરીશ

ત્યાર પછી પુષ્પના હારતોરા અર્પણ કર્યા પછી સ્વામીજીને વિજયધ્વનિર્વા વિદાય કરવામાં આવ્યા વિજય અને આનંદના મહાધ્વની સાથે અગ્નિરથ પણ જાણે એ આનંદમા યોગ આપતો હોય, તેવી રીતે હર્ષચિત્કારપૂર્વક આગળ ચાલ્યો માયાવરમ્ સ્ટેશનથી સ્વામીજી સીધા મદ્રાસ આવી પહોચ્યા ટ્રેન સ્ટેશને આવી પહોંચતા સ્વામીજીના સન્માનમાટે જાણે કોઇ મહાન ઉત્સવ હોય તેમ સહસ્રાવધિ લોકોની સંખ્યા આનંદકોલાહલથી વાતાવરણને ભરી દેતી સ્ટેશનની રંગભૂમિપર જામી ગઇ હતી સ્વામીજી ગાડીપરથી ઉતર્યા કે તરત પ્રચંડ હર્ષનાદ અને કરતલધ્વનિથી તેમને વધાવી લેવામા આવ્યા ત્યાર પછી તેમને ગાડીમા બેસાડી એ વિશાળ જનસમુદાય તેમની સાથે સાથે ચાલવા લાગ્યો રસ્તામા ઠામ ઠામ સ્વામીજીના સત્કારમાટે મોટા તોરણો લટકાવવામા આવ્યા હતા, અને સનાતન આર્યધર્મની વિજયપતાકા ફરફરતી હતી. ગાડી થોડે આઘે ગયા પછી તેના ઘોડાને છોડી નાખવામા આવ્યા, અને શ્રદ્ધાળુ તેમજ ઉત્સાહી લોકો ચોમેરથી સ્વામીજીની ગાડીને વળગીને છેક 'કારણાન્ કેસલ' નામક વિશાળ મકાન પર્યંત તેને ખેંચી

લાવ્યા, જ્યા સ્વામીજીના ઉતારામાટેની ગોઠવણુ કરવામા આવી હતી

જે દિવસે સ્વામીજી મદ્રાસ પહોચ્યા તેને વળતે દિવસે રવિવારની સાજે મદ્રાસના લોકોની સ્વામીજીને સન્માન આપનારી સભા મહાન સમારોહપૂર્વક એકત્રિત થઈ હતી, અને સ્વામીજીને એ સભામા શ્રદ્ધાપૂર્વક માનપત્ર વાચી સભળાવવામા આવ્યુ હતુ એ માનપત્રનો અનુવાદ હવે પછી આપવામા આવે છે

# मद्रासनुं मानपत्र

પૂજ્યપાદ સ્વામીજી !

પાશ્ચાત્ય પ્રદેશોમા ધર્મપ્રચારનુ પવિત્ર કાર્ય કરી સ્વદેશની પવિત્ર ભૂમિમા પધારતી વખતે અમે સર્વ મદ્રાસવાસી જનો, સમધર્માવલબી હિદુજનો તરફથી આપનુ હૃદયપૂર્વક સ્વાગત કરીએ છીએ રીતરિવાજ પ્રમાણે અભિનદન કરવુ જોઇએ એમ સમજીને માત્ર ઉપરચોટિયા ભાવથી કે દેખાદેખીથી અમે આપનો સત્કાર કરતા નથી, પરન્તુ આપ ભારતના ઉચ્ચ ધાર્મિક આદર્શોને જગજાહેર કરીને મહાન સત્યના પવિત્ર ઉદ્દેશને ચરિતાર્થ કરવામાં સફલ થયા છો, અને તેમ કરીને માનવજાતિની આપે જે મહાન સેવા બજાવી છે, તેને માટે અમારી આતરિક કૃતજ્ઞતાની ઉડી લાગણી બતાવવાના હેતુથીજ અમે એકત્ર થયા છીએ અમેરિકાના 'ચિકાગો' શહેરમા મહાન ધાર્મિક પરિષદ્ એકત્ર થવાની હતી ત્યારે કેટલાક આપણા ભારતવાસી બધુઓને પ્રબલ ઉત્કઠા થઇ કે આપણા પ્રાચીન, ઉદાર અને પવિત્ર સનાતન ધર્મના મહાન સિદ્ધાન્તો અમેરિકાની સભ્ય પ્રજા સમક્ષ તેમજ એ પ્રજાદ્વારા વિશાળ પાશ્ચાત્ય જગત સમક્ષ સુયોગ્ય રીતે રજુ કરવાની અને વિસ્તારપૂર્વક સમજાવવાની ખાસ આવશ્યકતા છે, એજ પ્રસગે આપના પ્રથમ પરિચયનો અમને યોગ મળ્યો, અને વિવિધ પ્રજાઓના આજ સુધીના વિશાળ ઇતિહાસમા જે સત્ય અનેક સમય સિદ્ધ થઇ ચૂકયુ છે તે સત્ય અર્થાત્ "આવશ્યક યોગ્ય સમય આવતા મહાપુરુષ ઉત્પન્ન થાય છે," તેનુ અમને પ્રત્યક્ષ પ્રમાણુ મળ્યુ જ્યારે હિદુધર્મના પ્રતિનિધિ તરીકે એ ધાર્મિક મહાસભામા હાજર થવાનુ આપે સાહસ વહોર્યું, ત્યારે અમારામાના ઘણાખરાઓને તરતજ જણાયુ હતુ, કે જે દિવ્ય શક્તિની આપને ઇશ્વર તરફથી બક્ષિસ મળેલી છે, તેને યોગે હિદુધર્મનુ ગૌરવ જરૂર આપ જગજાહેર કરી શકશો અને અમેરિકાની ચિર સ્મરણીય ધર્મ-મહાસભામા સનાતન હિદુધર્મનુ પ્રતિનિધિત્વ આપ નિસદેહ દીપાવી શકશો.

હિંદુધર્મના સનાતન સિદ્ધાન્તોને સરલ, સ્પષ્ટ, ઉજ્જ્વલ તેમજ પરિપૂર્ણ સત્તાત્મકભાવે રજુ કરીને આપે એ ધાર્મિક મહાસભામા અતિ અપૂર્વ અસર ઉત્પન્ન કરી છે, તેમજ પુરૂષો અને સ્ત્રીઓની એક મોટી સખ્યાને એ વિદેશી ભૂમિમાં પણ સ્પષ્ટ રીતે સમજાવી આપ્યુ છે કે ભારતની આધ્યાત્મિકતાના અનત ઝરામાંથી નવુ જીવન પ્રેરનારા, ચિરસ્થાયી પ્રેમ અને જીવનના પ્રવાહનાં જે અનેક ઝરણા વહી રહ્યા છે, તેના પુનીત જલનુ પાન કરવાથી તેમના ગોળાર્ધપર માનવજાતિની જેટલી ઉન્નતિ થઇ છે તેના કરતાં અતિ વિશાલ, અતિ પવિત્ર અને સોળે કળાપૂર્ણ ઉન્નતિ સહજ સાધી શકાય તેમ છે વિશ્વના સમગ્ર ધર્મોમા જે અન્તર્હિત એકવાક્યતા અને સમાનતા રહેલી છે, તેને ખાસ પ્રકટ કરનારો ઉદાર આર્ય સિદ્ધાન્ત જગતના સઘળા મુખ્ય મુખ્ય ધર્મોના પ્રતિનિધિઓની સમક્ષ રજુ કરી, તેના સર્વશ્રેષ્ઠ તારતમ્ય પ્રત્યે એ સર્વ પ્રતિનિધિઓનુ લક્ષ ખેચવામાટે અમે આપના અત્યત આભારી છીએ સત્યાગ્રહી, સભ્ય અને વાસ્તવિક રીતે જ્ઞાનભૂષિત મનુષ્યો કદિ પણ એવો દુરાગ્રહ નથી દર્શાવતા કે, પવિત્રતા, ઉદારતા અને સત્યતા માત્ર કોઇ એક અમુકજ જાતિ, મડળ, મન્તવ્ય, સમ્પ્રદાય કે ધાર્મિક સસ્થામાજ સમાઇ રહ્યા છે એવા જ્ઞાની પુરુષો એમ પણ નથી માનતા કે અમુક એકજ મત અથવા એકજ ફિલસુફી આ જગતમા ચિરસ્થાયી રહેશે, અને જગતના બીજા બધા મતસપ્રદાયો, દર્શનશાસ્ત્રો તેમજ ફિલસુફીઓ સર્વથા વિલુપ્ત થશે તમારી પોતાની આશ્વાસનદાયિની ભાષામા ભગવદ્‌ગીતાની હાર્દિક મધુર એકતાનો જે સપૂર્ણ વિકાસ દૃષ્ટિગોચર થાય છે, તદનુસાર સમગ્ર ધાર્મિક જગત માત્ર પ્રભુપ્રાપ્તિનો એક અનન્ત પ્રવાસજ છે, અને તે પ્રવાસનો મહાન હેતુ વિવિધ પુરુષો અને સ્ત્રીઓની વિવિધ સ્થિતિ-ગતિદ્વારા એકજ પગમ ધ્યેયરૂપ અતિમ સ્થાને પહોચવાનો છે માત્ર એ એકજ મહાન પવિત્ર હેતુને પરિપૂર્ણ કરીને તમે બેસી રહ્યા હોત તોપણુ તમારા સમધર્માવલબી હિદુ બન્ધુઓ તમારા સત્કાર્યની અમૂલ્ય કિમત સમજી હર્ષ પામત, પરન્તુ તમારૂ ઉદાર હૃદય માત્ર એટલુજ કર્તવ્ય પૂર્ણ કરીને સતોષ ન પકડતા, પાશ્ચાત્ય દેશોમા ધર્મોત્સાહથી આગળ વધ્યુ છે પાશ્ચાત્ય જગતને આપે આધ્યાત્મિક શાતિનો દિવ્ય સદેશો પહોચાડી ભારતના સનાતન ધર્મના સાત્વિક સિદ્ધાન્તોનો સમગ્ર માનવજાતિને પરિચય કરાવ્યો છે, તેમજ તેને નિત્યજ્ઞાન અને શાન્તિના સુખરૂપ મન્ત્રો પહોચાડયા છે. ભારતનો વેદાન્તધર્મ તર્ક તેમજ યુક્તિની સામે વિશેષભાવે સમાધાન કરી શકે છે તેનું ઉચ્ચ પ્રમાણુ આપવાનો આપે વિશેષ યત્ન કર્યો છે, તેને માટે આપને અમે હૃદયપૂર્વક ધન્યવાદ આપીએ છીએ એથી પણ વિશેષ મહત્ત્વનુ કાર્ય એ છે કે આપણા ધર્મ અને દર્શનશાસ્ત્રના વિચારો સમગ્ર જગતમા ફેલાવવામાટે જુદે જુદે સ્થળે

શાખાઓ સ્થાપીને, એ મહાન સંસ્થા સ્થાપન કરવાનું મહાભારત કાર્ય ઉઠાવવાનો આપે સંકલ્પ કર્યો છે જે મહાન કલ્યાણકર સાહસમાં આપે પોતાની સમગ્ર શક્તિ સમર્પણ કરવાનો સંકલ્પ કર્યો છે, તે કાર્ય આપણા પ્રાચીન પૂર્વજોના કાર્યને અનુસરવા જેવું, અને જે વિશાળ ધર્મના તમે મુખ્ય પ્રતિનિધિ છો તેને સર્વથા યોગ્ય છે, અને જે મહાન ગુરૂદેવે તમારા જીવનને દિવ્ય પ્રેરણા આપેલી છે, તેમને માટે પણ શોભારૂપ છે. એ સર્વોત્તમ મંગલ કાર્યમાં આપની સાથે જોડાવાની ઈશ્વર અમને યોગ્યતા અને શક્તિ આપે એવી શ્રદ્ધાપૂર્વક અમે આશા રાખીએ છીએ અમે છેવટે સર્વશક્તિમાન અને દયામય પરમાત્માની હૃદયપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે, જગદીશ્વર આપને દીર્ઘ આયુષ્ય અને સંપૂર્ણ શક્તિ પ્રદાન કરીને, આપના ધર્મસેવાના પવિત્ર કાર્યને સ્થાપિત કરવા માટે સિદ્ધિ, ગૌરવ અને સફલતાના મુકુટથી વિભૂષિત કરે તથાસ્તુ

એ માનપત્ર પછી *ખેતડીના મહારાજા શ્રીમાન્ અજિતસિંહજી તરફથી તેમના પ્રાઇવેટ સેક્રેટરીએ અત્યંત ભક્તિભાવ અને આભારપૂર્ણ બીજું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું

માનપત્રો વંચાઇ રહ્યા પછી સ્વામીજી એ ભવ્ય ખંડમાંથી ઉઠીને પાછળ તૈયાર રાખવામાં આવેલી એક ગાડીના કોચબોક્સ ઉપર ચડયા ઓછામાં ઓછા દશ હજાર માણસો એ ગાડીની આસપાસ એકત્ર થયાં હતા એ બધા મનુષ્યો સ્વામીજીનું વ્યાખ્યાન બરાબર સાંભળી શકતા નહિ હોવાથી સ્વામીજીની ગાડીની આસપાસ ધક્કમધક્કા કરી રહ્યા હતાં જેથી ધોરણસર સભાનો કાર્યક્રમ ચલાવી શકાય એમ નહિ હોવાથી સ્વામીજીએ ઉપરના માનપત્રોનો સંક્ષેપમાં ઉત્તર આપીને પોતાના વિચારો વિસ્તારથી દર્શાવવાનું અન્ય સમયપર રાખ્યું હતું જે સંક્ષેપ ઉત્તર એ પ્રસંગે આપવામાં આવ્યો હતો તેનો સારાંશ હવે પછી આપવામાં આવે છે



* ખેતડી, રાજપુતાનામાં જયપુરથી આશરે ૮૦ માઈલને અંતરે આવેલું છે ત્યાંના રાજા શ્રીમન્નરેશ અજિતસિંહજી, સ્વામીજી અમેરિકા ગયા તે સમય અગાઉજ તેમના શિષ્ય થયા હતા સ્વામીજી મદ્રાસમાં પધાર્યા છે, એવા સમાચાર મળતાજ ખેતડીનરેશે પોતાના પ્રાઈવેટ સેક્રેટરી મુન્શી જગમોહનલાલને સ્વામીજીના ખાસ સત્કાર નિમિત્તે ઉક્ત માનપત્રસહિત મદ્રાસ મોકલ્યા હતા

# मद्रासना मानपत्रनो संक्षेपमां उत्तर

મદ્રાસવાસી માયાળુ મહોદયગણુ !

એક કહેવત છે કે, "આદર્યાં અધૂરા રહે, હરિ કરે સો હોય" આજના માન-પત્રનુ તેમજ તેના પ્રત્યુત્તરનુ કાર્ય ઇંગ્રેજી પદ્ધતિથી ચલાવવાની પ્રથમ ધારણા હતી, પરન્તુ ઈશ્વરને એ ધારણા નામંજુર હતી જેથી પ્રબલ ઈશ્વરીવિધાનુસાર આજનુ કાર્ય જુદીજ રીતે સપાદન થાય છે ગીતાના પ્રસગની પેઠે રથ ઉપર ચડીને આમતેમ વિખરાએલા શ્રોતાજનો આગળ મારૂ કથન સભળાવવાનો યોગ મળ્યો છે, આવી જુદીજ રીતે ભાષણુ આપવાનો પ્રસગ મળવામાટે હુ ઈશ્વરનો આભાર માનુ છુ આ પ્રકારવડે વાણીને વિશેષ ઉત્તેજન અને જોર મળે છે, અને મારે તમને જે કહેવાનુ છે, તે હુ વિશેષ જુસ્સાથી અને વિશેષ ઉત્સાહથી કહી સભળાવુ છુ. મારો અવાજ આ વિશાળ જનસમુદાયમા સર્વને કાને પહોંચી શકશે કે કેમ, તે હુ જાણુતો નથી, છતા મારાથી બનશે તેટલો યત્ન કરવામા હુ કશી કસર નહિ રાખુ આવી અતિ વિશાળ સભાને ખુલ્લી જગ્યામા વ્યાખ્યાન સભળાવવાનો મને આ પહેલોજ પ્રસગ પ્રાપ્ત થાય છે શરૂઆતમા મારે ઉપકારના ભારથી નમેલા હૃદયપૂર્વક કહેવુ જોઇએ કે, કોલમ્બોથી આરભીને છેક આજ સુધી મારાપ્રત્યે જે આશ્ચર્યકારક દયા અને પ્રેમ દર્શાવવામા આવ્યા છે, અને જે અપૂર્વ ઉત્સાહભર્યા આનન્દથી અને હૃદયના ભાવથી મારૂં સર્વત્ર સ્વાગત કરવામાં આવે છે, તેટલા બધા સન્માન અને સત્કારની મને સ્વપ્ને પણ આશા નહોતી મે અનેક સ્થળે જણાવેલા સત્યની એથી વિશેષ પુષ્ટિ થાય છે એ સત્ય અનુસાર પ્રત્યેક જાતિનુ જીવનતત્ત્વ ખાસ અમુક વિશેષ આદર્શના ઉપર આધાર રાખે છે પ્રત્યેક પ્રજા અથવા જાતિને માટે તેણે પોતે નક્કી કરેલો તેનો પોતાનો અમુક આદર્શ અને તે આદર્શને પ્રાપ્ત કરવાનો માર્ગ હોય છે, અને તેજ માર્ગે પોતાના ખાસ આદર્શને લક્ષમા રાખી પ્રત્યેક પ્રજા પ્રગતિ કરે છે ભારતવાસીઓનો ખાસ આદર્શ અને માર્ગ તેમના પોતાના ધર્મમાજ સમાએલો છે, કેમકે ધર્મજ ભારતનુ જીવન છે જગતના બીજા દેશોમા ધર્મ પણુ બીજા અનેક કાર્યોના જેવુ એકાદ સામાન્ય કાર્યજ ગણાય છે દાખલા તરીકે ઈંગ્લાંડમાં ધર્મ તેમની પ્રજાની રાજનીતિનો એક સામાન્ય વિભાગજ મનાય છે અગ્રેજી ધર્મસસ્થા ઇંગ્લાડના રાજકર્તાઓના અધિકારમા છે, જેથી પોતાના દેશની રાજ્યસત્તાએ સ્વીકારેલી ધર્મ-સસ્થા તરીકે ત્યાંના બધા લોકો તેનું પાલન પોષણ કરે છે અને તેને સહાય કરે છે પ્રત્યેક ગૃહસ્થ તેમજ સન્નારી એ ધર્મસસ્થામા સામીલ થવાજ જોઇએ, એવી સામાન્યત આશા રાખવામાં આવે છે, કેમકે એ પણ એક સભ્યતા અને

ગૃહસ્થાઇનું લક્ષણ ગણાય છે બીજા દેશોમા પણ તેમની ધર્મભાવના જુદા જુદા પ્રજાપ્રિય આદર્શોને આધીન હોય છે દરેક પ્રજામા અમુક પ્રબલ શક્તિનુ દર્શન થાય છે કોઇ પ્રજામા રાજનીતિરૂપે, કોઇ પ્રજામા બુદ્ધિશક્તિરૂપે, કોઇમા વિદ્યા-ચર્ચારૂપે, કોઇમા વિજ્ઞાન અથવા શાસ્ત્રની ઉન્નતિરૂપે, કોઇમા યુદ્ધનીતિરૂપે અને કોઇમા વ્યાપારનીતિરૂપે એ રીતે પ્રત્યેક પ્રજાની શક્તિ વિકાસ પામે છે એવો જે ખાસ આદર્શ પ્રત્યેક પ્રજાના મુખ્ય આધારરૂપ હોય છે, તેમાંજ એ પ્રજાનુ જીવન અને પ્રાણ સમાઇ રહે છે, અને તે આદર્શમાજ એ પ્રજાના હૃદયનો થડકાટ સાભળવામાં આવે છે એવી ભિન્ન આદર્શવાળી પ્રજાને માટે ધર્મ તો માત્ર ગૌણ આભૂષણ અને અનેક બાહ્ય સાધનોમાના એકાદ સામાન્ય સાધનરૂપજ ગણાય છે, પરન્તુ અહી ભારતમા તો માત્ર ધર્મજ પ્રજાના હૃદયનુ ખાસ મર્મ-સ્થાન છે ધર્મજ ભારતનો આત્મા અને પ્રાણ છે અહીની પ્રજાનો ભવ્ય પ્રાસાદ ધર્મના મુખ્ય અને પ્રબળ પાયાઉપરજ ઉભો કરવામા આવેલો છે અહી રાજ-નીતિ, ત્રિવિધ શક્તિ અને વિદ્યા–બુદ્ધિની ચર્ચા ગૌણ તેમજ ધર્મના કરતા ઉતરતી પંક્તિની ગણાય છે કેમકે ભારતનુ એક માત્ર કાર્ય, ભારતનો સર્વથી મહાન વિચાર અને ભારતનૌકાનુ પ્રાણાધારરૂપ સુકાન માત્ર ધર્મજ છે * *

* * * * * * * *

માત્ર એક ધર્મ અને આધ્યાત્મિકતાજ તેના જીવનનુ મુખ્ય અવલંબન છે તેના આધાર ઉપરજ ભારતવર્ષ આજસુધી જીવતુ રહ્યુ છે, અને ઉન્નતિ તેમજ આબાદી પામ્યુ છે ભવિષ્યમા પણ તેનીજ સહાયતાવડે ભારત પોતાનુ જીવન ધારણ કરી શકશે

જગતની બધી પ્રજાઓ પોતપોતાના આદર્શો અથવા પ્રશ્નોનુ નિરાકરણ કરવામાટે દિનરાત મથી રહી છે ભારતવર્ષ તેમાના એક પ્રશ્નની પાછળ મથી રહ્યો છે, અને જગતની બીજી બધી પ્રજાઓ બીજા પક્ષ અને બીજા પ્રશ્નનુ નિરાકરણ કરે છે એ બન્નેમાથી કોનો વિજય થશે? કયી જાતિ દીર્ઘ જીવન ભોગવશે? એવુ કયુ તત્ત્વ અથવા કાર્ય છે કે જેને યોગે એક પ્રજા ચિરકાલ જીવી શકે? આ સંસારના જીવનસંગ્રામમાં પ્રેમનો જય થશે કે તિરસ્કારનો? સદ્ભાવ વધારે ટકી રહેશે કે અસદ્ભાવ? ભોગવિલાસનો જય થશે કે ત્યાગનો? જડ તત્ત્વ વધારે જીવન ભોગવશે કે ચૈતન્ય? જે સમયનો ઇતિહાસ પણ નથી મળી શકતો એવા દૂર દૂરના ભૂતકાળમા આપણા પવિત્ર પૂર્વજોએ એ બાબતો સંબધી જે જે સિદ્ધાંતો બાંધ્યા છે તેમાજ આપણો સંપૂર્ણ વિશ્વાસ છે પ્રાચીન દંતકથાઓ પણ જે ભૂતકાળના પ્રગાઢ અંધકારને ભેદી શકતી નથી, તેવા અતિ પ્રાચીન સમયે આપણા ગૌરવભૂષિત પૂર્વજોએ જીવનનાં મહાન પ્રશ્નને હાથ ધર્યો હતો અને તેનો ઉકેલ

આણ્યો હતો પોતાની માન્યતા તેમજ સિદ્ધાંતોને સમગ્ર જગત આગળ પૂરવાર કરી આપી તેના સબંધમાં કોઈને કાંઈ પણ શંકા હોય તો તેનું નિવારણ કરવાનો તેમણે અખંડ દાવો ધર્યો હતો પોતાના સત્ય સિદ્ધાંતોને કંઈ પણ અંશે અસત્ય માનતા હોય તેમને પોતાના સંશયનું નિવારણ કરવાને માટે તેમણે સમગ્ર જગતને આમંત્રણ પાઠવ્યા હતા. તેમની સત્યતા ઉપર એ સમયે કોઈ કશો પણ આરોપ મૂકી શક્યું ન હતું આપણા પૂર્વજોનો એ સિદ્ધાંત ત્યાગ, પ્રેમ, દાન, પરહિતમાં સર્વસ્વ સમર્પણ અને સંપૂર્ણ નિર્ભયતામાં સમાએલો છે કોઈ પણ પ્રજાને એજ સદ્ગુણો લાંબો સમય ટકાવી રાખે તેમ છે સર્વત્ર વિજય મેળવવાની એજ સદ્-ગુણોમાં શક્તિ છે તુચ્છ વિષયસુખોનો અને ઇંદ્રિયોના ભોગવિલાસની વાસનાનો સર્વથા ત્યાગ કરનારી પ્રજાજ ચિરસ્થાયી અથવા દીર્ઘજીવી થઈ શકે છે માનવ-જાતિનો ઇતિહાસ તેની પુષ્ટિનાં અનેક દ્રષ્ટાંત આપણી આંખ સામે રજુ કરે છે દરેક સૈકામાં ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, અનેક નવી નવી જાતિઓ ઉત્પન્ન થઈને ચોમાસાના પતંગીઆની પેઠે ક્ષણભર પોતાનો પ્રભાવ બતાવી પાછી વિનાશ પામી છે શૂન્યમય સ્થિતિમાંથી તેઓ ઉત્પન્ન થએલી હોય છે, થોડા દિવસમાં તેઓ પાપમય ક્રીડા કરે છે, અને ક્ષણમાં પાછી પીગળીને શૂન્યમાં મળી જાય છે માત્ર આ મહાન અલૌકિક બલવાળી હિન્દુપ્રજાજ અનેક તુમુલ તોફાનો, પ્રબલ આપત્તિ અને ભય, તેમજ જુદી જુદી કરૂણાજનક સ્થિતિ કે જેવી સ્થિતિ આ જગતમાં બીજી કોઈ પણ પ્રજાને ભોગવવી નહિ પડી હોય, તેમાં સપડાવા છતાં દારૂણ વિદેશી ઝંઝાવાતને સહન કરતી આજસુધી સજીવન અડગ ઉભેલી છે કારણ કે એ પ્રજાએ ત્યાગનો મહામંત્ર સ્વીકાર્યો છે, આત્મત્યાગના ઉજ્જવલ પક્ષનું અવલંબન કર્યું છે નક્કી માનજો કે આત્મત્યાગ વિના કદિ ધર્મનું રક્ષણ કરી શકાતું નથી.

યૂરોપ જીવનના પ્રશ્નનો બીજી દિશામાં નિવેડો કરવા ચાહે છે સારા-માઠા કોઈ પણ ઉપાયવડે મનુષ્ય કેટલા બધા પદાર્થો અને બળ પ્રાપ્ત કરી શકે, એજ તેની પ્રવૃત્તિનો હેતુ છે યૂરોપનો મંત્ર આત્મત્યાગ નથી, પણ તેનો પોતાની ઉન્નતિનો મૂળ મંત્ર હરિફાઈ, ચડસાચડસી, દ્વેષ અને દયા કે લાગણી વગરની શુષ્ક સ્પર્ધાજ છે આપણું ઉન્નતિનું ધોરણ વર્ણાશ્રમધર્મદ્વારાજ છે, જેને યોગે દ્વેષ ભરેલી હરિફાઈ અથવા ઇર્ષ્યા અનાયાસે દૂર થાય છે સર્વ બંડખોર શક્તિઓને એ ધર્મ અંકુ-શમાં રાખે છે, નિર્દયતાનો નાશ કરે છે, અને પોતાની ઉદાર, સરલ તેમજ અસં-દિગ્ધ પદ્ધતિદ્વારા મનુષ્યના રહસ્યમય જીવનમાં જીવાત્માના ઉન્નતિમાર્ગને સરલ, સુખરૂપ તેમજ શાન્તિમય બનાવી દે છે

આવી રીતે પ્રખર ભાષામાં સ્વામીજીનું વ્યાખ્યાન ચાલતું હતું, પણ આસપાસ એકઠી મળેલી હજારો લોકોની ભીડમાં એટલો બધો કોલાહલ અને ગડબડ મચી

રહ્યાં હતા કે ભાષણ બરાબર સભળાઇ શકાતુ નહોતુ, એથી તેમણે છેવટના નીચે મુજબના શબ્દો કહીને પોતાના વ્યાખ્યાનની સમાપ્તિ કરી

પ્રિય મિત્રો ! તમારો અદ્ભુત ઉત્સાહ અને ઉછળતો આનદ જોઇને મારૂ હૃદય અતિ પ્રસન્ન થાય છે આજનો સમારોહ ઘણોજ અસાધારણ અને અદ્ભુત જણાય છે એવો પ્રબલ ઉત્સાહજ આપણી નસોના લોહીને ગરમ બનાવી કર્ત વ્યમાર્ગમા પ્રેરશે માત્ર એ ઉત્સાહને ચિરસ્થાયી કરવાની જરૂર છે યત્નપૂર્વક તેને હમેશા જાળવી રાખો એ પ્રબલપ્રેમ અને ઉત્સાહના અગ્નિને કદિ પણ બૂઝાઇ જવા દેતા નહિ આપણી પુણ્ય ભારતભૂમિમા આપણે અનેક મહાન કાર્યો કરવાના છે એ કાર્યો સિદ્ધ કરવામાટે તમારી સહાયતા, લાગણી અને આવાજ ઉત્સાહથી ભરેલી સહાનુભૂતિની જરૂર છે આવા ઉત્સાહ અને કોલાહલમા શાન્તિથી સભાનુ કાર્ય ચાલવુ સભવિત નથી, માટે મારૂં બોલવુ પૂરૂ કરતી વખતે હુ ફરીથી તમારી દયાભરેલી લાગણીમાટે તેમજ તમારા ઉત્સાહભરેલા સ્વાગત માટે અત કરણપુર્વક તમારો આભાર માનુ છુ બીજે શાન્ત સમય મળશે ત્યારે આપણે ભવિષ્યના કાર્યમાટે વિસ્તારથી વિચાર કરીશુ, અને ઉપયોગી વિચારોનો પરસ્પર વિનિમય કરીશુ મારા પરમ મિત્રો ! આજને માટે તો હુ તમારી વિદાય લઉ છુ * * * * * *

# मारा युद्धनी व्यूहरचना

( મદ્રાસના વિક્ટોરીઆ હૉલમા અપાએલુ વ્યાખ્યાન )

ગયે પ્રસગે લોકોની અત્યત ભીડ થવાથી મારૂ કથન હુ પૂર્ણ કરી શક્યો નહોતો, તેથી આજે પ્રારભમાજ હુ મદ્રાસનિવાસી બધુઓનો તેમણે મારા પ્રત્યે બતાવેલી દયા, મમતા અને પ્રીતિને માટે હૃદયપૂર્વક આભાર માનુ છુ માન-પત્રોમા મારે માટે જે સુદર વિશેષણો વાપરવામા આવ્યા છે તેને માટે આપ સર્વનો કયા શબ્દોમા આભાર માનવો, તેની હુ કલ્પના કરી શકતો નથી પ્રભુ મને એ બધા ઉદાર, સુદર અને દયાભરેલા વિશેષણોને યોગ્ય થવાનુ અને સમગ્ર જીવન સ્વધર્મ તેમજ સ્વદેશની સેવા કરવાનુ સામર્થ્ય આપે

ભદ્ર મહાશયો !

મારામા અનેક દોષો હોવા છતા હુ ધારૂ છુ કે મારામાં કઇક નિડરતાનો અને સાહસનો ગુણ છે પશ્ચિમને મારે ભારતનો સદેશો પહોચાડવાનો હતો ઇશ્વર તરફથી મને એ કાર્ય સોંપવામા આવ્યુ હતુ. મે નિડરતાથી એ સંદેશો અમેરિકા અને ઇગ્લાડના લોકોને સભળાવ્યો છે આજનો વિષય શરૂ કર્યા પહેલા હુ

તમને બધાને એવીજ નિડરતા અને સાહસથી થોડા શબ્દો કહેવા માગુ છુ કેટલોક સમય થયા મારી પ્રવૃત્તિમા વિઘ્ન નાખવાના કેટલાક પ્રયત્નો થાય છે મારી આસ પાસ એવી તજવીજો થતી જણાય છે કે જેથી હુ આગળ વધી ન શકુ જો તેમનાથી બને તો તેઓ એકદમ મને પીલી કચરીને મારી હયાતીજ નાબુદ કરી નાખે ! પરન્તુ પ્રભુની કૃપાથી એ બધી પેરવીઓ નિષ્ફળ નિવડી છે એવા પાપી પ્રયત્નો ઘણે ભાગે વિફળજ જાય છે લગભગ છેલ્લા ત્રણ વર્ષ થયા મારા વિષે કેટલીક ગેરસમજ ફેલાએલી છે, પરતુ હુ દૂર વિદેશમા હતો ત્યા સુધી શાંતિ ધારણ કરીને મૂગોજ રહ્યો હતો, જાણે હુ જાણતોજ ન હોઉ તેમ એક શબ્દ પણ એ બાબતમા આજ સુધી બોલ્યો નથી, પણ હવે મારી માતૃભૂમિના ખોળામા આવી પહોચ્યા પછી સ્વદેશની સપાટીપર ઉભો રહીને, એ બાબતમા મારા તરફથી ખુલાસાના થોડા શબ્દો કહેવાની મને જરૂર જણાય છે મારા એ શબ્દોનુ શુ પરિણામ આવશે, એથી તમારા મનમા મારા માટે શા વિચારો ઉત્પન્ન થશે, તમારા હૃદયપર એ શબ્દોની શી અસર થશે, તેની મને કશી પણ ચિતા નથી એવી ચિતા કે ભીતિ રાખે તે સન્યાસીજ નથી ચાર વર્ષ અગાઉ હાથમાં દડ-કમડલ લઈને સન્યાસીના વેશે મે તમારા શહેરમા પહેલવહેલો પ્રવેશ કર્યો હતો હજી પણ હુ તેજ સન્યાસી છુ, અને વિશાળ દુનિયા મારી સામે ખુલ્લી છે વિશેષ પ્રસ્તાવવિના હવે હુ મારૂ કથન શરૂ કરૂ છુ

પહેલા તો મારે "થિયૉસોફિકલ સોસાઇટી" ના સબધમા થોડા શબ્દો કહેવાના છે તે સસ્થા તરફથી આજસુધી ભારતના ક્ષેત્રમા કઇક સારૂ કામ થયુ છે, અને તેને માટે એ સસ્થાનો અને વિશેષ કરીને મીસીસ બીસેંટનો ઘણો આભાર થયો છે મીસીસ બીસેટ સબધી હુ જે કઇ અલ્પ-સ્વલ્પ જાણુ છુ તેપરથી હુ માનુ છુ કે એ પરોપકારી બાઇ આપણા પવિત્ર દેશની નિષ્કામ શુભચિન્તક છે, અને તે દેશની ઉન્નતિ કરવાને પોતાનાથી બની શકે તેટલો પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તેના એ પુણ્યપ્રયત્નમાટે હિદનો પ્રત્યેક સુપુત્ર તેનો અત્યત આભારી છે, અને પ્રભુ તેનાપર તેમજ તેના સબધીઓપર શુભાશીર્વાદ વરસાવો, પરતુ આ એક વાત છે, અને થિયૉસોફીકલ સોસાઇટીમા જોડાવુ એ તેનાથી છેક જુદીજ વાત છે સદ્ભાવ, શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમ, પ્રશસા એ એક વસ્તુ છે, અને બીજાનુ મતવ્ય કશો પણ વિચાર, તર્ક કે ચર્ચાવિના આખો મીચીને મૂગે મોએ કબુલ કરી લેવુ એ બીજી વસ્તુ છે આજકાલ ચારેમેર એવી વાત ફેલાવવામા આવી છે કે અમેરિકા અને ઇગ્લાડમા હુ જે કઇ કાર્ય સપાદન કરી શક્યો છુ, તેમા મને એ સસ્થા તરફથી મુખ્ય મદદ કરવામા આવી છે! હુ તમને સ્પષ્ટ જણાવુ છુ કે એ વાતમા એક શબ્દ પણ સત્ય નથી એ બધા

કપોલકલ્પિત ગપાટાજ છે મતભેદ હોવા છતાં આપણે સહાનુભૂતિ દર્શાવવાના, પરસ્પર સાચી લાગણી ધરાવવાના અને સહાય કરવાના ઉદ્ગાર વિચારો સબધી આ જગતમા લાંબાં લાંબાં ભાષણો સાંભળીએ છીએ એ ઘણી સારી વાત છે, પરતુ અનુભવમા આપણે શુ જોઇએ છીએ ? જ્યાસુધી એક મનુષ્ય બીજા મનુષ્યના બધા વિચારોને માની તેનો મતાનુયાયી બની રહે છે, ત્યાંસુધીજ તેના તરફ બીજા મનુષ્યની સહાનુભૂતિ કે લાગણી રહે છે એ મનુષ્યે પોતાનો જરાપણ મતભેદ બતાવ્યો કે થઇ ચૂક્યુ ! એ સહાનુભૂતિ તરતજ પાંખો ફડફડાવીને ઉડી જાય છે ! લાગણી લાકડાપર લટકી રહે છે ! પ્રેમ અને ભ્રાતૃભાવ એકાએક અદૃશ્ય થઇ જાય છે !

કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમને પોતપોતાના ધારી રાખેલા ક્ષેત્રમા પોતાનો સ્વાર્થ સાધવાનો હોય છે કોઇપણ દેશમા એવા લોકોના સ્વાર્થને કોઇ પણ પ્રકારની અડચણ આવે છે, ત્યારે તેમના અત કરણો બળવા લાગે છે તેમના ઇર્ષ્યા અને દ્વેષભાવ એટલા બધાં વધી પડે છે કે શુ કરવુ કે શુ ન કરવુ* તે તેઓ જાણી શકતા નથી ! ગરીબ હિંદુઓ જ્યારે પોતાને હાથેજ પોતાનુ ઘર સ્વચ્છ કરવા લાગ્યા છે, ત્યારે તેમા ખ્રિસ્તી પાદરીઓની શી હાનિ થાય છે, તે કઇ સમજી શકાતુ નથી તેમનાથી બીજી જાતિના આત્મસુધારણાના પ્રયત્નો પણ સહી શકાતા નથી' હિંદુઓ પોતાની જાતિના સુધારામાટે ખરા અત કરણથી પ્રયત્ન કરવા લાગ્યા છે, તેમા બ્રહ્મોસમાજ અથવા બીજી કોઇ પણ સુધારા-સમાજનુ શુ બગડે છે ? તેઓ શામાટે હિંદુસુધારકોનો વિરોધ કરે છે ‘ તેઓ શામાટે આવી હિતકારક હીલચાલના કટ્ટા શત્રુઓ બની જાય છે ‘ હુ પૂછુ છુ કે આની દુશ્મનાવટ શામાટે ? તેમનો દ્વેષ, તેમની ઇર્ષ્યા અને તેમનો તિરસ્કાર એટલુ બધુ પ્રબળ રૂપ ધરી બેઠા છે કે તેનુ કારણ પૂછવાનો અથવા તે બાબત કશો પ્રશ્ન કરવાનો યત્ન પણ વ્યર્થજ નિવડે છે આજથી ચાર વર્ષ અગાઉ જ્યારે મારા જેવો એક અજાણ્યા, નિર્ધન, અસહાય, મિત્ર વગરનો તેમજ અહીથી કોઇ સદ્દગૃહસ્થના પરિચય પત્ર વગરનો એકલો અટુલો ગરીબ સન્યાસી, વિશાળ જળસિંધુની–સાત સમુદ્ર અને સીત્તેર નદીઓની પેલીપાર આવેલા દૂરદૂરના અમેરિકા દેશ તરફ જવાને તૈયાર થયો હતો, જે વિશાળ દેશમાં મારો કોઇ પરિચિત કે મિત્ર નહોતો, તે દેશમા વસનારા પાતાળવાસી લોકોને પ્રભુનો પવિત્ર સદેશો પહોંચાડવાને અહીથી પ્રયાણ કરતો હતો, એ વખતે એકવાર હુ આ દેશની થિયૉસોફીકલ સોસાઇટીની એક શાખાના અગ્રેસરને મળવા ગયો હતો એ વખતે સ્વાભાવિક રીતેજ મે ધાર્યું હતુ કે તે અગ્રેસર હિંદનો હિતચિંતક અને અમેરિકાનો રહેવાસી હોવાથી જરૂર ત્યાના કોઇ સદ્દગૃહસ્થ ઉપર મને એકાદ પરિચયપત્ર

અથવા ભલામણપત્ર લખી આપશે, તો અજાણ્યા પ્રદેશમા એ પત્ર મને ઘણો મદદરૂપ થઇ પડશે હુ જ્યારે મળવા ગયો ત્યારે તેમણે મને પૂછ્યુ કે –" તમે અમારી સસ્થામા સભાસદ તરીકે દાખલ થશો ?"

મેં ઉત્તર આપ્યો –" ના, હુ કેવી રીતે તમારી સોસાઇટીમા દાખલ થઇ શકુ ? સોસાઇટીના સિદ્ધાતોમા અને મારા સિદ્ધાતોમા કેટલોક મતભેદ છે, એથી હુ લાચાર છુ " મારા આ શબ્દો સાભળીને તરતજ તેમણે મને જણાવ્યુ કે – " હુ દિલગીર છુ હુ તમારામાટે કઇ પણ કરી શકુ તેમ નથી !" થિયૉસોફિકલ સોસાઇટી તરફથી જો મને કઇ પણ સહાય કરવામા આવી હોય તો તે આટલીજ હતી શુ આ રીતનુ વર્તન તે મને માર્ગ આપ્યો કહેવાય ? જો કોઇ થિયૉસોફિસ્ટ બધુ આ સભામા હાજર હોય તો હુ તેને આગ્રહથી પૂછુ છુ કે, શુ આ મદદ આપી કે માર્ગ કરી આપ્યો કહેવાય ? અસ્તુ તમે બધા જાણો છો તેમ અહી મદ્રાસના કેટલાક મિત્રોની મદદવડે હું અમેરિકા પહોચ્યો હતો એ મિત્રોમાના ઘણાખરા તો અહીં હાજર છે, માત્ર તેમાનો એક મુખ્ય મિત્ર અહી દેખાતો નથી તે મિત્ર શ્રી જસ્ટીસ સુબ્રામણ્ય આયર છે એ સદ્‌ગૃહસ્થ મારા મુખ્ય સહાયક હતા તેમના અનત ઉપકારના બોજા તળે હુ સદાય દબાએલો છુ તેઓ આ સભામા અત્યારે હાજર નથી એ મહાપુરૂષના પ્રત્યે અહી હુ મારી સપૂર્ણ કૃતજ્ઞતા પ્રકટ કરૂ છુ એ સત્પુરૂષના હૃદયમા દિવ્ય પ્રતિભાનો પ્રકાશ હમેશા ઝળહળી રહેલો જણાય છે મારા આજસુધીના જીવનમા, મે તેમના જેવા સાચા ને વિશ્વાસપાત્ર મિત્રો બહુજ થોડા જોએલા છે તેઓ ઉદારચિત્ત, નિખાલસ, નિસ્વાર્થી અને હૃદયના સાચા મિત્ર છે ગરીબ ભારતમાતાના તેઓ એક ખરેખરા સુપુત્ર છે એમની તથા મદ્રાસના બીજા કેટલાક મિત્રોની મદદથી હુ અમેરિકા જઇ પહોચ્યો એ વખતે મારી પાસે બહુજ થોડા પૈસા બચ્યા હતા અમેરિકાની મહાન ધર્મપરિષદ્ ભરાવાને હજુ કેટલાક મહિનાની વાર હતી એ દરમિયાન મારા પૈસા, અમેરિકા જેવા ધનિક અને ખર્ચાળ દેશમા કેટલો વખત નભી શકે ? ખર્ચનુ પ્રમાણ ત્યા આપણા દેશથી ઘણુ વિશેષ છે શિયાળો નજીક આવી પહોચ્યો, અને મારી પાસે તો માત્ર ઉનાળામાં ઉપયોગી થાય એવા થોડા પાતળાં વસ્ત્રોજ હતા એક દિવસ ઠડીથી મારો હાથ એકાએક અકડાઇ ગયો ! શિયાળાની સહન ન કરી શકાય એવી કડકડતી ઠડીમાં, અપરિચિત લોકોથી વસેલા પરદેશમા પૈસા વિના શુ કરવુ ? હું એ વખતે લાચાર થયો હવે શુ કરવુ તે મને સમજાયુ નહિ હુ ભિક્ષા માગવા જાઉ તો તરતજ મને પકડીને જેલમા મોકલી દેવામા આવે ! મારા ખીસામા હવે માત્ર છેલ્લા થોડાજ ડૉલર રહેલા હતા મે એ વખતે મારા મદ્રાસના મિત્રોપર મદદને માટે

તાર કર્યો આ હકીકત થિયૉસોફિકલ સોસાઇટીના મેમ્બરોના જાણવામા આવી તેમાનો એક સભાસદ પોતાના એ વખતના એક પત્રમાં લખે છે કે –" હવે એ સેતાનનુ મોત નજીક આવેલુ જણાય છે પ્રભુ આપણુ રક્ષણ કરો !"

કેવી સરસ લાગણી ? શુ આ રીતેજ મને રસ્તો કરી આપવામા આવ્યો હતો કે ? જો એ સસ્થા તરફથી મને મારા પ્રવાસ સમયે કશી પણ સહાનુભૂતિ મળી હોય તો તે આ પ્રકારનીજ હતી !

આ બધી હકીકત બહાર પાડવાની મારી બીલકૂલ ઇચ્છા નહોતી, પરતુ જ્યારે મને મદદ કરવાની મોટી મોટી વાતો અને સોસાઇટીએ બતાવેલી સહાનુભૂતિના મહાધ્વનિ ઠામ ઠામ પડી રહ્યા છે, ત્યારે એ બધામા કેટલુ સત્યાસત્ય છે, તે સ્પષ્ટ રીતે દર્શાવવા ને જાણવામાટે મારા જે દેશવાસી બધુઓ આતુર છે, તેમની તૃપ્તિને માટે મારે દિલગીરી સાથે નિરુપાયે જણાવવુ પડે છે ત્રણ વર્ષના લાબા સમયસુધી મે મારા મોને એ વિષયને માટે તાળુ મારી રાખ્યુ હતુ કોઇનો પણ અપકાર પ્રકટ કરવામા મૌનનેજ મે મારો મુદ્રાલેખ બનાવી ગણ્યો છે, પણ આજે આ હકીકત મારા નિયમને કૂદીને અચાનક બહાર નીકળી આવી છે ! થિયૉસોફિકલ સોસાઇટીની સાથે મારો હિસાબ એટલેથીજ પતી જતો નથી ચિકાગોની મહાન ધર્મ પરિષદના સભામડપમાં કેટલાક થિયૉસોફિસ્ટ બધુઓ મારી નજરે પડયા તેમની સાથે વાતચિત કરવાની અને મળવાહળવાની મને ઇચ્છા થઈ હુ તેમની પાસે ગયો, પણ એ વખતે તેમના ચ્હેરાઉપર મારા પ્રત્યેનો જે પ્રત્યક્ષ તિરસ્કાર સ્પષ્ટ દેખાઇ આવતો, એ બાબતનુ મને પૂરેપૂરૂ સ્મરણ છે. જાણે તેઓ મૂગે મોએ મારી અવજ્ઞા કરીને કહેતા હોય કે –" આ દેવતાઓના દરબારમા તમારા જેવા ક્ષુદ્ર કીડાઓનુ શુ કામ છે ? " આવી રીતની ઉદારતા થીજ થિયોસોફિકલ સોસાઇટીએ મને ત્યાં માર્ગ કરી આપ્યો હતો ! ત્યારપછી એ મહાન ધર્મસભામા મારૂ નામ અને કામ આગળ આવ્યા અને મારે માટે ઠેકઠેકાણે કીર્તિવાદ સભળાવા લાગ્યો, ત્યારથીજ મારે માટે પ્રબળ પ્રયાસ શરૂ થયા ! પ્રચડ કામ આરભાયુ ! હુ જે જે ગામમા, જે જે સ્થળે જતો, ત્યા ત્યા થિયૉસોફિસ્ટો મને દબાવી દેવાને પોતાનાથી બને તેટલા પ્રયત્નો કરતા ત્યાના બધા થિયૉસોફિસ્ટ ભાઇઓને મારાં ભાષણો સાભળવાની ખાનગી રીતે મનાઇ કરવામા આવી હતી, કેમકે મારાં ભાષણો સાભળીને કદાચ તેમના મન બદલાઇ જાય અને થિયૉસોફિકલ સોસાઇટી તરફની તેમની લાગણી વિનાશ પામે તો ! તેમને તેમજ ખ્રિસ્તી પાદરીઓને એવો બહુ ભય હતો

સોસાઇટીના એસૉટેરિક ( ગુપ્ત ) વિભાગનો એવોજ મત છે કે જે જે સભાસદો એ ગુપ્તમડળમા દાખલ થાય તેમને માત્ર કુતહુમી અને મોરિયા જેવા મહા-

ત્માઓ તરફથીજ શિક્ષણ મળવુ જોઇએ બીજા પાસેથી તેમનાથી શિક્ષણ લઇ શકાયજ નહિ ! એ બન્ને મહાત્મા કેવા છે અને તેઓ ક્યા નિવાસ કરે છે એતો પ્રભુ જાણે ! પણ તેમની અદશ્ય રહેતી શક્તિ તેમના દશ્ય પ્રતિનિધિઓ મી. જજ્જ અને મિસીસ બીસેન્ટના શરીરમાં પ્રવેશ કરીને પોતાના શ્રદ્ધાળુ શિષ્યોને શિક્ષણ આપવાનુ કામ કરતી ! આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે જે કોઇ મનુષ્ય એ ગુપ્તમંડળમાં દાખલ થાય તેણે પોતાની સ્વતંત્ર વિચારશક્તિનો સર્વથા ત્યાગ કરી, સોસાઇટીને સંપૂર્ણ ભાવે પોતાનુ આત્મસમર્પણ કરવુ પડે છે અવશ્ય મારાથી આવુ કોઇ કાળે થઇ શકે તેમ નહોતુ ક્ષુદ્ર અને ક્ષણિક સાંસારિક સુખ-સગવડને ખાતર પોતાની સ્વતંત્ર આત્મશક્તિ અને વિચારશક્તિ વેચી દેવાનુ મારાથી કદિ પણ બની શકે તેમ નહોતું. જે મનુષ્ય એવી રીતે પોતાની આત્મ-સત્તા પારકા હાથમાં વેચવાને તૈયાર થાય છે, તેને હુ હિંદુ પણ કહી શકુ તેમ નથી

ત્યારપછી થિયૉસોફિકલ સોસાઇટીના પોતાના મંડળમાજ ગડબડ ચાલુ થઇ મી જજ્જ અને મિસીસ બિસેંટ વચ્ચે વાધો પડયો છેવટે બન્ને છૂટા પડયા ! સ્વ મી જજ્જને માટે મને ઘણુ માન હતુ તેઓ એક ગુણવાન, સરલ, નિષ્ક-પટી અને શ્રદ્ધાપાત્ર સદ્ગૃહસ્થ હતા. મારા મત પ્રમાણે થિયૉસોફિકલ સોસાઇટીના તે સર્વથી ઉત્તમ પ્રતિનિધિ હતા જ્યારે મી જજ્જ અને મિસીસ બિસેંટ બન્ને જણા એવોજ દાવો કરે છે કે, તેમના પોતપોતાના મહાત્મા ખરા છે, ત્યારે તેમની વચ્ચે કેવી રીતનો વાંધો ઉઠયો છે, અને શી ગડબડ ચાલે છે, તેની ચર્ચા કરવાનુ આ સ્થળે મને વાજબી નથી જણાતુ તેઓ બન્ને પોતપોતાના મહાત્માનો ઉપ-દેશ સત્ય હોવાનો દાવો કરે છે ! વળી વિશેષ આશ્ચર્ય તો એજ છે કે તેમનો બન્નેનો દાવો અને વાંધો એકજ મહાત્માને લઇને ચાલે છે ! એકજ મહાત્માનાં એ બન્ને ઉપાસક છે, એ મહાત્માની આજ્ઞા પ્રમાણેજ તેઓ બન્ને કાર્ય કરે છે, ત્યારે એ બન્નેને જુદી જુદી શિક્ષા આપી, તેમને લડાવી મારવાનું એ મહાત્માને શુ કારણ હશે તે તો પ્રભુ જાણે ! પરમાત્માજ સત્ય હકીકત જાણે છે બન્ને પક્ષનાં ત્રાજવા એકસરખાજ નજરે પડે ત્યારે એ બાબતનો ન્યાય ચૂકા-વવાની પ્રભુ સિવાય બીજા કોઇની સત્તા નથી

અહી થિયૉસોફિકલ સોસાઇટીની સાથેનો મારો સબંધ પૂરો થાય છે મારી અમેરિકા અને ઇંગ્લાંડની મુસાફરીમા તેમણે મને જો કોઇ પ્રકારની મદદ કરી હોય અથવા મારા કાર્યનો માર્ગ તેમણે સરલ બનાવી દીધો હોય, તો તે આવીજ રીતે છે ! થિયૉસોફિસ્ટો, મારી વિરૂદ્ધ પોકાર કરનારા ખ્રિસ્તી પાદરીઓની સાથે મારા માર્ગને વધારે કઠિન બનાવવામાટેજ મળી ગયા એ બન્ને પક્ષ મારી વિરૂદ્ધ એકત્ર થયા ! જગતમા એવુ કોઇ પણ હડહડતું જુઠાણું નહિ હોય કે જે ત્યાના

પાદરીઓએ મારી વિરૂદ્ધ ઉભુ કરવામા બાકી રાખ્યુ હોય ! વિદેશમા હુ એક ગરીબ, મિત્ર વગરનો, અસહાય સાધુ આવી પડેલો હોવા છતા, મારી ખોટી ખોટી નિંદા કરવામાં, મારે માટે ખોટા ચારિત્રદોષ ઘડી કહાડીને ચારેમેર ફેલાવવામા અને ગામે ગામ તેમજ ઠામ ઠામ વગોવવામા તેમણે કશી પણ કચાશ રાખી નથી ! દરેક ઘરમાંથી મને હાંકી કહાડવામા આવે અને મારી મિત્રતા શોધવા આવનારો મનુષ્યગણ મારો શત્રુ થાય, તેનેમાટે પોતાનાથી બન્યા તેટલા યત્નો તેમણે કરી જોયા ! મને ભૂખમરો વેઠીને, ટાંટીયા ઘસીને મરી જવાનો વખત આવે, એવુ કરવાની તેમણે પુષ્કળ મહેનત ઉઠાવી ! મને વિશેષ દુ ખ અને દિલગીરી તો એટલામાટેજ થાય છે કે મારી સાથેની આ બધી નિષ્કારણ શત્રુતા ઉભી કરવામાં મારા એક સ્વદેશી બધુએ પણ સારો ભાગ લીધો હતો ! એ ગૃહસ્થ હિંદુસ્તાનની એક સુધારક સભાનો જાણીતો અગ્રેસર છે એ જ્યા જ્યા સમય મળે ત્યા ત્યા હમેશા લોકોને કહેતો ફરે છે કે –"ઇસુખ્રિસ્ત હિંદમા આવી પહોચ્યો છે " " તેનો અવતાર થયો છે " શુ આવી ગપાષ્ટક વાતોથી ભારત છેતરાઇ જશે ? શુ એવો ખોટો ઢંઢેરો પીટવાથી ઇસુખ્રિસ્ત હિંદુસ્તાનમા આવશે ? હુ તો જાણુ છુ કે એમ કરવાથી એ આવતો હશે તોપણ પાછોજ ચાલ્યો જશે ! હિન્દુસ્તાનને સુધારવાની શુ આ ખરી રીત છે ? એ ગૃહસ્થને હુ મારી બાળવયથી ઓળખુ છુ તે મારા ખાસ મિત્રોમાનો એક હતો, એથી જ્યારે મેં તેને દૂરના અમેરિકાના પ્રદેશમા પહેલવહેલો જોયો ત્યારે મને ઘણો આનંદ થયો, કેમકે દીર્ઘ સમય થયા હુ મારા કોઇ પણ દેશબંધુને મળી શક્યો નહોતો મને સ્વર્ગના જેટલો આનંદ થયો, પરન્તુ એમના તરફથી તો મારૂ ઊલટી રીતેજ સન્માન કરવામા આવ્યુ તે જેવી રીતે મારી સાથે વર્ત્યો તેવી રીતે દુશ્મનની સાથે પણ કોઇ કદિ નહિ વર્તે ! જે દિવસે અમેરિકાની ધર્મસભાએ મારૂ ભાષણ તાળીઓના ગડગડાટથી વધાવી લીધુ, મારે માટે આનંદના અવાજથી ચિકાગોનુ વાતાવરણ ગાજી ઉઠયુ, જે સમયથી હુ એ પરદેશી ક્ષેત્રમા એકાએક લોકપ્રિય બની ગયો, તેજ દિવસ અને તેજ ઘડીથી ઉપર જણાવેલા મારા જૂના મિત્રની આંખમાં હુ કણુની પેઠે ખૂચવા લાગ્યો ! મારી સાથેની તેની રીતભાત એકાએક બદલાઇ ગઇ ત્યારથી તે અનેક કાવાદાવા કરીને છૂપી રીતે મારી પીઠ પાછળ મને નુકસાન પહોચાડવાનો પોતાનાથી બને તેટલો પરિશ્રમ કરવા લાગ્યો ! મને પોતાના રસ્તાના કાંટારૂપ ગણીને મૂળમાથી ઉખેડી નાખવાના તેણે ઘણાએ પ્રયત્નો કર્યા ! શું આવી રીતેજ ઇસુખ્રિસ્ત હિંદુસ્તાનમાં આવશે કે ? એક સાથે વીસ વર્ષ સુધી ખ્રિસ્તના ચરણકમલમા બેસીને તેણે છેવટ આજ શિક્ષણ મેળવ્યુ હતુ કે ? આપણા દેશમાં કેટલાક મહાન સુધારકો ઢંઢેરો પીટાવે છે કે, ખ્રિસ્તીધર્મ હિંદુસ્તાનની પ્રજાનો

ઉદ્ધાર કરશે શું હિંદુપ્રજાનો ઉદ્ધાર કરવાની આ રીતિ છે ? ઉપર જણાવ્યો તે મનુષ્ય જો તેમના ઉદ્ધારકોનો આદર્શ પુરુષ હોય તો મને તેમના પુરુષાર્થનું પરિણામ કંઇ વધારે આશાભર્યું જણાતું નથી !

અહીં એક બીજી વાતનો ખુલાસો કરવાની મને જરૂર જણાય છે એજ પ્રકારની સમાજસુધારક સંસ્થાના એક વાજીત્રમાં થોડા સમય પહેલાં મારે માટે એક લેખ છપાવવામાં આવ્યો છે તેમાં મારા વાંચવામાં આવ્યું છે કે, હું શૂદ્ર છું, અને શૂદ્રને સંન્યાસ લેવાનો શું અધિકાર છે ? એવી મને ચેલેંજ કરેલી છે તેમની એ ચેલેંજના ઉત્તરમાં હું માત્ર એટલુંજ જણાવું છું કે, જો તમે તમારાં શાસ્ત્ર અને પુરાણો ઉપર શ્રદ્ધા રાખતા હો, જો તમારા ધર્મગ્રંથોને તમે ખરા માનતા હો તો મારી તેમજ મારા સંન્યાસની યોગ્યતાનો વિચાર મારા વંશપરથી કરી જુઓ મેં એવા મહાપુરુષના વંશમાં જન્મ લીધેલો છે કે જેના ચરણકમલપર "**यमाय धर्मराजाय चित्रगुप्ताय वै नम: ॥**" એ મંત્રના ઉચ્ચારણપૂર્વક પ્રત્યેક બ્રાહ્મણ પુષ્પો ચડાવે છે એ મહાપુરુષના મહાપવિત્ર ક્ષત્રિયોના વંશમાં મેં જન્મ લીધેલો છે. હિન્દુસ્તાનના એ કહેવાતા સુધારકોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે મારી જાતિએ આજસુધી અનેક રીતે ભારતવર્ષની તન, મન, ધનથી સેવાઓ ઉઠાવી છે, એટલુંજ નહિ પણ તેણે અનેક સૈકા સુધી અર્ધા હિંદુસ્તાન ઉપર સંપૂર્ણ સત્તાથી રાજ્યાધિકાર ચલાવેલો છે જો એ જ્ઞાતિને ગણત્રીમાંથી બહારજ કાઢી નાખવામાં આવે તો પછી આજના સુધરેલા વર્ગમાંથી કેટલો ભાગ બાકી રહે ? માત્ર એક બંગાળાનુંજ દૃષ્ટાંત લો બંગભૂમિને એજ જ્ઞાતિએ સર્વશ્રેષ્ઠ ફિલસુફો અને દાર્શનિક પંડિતો પૂરા પાડ્યા છે મહાન્ કવિ, ઇતિહાસવેત્તા, તત્ત્વવિદ્, ધર્મોપદેશક અને જ્ઞાનવીર પુરુષો એ જ્ઞાતિએજ પૂરા પાડ્યા છે હાલના મોટામાં મોટા રસાયનશાસ્ત્રી અને વિજ્ઞાનવાદી પુરૂષ પણ એ ક્ષત્રિય લોહીમાંથીજ ઉત્પન્ન થયા છે. મારાપર ટીકાનું અસ્ત્ર ચલાવનારા નિંદાપ્રિય વિરોધીઓને આપણા પોતાના ઇતિહાસના થોડા પાના ઉથલાવી જોવાની તેમજ આપણા ત્રણ વર્ણનો ઇતિહાસ જાણીને બ્રાહ્મણ, ક્ષત્રિય, તેમજ વૈશ્યને સંન્યાસી થવાનો એક સરખોજ હક્ક છે તે જાણવાની ખાસ જરૂર હતી આ સર્વ વાતો પ્રસંગ નીકળતાં માત્ર શ્રોતાઓની જિજ્ઞાસાને શાંત કરવાનેજ મેં સહજ જણાવેલી છે મને તેઓએ શૂદ્ર કહ્યો હોય તોપણ મારા હૃદયને કશું દુઃખ થવાનું નથી મારા પૂર્વજોએ દરિદ્ર અને ગરીબ લોકોપર જે જુલ્મ અને ત્રાસ વર્તાવ્યો છે, તેનો એથી થોડો ઘણો બદલો વળ્યો ગણાશે જો હું સર્વથી અધમ જાતિનો એક નીચ ચંડાળ હોત તો ઊલટું એથી મને વિશેષ આનંદ થવાનો હતો, કેમકે જે મહાપુરૂષનો હું શિષ્ય છું તે એક સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણ કુળમાં જન્મેલા હોવા છતાં તેમણે એક

નીચ જાતિના ચડાળનુ ઘર સાફ કરવાની પોતાની પ્રબળ ઇચ્છા દર્શાવી હતી, પરતુ તે માણસે વચ્ચે પડીને તેમને એવુ કાર્ય કરવા ન દીધુ તે એવુ અધમ કાર્ય એક મહાત્માને કેવી રીતે કરવા દે? બ્રાહ્મણ અને તે પણ સન્યાસી આવીને તેનુ મડાસ સાફ કરે તે કદિ પણ તે સહન કરી શકે? આમ હોવાથી તેઓ (શ્રી રામકૃષ્ણ પરમહસ) અધારી મધ્યરાત્રિએ ચુપચૂપ તેનુ જાજરૂ સાફ કરતા અને પોતાના લાબા હાથથી ગદુ સ્થાન ઘસી ઘસીને સાફ કરતા! તેઓ અનેક દિવસ સુધી આ પ્રમાણે કરતા રહ્યા, કેમકે એથી પોતાનુ અધમ દેહાભિમાન નષ્ટ થઇને તેઓ સર્વના દાસ, સકલ સૃષ્ટિના સેવક બની શકશે એવી તેમની માન્યતા હતી એ મહાપુરુષના શ્રીચરણો મે મસ્તકપર ધારણ કર્યા છે તેઓજ અમારા જીવનના આદર્શ છે. હુ પણ એજ આદર્શ પુરૂષનુ યાવજ્જીવન અનુકરણ કરીશ ખરો હિદુ પોતાનો ઉદ્ધાર, પોતાની ઉન્નતિ, કેવી રીતે કરે છે? સકળ જગતનો સેવક બનીનેજ હિદુ પોતાની ઉન્નતિ કરવાનો યત્ન આદરે છે એજ પ્રકારે હિદુઓએ પોતાની સમગ્ર પ્રજાવર્ગનો ઉદ્ધાર કરવો જોઇએ તેમાં વિદેશી ભાવની સહાયતા લેવાથી કશો ઉદ્ધાર થવાનો નથી વીસ વર્ષની પાશ્ચાત્ય સભ્યતા અને કેળવણીને યોગે કેવુ ઉજ્જવલ ચરિત્ર ઘડાય છે, તેનુ દૃષ્ટાન્ત મે એક મિત્રના વર્તનમા બરાબર જોયુ છે જેનુ કઇક વર્ણન હુ આગળ કરી ગયો છુ એ સુશિક્ષિત સદ્‌ગૃહસ્થે પોતાના વીસ વર્ષના એક જૂના મિત્રને દૂરદૂરના અજાણ્યા વિધર્મી પ્રદેશમા ભૂખમરાનો ભોગ બનાવવાની ઇચ્છાથી યત્નો કર્યા છે, કારણ કે એ મિત્ર એ પ્રદેશમા લોકપ્રિય થયો હતો! કારણ માત્ર એટલુજ હતુ કે એ મિત્ર પોતાના પૈસા કમાવાના માર્ગમા તેની આડે આવી પડયો હતો!

આપણા સુધારક ભાઇઓમાથી એવા મનુષ્ય બતાવો કે જે નીચ ચડાળના ઘરના જાજરૂને સાફ કરવાને તૈયાર હોય? જો કોઈ તૈયાર થાય તો તરત હુ તેના ચરણમા બેસીને, તેની ચરણરજ શિરપર સ્થાપી તેમનો ઉપદેશ ગ્રહણ કરીશ. **હજારો મણ મોટી મોટી વાતોને બદલે એક પાશેર જેટલું પણ પ્રત્યક્ષ કામ કરી બતાવે તોજ કંઇક કર્યું કહેવાય.** આ તો ફોકટનુ મોમાથી શુકજ ઉરાડવામા આવે છે, એથી શુ લાભ?

હવે હુ મદ્રાસના સુધારકવર્ગ સબધી કઇક કહેવા માગુ છુ. તેઓએ મારા તરફ ઘણી દયા અને મમતા બતાવી છે તેમણે મને ઘણા મિષ્ટ વચનો કહ્યા છે, અને પ્રથમથીજ સ્પષ્ટ રીતે મારૂ ધ્યાન ખેચ્યુ છે કે, બગાળાના સુધારકોમા અને તેઓમાં ઘણો તફાવત છે, એ મતમા હુ તેમની સાથે મારા જાતિ અનુભવ પછી ખુલ્લા દિલથી એકમત થાઉ છુ મે અનેકવાર તમને કહ્યુ છે કે મદ્રાસ હાલ ઘણી સારી અવસ્થામા છે. બગાળામા આજકાલ આઘાત અને પ્રત્યાઘાતની જેવી

ઝેરી રમત ચાલી રહી છે, તેવી અહી નથી અહી તો સર્વ વિષયોમા ધીમે પણ દૃઢતાથી સ્વાભાવિક પ્રગતિજ ચાલી રહી છે અહી તેનો સર્વત્ર વિકાસજ ચાલુ છે. કોઇ સ્થળે તેનો પ્રત્યાઘાત અથવા વિરોધ જણાતો નથી બગાળામા ઘણી બાબતોનો અમુક અશે સ્પર્ધાભર્યો પુનરૂદ્ધાર થાય છે, અહી મદ્રાસમા એવી કોઈ પ્રકારની ચડસાચડસી નથી, પણ સ્વાભાવિક સાત્ત્વિક વિકાસક્રમજ છે અહી સર્વ વિષયમા ધીરા નિશ્ચિત ભાવે ઉન્નતિ થતી રહી છે, આ પ્રમાણે અહીના સુધારકો સૂચવે છે, તેવા એ બે જાતિઓ વચ્ચેના તફાવતને હું સર્વાશે સમત થાઉ છુ, તેમ છતા મારે કહેવુ જોઇએ કે તેમનામા એક પ્રકારનો તફાવત રહેલો છે તે તેઓના જાણવામા નથી અહીની કેટલીક સુધારક સસ્થાઓ મને ભય બતાવીને પોતાની સાથે જોડી દેવાની ધારણા રાખે છે, ઘણી તરફથી એવો યત્ન પણ થાય છે, એને માટે મને ઘણુ આશ્ચર્ય લાગે છે ! જે મનુષ્યે પોતાની જીદગીનાં ચૌદ વર્ષ સુધી ભૂખમરાની સાથે લડત ચલાવી છે, જે માણસને આજ સુધીની જીદગીમાં આવતી કાલે શુ અને કયા ખાવાનુ મળશે અથવા ક્યાં સૂઇ રહેવુ પડશે, તેનુ કદિ પણ ઠેકાણુ રહ્યુ નથી, છતા જેને કઇ પણ ભય નથી ઉપજ્યો, તેને એવી સામાન્ય વાતોથી ભય દેખાડવો તદ્દન વ્યર્થ છે ! એવી રીતે એ લોકોનુ કાર્ય કદિ પણ સરશે નહિ જે માણસ થર્મામીટરના શૂન્યની પેલી બાજુએ ત્રીસ ડીગ્રી પારો નીચે ઉતરી જતો એવા હિમથી પણ અધિક ઠડા પ્રદેશોમા, કપડા–લત્તા વગર, આવતી કાલે ખાવાનુ મળશે કે નહિ તેની ફીકરવિના નિડરતાથી પડી રહી શકયો છે, તેને હિદુસ્તાનમા આવો ભય બતાવવો તે નકામુ જ છે હુ તેમને પ્રથમથીજ કહી રાખુ છુ કે, મારામા એક પ્રકારની અમુક દૃઢતા છે થોડોઘણો અનુભવ પણ આજસુધીમા મે મેળવ્યો છે અને મારે સમગ્ર જગતને જે દિવ્ય સદેશો પહોંચાડવાનો છે તે હુ નિડરતાથી તેમજ ભવિષ્યની કશી પણ ચિતાવિના નિશ્ચયપૂર્વક પહોંચાડીશ સુધારકોને હુ સૂચવુ છુ કે હુ તમારા બધા કરતા પણ મોટો સુધારક છુ, છતાં મારામા ને તમારામા એક જાતનો ભેદ છે, તમે માત્ર નાના નાના ટુકડાઓનેજ સુધારવા માગો છો, હુ છેક મૂળથી તે શાખા સુધીના સમગ્ર દેશને સુધારવા માગુ છુ તમારી પ્રણાલી ભાગી–ફોડી બધાનુ મિશ્રણ બનાવી દેવાની છે, મારી પદ્ધતિ કશા પણ વિનાશ વિના સુદૃઢ બધારણ કરવાની છે હુ સુધારામાં શ્રદ્ધા ધરાવતો નથી, હુ માત્ર વિકાસના ક્રમનેજ માનુ છુ હુ પરમાત્માની ગાડીપર ચડીને જનસમાજને એવુ કહેવાની ધૃષ્ટતા નથી કરતો કે –"તમારે બસ,આ દિશામાંજ વળવુ અને બીજી દિશામા પગ પણ ન મૂકવો "હુ તો માત્ર'રામચન્દ્રજી'ના સમુદ્રપર સેતુ બાંધવાના મહત્કાર્યમા પેલી ખિસકોલીઓએ જે પ્રમાણે પોતાનાથી ઉપડે તેટલી અજલિભર રેતી સેતુઉપર મૂકીને રઘુકુલ-

તિલકને સહાય કરવાનુ પોતાનુ કાર્ય સફળ થયુ માન્યુ હતુ, તેનીજ પેઠે યથાશક્તિ એક અજલિ અર્પણ કરીને સતોષ માનવા ચાહુ છુ. આવી મારી સ્થિતિ છે આ આશ્ચર્યકારક રાષ્ટ્રીયક્ષેત્ર યુગો થયા ચાલ્યાજ કરે છે, અને આ વિસ્મયકારક વિચારોની નદી આપણી આખ સામે જમાના થયા ધોધબધ વહી રહી છે

ત્યારે દૃઢતાથી કોણ એમ કહેવાની હિમ્મત ધરી શકે તેમ છે કે તેનુ પરિણામ સારૂ નિવડશે કે માઠુ ? અથવા કોણ જાણે છે કે તેની ગતિને કેવી રીતે નિયમિત કરી શકાય ? હજારો પ્રસગો અને ઘટનાઓ તેની ચોમેર ઘેરાય છે, તેઓ સર્વ તેના વેગને ખાસ ધક્કો મારતા જાય છે, તેમના વેગથી કોઇ વાર એ નદીની ગતિ મદ તો કોઇવાર વિશેષ વેગવતી થાય છે, પણ એ ગતિને નિયમિત કરવાનુ, સાહસ કોણ કરી શકે તેમ છે ? ભગવતી ગીતાજી કહે છે તેમ આપણો ધર્મ તો ફળ તરફ નજર કર્યા વિના ફકત કર્મ કરવાનો છે પ્રજાત્વના અગ્નિને પ્રજ્વલિત રાખવામાટે આવશ્યક ઇન્ધન પૂરા પાડતા રહો તેનો સકોચ–વિકાસ તો તેની સ્વતત્ર પ્રકૃતિ પ્રમાણેજ થયા કરશે તેમા કોઇનુ ડહાપણ કે બળ કામ નહિ લાગે કોઇના પણ સત્તા નથી કે તેને અમુક પ્રકારે વિકાસ કરવાનો કે અમુક માર્ગે જવાનો ઉપદેશ અથવા આદેશ આપી શકે

આપણી જાતિમા, આપણા પ્રજાવર્ગમા અનેક દોષો છે, પણ તે કઇ માત્ર આપણી જાતિમાજ નથી દુનિયામાની બીજી બધી જાતિયોમા પણ તેમના પોત-પોતાના અનેક દોષો રહેલા છે આપણા દેશની ધરતી, ઠેકઠેકાણે દુખી વિધવા-ઓના અશ્રુઓથી ભીંજાએલી છે પશ્ચિમમાં અનેક સ્થળે અવિવાહિતા અભાગી કુમારિકાઓના નિશ્વાસથી વાતાવરણ વિષરૂપ બની રહ્યુ છે ! અહી દરિદ્રતા અને ગરીબાઇથી આપણા લોકોનુ જીવન જર્જરિત અને તેજોહીન બની રહ્યુ છે, ત્યારે ત્યા મોજ–શોખ અને વિલાસની અતિમાત્રાવડે દુખ–શોકમાં ડૂબી ગએલો પ્રજાનો મોટો ભાગ જીવિત છતા મૃતવત્ બની ગયો છે ! અહી ગરીબ લાચાર મનુષ્યો ખાવાનુ નહિ મળવાથી નિરૂપાયે આપઘાત કરે છે, ત્યારે ત્યા ખોરાક અને ભોગ-વિલાસની હદબહાર વિશેષતા હોવાથી કેટલાક લોકોને આપઘાત કરવો પડે છે ! આવી રીતે દોષ અને દુર્ગુણો આ દુનિયામા સર્વત્ર વ્યાપી રહ્યા છે આ દોષો આસુરી સપત્તિ છે એ જગતના મહા વ્યાધિરૂપ છે અને એ વ્યાધિ સધિવાયુ જેવો છે ઉપલક ઉપચારોવડે તેને પગમાથી દૂર કરવામા આવશે તો તરતજ તે માથામા પોતાની ગાદી જમાવશે અને ત્યાંથી હાકી કહાડવામાં આવતા શરીરના કોઇ બીજાજ ભાગનો આશ્રય લેશે, પણ તેનો સમૂલો ધ્વસ તો એવી રીતે કદિ પણ નહિ થઇ શકે ! એ દોષ અને અનિષ્ટમાથી મુક્ત થવુ હોય તો તેનો મૂળમા-થીજ નાશ કરવો જોઇએ. દોષનિવારણનો એજ સર્વોત્તમ ઉપાય છે આપણી

આધ્યાત્મિક વિદ્યા અને આપણાં દર્શનશાસ્ત્રો આપણને શીખવે છે કે, ગુણ અને દોષ, દૈવી અને આસુરી સંપત્તિ બન્ને પ્રત્યેક સ્થાને સાથેજ રહે છે એકજ શીક્કાની બે જુદી જુદી બાજુઓની પેઠે દરેક પદાર્થમાં ગુણ અને દોષ સાથેજ રહેલા હોય છે જો તમારામા તેમાની એક વસ્તુ હોય તો તેની સાથે બીજી વસ્તુ પણ હોવીજ જોઇએ. જ્યા ગુણ છે ત્યા દોષ, અને દોષ છે ત્યા ગુણની હયાતી દિવસ અને રાત્રિના ક્રમ જેવીજ અનિવાર્ય છે. સમુદ્રમા એક સ્થાને ઉત્પન્ન થતા મોજા, બીજે સ્થાને જળમાં જરૂર એટલો ખાડો પાડીનેજ ઉત્પન્ન થાય છે. ખાવામાટે રોટલીનો ટુકડો પણ કોઇ નહિ ને કોઇની પાસેથી આપણે ઝૂટાવી લઇએ છીએ ! કેટલાંક જંતુઓ અને જીવોનો વિનાશ કર્યાવિના આપણે એક શ્વાસ પણ લઇ શકતા નથી ! આવુ આપણું જીવન છે ! આ કાંઇ મોઢાની વાતો નથી, પણ એ પ્રકૃતિનો એક અચલ નિયમજ છે, આ એક દાર્શનિક સિદ્ધાંત છે

એટલામાટે આપણે સમજી રાખવુ જોઇએ કે આ જીવન અને સમાજનો મહાન વ્યાધિ કઇ બહારના પ્રયત્નોથી દૂર કરી શકાય એવો નથી તેને દૂર કરવા માટે તો આપણા પોતાના મન ઉપરજ વિશેષ પ્રયોગ કરવાની જરૂર છે આપણે મોઢેથી ગમે તેવી મોટી વાતો કરીએ, પણ આ વિશ્વવ્યાપી દોષનુ નિવારણ બહારના પ્રયત્નથી, વ્યવહારથી અથવા શારીરિક પુરૂષાર્થથી કદી પણ થવાનુ નથી. શિક્ષણ અને અભ્યાસદ્વારા માનસિક ક્ષેત્રને સુધારવાનો યત્ન કરવાથીજ એ દોષો દૂર થાય તેમ છે, એ ખાસ ધ્યાનમા રાખવાનુ છે સમાજના દોષો દૂર કરવા માટે ખાસ આ પ્રકારેજ કાર્ય કરવાની વાત લક્ષમા રાખીને આપણે શાન્ત, ધીર અને ઠંડા સ્વભાવના થવુ જોઇએ ઉતાવળા તેમજ ધાંધલીઆ બની જવાથી, અથવા અણઘટતી દોડાદોડીમા ઉંધુ-ચત્તુ કરી બેસવાથી કશો દહાડો વળવાનો નથી સાહસ કરવાથી કંઇ પણ સારૂ પરિણામ આવવાનુ નથી ×

*    *    *    *    *

એથીજ હુ આવી નિષેધ કરનારી મંડળીઓમા કદી પણ દાખલ થઇ શકતો નથી શામાટે નિષેધ કરો છો ? શામાટે ભાંગફોડ કરો છો ? દરેક મંડળ અને દરેક જાતિમાં દોષ તો રહેલા છે આજનો નવો ઉછરતો દરેક બાળક રંગભૂમિપર ઉભો

× ગુલામી ધંધો બંધ પડાવવામાટે અમેરિકામા યુદ્ધ થઇ તે ધંધો બંધ પડયા પછી સ્વતંત્ર બનેલા ગુલામોની સ્થિતિ ખરાબ થઈ પડવાનું વર્ણન આ બાબતના દાખલા તરીકે સ્વામીજીએ અહી આપ્યુ છે, પરંતુ બુકર ટી વૉશિંગ્ટન જેવાના પ્રયાસથી એ જાતિની સ્થિતિમા પાછળથી જે સુધારો થયો છે તે જોતા એ દૃષ્ટાંત બંધબેસતુ નહિ લાગવાથી તે આમાથી પડતુ મૂકી માત્ર તેમનો મૂળ વિચારજ આપવામા આવ્યો છે

મંત્રી સ૦ સા૦

રહીને હિન્દુજાતિમાં ફેલાઇ રહેલા ભયંકર દોષો અને દુરાચારો ઉપર અસરકારક ભાષણ આપી શકે છે ! દરેક અશિક્ષિત પરદેશી પણ પૃથ્વીના ગોળાનો પ્રવાસ કરતો જ્યારે હિન્દની ભૂમિપર આવી પહોચે છે ત્યારે આગગાડીમા બેઠો બેઠો, જરા વધુ વિચારથી તરતજ અદૃશ્ય થાય એવા બહારના દેખાવો અને માની લીધેલા ભારતના ભયરૂપ ખરાબ રિવાજો ઉપર વિદ્વત્તાભરેલુ છડીદાર ભાષણ આપવા મડી પડે છે તેની બધી વાતો આપણે આખો મીંચીને માની લઇએ છીએ અને એ વિદેશી ગુરૂદેવના પાઠ પ્રમાણે જુસ્સાથી અને ઉશ્કેરણીથી આપણા સામાજીક દોષોનુ નિવારણ કરવામાટે મહાભારત દોડાદોડી કરી મૂકીએ છીએ. ! હુ કબૂલ કરૂ છુ કે આપણા કેટલાક રીતિ–રિવાજો દોષરૂપ છે દોષ તો સર્વ કોઇ દર્શાવી શકે છે, **પરન્તુ મુશ્કેલીમાંથી મહેનત લઇને જે માર્ગ કરી આપે તેજ માનવજાતિનો ખરો મિત્ર છે.** પેલા ડૂબતા છોકરાના દૃષ્ટાંતમાં જણાવ્યા પ્રમાણે જે વખતે કાંઠાપર ચડી આવેલો જ્ઞાની પુરૂષ એ છોકરાને ડૂબી જતો જોઇને લાંબુ ઉપદેશનુ ભાષણ આપવા લાગે છે, ત્યારે તે છોકરો એકદમ બૂમ પાડી ઉઠે છે કે, "સાહેબ, પહેલા મને પાણીમાંથી ડૂબતો બહાર કાઢો, પછી હુ તમારૂ ગમે તેટલુ ભાષણ સાંભળીશ" એ છોકરાની પેઠે આપણા દેશના લોકો પણ ચારેમેર બૂમો પાડે છે કે, "અમે ભાષણો બહુએ સાભળ્યા, સભા અને મડળીઓ બહુએ જોઇ, છાપાઓ ને ચર્ચાઓ બહુએ વાચી, વર્તમાનપત્રો પણ બહુએ નીકળ્યાં પણ એથી શુ દળદર ફીટયુ ? અમારો હાથ ઝાલી તારીને અમને બહાર ખેચી લાવે એવા મનુષ્ય ક્યાં છે ? માત્ર મોઢાની વાતોથી નહિ પણ હૃદયથી અમને ચ્હાતો હોય એવો પુરૂષ ક્યાં છે ? અમારા દુ ખમાં દુ ખ સમજનારો અમારાં આંસુ લુછીને અમારામાટે લાગણી ધરાવનારો પુરૂષ ક્યાં છે ? અમારે ખાસ એવાની જરૂર છે આ સ્થળેજ સર્વ સામાજિક સુધારકોની સાથે અમારે સપૂર્ણ મતભેદ છે લગભગ એકસો વર્ષ થયા આ સુધારકોની હીલચાલ શરૂ થઇ છે, પરન્તુ એ આન્દોલનથી શુ સારૂ ફળ બહાર આવ્યુ ? નિંદા અને દ્વેષવાળુ પરસ્પર વૈર–વિરોધ વધારનારૂ થોડુંક સાહિત્ય વધારવા ઉપરાંત તેમણે બીજુ શુ ભલુ કર્યું છે ? ઇશ્વરેચ્છાથી એવુ ન બન્યુ હોત તો વધારે સારૂ હતું તેઓએ જૂના વિચારવાળાની ઘણી સખ્ત ને કઠોર ટીકા કરી છે તેમની નિંદાનુ તીવ્ર વિષ છુટયુ છે, અને સઘળા દોષોનો ટોપલો તેમનેજ માથે નાખી છૂટે મોંએ તેમને ગાળો દીધી છે ! છેવટે એજ પરિણામ આવ્યુ છે કે જૂના વિચારના માણસોએ પણ 'શઠ પ્રતિ શાઠ્ય' કરવાના ન્યાયે તેમની પદ્ધતિનું અનુકરણ કરી આજ સુધી બદલો વાળી આપ્યો છે એ ઝગડાને યોગે દરેક દેશી ભાષામા કેટલુક એવુ હલકુ સાહિત્ય ફેલાયુ છે કે આપણી સમગ્ર જાતિને તે શરમરૂપ છે. શુ આનુ નામજ

સુધારો ? શું આવા ઉપાયોવડેજ પોતાની પ્રજાને ઉન્નતિની ટોચપર ચડાવી મહિમાન્વિત કરવી છે કે ? કહો આ કોનો દોષ છે ?

બીજી પણ એક વિશેષ અગત્યની બાબત વિચારવાની છે અહીં હિન્દુસ્તાનમાં યુગપૂર્વથી આપણા ઉપર રાજાઓનો અમલ ચાલે છે રાજાઓએજ આપણા કાયદા અને નિયમો ઘડયા છે એ પ્રાચીન રાજાઓ બધા ચાલ્યા ગયા છે, અને તેમાંનો કોઇ આગળ વધીને રસ્તો બતાવનાર નથી આપણી હાલની નામદાર સરકાર એ પુરાણા કાયદા અને નિયમોમાં હાથ ઘાલવાનુ સાહસ કરી શકતી નથી સરકારને પ્રજાવર્ગની મતિ–ગતિ તપાસીને તેના અભિપ્રાયની સાથે રહીને પોતાનો રસ્તો કરવાનો છે જાહેર પ્રજાને માટે હાલ ઉભા થએલા ગંભીર પ્રશ્નોનુ નિરાકરણ થઇ શકે, એવો મજબૂત, નિર્દોષ અને જનસમાજને માટે કલ્યાણ કરનાર દૃઢ મત ઉભો કરવાનુ કાર્ય કંઇ સહેલુ નથી, તેમ એ થોડા વખતમા સિદ્ધ થાય એવુ પણ નથી એ તો પ્રબલ પરિશ્રમનુ અને ઘણા લાંબા સમયનુ કામ છે લોકમતની એવી સંપૂર્ણ પરિપકવતા થાય ત્યાસુધી આપણે રાહ જોવી જોઇએ. એટલી રાહ જોવાનુ બળ અને ધીરજ આપણા આજના સુધારકોમા નથી એથી તેનુ પરિણામ ઠામ ઠામ વિપરીત આવેલુ જણાય છે ઉપરથી સમાજસુધારાનો સમગ્ર સવાલ ત્યાંજ આવીને ઉભો રહે છે કે ખરા સુધારાને ચાહનાર મનુષ્યો કયા છે ? પહેલા તો તેમનેજ તૈયાર કરવા જોઇએ જ્યાસુધી થોડી સંખ્યાનાં માણસોનેજ અમુક રીતિ–રિવાજ દોષરૂપ લાગે છે અને પ્રજાનો મોટો ભાગ એ દોષને બરાબર જોઇ શકતો નથી, ત્યાસુધી પ્રજાવર્ગ એક પગલુ પણ આગળ વધવાનો નથી સઘળી પ્રજાની દૃષ્ટિએ એ દોષ કેમ નથી પડતો અને સમગ્ર હિન્દુ જાતિ સુધારાના ક્ષેત્રમા આગળ કેમ નથી વધતી ? પહેલા તો સમગ્ર પ્રજાને યોગ્ય શિક્ષણ આપો અને ઉદાર કેળવણીથી તેમના હૃદય સંસ્કારી કરો તમે જેને દોષ કે ગુણ તરીકે સમજો છો તે તેને પણ સ્પષ્ટ સમજાવો વ્યવસ્થિત વ્યવહાર ચલાવનારી મોટી સંખ્યાની એક સંસ્થા ઉભી કરો પ્રજાના હૃદયમાથી એની મેળેજ સુધારણાનો અવાજ ઉઠવા દો, એટલે પછી કાયદા, નિયમ અને સુધારો પોતાની મેળેજ આગળ વધશે પ્રથમ તો જે નવી શક્તિથી મંજુર થયા પછીજ આચાર–વિચાર અથવા નિયમોનો પ્રચાર થાય છે તે શક્તિનેજ પ્રકટ કરો અને ખિલવો. સ્મૃતિઓને બાંધનારા રાજાઓ અને તે સમયની પ્રજા બંને ચાલ્યાં ગયાં છે તેમની જગ્યાએ નવી શક્તિ અને નવા અનુમોદનવડે ધારેલી નવી વ્યવસ્થા ચલાવી શકાય એવી નવી શક્તિ ક્યાં છે ? પહેલા તો એવી લોકશક્તિનોજ સંચય કરો સામાજિક સુધારો વ્યવહારિક રીતે ચાલુ કરવામાટેનુ પહેલુ પગલુ અને પહેલી ફરજ તો લોકોને સંગીન કેળવણી આપીને સંસ્કારી કરવાનુ છે કેળવણી લગ્ને

લોકો યોગ્ય સસ્કારી ન થાય ત્યાસુધી તમારા નવા વિચારો અને સુધારાને યોગ્ય સમયની રાહ જોયા વિના છૂટકોજ નથી

ગયા શતકમા જે જે સુધારાની હીલચાલો કરવામા આવી છે તેમાનો મોટો ભાગ માત્ર બહારના ઠાઠમાઠ અને આડબર પૂરતોજ છે તેમાનો દરેક સુધારો માત્ર પહેલા બે વર્ણ (બ્રાહ્મણ તથા ક્ષત્રિય )નેજ સ્પર્શ કરે છે બીજા વર્ણો સાથે તેને કશો સબધ નથી !

વિધવા-વિવાહનો સવાલ ભારતની સેંકડે સીત્તેર સ્ત્રીઓને જરાયે ઉપયોગનો નથી જે જે જાતિઓમાં વિધવાવિવાહનો પ્રતિબધ નથી તેમનો એ પ્રશ્નની ચર્ચામા કઇ સ્વાર્થ નથી, અને એવા સઘળા પ્રશ્નો માત્ર ઉચ્ચવર્ણના સુશિક્ષિત હિન્દુ-વર્ગમાજ ચર્ચાય છે વિદેશી લોકોની નજરમા પોતાને સુદર દેખાડવા માટે બને તેટલા પ્રયત્નો કરવામાં આવે છે, પણ કઇ એ સુધારો નથી વાસ્તવિક સુધારો કરવામાટે તો વસ્તુના છેક મૂળસુધી પ્રવેશ કરેવો જોઇએ સુધારો કરવો હોય તે બાબતમા પાયાસુધી ઉડા ઉતરીનેજ સુધારાનો સગીન રસ તેમાં સિચવો જોઇએ તેનેજ હુ વિચારપૂર્વક કરેલો ખરો સુધારો કહુ છુ જે જે દોષ અથવા દુરાચાર દૃષ્ટિએ પડે તેના ઉડા મૂળમા અગ્નિ મૂકો છેક ઉપર સુધી સઘળા દુરાચારોને બાળી નાખવા દો, અને તેજ ઠેકાણે એક અખડ હિન્દુપ્રજાની સગીન રચના કરો

આ સવાલ કઇ નાનો-સૂનો નથી હિન્દની પ્રજા જેમ વિશાળ અને વિવિધ મતભેદવાળી છે તેમજ તેના પ્રમાણમાં આ કાર્ય પણ ઘણુ વિશાળ અને મોટુ છે ધ્યાનમા રાખજો કે આ સમસ્યા આપણા દેશના મહાપુરૂષોના જાણવામા કેટલાએ સૈકાઓ થયા છે આજકાલ બૌદ્ધધર્મ અને અજ્ઞેયવાદ સબધે ચર્ચા કરવી એ બાબત ખાસ કરીને આ દક્ષિણના પ્રદેશમાં એક શોખની વસ્તુ થઇ પડી છે, પરન્તુ તેઓ સ્વપ્ને પણ જાણુતા નથી કે હાલ આપણી જે આટલી બધી અધો-ગતિ થઈ છે, તે બૌદ્ધધર્મજ આપણે માટે વારસારૂપે રાખી ગયો છે !

બૌદ્ધધર્મે હિન્દુસ્તાનમાં પોતાનો પ્રચાર કરીને પરિણામે આપણને અવનતિના ભાગી બનાવ્યા છે જે લોકોએ કદી પણ બૌદ્ધધર્મની ચડતી અને પડતીનો યથા-સ્થિત ઇતિહાસ જાણ્યો નથી અથવા જેમણે એ ધર્મનો પૂરેપૂરો અભ્યાસ કર્યો નથી એવા લેખકોના હાથે લખાએલાં પુસ્તકોમા વાચ્યુ છે કે ગૌતમબુદ્ધની આશ્ચર્ય-કારક નીતિશિક્ષા અને તેના અસાધારણ ચારિત્ર્યબળવથીજ બૌદ્ધધર્મ એટલો બધો વિસ્તાર પામી શક્યો હતો મહાત્મા બુદ્ધમાટે મને સપૂર્ણ માન અને પૂજ્યભાવ છે છતા પણ મારા શબ્દો લક્ષ દઇને સાંભળો

બૌદ્ધધર્મનો વિસ્તાર, એ મહાન ઉપદેશકની પોતાની ચારિત્ર્યમહત્તાથી અથવા તેના ઉદાર સિદ્ધાતોથી જેટલો ફેલાયો હતો તેના કરતા જે ભવ્ય મદિરો તે ધર્મશા-

વાળાઓએ બાંધ્યાં હતાં, જે સુંદર અનેક પ્રતિમાઓની તેમણે પ્રતિષ્ઠા કરી હતી, તેમજ જે આડબરભરેલી ભવ્ય ક્રિયાઓ એ વખતે અજ્ઞાન પ્રજાવર્ગની આંખ સામે કરવામા આવતી હતી, તેના ઠાઠમાઠના પ્રતાપે તે વિશેષ વિસ્તાર પામ્યો હતો એ વખતની પ્રજાના ઘરમા અગ્નિને આહુતિ આપવાની જે નાની યજ્ઞવેદીઓ હતી, તેઓ આ ભવ્ય અને બાહ્યાડબરવાળા મહાન મદિરો તેમજ ઠાઠમાઠવાળી ક્રિયાઓની સામે પોતાનો પ્રભાવ ટકાવી શકી નહિ છેવટે એ બધી બૌદ્ધ ક્રિયાઓ બીભત્સાકાર ધારણ કરીને છેકજ અધમ બની ગઇ હતી એ મદિરો અને ક્રિયાઓએ છેવટ એવુ ભ્રષ્ટરૂપ ધારણ કર્યું હતુ કે તે સબધે આપની સમક્ષ લજ્જા મૂકીને બોલવુ મને યોગ્ય જણાતુ નથી જે લોકો એ સબધમા કઇ વિશેષ જાણવા ઇચ્છતા હોય તેમણે હિન્દના આ દક્ષિણ દેશમાં ઠેકઠેકાણે જે ભવ્ય બૌદ્ધમદિરો આવેલાં છે તેમાંની કોતરેલી મૂર્તિઓ અને તેના જેવીજ નીતિ–રીતિ આ ભારતવર્ષને વારસામા મળેલી છે ।

ત્યાર પછી ધર્મક્ષેત્રના મહાન સુધારક ભગવાન શકરાચાર્ય અને તેના અનુયાયી વર્ગનો ઉદય થયો તેમના સમયથી તે આજસુધી સેકડો વર્ષ થયા હિદની પ્રજાને વેદાન્તધર્મની પવિત્ર અને નિર્મળ કક્ષામાં લાવવાનો પ્રયત્ન ચાલ્યા કરે છે એ સુધારકો હિન્દુજાતિમા જે જે દોષ અને ખામીઓ હતી, તે સારી રીતે જાણતા હતા છતા પણ ધિક્કાર કે નિદાથી તેનો નિષેધ ન કરતા ક્રમે ક્રમે તેમનુ વલણ બદલાવીનેજ તેમને સુધારાના પક્ષમાં લાવવાની શરૂઆત કરી હતી તેમણે કદિ પણ ધિક્કારથી એમ નથી કહ્યુ કે, જે કઇ તમે માનો છો તે બધુજ ભૂલભરેલુ છે, અને એ બધું તમારે ફેકી દેવું પડશે એવા તિરસ્કારથી કદિ પણ સુધારો થઇ શકે નહિ આજે મે એક લખાણ વાચ્યુ તેમા મારા મિત્ર ડૉક્ટર બેરોજ જણાવે છે કે, ત્રણુસો વર્ષના પ્રયાસ પછી ખ્રિસ્તીધર્મે રોમ અને ગ્રીકધર્મના પ્રભાવને દૂર કર્યો છે, પરન્તુ જેમણે યૂરોપમા જઇને ગ્રીસ અને રોમને પોતાની આખે જોયા છે તેઓ કદિ પણ એ વચનો કહી અથવા સ્વીકારી શકે તેમ નથી રોમ અને ગ્રીક ધર્મનો પ્રભાવ હજુ પણ એટલો બધો છે કે પ્રોટેસ્ટટ અર્થાત્ નવા ખ્રિસ્તધર્મને માનનારા દેશોમા પણ જૂના દેવતાઓ નવા આકારો અને નવી ફૅશનમા માત્ર નવા નામોજ ધારણ કરીને આજ સુધી વિદ્યમાન રહેલા છે લોકો માત્ર તેમના નામજ બદલાવે છે પ્રાચીન દેવીઓની મૂર્તિઓને માતા મેરીનુ અને દેવની મૂર્તિઓને સાધુ મહાત્માના નવા નામો આપવામા આવે છે માત્ર અનુષ્ઠાનની પદ્ધતિ અને ક્રિયાઓજ બદલાવીને નવા ધર્મ પ્રમાણે કરવામા આવે છે. 'પૉન્ટીફેક્સ મેક્સીમસ' નો જુનો ઇલ્કાબ પણ એવીજ રીતે કાયમનો કાયમ છે ત્રણુસો વર્ષના પ્રયાસ પછી પણ ખ્રિસ્તીધર્મમાથી દેવ–દેવીઓને માન-

વાની ગ્રીક અને રોમની છાયાની પ્રાચીનતા હજી સુધી દૂર થઇ નથી મારૂં કહેવાનું એજ છે કે મહાન સુધારા—ફેરફારો એકાએક નથી કરી શકાતા જૂના સંસ્કારો મટીને પ્રજાવર્ગના હૃદય ઉપર નવા સુધારાની સ્પષ્ટ છાપ લાગે ત્યારેજ નવા સુધારાનો વિકાસ થાય છે. ભગવાન શંકરાચાર્ય એ બધું જાણતા હતા રામાનુજાચાર્ય પણ જાણતા હતા. નવા પવિત્ર વિચારક્ષેત્રના ઉંચામા ઉંચા આદર્શ સુધી સામાન્ય પ્રજાવર્ગને અને તે સમયના ધર્મને લઇ જવાનો માત્ર એ એકજ માર્ગ તેમના હાથમા હતો જો તેઓએ બીજી કોઇ પદ્ધતિથી લોકોને પોતાના મતમા લાવવાનો યત્ન કર્યો હોત અર્થાત્ જો તેમણે ચાલુ આચાર—વિચાર અને ધર્મ—કર્મને એક સાથે ઊલટાવી દેવાનો પ્રયત્ન કર્યો હોત તો એક તરફથી લોકોમા અપ્રિય થઇ પડીને તેમનો યત્ન નિષ્ફળ જાત અને બીજી તરફ તેમને પોતાને નિંદ્ય કપટાચાર ધારણ કરવો પડત ધર્મનો મુખ્ય સિદ્ધાંત અનુક્રમે પ્રાપ્ત થતી ઉત્ક્રાંતિને સ્વીકારવાનો છે મનુષ્યના અનુભવમા આવતી વિવિધ દશાઓ અને ધર્મના શ્રેણીઓમા થઇનેજ તેનો આત્મા ઉન્નતિના શિખરપર ચડી શકે છે, માટે એ વચલાં પગથીઆ અને શ્રેણીઓ, એ વિવિધ દિશાઓ અને અનુભવો, આત્માના ઉન્નતિક્રમમા એક સરખા સહાયકારક અને આવશ્યક છે એ સર્વનો નિષેધ કોણ કરી શકે તેમ છે ?

મૂર્તિપૂજા ખરાબ અને દોષરૂપ છે, એવી વાર્તા આજકાલ જ્યા ત્યા ચાલેલી છે, અને કેટલાએકો શંકા કે પ્રશ્ન વિના એ વાતનો સ્વીકાર કરે છે મારા વિચારો પણ એક વાર એવાજ હતા, પણ પાછળથીં ભૂલભરેલા વિચારોનો દંડ મારે એક મહાપુરૂષના ચરણમા બેસીને પૂરેપૂરો ભરી દેવો પડયો હતો જે મહાપુરૂષે મૂર્તિદ્વારાજ દરેક વિષયનો સાક્ષાત્કાર કર્યો હતો, તેમની પાસેથીજ મારે વિનીત ભાવે યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવુ પડયુ હતુ એ મહાત્મા પરમહંસ રામકૃષ્ણ દેવ હતા જો મૂર્તિપૂજાના ક્રમદ્વારા મહાત્મા રામકૃષ્ણ પરમહંસ જેવા મહાપુરૂષો ઉત્પન્ન થઇ શકતા હોય તો પછી તમારે શુ પસંદ કરવુ જોઇએ ? સુધારકોનો સૂકો ધર્મ કે સાક્ષાત્કારના પરિણામવાળી મૂર્તિપૂજા ? હુ મારા આ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર માગુ છુ, હુ કહુ છુ કે જો તમે મૂર્તિપૂજાદ્વારા પરમહંસ રામકૃષ્ણ દેવ જેવા મહાત્મા ઉત્પન્ન કરી શકતા હો તો હજારો મૂર્તિઓ તમારા મંદિરમા પધરાવો અને તેમની શ્રદ્ધાપૂર્વક સેવા—પૂજા કરો સિદ્ધિદાતા પરમાત્મા તમારૂં કાર્ય સત્વર સફળ કરો. આવા ઉદારચરિત મહાપુરૂષો હરકોઇ ઉપાયે આજની તમારી નિર્માલ્ય પ્રજામાં ઉત્પન્ન કરો મૂર્તિપૂજા આટલુ આટલુ કરી શકે છે છતા નિર્દોષ દેવમૂર્તિઓને માટે ગાળો દેવામા આવે છે ? કેટલાક શતક પૂર્વે યાહુદી વંશમાથી કુમારી માતાને પેટે યાહુદી લોહીથી ઉત્પન્ન થએલા

પુરૂષે મૂર્તિપૂજાનો નિષેધ કરીને તેને એટલાજમાટે ખોટી કહેલી જણાય છે કે તેણે માત્ર એક પોતાની મૂર્તિ સિવાય બીજી મૂર્તિઓને પૂજાવાનો નિષેધ કર્યો હતો, પરંતુ પોતાનીજ પ્રતિમા પૂજાવવાનું શું પ્રયોજન ? એ યાહુદીપુત્રે કહ્યું હતું કે, ઇશ્વરને જે કોઇ સુંદર અને ભાવપ્રકાશક મૂર્તિદ્વારા અથવા બીજા કોઇ સંજ્ઞા-દર્શક આકારમા દર્શાવવામા આવે તો તે ઘણું ખરાબ કાર્ય છે, એ મોટું પાપ છે, પરન્તુ જો તેને એક પેટીના આકારમા પ્રદર્શિત કરીને તે પેટીની બન્ને બાજુએ દેવદૂતો બેસાડી તેના ઉપર એક ઝઝુમી રહેલા વાદળની છાયા બતાવીને ઇશ્વરીભાવ પ્રકાશિત કરવામા આવે તો એવી મૂર્તિ પવિત્રમાં પવિત્ર છે ! વળી તે કહે છે કે, ઇશ્વરની મૂર્તિ એક પારેખવાના રૂપમા બતાવી હોય તો તે પવિત્ર છે, પરંતુ જો તે એક પવિત્ર ગાયના રૂપમાં બતાવવામાં આવે તો તે સખ્ત નિષેધ કરવા જેવી છે ! 'બાવા દુનિયા આમજ ચાલે છે' દુનિયાના આવા રંગ-ઢંગ જોઇને એક અંગ્રેજ કવિ કહે છે કે, "આપણે મનુષ્યો કેવા મૂર્ખ છીએ ?" બીજાનીજ આંખોવડે જોવુ એ કેટલું બધું વિચિત્ર છે ? માનવજાતિના વિકાસમાર્ગમા અને તેની ઉન્નતિમા આડે આવનારો અંતરાય એજ છે.ઇર્ષ્યા અને દ્વેષ,કંકાસ અને કલેશ તેમજ ભેદ અને ધિક્કારનો મૂળ પાયો એજ છે.જે ઉગતી મૂછવાળા જુવાન બાળકોએ મદ્રાસની ભાગોળ બહાર હજી પગ પણ નથી મૂકયો, તેઓ સહસ્રાવધિ સંસ્કારો અને દંત-કથાઓથી ઘડાયેલા હિન્દના ત્રીસ કરોડ માણસને સુધારાનો ધર્મ શીખવવા જાય છે ! મુઠ્ઠીભર બીનઅનુભવી છોકરાઓ ભારતના વિશાળ હૃદયપર પોતાનો અધિકાર ચલાવવા નીકળ્યા છે ! શુ તમને શરમ નથી આવતી ! પાછા ફરો આવા મહાદોષમાથી, અને બીજાઓને કેળવવા પહેલા તમારી જાતનેજ કેળવો શ્રદ્ધાહીન છોકરાઓ ! તમે માત્ર કાગળઉપર થોડી લીટીઓ ઘસડી જાણો છો અને કોઇ મૂર્ખ પાસે છપાવરાવીને તેને પ્રસિદ્ધ કરી શકો છો, તે ઉપરથીજ તમે માની લીધુ કે તમે આખી દુનિયાના શિક્ષક છો ? શુ એપરથીજ તમે માની લો છો કે તમેજ સમગ્ર હિન્દનો જાહેર મત ધરાવનારા છો ?

મદ્રાસના સમાજ-સુધારકોના ઉપર મને ઘણો પ્રેમ છે અને તેમને માટે મને માન પણ છે, એટલામાટે મે તેમને બે કડવા વચનો કહ્યા છે તેમ ઉદારહૃદય અને સ્વદેશપ્રેમને માટે, ગરીબો અને દીન દુખીઓ તરફની તેમની લાગણીને માટે હુ તેમને મારા ખરા અંતકરણથી ચાહુ છુ, અને તેથીજ શુદ્ધ બન્ધુપ્રેમવડે હુ તેમને કહુ છુ કે તમારા સુધારાની પદ્ધતિ સાચી નથી સેંકડો વર્ષસુધી તેનો પ્રયોગ અજમાવવામા આવ્યો છે અને તે છેક નિષ્ફળ નિવડી છે, માટેજ તમને કહુ છુ કે આપણે કોઇ નવી પદ્ધતિ પરિણામના દૃઢ વિચાર-પૂર્વક અજમાવવી જોઇએ. ભારતમા શુ કોઇ પણ વખત સુધારકોની ખોટ હતી ?

શુ તમે હિન્દનો ઇતિહાસ વાંચ્યો છે ? રામાનુજ કોણ હતા ? નાનક કોણ હતા ? શંકરાચાર્ય કોણ હતા ? ચૈતન્ય કોણ હતા ? કબીર કોણ હતા ? દાદુ કોણ હતા ? એક પછી એક ક્રમવાર ભારતવર્ષમા ચળકતા ઉજ્જવલ નક્ષત્ર જેવા એ સઘળા મહાન ધર્મોપદેશકો પ્રકટ થઇને, આ પુરાણપ્રસિદ્ધ ભારત દેશમા જે દિવ્ય પ્રકાશ વેરી ગયા છે તેનો ઇતિહાસ તમે જાણો છો ? શું ભગવાન રામાનુજના હૃદયમા અત્યજ વગેરે અધમ જણાતી જાતિઓને માટે લાગણી નહોતી ? શુ અધમમાં અધમ ચડાળને પણ પોતાની જાતિમાં દાખલ કરવાનો તેમણે યત્ન નહોતો કર્યો ? શુ તેમણે મુસલમાનોને પણ પોતાના સપ્રદાયમા દાખલ કરવાનો યત્ન નથી કર્યો ? એવીજ રીતે મહાત્મા નાનકે પણ હિન્દુ અને મુસલમાનો પ્રત્યે સમભાવના દર્શાવીને, તેમના સપ–સમાધાન વચ્ચે ઐક્યની નવી પરિસ્થતિ ઉપજાવવાનો ભગીરથ પ્રયત્ન નહોતો કર્યો ? એ સઘળા મહાત્માઓ પોતાના વખતમા યત્ન કરી ગયા છે, અને તેમનુ મહાન કાર્ય હજુપણ ચાલુજ છે તેમના અને આજના સુધારકો વચ્ચે એજ તફાવત છે કે તેમના મગજ શાન્ત ધીર અને ગભીર હતા તેમના ભેજા આજના સુધારકો જેવા વાહીયાત–ઉશ્કેરાએલા–વિચારોના કબ્રસ્તાન નહોતા સુધારકોના હોઠમા આભૂષણરૂપે ગાળ અને શાપ રમી રહ્યા છે, તેને બદલે તેમના હોઠમાથી મધુર વચનો અને આશીર્વાદો ફૂલઝરૂપે ઝરતા હતા

તેઓ કોઇનો નિષેધ કરતા નહોતા, નિન્દા કરતા નહોતા, કોઇને ગાળો દઇને ઉતારી પાડતા નહોતા તેઓ લોકોને કહેતા કે, " દરેક જાતિ અને દરેક કોમનો વિકાસ થવોજ જોઇએ " તેમણે કહ્યુ કે, " હિન્દુભાઇઓ, તમે જે કર્યું છે તે સારૂજ કર્યું છે,પણ આજથી આપણે એથી વિશેષ સારૂ કરીએ "તેમણે કહ્યુ કે, "તમે આજસુધી ઘણુ સારૂ વર્તન બતાવ્યુ છે, પણ આવો, આપણે એથી વધારે ભલા થઇએ, આજથી આપણે એથી પણ વધારે સારા કાર્યો કરીએ " તેમણે કદિપણ એમ નથી કહ્યુ કે, " આટલા દિવસસુધી તમે ખરાબ હતા અને હવે અમેજ તમને સારા કરીએ " આજના અને પ્રાચીન સુધારકોમા આટલો મોટો તફાવત છે. આપણે આપણા સ્વભાવ અને પ્રકૃતિ અનુસારજ ઉન્નતિ કરવી જોઇએ વિદેશી મડળીઓ જેવી રીતે શિરજોરીથી પોતાના સુધારા અને પોતાની ધર્મ-પદ્ધતિઓ આપણા ઉપર ઠસાવવાનો યત્ન કરે છે તેમનુ આપણે પણ અનુસરણ કરવુ એ હાનિકારક, વ્યર્થ અને અસભવિત છે આપણે ચોળાઇ–ચૂથાઇ કે ધાતુની પેઠે ભગાઇ–કુટાઇને બીજી પ્રજા નથી બની જતા તેને માટે આપણે ઇશ્વરનો મોટો આભાર માનવો જોઇએ. બીજી પ્રજા કે જાતિની સસ્થાઓની હું કઇ નિંદા કરતો નથી તેમને પોતાને માટે તે બહુ સારી છે, પણ આપણા માટે નહિ તેમને માટે જે અમૃતરૂપ હોય તેજ દેશ, કાળ, હવા અને પ્રકૃતિભેદે

આપણે માટે અનેક વખત ઝેરરૂપ થઇ પડે છે આપણે પ્રથમ તો એજ પાઠ શિખવાનો છે કે વિવિધ વિજ્ઞાન અને શાસ્ત્રો, વિવિધ સંસ્થાઓ અને સંસ્કારો, તેમજ વિવિધ દંતકથાઓમાં ઘડાઇને એ પ્રજાઓની વર્તમાનપદ્ધતિ તૈયાર થઇ છે, ત્યારે આપણે આપણી દંતકથાઓ, આપણા સંસ્કારો, આપણા શાસ્ત્રીય સિદ્ધાંતો અને હજારો વર્ષના આપણાં કર્મોને લીધે આધુનિક સ્થિતિમા આપણે ઘડાયા છીએ માટે સ્થિતિના આપણા કુદરતી વલણ અને કુદરતી પ્રવાહમાજ આપણે આગળ વધવુ જોઇએ આપણા તપોવનો અને લતાકુંજો, આપણો આધ્યાત્મિક-વાદ અને આપણો વેદાન્ત, એજ આપણી પ્રગતિનો ખરો માર્ગ છે આપણે તેનુજ અનુસરણ કરીશુ

મારી પ્રણાલી કેવી છે ? મારી પદ્ધતિ પ્રાચીન મહાન આચાર્યોના માર્ગનુ અનુસરણ કરવાની છે મે તેમનાં કાર્યોનો ઉંડો અભ્યાસ કર્યો છે, અને તેઓ કેવી પ્રણાલીથી કામ કરતા તથા કેવો કાર્યક્રમ તેમણે અખત્યાર કર્યો હતો તે હુ ઇશ્વરકૃપાથી બરાબર શોધી શક્યો છુ તેઓ સમાજના મહાન સ્થાપક હતા જીવન, પવિત્રતા અને શક્તિનો લોકોમાં વિશેષભાવે સંચાર કરતા હતા તેઓએ ઘણા અદ્‌ભુત કાર્યો કર્યાં હતા, અને તેવીજ રીતે આપણે પણ ઘણા અદ્‌ભુત કાર્યો કરવાં પડશે એ વખતની અને આ વખતની પરિસ્થિતિમા કેટલોક ખાસ તફાવત હોવાથી આપણા હાલના કાર્યક્રમમા કંઇક પરિવર્તન કરવુ પડશે, એ સિવાય વિશેષ તફાવત નથી

હુ જોઉં છુ કે પ્રત્યેક વ્યક્તિની પેઠે પ્રત્યેક પ્રજા અથવા જાતિનો પણ કંઇક અમુક ઉદ્દેશ હોય છે એ ખાસ ઉદ્દેશજ એ પ્રજાના જીવનનુ કેન્દ્ર હોય છે, અને તે કેન્દ્ર તે પ્રજાના જીવનરૂપ સંગીતના મુખ્ય સૂર જેવુ હોય છે એ મુખ્ય સૂરમાજ તે પ્રજાના બીજા બધા સૂરો મળી જઇને એક થઇ જાય છે, અને એકતાનો અદ્‌ભુત રસ પ્રવાહિત કરે છે ઇંગ્લાંડ જેવા દેશોની પ્રજામા રાજનૈતિક શક્તિજ તેનુ મુખ્ય જીવનતત્ત્વ છે બીજી પ્રજામા કળા-વિદ્યાજ મુખ્ય પ્રાણરૂપે વહે છે એવી રીતે જુદી જુદી પ્રજાઓનુ જુદુ જુદુ કેન્દ્ર હોય છે હિન્દુસ્તાનમા પ્રજાજીવનનુ કેન્દ્ર 'ધર્મ' છે 'ધાર્મિક જીવન' જ તેના જીવનરૂપી મહા-સંગીતનો મુખ્ય સૂર છે કોઇ પણ પ્રજા સૈકાઓસુધી જે કેન્દ્ર અને જે જીવન-તત્ત્વમાંથી પોતાનુ જીવન પસાર કરતી આવી છે, તે કેન્દ્રને દૂર કરવાનો જો તે પ્રયત્ન કરે તો એ પ્રજાનો વિનાશજ થાય તમે પણ જો તમારા કેન્દ્રરૂપ ધર્મને દૂર ફેંકી દો અને બીજીજ કોઇ વસ્તુને તમારા કેન્દ્રરૂપે તેમજ જીવનના તત્ત્વરૂપે સ્વીકારો તો આ દુનિયાની સપાટીપરથી તમારૂં પણ નામ-નિશાન નાબૂદ થશે આ ભાવી વિનાશને અટકાવવામાટે તમારે જેટલો બની શકે તેટલો પ્રયાસ કરીને

તમારા ધર્મરૂપ જીવનતત્ત્વદ્વારાજ સઘળુ કાર્ય કરવુ જોઇએ એ ધર્મનેજ તમારાં સઘળા કર્મોના કેન્દ્રરૂપ બનાવી રાખવો જોઇએ. તમારા શરીરની સઘળી સ્નાયુ–તત્રીઓ તમારા ધર્મરૂપ મેરૂદડની સાથે દઢ સબધથી બાધીને ધાર્મિક જીવનનો સૂર ગજાવી મૂકો, ત્યારેજ તમારા જીવનની ખરી દિશા તમને પ્રાપ્ત થઇ છે એમ સમજવુ

સામાજિક જીવન ઉપર ધર્મની પણ વ્યાવહારિક અસર થાય છે, એમ દર્શાવ્યા વિના હુ અમેરિકામાં ધર્મના વિષય ઉપર વ્યાખ્યાન આપી શકીશ નહિ, એવુ મે ત્યાં સ્પષ્ટ જોઇ લીધુ હતુ તેવીજ રીતે જે મહાન આશ્ચર્યકારક રાજદ્વારી ફેરફારો વેદાંતના પ્રભાવવડે થઇ શકે છે, તે કહી બતાવ્યા વિના ધર્મના વિષય ઉપર ઇંગ્લાંડમા પણ ભાષણ આપવુ અસભવિત જણાયુ હતુ એજ પ્રમાણે ભારતમા જો સામાજિક સુધારાનો ઉપદેશ કરવો હોય, તો એ સુધારાદ્વારા કેવુ નવીન આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરી શકાય છે, એ બતાવી આપવાની ખાસ જરૂર છે રાજનૈતિક વિચારોનો ઉપદેશ આપવો હોય તોપણ તેમાં દર્શાવવુ જોઇએ કે પ્રજા જે એકજ મહાન વસ્તુની ચાહના રાખે છે, તે આધ્યાત્મિક ઉન્નતિને માટે કેવા સહાયક અને ઉપકારક એ વિચારો થઇ પડશે પ્રત્યેક મનુષ્ય પોતાનો માર્ગ પોતેજ પસદ કરે છે, એવીજ રીતે પ્રત્યેક પ્રજા અથવા જાતિ પણ પોતાનો માર્ગ પોતે સ્વતત્ર રીતેજ પસદ કરી લે છે આપણે અનેક યુગ પૂર્વે આપણી પસંદગી કરી લીધી છે હવે આપણે તદનુસાર આપણા જીવનનો કાર્યક્રમ ચલાવવો જોઇએ આપણી એ પસદગી કઇ કહાડી નાખવા જેવી નથી. જડને બદલે ચેતનનો વિચાર કરવાની, અને મનુષ્યને બદલે ઇશ્વરનો વિચાર કરવાની પસદગી શુ ખરાબ કહી શકાય? પરલોકમા દઢ વિશ્વાસ, આ લોકના ક્ષણિક સુખવૈભવપર સપૂર્ણ તિરસ્કાર, આત્મત્યાગની દઢ અને જ્વલત ભાવના અને સર્વશક્તિમાન પરમાત્મા અને અજરામર આત્મામા સપૂર્ણ શ્રદ્ધા, એ બધા મહદ્ ગુણો પરાપૂર્વથી તમારામા વિદ્યમાન છે એ મહદ્ભાવોનો કોણ ત્યાગ કરી શકે તેમ છે? તમે થોડો સમય જડવાદી થઇને, થોડા મહિનાસુધી અમારા હૃદયને ધક્કો લગાડવાનો યત્ન કરી શકો, પરતુ તમારી વાસ્તવિક પ્રકૃતિ કેવી તે હુ બરાબર જાણુ છુ. તમારો ખરા ભાવથી હાથ ઝાલવામા આવે કે તરતજ તમે પાછા પરમ આસ્તિક અને ઇશ્વરવાદી બની જાઓ તેમ છો, કેમકે આસ્તિકતા એજ તમારો જાતિ–સ્વભાવ છે એ તમારો જન્મગત સસ્કાર, એ તમારો માસ-મજ્જાગત સ્વભાવ તમે કેમ બદલી શકશો? તમે ધર્મપ્રાણ પ્રજાના પ્રજાજન છો, એ નિર્વિવાદ છે.

એજ કારણથી જો હિન્દુસ્તાનમાં કોઇ પણ સુધારો કરવો હોય તો પહેલ-

વહેલાં ધર્મનોજ વિશેષભાવે પ્રચાર કરવાની જરૂર છે સામાજિક વા રાજનૈતિક વિચારોનુ આ દેશમાં પૂર રેલાવવુ હોય તો પ્રથમ આધ્યાત્મિક વિચારોના અમૃતમા આ દેશની ભૂમિને સારી રીતે ભીજાવી દેવી જોઇએ. પ્રથમજ આ કાર્ય કરવાની ખાસ જરૂર છે

જે પ્રથમ કાર્ય આપણુ લક્ષ ખેચે છે તે એ કે આપણા ઉપનિષદોમા, આપણા પુરાણોમાં, તેમજ આપણા બીજા શાસ્ત્રગ્રંથોમા જે મહાન આશ્ચર્યકારક સત્યો ભરેલા છે, તે બધાને નાનામોટા વિવિધ ગ્રથોમાથી, સત–મહતના મઠ–મદિરોમાથી, વન–પ્રદેશોમાથી, વિવિધ મત–સપ્રદાયના આચાર્યો તેમજ અગ્રેસરોના સગ્રહોમાથી બહાર કાઢીને તેમનો આ સમગ્ર ભારતભૂમિમાં વિસ્તાર કરી દેવો જોઇએ પ્રત્યેક ગામમા, પ્રત્યેક ઘરમા અને પ્રત્યેક મનુષ્યના હૃદયમા તેનો પ્રચાર કરવો જોઇએ, કે જેથી એ મહાન સત્યો પ્રચડ અગ્નિની પેઠે સમગ્ર દેશમાં વિસ્તાર પામીને પૂર્વથી પશ્ચિમ તેમજ ઉત્તરથી દક્ષિણ ચારે દિશામા, વેગથી ફેલાઇ જાય ભારતવાસી પ્રત્યેક મનુષ્યે એ સત્યોને લક્ષપૂર્વક જાણવા જોઇએ કહ્યુ છે કે–પ્રથમ તેનુ 'શ્રવણ' કરવુ પછી તેનુ 'મનન' અને ત્યારપછી તેનાપર સપૂર્ણ વિચારપૂર્વક 'નિદિધ્યાસન' કરવુ જોઇએ લોકોએ પ્રથમ એ શાસ્ત્રવાક્યો અને સત્યો લક્ષ્યપૂર્વક સાભળવા જે કોઇ મનુષ્ય પોતાનાં શાસ્ત્રનાં એ મહાન સત્યો લોકોને સભળાવવામા સહાય કરે છે, તેઓ આજે એવુ પવિત્ર અને શુભ કર્મ કરે છે કે જેના કરતા સારૂ બીજુ કોઇ પણ કર્મ આ જગતમા હોઇજ ન શકે આપણા વ્યાસજી કહે છે કે,* આ કલિયુગમા મનુષ્યને માત્ર એકજ કર્મ કરવાનુ છે બલિ આપીને યજ્ઞ કરવાથી અથવા કઠોર તપસ્યા કરવાથી આ યુગમા કઇ ફળ મળે તેમ નથી કર્મમા માત્ર એકજ રહ્યુ છે અને તે કર્મ 'દાન' છે, અને એ+ સર્વ દાનોમા પણ ધર્મનુ દાન, આધ્યાત્મિક જીવન અને આધ્યાત્મિક જ્ઞાનનુ દાન સર્વથી ઉત્તમ છે ત્યાર પછી તેનાથી ઉતરતુ વિદ્યાદાન, ત્રીજુ પ્રાણદાન અને ચોથુ અન્નદાન છે આ અપૂર્વ દાનશીલ પુરાણપ્રસિદ્ધ હિદુજાતિના તરફ જરા નજર કરો આ દરિદ્ર, દીન દેશના લોકો કેટલા પ્રમાણમા, કેવા પ્રેમથી દાન કરે છે, તેના ઉપર જરા લક્ષ્ય કરો આ પુરાતન દેશમાં લોકોનુ એવા ઉત્તમ પ્રકારે આતિથ્ય થાય છે કે કોઇ પણ મનુષ્ય હિદના ઉત્તર છેડાથી તે છેક દક્ષિણ છેડા સુધી, કશા પણ સાધન વિના સુખપૂર્વક પરિભ્રમણ કરી શકે છે દરેક

---

* આ શ્લોક સ્વામીજીએ ભૂલમા વ્યાસજીનો કહ્યો છે, પણ તે મનુસહિતાનો છે

"तपः परं कृते युगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुः दानमेकं कलौ युगे ॥" ८६–१–मनु

+ "सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥" मनु.

સ્થાને ઉત્તમમા ઉત્તમ પદાર્થોવડે તેનુ આતિથ્ય કરવામા આવે છે જાણે તે એક મિત્ર અથવા નજીકનો સબધી હોય, એવી રીતેજ દરેક મનુષ્ય તેની સાથે વર્તે છે આવો ભારતનો આદર–સત્કાર છે વળી એજ દેશના દાનમાટે એટલુજ કહેવુ બસ થશે કે, કોઇ પણ ઠેકાણે રોટલીનો ટુકડો હોય ત્યાસુધી આ દેશમા કોઇ પણ ભિખારી ભૂખે મરતો નથી

આ ઉદારતા અને દાનની ભૂમિમા આપણે આધ્યાત્મિક જ્ઞાનદાનનુ પહેલ-વહેલુ કાર્યજ હાથ ધરવુ જોઇએ એ જ્ઞાનવિસ્તારનુ કાર્ય ભારતની ચતુસીમાઓમાજ પૂરી ન રાખતા તેનો સમગ્ર જગતમા પ્રચાર કરવો જોઇએ ભારતની આ એક જૂની પ્રથા છે હિન્દુસ્તાન જ્ઞાનદાનનુ પવિત્ર કાર્ય આજે યુગો થયા કરતુજ આવ્યુ છે જેઓ તમને કહે કે ભારતના વિચારો કદિપણ હિન્દની બહાર ગયા નથી, અથવા કોઈ તમને કહે કે પરદેશી ભૂમિપર ધર્મોપચાર કરનારો પહેલવહેલો સન્યાસી હુજ છુ, તે બધા પોતાની જાતિનો ઇતિહાસ નથી જાણુતા એમ સમજવુ એ આશ્ચર્યવ્યાપાર અનેકવાર વારવાર બન્યો છે જ્યારે જ્યારે જગતને જરૂર પડી છે ત્યારે ત્યારે અધ્યાત્મવિદ્યાનો એ અનત પ્રવાહ પૂર વેગથી દૂરદૂરના દેશોમા રેલાયો છે, અને તેણે સમગ્ર જગતનુ અધ્યાત્મ–જલથી સિચન કર્યું છે રાજકીય જ્ઞાનનુ દાન અને રાજનીતિનો પ્રચાર રણશીગાના અવાજ અને લશ્કરી કૂચથી કરી શકાય છે, અને લૌકિક અથવા સામાજિક જ્ઞાનનુ દાન તલવાર અને દારૂગોળાવડે વિસ્તારી શકાય છે, પરન્તુ આધ્યાત્મિક જ્ઞાનનુ દાન તો જેમ ઝાકળ કશો પણ અવાજ કર્યાં વિના ગુલાબના પુષ્પોને ખીલવે છે એવીજ રીતે મૂગે મોએ કરી શકાય છે ભારતભૂમિએ જ્ઞાનનો ઉપહાર સમગ્ર જગતને ચરણે વારવાર ધર્યો છે જ્યારે કોઇ પ્રબલ દિગ્વિજય કરનારી મહાન જાતિ જાગ્રત થઇને જગતની જુદી જુદી જાતિઓને અને પ્રજાને તલવારના જોરથી એક સાથે જોડી દે છે અને માનવસમાજના રસ્તા વિશાળ કરી પરસ્પરનો વ્યવહાર સુગમ કરી દે છે, એજ વખતે ભારતભૂમિએ ઉભા થઇને જગતની ઉન્નતિના પાત્રમા આધ્યાત્મિક શક્તિનો પોતાનો હિસ્સો મૂગે મોએ સમર્પણ કર્યો છે. આવા બનાવ બુદ્ધના જન્મ અગાઉ અનેક યુગપૂર્વે બનેલા છે, અને તેના સ્મરણાવશેષ ચિન્હો આજસુધી ચીન, એશિયામાઇનોર અને મલયદ્વીપકલ્પના મધ્ય ભાગમા કાયમ છે ગ્રીક લોકોનો મહાન દિગ્વિજયી પુરૂષ અલેકઝાડર જે વખતે ઉત્પન્ન થયો હતો અને જે વખતે લોકોની જાણમા આવેલા દુનિયાના ચારે ખૂણાને તેણે એક સાથે જોડી દીધા હતા, તે વખતે પણ હિન્દુસ્તાનનો અધ્યાત્મવાદ મોખરે આવીને સમગ્ર જગતમા વ્યાપી રહ્યો હતો પશ્ચિમના ગર્વસ્વરૂપ તેનો આજનો સુધારો પણ એ વખતનાજ ભારતના મહાપ્રવાહનુ બાકી રહેલુ

ચિન્હ છે હાલ બીજો એવોજ સુયોગ આપણે માટે આવી પહોચ્યો છે ઈંગ્લાંડની મહાશક્તિએ જગતની સર્વ પ્રજાઓને એકતાની સાકળમા બાધી લીધી છે આવો બનાવ આગળ કદિ બન્યો નહોતો ઇંગ્લિશ પ્રજાના બીજી પ્રજાસાથે વ્યવહાર કરવાના રસ્તા અને જળમાર્ગો જગતના એક છેડાથી બીજા છેડાસુધી વિસ્તાર પામી ચૂક્યા છે ઇંગ્લિશ બુદ્ધિ–શક્તિના પ્રભાવે આધુનિક પ્રજાઓ વચ્ચે એવી કડીઓ જડાઇ ગયેલી છે કે જેવી આગળના જમાનામા કદિ પણ જડાઇ નહોતી આજકાલ વ્યાપારનાં જેવા મુખ્ય મથકો ખોલવામા આવ્યા છે તેવા માનવજાતિના ઇતિહાસમા આગળ કદિ પણ ખોલવામા આવ્યા નથી. એજ વખતે ભારતવર્ષ આવા સારા યોગનો લાભ લઇને જાણતા અથવા અજાણતા પોતાના આધ્યાત્મિક જ્ઞાનનુ સમગ્ર જગતને દાન કરવા લાગ્યુ છે એ અધ્યાત્મજ્ઞાનના પ્રબળ પ્રવાહો આજના વિશાળ રસ્તા અને જળમાર્ગોદ્વારા ધસી જઇને જગતના ખૂણે ખૂણામા પહોચી જશે

ભારતનો ધર્મધ્વજ લઇને હુ અમેરિકા ગયો તે કઇ મારૂ કામ નહોતુ, તેમ તે કાર્ય કાઇ મારી કે તમારી ઇચ્છાથી સિદ્ધ થયુ નથી, પરતુ ભારતના ભાગ્યની દોરી જેના હાથમા છે તે ભગવાનેજ મને ત્યા મોકલ્યો, અને મારા જેવા સેકડો મનુષ્યોને જગતની સઘળી પ્રજાઓમા પોતાનો દિવ્ય સદેશો સભળાવવાને એજ પરમાત્મા મોકલશે જગતની કોઇ પણ શક્તિ તેમનો અટકાવ કરી શકશે નહિ આ પ્રમાણે વિદેશમા પણ ધર્મપ્રચારનુ મહાન કાર્ય કરવાનુ છે તમારા ધર્મનો મર્મ સમજાવવાને અને ધર્મપ્રચાર કરવાને તમારે બહારના દેશોમાં જવુ જોઇએ અને જગતની પ્રત્યેક પ્રજાને ઉપદેશ આપી પ્રભુનો ધર્મ–સદેશ સભળાવવો જોઇએ ધર્મપ્રચારનુ એજ પહેલુ કાર્ય છે

ધર્મપ્રચારની સાથેજ સામાન્ય વ્યાવહારિક વિદ્યા, સમાજનીતિ, રાજનીતિ, વગેરે અન્ય જે જે વિદ્યાઓની જરૂર છે તે સર્વ પોતાની મેળેજ આવશે, પરન્તુ જો ધર્મને વિદાય આપીને તમે વ્યાવહારિક વિદ્યા વિસ્તારવાનો યત્ન કરશો તો તમને હુ સ્પષ્ટ કહી સભળાવુ છુ કે, હિન્દુસ્તાનમા તો એ તમારો પ્રયત્ન વ્યર્થજ જશે માત્ર લોકોના હૃદયપરજ પ્રભાવ પાડીને ( અર્થાત્ બુદ્ધિમા ઠસાવ્યા વિના ) કદિપણ તેમનુ અતઃકરણ જીતી શકાશે નહિ મહાન બૌદ્ધધર્મ પણ એજ કારણથી પોતાનો પ્રભાવ આ દેશમા સ્થાયિરૂપે જમાવી શક્યો નથી, અને તેનો પુરૂષાર્થ માત્ર આધ્યાત્મિક જ્ઞાનની ખામીને લીધેજ સર્વથા નિષ્ફળ નીવડયો છે

મારા મિત્રો ! એ પરથી મે એવી યોજના કરી છે કે આપણા દેશમા આપણા યુવકોને ધર્મોપદેશકનુ કાર્ય શિખવવામાટે ઠેકઠેકાણે શિક્ષણ–મદિરો સ્થાપવાં, અને તેમા તૈયાર થયેલા ઉપદેશકોને દેશવિદેશમા બધે આપણાં પ્રાચીન

શાસ્ત્રોના સત્યનો પ્રચાર કરવા મોકલવા. પરંતુ એવા મનુષ્યો ક્યા છે? બીજું બધુ તો પોતાની મેળે તૈયાર થશે, પરંતુ મજબૂત, વીર્યવાન્, તેજસ્વી, વિશ્વાસ-પાત્ર અને શ્રદ્ધાવાન્ મનુષ્યોની પહેલાં તો જરૂર છે જો આવા એકસો મનુષ્યો તૈયાર થાય તો આખા જગતની વિચારક્રાન્તિ કરવી એ તો સહજ વાત છે બીજી બધી વસ્તુઓ કરતાં ઇચ્છાશક્તિનો પ્રભાવ વિશેષ છે એ શક્ત સીધી ઇશ્વર પાસેથીજ મનુષ્યોને મળે છે પવિત્ર અને દૃઢ ઇચ્છાશક્તિજ બ્રહ્માંડમા સર્વનો જય કરી શકે છે શુ તમને એ બાબતમાં વિશ્વાસ નથી? તમારા પોતાના શાસ્ત્રમાં બતાવેલો ઇચ્છાશક્તિનો પ્રભાવ જુઓ તમારા ધર્મના મહાન સત્યો જગતને સભળાવો. તમારી અધ્યાત્મવિદ્યાનુ જગતને પ્રદાન કરો. જગત તમારા દાનની રાહ જુએ છે તમારી ઇચ્છાશક્તિનો ત્યાંજ તમને પ્રભાવ જણાશે

અનેક સૈકા થયા મનુષ્યજાતિને પોતાની હીનતા અને દીનતાના પાઠ શિખવવામા આવ્યા છે તેમને અધ પતનની પદ્ધતિનુજ જ્ઞાન આપવામા આવ્યુ છે તેમને કહેવામા આવ્યુ છે કે તેઓ કઇજ નથી, તેમની શક્તિ, તેમના સાધન અને તેમનુ જીવન બહુ અલ્પ છે આખા જગતની માનવ પ્રજાને આજસુધી એવુજ કહેવામાં આવ્યુ છે કે તમે મનુષ્યોજ નથી સૈકાઓ થયાં તેમને એવોજ ભય બતાવવામાં આવ્યો છે, અને તેને પ્રતાપે તેઓ ખરેખરાં પશુજ બની ગયા છે. તેઓને કદિ પણ આત્મા સબધી વાત સભળાતી નથી હવે તેને તમે આત્મતત્ત્વ સમજાવો આત્માની મહાન વાત સમજાવો. તેમને શિખવો કે હલકામા હલકા મનુષ્યમા એજ આત્મા રહ્યો છે કે જે કદિ મરતો નથી તેમ જન્મ પણ ધારણ કરતો નથી એ આત્માને તલવાર કાપી શકતી નથી, અગ્નિ બાળી શકતો નથી અને હવા સૂકાવી શકતી નથી એ આત્મા અવિનાશી, અનાદિ, અનત, અજરા-મર, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે.

તેમને તેમના પોતાનામા શ્રદ્ધા રાખતા શિખવો. તમારામા અને એક ઇગ્રેજમાં શુ ફેર છે તે જાણો છો? ઇગ્રેજોમા આત્મવિશ્વાસ છે અને તમારામાં તે નથી. તેને દૃઢ વિશ્વાસ છે કે તેણે ઇંગ્લિશજાતિમા જન્મ લીધો છે, એટલે જે કંઇ ઇચ્છામા આવે તે સર્વ કરી શકે છે આવો દૃઢ વિશ્વાસ, આવુ પ્રબળ આત્મબળ તેની અદર ઇશ્વરને જાગ્રત કરે છે, તેની શક્તિનો બહાર પ્રકાશ કરે છે અને એ ઇશ્વરી આત્મીય શક્તિવડે પ્રત્યેક ઇગ્રેજ બચ્ચો જે ચાહે છે તે કરી શકે છે તમને એવુજ કહેવામા અને શિખવવામાં આવ્યુ છે કે તમે કઇ નથી, તમારાથી કઇ બની શકે તેમ નથી એ શિક્ષણને પ્રતાપે તમારો આત્મવિશ્વાસ નાશ પામે છે, અને દિવસે દિવસે તમે નિસત્વ અને નિર્માલ્ય બનતા જાઓ છો આપણને મુખ્ય આવશ્યકતા બળનીજ છે, માટે તમારા આત્મામા વિશ્વાસ રાખો. તમારી પોતાની

શક્તિમાં શ્રદ્ધા રાખો આપણે છેક નિર્બળ થયા છીએ તેથીજ વિદેશની ગુપ્ત વિદ્યાઓ, છુપી શક્તિઓ અને રહસ્યવિદ્યા જેવી લૂલી-લંગડી ચીજો આપણા દેશમા ઘુસવા લાગી છે એ બધી વિદ્યાઓમા સત્ય સમાએલુ હશે, પણ એટલુ તો ચોક્કસ છે કે તેમણેજ આપણો લગભગ નાશ કર્યો છે તમારી ઇચ્છાશક્તિના તાર ચડાવો તમારી નસોને મજબૂત કરો આ રસાકસીના જમાનામા વજ્ર જેવા અવયવો અને ગજવેલ જેવા સ્નાયુ બનાવવાની જરૂર છે ઘરના ખૂણામા ભરાઇને આપણે ઘણા સમયસુધી રડયા કીધુ હવે વિશેષ રડવાની જરૂર નથી આંખો લુછીને તમારા પગપર ઉભા થાઓ,વજ્ર જેવા મજબૂત સાચા મનુષ્યો બનો આપણને અત્યારે એવા ધર્મની જરૂર છે કે જે ખરેખરા મનુષ્ય બનાવી શકે આપણને એવા મત અને પદ્ધતિની જરૂર છે કે જેને યોગે આપણે મજબૂત મનના મનુષ્ય થઇએ જે કેળવણીવડે ખરા મનુષ્ય તૈયાર થઇ શકે એવી સર્વાંગસુંદર કેળવણીની આપણને જરૂર છે. જે શિક્ષણ તમને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક રીતે નબળા બનાવે એને ઝેર જેવી સમજીને તજી દો તેનામાં જીવજ નથી માટે તે સત્ય પણ ન હોઇ શકે સત્ય હમ્મેશ બલપ્રદ હોય છે મનુષ્યને તે મજબૂત બનાવે છે સત્ય તે પવિત્રતા છે. સત્ય તે જ્ઞાનસમૂહ છે. સત્ય અવશ્ય મનુષ્યને બલવાન કરે છે હૃદયના અંધકારને દૂર કરે છે મનુષ્યને વીર્યવાન્ અને તેજસ્વી બનાવે છે આજની બધી વિદેશી ગુપ્તવિદ્યાઓ-તેમનામા કંઇક સત્યનો કણ હોય તોપણ-મનુષ્યના મનને નબળાં અને બાયલાં બનાવનારી છે. મારા શબ્દોમાં વિશ્વાસ રાખો મે જીદગીસુધી એ વાતનો અનુભવ કર્યો છે, અને હુ એજ નિશ્ચય ઉપર આવ્યો છુ કે તે અવશ્ય મનુષ્યને નિર્બળ બનાવે છે મે ભારતના સર્વ પ્રદેશોમાં ભ્રમણ કર્યું છે, આ દેશની લગભગ બધી ગુફાઓ અને હિમાલયમાં પણ રહ્યો છુ જેમણે પોતાની આખી જીદગી ત્યાંજ ગાળી છે એવા લોકોને હુ ઓળખુ છુ, અને એ પરથી હુ કહુ છુ કે એ બધી ગુપ્તવિદ્યાઓ તો ઠીકજ છે હુ મારી જાતિ અને પ્રજાને ચાહુ છુ હુ તમારો અધઃપાત મારી આંખે જોઇ શકુ તેમ નથી, હમણાં તમે જેટલા નિર્બળ થયા છો તેથી તમારી વિશેષ નિર્બળ સ્થિતિ મારાથી સહી શકાય તેમ નથી, માટે તમારા હિતની અને સત્યની રક્ષાની ખાતર તથા મારી જાતિની વિશેષ અવનતિ ન થાય તેને માટે હુ પોકાર કરીને કહુ છું કે, બસ કરો, સબુર કરો, આ બધી બાયલા બનાવનારી માર્મિક ગુપ્ત વિદ્યાઓને છોડી દો અને મજબૂત થાઓ મારી જાતિનો અને મારા બંધુઓનો અધઃપાત અટકાવવાને હુ એ વાત પોકાર કરીને કહી સંભળાવુ છુ બંધુઓ! જો ખરૂ બળ મેળવવુ હોય તો તમારા પ્રાચીન ઉપનિષદોનો આશ્રય લો. જે ઉપનિષદ્‌મા પ્રોજ્વલ શક્તિ અને જ્ઞાનવર્ધક તત્ત્વવિદ્યાનો ખજાનો રહ્યો છે, તે અખૂટ ધન

સપત્તિ પ્રાપ્ત કરીને આ બધી ભેદભરેલી નિર્બળ બનાવનારી ગુપ્તવિદ્યાઓને બહાર કહાડો તેને બદલે આ અધ્યાત્મવિદ્યાને ગ્રહણ કરો જગતનાં સર્વથી મહાન સત્યો સર્વથી સાદાં અને સ્પષ્ટ હોય છે ઉપનિષદ્‌ના મહાન સત્યો તમારી આખ સામેજ છે, તમારી પાસેજ છે, તેનો સ્વીકાર કરો. તમારા વર્તનમા અને તમારા સર્વ કાર્યમાં એ સત્યને ઉતારો એથી તમારા ભારતનો ઉદ્ધાર તમે જોતજોતામા કરી શકશો

હવે એક વાત કહીને મારૂ વક્તવ્ય પૂરૂં કરીશ લોકો સ્વદેશભક્તિની વાતો કરે છે, મને સ્વદેશભક્તિમા વિશ્વાસ છે અને સ્વદેશાભિમાન સબધે મે ખાસ આદર્શ ધારી રાખ્યો છે સ્વદેશનુ હિત કરવામાટે ત્રણ ચીજોની ખાસ જરૂર છે તેમા પહેલી જરૂર લાગણીની છે સ્વદેશના કલ્યાણમાટે તમારા હૃદયમા લાગણી રાખો બુદ્ધિ અથવા વિચારશક્તિનો શુ ધર્મ છે ? તે થોડાંક પગલા આગળ ચાલે છે અને પછી અટકી જાય છે, પરન્તુ હૃદયના દ્વારમાથી ઇશ્વરી-શક્તિની જે વિશુદ્ધ પ્રેમમય પ્રેરણા આવે છે તે, ન ઉઘડે એવા વજ્ર જેવા દર-વાજાને પણ ખોલી નાખે છે આ વિશ્વના બધા ભેદ પ્રેમની ચાવીવડે ખોલી શકાય છે વિશુદ્ધ પ્રેમવડે અસભવિત સભવિત બની જાય છે, અને દૃઢ સકલ્પ દ્વારા હરેક ઇચ્છા પૂરી પાડી શકાય છે, માટે હે ભાવી સુધારકો ! હે ભાવી સ્વદેશ-ભક્તો ! હૃદયવાન થાઓ ખરી લાગણી ને ખરી દાઝ રાખતાં શીખો માતૃ-ભૂમિના ચરણમાં હૃદયનો શુદ્ધ પ્રેમ સમર્પણ કરો તમને લાગણી થાય છે ? પૂજ્ય દેવતાઓ અને પ્રાચીન ઋષિઓના કરોડો સતાનો આજે પશુ જેવા બની અધમ જીવન ગાળે છે, તે જોઇને તમારા હૃદયમા લાગણી થાય છે ? માતૃભૂમિના કરોડો પ્રિય સતાનો આજે ભૂખે મરે છે અને જમાના થયા કરોડો ભૂખે મરતાં આવ્યા છે એ જોઇને તમારૂ દિલ દાઝે છે ? કાળાં વાદળાના જેવો ગાઢ અજ્ઞાનાંધકાર આ દેશપર ફરી વળ્યો છે તે જોઇને તમારા દિલમા કઇ લાગણી થાય છે ? એ દયાજનક દેખાવ તમને અસ્થિર બનાવે છે ? એ વિચારથી નિદ્રાનો ત્યાગ કરીને તમે કદિ પણ જાગ્રત થયા છો ? એ વિચાર તમારા લોહીની સાથે મળીને તમારી નસ અને નાડીઓમા વહેવા લાગ્યો છે ? તમારા હૃદયના ધબકારામા કોઇ વખત દેશની ખરી લાગણીનો થડકાટ થયો છે ? એ વિચારે તમને કદિ પણ ગાડા બનાવી દીધા છે ? દુર્દશાના વિચારે તમારા હૃદયમા ઘર કરીને કદિ પણ તમારૂ બીજુ બધુ ભૂલાવી દીધુ છે ? એ વિચારમાં મસ્ત થઇને તમારા નામ, કામ, ધામ, સ્ત્રી, પુત્ર, માલ, મિલ્કત અને છેવટે તમારાં શરીર અને જગતનુ ભાન પણ કદિ તમે ભૂલી ગયા છો ? તમને કદિ પણ એવો અનુભવ થયો છે ? સ્વદે-શભક્ત થવાનુ એ તો માત્ર પહેલુજ પગથીયુ છે હું કઇ અમેરિકાની મહા-

સભામાં ભાગ લેવાને નહોતો ગયો, પણ આ દુ ખી દેશની લાગણીનુ ભૂત મારા શરીર અને આત્મામાં ભરાઇ બેઠુ હતુ તેની કઇંક તૃપ્તિ કરવાને માટેજ હુ દૂરના વિદેશમાં ગયો હતો. મે બાર વર્ષસુધી આખા હિન્દુસ્તાનમા મુસાફરી કરી, પરન્તુ મારા દેશબન્ધુઓની સેવા ઉઠાવવાનો મને અહી કોઇ પણ માર્ગ નહિ મળવાથી, વિદેશની ભૂમિમાં મારા દેશને માટે કઇંક કરવા સારૂ હુ અમેરિકા ગયો હતો. તમારામાના ઘણાખરા મનુષ્યો જેઓ એ વખતે મને ઓળખતા હતા તેઓ આ વાત જાણે છે અહી મારા રક્ત–માંસ સ્વરૂપ દેશબન્ધુઓ દરરોજ દુર્દશામાં ડૂબતા જાય છે તેમની કોણે સભાળ લીધી ? સ્વદેશની લાગણીનુ આ મારૂ પહેલુ પગથીઉ હતુ

સમજો કે તમને દેશને માટે લાગણી છે અને દેશની દુર્દશા જોઇને તમારૂ દિલ દાઝે છે, પરન્તુ એ દુર્દશાને દૂર કરવાનો તમે શુ ઉપાય નક્કી કર્યો છે ? માત્ર મોઢાંની લુખી વાતોમાજ શક્તિનો ફોકટ ક્ષય ન કરતા કોઇ વ્યાવહારિક માર્ગ તમે શોધી શક્યા છો ? ઉપહાસ, નિન્દા અથવા ગાળોથી તેમનો નિષેધ ન કરતા તેમને કોઇ પણ પ્રકારની મદદ કરવાનો તેમજ તેમના દુ ખી અને બાળા હૃદયો ઉપર મીઠુ છાટવાને બદલે, મીઠા વચનોનો ઠડો મલમપટો લગાડવાનો અને તેમને અજ્ઞાનની મૃતદશાના ખાડામાથી સજીવની માત્રાવડે બહાર ખેચી કહાડવાનો તમે કોઇ પણ ઉપાય શોધ્યો છે ? દેશસેવાને માટે એટલુજ બસ નથી પહાડના જેવી ઉચી અને કઠોર અડચણોને વટાવી જવાની શક્તિ તમે મેળવી છે ? આખી દુનિયા હાથમા ખુલ્લી તલવાર લઇને તમારી સામે ઉભી રહે તોપણ તમને જે ન્યાયપુરસર સત્ય લાગતું હોય તે કરવાની તમારામાં હિમત છે ? તમારી સ્ત્રી અને તમારાં છોકરા તમારાથી વિરૂદ્ધ થઇ જાય, તમારી લક્ષ્મી ચાલી જાય, તમારૂ નામ ભૂસાઇ જાય અને સઘળી સપત્તિ ઘસડાઇને અદશ્ય થઇ જાય છતા પણ તમે તમારા નિશ્ચયને વળગી રહો તેમ છો ? એ બધુ સહન કરીને પણ તમે તમારા નિશ્ચયનુ પાલન કરવા, તમારા ધ્યેયસુધી દૃઢ પગલે આગળ વધી શકો તેમ છો ? રાજર્ષિ ભર્તૃહરિ કહે છે તેમ નીતિનિપુણ પુરૂષો નિન્દા કરો કે સ્તુતિ કરો, લક્ષ્મીદેવી સ્વેચ્છાનુસાર આવો અથવા ચાલી જાઓ, મૃત્યુ આજેજ થાઓ કે યુગો પછી થાઓ, પરન્તુ ધીર વીર પુરૂષો ન્યાયના ખરા માર્ગમાંથી એક પગલુ પણ પાછા હઠતા નથી તમે એવી અચલ દૃઢતા ધારણ કરી છે ? તમારામા જો એ ત્રણ ચીજો હશે તો તમારામાનો દરેક મનુષ્ય અદ્ભુત અને અલૌકિક કાર્યો કરી શકશે વર્તમાનપત્રોમાં લેખો લખવાની તમારે કશી જરૂર નથી. ભાષણો આપતા ભટકવાની તમારે કશી પણ જરૂર નથી તમારો ચ્હેરોજ અપૂર્વ તેજથી લખલખી રહેશે એ વખતે તમે

કોઈ પર્વતની નિર્જન ગુહામા રહેશો તોપણ તમારા વિચારો મોટા ખડકો અને ટેકરીઓને ભેદીને બહાર આવશે, સેંકડો વર્ષસુધી તે સૂક્ષ્મશરીર ધારણ કરીને સમગ્ર જગતમાં ઘૂમ્યા કરશે, અને છેવટ એક દિવસ કોઇપણ પ્રબળ મસ્તકમા પ્રવેશ કરીને પોતાની ચિરવાસના સફળ કરશે ત્યારેજ તેઓ સફલાર્થ થઇને વિરામ પામશે વિચારનુ, ખરી લાગણીનુ અને પવિત્ર હેતુનુ હમેશા એવુ અસાધારણ બળ હોય છે

હું તમને ઘણો વખત થયાં ખોટી કરૂ છુ એવો મને ભય લાગે છે, પણ હવે એકજ વાત કહીને મારૂ કથન પૂરૂ કરૂ છુ હે મારા સ્વદેશી બધુઓ ! હે મારા મિત્રો ! હે મારા બાળકો ! આપણી પ્રજારૂપ નૌકા સસારનાં ઘેરાં પાણીની પેલી પાર કોટિ મનુષ્યોને લઇ જાય છે અનેક સૈકા થયાં આ જળમાં તે વહાણુ ફર્યા કરે છે, અને એજ વહાણની મદદથી કરોડો આત્માઓ આ પાણીની પેલી પાર આવેલા પરમ સુખમય શાન્તિધામમાં પહોચી ગયા છે આજે કદાચ તમારા પોતાનાજ દોષથી એ નૌકાને થોડુ ઘણુ નુકસાન લાગીને તેમા એક ગાબડુ પડયુ છે, તેને માટે શુ તમે એને શાપ આપશો ? જગતના બીજા બધા પદાર્થો કરતાં જે વસ્તુ આપણા વિશેષ ઉપયોગમાં આવી છે અને જેણે હજારો વર્ષ સુધી આપણી સેવા બજાવી છે, તેને ઉભા થઇને ગાળો કે શાપ આપવાં તે શુ વ્યાજબી કહેવાય ? આ નૌકામાં—આ આપણા હિન્દુ સમાજમા છિદ્ર પડયા હોય તો ચાલો આપણે બધા જઇને તે છિદ્રો પૂરી દઇએ, કેમકે આપણે સર્વ તેનાંજ સતાનો છીએ, એ છિદ્રો આપણે આનદપૂર્વક હૃદયના ગરમ રક્તથી પૂરી દેવા જોઇએ, એમ છતાયે જો પૂરી ન શકાય તો એ છિદ્રવાળા જીવન કરતાં આપણે માટે મૃત્યુજ બહુ સારૂ છે. આપણે આપણાં મગજો કાઢીને એ છિદ્રોમા તેની ફાચર મારીને પૂરી દઇશુ, પરન્તુ કદિપણુ તેની નિદા કે નિષેધ કરીશુ નહિ. આપણા સમાજને—આપણી હિન્દુજાતિને એક પણ સખત શબ્દ કહેશો નહિ. ભૂતકાળની તેની ભવ્યતામાટે હુ તેને હૃદયથી ચાહુ છુ હુ તમને બધાને પણ એટલાજ ચાહુ છુ, કેમકે તમે દેવ અને ઋષિના સંતાનો છો તમને હું હૃદયથી ચાહુ છુ ત્યારે શાપ તો ક્યેજ મુખે આપી શકુ ? તમારે માટે મારી પાસે બિલકુલ શાપ નથી મારા હૃદયના સર્વ આશીર્વાદ તમને સફળ થાઓ. પ્રિય બાળકો ! મારી સર્વ યોજનાઓ તમને કહી સભળાવવાનેજ હુ તમારી પાસે આવ્યો છુ. જો તમે તેને પ્રેમથી સાભળતા હો તો હુ તમારી સાથે કામ કરવા તૈયાર છુ, છતાં જો તમે તેને બિલકુલ નહિ સાભળો અને મને પણ આ હિન્દુસ્તાનમાંથી લાત મારી બહાર કહાડી મૂકશો, તોપણ હુ પાછો તમારે આગળે આવીશ અને તમને કહીશ કે, ભાઇઓ ! આપણે સર્વ ડૂબીએ છીએ. હુ તમારી

સર્વની વચ્ચે આવ્યો છુ, અને આપણે જો ડૂબવાનાજ હોઇએ તો ચાલો આપણે બધા એક સાથેજ ડૂબી જઇએ શાપ કે નિંદાને આપણા હોઠ સુધી કદિ પણ આવવા ન દેશો, કોઇને પણ કટુ શબ્દ ન સભળાવશો ઇતિ ॐ शान्तिः ।

# भारतीय जीवनमां वेदान्तनो उपयोग

આપણી જાતિ અને આપણા ધર્મને ઓળખાવવામાટે 'હિંદુ' શબ્દનો વ્યવહાર બહુ સામાન્ય થઇ પડયો છે વેદાન્તવાદનો હુ શુ અર્થ સમજાવવા માગુ છુ, તે તમારી સમક્ષ કહેતી વખતે એ હિન્દુ શબ્દના સબધમા મારે કઇક ખુલાસો કરવાનો છે પ્રાચીન પારસી લોકો સિન્ધુ નદીને હિન્દુ કહેતા હતા. સંસ્કૃત ભાષામા જ્યાં જ્યા 'સ' નો ઉપયોગ કરવામા આવ્યો છે, ત્યા ત્યાં પ્રાચીન ફારસી ભાષામા 'હ' વાપરવામાં આવ્યો છે, એ પ્રમાણે સિન્ધુનો 'હિન્દુ' શબ્દ થયો છે તમે સઘળા જાણો છો તેમ ગ્રીક લોકો હનો સરલતાથી ઉચ્ચાર કરી શકતા નથી, એથી તેઓ જ્યારે પહેલવહેલા ભારતમા આવ્યા ત્યારે તેમણે એ શબ્દમાથી હ બિલકુલ ઉરાડી દીધો, એથી હિન્દીને બદલે આપણુ નામ ઇન્ડીયન થયુ હવે સિન્ધુ નદીની આ તરફ રહેનારા લોકોને હિન્દુ કહેવામા આવતા હોય અથવા પ્રાચીનકાળમા તેનો કઇ બીજો અર્થ થતો હોય, પરંતુ તેનો તેવો અર્થ આ જમાનામા રહ્યો નથી, કેમકે સિન્ધુ નદીને આ કિનારે હાલમાં જે લોકો રહે છે તેઓ હવે એકજ ધર્મને માનનારા નથી એ પચમેળ પ્રજામા હવે હિન્દુ લોકો ઉપરાત મુસલમાન, પારસી, ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન વગેરે અનેક જાતિના લોકો રહે છે. હિન્દુ શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરતા સિન્ધુ નદીના આ બાજુમા રહેનારા એ બધા લોકોને હિન્દુજ કહેવા જોઇએ, પણ એ શબ્દનો ધર્મ સાથે જે સબધ રહ્યો છે તેનો વિચાર કરતા તેમને બધાને હિન્દુ કહેવા તે યોગ્ય નથી, કેમકે આપણો ધર્મ ઘણા ધર્મોના સગ્રહસ્થાન જેવો, વિવિધ વિચારો, ક્રિયાઓ, ચિન્હો અને અનુષ્ઠાનોની એક સાથે મળેલી નિશ્ચિત ધર્મપ્રણાલી અને દૃઢ બધારણ વગરની એક મહાન મડળીના નામ વગરના ધર્મરૂપ થઇ પડયો છે આપણી બધી જાતિઓ જો કોઇ સ્થળે એકમત થતી હોય તો તે એજ છે કે આપણાં શાસ્ત્રોમા અને આપણા વેદોમા આપણો એક સરખો વિશ્વાસ છે એ એક નિશ્ચિત વાત છે કે વેદનુ સ્વત પ્રમાણુ જે માણસ સર્વોત્તમ પ્રમાણરૂપે નથી માનતો તેને હિન્દુ નામ ધારણ કરવાનો અધિકાર નથી

એ સઘળા વેદ મુખ્ય બે ભાગમા વહેચાયલા છે એ બે ભાગ તે કર્મકાડ અને જ્ઞાનકાડ છે કર્મકાંડમા વિવિધ પ્રકારના યાગ, યજ્ઞ અને કેટલીક ક્રિયાઓ

તેમજ અનુષ્ઠાનો સમાયલાં છે. એ ક્રિયા અને યજ્ઞોમાનો મોટો ભાગ આજકાલ વ્યવહારમાં આવતો નથી. જ્ઞાનકાંડમાં વેદોના આધ્યાત્મિક જ્ઞાનનો સમાવેશ થાય છે એ વેદોનુ અધ્યાત્મજ્ઞાન, ઉપનિષદ્ અથવા વેદાન્તના નામથી ઓળખાય છે, અને આજ સુધીના આપણા બધા ધર્મશિક્ષકો, તત્ત્વજ્ઞાનીઓ, આચાર્યો તેમજ ધાર્મિક લેખકો ગમે તો તે દ્વૈતવાદી વિશિષ્ટાદ્વૈતવાદી કે કેવલાદ્વૈતવાદી હોય, પણ તે બધાને વેદનો એ ભાગ સર્વોત્તમ પ્રમાણરૂપે સ્વીકારવો પડયો છે હિન્દુસ્તાનના સર્વ દર્શનો અથવા સઘળા સપ્રદાયોમાના દરેકને પોતાની સત્યતાના પ્રમાણ ઉપનિષદ્માથી આપવા પડે છે, અર્થાત્ અધ્યાત્મવિદ્યાની સઘળી શાખાઓ તેમજ હિન્દુસમાજના સઘળા સપ્રદાયોનો મૂળ પાયો એ વેદ અને ઉપનિષદોના પ્રમાણ ઉપર રચાયો છે કોઇ પણ સપ્રદાય અથવા કોઇ પણ દર્શન જો વેદ કે ઉપનિષદ્માથી પોતાના પ્રમાણો ન બતાવી શકે તો તેને અપ્રમાણ અથવા નાસ્તિક ગણવામા આવે છે શિષ્ટાચારથી તે વિરૂદ્ધ ગણાય છે એથીજ ભારતવાસી પ્રત્યેક હિન્દુને અથવા તેના ધર્મને કોઇ ખાસ સામાન્ય નામથી ઓળખાવવો હોય તો તેને વેદાન્તી અથવા વૈદિક એજ નામ આપી શકાય તેમ છે વેદાન્તધર્મ અથવા વેદાન્ત એ શબ્દોનો હુ જ્યાં જ્યાં ઉપયોગ કરૂ છુ ત્યાં એજ અર્થને લક્ષમા રાખીને કરૂ છુ

આ વિષય હુ જરા વિશેષ સ્પષ્ટ કરવા માગુ છુ આજ કાલ ઘણા લોકો વેદાન્તદર્શનની અદ્વૈત શાખાનેજ વેદાન્ત કહે છે, અને વેદાન્ત શબ્દમાજ માત્ર અદ્વૈતવાદનોજ સમાવેશ થતો હોય એમ માને છે આપણે બધા જાણીએ છીએ કે ઉપનિષદ્ ઉપરથી આધ્યાત્મિક દર્શનની જે અનેક શાખાઓ ઉત્પન્ન થઈ છે, તેમાંની અદ્વૈતવાદ પણ માત્ર એક શાખાજ છે. વિશિષ્ટાદ્વૈતને માનનારાઓ પણ અદ્વૈતવાદીઓના જેટલુજ ઉપનિષદ્ પ્રત્યે માન ધરાવે છે, અને વેદાન્તના પ્રમાણનો દાવો તેઓ પણ અદ્વૈતવાદીઓના જેવોજ ધરાવે છે એજ પ્રમાણે દ્વૈતવાદીઓ પણ વેદ અને ઉપનિષદો પ્રત્યે એટલોજ પૂજ્યભાવ ધરાવીને પોતાના સિદ્ધાતમા પ્રમાણરૂપે તેમનેજ બતાવે છે આ પ્રમાણે હિન્દુસ્તાનનો દરેક હિન્દુસપ્રદાય વેદ અને વેદાન્તને માનતો હોવા છતાં પણ 'વેદાન્તી' શબ્દ જાણે માત્ર અદ્વૈતવાદીનોજ પર્યાય હોય તેવી રીતે લોકોમા તેનો વ્યવહાર થાય છે. તેનુ પણ ખાસ કારણ છે. જો કે વેદ આપણુ મુખ્ય શાસ્ત્ર છે, તથાપિ ત્યાર પછીના લખાયેલાં સ્મૃતિ, પુરાણ વગેરે જે જે ધર્મશાસ્ત્રો વેદના સિદ્ધાતોનેજ વિસ્તારપૂર્વક સમજાવવામાટે અને વિવિધ દૃષ્ટાંતોથી તેમને સિદ્ધ કરવામાટે તૈયાર થયાં છે, તે પણ પ્રમાણરૂપ છે, પરન્તુ તેમનાં પ્રમાણો વેદના જેટલાં પ્રમાણભૂત નથી ગણાતાં ધર્મશાસ્ત્રનો એક એવો નિયમ છે કે

જ્યાં શ્રુતિની સાથે સ્મૃતિ અથવા પુરાણનો કંઇ પણ વિરોધ જોવામા આવે ત્યા શ્રુતિની આજ્ઞાને મુખ્ય ગણવામાં આવે છે, અને સ્મૃતિ અથવા પુરાણવાક્યને ગૌણ માનવામા આવે છે. હવે આપણે જોઇ શકીએ છીએ કે અદ્વૈતકેસરી ભગવાન શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓ, પોતાના સિદ્ધાંત અને પોતાની વ્યાખ્યામા મુખ્ય ભાગે વેદ અને ઉપનિષદ્‌નાંજ પ્રમાણ આપે છે જે વિષયનો શ્રુતિ કે ઉપનિષદ્‌મા ઉલ્લેખ નજ કરેલો હોય તેની વ્યાખ્યા કરવાની હોય, ત્યારેજ નિરૂપાયે કોઇ સ્થળે સ્મૃતિવાક્યનાં પ્રમાણ તેમણે દર્શાવ્યાં છે બીજી બાજુએ અધ્યાત્મવિદ્યાની બીજી જે જે શાખાઓ છે, તેમા સ્મૃતિનાં પ્રમાણોનોજ વિશેષ અને શ્રુતિનાં પ્રમાણોનો ઓછો આશ્રય લેવામા આવ્યો છે. જેમ જેમ આપણે આગળ વધીએ છીએ તેમ તેમ દ્વૈતવાદી સંપ્રદાયોના સિદ્ધાંતો અને વ્યાખ્યાનોમા સ્મૃતિના એટલાં બધાં પ્રમાણો નજરે પડે છે કે, એક વેદાનુયાયી વેદાન્તવાદની શાખામા આપણે આશા રાખીએ તેના કરતા ઘણો મોટો ભાગ સ્મૃતિ–પુરાણોમાંનો મળી આવે છે હુ ધારૂ છુ કે એ બીજી શાખાઓએ પુરાણ અને સ્મૃતિના પ્રમાણોને એટલુ બધુ મહત્ત્વ આપ્યુ હોવાથી અને અદ્વૈતવાદીઓએ માત્ર વેદના પ્રમાણોને મહત્ત્વ આપ્યુ હોવાથીજ અદ્વૈતવાદીઓ વેદાન્તી કહેવાય છે.

ગમે તેમ હોય પણ મે પૂર્વે કહ્યુ છે તેમ જ્યાં જ્યાં વેદાન્ત શબ્દનો ઉપયોગ કરવામા આવે ત્યા હિન્દુધર્મના સઘળા મત–સંપ્રદાયોનો તેમા સમાવેશ થાય છે; અને તેના સિદ્ધાંતો વેદપ્રણીત હોવાથી તથા એ વેદો એ બધાના મત પ્રમાણે આપણાં સર્વથી પ્રાચીન ધર્મશાસ્ત્રો હોવાથી એ સિદ્ધાંતોને પણ મહત્ત્વ મળે છે આજના વિદ્વાનોના મત ગમે તેવા હોય, પરન્તુ હિન્દુઓ કદિ પણ કબૂલ નહિ કરે કે વેદનો અમુક ભાગ અમુક વખતે લખાયો હતો અને તેના બીજા ભાગો ત્યારપછી જુદે જુદે વખતે લખાયા હતા હિન્દવાસીઓનો આજ સુધી દૃઢ વિશ્વાસ છે કે બધા વેદ એક વખતે એક સાથેજ ઉત્પન્ન થયા છે હું એથી પણ આગળ વધીને કહુ છુ કે તેઓ નિશ્ચયથી માને છે કે તેમને કદિ પણ લખીને તૈયાર કરવામા આવ્યા નથી, પરન્તુ પરમાત્માના મનમા તે સર્વ અનાદિકાળથી વિદ્યમાન હતા અસ્તુ

મારો કહેવાનો હેતુ એ છે કે જ્યા જ્યાં વેદાન્ત શબ્દનો ઉપયોગ થાય ત્યા તેનો વિશાળ અર્થજ ગ્રહણ કરવો જોઇએ, અર્થાત્ દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ અને અદ્વૈતવાદ જેવાં બધા વૈદિક દર્શનોનો તેમા સમાવેશ થઇ જાય છે. કદાચ આપણે બૌદ્ધ ધર્મ તેમજ જૈનધર્મનો પણ કેટલોક ભાગ એ વેદાન્તના અંગમા ગ્રહણ કરી શકીએ, કેમકે માત્ર શબ્દભેદ સિવાય સિદ્ધાંતોની જ્યાં જેટલે અંશે સમાનતા છે, ત્યાં તેટલે અંશે યથાર્થ વેદાન્ત રહેલુ છે આપણા વેદાન્તીઓનાં હૃદય એટલાં

ઉદાર હોય છે, પરંતુ એ ધર્મના લોકો વેદની છાયામા નહિ આવે. બારીક પૃથક્કરણો કરવાથી તમને જણાશે કે બૌદ્ધધર્મમાં તત્ત્વો વેદ અને ઉપનિષદોના સિદ્ધાંતોમાથીજ ગ્રહણ કરવામા આવ્યાં છે એ ધર્મનાં જેટલો સારભાગ દૃષ્ટિગોચર થાય છે તે બધો વૈદિક સિદ્ધાતનોજ અનુવાદ છે, અને તે એટલે સુધી કે આ જગતમાં બૌદ્ધધર્મના જે મહાન નૈતિક સિદ્ધાતો મનાય છે, તે બધા શબ્દે શબ્દ ઉપનિષદ્માંથી મળી આવે છે એજ પ્રમાણે જૈનધર્મના જે સારા સારા સિદ્ધાતો છે તેમનુ મૂળ પણ ઉપનિષદ્ અને વેદમાં મળી આવે છે માત્ર તેમની વિચિત્ર કલ્પનાઓ અને અસભવિત વિચારસૃષ્ટિજ તેમની પોતાની છે એજ ઉપનિષદોમાં ત્યાર પછીના ક્રમેક્રમે વિકાસ પામતા ભારતના સઘળા ધાર્મિક વિચારોનાં બીજ આપણને મળી આવે છે ઘણીવાર એવો મિથ્યા આક્ષેપ કરવામાં આવે છે કે ઉપનિષદ્ માત્ર જ્ઞાનકાંડ છે અને ભક્તિનો આદર્શ કોઇ પણ ઠેકાણે દૃષ્ટિએ પડતો નથી, પરંતુ ઉપનિષદોનો જેમણે સારી રીતે અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે એ તેમનુ કથન બિલકુલ મિથ્યા છે ખરી રીતે જોતા પ્રત્યેક ઉપનિષદ્માં જોઇએ તેટલી ભક્તિ ભરેલી છે, પરન્તુ તેને માટે લક્ષપૂર્વક યથાર્થ અભ્યાસવડે ઉપનિષદોમા તપાસ કરવી જોઇએ બીજા કેટલાક વિચારો કે જે પાછળના સમયમા સ્મૃતિ અને પુરાણગ્રંથોમાં પૂરેપૂરા વિકાસ પામ્યા છે, તેમાંના કેટલાક ઉપનિષદોમા બીજરૂપ છે ઉપનિષદ્માજ તેમની ચિત્રરેખાઓ અને તેમનુ અસ્થિ–પિંજર રહેલા હતા અને છે એ રેખાઓમાં સ્મૃતિ અને પુરાણોએ રંગ પૂર્યો છે અને એમ કરી સંપૂર્ણ ચિત્ર તૈયાર કરવામા આવ્યુ છે, એમા સશય નથી. હિન્દુસ્તાનનો સંપૂર્ણ વિકાસ પામેલો કોઇ પણ આદર્શ એવો નથી કે જેનુ મૂળ ઉપનિષદોમા ન હોય. ઉપનિષદ્ના યથાર્થ જ્ઞાન વગરના કેટલાક મનુષ્યોએ ભક્તિને આ દેશમાં આવેલી જણાવવાના હાસ્યપ્રદ પ્રયત્નો કર્યા છે, પરંતુ એમ નથી ભક્તિના જેટલા સિદ્ધાંતો આવશ્યક હોય તે બધા તમને ઉપનિષદ્માથી મળી શકશે ઉપનિષદ્ તો શુ પરન્તુ સંહિતામાંથી પણ તમને તેના અનેક પ્રમાણો મળી આવશે ઉપાસના, પ્રેમ, પૂજા વગેરે સર્વ ભક્તિમાર્ગના સિદ્ધાતો વેદ અને ઉપનિષદ્માં સ્થળે સ્થળે મળી આવે છે. માત્ર એ સર્વથી પ્રાચીન ગ્રન્થોમા ભક્તિનો આદર્શ વધારે ઉંચો નજરે પડે છે સંહિતાભાગમા સ્થળે સ્થળે ભયરૂપ ધર્મના ચિન્હો નજરે પડે છે એ ભાગમાં ઉપાસક ભક્ત વરૂણ દેવતા અથવા બીજા કોઇ દેવતાની સામે ભયથી કમ્પાયમાન થયેલો દેખાય છે અને ઠેકઠેકાણે પોતાના પાપના વિચારોથી તેના હૃદયને બહુજ વેદના થતી જણાય છે, પરન્તુ ઉપનિષદ્મા એ વાતના વર્ણનને સ્થાન નથી મળ્યુ. ઉપનિષદ્નો ધર્મ, તે પરિપૂર્ણ પ્રેમનો અને ઉચ્ચતમ જ્ઞાનનો ધર્મ છે.

એ ઉપનિષદો કે જે આપણા શાસ્ત્રો છે, તેમને જુદી જુદી રીતે સમજાવવામા આવ્યાં છે. મે તમને પહેલા કહ્યુ તેમ વેદોમા અને તેની પાછીના પૌરાણિક ગ્રંથોમા જ્યા પણ મતભેદ કે વિરોધ જણાય, ત્યા વેદના પ્રમાણનેજ સ્વીકારી પુરાણના પ્રમાણોને છોડી દેવામાં આવે છે, પરન્તુ આપણા વ્યવહારમા તો આપણે જોઇએ છીએ કે આપણે સેકડે નવ્વાણુ ટકા પૌરાણિક અને માત્ર દશ ટકાજ વૈદિક છીએ. એ દશ ટકા પણ વૈદિક હોઇશુ કે નહિ તે પણ સદેહાત્મક છે અનેક શાસ્ત્રવિરૂદ્ધ રીતરિવાજો આપણામા અત્યારે ચાલુ છે. કેટલેક ઠેકાણે તો એવા ધાર્મિક વિચારો ચાલી રહ્યા છે કે જેમનુ હિન્દુશાસ્ત્રમા કઇ પણ પ્રમાણ મળી શકતુ નથી કેટલાક એવા મૂળવગરના રીતિરિવાજ અને આચારો આપણા જનમડળમા ફેલાઈ રહ્યા છે કે જેનુ વેદમા, સ્મૃતિમા કે પુરાણોમાં કશુ મળી શકતુ નથી. એવા વિચિત્ર રિવાજો અમુક દેશાચાર અથવા લોકાચારરૂપેજ ચાલતા જણાય છે, છતાં એ પ્રદેશમા રહેનાર અજ્ઞાન મનુષ્યો એમજ ધારે છે કે જો એવા એવા સામાન્ય દેશાચર અથવા લોકાચાર થાય, તો તેમનો ધર્મ પણ નષ્ટ થશે અને પછી તે હિન્દુ રહેશે નહિ તેમના મનમાં વેદાન્તધર્મ અને આ નાના નાના દેશાચાર અથવા રીતિરિવાજો અભેદ્ય રીતે પરસ્પર મળી ગયા હોય છે શાસ્ત્ર વાચતી વખતે પણ તે જે અમુક કાર્ય કરતો હોય છે તે શાસ્ત્રસમત નથી એમ સમજવાનુ મુશ્કેલ થઈ પડે છે, તેમજ એવા ધર્મવિરૂદ્ધ આચારવિચારનો ત્યાગ કરવાથી તેને કશુ પણ નુકશાન ન થતા ઉલટો તેના ઉચ્ચ મનુષ્યત્વમા ઉમેરો થશે એ વાત તેના ધ્યાનમા ઉતરતી નથી એક બીજી પણ મુશ્કેલી એમાં રહી છે આપણાં શાસ્ત્રો અસખ્ય અને વિશાળ છે આપણે પતજલિ મુનિના મહાભાષ્યમાં વાચીએ છીએ કે ફક્ત એક સામવેદનીજ હજાર શાખાઓ હતી બીજા વેદોની પણ હજારો શાખાઓ હતી પણ એ બધી શાખાઓ આજ ક્યા છે ' તેનુ શુ થયુ એ કોઇ જાણતુ નથી પ્રત્યેક વેદના સબધમાં એમજ બન્યુ છે એ વિશાળ ગ્રથોનો મુખ્ય ભાગ લોપ થઇને માત્ર નાનો સરખો ભાગજ આપણી પાસે રહ્યો છે તેની પ્રત્યેક શાખાના રક્ષણનો ભાર એક એક ઋષિ—કુટુબને સોપવામા આવ્યો હતો. એ ઋષિ—કુટુબોમાંનો ઘણો ભાગ કાલક્રમે વિદેશી લોકોના આક્રમણ વખતે તેમના જુલ્મથી અથવા એવાજ કોઇ પણ પ્રકારે લુપ્ત થયો છે, અને તેમની સાથે તેમણે વેદની જે જે શાખાઓ સાચવી રાખવાનો ભાર પોતાને માથે લીધો હતો તે બધી શાખાઓ પણ લુપ્ત થઇ છે.

આ બાબત આપણે ખાસ લક્ષમાં રાખવાની છે, કેમકે જે મનુષ્યો કોઇ નવીન વિષયનો પ્રચાર કરવા માગે છે અથવા તો કોઇ વેદવિરોધી બાબતને ટેકો

આપવા માગે છે, તેમના હાથમા એ એક મુખ્ય આધારરૂપ થઇ પડે છે

ભારતમા જ્યારે જ્યારે વેદશાસ્ત્ર તેમજ રૂઢિ અથવા દેશાચાર વચ્ચે વિરોધી ચર્ચા ઉભી થાય છે, ત્યારે એ રૂઢિ અથવા દેશાચાર વૈદિક પુરૂષો શાસ્ત્રવિરુદ્ધ જણાવે છે અને તે વખતે તેના જવાબમા એવી તકરાર લાવવામા આવે છે કે એ આચાર અથવા રૂઢિ વેદવિહિતજ છે, પણ વેદની જે શાખામાં તેના પ્રમાણો દર્શાવેલાં હતા તે શાખા હાલ નાશ પામી છે લોકાચાર અને લોકરૂઢિનુ રક્ષણ કરવાનો આવો એક રિવાજજ પડી ગયો છે શાસ્ત્રની આ વિવિધ ટીકાઓ અને જુદી જુદી વ્યાખ્યાઓના વિશાળ કોકડા એવા ગુચવાઇ ગયાં છે કે તે બધામાંથી દોષોને શોધી કહાડવાનુ કામ મુશ્કેલ થઇ ગયુ છે આ વિવિધ ભાગ અને વિભાગોને એકજ પાયો હોવો જોઇએ, આ નાનાં નાના ઘર એક સાથે બાજુ બાજુમાજ ઉભા કરવામા આવ્યા હોવા જોઇએ, તેમનો એકજ સામાન્ય પાયો અને એકજ સામાન્ય આદર્શ હોવો જોઇએ આપણે જેને આપણો ધર્મ કહીએ છીએ, તે હિન્દુ-ધર્મના અનેક જુદા જુદા મત–સપ્રદાયોની ન ભેદી શકાય એવી વિશાળ જાળને ધારણ કરનારી સમાન ભૂમિરૂપ હોવો જોઇએ એકતા અથવા સમાનતાના મહદ્ગુણ વગર તે બધા એકસાથે એકજ ઠેકાણે રહી ન શકે જો એ બધા મત–સપ્રદાયનો એકજ મૂળાધાર ન હોત તો, હિદુધર્મ આટલો લાબો વખત ટકી શકત નહિ, આટલી બધી આફતો સહન કરી શકત પણ નહિ

આપણા ભાષ્યકારોના કાર્ય તરફ નજર કરતા વળી બીજી મુશ્કેલી ઉભી થાય છે અદ્વૈતવાદી ભાષ્યકાર જ્યારે પોતાના સિદ્ધાતને પુષ્ટ કરનારાં શ્રુતિનાં પ્રમાણો ઉપર ટીકા કરે છે, ત્યારે તેમના અર્થને જાળવી રાખે છે, પરતુ દ્વૈતવાદી ભાષ્યકાર જ્યારે દ્વૈતવાદને પુષ્ટ કરનારા શ્રુતિપ્રમાણોઉપર વ્યાખ્યા કરે છે ત્યારે એ પ્રમાણને ચોળીને ચુથી નાખે છે, તેના અર્થને ઉલટપાલટ કરી તેમાંથી અતિ વિચિત્ર અર્થ ઉપજાવી કાઢે છે કોઈ વખત ભાષ્યકાર પોતાના મતની ખેચતાણમા 'અજ' શબ્દનો અર્થ ' જન્મરહિત ' ને બદલે ' બકરો' કરે છે ! એવી રીતે મતોમત અર્થ કરવામાટે અજા એટલે "જન્મ વગરની" તેને બદલે અજાનો અર્થ બકરી બનાવી દે છે ! આવી ખરાબ રીતે દ્વૈતમતવાદી ભાષ્યકારોએ શ્રુતિ અને વેદવચનોની સ્વછંદી કપોલકલ્પિત વ્યાખ્યાઓ કરેલી છે ! દ્વૈતવાદને સિદ્ધ કરનાર પ્રત્યેક શ્રુતિપ્રમાણુ ખરા રૂપ અને અર્થમાં જાળવી રાખવામા આવ્યુ છે, અને જે જે વેદપ્રમાણો પોતાના મતથી વિરૂદ્ધ એટલે અદ્વૈતવાદનાં પ્રતિપાદક હોય તે બધાને પોતાની મરજી માફક ચુથી નાખવામાં આવ્યા છે ! વેદનુ સસ્કૃત એટલુ બધુ પ્રાચીન અને વિવિધ અર્થવાળુ છે, તથા સસ્કૃત શબ્દશાસ્ત્ર એટલુ બધુ સંપૂર્ણ અને ભવ્ય છે કે તેમાના ફક્ત એકજ શબ્દના અર્થ સબધે વર્ષોસુધી વાદ-

વિવાદ ચલાવી શકાય તેમ છે જો કોઈ પંડિત ધારે તો કોઇ પણ માણસના અર્થહીન પ્રલાપને શાસ્ત્રનાં પ્રમાણો, વ્યાકરણના નિયમો, તેમજ તર્ક, યુક્તિ અને વાદવિવાદ બળવડે શુદ્ધ સંસ્કૃતરૂપે સિદ્ધ કરી શકે છે આપણાં પ્રાચીન ઉપનિષદોને યથાર્થ રીતે સમજવામાં એજ કારણથી ઘણી મુશ્કેલી નડે છે દૈવકૃપાથી મને એક એવા મનુષ્યના સત્સંગનો સુયોગ પ્રાપ્ત થયો છે કે જે મનુષ્ય એક તરફથી ચુસ્ત દ્વૈતવાદી અને બીજી તરફથી દૃઢ અદ્વૈતવાદી હતા જેઓ એક તરફથી પરમ ભક્ત અને બીજી તરફથી પરમ જ્ઞાની હતા. એ મનુષ્યના સહવાસ અને શિક્ષણના પ્રતાપે આપણા ઉપનિષદ્ અને શાસ્ત્રોનો પ્રાચીન તથા પ્રમાણરૂપ ભાગ હુ સ્વતંત્ર રીતે સમજીને શીખી શક્યો છુ. ઉપર દર્શાવ્યા પ્રમાણે ભાષ્યકારોના ભ્રમરૂપ લખાણોને આંખો મીચીને ગ્રહણ કરવા કરતા એ સ્વતંત્ર શિક્ષણ મને ઘણુ લાભકારી થયુ છે. મારા અભિપ્રાય પ્રમાણે તેમજ મે કરેલી શોધો ઉપરથી હુ એવા નિશ્ચય ઉપર આવ્યો છુ કે, આપણા પ્રાચીન ધર્મસાહિત્યનો ઉપનિષદ્, સંહિતા વગેરે જે મૂળ ભાગ છે, તેમા પરસ્પર કશો પણ વિરોધ નથી એથી તેનાં મૂળ પ્રમાણોને ચોળીચુંથીને તેમની વિકૃત વ્યાખ્યા કરવાનો અથવા તેના અર્થોમા ફેરફાર કરવાની કશી જરૂર નથી વેદનો વાક્યસમૂહ અતિ સુંદર અદ્ભુત, હૃદયસ્પર્શી અને પરસ્પર વિરોધી હોવાને બદલે અપૂર્વ સમાનતાવાળો છે એક વિચાર જાણે બીજા વિચાર તરફ દોરી જનાર પગથીઉ હોય નહિ, એવી રીતે તેના બધા વિચારો સાંકળની કડીઓ પેઠે પરસ્પર સંબંધવાળા છે તેમાં મને જે એક મુખ્ય સત્ય મળી આવ્યુ છે તે એ છે કે, બધા ઉપનિષદ્‌ના વિચારો પવિત્ર દ્વૈતપ્રભાવથી એટલે કે ભક્તિ-ઉપાસના વગેરે ભાવનાઓથી શરૂ થાય છે, અને છેવટે આગળ વધતે વધતે અદ્વૈતવિચારોના ભવ્ય પ્રવાહમા સમાપ્ત થાય છે

એટલાજ માટે એ મહાપુરૂષના જીવન-પ્રકાશમાં હુ જોઇ શકુ છુ કે દ્વૈતવાદી તેમજ અદ્વૈતવાદીને પરસ્પર વિવાદ કે ઝગડો કરવાની કશી જરૂર નથી પતિતપાવની શ્રુતિ-ભગવતીના ક્ષેત્રમા દરેકને માટે સ્થાન છે

પ્રજા-જીવનના વિશાળ ક્ષેત્રમા તેમાના દરેકને માટે ખાસ વિશેષ સ્થાન છે. દ્વૈતવાદી દીર્ઘાયુ થાઓ, કારણ કે પ્રજાના ધાર્મિક જીવનમા તે પણ અદ્વૈતવાદીના જેટલોજ આવશ્યક છે એ બન્ને વાદ સાપેક્ષ છે એક સિવાય બીજો રહીજ શકે નહિ તેઓ એકબીજાની પૂર્ણતારૂપ છે તેમાનો એક ભવ્ય ઇમારતરૂપ છે,ત્યારે બીજોતેના શિખરરૂપ છે રાષ્ટ્રીય ધર્મવૃક્ષનુ એક મૂળ છે અને બીજો તેનુ ફળછે તેમનો પરસ્પર આવો નિકટ સંબંધ છે એટલામાટે મૂળ વાક્યોને મચડીને ઉપનિષદ્‌ના વિચારોનો અનર્થ કરવો તે મને ઘણુ હાસ્યાસ્પદ લાગે છે પ્રથમ તો મને ઉપનિષદ્‌ની ભાષાજ અપૂર્વ અને આશ્ચર્યકારક લાગે છે. સર્વોત્તમ તત્ત્વજ્ઞાન અને દર્શનશાસ્ત્ર તરીકેનુ તેમનુ ગૌરવ

બાજુએ રાખતાં, માનવજાતિના મુક્તિમાર્ગદર્શક ધર્મવિજ્ઞાન તરીકેનો તેનો અદ્ભુત પ્રભાવ બાજુએ રાખતા છતા પણ એ ઉપનિષદ્ના સાહિત્યમા એક પ્રકારની અપૂર્વ સુંદરતાનુ જે ચિત્ર જોવામા આવે છે, તેવુ આ જગતના બીજા કોઈ પણ સાહિત્યમા કોઈ પણ સ્થાને નજરે પડતુ નથી એ ઉપનિષદોના પરમ સુંદર અને હૃદયહારક સાહિત્યમાજ આપણને મનુષ્યના પ્રબળ મનનુ વિશેષત્વ અને તેમા પણ ખાસ કરીને અંતર્દષ્ટિવાળા ઉદાર હૃદયના હિન્દુમતનો વિશેષ પરિચય મળી આવે છે.

જગતની બીજી બધી જાતિના ધાર્મિક સાહિત્યમા એક પ્રકારની સુંદરતાના ચિત્રો મળી આવે છે, પરન્તુ એક પણ અપવાદ વિના તેઓ બધાં માત્ર બાહ્ય પ્રકૃતિ એટલે સ્થૂલ શરીરના અવયવોનેજ આદર્શરૂપે માનવાનો યત્ન કરતાં જણાય છે દાખલા તરીકે મિલ્ટન, ડેન્ટી, હોમર અથવા બીજા કોઈ પાશ્ચાત્ય કવિનુ સાહિત્ય જુઓ. તેમની કૃતિમાં આશ્ચર્યકારક સુંદરતાવાળા ઉલ્લેખો સ્થળે સ્થળે મળી આવે છે, પરન્તુ તે બધામા ઇંદ્રિયગોચર સ્થૂલ ભાવોનુજ ચિત્ર દૃષ્ટિએ પડે છે બાહ્ય પ્રકૃતિના વિશાળ ભાવ અને દેશ–કાળનો અનન્ત ભાવજ વિશેષ કરીને તેમાં વર્ણવવામા આવ્યો છે વેદોના સંહિતાવિભાગમાં પણ એવોજ યત્ન આપણી દૃષ્ટિએ પડે છે ઋગ્વેદના એવાજ આશ્ચર્યકારક સુંદર મંત્રો તમે સાભળ્યા અથવા વાચ્યા હશે એ સુંદર ઋચાઓમા અપૂર્વ સૃષ્ટિસૌંદર્ય આલેખેલુ છે, દેશ–કાળની અનંતતા અને સુંદરતાની પરમ અવધિને ઉંચામા ઉંચી ભાષાથી તેમા વર્ણવેલી છે, પરન્તુ તેઓને થોડાજ સમયમાં જણાયુ કે, જે અદૃશ્ય અને અનંત તત્ત્વ એ સર્વની પાછળ રહેલુ છે, તેને એવી રીતે બહારના ચિત્રો આલેખવાથી પહોચી શકાય તેમ નથી, અને દેશ–કાળ, સૌંદર્ય અને બાહ્ય પ્રકૃતિની અનંતતાના જે ભાવો તેમના હૃદયમા રમી રહ્યા હતા, તેમજ જે મહાન વિચારો વાણીદ્વારા બહાર આવવાને માટે ફાંફાં મારતા હતા, તે ભાવોને તેમની વાણી હજી પ્રકાશ કરી શકતી નથી, એથી તેઓએ વિશ્વના ગૂઢ રહસ્યનો પ્રકાશ કરવા માટે બીજોજ માર્ગ સ્વીકાર્યો એ માર્ગ તે સુંદર ઉપનિષદ્નો માર્ગ છે એ વખતે ઉપનિષદ્ની ભાષાએ નવી મૂર્તિ અને નવાં રૂપ ધારણ કર્યા આ ભાષા એક પ્રકારની નેતિવાદવાળી, સ્થળે સ્થળે અસ્પષ્ટ, અર્ધસ્ફુટ, કોઈ કોઈવાર ઇંદ્રિયોના પ્રદેશથી ઉપર લઈ જનારી, જે વસ્તુને તમે ગ્રહણ કે ધારણ કરી શકતા નથી એવી, અપૂર્વ અનિર્વચનીય વસ્તુ તરફ તમારૂ ધ્યાન ખેચનારી, બુદ્ધિ અથવા અનુભવમા નહિ ઉતરી શકે એવી તે વસ્તુના અસ્તિત્વ સંબંધે તમને સંપૂર્ણ ખાત્રી કરાવનારી અને અદ્ભુત ભાવથી ભરેલી છે જગતમા એવો શ્લોક અથવા રચના કયા મળી શકશે કે જેને હુ કહી બતાવુ છુ તે શ્લોકની સાથે સરખાવી શકાય ?

"न तत्र सूर्यो भाति न चन्द्रतारकम् ।
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ॥"

कठोपनिषद्

"ત્યા સૂર્યકિરણો પ્રકાશ પાડી શકતા નથી, ચન્દ્ર અથવા તારા એ સ્થાનને પ્રકાશી શકતા નથી, વિદ્યુલ્લતાના ચમકાર ત્યા પ્રકાશ પાથરી શકતા નથી, ત્યારે આ સામાન્ય અગ્નિની તો વાતજ શી ?"

જગતમા બીજે કયે સ્થળે સમગ્ર પૃથ્વીની સપૂર્ણ ફિલસુફીવાળા આવા દર્શનશાસ્ત્રો અને ઉચામા ઉચી આત્મદશાનુ આવુ સપૂર્ણ શબ્દચિત્ર તમે જોઇ શકશો ? હિન્દુજાતિના સઘળા દીર્ઘકાલીન વિચારોનો, માનવજાતિના મુક્તિ પ્રાપ્ત કરવાના સઘળા સ્વપ્નોનો અને જગતની સઘળી આધ્યાત્મિક ઉચી કલ્પનાઓનો આવો સુદર સારાશ, ઉપનિષદ્‌ના કરતા વધારે અદ્‌ભુત અને રસાત્મક ભાષામા, અથવા જે અલકારોના સુદર રૂપકોમા એ ભાવનાને ઘટાવવામા આવી છે એના કરતા વધારે સરસ અલકારોમાં, તમે આ જગતમાં બીજે ક્યાં જોઇ શકો તેમ છો ? સાભળો —

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्य. पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति ॥
समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमान ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोक ॥
यदा पश्य पश्यते रुक्मवर्ण कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।
तदा विद्वान पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥

मुण्डकोपनिषद्

કહે છે કે —"એકજ વૃક્ષ ઉપર સુદર પાખોવાળા બે પક્ષીઓ બેઠાં છે બન્ને પરસ્પર સખા ભાવવાળા છે તેમનામાથી એક પક્ષી એ વૃક્ષના ફળ ખાય છે બીજુ પક્ષી સ્થિરભાવે-મૌન ધારણ કરીને તે ફળ ખાધા વગરજ બેસી રહ્યુ છે નીચેની શાખાપર બેઠેલુ પક્ષી કોઇ વખત મઠા અને કોઇવખત કડવા ફળ ખાય છે અને તેથી કોઇવાર તે સુખી અને કોઇવાર દુખી થાય છે પરતુ ઉચી ડાળપર બેઠેલુ પક્ષી સ્થિર-ગભીરભાવે બેઠુ છે, તે મીઠા કે કડવા કોઇ પણ ફળને અડતુ નથી અને સુખ કે દુખની કશી દરકાર કરતુ નથી; અર્થાત્ તે સુખ દુખથી રહિત છે, તે પોતાનાજ મહિમામા નિમગ્ન થઇને બેઠુ છે આ એક રૂપક છે આત્મા અને પરમાત્માનુ ચિત્ર છે મનુષ્યનો જીવાત્મા પુણ્ય-

પાપરૂપ મીઠા અને કડવા ફળ ચાખે છે તે કચન અને કામિની આદિ ઇન્દ્રિય-પરિપોષક પાર્થિવ પદાર્થોની પાછળ દોડે છે આ અસાર સસારના મિથ્યા સુખોની પાછળ તે વિનાશને માર્ગે પોતાનુ જીવન વૃથા ગુમાવતો, દુખી થતો, મરતો ગાડાની પેઠે ધસે છે!" કેવુ અલૌકિક ભાવના-ચિત્ર! કેવુ સુદર, મનોરમ્ય રૂપક!! બીજે એક સ્થળે ઉપનિષદ્‌મા શરીરને રથની અને કાબુમાં ન રાખી શકાય એવી ઇંદ્રિયોને-ઉન્મત્ત અશ્વોની, મનને લગામની, બુદ્ધિને સારથિની અને જીવાત્માને રથી એટલે કે રથમા બેસનારની ઉપમા આપેલી છે મનુષ્યની કારકીર્દિ જીદગીનાં મિથ્યા સુખોની પાછળ દોડાદોડી કરવામાજ સમાયલી છે, બાલ્યાવસ્થાથીજ તે અનેક પ્રકારના પદાર્થોનાં સોનેરી સ્વપ્ન જુએ છે, પાછળથી તેની ખાત્રી થાય છે કે એ બધા સ્વપ્ન ખોટાંજ હતા, ખાલી ભ્રમણાજ હતી વૃદ્ધાવસ્થામા એ પોતાના પાછલા કર્મોનુ અવલોકન કરે છે, પરન્તુ જગતની આ વિશાળ જાળમાથી કેવી રીતે મુક્ત થવુ તેનો કઇ ઉપાય જાણી શકતો નથી મનુષ્યોનુ જીવન આવુ છે મિથ્યા સ્વપ્નરાજ્યજ તેમના ભાગ્યમા નિર્માણ થયુ છે મૃગજળના જેવા માત્ર મિથ્યા સુખોની પાછળ ભટકી મરવાનેજ તેઓ સર્જાયા છે. તેમ છતા દરેક મનુષ્યની જીદગીમા કેટલીક એવી અમૂલ્ય સોનેરી ક્ષણો ચમકાર કરી રહે છે, ઉડા શોકના મમમા તેમજ કોઇવાર આક આનદન સમયમા પણ એવી સુભાગી ઘડીઓ મળી આવે છે, કે જે વખતે આત્મસૂર્યના પ્રકાશને ઢાકી રાખનારી વાદળી દૂર સરી જાય છે એ વખતે આપણી મર્યાદિત પરિસ્થિતિને જોવાને પલવારને માટે આ સર્વ દશ્ય જગતની પાર રહેલી દિવ્ય આત્મજ્યોતિ ઘડીભર મનુષ્યની દષ્ટિએ પડે છે દૂર દૂર, આ ઇંદ્રિયોની મર્યાદિત સત્તાની પેલી પાર, આ જગતના મિથ્યા પદાર્થોની પેલીપાર, તેના ક્ષણિક સુખ દુખની પેલીપાર, એથી પણ દૂર, કુદરતના પ્રદેશની પણ પેલીપાર, આ લોક અથવા પરલોકના જે જે ભોગવિલાસ અને સુખ-વૈભવની આપણે કલ્પના કરીએ છીએ તે સર્વની પેલીપાર, ધનૈષણા લોકૈષણા, પુત્રૈષણા અને બીજી કોઇ પણ એષણાની પેલીપાર બહુ દૂર દૂરના અગમ્ય અગોચર આત્મપ્રદેશમાથી એ જ્યોતિનો ચમકાર થાય છે. એ વખતે મનુષ્ય એ દિવ્ય જ્યોતિના દર્શનથી ક્ષણવાર દિગ્મૂઢ બની જાય છે, અને એજ વખતે તે એકજ વૃક્ષની શાખાપર બેઠેલા બીજા શાન્ત અને ભવ્ય તે પક્ષીને ઝાડનાં મીઠા કે કટુ ફળોનો સ્પર્શ પણ કર્યા વિના આત્મતૃપ્તિસહિત પોતાના મહિમામા અને આત્મસતોષમાં તલ્લીન બની બેઠેલુ જુએ છે શ્રીમતી ગીતાજી કહે છે તેમ —

"यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥"

અર્થાત્ જેને પોતાના આત્મામાંજ રતિ છે, આત્મામાંજ તૃપ્તિ છે, આત્મા સિવાય બીજી કોઇ ચીજની જે ઇચ્છા નથી અને પોતાના આત્મામાંજ જેને સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો છે, તેનું કોઇ પણ કાર્ય આ સંસારમાં બાકી રહ્યું નથી એમ સમજવું

પરમ પ્રાપ્તવ્ય પામી ચૂકયા પછી તેને શું કરવાનું બાકી રહ્યું? આ નાશવંત સંસારના નાશવંત કાર્યોની તે શા માટે પરવા કરે? આ પ્રમાણે મનુષ્ય પોતાના જીવનની સદ્ભાગી ક્ષણોમાં એ પરમ જ્યોતિના દર્શન કરે છે એવા અસીમ મહિમાવાન્ ઉપરની ડાળપર બેઠેલા ભવ્ય પક્ષીને તે ક્ષણભર જુએ છે અને જોઇને મુગ્ધ બની જાય છે, પરંતુ પળવાર પછી વળી પાછો તે બધું ભૂલી જાય છે, અને સંસાર-વૃક્ષના મીઠાં અને કડવાં ફળ પાછો તે ખાવા લાગે છે! ત્યારે શું એ વિરલ દર્શનનું તેને કંઇ પણ સ્મરણ રહેતું નથી? કદાચ થોડા સમય પછી ફરીથી પણ તેને તે પરમજ્યોતિના દર્શન થાય છે, અને આ સંસાર વૃક્ષની નીચલી ડાળપર જ્યારે તેની પીઠપર ફટકા ઉપર ફટકા પડે છે ત્યારે એ નીચની ડાળપર બેઠેલું પક્ષી ઉપરના ભવ્ય પક્ષીની નજીક અને નજીક જાય છે તેના સદ્ભાગ્યે જો એ વખતે સંસારના તીવ્ર આઘાત એક પછી એક તેને લાગતા રહે તો તે પોતાના સાથી, પ્રાણસ્વરૂપ, પરમમિત્ર, શ્રેષ્ઠ સખારૂપ બીજા ભવ્ય પક્ષીની નજીક અને નજીક જતો જાય છે, અને તેમ કરતાં કરતાં તે જ્યારે એ ભવ્ય પક્ષીની વધુ સમીપ આવી પહોંચે છે, ત્યારે તરત તેને જણાય છે કે તે પક્ષીની દિવ્ય જ્યોતિ તેની પોતાની પાંખોની ચોતરફ પણ પ્રસરવા લાગે છે એથી પણ જ્યારે તે વધુ ને વધુ નજીક આવતો જાય છે ત્યારે અચાનક તેનું પોતાનું રૂપાન્તર થવા લાગે છે હજુ વધારે નજીક આવતાં તે પોતાને પીગળી જતો જુએ છે છેવટ તેનું એ જૂનું રૂપ તદ્દન અદ્દશ્ય થઇ જાય છે, અને તેને નિશ્ચય થાય છે કે એ જૂના રૂપમાં તેનું વાસ્તવિક અસ્તિત્વજ નહોતું ખરી રીતે તે રૂપમાં તે પોતે હતું જ નહિ, પણ અતિ માત્ર આમતેમ હાલતા અસ્થિર પાંદડાંએમાં બેઠેલા આ શાન્ત અને ભવ્ય પક્ષીનું પ્રતિબિંબજ માત્ર હતું, એ ઉપરના પક્ષીનીજ એ બધી ચમત્કારિક લીલા હતી, એ તેનોજ મહિમા હતો તે હવે નિશ્ચય થાય છે કે સત્ય રીતે જોતાં હું એ દિવ્ય પક્ષીનુંજ સ્વરૂપ છું. તેને અનુભવ થાય છે કે તે પોતે પણ ઉપરના પક્ષીનોજ અંશ છે એ વખતે તે પૂર્ણ નિર્ભય બની જાય છે પરમ સંતોષ પામે છે અને ધીર તથા શાન્ત બની જાય છે

આ ચમત્કારિક રૂપકવડે ઉપનિષદ્ દ્વૈતવાદથી શરૂઆત કરી તમને અદ્વૈત ભાવના ઉચ્ચતમ શિખરપર લઇ જાય છે

ઉપનિષદ્ના આવાં અગણિત ચમત્કારિક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે, પરન્તુ એ સર્વોત્તમ ગ્રન્થોના ભવ્ય અને સુંદર કવિત્વ, અપૂર્વ ભાવદર્શક ચિત્રો

અને ઉદાત્ત ભાવનાઓના એવા સેંકડો દાખલા ટાંકી બતાવવાનો આ ભાષણમા જોઇએ તેટલો સમય નથી આમ છતાં પણ તેના સબધમા હુ મારો એક વિચાર જણાવીશ ઉપનિષદ્‌ની ભાષા, ભાવના અને વિચારો સર્વ સરલ, સચોટ અને આપણા ઉપર જાણે તલવારની ધાર પડતી હોય અથવા હથોડીના એક પછી એક સખત ફટકા લાગતા હોય એવી રીતે જોરથી તત્કાલ અસર કરનારા છે કોઇ પણ ઠેકાણે અસ્પષ્ટતા કે ક્લિષ્ટતા નથી તેના સ્પષ્ટ ઝળકી ઉઠતા અર્થમા કશી પણ ભૂલ થવાનો સભવ નથી તેના સગીતનો પ્રત્યેક સૂર દૃઢ અને હૃદયભેદક છે, દરેક હૃદયને તે સપૂર્ણ અસર કરે છે તેમા એક પણ ઠેકાણે અસબદ્ધ પ્રલાપ કે પ્રમત્ત શબ્દો નથી તેમા એવો કોઇ જટિલ વાક્યપ્રયોગ નથી કે જેની અદર આપણુ મગજ ગુચવાઇ જાય અધ પતન અથવા પડતીનુ એક પણ ચિન્હ એમાં નથી હૃદયહાર રૂપક અને અલકારની તાણુતોડ પણ તેમા નથી વિશેષણ ઉપર વિશેષણનો અમર્યાદિત ઢગલો ખડકીને મૂળ અર્થને વિશેષ અસ્પષ્ટ બનાવવાનો હેતુ પણ નથી ન સમજી શકાય એવી ક્લિષ્ટતા કરીને મનુષ્યનુ મગજ અર્થ સમજતા સમજતા ચક્કર ખાઇ જાય અને સાહિત્યની ભૂલભૂલામણીની ગુચવણી-માંથી બહાર નીકળવાનો રસ્તો પણ ન મળે, એવો ગડબડાધ્યાય ઉપનિષદોમા કોઇ પણ સ્થળે જણાતો નથી એ સમગ્ર વેદવિભાગને હિન્દુઓ અપૌરુષેય અર્થાત્ ઇશ્વરપ્રણીત માને છે કદાચ તે સાહિત્ય મનુષ્યપ્રણીત હોય તોપણ તે એક એવી માનવજાતિનુ ઉત્પન્ન કરેલુ હોવુ જોઇએ કે, જે જાતિએ એ વખત સુધીમા પોતાના પ્રજાના વીર્ય અને પ્રભાવનુ એક બિન્દુ પણ ગુમાવ્યુ નહોતુ તેના એકેક પાનામા આપણે અપૂર્વ તેજ, વીર્ય અને પ્રભાવની વાતો વાચી શકીએ છીએ

બળવાન થાઓ, તેજસ્વી થાઓ, દુર્બળતા દૂર ફેંકી દો અતુલ બળ અને આત્મશક્તિ એ તમારા પૂર્વજોનોજ વારસો છે ઉપનિષદ્‌ના પ્રત્યેક પાનામાથી એજ અવાજ સભળાય છે હમેશાં સ્મરણમાં નોંધી રાખવા જેવી આ એક મહાન વસ્તુ છે મારા જીવનમા મને જો મોટામા મોટુ શિક્ષણ મળ્યુ હોય તો તે એજ છે આત્મશક્તિનો ભવ્ય પાઠ હુ આજ સુધી શિખતો આવ્યો છુ ઉપ-નિષદ્ પગલે પગલે કહે છે કે –"હે મનુષ્યો, બળ મેળવો તમારા આત્મબળને વધારો દુર્બળ અને નિર્માલ્ય ન બનો" મનુષ્ય દીનતાથી પૂછે છે કે –"શુ માનવજાતિમા દુર્બળતા નથી ?" ઉપનિષદ્ સ્પષ્ટ ઉત્તર આપે છે કે–ને છે, પણ વિશેષ દુર્બળતા વડે શુ મનુષ્યમા રહેલી દુબર્ળતા દૂર કરી શકાશે ? દુર્બળતાની વાતો કર્યાથી બળ ક્યાથી મળશે ? શુ તમે કાદવવડે કાદવને ધોઇ શકશો ? શુ પાપવડે પાપ દૂર થઇ શકશે ? એજ પ્રમાણે આપણે જો "બહુ દુર્બળ છીએ" એવા દુર્બ-ળતાનાજ વિચારો કર્યા કરીશુ તો તેથી શુ દુર્બળતા દૂર થઇ શકશે ? માટે નમ-

ળાપણાના વિચારો છોડીને હે મનુષ્યો ! તમે હૃદયબળ મેળવો, શક્તિવાન થાઓ, બળવાન બનો, દુર્બળતાની ગાદી ઉપરથી ઉઠીને ઉભા થાઓ અને વીર્યવાન તથા મજબૂત બનો જગતના તમામ સાહિત્યમાંના માત્ર એ એકજ તેજસ્વી સાહિત્યરૂપી ઉપનિષદોમાંથીજ તમને **'અભી'** શબ્દ વારવાર મળી આવશે **'અભી'** એટલે ભયરહિત આ શબ્દોનો ઉપનિષદ્‌માં વારવાર ઉપયોગ કરવામાં આવ્યો છે જગતના બીજા કોઇ પણ શાસ્ત્રમાં ઇશ્વર અથવા મનુષ્યપ્રત્યે આવું **'અભી'** વિશે પણ લગાડવામાં આવ્યું જણાતું નથી માટે ઉપનિષદ્‌નો ઉપદેશ ગ્રહણ કરી તમે પણ **' અભી '**—ભયરહિત—નિડર બની જાઓ

આ વખતે મારી અંતર્દૃષ્ટિ સામે દૂરના ભૂતકાલમાંથી ગ્રીસના મહાન શહેનશાહ એલેકઝાંડરનું ભવ્ય ચિત્ર ખડું થાય છે મને જાણે દેખાય છે કે એ મહા પ્રતાપી મહારાજા સિંધુ નદીને કિનારે ઉભો રહીને એક પત્થરપર બેઠેલા વસ્ત્રરહિત અરણ્યવાસી હિન્દુ સન્યાસીની સાથે વાત કરતો ઉભો છે ! સન્યાસીની અપૂર્વ બુદ્ધિશક્તિ અને તેનું વિશાળ ડહાપણ જોઇને આશ્ચર્ય પામી તે તેને પૈસા અને પદવીની લાલચ બતાવી પોતાની સાથે ગ્રીસ દેશ ચાલવાને માટે યત્ન કરી રહ્યો છે ! સન્યાસી તેની પૈસા અને પ્રલોભનની વાતો સાંભળીને હસી પડયો ! એલેકઝાંડર જેમ જેમ તેને વધારે લલચાવવા લાગ્યો તેમ તેમ તે વધારે ને વધારે હસવા લાગ્યો ! શહેનશાહની સાથે ગ્રીસ જવાની તે ચોકખી ના કહે છે ! એથી એલેકઝાંડર રોષે ભરાઇને પોતાની શહેનશાહ તરીકેની રાજસત્તા બતાવી ક્રોધિત સ્વરે બોલી ઉઠયો કે—" જો તમે મારી સાથે નહિ ચાલો તો હું તમને મારી નાખીશ " એ સાંભળીને સન્યાસી ખડખડાટ હસીને નિર્ભયતાથી કહે છે કે—"શહેનશાહ, તમે આવા મોટા માણસ થઇને જૂઠું શા માટે બોલો છો ? "એલેકઝાંડર તે સાંભળીને વિસ્મિત થયો સન્યાસીએ કહ્યું —" તમે જેવું જૂઠું અત્યારે બોલ્યા છો એવું હડહડતું જૂઠું તમારી જીંદગીમાં કદિ પણ બોલ્યા નહિ હો મને કોણ મારી શકે તેમ છે ? નાશવત જડ જગતનો તું એક શહેનશાહ શું મને મારી શકશે ? ના, ના, તેમ કદિ પણ બની શકશે નહિ ઓ શરીરોના શહેનશાહ ! મને કોઈ પણ મારી શકે તેમ નથી હું તો આત્મા છું, ચૈતન્યસ્વરૂપ છું, અજર, અમર અને અક્ષય છું હું અનન્ત, સર્વવ્યાપી અને સર્વજ્ઞ છું મારો કદિ જન્મ થયો નથી અને મૃત્યુ પણ થવાનું નથી મને—વિશ્વવ્યાપી આત્માને તારા જેવું એક નાનકડું બાળક કેમ કરીને મારી શકશે ?"

બંધુઓ ! એજ ખરૂં તેજ છે, એજ જ્ઞાનનો ખરો પ્રભાવ છે અને એજ આત્માની શક્તિ અને સત્તા છે એ વચનોમાં ઉપનિષદ્‌ના જ્ઞાનનું વીર્ય વેગસહિત વહી રહ્યું છે હે મિત્રો ! જેમ જેમ હું એ ઉપનિષદો વધારે ને વધારે વાંચતો

જાઉ છુ, તેમ તેમ મને તમારે માટે વિશેષ ને વિશેષ રડવુ આવે છે તમારી નિર્બળતામાટે, તમારી નિર્માલ્યતામાટે, તમારી દીનતા અને દરિદ્રતામાટે મને નિરતર રડવુ આવે છે એ રડવુ એટલાજમાટે આવે છે કે ઉપનિષદ્‌મા વર્ણ-વેલી એ આત્મશક્તિનો વ્યાવહારિક ઉપયોગ કરવાની મને વિશેષ જરૂર જણાય છે ઉપનિષદ્‌માં બળ–વીર્યનો વ્યાવહારિક ઉપયોગજ ભરેલો છે બળ, વીરતા અને નિડર પ્રભાવ, તેનીજ આપણને અત્યારે વિશેષ જરૂર છે એ મહાશક્તિનુ આપણને કોણ દાન કરશે ? એ આત્મબળ આપણને કોણ આપી શકશે ? આપણને દુર્બળ કરનારી આ જગતમા હજારો બાબતો છે, વાર્તાઓ પણ આપણે ઘણી વાંચી સાંભળી છે, આપણાં પુરાણોમા એટલી બધી વાર્તાઓ ભરેલી છે કે, જગતની લાયબ્રેરીઓનો પોણો ભાગ એ વાર્તાએથી ભરાઇ જાય તેમ છે ! એક જાતિ અથવા પ્રજાને નિર્બળ બનાવનારી આ જગતમા જેટલી બાબતો છે, તે બધીજ બાબતો આપણને છેલ્લા હજાર વર્ષમા આવી મળી છે !

એ લાંબા સમય દરમિયાન આપણા પ્રજા–જીવનના પ્રવાહનો માત્ર આ એકજ હેતુ બની રહેલો જણાય છે કે, આપણે પોતાને વધારે ને વધારે નિર્બળ કેમ બનાવી શકીએ ? અને તે પણ એટલે સુધી કે છેવટે આપણે માટીના ક્ષુદ્ર કીડાજ બની ગયા છીએ ! જેની ઇચ્છામા આવે તે આપણા ઉપર પગ દઇને ચાલ્યા ગયા છે, અને તેની સાથે આપણે તેજ પગને પરમ આશ્રયરૂપ સમજીને વળગી રહ્યા છીએ ! એથીજ આપણે જરા પણ આગળ વધી શકતા નથી હે બધુઓ ! મારો ને તમારો એક લોહીનો સબધ છે, મારા જીવન અને મરણ, તમારા જીવન અને મરણની સાથે નિર્માણ થઇ ચૂકયા છે, માટેજ તમને ઉપર જણાવેલા બધા કારણો લક્ષમા રાખીને હુ કહુ છુ કે, આપણને બળનીજ ખાસ જરૂર છે શરીરનુ બળ, મનનુ બળ, હૃદયનુ બળ અને આત્માનુ બળ આપણે મેળવવાનુ છે આપણા ઉપનિષદો એ સર્વ પ્રકારના બળની મોટી ખાણ છે. ઉપ-નિષદોમાં એટલી બધી શક્તિ ભરેલી છે કે તે સમગ્ર જગતને બળવાન અને તેજસ્વી બનાવી શકે તેમ છે તેમનાવડે જગતની સઘળી પ્રજાઓને તેજસ્વી, બળ-વાન, સ્ફૂર્તિવાળી, પુનરુજ્જીવિત અને વીર્યશાળી કરી શકાય તેમ છે દરેક જાતિ, દરેક પ્રજા, દરેક ધર્મ અને દરેક કોમના દુર્બળ, દુખી અને પદદલિત સર્વ લોકોને એ ઉપનિષદો પોતાના ભેરીનાદથી કહે છે કે –' તમારા પગપર ઉભા થાઓ ! દુર્બળતાને દૂર ફેકી દો અને સ્વતત્ર થાઓ ! સ્વતત્રતા–શારીરિક, માન-સિક, આધ્યાત્મિક અને એવી સર્વ પ્રકારની સ્વતત્રતાજ ઉપનિષદ્‌નો મુદ્રાલેખ છે **સ્વતંત્રતા ઉપનિષદ્‌નો મૂળમત્ર છે** ! જગતના બધા શાસ્ત્રોમાં એ એકજ એવુ શાસ્ત્ર છે કે જે સસારમા ઉદ્ધાર પામવાની વાતો નથી સભળાવતુ, પરન્તુ સ્વત-

ત્રતાનાજ મંત્રો સભળાવે છે પ્રકૃતિના–કુદરતના બંધનોમાંથી મુક્ત થાઓ, અને સર્વ પ્રકારની દુર્બળતામાંથી મુક્ત થાઓ ”

ઉપનિષદો તમને બતાવી દે છે કે –“ એ મુક્તિ, એ સ્વતંત્રતા સ્વભાવથીજ તમારામા વિદ્યમાન છે, બહારથી મેળવવી પડે તેમ નથી ” બીજા શાસ્ત્રો કરતાં ઉપનિષદ્મા આ વિશેષતા છે હુ દ્વૈતવાદીને સબોધીને કહું છુ કે – ‘ તમે દ્વૈતવાદી છો તેની કંઇ ફિકર નહિ, પણ તમારે એટલુ તો જરૂર કબૂલ કરવુ પડશે કે આત્મા પોતાના સ્વભાવથીજ સપૂર્ણ છે અને માત્ર પોતાના કેટલાક કાર્યોવડેજ તે સંકુચિત બન્યો છે આધુનિક ઉત્ક્રાતિવાદને માનનારા વિકાસવાદીઓ જેને ક્રમવિકાસ અને ક્રમસંકોચ કહે છે, તેનેજ દ્વૈતવાદ–પ્રચારક રામાનુજાચાર્યની ફિલસુફીમા સંકોચ–મત અને વિકાસ–મત કહેલા છે આત્મા પોતાની પૂર્ણતામાથી પાછો હઠે છે, પદભ્રષ્ટ થઇને સંકોચ પામે છે, અને તેની સઘળી શક્તિઓ સંકુચિત થઇને અવ્યક્તભાવ ધારણ કરે છે તે પાછો સત્કર્મ અને સદ્વિચારવડે ફરીથી વિકાસ પામે છે અને પોતાના સ્વાભાવિક પરિપૂર્ણ સ્વરૂપને પ્રકાશે છે અદ્વૈતવાદીની સાથે તેમનો એટલોજ મતભેદ છે કે અદ્વૈતવાદીઓ પ્રકૃતિના સંકોચ વિકાસને અર્થાત્ પરિણામને સ્વીકારે છે, પણ આત્માનો સંકોચ વિકાસ થાય છે, અથવા આત્મા પરિણામી છે એવુ માનતા નથી કલ્પના કરો કે અહી આપણી વચ્ચે એક મોટો પડદો છે અને તે પડદામા એક નાનુ સરખુ છિદ્ર છે હુ એ પડદાની પાછળ ઉભો રહીને પેલા નાના સરખા છિદ્રમાંથી તમારી મોટી સભાને જોનારો માણસ છુ એ નાના છિદ્રમાંથી હુ ઘણા થોડા માણસોના ચ્હેરા જોઇ શકુ છુ હવે કલ્પના કરો કે તે છિદ્ર મોટુ થતુ જાય છે, અને જેમ જેમ મોટું થતુ જાય છે તેમ તેમ હુ તમારામાંના વિશેષને જોઇ શકુ છુ તે વધારે મોટુ થાય છે ત્યારે હુ સમગ્ર સભાને જોઇ શકુ છુ છેવટે એ પડદો અને એ છિદ્ર બન્ને એક થઇ જાય છે એ છિદ્ર વધી વધીને છેક પડદાની કોર સુધી પહોચી જાય છે ત્યારે મારી અને તમારી વચ્ચે કશો પણ પડદો કે અંતરાય રહેશે નહિ આપણે પરસ્પર એક બીજાને ખુલ્લી રીતે જોઇ શકીએ છીએ, પણ તેથી કરીને મારા કે તમારામા કશો ફેરફાર થયો નથી જે કંઇ ફેરફાર થયો છે તે માત્ર પડદામાજ થયો છે તમે તો પ્રથમ હતા તેવા અને તેટલાજ છેવટે પણ રહ્યા છો મારી દૃષ્ટિએ થોડા કે વધારે દેખાતા હતા તે માત્ર આડે રહેલા પડદાને લીધેજ એ પડદામા ફેરફાર થયો છે, તેજ માત્ર આપણી વચ્ચેથી દૂર થયો છે હુ અને તમે તો જેવા હતા તેવાજ રહ્યા છીએ ઉત્ક્રાતિવાદ કે વિકાસના સબંધમા અદ્વૈતવાદીનો મત આ પ્રકારનો છે પ્રકૃતિનુ પરિણામ બહારના જગતમા અને સ્વરૂપનુ જ્ઞાન આત્મામાં થાય છે, પણ આત્મામાં એથી કરીને કોઈ પ્રકારે

સંકોચ કે વિકાસ થઇ શકતો નથી, કેમકે તે અવિકારી, અપરિણામી, એક અને અનન્ત છે એ આત્મા માયાના પડદાથી જાણે ઢંકાઇ રહ્યા જેવો હતો, તે માયાનો પડદો ક્રમે ક્રમે પાતળો અને ક્ષીણ બનતો જાય છે તેમ તેમ તેનો ( આત્માનો ) સ્વાભાવિક મહિમા પ્રકાશિત થતો જાય છે, અને તેને અંત કરણભાવે પોતાના મૂળ ખરા સ્વરૂપનું જ્ઞાન થતુ જાય છે

આ મહાન સિદ્ધાત ભારત પાસેથી શીખવાને સમગ્ર જગત રાહ જુએ છે તે ગમે તેવી મોટી મોટી વાતો કરે, ગમે તેવી પોતાની બડાઇ ગાય, પણ જેમ જેમ દિવસો જતા જશે તેમ તેમ જગતના બધા લોકો સમજશે કે, ભારતના એ મહા સિદ્ધાતનો સ્વીકાર કર્યા વિના કોઇ પણ સમાજ કે જાતિ ધરાતલપર ટકી શકશે નહિ દરેક બાબતમા કેવુ પ્રબળ પરિવર્તન ચાલી રહ્યુ છે તે તમે શુ જોઇ શકતા નથી ? દરેક ચીજને જ્યાસુધી તે સારી છે એવુ પૂરવાર ન થાય ત્યાંસુધી, તે ખરાબજ છે એવુ માની લેવાનો પૂર્વે લોકોમા સામાન્ય રિવાજ પડી ગયો હતો તે શુ તમે જાણતા નથી ? કેળવણીમા, ગુન્હેગારોને શિક્ષા કરવામા, ગાંડા માણસોની સારવાર કરવામા અને રોગોની સામાન્ય ચિકિત્સા કરવામા પણ પહેલા લોકોનો એજ મત હતો, અને હમણાનો શુ નિયમ છે ? આધુનિક નિયમ કહે છે ? શરીર સ્વાભાવિક રીતે તંદુરસ્તજ હોય છે, તે પોતાના સ્વભાવથી–પોતાના કુદરતી ક્રમથીજ દર્દને દૂર કરે છે રોગને દૂર કરીને દવાઓ કઇ નવુ તત્ત્વ આપી શકતી નથી, પણ શરીરની સ્વાભાવિક શક્તિને શરીરમાં સારા તત્ત્વોને સંગ્રહી રાખવાના કામમાં મદદ કરે છે, આધુનિક નિયમો અને આધુનિક કાયદા ગુન્હેગારોને માટે શુ કહે છે ? તેઓ પ્રથમથીજ માને છે કે ગુન્હેગાર ગમે તેવો નીચ અને અપરાધી હોય, પરન્તુ તેનામા જે મનુષ્યભાવ અથવા ઇશ્વરનો અંશ રહેલો છે, તે કદિપણ નાશ પામતો કે બદલાઇ જતો નથી, માટે ગમે તેવા ગુન્હેગારની સાથે પણ આપણે સદ્વ્યવહાર કરવો જોઇએ એવીજ રીતે જગતની બધી ચીજો અને બધા વિચારો ક્રમે ક્રમે બદલાવા લાગ્યા છે કેદખાનાને દયા અને સદ્દભાવથી વિભૂષિત કરવામા આવ્યાં છે પહેલાના અંધારા ત્રાસરૂપ કારાગારને બદલે ગુન્હેગારોને સુધારનારી ઉદ્યોગશાળાઓ, સંશોધનશાળાઓ અને પશ્ચાત્તાપમંદિરો સ્થપાવા લાગ્યા છે દરેક બાબતમાં હાલ એવુ જ થવા લાગ્યુ છે આવી રીતે જાણ્યે અજાણ્યે પણ મનુષ્યના દૈવી અંશનો વિચાર જગતના વિવિધ દેશોમા ભિન્ન ભિન્નરૂપે પ્રકટ થવા લાગ્યો છે જગતની પ્રજાઓને તમારા પ્રાચીન પુસ્તકોની એ ઉદાર વ્યાખ્યા સ્વીકારવીજ પડશે મનુષ્યનો પરસ્પર વ્યવહાર અને રીતભાત તદ્દન બદલાઇ જશે બધાને એકસરખા ઇશ્વરભાવથી જોવાનો વખત આવી પહોંચશે, અને મનુષ્યજાતિની દુર્બળતા દર્શાવનારા જૂના જમાનાના

વિચારોને વિદાય થવુ પડશે. આ સૈકામાજ એ સાકડા વિચારોના મૂળ ઉખડી જશે અત્યારે લોકો ભલે અમારી ટીકા કરે, કે અમને ગાળો દે. આ જગતમાં પાપ નથી એવો ભયકર પૈશાચિક વિચાર ફેલાવનાર તરીકે દુનિયાના એકથી બીજા છેડાસુધી મારી સખત ખબર લેવામા આવી છે મારી નિન્દા કરવામા તેમણે કઇ બાકી રાખી નથી બહુ સારી વાત છે કે એજ મનુષ્યોના વશમાં જન્મ લેનારી તેમની ભાવી પ્રજા, મે ધર્મ અને સદ્ગુણનો પ્રચાર કર્યો છે પણ પાપ કે અધર્મનો નહિ, એમ સમજી મને આશીર્વાદ આપશે હુ સદ્ગુણ અને સાત્વિકતાનો શિક્ષક છુ, તામસિકતા અને પાપનો પ્રચારક નથી પ્રકાશ અને સદ્‌ભાવના પ્રચારક તરીકેજ હુ મારૂ પોતાનુ ગૌરવ સમજુ છુ

આપણા ઉપનિષદ્‌ના ઉપદેશોમાથી જે બીજો મહાન વિચાર ગ્રહણ કરવાને જગત તૈયાર થઇ રહ્યુ છે, તે આ બ્રહ્માડની અખડ એકતાનો છે ભેદભાવ અને પાર્થક્યના જૂના જમાનાના વિચારો હવે સત્વર અદૃશ્ય થવા માડયા છે, વિદ્યુત્ અને બાષ્પ જગતના જુદા જુદા ભાગોને એકઠા કરી એક બીજાના સબધમા લાવે છે, અને તેના પરિણામ તરીકે આપણે હિન્દુઓ પણ જગતનુ સૂક્ષ્મ અવલોકન કરતા શીખ્યા છીએ. પહેલાની પેઠે હવે આપણે એમ નથી કહેતા કે, આપણા દેશ સિવાયની બીજી બધી ભૂમિમા માત્ર ભૂત, પ્રેત, રાક્ષસ અને પિશાચજ રહે છે ! તેમજ યૂરોપ–અમેરિકાના ખ્રિસ્તી દેશોની પ્રજા પણ હવે એવુ કહી શકતી નથી કે, હિન્દુસ્તાનમા માત્ર માણસખાઉ જગલીઓજ રહે છે ! આપણો દેશ છોડીને જ્યારે આપણે વિદેશમા જઇએ છીએ ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે ત્યાં પણ આપણા માનવબંધુ પોતાનો હાથ લબાવીને આપણને સહાય કરે છે, અને મ્હોઢેથી મધુર વચનો ઉચ્ચારી આશીર્વાદ આપી આપણો ઉત્સાહ વધારે છે કોઇ કોઇ વખત એ વિદેશી માનવબન્ધુઓ આપણા સ્વદેશજાત બન્ધુઓ કરતા પણ સારા જણાય છે વળી એ વિદેશવાસી જનો જ્યારે આપણા દેશમા આવે છે ત્યારે તેઓ પણ અહી એવોજ ભ્રાતૃભાવ, ઉત્સાહ, આદર–સત્કાર અને આશીર્વાદ આપણે આગણે મેળવે છે આપણા ઉપનિષદો કહે છે કે, "અજ્ઞાનજ સર્વ દુ ખોનુ કારણ છે," અને આપણા જીવનની દરેક આધ્યાત્મિક અથવા સામાજિક સ્થિતિમા જ્યારે એ સિદ્ધાતનો ઉપયોગ કરવામા આવે છે, ત્યારે તેની સપૂર્ણ સત્યતા સહજ સિદ્ધ થાય છે અજ્ઞાનને લીધેજ આપણે એક બીજાને ઓળખી કે પ્રેમ કરી શકતા નથી. જેવા આપણે એક બીજાને ઓળખતા શીખીએ છીએ કે તરતજ આપણા વચ્ચે પરસ્પર પ્રેમ પ્રકટી ઉઠે છે સ્વાભાવિક રીતે તે પ્રકટવોજ જોઇએ કેમકે આધ્યાત્મિક દૃષ્ટિએ શુ આપણે બધા એક નથી ? આ પ્રમાણે સમગ્ર બ્રહ્મડનો એકત્વભાવ પોતાની મેળેજ વિસ્તાર પામતો જાય છે રાજનીતિ અને સમાજનીતિના

ક્ષેત્રમા પણ આજથી વીસ વર્ષ પૂર્વે દરેક પ્રજાના પ્રશ્નો પોતપોતાના ક્ષેત્રમાંજ સમાઇ રહ્યા હતા, પરતુ હવે તેમનો માત્ર તેટલાજ ક્ષેત્રમાં સમાસ થઇ શકતો નથી એ પ્રશ્નોનુ નિરાકરણ કરવામાટે બીજી પ્રજાના અભિપ્રાયોને પણ પોતાની સાથે જોડવાની હવે જરૂર જણાવા લાગી છે, અને તેથી એ સામાજિક અને રાજ નૈતિક વિચારો પણ વિશાળ રૂપ અને પ્રમાણ ધારણ કરતા જાય છે પ્રજાસમૂહના વિશાળ ક્ષેત્રમાં, અનેક જનોના વિચારરૂપ વિશાળ પ્રકાશમાં હવે એ ગહન પ્રશ્નોની સારી રીતે મીમાંસા કરી શકાય છે. વિવિધ પ્રજાઓનુ એકત્ર બધારણ, તેમનો પરસ્પર સબધ, તેમજ મિશ્ર ધારા—ધોરણ ઇત્યાદિ અનેકને તોડીને એક કરવાની, એટલે કે જગતની બધી પ્રજાના વિચારોને સાથે જોડી દેવાની બૂમ આજે ચારે-મેર સભળાઇ રહી છે ચાલુ જમાનાની મુખ્ય ઇચ્છા અને તેનો મૂળ મત્ર એજ છે સર્વ પ્રજાઓમાં એકત્વભાવ ધીમે ધીમે કેવો વિસ્તાર પામતો જાય છે તેનુ એ પ્રત્યક્ષ અને પ્રબળ પ્રમાણ છે રસાયનશાસ્ત્ર અને વિજ્ઞાનમા પણ જડતત્ત્વ સબધે એવાજ વિશાળ વિચારો લોકોમાં ફેલાતા જાય છે જેમ જેમ શાસ્ત્ર, વિજ્ઞાન અને સુધારો આગળ વધે છે, તેમ તેમ જ્ઞાનના દિવ્ય પ્રકાશવડે એકતાનો સર્વવ્યાપી ભાવ આગળ ફેલાતો જાય છે વિજ્ઞાનના વિકાસથી આજે તમે બધી જડ વસ્તુઓને એક અખડ વસ્તુરૂપે અથવા જડ તત્ત્વોના એક મહાન સમુદ્રરૂપે વર્ણન કરો છો તમે, હુ, સૂર્ય, ચદ્ર અને પૃથ્વીના આ બધા પ્રાણિ—પદાર્થો એ મહાન જડ તત્ત્વના સમુદ્રમા જુદા જુદા તરગ અને આવર્ત્તરૂપે એક સાથે રહેલા છે, માત્ર એ સર્વને જુદા જુદા નામોજ આપવામાં આવેલા છે, એ સિવાય એમા પરસ્પર કોઇ જાતનો ભેદ નથી. માનસિક દૃષ્ટિથી નિરીક્ષણ કરતા આ બધુ જગત વિચારોના એક વિશાળ સાગર જેવુ જણાય છે, અને તમે, હુ તથા બીજા સર્વ એ સમુદ્રના નાના મોટા તરગો જેવા છીએ, પરન્તુ આત્મદૃષ્ટિથી જોતા આ સમગ્ર જગત એકજ આત્મારૂપ, અવિકારી અને અચલ જણાય છે સર્વત્ર શાશ્વત, અચ્છેદ્ય, અભેદ્ય, અવિકારી અને અપરિણામી સત્તારૂપ આત્માજ વ્યાપી રહેલો દેખાય છે આ જમાનાની બીજી જે આવશ્યકતા જણાય છે તે નીતિની છે. એ નીતિ પણ આપણા પ્રાચીન ગ્રથોમાં યથેષ્ટ ભાવે મળી આવે છે. નીતિશાસ્ત્રના મુખ્ય સિદ્ધાતો અને તેમનુ સ્પષ્ટીકરણ આજના જગતને આવશ્યક જણાય છે, એ પણ તેમને આપણા શાસ્ત્રોમાથી સતોષકારક રીતે મળી શકશે.

અત્યારે આપણને હિદુસ્તાનમા કયી વસ્તુની જરૂર છે ? પરદેશીઓને એ વસ્તુની જરૂર છે, તેના કરતા આપણને તેની વીસગણી જરૂર છે એમ સમજવુ, કારણ કે આપણે ઉપનિષદની ગમે તેવી મહત્તા ગાઇએ, આપણા પૂર્વજો મહાન ઋષિ—મહર્ષિ હતા એમ ગમે તેટલુ ગૌરવ ધરાવીએ, પરન્તુ દુનિયાની અનેક

જાતિઓ સાથે સરખાવા જોતા આપણે આજે અત્યંત નિર્વીર્ય, નિર્માલ્ય અને કંગાલ છીએ, એવુ મારે સ્પષ્ટ કહેવુ પડશે પ્રથમ તો આપણી શારીરિક નબળાઇજ આપણને મોટી અડચણરૂપ છે એ શારીરિક નબળાઇજ આપણા દુ ખોનુ એક તૃતીયાંશ કારણ છે એ નબળાઇને લીધેજ આપણે આળસુ બની ગયા છીએ. કામ કરી શકતા નથી, સયમ જાળવી શકતા નથી, એકબીજાની સાથે એકત્ર થઇ શકતા નથી, પરસ્પર એક બીજાને ચ્હાતા નથી અને અધમ સ્વાર્થી બની ગયા છીએ આપણા બે ત્રણ માણસો પણ પરસ્પર દ્વેષ કે ઇર્ષ્યા રાખ્યા વિના હળીમળીને રહી શકતા નથી. આવી દુ ખરૂપ સ્થિતિમા આપણે આવી પડયા છીએ કશા પણ ઢગધડા કે બ ધારણની આશા વગરના, અસ્તવ્યસ્ત પશુઓના ટોળા જેવા અને છેકજ આપમતલબી બની ગયા છીએ કપાળમાં ઉભુ તિલક કરવુ જોઇએ કે આડુ કરવુ જોઇએ ? ત્રિપુડ્ર ખરૂ છે કે ઉર્ધ્વપુડ્ર ખરૂ છે ? એવા તુચ્છ અને નજીવા વિષયોમાટે સેકડો વર્ષથી સમય, પૈસો અને જીદગીને બરબાદ કરી આપણે લડયા કર્યું છે જમતી વખતે અમુકની નજર પડશે તો મારો ખોરાક અભડાઈ જશે, એવા એવા વિષયો ઉપર આપણે મહાભારત જેવડા પુસ્તકો લખીને શાહી, કાગળ અને સમયનુ સત્યાનાશ વાળ્યુ છે છેલ્લાં કેટલાએક સૈકા થયા આપણે આવાંજ મહાભારત (!) પરાક્રમો કરતા આવ્યા છીએ જે પ્રજાની સઘળી મગજશક્તિ આવા આશ્ચર્યકારક સુદર પ્રશ્નોમા અને આવી મહાભારત શોધખોળમાજ સપૂર્ણ રોકાઇ રહી છે, તે દીન-હીન પ્રજા પાસેથી બીજી કયી ઉંચી વસ્તુની આશા રાખી શકાય ? આ બધાં પરાક્રમોને માટે, આપણે પોતાને માટે તેમજ આપણી તુચ્છ જીદગીને માટે શુ આપણને શરમ નથી ઉપજતી ? હા, ઘણી વખત આપણને શરમ ઉપજે છે, આપણે આ બધી બાબતોને નાલાયક, તુચ્છ અને ત્યજી દેવા જેવી જાણીએ છીએ, પરતુ દુર્ભાગ્યે તેનો ત્યાગ કરી શકતા નથી આપણે ઘણી સારી સારી વાતોના વખતોવખત વિચાર કરીએ છીએ, પણ તે માત્ર વિચારજ કમનસીબે જે ધારીએ છીએ તે કદિ પણ કરી શકતા નથી. પોપટની પેઠે વિચારો કરવાની આપણને ટેવજ પડી ગઇ છે—સ્વભાવજ થઈ ગયો છે આપણે એ વિચારોને કદિ આચારમાં મૂકતાજ નથી વાતો મોટી મોટી કરીએ છીએ, પણ કામ જરા પણ કરી શકતા નથી ! આનુ શુ કારણ છે ? આ બધી અસ્વસ્થતા થવાનુ કારણ માત્ર શારીરિક નબળાઇજ છે દુર્બળ ખાલી મગજ કઇ પણ કરી શકે તેમ નથી આપણે તેને મજબૂત બનાવવુ જોઇએ પહેલાં આપણા યુવકોને બળવાન બનાવવા જોઇએ ધર્મ પાછળથી આવશે મારા જુવાન મિત્રો ! તનથી, મનથી, અને આત્માથી બળવાન થાઓ. મારી તમને એજ શિખામણ છે દુર્બળ અને નિર્વીર્ય શરીરવડે ગીતાનો અભ્યાસ

કરવા કરતાં તો ફુટબોલની રમતથી તમે સ્વર્ગની વિશેષ નજીક જઇ શકશો આ શબ્દો ઘણા સાહસભરેલા છે, પણ હુ તમને હૃદયથી ચાહતો હોઉ તો મારે એમજ કહેવુ જોઇએ જોડો ક્યાં ખૂચે છે અને દુખકારક થઇ પડે છે તે હુ જાણુ છુ, મે કઇક અનુભવ લીધો છે, અને તે ઉપરથી પણ હુ એજ વાત કહુ છુ કે તમારૂ શરીર મજબૂત હશે તોજ તમે ગીતાને સારી રીતે સમજી શકશો તમારા શરીરની માસપેશીઓ મજબૂત અને બળવાન હશે તોજ ગીતાના તત્ત્વો તમારા મગજમા ઠરી શકશે તમારા શરીરનુ લોહી તાજુ, મજબૂત અને વધારે તેજસ્વી હશે તોજ કૃષ્ણ ભગવાનનુ અતુલ બળ અને તેમની પ્રબળ પ્રતિભા તમે વધારે સારી રીતે સમજી શકશો જ્યારે તમારૂં શરીર તમારા પોતાના પગપર દઢતાથી ઊભુ રહી શકશે અને જ્યારે તમે તમને પોતાને બરાબર ઓળખી શકશો, ત્યારેજ આત્માનો મહિમા અને ઉપનિષદ્નુ જ્ઞાન સારી રીતે તમારા સમજવામાં આવશે આ પ્રમાણે વેદાન્તના સિદ્ધાંતોને આપણા વ્યાવહારિક કાર્યોમા લગાડવા જોઇએ, અને આપણા જીવનવ્યવહારમાં તેમનો ઉપયોગ કરવો જોઇએ

લોકો ઘણી વખત મારા અદ્વૈતવાદપરના ભાષણો સાભળીને કટાળી જાય છે અદ્વૈતવાદ, દ્વૈતવાદ કે બીજા કોઇ પણ વાદનો આ દુનિયામા પ્રચાર કરવાનો મારો હેતુ નથી જે ખાસ વાદની આપણને હાલ જરૂર છે તે આપણા આત્માની પ્રબળ શક્તિ, તેનુ અનન્ત બળ, તેની શાશ્વત પવિત્રતા અને તેની પરિપૂર્ણતાનો પૂરેપૂરો વિચાર કરી, તેને આચારમા મૂકવાની છે જો મને એકાદ બાળક હોત તો જન્મથીજ હુ તેને કહેવાનો આરભ કરત કે—**त्वमसि निरंजनः** તુ નિરજન એટલે કે વિકારરહિત—પરમપવિત્ર છે

આપણા પુરાણગ્રથોમાંનુ રાણી મદાલસાનુ સુદર ઉપાખ્યાન તમે વાચ્યુ હશે. એ જ્ઞાનવતી રાણીને જ્યારે સતાન પ્રાપ્ત થતુ ત્યારે તે પોતાને હાથેજ બાળકને પારણામા મૂકી તેને ઝુલાવતી ઝુલવતી વેદાન્તનુ કેવુ મધુર હાલરડુ ગાઇ સભળાવતી હતી કે,*—॥ **शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि, संसार-**

* રાણી છતા પણ પોતાના બાળકોને કયા આમ સ્વહસ્તે ઝુલાવવા તથા જન્મ ભરમાટે પરમ હિતાવહ થઈ પડે એવી ભાવનાઓથી ભરપૂર હાલરડા ગાવા, અને કયા હાલના સુધરેલા ટચાક શેઠ-શેઠાણીઓ તથા રાજા-રાણીઓની હલકટ દાસ-દાસીઓને બાળકો ઝુનાવવા, ધવરાવવા, રમાડવા અને ફરવા લઇ જવામાટે સોપા દેવાની મહા-મૂર્ખતાભરી નીતિ! ફળમા હલકી અને બીભત્સ ભાવનાઓ, સસ્કારો, શબ્દો તથા પરિણામે નેવાજ આચારો વિના તે બાળકોને બીજુ શુ મળે? મદવાડમા અને મરવા સમયે એજ બાળકો એવાજ નોકરો પાસે પાણી ટોવરાવી તેવુજ ટચાકપણુ ભજવી બતાવે છે, ત્યારે પછી ગાળો ને શાપ આપી ભલે તેમને નરકમા મોકલે ને તેમના પહેલા તેમને માટે જગ્યા તૈયાર કરવા સારૂ તે માબાપ પોતે પણ ત્યાજ સિધાવી જાય (!) પણ એથી કાઇ બગાડેલુ સુધરતુ નથી મ શ્રી—સ સા

**मायापरिवर्जितोऽसि** ॥ અર્થાત્ તુ પરમ પવિત્ર છે તુ નિષ્પાપ, નિષ્કલંક, બળવાન આત્મા છે, તુ મહાન આત્મા છે આ ઉપાખ્યાનમા–આ સુદર દૃષ્ટાંતમાં ઘણો અર્થ સમાયેલો છે, તેમા મહાન સત્ય રહેલુ છે ‘ તમે મહાન છો ’ એવી ભાવના કરો તો તમે જરૂર મહાન થશો મે આખા જગતમાં પ્રવાસ કરીને શુ અનુભવ મેળવ્યો, એ એક પ્રશ્ન છે પાશ્ચાત્ય લોકો ‘ અમે પાપી છીએ ’ એવુ બોલ્યા કરે છે ખરા, પણ જો બધા યુરોપવાસી મનથી પણ એવુ સમજતા હોય કે તેઓ ખરેખર પાપીજ છે, તો પછી આપણા દેશના હાલના અત્યજવર્ગ કરતા તેઓ જરા પણ સારા થઇ શકે નહિ ઇશ્વરની કૃપાથી માત્ર તેઓ મ્હોડેથીજ કહે છે કે ‘ અમે પાપી છીએ ’ પણ હૃદયથી તો તેઓ એ વાત જરાએ માનતા નથી હૃદયથી તો તેઓ એમજ માને છે કે દુનિયાના તે સરદાર છે મનથી તો તે એમજ માને છે કે તે પોતે મહાન છે, આ જગતમાં જે કઈ ધારે તે કરી શકે છે, અને પોતાની ઇચ્છા હોય તો તે સૂર્ય કે ચન્દ્રલોકમા પણ જઇ શકે છે તેમના હૃદયમા દૃઢ વિશ્વાસ છે કે તેઓ પોતે ઇચ્છાનુસાર કાર્ય કરી શકે છે એ આત્મ-વિશ્વાસ, એ દૃઢ સંકલ્પ, એ પોતાની અચલ માન્યતાને લીધેજ તેઓ ( જગતના પદાર્થો અને વિદ્યાઓની બાબતમા ) ખરેખરા મહાન થયા છે જો તેઓ પોતાના ધર્મગુરૂ પાદરીના વચનમાં શ્રદ્ધા રાખીને દૃઢ વિશ્વાસથી એવુજ માનતા હોત કે તેઓ તુચ્છ અને પાપી છે અને અનન્તકાળસુધી ભયંકર નરકાગ્નિમા બળવુ પડશે, તો આજે આપણે તેમને જોઇએ છીએ એવા મહાન તેઓ કદિ થઇ શકત નહિ એવીજ રીતે દરેક પ્રજાના હૃદયમા જે દિવ્ય શક્તિ, જે ઇશ્વરી સામર્થ્ય રહેલુ છે, તે કદિ પણ દૂર થતુ નથી તે પોતેજ તેના સ્વત પ્રમાણરૂપ બને છે ભલે ગમે તેટલા પાદરી, પુરોહિતો કે વહેમો તેમના આત્મશક્તિના ભાનને ભૂલા-વવાના યત્ન કરે, પરતુ તેમનો એ આત્મવિશ્વાસ દૂર નથી થયો, અને એથીજ તે પ્રજાઓ વિજયી, બલવાન તથા સફલમનોરથ બની શકી છે આપણે ગમે તેવા મહાન ગ્રથો ધરાવવા છતા અને મહર્ષિઓ તથા આર્યોના સતાન હોવા છતા, એ આત્મવિશ્વાસ ગુમાવ્યો છે, આપણી આત્મશ્રદ્ધા ઉડી ગઇ છે તમે મારી વાત ખરી માનો છો ? તમને મારા વચનોમા વિશ્વાસ છે ? તો હુ તમને કહુ છુ તે સાભળો આપણે ઇંગ્રેજ સ્ત્રીપુરૂષો કરતા ઘણોજ ઓછો આત્મવિશ્વાસ રાખીએ છીએ, તેમના આત્મવિશ્વાસનો એક હજારમો ભાગ પણ આપણામા નથી આ સ્પષ્ટ શબ્દો છે આ સાચી વાત છે. એ મારે તમને કહેવીજ જોઇએ, કારણ કે સત્ય કહીને તમારી આખો ઉઘાડયા સિવાય બીજો ઉપાયજ નથી શુ તમે જોઇ શકતા નથી કે ઇંગ્રેજ પુરૂષો અને સ્ત્રીઓ પણ જ્યારે આપણા ધર્મનુ તત્ત્વ અને તેના ઉચ્ચ આદર્શ કંઇક અંશે પણ જાણી શકે છે, જ્યારે તેનો મહિમા

થોડો ઘણો પણ તેમના ધ્યાનમાં ઉતરે છે, કે તુરતજ તેઓ તેની પાછળ ગાંડાં બની જાય છે, તે એટલે સુધી કે તેઓ રાજકર્ત્રી પ્રજા હોવા છતાં, આપણા ઉપર અધિકાર ચલાવવામાટે સર્જાયા હોવા છતા પણ, અનેક કષ્ટ વેઠીને, તેમના પોતાના સ્વદેશી ભાઈઓની હાસી, મશ્કરી સહન કરીને પણ આપણા ધર્મનો પ્રચાર કરવા સારૂ અને આપણા પોતાના ધર્મનુ મહત્ત્વ આપણને સમજાવવા સારૂ આટલે દૂર હિન્દુસ્તાન સુધી આવે છે! તમારામાના કેટલાક માણસો એમ કરી શકે તેમ છે? ધર્મપ્રચારને માટે તમે શુ કરો છો? તમે શા માટે કંઇ નથી કરી શકતા? શુ તમે નથી જાણતા તેથી નથી કરી શકતા? ના એમ કંઈજ નથી તેઓના કરતા તમારા પોતાના ધર્મ સબંધી તમને વધારે સારૂ જ્ઞાન છે, એથીજ તમે તેમના જેટલુ કરી શકતા નથી! તમારામાટે જેટલા જ્ઞાન અને ડહાપણની જરૂર છે તેના કરતા તમે વધારે જ્ઞાની અને ડાહ્યા છો એથીજ મુશ્કેલી ઉભી થઇ છે! આ બધી આપત્તિ, મુશ્કેલી અને અધોગતિનુ કારણ એજ છે કે તમારૂં લોહી બગડીને પાણી જેવુ થઇ ગયુ છે તમારૂ મગજ બળહીન અને અસ્થિર બની ગયુ છે તમારા શરીર નિર્માલ્ય અને નબળા થઇ ગયા છે એ જીર્ણ—શીર્ણ શરીરોને તમારે બદલવા જોઇએ તેજસ્વી, બળવાન, કાર્યપરાયણ નવા શરીરો ધારણ કરો શારીરિક નબળાઇ તે શાપ છે, મહા પાપ છે, પડતીનુ એ એક મહત્ત્વનુ કારણ છે આજે સો સો વર્ષ થયા સુધારાની, ઉચા આદર્શોની, તીવ્ર કર્ત્તવ્યની સમાજ અને ધર્મના ઉદ્ધારની અને એવી અનેક સારી સારી વાતો મ્હોડેથી બકો છો, પણ જ્યારે એ વાતોને કામમા લગાડવાનો વખત આવે છે, જ્યારે એ બધા ઉચા વિચારોનો વ્યવહાર અને આચારમા ઉપયોગ કરવાનો પ્રસગ આવે છે, ત્યારે તો તમારો બિલકુલ પત્તોજ મળતો નથી! ક્રમે ક્રમે સમગ્ર જગત તમારા કામકાજથી કટાળી ગયુ અને સુધારાનુ નામ પણ વગોવાઇને આખી દુનિયામા ઉપહાસને પાત્ર ઠર્યું, તેનુ શુ કારણ છે? શુ તમે તે નથી જાણતા? તમે કેમ નહિ જાણો! તમે તો મહા જ્ઞાની છો! ભાઇ એ સઘળા અનિષ્ટનુ મૂળ તમારી પોતાની નબળાઇ છે એ બધા દુખોનુ કારણ એજ છે કે તમે નિર્બળ છો, નિર્બળ છો નિર્બળ છો તમારૂ શરીર નિર્બળ છે, તમારૂ મન નિર્બળ છે, તમારૂ હૃદય દુર્બળ છે, તમને તમારો પોતાનો વિશ્વાસ નથી, આત્મવિશ્વાસનુ અમૂલ્ય ધન તમે ગુમાવી બેઠા છો મારા બધુઓ! સૈકા ઉપર સૈકા વીતી ગયા જ્ઞાતિભેદો, રાજાઓ અને વિદેશીઓના બરાબર એક હજાર વર્ષના કચરી નાખનારા જુલમથી અને તમારા પોતાના માણસોના અત્યાચારથી તમારી બધી શક્તિ હરાઇ ગઇ છે તમારૂ બધુ બળ હણાઇ ગયુ છે બન્ધુઓ! એ વિચ્છેદ અને અત્યાચારથી તમારો મેરૂદડ તુટી ગયો છે, અને પગ નીચે કચડાતા કીડા જેવા તમે ભગ્નદેહ બની

ગયા છો બધુ બળ ગુમાવી બેઠા છો અને પરમ દુખી બની રહ્યા છો એ દુખ-દર્દને દૂર કરનારી દવા 'શરીરબળ' છે. તમને તે બળનીજ મુખ્ય જરૂર છે પણ અત્યારે તમને એ બળ કોણ આપશે? તપાસો, વિચાર કરો એટલુ તો ચોક્કસ છે કે આપણને મોટામા મોટી જરૂર તો એ બળની છે, માટે તનબળ, મનોબળ, આત્મબળ એ બધાં બળનો સચય કરો

હું તમને દઢતાથી કહું છુ કે બળ પ્રાપ્ત કરવાનો પહેલો ઉપાય એજ છે કે આપણા ઉપનિષદ્‌મા આપણે દઢ વિશ્વાસ રાખવો જોઇએ આપણે દઢ નિશ્ચયથી સમજવુ જોઇએ કે 'હુ અમર આત્મા છુ, તલવારની તીવ્ર ધાર મને છેદી શકે તેમ નથી, હથિયાર મને ભેદી શકે તેમ નથી, અગ્નિ મને બાળી શકે તેમ નથી અને વાયુ મને સૂકાવી શકે તેમ નથી, કેમકે હુ સર્વશક્તિમાન સર્વજ્ઞ આત્મા છુ" આ ઉત્તેજક, આશાપ્રદ, ઉદ્ધાર કરનારા વિરલ વાકયોનુ સર્વદા ઉચ્ચારણ કરતા રહો અમે નિર્બળ છીએ, તુચ્છ છીએ, એવુ કદિ કહેના નહિ જે કંઇ ધારીએ તે દરેક કામ અમારાથી થઇ શકે તેમ છે, અમે શુ નથી કરી શકતા? અમારાથી બધુ થઇ શકે તેમ છે, કેમકે આપણી સર્વની પાસે પ્રબળ શક્તિ અને મહિમાવાન આત્મા છે એ આત્મામા સપૂર્ણ વિશ્વાસ રાખો, ઋષિકુમાર નચિકેતાના જેવો પ્રબલ આત્મવિશ્વાસ રાખો તેના પિતા યજ્ઞ કરતા હતા તે સમયે પ્રબલ આત્મવિશ્વાસે નચિકેતાના હૃદયમા પ્રવેશ કર્યો હુ ઇચ્છુ છુ કે તમારામાના દરેકના હૃદયમા એવો દઢ આત્મવિશ્વાસ જાગ્રત થાઓ તમારામાનો દરેક રાક્ષસી બળ પ્રાપ્ત કરીને, વીરમદથી ઉન્મત્ત થઇને પ્રબલ બુદ્ધિબળથી આગળીને ઇસારે આ જગત ચલાવનારો નિવડો અનત બળવાન ઇશ્વરતુલ્ય મહાપુરૂષ તમે થાઓ, અને સર્વ પ્રકારની દુર્બળતાને દૂર હઠાવીને દુનિયામા ભારતીય આત્મજ્ઞાનના ડંકા વગડાવો હુ તમને બધાને એવાજ પ્રતાપી, બળવાન અને પરાક્રમી બનેલા જોવા ઇચ્છુ છુ ઉપનિષદ્‌માથી તમે એવુ જ બળ મેળવી શકશો ×બધી શક્તિ અને બધા સામર્થ્યોનો તેઓ એક અખૂટ ભડાર છે એજ ઉપનિષદ્‌માથી ઉપર જણાવ્યો તેવો આત્મવિશ્વાસ તમે પ્રાપ્ત કરી શકશો સર્વ સામર્થ્ય ઉપનિષદ્‌મા ભર્યુ છે

× સર્વ મુખ્ય મુખ્ય ઉપનિષદો દૂરથી વચાય તેવા મોટા અક્ષરે અને સીધા, સાદા તથા ખેચતાણ કે લબાણ વિનાના અર્થ સાથે પ્રસિદ્ધ કરવા લાબા સમયથી વિચાર છે, પણ પડિતાઇના પુછડા ઘુસાડી કઠિનાઇમા કાર્યગૌરવ માનનારા ભાષાતરકર્તાઓને બદલે ચકલાની પેઠે ચાવી તૈયાર કરીને બાળ (નવા અભ્યાસી) જીવોને પચી જાય તેવુ સાદુ ભાષાતર તૈયાર કરી શકનાર કોઇ યોગ્ય વિદ્વાન હજુ સુધી સહેજે નહિ નીકળી આવવાથી તથા તે ખાતે પ્રયાસથી શોધ કરવા અવકાશ નહિ મળવાથી તે કાર્ય હજી થઇ આવ્યુ નથી ઈશ્વર હવે તેવી અનુકૂળતા સત્વર આપે એજ પ્રાર્થના

મત્રી—સ સા

ભાઇઓ ! પણ લોકો એમજ માને છે કે એ તો માત્ર સન્યાસીઓને માટેજ છે ! સસાર ત્યાગ કર્યા વિના અને વનવાસ લીધા વિના ઉપનિષદ્‌ને અડકાયજ નહિ ! પરતુ શકરાચાર્ય મહાન દયાળુ હતા, તેમણે કહ્યુ છે કે,–" ગૃહસ્થાશ્રમી પણ ઉપનિષદ્‌નુ અધ્યયન કરી શકે છે ઉપાનષદ્‌નો અભ્યાસ તેમને પણ લાભકારક થશે અને એથી તેમનુ કઇ અનિષ્ટ થવાનુ નથી" શકરાચાર્યે આમ કહ્યુ છે છતા પણ લોકોમા હજી એવાજ વિચારો જામી રહ્યા છે કે ઉપનિષદ્‌મા માત્ર સંન્યાસીઓની, ત્યાગી પુરૂષોની, વનવાસી જીવનનીજ વાતો છે મે આગળ એક વખત કહ્યુ હતુ તે પ્રમાણે આપણા વેદોની ખરેખરી પ્રમાણુરૂપ ટીકા–આજ સુધીમા માત્ર એકજ વખત થયેલી છે વેદોના સ્વયપ્રકાશક ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માએ વેદોની બરાબરની યથાર્થ ટીકાસ્વરૂપ અમૃતવાહિની શ્રીમતી ભગવદ્ ગીતા કરી છે, તેની ઉપર બીજા કોઇ ટીકાટિપ્પણ ચાલી શકે તેમ નથી એ ગીતાના ઉપદેશમા દરેક મનુષ્યને વેદાન્તનુ યથાર્થ જ્ઞાન સબોધવામા આવ્યુ છે. તમે ગમે તે કાર્ય કરતા હો પણ વેદાન્તનુ જ્ઞાન તમારે માટે પરમ આવશ્યક છે વેદાન્તના એ સઘળા મહાન તત્ત્વો અને મહાન સત્યો વનમાં અથવા ગિરિગુહાઓમા ભરાઇ રહેવાને માટે સર્જાયા નથી, પણ ન્યાયમદિરમા, રાજમદિરમા, ધર્મસભામા, ભજનમદિરમા ગરીબની ઝુપડીમા મચ્છીમારના ઘરમા અને વિદ્યાર્થીના અભ્યાસગૃહમા, સર્વત્ર વેદાન્તના સિદ્ધાતોની ચર્ચા થવી જોઇએ, અને વ્યવહારમાં તેને ઉપયોગી બનાવવા જોઇએ પ્રત્યેક નર–નારી, પ્રત્યેક બાલક–બાલિકા ગમે તે કાર્ય કરતા હોય, ગમે તેવી તેમની સ્થિતિ હોય, ગમે તેવો તેમનો ઉદ્યોગ–ધધો હોય અને ગમે ત્યાં તેઓ રહેતા હોય, ત્યા સર્વત્ર વેદાન્તનો પ્રભાવ જમાવી દેવાની ખાસ જરૂર છે એ વિષયમાં ભય રાખવાનુ કઇ પણ કારણ નથી ઉપનિષદ્‌ના આદર્શોને મચ્છીમાર અને એવાજ હલકા લોકો કેવી રીતે પોતાના કાર્યમા ઉપયોગી કરી શકશે, તેના વિશાળ માર્ગો બતાવવામા આવ્યા છે એ માર્ગો પણ અનત છે, ધર્મ અતિ વિશાળ અને અનત છે, કોઇ તેના ઉપર પગ મૂકીને ચાલી શકે તેમ નથી તમે જે કઇ હૃદયપૂર્વક કરો છો તે તમારે માટે ઉત્તમ અને લાભકારક છે એક નાનામાં નાનુ કાર્ય પણ જો હૃદયપૂર્વક યથાર્થ રીતે કરવામાં આવે તો તેનુ અદ્‌ભુત ફળ પ્રાપ્ત થાય છે, માટે જેનાથી જેટલુ બને તેટલુ દરેક મનુષ્યે કરવુ જોઇએ. જો મચ્છીમાર પણ પોતાને આત્મારૂપે ઓળખી શકશે તો તે એક સારો મચ્છીમાર થઇ શકશે જો એક વિદ્યાર્થી વિચારી શકશે કે તે પોતેજ આત્મા છે, તો તે એક સારો વિદ્યાર્થી બની શકશે જો કોઇ ધારાશાસ્ત્રી કે વકીલ સમજશે કે તે આત્મા છે, તો તે એક સારો વકીલ થઇ શકશે એવીજ રીતે બધાનુ સમજી લેવુ આનુ પરિણામ એ આવશે કે જ્ઞાતિસસ્થાઓની વ્યવસ્થા સદાને માટે જળ-

વાઇ રહેશે જનસમાજનો એ સ્વભાવજ છે કે નાના નાના મંડળમાં વહેચાઇ જવું ત્યારે એ બધામાથી જતુ શું રહેશે ? માત્ર માની લીધેલા અયોગ્ય હક્ક અને અધિકારોજ જ્ઞાતિસંસ્થા એ એક પ્રાકૃતિક નિયમ છે સામાજિક જીવનમાં હું એક પ્રકારનુ કર્તવ્ય કરી શકુ છુ અને તમે બીજા પ્રકારનુ કરી શકો છો તમે દેશ ઉપર રાજ્ય ચલાવી શકો છો અને હું જૂના જોડા સીવવાનુજ કામ કરી શકુ છુ, પરંતુ એથી કઇ તમે મારા કરતાં મોટા છો તેમ નથી શું તમે જોડા સીવવાનુ મારૂ કામ કરી શકો તેમ છો ? ત્યારે શુ મારાથી તમારી પેઠે રાજ્ય ચલાવી શકાય તેમ છે ? હુ જોડા સીવવામા કાર્યદક્ષ છુ, તમે વેદપાઠમા દક્ષ છો, એથી કંઇ તમે અમારા માથાપર પગ દઇને ચાલી શકો તેમ નથી; એથી કઇ તમે ખૂન કરો તોપણ તમારી પ્રશંસા કરવામા આવે અને અમે જો એક સફરજનની ચોરી કરીએ તો તેને માટે અમને ફાંસીને લાકડે લટકાવવામાં આવે એવુ બની શકે તેમ નથી એથી કલ્પિત અધિકારજ માત્ર ટળી જશે આપણા જીવનનુ રહસ્ય બરાબર સમજવાનો અને તેનો સંકેત પાર ઉતરવાનો એજ એક માત્ર સ્વાભાવિક ઉપાય છે લોકો પોતાનાં જુદા જુદા મંડળ જરૂર સ્થાપશે, અને પોતપોતાની અનુકૂળતા પ્રમાણે તેમના જુદા જુદા જથ્થા બધાઇ જશે તેમને અટકાવવાનો અથવા દૂર કરવાનો તમારી પાસે કંઇજ ઉપાય નથી, તમે જ્યા જ્યાં જશો, ત્યાં ત્યાં કોઇ ને કોઇ રૂપે, જાતિવિભાગ તો કાયમજ જણાશે ! પણ જાતિ-વિભાગ છે, એમ કહેવાથી કઇ તેનો એવો અર્થ નથી થતો કે અયોગ્ય મન-કલ્પિત અધિકાર પણ કાયમજ રાખવા ! ના, તેમનો તો મૂળમાથીજ ઉચ્છેદ કરવો પડશે. જો તમે મચ્છીમારને બરાબર વેદાંતસિદ્ધાંતોનુ શિક્ષણ આપશો તો, તે કહેશે કે—" તમે જેવા મનુષ્ય છો, તેવોજ હુ પણ મનુષ્ય છુ, હુ એક મચ્છી-માર છુ અને તમે એક તત્ત્વવિચારક છો, જેવા તમારામા છે, તેવાજ ઈશ્વર મારામાં પણ છે " આ પ્રમાણે અધિકારની સમાનતા જાગ્રત થશે આપણને એની પણ ખાસ જરૂર છે કોઇ પણ વર્ણને, જાતિને કે મનુષ્યને ખાસ અધિ-કાર શા માટે હોવો જોઇએ ? ઇશ્વરની દૃષ્ટિએ, મનુષ્યની દૃષ્ટિએ તેમજ આત્મા-ની દૃષ્ટિએ બધાનો અધિકાર સમાનજ છે બધાને એકસરખાજ સંયોગો મળશે પ્રત્યેક મનુષ્યને પોતાની ઉન્નતિ કરવાની એકસરખીજ સગવડ મળશે

દરેક મનુષ્યને એવુ શિક્ષણ આપો કે પરમાત્માની દિવ્ય શક્તિ તેમના અંતરમાજ છે, એથી પ્રત્યેક મનુષ્ય પોતાના મોક્ષનો માર્ગ પોતેજ મેળવી લેશે એ વિકાસનું પ્રથમ પગલુ સ્વતંત્રતા છે જો તમારામાંનો કોઇ મનુષ્ય સાહસપૂર્વક કહે કે—"હુ અમુક સ્ત્રી અથવા બાળકને મુક્તિ અપાવી શકીશ"તો તે કથન ખોટુ છે હજારોવાર ખોટુ છે મને વારંવાર પૂછવામાં આવે છે કે વિધવાના પ્રશ્નસંબંધી તેમજ

સમગ્ર નારીજાતિની ઉન્નતિ કરવાના ઉપાયો સબધી તમારા શુ વિચાર છે ? હુ એ બધા પ્રશ્નોનો અહી છેલ્લો ઉત્તર આપુ છુ કે, ભાઇઓ, હુ શુ એક વિધવા છુ કે મને તમે આવો અર્થવગરનો પ્રશ્ન પૂછો છો ? શુ હુ એક સ્ત્રી છુ કે સ્ત્રી-જાતિની ઉન્નતિવિષેનો પ્રશ્ન વારવાર મને પૂછો છો ? સ્ત્રીજાતિના સવાલોનો નિવેડો લાવનારા તમે કોણ ? પ્રત્યેક વિધવા અને પ્રત્યેક નારીના વ્યવહાર ઉપર અધિકાર ભોગવવા નીકળેલા તમે શુ તેમના ભાગ્યવિધાતા ભગવાન છો ? તમારા હાથ દૂર રાખો પોતાના પ્રશ્નોનો નીવેડો તેઓ પોતેજ કરી લેશે કેવી આપત્તિ, ઓ સ્વેચ્છાચારી સત્તાધીશો ! તમે શુ એમ ધારો છો કે સર્વને માટે તમે સઘળુ કરી શકો તેમ છો ? જાઓ દૂર થાઓ ઈશ્વરની મહાશક્તિ–જગન્નિયતાની પ્રબળ ઇચ્છા સર્વની સભાળ લે છે પોતાને સર્વજ્ઞ માની લેનારા તમે કોણ ? તમારી શી તાકાત ? ઓ નાસ્તિક પુરુષો ! મીયાની સામે મીઢડી બાધનારા તમે, ઈશ્વરના ઉપર પણ તમારો આધકાર છે એવુ કયા સાહસથી વિચારી શકો છો ? પ્રત્યેક આત્મા ઈશ્વરનોજ આત્મા છે, પરમાત્મસ્વરૂપજ છે, એ શુ તમે નથી જાણુતા ? તમારૂ પોતાનુ કર્મ સભાળો કર્મોનો એક ભારી બોજો તમારા માથાપર લટકે છે તેને પ્રથમ પાર ઉતારો; પછીજ કાજી બનીને આખા ગ મની ચિન્તા કરવા જાઓ પગ નીચે બળે છે અને લકા ઓલવવા ન દોડો ! બીજાના કામમા માથુ ન મારો. તમારા એવાં દોઢ ચતુરાઇનાં કાર્યોમાટે પ્રજા ભલે તમને ઝાડની ટોચે ચડાવે, તમારી સમાજ અથવા જ્ઞાતિ ભલે તમને તાળીયોથી વધાવીને આકાશ ગજાવી દે અને અક્કલવિહોણા બણુચકો ભલે તમારાં વખાણુનાં બણુગા ફૂક્યા કરે, પણુ સકળ જગતને ચલાવનારો ઈશ્વર કઇ ઉઘી ગયો નથી ! તે જરૂર તમને પકડશે અને આ લોકમા અથવા પરલોકમા તમારા કર્મોનો બદલો, તમારા સાહસની શિક્ષા બરાબર આપશે, તેના મજબૂત હાથમાથી તમે છૂટી શકનાર નથી !

પ્રત્યેક સ્ત્રીપુરુષ અને પ્રાણીમાત્રને ઈશ્વરરૂપે જુઓ તમે કોઇનો ઉદ્ધાર કરી શકો તેમ નથી તમે કોઇને સહાય કરી શકો તેમ નથી તમે માત્ર સેવાજ કરી શકો તેમ છો. પરમાત્માનાં પ્રિય સતાનોની એ સતાનરૂપે સ્વય પરમાત્માની, તમારા સૌભાગ્યમા સર્જ્યું હોય તો સ્નેહથી સેવા કરો પરમાત્માના અનુગ્રહવડે તમે તેના કોઇ પણુ સતાનની જો સારી રીતે સેવા કરી શકશો, તો તમારૂ જીવન સફળ થશે અને તે પરમાત્માનો આશીર્વાદ મળશે કે, જેમની પ્રબળ ઇચ્છા-વડેજ આ જગતનો સઘળો વ્યવહાર ચાલે છે તમારા પોતાને માટે બહુ મોટા મોટા વિચારો રાખો નહિ. છે તેના કરતા તમારી પોતાની અધિક કિમ્મત સમજો નહિ. સેવા કરવાનો એ અધિકાર બીજા કોઇને ન મળ્યો અને તમને મળ્યો તેને માટે તમને પોતાને ભાગ્યશાળી સમજો. એ સેવા પ્રભુની પૂજા સમજીને કરો. હુ ગરીબ

દુખી લોકોમા ઈશ્વરને જોઇ શકુ, અને તેમની પાસે જઇ પ્રભુની પૂજારૂપે જે કઇ સેવા કરૂ તે માત્ર પોતાનાજ મોક્ષને માટે છે. એ મારા પોતાનાજ લાભનુ કામ છે, એથી હુ કોઇનાપર ઉપકાર નથી કરતો કે કોઇનો ઉદ્ધાર કરતો નથી, ઉલટા ગરીબ અને દુખી મનુષ્યોજ આપણા પોતાના ઉદ્ધારના સાધનરૂપ છે આપણે રોગી, દુખી, ગાડા કોઢીઆ અથવા પાપીનુ રૂપ ધારીને પધારેલા પ્રભુની પૂજા કરીએ છીએ બીજાઓ ઉપર અધિકાર ચલાવીને તમે તેમનુ કલ્યાણ કરી શકો છો, એવી ખોટી ધારણા છોડી દો તમે એક રોપાના સબધમા જેટલુ કરી શકો છો તેટલુજ મનુષ્યના સબધમાં થઇ શકે તેમ છે જેવી રીતે અકુર પામતા બીજને તેના સપૂર્ણ વિકાસને માટે જે જે સાહિત્યોની જરૂર છે તે પૂરા પાડવાથી, અર્થાત્ જળ, મૃત્તિકા, વાયુ વગેરે તેની જરૂરની ચીજો પૂરી પાડવાથી એ બીજમા રહેલુ વૃક્ષ પોતાની પ્રકૃતિ અને નિયમાનુસાર વિકાસ પામીને પોતાની જરૂર જેટલી ચીજો ગ્રહણ કરીને કુદરતી રીતેજ વધવા લાગે છે, એવીજ રીતે તમે માનવરૂપી રોપાઓની સેવા કરી તેમને સાધનો પૂરા પાડી બીજાનુ કલ્યાણ કરી શકો છો, તેમને જે કઇ જોઇએ તે પોતાની મેળેજ તેઓ લેશે, પોષણ પામીને કુદરતી રીતેજ તેઓ પોતાની પ્રકૃતિ અનુસાર વધવા લાગશે **તેમની સેવા એજ તમારી ખરી પ્રભુપૂજા છે.**

જગતમા જ્ઞાનનો પ્રકાશ ફેલાવો પ્રકાશ તમારામા લાવો અને બીજાઓમાં પ્રચાર કરો. પ્રત્યેક મનુષ્યને પ્રકાશ આપો એ જ્ઞાનપ્રકાશ પૂરૂ પાડવાનુ કાર્ય જ્યાસુધી તેઓ બધા પ્રભુને પ્રાપ્ત નથી કરી શકયા ત્યાં સુધી પરિપૂર્ણ નથી થયું એમજ સમજવુ દીન-દરિદ્ર લોકોની પાસે પ્રકાશ લાવો અને ધનવાન લોકોની પાસે એથી પણ વિશેષ પ્રકાશ લાવો ગરીબ કરતા ધનવાનને જ્ઞાનના પ્રકાશની વિશેષ જરૂર છે. કારણકે તેમનાં હૃદયમાં વિશેષ અધકાર હોય છે. અશિક્ષિત અજ્ઞાન મનુષ્યોને જ્ઞાનરૂપી પ્રકાશનાં લ્હાણાં આપો અને સુશિક્ષિત વિદ્વાન ગણાતા મનુષ્યોને માટે એથી પણ વિશેષ પ્રકાશ આપો, કારણ કે આજકાલના ભણેલા લોકોમાં વિદ્યા અને જ્ઞાનનું મિથ્યાભિમાન બહુ ભયંકર પ્રમાણમાં ફેલાવું શરૂ કરી બેઠું છે આ પ્રમાણે જગતના સર્વ મનુષ્યોની સમીપ પ્રકાશ પહોચાડો એટલે બાકીનું કામ પ્રભુ પોતેજ કરી લેશે સ્વય પ્રભુ કહી ગયા છે કે—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**

અર્થાત્ તમારો અધિકાર માત્ર કર્મ કરવામાજ સમાયેલો છે, તેનાં ફળ ઉપર તમારા અધિકાર નથી તમે એવી રીતે કર્મ નહિ કરતા કે જેથ તેનાં ફળ તમારેજ ભોગવવા પડે તેમ છતા કર્મત્યાગ કરીને તમે કદિ પણ કર્મહીન સ્થિતિમા રહેશો નહિ

જે પરમાત્માએ અનેક યુગપૂર્વે આપણા પૂજ્ય પૂર્વજોને આવા ભવ્ય અને મહાન વિચારો શીખવ્યા છે, તેઓજ તેમના પોતાના આદેશને આપણા કાર્યમા, આપણા જીવનમા અને આપણા વ્યવહારના ઉપયોગમા લાવીને તેમનુ યથાર્થ પાલન કરવાનુ બળ આપો, અને તેમના પોતાના શુભ કાર્યમા તેમની પરમશક્તિ આપણી સહાયક થાઓ। ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

# भरतखंडना महापुरुषो

ભરતખડના મહાપુરુષોનો ઉલ્લેખ કરવા જતા મારી કલ્પના આગળ અત્યત પ્રાચીનકાળનો એક એવો ઇતિહાસ ખડો થાય છે કે, જે સમયના કોઈ પણ પ્રસગનો ઉલ્લેખ ઇતિહાસમા છેજ નહિ અને જેના ઉપર છવાયલા ગાઢ અધકારનો પડદો દૂર કરવામાટે દંતકથાઓ ફોગટ ફાંફા મારી રહી છે ભરતખડે અસખ્ય મહાપુરુષો ઉત્પન્ન કર્યા છે વાસ્તવિક રીતે હિદુપ્રજાએ હજારો વર્ષો થયા અનેક મહાપુરુષોની ઉત્પત્તિ સિવાય બીજુ કાઇજ કર્યું નથી આવી વસ્તુસ્થિતિ હોવાથી ભરતખડમા થઇ ગએલા સર્વોત્તમ મહાપુરુષો અને ધર્મરાજ્યમા યુગાતર કરનાર આચાર્યોના જીવનચરિત્રોનો મે જેટલે અશે અભ્યાસ કર્યો છે, તે હું આજે તમારી સમક્ષ મૂકીશ પ્રથમ આપણાં શાસ્ત્રોવિષે કેટલુક સમજી લેવાની આવશ્યકતા છે. આપણા શાસ્ત્રોમા સત્યના બે જુદા જુદા આદર્શોનો ઉપદેશ કરવામા આવ્યો છે –

એક આદર્શ સનાતન સત્યનો છે, કે જેનુ નિરૂપણ વેદમા કરેલુ છે, અને બીજો પહેલાના કરતા કેટલેક દરજ્જે ઓછો પ્રમાણભૂત મનાતો પુરાણ, સ્મૃતિ ઇત્યાદિનો ઉપદેશ છે, કે જે દેશકાળની જુદી જુદી પરિસ્થિતિને માટે વિશેષ ઉપયોગી છે, અને તેનો અધિકાર તેવે પ્રસગે સર્વોપરિ મનાય છે. જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપ સબધનો વિષય શ્રુતિ અથવા વેદમા ચર્ચાયલો છે બીજા પ્રકારનુ સત્ય મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, એવા સ્મૃતિગ્રથોમા તેમજ પુરાણ, તત્ર વગેરે શાસ્ત્રીય પુસ્તકોમા સંગૃહીત કરેલુ છે સ્મૃતિ, પુરાણ, તત્ર એ સર્વને શ્રુતિનો આધાર રાખવો પડે છે, તેઓ શ્રુતિને અધીન છે, કારણ કે જ્યારે કોઇવાર સ્મૃતિ ઇત્યાદિનો સિદ્ધાન શ્રુતિના સિદ્ધાતથી વિરૂદ્ધ જાય ત્યારે શ્રુતિનુજ પ્રમાણ મનાવુ જોઇએ એવુ શાસ્ત્રનુ વિધાન છે

કહેવાનુ તાત્પર્ય એ છે કે મનુષ્યના જીવનનો ઉચ્ચતમ આદર્શ તથા તેને પ્રાપ્ત કરવાના સાધનની રૂપરેખા સપૂર્ણ રીતે શ્રુતિ એટલે વેદમા આપેલ છે,

અને તેને વિસ્તારથી સમજાવવાનુ તથા સામાન્ય વર્ગને પણ સમજ પડે એવા સ્વરૂપમા ઉતારવાનુ કામ સ્મૃતિ, પુરાણ વગેરેનુ છે સાધારણ રીતે શ્રુતિ સત્યના આદર્શનુ માત્ર નિદર્શનજ કરાવે છે મનુષ્યનુ અતિમ લક્ષ્ય શુ હોવુ જોઇએ અને તેના જ્ઞાનની પરિસીમા ક્યાંસુધી પહોચે છે એતુ સામાન્ય નિરૂપણ શ્રુતિ-દ્વારા કરવામા આવ્યુ છે ધાર્મિક જીવન સબધે શ્રુતિ જે ઉપદેશ આપે છે એથી વધારે આપી શકાય એમ છેજ નહિ અને આપવા જેવુ અવશિષ્ટ રહેતુ પણ નથી જીવાત્માના સપૂર્ણ વિકાસમાટે જે જે ઉપદેશની જરૂર છે તે સર્વ શ્રુતિમા સપૂર્ણરૂપે જોવામા આવે છે માત્ર જુદા જુદા સમય અને સજોગોમા કેવા કેવા પ્રકારનુ વિધાન કરવુ જોઇએ એવુ જે જ્ઞાન શ્રુતિમાં નથી તે સ્મૃતિમા છે

શ્રુતિની એક ખાસ મહત્તા એ છે કે તેમાં અનેક મહર્ષિઓએ જુદાં જુદાં સત્યોનો સગ્રહ કરેલો છે એમાંના ઘણાખરા પુરુષો હતા, તોપણ કેટલીક સ્ત્રીઓનાં નામ પણ જોવામા આવે છે તેમના પોતાના જીવનચરિત્ર કે જન્મકાળવિષે તો આપણે ઘણુજ થોડુ જ્ઞાન ધરાવીએ છીએ, પણ તેમના સર્વોત્કૃષ્ટ વિચારો અથવા તો ગભીર મનનના પરિણામે તેમણે જે સત્યોનુ દર્શન કર્યું હતુ, તે સત્યો આપણા દેશના ધર્મસાહિત્યના ભડારરૂપી વેદમાં લખાઇને સચવાઇ રહ્યાં છે સ્મૃતિકારો વિષે આપણને વધારે માહિતી ઉપલબ્ધ થએલી છે એ પુરુષો અત્યત વિશાળ બુદ્ધિવાળા, અદ્ભુત શક્તિસપન્ન, ઉન્નત ચારિત્ર્યવાન અને આખા જગતને હલ-મલાવી નાખવાનુ સામર્થ્ય ધરાવનાર મહાત્માઓ હતા તેમનુ ચારિત્ર્ય એવુ ઉન્નત હતું કે જેની આગળ તેમના પોતાના ઉપદેશો પણ ઝાખા પડી જાય છે

આપણા ધર્મની એક ખાસ વિશેષતા કે જેને આપણે બરાબર સમજી લેવી જોઇએ તે એ છે કે, એમા ઇશ્વરને નિર્ગુણ માનેલો છે, તેની સાથે તે સગુણ છે એવુ પણ પ્રતિપાદન કરેલુ છે આપણા શાસ્ત્રોમા વ્યક્તિગત સબધ-રહિત, અનત, સનાતન તત્ત્વસમૂહની સાથે અસખ્ય અવતારી પુરુષોએ આપેલા ઉપદેશો પણ ગૂથેલા છે, પરતુ શ્રુતિ જે આપણા ધર્મનુ મૂળ છે તેમા તો માત્ર સનાતન તત્ત્વનોજ ઉપદેશ છે મહાન અવતારી પુરષો, આચાર્યો તેમજ મહા-પુરુષો સબધી માહિતી જોઇતી હોય તો પુરાણ અને સ્મૃતિની સહાય લેવી પડે છે તેની સાથે બીજી એક બાબત લક્ષમા રાખવા જેવી છે કે આપણા ધર્મ સિવાયના જગતના તમામ ધર્મો, કોઇ ને કોઇ ધર્મપ્રવર્તક મહાપુરુષ અથવા એવા મહાપુરુષોના સમૂહ સાથે અવિચ્છિન્ન રીતે સકળાયલા છે એ સઘળા ધર્મોની ઇમારત અમુક વ્યક્તિ ઉપર આધાર રાખે છે તેઓને સ્થાપનાર કોઇ એક વ્યક્તિજ હોય છે તેની રચના તેના સ્થાપનાર વ્યક્તિના ચારિત્ર્ય અને તેના મનના વલણ અનુસાર થએલી છે ખ્રિસ્તીધર્મ જીસસ ક્રાઇસ્ટઉપર, મુસલમાન ધર્મ મહમદ-

ઉપર, બૌદ્ધધર્મ બુદ્ધઉપર, જૈનધર્મ જિનગણોઉપર એમ આપણા શુદ્ધ સનાતનધર્મ સિવાયનો દરેક ધર્મ કોઇ ને કોઇ વ્યક્તિના જીવનઉપર આધાર રાખે છે આથી કરીને એ ધર્મસંસ્થાપકોના ઐતિહાસિકપણાવિષે વિદ્વાનોમા પુષ્કળ વાદવિવાદ ચાલે એ સ્વાભાવિક છે હવે જો એ પ્રાચીનકાળમા થઇ ગએલા મહાપુરુષો અથવા ધર્મસંસ્થાપકોના અસ્તિત્વને ઇતિહાસનુ સબળ પ્રમાણ પ્રાપ્ત ન થાય, તો જે ધર્મની ઇમારત તેના સ્થાપનારના વ્યક્તિત્વ ઉપરજ આધાર રાખે છે, તે કડડભૂસ કરીને જમીનદોસ્ત થઇ જાય એમા આશ્ચર્ય નથી માત્ર આપણોજ ધર્મ કોઇ અમુક વ્યક્તિના જીવનઉપર આધાર રાખતો નથી, પણ સનાતન તત્ત્વસમૂહ ઉપરજ પ્રતિષ્ઠિત થએલો છે, અને તેથી કરીને આપણા ધર્મને ઐતિહાસિક આઘાતનો ભય છેજ નહિ આપણા ધર્મના સત્યો અમુક મહાપુરુષે અથવા અમુક અવતારી પુરુષે પ્રકટ કર્યાં છે, માટેજ તે આપણને સર્વને માન્ય હોવા જોઇએ એમ છેજ નહિ શ્રીકૃષ્ણના વચનવડે વેદને આધાર મળતો નથી પણ શ્રીકૃષ્ણે જે સત્યો પ્રકટ કર્યાં છે, તે વેદનુ અનુસરણ કરે છે માટેજ તે માન્ય ગણાય છે શ્રીકૃષ્ણનુ શ્રેષ્ઠત્વ એટલાજ માટે છે કે વેદના સિદ્ધાતોને તેમણે સર્વોત્તમ રીતે સમજાવ્યા છે બીજા અવતારી પુરુષો અને મહાપુરુષોમાટે પણ એજ નિયમ સમજવો આપણે પ્રથમજ વિચારી ગયા છીએ કે જીવાત્માના સંપૂર્ણ વિકાસમાટે તથા તેની મુક્તિને માટે જે જ્ઞાન જરૂરનુ છે તે સર્વ વેદમાથી મળી આવે છે જીવાત્માની મુક્તિની બાબતમાં હવે બીજુ નવીન સત્ય શોધવાનુ રહ્યુજ નથી સત્ય જ્ઞાનના પરમ લક્ષ્ય સ્વરૂપ અદ્વૈતતત્ત્વથી આગળ જવાનુ કદિ પણ બની શકે એમજ નથી. મનુષ્યના તત્ત્વચિંતનનુ છેલ્લામા છેલ્લુ પરિણામ જીવ અને બ્રહ્મની એકતા છે મનુષ્યની બુદ્ધિ એ સત્ય કરતા વધારે આગળ જઇ શકે એમ છેજ નહિ હજારો વર્ષો થયાં વેદદ્વારા એ પૂર્ણ એકતા જાહેર થઇ ચૂકી છે કોઇ પણ તત્ત્વચિંતકને એથી આગળ જવાનો અવકાશજ નથી જે દિવસે '**तत्त्वमसि**' નો સિદ્ધાત પ્રકટ થયો તેજ દિવસે આધ્યાત્મિક જ્ઞાનની પૂર્ણતા થઇ ગઇ એ '**तत्त्वमसि**'નુ સૂત્ર વેદની અંદરનુ છે ત્યાર પછી તો માત્ર લોકોને જુદે જુદે સમયે, જુદી જુદી પરિસ્થિતિમા, દેશકાળને અનુસરીને ઉપદેશ આપવાનુ તથા પ્રાચીન સનાતનધર્મના માર્ગ તરફ જનસમૂહને વારવાર દોરવાનુજ કામ બાકી રહ્યુ હતુ એ કાર્ય બજાવવાને માટે દરેક યુગમા જુદા જુદા મહાપુરુષો અને આચાર્યો પ્રકટ થતા આવ્યા છે ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે ઘણીજ સ્પષ્ટ ભાષામા અવતારતત્ત્વને પ્રકટ કર્યું છે એટલી સ્પષ્ટતાપૂર્વક બીજા કોઇ પણ ધર્મગ્રંથમાં એવિષે ઉલ્લેખ કરેલો જોવામા આવતો નથી

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥**

अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ भगवद्गीता ॥

" જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનો અભ્યુદય થાય છે, ત્યારે ત્યારે હુ અધર્મનો નાશ કરવામાટે અને ધર્મની સસ્થાપના કરવામાટે અવતાર ધારણ કરૂ છુ "

હિંદુધર્મની ભાવના આવા પ્રકારની છે

હવે આ ઉપરથી શું ફલિત થાય છે ? એક બાજુએ આપણા ધર્મની ભવ્ય ઇમારત મુખ્યત્વે કરીને સનાતન તત્ત્વના પાયાઉપર સ્થાપિત થએલી જોવામા આવે છે એ તત્ત્વો પૂર્ણપણે સ્વતપ્રમાણિત છે, તેઓ કોઇ પણ વિશિષ્ટ પુરુષના અસ્તિત્વઉપર કે કોઇ પણ પ્રકારના કેવળ બુદ્ધિવાદઉપર આધાર રાખતા નથી તેમની યથાર્થતા બુદ્ધિવાદવડે સ્થાપિત કરવાની જરૂર નથી તેઓ ખરૂ જોતાં તર્કથી અતીત છે ગમે તેવા મહાન ઋષિ કે મહિમાવાન અવતાર અમુક વચન ઉચ્ચારી ગયા છે, માટેજ તે ગ્રાહ્ય છે, એવી યુક્તિ કે શ્રદ્ધા ઉપર આપણા ધર્મની રચના થએલી નથી આપણે એટલે સુધી બેધડકપણે કહી શકીએ છીએ કે અન્ય દેશોના દર્શનશાસ્ત્રો કરતા ભારતીય દર્શનશાસ્ત્ર—વેદાંત પોતાની એક ખાસ વિશિષ્ટતાને લીધે સમગ્ર વિશ્વના ધર્મ તરીકે મનાવાને યોગ્ય છે વેદાંતજ આખા જગતમાં સાર્વભૌમિક ધર્મ તરીકે મનાવા લાગ્યુ છે, એમ પણ આપણે નિશ્ચિતપણે કહી શકીએ છીએ, કારણ કે વેદાંત કોઇ પણ વિશિષ્ટ વ્યક્તિને પ્રમાણ માનીને ઉપદેશ આપતુ નથી પણ માત્ર સનાતન તત્ત્વસમૂહનુજ દર્શન કરાવે છે કોઇ પણ વ્યક્તિ સાથે અવિચ્છિન્નપણે સકળાયલો ધર્મ જગતમા સમગ્ર માનવજાતિના ધર્મનુ સ્થાન લેવા યોગ્ય નથી આપણા પોતાના દેશમાજ આપણે જોઇશુ તો કેટલાએ મહાન આત્માઓ થઇ ગએલા માલુમ પડશે, પણ તેઓ આખા દેશમા સર્વને પૂજ્ય નથી એક નાના સરખા શહેરમાં પણ એવા અનેક જુદી જુદી પ્રતિના ભવ્ય આત્માઓ આપણા જોવામા આવશે, પણ એકજ વ્યક્તિને બધા ગામના લોકો પોતાના આદર્શ તરીકે માનતા નથી જો એમજ હોય તો એકજ વ્યક્તિ, પછી તે બુદ્ધ, મહમદ, ઇસમસ ક્રાઇસ્ટ અથવા ગમે તે હો પણ તે આખા જગતને માટે એક માત્ર આદર્શરૂપ શી રીતે મનાઇ શકે ? અથવા એકજ માણસના શબ્દપ્રમાણ-વડે સમગ્ર નીતિશાસ્ત્ર, આધ્યાત્મિક તત્ત્વ અથવા ધર્મના સિદ્ધાંતોને સત્ય તરીકે આપણે કેવી રીતે સ્વીકારી શકીએ ? વેદાંતધર્મને માટે એવા કોઇ વિશિષ્ટ વ્યક્તિના શબ્દપ્રમાણ તરીકે માની લેવાની બિલકુલ જરૂર નથી માનવજાતિની સનાતન પ્રકૃતિ એજ તેનો પાયો છે માનવજાતિના સનાતન આધ્યાત્મિક એકત્વરૂપી પાયાઉપર તેના નીતિશાસ્ત્રની રચના થએલી છે એ એકતાને પ્રયત્નવડે સિદ્ધ કરવાની કે ઉપજાવી કહાડવાની જરૂર નથી એ તો અસલ-

ચીજ અનુભવાતી આવી છે બીજી બાજુએ નજર કરીશુ તો માલુમ પડશે કે આપણા દેશના ઋષિમુનિઓ છેક પ્રાચીનકાળથી જોતા આવ્યા છે કે જગતમા મનુષ્યોના મોટા ભાગને કોઇ ને કોઇ વિશિષ્ટ વ્યક્તિ ઉપર અવલબન કર્યા વગર ચાલતુ નથી કોઇ ને કોઇ રીતે લોકો એકાદ મનુષ્યને ઇશ્વર તરીકે માની લે છે જે બુદ્ધ ભગવાને સગુણ ઇશ્વરની વિરુદ્ધ અથવા અવતારપૂજાની વિરુદ્ધ ઉપદેશ કર્યો હતો, તેજ બુદ્ધના અવસાનને પૂરા પચાસ વર્ષ પણ ન થયા એટલામા તો તેના પોતાનાજ શિષ્યોએ તેનીજ ઇશ્વર તરીકે સ્થાપના કરી દીધી ! ઇશ્વરને એક વ્યક્તિ તરીકે માની લેવાની આવશ્યકતા તો આપણને સ્વીકારવીજ પડે છે, કેમકે મનુષ્યજાતિનો સ્વભાવજ એવો છે કે પરમેશ્વરના અવ્યક્ત સ્વરૂપનો તે સાક્ષાત્કાર કરી શકતો નથી ઇશ્વરના સ્વરૂપ સબધે પોતપોતાને ફાવે તેમ વૃથા કલ્પના કરવા દઇએ ( અને ઘણાખરાની બાબતમા તો તેમની કલ્પનાશક્તિ એવી કલુષિત હોય છે કે તેમનો કાલ્પનિક ઇશ્વર ઉપાસનાને યોગ્ય હોતોજ નથી ), તે કરતા તો આ પૃથ્વીઉપર ઇશ્વરની જીવત પ્રતિમાઓ કે જે સમયે સમયે આપણી વચ્ચે આવિર્ભૂત થઇને આપણી સાથેજ વસે છે તેમની ઉપાસના કરવી એજ વધારે ઇષ્ટ છે, કારણ કે કોઇપણ પ્રકારના કાલ્પનિક ઇશ્વર અથવા પદાર્થ કરતાં, એટલે કે આપણે ઇશ્વર સબધે ઉચામા ઉચો તર્ક કરી શકીએ તે કરતા પણ આ મહાપુરુષો વધારે પૂજનીય છે ઇશ્વર સબધે આપણે ગમે તેટલો ઉચામા ઉચો આદર્શ કલ્પીએ તે કરતા પણ શ્રીકૃષ્ણ અનેકગણા ઉચ્ચ છે આપણી કલ્પના-વડે રચાતા ઉચામા ઉચા આદર્શ કરતાં પણ બુદ્ધભગવાન વધારે શ્રેષ્ઠ અને જીવત આદર્શરૂપ છે આજ કારણને લીધે કોઇપણ પ્રકારના કાલ્પનિક દેવતાઓને બદલે માનવજાતિ આવા મહાપુરુષોની છેક પ્રાચીનકાળથી પૂજા કરતી આવી છે. આપણા દેશના મહર્ષિઓને આ વાતની ખબર હતી, તેથી તેમણે ભરતખડના તમામ લોકોને આવા મહાપુરુષો અથવા અવતારી પુરુષોની પૂજા કરવાની પૂરતી છૂટ આપી છે, એટલુજ નહિ પણ જેમને આપણે બધા પૂર્ણ પુરુષોત્તમ, નારાયણના અવતાર તરીકે માનીએ છીએ તે પોતેજ કહે છે કે —

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छत्वं मम तेजों.शसंभवम् ॥ भगवद्गीता**

" મનુષ્યજાતિમા જ્યા જ્યાં અદ્‌ભુત આધ્યાત્મિક શક્તિનો પ્રકાશ જોવામાં આવે ત્યા ત્યા હુજ છુ એમ સમજવુ મારાદ્વારાજ એ શક્તિનુ પ્રાકટ્ય થયેલુ છે "

આથી હિન્દુઓને માટે સર્વ દેશના સર્વ અવતારી પુરુષોની ઉપાસના કરવાનો માર્ગ સદાએ ખુલ્લોજ છે હિન્દુને કોઇપણ દેશના, કોઇપણ ધર્મના સાધુમહાત્માનુ પૂજન કરવાની છૂટ છે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે કેટલાક લોકો કોઇ કોઇ

વાર ખ્રિસ્તીઓના દેવળમાં જઇને ઉપાસના કરે છે અને મુસલમાન પીર અથવા ઑાલીઆઓની દરઘાઓમા જઇને તો ઘણાએ લોકો એ પરધર્મી સાધુઓ તરફ પૂજ્યભાવ બતાવે છે એ વર્તણૂક ઘણી ઉદાર અને પ્રશંસનીય છે, કેમકે આપણે શા માટે ઉદાર ન થવુ જોઇએ ? શા માટે આપણે અન્ય દેશના મહાત્માઓનુ સન્માન ન કરવુ જોઇએ ? આપણે હમણાજ જોઇ ગયા છીએ કે આપણો ધર્મ સાર્વભૌમિક છે એ એટલો ઉદાર છે, એટલો તો વિશાળ છે કે સર્વ પ્રકારના પવિત્ર આદર્શોને આદરપૂર્વક ગ્રહણ કરે છે જગતમાં જે જે ધર્મના આદર્શો પ્રચલિત થયા છે તે સર્વને આજ ક્ષણે પોતામા સ્થાન આપવામાટે આપણો ધર્મ તૈયાર છે ભવિષ્યમાં પણ જે જે આદર્શો પ્રકટ થવાના છે તે સર્વને માટે આપણે ધીરજથી રાહ જોઇએ છીએ તેમનો પણ આપણે સ્વીકાર કરીશુ વેદાંતધર્મ તેના અનત, અમર્યાદિત બાહુ પ્રસારીને ઉભો છે જગતમા જે જે ધર્મ પ્રકટ થયા છે અને થશે તે સર્વને આલિગન દેવા તે તૈયાર છે

મહાત્મા અથવા અવતારી પુરુષોને માટે આપણા ધર્મનો શો મત છે તેનુ અહી સુધી આપણે કાઇક દિગ્દર્શન કર્યું હવે એ પ્રથમ કોટિના મહાપુરુષો કરતા કાંઇક ઉતરતી પંકિતના મહાત્માઓ પણ જગતમા હોય છે તેમના વિષે કઇક વિચારીશું વેદમા ઋષિ શબ્દનો ઉલ્લેખ વારવાર કરવામા આવ્યો છે અને એ શબ્દ હાલમા તો છેક સામાન્ય થઇ પડ્યો છે ઋષિનુ વાક્ય શા માટે પ્રમાણ મનાય છે, એનુ તાત્પર્ય આપણે સમજી લેવુ જોઇએ ઋષિ શબ્દનો અર્થ મત્રનો દ્રષ્ટા, એટલે જેણે કોઇપણ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય એવો થાય છે પ્રાચીન કાળથી એકનો એક પ્રશ્ન હજારો વખત પૂછાતો આવ્યો છે કે ધર્મતત્ત્વના વાસ્તવિકપણાનુ પ્રમાણ શુ છે ? બાહ્ય ઇન્દ્રિયોવડે ધર્મની સત્યતા પ્રમાણિત થઇ શકતીજ નથી, એવો ઉત્તર પ્રાચીનકાળથી ઋષિગણો આપતા આવ્યા છે

" **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।** " ( તૈત્તિરીય ઉપનિષદ્ ) મનવડે તેને ( ઇશ્વરને ) ન પામવાથી નિષ્ફળ થઇને વાણી પાછી આવે છે " **न तत्र चक्षुर्गच्छति न वाग् गच्छति नो मनः।** (કેન ઉપનિષદ્) ત્યા નેત્રો જઇ શકતાં નથી, વાણી જઇ શકતી નથી અને મન પણ પહોચી શકતુ નથી "

સેકડો યુગો થયા ઋષિગણો આનો આજ ઉત્તર આપતા આવ્યા છે આપણા આત્માનુ અસ્તિત્વ, ઇશ્વરનુ અસ્તિત્વ, અનત જીવન, મનુષ્ય જીવનનુ અતિમ લક્ષ્ય એવા એવા પ્રશ્નોનો ઉત્તર આપણને બાહ્યજગતના અવલોકનથી કદિ પણ સતોષકારક રીતે મળશે નહિ આપણુ મન જે હમેશા બદલાતુજ રહે છે, જેનો પ્રવાહ હમેશ ચાલુ હોવાથી જે કદિ સ્થિરતા ધારણ કરતુ જ નથી, જેના ક્ષણે ક્ષણે હજારો વિભાગ થઇ જવાથી જે હમેશા મર્યાદિત રહે છે તે મન અનત,

અપરિવર્તનીય, અખંડ, અવિભાજ્ય સનાતન વસ્તુને કેવી રીતે જાણી શકે ? તેના સ્વરૂપની ધારણા શી રીતે કરી શકે ? જ્યારે જ્યારે મનુષ્યો ચૈતન્યહીન જડસૃષ્ટિના અવલોકનદ્વારા ઉપર કહેલા મહાન પ્રશ્નોનો ઉત્તર મેળવવા ફોગટ ફાંફાં મારે છે, ત્યારે તેનું પરિણામ કેવું શોચનીય આવે છે તેનો સાક્ષી જગતનો ઇતિહાસ છે ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે વેદોક્ત જ્ઞાન પ્રાપ્ત થાયજ શી રીતે ? ઉત્તર એ છે કે જાતે ઋષિની અવસ્થાએ પહોંચ્યા વગર એ જ્ઞાન થઇ શકે નહિ ઋષિઓએ પ્રાપ્ત કરેલું જ્ઞાન ઋષિ થઇએ તોજ મળે આપણી બાહ્ય ઇન્દ્રિયોની સહાયથી આ જ્ઞાન મળી શકે એમ નથી પણ ઇન્દ્રિયજન્ય જ્ઞાન એજ શું મનુષ્યજીવનનું અંતિમ લક્ષ્ય છે ? એજ આપણું પ્રાપ્તવ્ય અને સર્વસ્વ છે એમ કહેવાની કોની તાકાત છે ? આપણા જેવા સામાન્ય મનુષ્યોના જીવનમાં પણ કોઇ કોઇ મોટા વિલક્ષણ પ્રસંગો ઉભા થાય છે કોઇ વાર આપણા પરમ પ્રિય સ્વજનને આપણી સમક્ષ મરણ પામતો જોઇએ છીએ અથવા બીજી કોઇ જાતનો આઘાત આપણા હૃદયને થાય છે, તેમજ કોઇ વખત અત્યંત આનંદનો અવસર ઉપસ્થિત થાય છે ત્યારે આપણું મન અત્યંત શાંત બની જાય છે અને પોતાના ખરા સ્વરૂપનું તેને ક્ષણિક દર્શન થાય છે જે પ્રદેશમાં વાણી અને મન જઇ શકતા નથી તે ઠેકાણે આપણે ક્ષણવાર પહોંચી જઇએ છીએ અને ત્યાં અનંતનો કાંઇક આભાસ થાય છે કાંઇક અપૂર્વ વસ્તુની ઝાંખી થતી હોય એમ લાગે છે આપણા સામાન્ય જીવનમાં કોઇ કોઇ વાર આપણને આવો અનુભવ થાય છે તે વેળા અલબત્ત આપણે ઋષિની અવસ્થા કેટલેક અંશે પ્રાપ્ત કરીએ છીએ ત્યારપછી સતત અભ્યાસવડે એ અવસ્થા પ્રગાઢ,સ્થાયી અને સંપૂર્ણ થાય એવો પ્રયાસ કરવાનું માત્ર બાકી રહે છે. આત્મા ઇન્દ્રિયોવડે બંધાયલો અથવા મર્યાદિત થએલો નથી, એ સત્ય હજારો વર્ષ થયાં પ્રાપ્ત થયેલું છે આત્મા, મન અને બુદ્ધિવડે પણ બંધાયેલો નથી, જ્ઞાનવડે પણ મર્યાદિત થયેલો નથી આપણે એટલું જાણી લેવું જોઇએ કે જ્ઞાન એ આત્મારૂપી અનંત શૃંખલાની એક નાનકડી કડી છે જ્ઞાન એ આત્મા નથી, પણ આત્માનો અંશ માત્ર છે ઋષિઓ જ્ઞાનની પણ અગમ્ય પ્રદેશમાં નિડરપણે વિચરણ કરીને આત્માનુસંધાન કરતા હતા જ્ઞાનની સીમા પાંચ ઇન્દ્રિયવડે મર્યાદિત થયેલી છે આધ્યાત્મિક વિષયના સત્યોની પ્રાપ્તિ કરવામાટે આપણે ઇન્દ્રિયોના પ્રદેશથી કાંઇક વધારે આગળના પ્રદેશમાં દાખલ થવું જોઇએ. હજી પણ એવા પુરુષો છે કે જેઓ પંચેન્દ્રિયની સીમાની પેલી મેરના પ્રદેશમાં જવાની શક્તિ ધરાવે છે, તેઓ ઋષિ કહેવાય છે તેઓ આધ્યાત્મિક સત્યોનો સાક્ષાત્કાર કરી શકે છે મારી સામે મૂકેલા આ ટેબલના અસ્તિત્વનું પ્રમાણ મને કોઇ પૂછે તો કહું કે હું ટેબ-

લને પ્રત્યક્ષ જોઉં છુ તેમ વેદવિહિત સત્યોનુ પ્રમાણુ પણુ પ્રત્યક્ષ અનુભવ એજ છે એ જ્ઞાનની યથાર્થતા અનુમાન અથવા તર્કના પૂરાવા ઉપર આધાર રાખતી નથી આ ટેબલના અસ્તિત્વમાટે મારે અનુમાન કે તર્ક કરવાની જરૂર પડતી નથી, પણ માત્ર પ્રત્યક્ષ અનુભવવડે હું ટેબલનુ અસ્તિત્વ જાણુ છુ, તેમ એ આધ્યાત્મિક સત્યોનો પ્રત્યક્ષ અનુભવ આત્મા જ્ઞાનાતીત અવસ્થામાજ કરી શકે છે એ ઋષિત્વની અવસ્થા પ્રાપ્ત કરવામા દેશ, કાલ, લિંગ જાતિ કશાનો પ્રતિબંધ નથી વાત્સ્યાયન મુક્તકંઠે કહે છે કે આ ઋષિત્વ ઉપર ઋષિઓના સંતાનો, આર્યો, અનાર્યો, મ્લેચ્છો, મનુષ્યમાત્ર સામાન્ય હક્ક ધરાવે છે ઋષિત્વ સર્વની સામાન્ય મિલકત છે

વેદમા જે ઋષિઓનુ વર્ણન કરેલુ છે તેમણે આવા પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરેલી હતી આપણા હિંદુધર્મનુ અંતિમ લક્ષ્યબિંદુ એ અવસ્થાએ પહોંચવાનુ છે એ આદર્શ આપણે કદિ પણ ભૂલી જવો જોઇએ નહિ હુ એટલે સુધી ઇચ્છા રાખુ છુ કે જગતની અન્ય પ્રજાઓ પણ આ ઉચ્ચ આદર્શને પોતાની દૃષ્ટિ-સમીપ રાખે અને તેમ થશે તોજ ધર્મના મતભેદથી ઉત્પન્ન થતી તકરારો અને વિસંવાદો શાંત થઇ જશે શાસ્ત્રોના વાચનથી ધર્મના સત્યોનો સાક્ષાત્કાર થતો નથી, તેમજ જુદા જુદા મતમતાંતરોવડે, વ્યાખ્યાનોવડે, તર્કવડે કે બુદ્ધિવાદવડે પણ થઇ શકતો નથી ધર્મના સત્યોનો કેવળ અનુભવવડેજ સાક્ષાત્કાર કરવો જોઇએ ઋષિ બનીને ઋષિની દૃષ્ટિથીજ તેમનુ દર્શન કરવુ જોઇએ બંધુઓ ! જ્યાસુધી તમે પ્રત્યેક જણ ઋષિ ન બનો, જ્યાસુધી તમે આધ્યાત્મિક સત્યનો સાક્ષાત્કાર ન કરી શકો, ત્યાંસુધી તમારા ધાર્મિક જીવનની શરૂઆતજ નથી થઇ એમ નિશ્ચય-પૂર્વક માની લેજો જ્યાંસુધી ઉપર કહી તેવી જ્ઞાનાતીત અવસ્થાનાં દ્વાર તમારે માટે ખુલ્લા ન થઇ જાય ત્યાસુધી ધર્મ એટલે કેવળ બકબકાટજ સમજવો એવી સ્થિતિ ન થાય ત્યાસુધી આપણે તેની પ્રાપ્તિને માટે તૈયારી કરીએ છીએ અથવા બીજાને મોએ સાંભળેલા તત્ત્વો ઉપર મિથ્યા વાદવિવાદજ મચાવીએ છીએ એમ માનવુ એક પ્રસંગે બુદ્ધભગવાને કેટલાક બ્રાહ્મણ પંડિતોની સાથે વાદવિવાદ કરતા જે કહ્યુ હતુ તે આપણી બાબતમાં પણ બરાબર એજ લાગુ પડે છે તે પંડિતો બુદ્ધભગવાનની પાસે જઇને બ્રહ્મના સ્વરૂપવિષે પ્રશ્ન પૂછવા લાગ્યા "બુદ્ધે તેમને પૂછ્યુ—"તમે બ્રહ્મનુ દર્શન કર્યું છે ?" પંડિતો કહે—"ના" તમારા બાપે દર્શન કર્યું હતુ ? તેના બાપે દર્શન કર્યું હતુ ?" પંડિતો કહે— "અમારા બાપે કે અમારા દાદાએ કે અમારા કોઇ પૂર્વજે બ્રહ્મનુ દર્શન કર્યું નથી" ત્યારે બુદ્ધ ભગવાન કહે—" ભાઇઓ ! તમારા કોઇ પૂર્વજે અથવા તમે પોતે જેનુ દર્શન કર્યું નથી તેને વિષે ચર્ચા કરીને એકબીજાને પરાસ્ત કરવાનો મિથ્યા

પ્રયત્ન શા માટે કરો છો ? ” આખું જગત આવાજ પ્રકારની જૂઠી ભાંજગડ કરી રહ્યું છે વેદાંત આપણને ઉપદેશ આપે છે કે–

“ नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ” । कठोपनिषद्

‘એકલાં ભાષણોવડે આત્માની પ્રાપ્તિ થતી નથી તેમ જ અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવડે અથવા કેવળ શ્રુતિ એટલે વેદના અભ્યાસવડે પણ આત્માની પ્રાપ્તિ થતી નથી, એમ વેદ પોતેજ સ્પષ્ટપણે કહે છે”

આપણે જગતની તમામ પ્રજાઓને વેદના શબ્દોમાં કહેવાને તૈયાર છીએ કે તમારા વિવાદો, ચર્ચાઓ, ભાષણો ફોગટ છે. જે ઈશ્વર સંબંધી જ્ઞાનનો પ્રચાર કરવા તમે પ્રવૃત્ત થયા છો તે ઈશ્વરનું દર્શન તમને પોતાને થયું છે ? જો તેમ થયું જ ન હોય તો તમારો ધર્મપ્રચાર એ મિથ્યા આડંબર છે તમે શું કહેવા માગો છો તેનો અર્થ તમે પોતેજ સમજતા નથી જો તમે ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો હોત તો તમે વિવાદ કરવા તત્પર થાતજ નહિ. તમારા ચહેરા ઉપર કાંઈ અલૌકિકજ તેજ ચળકતું હોત પ્રાચીનકાળમાં એક ઋષિએ પોતાના પુત્રને બ્રહ્મજ્ઞાન મેળવવામાટે ગુરુને ઘેર મોકલ્યો જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેને પિતાએ પૂછ્યું –“ તું શું શીખી આવ્યો ? ” પુત્રે જવાબ દીધો –“ હું નાના પ્રકારની વિદ્યા શીખ્યો છું ” ઋષિએ કહ્યું –“ ત્યારે તો તું કાંઈજ શીખ્યો નથી માટે ફરીને ગુરુને ઘેર જઈને વિદ્યા પ્રાપ્ત કર. ” તે બીજીવાર ગુરુ પાસે ગયો અને કેટલેક કાળે પાછો આવ્યો ત્યારે તેના પિતાએ ફરીથી એનો એજ સવાલ પૂછ્યો પુત્રે જવાબમાં પોતે જે જે વિદ્યા ભણી આવ્યો હતો તે કહી સંભળાવી એ સાંભળીને તેને ત્રીજી વાર ગુરુને ઘેર મોકલવામાં આવ્યો હવે જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેના ચહેરા ઉપર બ્રહ્મતેજ ઝળકી રહ્યું હતું પિતાએ પ્રસન્ન થઈને કહ્યું –‘ પુત્ર ! આજ તારી કાંતિ બ્રહ્મજ્ઞાનીના જેવી તેજસ્વી દેખાય છે. ’ એજ પ્રમાણે તમે પણ જ્યારે ઈશ્વરનો સાક્ષાત્કાર કરશો ત્યારે તમારી કાંતિમાં, સ્વરમાં અને સમગ્ર આકૃતિમાં પરિવર્તન થઈ જશે, અને તમારું અસ્તિત્વ માનવજાતિને માટે કલ્યાણપ્રદ બનશે એકવાર ઋષિત્વ પ્રાપ્ત કર્યું એટલે તમારું સામર્થ્ય એટલું બધું વધી જશે કે તમારો કોઈથી પ્રતિરોધ થઈ શકશે નહિ એજ ઋષિત્વ આપણા ધર્મનો ઉચ્ચતમ આદર્શ છે. બાકી તો વ્યાખ્યાનો, પ્રવચનો, તર્ક, વાદવિવાદ, દર્શનશાસ્ત્ર, દ્વૈતવાદ અને અદ્વૈતવાદ, અરે ! વેદ સુદ્ધાં એ ઋષિત્વ પ્રાપ્ત કરવાના ગૌણ સાધન માત્રજ છે. એ બધાની આથી વધારે કિંમત અંકી શકાતી નથી ઋષિત્વની પ્રાપ્તિ એજ મુખ્ય વસ્તુ છે ‘ વેદ, વ્યાકરણ, જ્યોતિષ વગેરે સર્વ વિષયો ગૌણ છે, જે જ્ઞાનવડે આપણે તે અપરિણામી પદાર્થનો સાક્ષાત્કાર કરી

શકીએ તેજ જ્ઞાન સત્ય છે, બાકીનુ સર્વ મિથ્યા છે.' જેમણે આત્મસાક્ષાત્કાર કર્યો છે તેજ વૈદિક અર્થ પ્રમાણે ખરા ઋષિ છે. ઋષિ શબ્દવડે આપણને એક પ્રકારની વિશિષ્ટ અવસ્થાએ પહોંચેલ વ્યક્તિનુ ભાન થાય છે સાચા હિંદુ તરીકે આપણે દરેકે આપણા જીવનમા વહેલામોડા એ ઋષિત્વની પ્રાપ્તિ કરવીજ જોઇએ તેમ થયાથીજ આપણા શાસ્ત્રના સિદ્ધાત પ્રમાણે આપણે મુક્ત થઇ શકીશુ અમુક મતમતાતરમા શ્રદ્ધા રાખ્યાથી, અથવાહ જારો મદિરોના દર્શન કર્યાથી કે દુનિયામા જેટલી નદીઓ છે તેમા સ્નાન કર્યાથી મુક્ત થવાશે નહિ, એવો હિન્દુ ધર્મનો સિદ્ધાત છે * માત્ર ઋષિત્વ પ્રાપ્ત કર્યાથી, મત્રના દ્રષ્ટા થવાથીજ મુક્ત થવાય છે

વેદના પછીના યુગનુ અવલોકન કરતાં આપણને જણાશે કે સમગ્ર જગતને હલમલાવી નાખવાને સમર્થ મહાપુરુષો, અવતારી પુરુષો એ યુગમા જન્મ્યા હતા એવા અવતાર અનેક થઇ ગયા છે શ્રીમદ્ ભાગવતના મત પ્રમાણે અવતાર અસખ્ય છે તે બધામાથી રામ અને કૃષ્ણ હિંદુસ્તાનમાં વિશેષભાવે પૂજાય છે મહર્ષિ વાલ્મીકિએ પ્રાચીન વીરયુગના પૂર્ણ આદર્શરૂપ, સત્યપરાયણતા અને સમગ્ર નીતિતત્ત્વની સાકાર મૂર્તિસ્વરૂપ, આદર્શ પુત્ર, આદર્શ પતિ, આદર્શ પિતા, સર્વશ્રેષ્ઠ આદર્શ રાજ્યકર્તા રામચદ્રનુ ચરિત્ર આલેખીને આપણી સમક્ષ રજુ કર્યું છે જે ભાષામા એ મહાકવિએ રામચદ્રજીના ચરિત્રનુ વર્ણન કર્યું છે તેના કરતાં વધારે શુદ્ધ, મધુર અને સરલ ભાષા કોઇ પણ દેશના સાહિત્યમા જડતી નથી. અને સીતા ! સીતાના ચારિત્ર્યનુ વર્ણન કેવી રીતે થઇ શકે ? તમે આખા જગતનુ તમામ પ્રાચીન સાહિત્ય શોધી વળો, તોપણ હુ તમને હિંમતપૂર્વક કહી શકીશ કે સીતા જેવુ બીજુ સ્ત્રીપાત્ર શોધવામાટે જગતના ભવિષ્યનુ સાહિત્ય ઉથામી જોતાયે તમે તેવુ પાત્ર શોધી શકશો કે કેમ એ સવાલ છે સીતાનુ ચારિત્ર્ય અસાધારણ છે એવુ ચિત્ર તો જગતમા એકજવાર ચીતરાયુ છે ફરી કદિ કોઇએ ચીતર્યું નથી અને કોઇ ચીતરી શકશે પણ નહિ કદાચ રામ જેવા પુરુષો અનેક થઇ ગયા હોય, પણ સીતા જેવી નારી તો અદ્વિતીયજ છે ભરતખડની સ્ત્રીઓએ સીતાનો આદર્શ પોતાની સન્મુખ રાખીને તેના જેવા થવાનો યત્ન કરવો જોઇએ સ્ત્રીચારિત્ર્ય સબધે ભરતખડની પ્રજાએ જે આદર્શ ઘડયો છે તે આદર્શ સીતામા સર્વાંશે ઉતર્યો છે અને ભરતખડની અથવા કોઇ પણ દેશની ઉત્તમ સ્ત્રીઓના ચારિત્ર્ય સીતાના ચારિત્ર્યમા સમાઇ જાય એવી સીતા અલૌકિક છે આજ હજારો

* જિજ્ઞાસુની અવસ્થાએ પહોચેલા મનુષ્યને માટેજ આ કથન સમજવાનુ છે જેઓ માત્ર સ્થૂલ પદાર્થો અને તે પાછળના ભ્રમણથી વધુ કાઇ સમજતા નથી તેમને માટે તો એ તીર્થયાત્રા વગેરેજ ઉન્નત જીવન તરફ દોરીલુ કરવાના પ્રાથમિક દ્વારરૂપ છે

મંત્રી.

વર્ષ થયાં આ દેશના નાનામોટા સર્વ માણસો સીતાનુ પૂજન કરતાં આવ્યા છે અપૂર્વ મહિમાવાન સીતા, પવિત્રતા કરતા પણ વધારે પવિત્ર, સહિષ્ણુતાની જીવ ત મૂર્તિ સીતા અનતકાળસુધી ભરતખડના સ્ત્રીપુરુષોને હાથે પૂજાયાજ કરશે. જેણે લેશમાત્ર પણ થાકયા વિના અત્યત દુ:ખમય જીવન વ્યતીત કર્યું, તે પરમ સાધ્વી, પરમ વિશુદ્ધ ચારિત્ર્યવતી, આદર્શપત્ની સીતા એકલી મનુષ્યજાતિને માટેજ નહિ, પણ દેવતાઓમાટે પણ આદર્શરૂપ ગણાશે અને આપણા દેશમા પૂજનીય દેવતા તરીકે અનતકાળપર્યંત પૂજાતીજ રહેશે. આપણે બધા તેના ચરિત્રને સારી રીતે જાણીએ છીએ એટલે વિશેષ વર્ણન કરવાની જરૂર નથી આપણા સઘળા પુરાણો નષ્ટ થઇ જાય, વેદ સુદ્ધા તમામ શાસ્ત્રોનો નાશ થઇ જાય, આપણી સસ્કૃત ભાષાનુ નામ હમેશને માટે જગતમાથી ભૂસાઇ જાય, તોપણ હુ કહું છુ તે ધ્યાન રાખીને સાભળજો કે જ્યાસુધી આપણા દેશમા ગ્રામ્ય ભાષા બોલનારા અજ્ઞાન પાચજ હિન્દુઓ જીવતા રહેશે, ત્યાસુધી સીતાની કથા તો થવાનીજ. સીતા આપણા દેશના સ્ત્રીપુરુષોની નાડીએનાડીમાં અને રગેરગમાં સચરી ગઇ છે પ્રત્યેક હિદુ સ્ત્રીપુરુષના રુધિરમા સીતાનુ રક્ત ઉછાળા મારે છે, આપણે સઘળા સીતાના સતાન છીએ આપણી સ્ત્રીઓને હાલના નવા જમાનાનો રગ ચડાવવાનો પ્રયત્ન થાય છે, પણ જો એ પ્રયત્નથી એટલે આધુનિક કેળવણીથી તેમને સીતાના ચરિત્રના આદર્શમાથી ભ્રષ્ટ કરવામાં આવશે, તો જરૂર માનજો કે એ કેળવણી અને એ શ્રમ બરબાદ જશે એના દૃષ્ટાંત આપણે દરરોજ જોઇએ છીએ **ભરતખંડની સ્ત્રીઓ માત્ર સીતાને પગલે ચાલીનેજ પોતાની ઉન્નતિ સાધે એજ ઇષ્ટ છે. હિંદુસ્તાનની સ્ત્રીજાતિની ઉન્નતિનો આ એકજ માર્ગ છે.**

હવે હું એક એવા મહાપુરુષવિષે કહેવા માગુ છુ કે જેમનુ આખા દેશમા અનેકરૂપે પૂજન થાય છે, જે સ્ત્રી, પુરુષ બાળક, વૃદ્ધ, સર્વના, પરમ પ્રિય આરાધ્ય દેવતા છે હું એવા મહાપુરુષવિષે કહેવા માગુ છુ કે જેમને ભાગવતના પ્રણેતા માત્ર ઇશ્વરાવતાર કહીનેજ સતોષ પામતા નથી, પણ કહે છે કે—

**एते चांशकलाः पुंस कृष्णस्तु भगवान् स्वयम् ।**

" બીજા અવતાર તો ભગવાનના અશ-કલાસ્વરૂપ છે પણ કૃષ્ણ તો સ્વય ભગવાનજ છે " એવા ભગવાન શ્રીકૃષ્ણવિષે હુ કાઇક કહેવાનો વિચાર રાખુ છુ.

જ્યારે આપણે શ્રી કૃષ્ણના વિવિધ ભાવયુક્ત ચારિત્ર્યનુ અવલોકન કરીએ છીએ ત્યારે આપણને સહજ જણાય છે કે, એમને માટે આવા વિશેષણો વપરાય એમાં જરા પણ આશ્ચર્ય નથી. તે એકી વખતે અપૂર્વ સન્યાસી અને અદ્ભુત ગૃહસ્થ હતા તેમનામા રજોગુણની ક્રિયાશક્તિનો અસાધારણ વિકાસ થએલો હતો, છતાં તેમનુ જીવન અપૂર્વ સાત્વિક ત્યાગની ભાવનાથી ભરપૂર હતુ. ભગવદ્-

ગીતાનો અભ્યાસ કર્યા વગર શ્રીકૃષ્ણના ચારિત્ર્યનુ રહસ્ય કદિપણ સમજી શકાયજ નહિ કારણ કે ગીતામા તેમણે જે ઉપદેશ આપ્યો છે તેના તે જીવંત મૂર્તિસ્વરૂપ હતા આ નિયમ દરેક અવતારને લાગુ પડે છે જે સત્યનો પ્રચાર કરવાના હેતુથી અમુક અવતાર થયો હોય તે સત્ય તે અવતારના ચારિત્ર્યમાં સાકારરૂપે માલૂમ પડે છે ગીતાના પ્રચારક શ્રીકૃષ્ણ પોતાના આખા જીવનમા ગીતાના સત્યોની મૂર્તિરૂપ દેખાતા હતા તે અનાસક્તિના એક મહાન દૃષ્ટાતરૂપ હતા તે પોતાના રાજ્યનો પરિત્યાગ કરે છે અને તેને માટે મનમા જરા પણ તૃષ્ણા રાખતા નથી શ્રીકૃષ્ણ—ભરતખડના તમામ રાજાઓના મુકુટમણિ, જેના એક શબ્દમાત્રથી રાજાધિરાજો સિહાસન ઉપરથી પદભ્રષ્ટ થઇ જતા તે પોતે રાજા થવાની જરાએ પરવા કરતા નથી તે બાળપણમા જેવા સરલભાવથી ગોપીઓ સાથે રમતા હતા તેવોજ સરલભાવ તેમના જીવનની અન્ય અવસ્થાઓમા પણ જોવામા આવે છે

તેમના જીવનનો જે ચિરસ્મરણીય પ્રસગ અત્યારે મને યાદ આવે છે તે ઘણોજ દુર્બોધ્ય છે, અને જ્યાસુધી મનુષ્ય પૂર્ણ બ્રહ્મચર્યવાન અને પવિત્ર ન થયો હોય ત્યાસુધી એ અદ્ભુત પ્રસગનુ રહસ્ય સમજવાને તેણે માથુ મારવુ નહિ એજ બેહેતર છે એ પ્રસગ પ્રેમના અત્યત અદ્ભુત વિકાસનો પ્રસગ, જે વૃન્દાવનની મધુર લીલાના વર્ણનમા એક સુદર રૂપકના આકારમા વર્ણવાયો છે, તેનુ રહસ્ય સમજવાનો અધિકાર તેનેજ પ્રાપ્ત થઇ શકે, કે જે પ્રેમમદિરાના પાનથી એકાએક પ્રેમોન્મત્ત બની ગયો હોય એવા મનુષ્ય સિવાય એ વિષયમા હાથ ઘાલવાનો બીજા કોઇનો અધિકાર નથી ગોપાગનાઓની પ્રેમજનિત વિરહવેદનાનો ભાવ સમજવાને કોણ શક્તિવાન છે ? જે પ્રેમ, પ્રેમના સર્વોત્તમ આદર્શસ્વરૂપ છે, જે પ્રેમ ( પ્રેમમૂર્તિ સિવાય ) બીજા કશાની આશા—અપેક્ષા રાખતો નથી, જે પ્રેમને સ્વર્ગની પણ પરવા નથી, જે પ્રેમને આ લોક પરલોકની કોઇ પણ વસ્તુની લેશમાત્ર સ્પૃહા નથી ! બધુઓ ! જો નિર્ગુણ અને સગુણ ઈશ્વર સબધી વિખવાદનુ કોઇ રીતે સમાધાન થઇ શકતુ હોય તો તે ગોપીઓના પ્રેમદ્વારાજ થઇ શકે એમ છે આપણે સારી પેઠે જાણીએ છીએ કે સગુણ ઈશ્વર કરતા નિર્ગુણ ઈશ્વર સબધી વધારે ઉચો આદર્શ કલ્પવાને મનુષ્ય અસમર્થ છે વળી આપણે એમ પણ જાણીએ છીએ કે દાર્શનિક દષ્ટિથી જોતા આખુ જગત જેનો પ્રકાશ માત્ર છે એવા અખડ, પરિપૂર્ણ અને વિશ્વવ્યાપી પરબ્રહ્મને નિર્ગુણ માનવો એજ મત વધારે સ્વાભાવિક છે બીજી બાજુએ આપણા હૃદયનુ વલણ સાકાર ઈશ્વર તરફ સહેજે થાય છે આપણા હૃદયને ઈશ્વરનુ એવુ સ્વરૂપ પ્રિય લાગે છે કે જેને આપણે સ્પર્શ કરી શકીએ અને જેના ચરણમા ઢળી પડીને આપણા હૃદયના ઉમળકાનો ઉભરો ઠાલવી નાખીએ આથી ઈશ્વરનુ સગુણ સ્વરૂપ એ મનુષ્યની

શક્તિ જોતા તેણે ઘડેલો ઉંચામાં ઉંચો આદર્શ છે, પણ આ આદર્શ બુદ્ધિવાદ આગળ ટકી શકતો નથી એજ જૂનામાં જૂનો મહાપ્રશ્ન, કે જે બ્રહ્મસૂત્રોમાં ચર્ચાયો છે, જે દ્રૌપદીએ વનવાસસમયે યુધિષ્ઠિર સાથેના વિવાદપ્રસંગે તેને પૂછયો હતો, કે જો ઈશ્વર સગુણ, સંપૂર્ણ દયામય અને સર્વશક્તિમાન્ હોય તો આ નરક જેવો દુઃખમય સંસાર શા માટે આપણી નજરે પડે? શા માટે તેણે આવી સૃષ્ટિ ઉત્પન્નજ કરી? તેને તો અત્યંત પક્ષપાતી કહેવો જોઈએ, આ પ્રશ્નનું કોઈ પણ રીતે સંતોષકારક નિરાકરણ થઈ શકતું નથી જો એનું કોઈપણ ઠેકાણે નિરાકરણ થએલું હોય તો તે માત્ર ગોપીઓના પ્રેમવિષે શાસ્ત્રમાં જે કહેલું છે તેમાંજ જોવામાં આવશે ગોપીઓ કૃષ્ણને કોઈ પણ વિશેષણ લગાડવાનું પસંદજ કરતી નહિ કૃષ્ણ સર્વશક્તિમાન્ છે, સૃષ્ટિનો રચનાર છે, એ બધું જાણવાની તેમને દરકારજ ન હતી કૃષ્ણ અનંત પ્રેમમય છે એટલુંજ જ્ઞાન તેમને માટે પૂરતું હતું, એટલુંજ તેઓ સમજતી હતી ગોપીઓ કૃષ્ણને હમેશા વૃન્દાવનમાં ગોપ-જીવન ગાળનાર કૃષ્ણ તરીકેજ ઓળખતી હતી રાજાધિરાજ શ્રીકૃષ્ણ, અસંખ્ય યોદ્ધાના સમૂહના નેતા શ્રીકૃષ્ણ, ગોપીઓને મન માત્ર એક ગોપાલબાલકજ હતા

**न धनं न जनं न सुंदरीं कवितां वा जगदीश कामये ।**
**मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥**

"હે જગદીશ! હું ધન, સ્વજન કવિતા અથવા સુંદર સ્ત્રી એમાંનું કાંઈ માગતો નથી, માત્ર જન્મે જન્મે તમારા તરફ મારી અહૈતુકી–નિષ્કામ ભક્તિ રહે એટલુંજ માગું છું" ધર્મના ઇતિહાસમાં આ ભાવનાએ એક નવીન પ્રકરણ ઉઘાડયું છે અહૈતુકી ભક્તિ–પ્રેમનીજ ખાતર પ્રેમ, કોઈપણ જાતના બદલાની ઇચ્છા વગરનો નિર્મળ પ્રેમ, નિષ્કામ કર્મ એ ઉપદેશ ભગવાન્ શ્રીકૃષ્ણદ્વારા આખા જગતને સૌથી પહેલીજ વાર મળ્યો માનવજાતિના ઇતિહાસમાં કર્મભૂમિ ભરત-ખંડના ક્ષેત્ર ઉપર સર્વશ્રેષ્ઠ અવતાર શ્રીકૃષ્ણના મુખમાંથી આ ઉપદેશ સૌથી પહેલીજવાર પ્રકટ થયો ભયોત્પાદક નિષેધાત્મક ધર્મ એટલે અમુક પ્રકારના ધર્મા-ચરણ નહિ કરો તો નરકની યાતના ભોગવવી પડશે, તેમજ સકામ ધર્મ એટલે અમુક કર્મ કર્યાથી સ્વર્ગસુખની પ્રાપ્તિ થશે એ માન્યતાઓનો અધિકાર હમેશાને માટે નષ્ટ થયો અને મનુષ્યના હૃદયમાં નરકની ભીતિ તથા સ્વર્ગભોગની વાસનાને ઠેકાણે અહૈતુકી ભક્તિ અને નિષ્કામ કર્મ, એ બે ઉંચામાં ઉંચા આદર્શની સ્થાપના થઈ

એ નિર્મળ પ્રેમનો મહિમા હું કયી ભાષામાં વર્ણવું? હું તો તમને આટલુંજ કહી શકું છું કે ગોપીઓનો પ્રેમ એ બહુજ દુર્લભ પદાર્થ છે, એનું રહસ્ય સમજવું એ બહુજ મુશ્કેલ છે શ્રીકૃષ્ણના જીવનના આ અપૂર્વ પ્રસંગનું અદ્ભુત

રહસ્ય સમજવાને અશક્ત હોય એવા મૂર્ખ આપણામા પણ ઘણા છે. હું ફરીથી કહું છુ કે આપણાજ લોકોમા એવા અપવિત્ર હૃદયના અને મૂર્ખ મનુષ્યો છે, કે જેઓ ગોપીઓના પ્રેમનુ નામ સાભળતાજ તેને અત્યત અપવિત્ર વ્યવહાર સમજીને રખેને પોતે અભડાઇ જાય એવા ભયથી તેનાથી દૂરના દૂર રહે છે એવા લોકોને હુ એટલુજ કહેવા ઇચ્છુ છુ કે પહેલા તમે તમારા હૃદયને પવિત્ર કરો, તમારા હૃદયમાથી કામવાસનાને નિર્મૂળ કરી નાખો, અને એટલુ પણ બરાબર સ્મરણમાં રાખો કે જેણે આ ગોપીઓના અદ્‌ભુત પ્રેમનુ વર્ણન કર્યુ છે, તે બીજા કોઇજ નહિ પણ આજન્મશુદ્ધ વ્યાસપુત્ર શુકદેવ છે. જે ઇતિહાસકાર ગોપીઓની અદ્‌ભુત પ્રેમભાવનાને ઇતિહાસના પટ ઉપર નોધે છે તે મહાયોગી, મહાભક્ત, જન્મથીજ વૈરાગ્યવાન્ મહાત્મા શુકદેવ છે જ્યાસુધી તમારા હૃદયમા સ્વાર્થપરાયણતા વાસ કરી રહી છે, ત્યાંસુધી ઇશ્વરપ્રેમ તમારે માટે દુષ્પ્રાપ્ય પદાર્થ છે તમે જેને ઇશ્વરભક્તિ કહો છો તે તો માત્ર ભક્તિનો વ્યાપારી વ્યવહાર છે ‘હે ઇશ્વર ! હું તને કાઇક આપુ છુ, તેના બદલામા તુ મને અમુક પદાર્થ આપ ’ તમારી પ્રાર્થનામા તમે એવુજ કાઇક બોલો છો, અને તમારો ઇશ્વર તમને કહે છે કે ‘ જો તમે અમુક પ્રકારના આચરણ નહિ કરો, તો યાદ રાખજો કે તમારા મરણ પછી હુ તમારી ખબર લઇશ તમને કદાચ અનતકાળપર્યત ભડભડ બળતા અગ્નિમા શેકી નાખીશ ’ જ્યાસુધી મગજમા આવા પ્રકારના ખ્યાલનુ ભૂસુ ભરેલુ હોય, ત્યાસુધી ગોપીઓની પ્રેમજનિત વિરહવેદના અને ઉન્માદાવસ્થા શી રીતે સમજી શકાય ?

“ सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥ ”

**श्रीमद्भागवत**

“ હે પ્રાણવલ્લભ ! એકવાર–બસ એકવાર તારા અધરામૃતનુ પાન કરાવ, તારા અધરામૃતનુ પાન એકજ વાર જેમણે કર્યુ છે, તેમની અધરામૃતની તૃષા વધતીજ જાય છે, તેમના સર્વ સતાપનો નાશ થયો છે, તેઓને બીજા સર્વ પ્રિય વિષયોનુ વિસ્મરણ થયુ છે માત્ર તુજ–તુ એકલોજ અમારી પ્રીતિનો વિષય છે ”

અહાહા ! એકવાર ધનપ્રાપ્તિનો, યશ વધારવાનો મિથ્યા લોભ મૂકી દો, એકવાર આ ક્ષણભગુર સસાર ઉપરની તમારી આસક્તિના બધન તોડી નાખો, એમ કરશો તોજ તમે ગોપીના પ્રેમનો અર્થ સમજી શકશો ગોપીનો પ્રેમ એ એવી વિશુદ્ધ ભાવના છે કે તમામ પાર્થિવ પદાર્થોનો, અને વાસનાઓનો સમૂળો ત્યાગ કર્યા વગર તેને સમજવાનો પ્રયત્ન કરવો ફોગટ છે જ્યાસુધી અતઃકરણ સપૂર્ણ રીતે પવિત્ર ન થયુ હોય, ત્યાસુધી એ પ્રેમનુ રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન

મિથ્યા છે અંતઃકરણમાં કામવાસના, ધનલોભ અને યશની આકાંક્ષાના ઝરણાં ફૂટયાંજ કરતાં હોય છતાં ગોપીના પ્રેમની પરીક્ષા અને પૃથક્કરણ કરવા બેસવું, એ કેટલી ધૃષ્ટતા! ગોપીનો પ્રેમ જગતને શીખવવો એજ કૃષ્ણાવતારનો મુખ્ય ઉદ્દેશ હતો. ગોપીનો પ્રેમ એ એવો સ્વર્ગીય અને પરમ પવિત્ર આદર્શ છે કે, વેદાન્ત અને દર્શનશાસ્ત્રના શિરોમણિતુલ્ય ગીતાજેવો ગ્રંથ પણ એ પ્રેમની આગળ કાંઇ હિસાબમાં નથી. ગીતાનો ઉપદેશ સાધકને ધીરે ધીરે લક્ષ્યબિંદુ તરફ પ્રયાણ કરવાને પ્રેરે છે, પણ આ ગોપીનો પ્રેમ પ્રભુપ્રીતિના આસ્વાદનથી થએલી ઉન્માદાવસ્થા, ગાઢ પ્રેમોન્મત્તતા, જ્યાં ગુરુ અને શિષ્ય, શાસ્ત્ર અને ઉપદેશ, ઇશ્વર અને સ્વર્ગ, સૌ એકાકાર, તન્મય થઇ જાય છે, જ્યાં ભયમૂલક ધર્મનું ચિન્હસરખું પણ નથી, જ્યાં માત્ર એક પ્રેમોન્મત્તતા સિવાય બીજું કાંઇજ નજરે પડતું નથી, ત્યાં સંસારની પૂર્ણ વિસ્મૃતિ થઇ જાય છે. પ્રેમોન્મત્ત ભક્ત આખા સંસારમાં એક કૃષ્ણ સિવાય બીજો કોઇ પદાર્થ જોઇજ શકતો નથી. તેને સર્વ પ્રાણીમાં, સર્વ પદાર્થમાં કૃષ્ણનુંજ દર્શન થાય છે. તેની પોતાની કાંતિ પણ કૃષ્ણતુલ્ય દેખાય છે. તેનો આત્મા પણ કૃષ્ણના રંગથી રંગાઇ ગયો છે. મહાનુભાવ શ્રીકૃષ્ણનો આવો અદ્ભુત મહિમા છે!

શ્રીકૃષ્ણના જીવનની નાની નાની બાબતો લઇને તે વિષે ચર્ચા કરવામાં ખાલી વખતની બરબાદી કરતા નહિ. તેમના જીવનનો જે મુખ્ય અંશ છે તેનુંજ અવલંબન કરો. શ્રીકૃષ્ણના જીવનચરિત્રમાં અલબત્ત ઐતિહાસિક દોષ છે, અનેક ક્ષેપક છે, એ બધું ભલે રહ્યું, તેની સાથે આપણે લેવા દેવા નથી, પણ સમાજમાં જેને લીધે અપૂર્વ ભાવનો ઉદય થયો તેને અલબત્ત ઐતિહાસિક આધાર હોવો જોઇએ. બીજા કોઈ પણ પયગંબર અથવા મહાપુરુષના જીવનનું તથા તેના ઉપદેશોનું અવલોકન કરી જુઓ. તમને તરતજ જણાશે કે તેમણે જે ઉપદેશ આપ્યા છે, તે તેમની પહેલાંના મહાપુરુષોના વચનના પ્રતિધ્વનિજ છે, અથવા તેમના સમયમાં દેશમાં જે જે વિચારો અને ભાવનાઓ પ્રચલિત થએલાં હતાં તેમનો તેમણે વિશેષરૂપે પદ્ધતિસર પ્રચાર કર્યો છે તે એટલે સુધી કે એ મહાપુરુષો ખરેખર થઈ ગયા છે કે કપોલકલ્પિત છે તે વિષે પણ ઘણા વિદ્વાનોને સંદેહ પડે છે. પણ નિષ્કામ કર્મ, વિશુદ્ધ પ્રેમતત્ત્વ, અહૈતુકી ભક્તિ, એ આદર્શો શ્રીકૃષ્ણના અગાઉના સમયમાં કદિ કોઇએ પ્રકટાવ્યા હતા એમ સાબિત કરવાને કોઇ તૈયાર છે? જો એ આદર્શો શ્રીકૃષ્ણદ્વારાજ સૌથી પહેલીવાર જગતમાં જાહેર થયા હોય, તો તેને પ્રગટાવનાર પુરુષ હોવોજ જોઇએ એમાં શો સંદેહ? આ આદર્શો શ્રીકૃષ્ણે બીજા કોઇ મહાપુરુષના ઉપદેશમાંથી પ્રાપ્ત કર્યા છે અને એ તેમના પોતાના તદ્દન અપૂર્વ ભાવો નથી એમ સાબિત થઇ શકતું નથી, કારણ કે શ્રીકૃષ્ણના પ્રાકટ્ય પહેલાં નિષ્કામ

પ્રેમ અને નિષ્કામ કર્મની ભાવનાઓ દેશમા પ્રચલિત થઇ હોય એમ તે સમયના ઇતિહાસ ઉપરથી માલુમ પડતુ નથી, ભગવાન્ શ્રીકૃષ્ણ એ ભાવનાઓના સૌથી પહેલા પ્રચારક હતા તેમના અનુયાયી વેદવ્યાસે એ ભાવનાઓને સાધારણ જન સમાજમા વહેતી મૂકી માનવ ભાષામા આવો સર્વોત્તમ આદર્શ કદિ લખાયો નથી. વ્યાસના રચેલા ગ્રથ (ભાગવત) મા ગોપીજનવલ્લભ—વૃન્દાવનનો ગોપબાલ-એ કરતા વધારે ઉચી ભાવના હોઇ શકેજ નહિ જ્યારે આપણા હૃદયમા ગોપીના પ્રેમનો ઉન્માદ પ્રકટ થાય, જ્યારે આપણે ભાગ્યશાળી ગોપીઓના હૃદયનો ભાવ સમજી શકીએ, ત્યારે પ્રેમ એ શી વસ્તુ છે તે આપણે જાણી શકીએ જ્યારે આખુ જગત્ આપણા દૃષ્ટિમાર્ગમાથી વિલુપ્ત થઇ જાય, જ્યારે આપણા હૃદયમા બીજી કોઇ પણ વાસનાનુ બીજ સરખુ પણ ન રહે, જ્યારે આપણી ચિત્તશુદ્ધિ સપૂર્ણ થાય, જ્યારે આપણે માટે બીજુ કાઇ પણ પ્રાપ્તવ્ય કર્તવ્ય ન રહે, જ્યારે સત્યાનુસધાન કરવાની પણ ઇચ્છા રહેવા ન પામે, ત્યારેજ આપણા હૃદયમાં એ પ્રેમોન્માદનો ઉદય થશે, ત્યારેજ આપણે ગોપીની અહૈતુકી, પૂર્ણ નિષ્કામ પ્રેમભક્તિનુ સ્વરૂપ સમજવાને અધિકારી થઇશુ એજ આપણુ લક્ષ્યબિન્દુ છે એ ગોપીનો પ્રેમ મળ્યો એટલે સર્વસ્વ મળ્યુ એમજ સમજી લેજો

હવે આપણે એક પગથીઉ નીચા ઉતરીને ગીતાના પ્રચારક શ્રીકૃષ્ણ સબધે આલોચના કરીએ ભરતખડમાં હમણા એક એવા પ્રકારની પ્રવૃત્તિ કરવામા આવતી જણાય છે કે, જેને ગાડીને ઘોડો જોડતી વખતે ઘોડાના મો આગળ ગાડી જોડનારની મૂર્ખતામાથે સરખાવી શકાય આપણામાના ઘણા માણસો એવો અભિપ્રાય ધરાવે છે કે શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે જે પ્રેમલીલા કરી હતી તે કેટલેક અશે ભેદભરેલી અને અશ્લીલ પણ છે ! સાહેબ લોકોને એ પસદ નથી ! અમુક ડૉકટર ગોપીના પ્રેમને માટે સારો મત ધરાવતો નથી ! બસ, ત્યારે હવે ઉપાય શો ? સાહેબ લોકોને અને મહાનુભાવ યુરોપિયન પડિતોને પસદ નથી, ત્યારે આપણે પણ શ્રીકૃષ્ણ અને ગોપીઓનુ શુ કામ છે ? યુરોપિયન લોકોના અનુમોદન વગર કૃષ્ણ રહીજ કેમ શકે ? મહાભારતમા એકાદ બે નજીવા પ્રસગો સિવાય ગોપીઓનો ઉલ્લેખજ નથી માત્ર દ્રૌપદીએ કરેલા સ્તવનમા અને શિશુપાલે મરણ વખતે કરેલા ઉદ્ગારમા વૃન્દાવનનો પ્રસગોજ કરવામા આવ્યો છે બસ, એ તો ક્ષેપકજ હોવા જોઇએ ! સાહેબ લોકોને પસદ નથી ત્યારે આપણને પણ તેમનુ પ્રયોજન શુ ? ગોપીઓની કથા અને ખુદ શ્રીકૃષ્ણની કથા પણ ક્ષેપક છે ! આવુ બોલનારા માણસો વાણિજ્યવૃત્તિમાં તરબોળ થએલા જીવડાઓ, જેમનો ધર્મનો આદર્શ પણ વાણિજ્યવૃત્તિથી ભરપૂર છે, જેઓ અહી અમુક સત્કર્મ કરીને તેના બદલામાં સ્વર્ગમા જવાની આશા રાખે છે, તેઓ આ નિષ્કામ પ્રેમતત્વને કેવી રીતે ઓળખી

શકે ? જેઓ મારવાડીની માફક અમુક શુભ કર્મને માટે તેનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો લેવાની આશા રાખે છે, તેમના બુદ્ધિપ્રદેશમા ભિચારી પ્રેમઘેલી, ભોળી ગોપાગનાઓને શી રીતે સ્થાન મળે ? ગીતાના અવલોકનથી આપણને જણાશે કે ગીતાના જેવો વેદની ટીકારૂપ ગ્રથ બીજો લખાયો નથી અને લખી શકાય એમ પણ નથી.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदन. ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

આ વચન અક્ષરે અક્ષર સત્ય છે શ્રુતિ અને ઉપનિષદોના અર્થ અત્યત દુર્બોધ્ય છે, તેમનુ તાત્પર્ય સમજવુ બહુ મુશ્કેલ છે, કારણ કે અનેક ભાષ્યકારોએ પોતપોતાના મતનુ પ્રતિપાદન કરવામાટે પોતાને ફાવે તેવા અર્થ મારી મચડીને બેસાડ્યા છે આથી કરીને ભગવાન્ પોતે જે શ્રુતિના પ્રેરનાર છે, તેમણે જાતે અવતાર ધારણ કરીને, ગીતાના પ્રચારક બનીને શ્રુતિનુ તાત્પર્ય સ્પષ્ટ ભાષામા સમજાવ્યુ જે પદ્ધતિએ શ્રીકૃષ્ણ ભગવાને શ્રુતિના રહસ્યનુ સ્પષ્ટીકરણ કર્યું, તે પદ્ધતિ ભરતખંડને તેમજ આખા જગતને બીજા કોઇ પણ પદાર્થ કરતા વધારે જરૂરની છે એમના પછીના જમાનામા અનેક ભાષ્યકારોએ શ્રુતિ ઉપર તેમજ ગીતા ઉપર ભાષ્યો લખ્યા છે પણ આશ્ચર્ય અને ખેદની વાત એ છે કે એ ભાષ્યકારો શ્રુતિ ઉપર અને ખુદ ગીતાભાષ્ય લખતી વખતે પણ ભગવાનના વાક્યનુ રહસ્ય સમજી શક્યા નથી, કારણ કે આપણે જોઇએ છીએ કે ગીતામા એક વાત કહેલી છે, ત્યારે આધુનિક ભાષ્યકારો કાઇ બીજીજ વાતનુ પીજણુ કરે છે એક અદ્વૈતવાદી ભાષ્યકાર ઉપનિષદ્ ઉપર ટીકા લખવા તૈયાર થાય છે હવે ઉપનિષદોમા દ્વૈતવાદાત્મક અનેક વાક્યો છે, તે બધાને મારી મચડીને પોતાના અદ્વૈતવાદ સાથે તેમનો મેળ બેસાડે છે અને એમ કરતા ઉપનિષદ્નુ ખરૂ રહસ્ય માર્યું જાય છે વળી બીજો કોઇ દ્વૈતવાદી ભાષ્યકાર ઉભો થાય છે અને તે અદ્વૈતાવાદાત્મક વાક્યોને ગમે તેમ કરી મારી મચડીને દ્વૈતવાદ સાથેજ ઘટાવી દે છે, પરતુ ગીતામાં શ્રુતિના તાત્પર્યને ઉપર કહેવામા આવ્યુ તેમ વિકૃત કરવાનો લેશ માત્ર પણ યત્ન કર્યો નથી ભગવાન્ પોતેજ કહે છે કે "એ સર્વ જુદા જુદા સિદ્ધાન્તો સત્ય છે આત્મા ધીરે ધીરે સ્થૂલમાથી સૂક્ષ્મ અને સૂક્ષ્મમાથી વધારે સૂક્ષ્મમાર્ગે આરોહણ કરતો જાય છે એમ કરતા આખરે જીવાત્માને પરમ લક્ષ્ય અનતપૂર્ણ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે" ગીતામાં એવી પદ્ધતિથી વેદનુ તાત્પર્ય સમજાવ્યુ છે કે કર્મકાંડ જેવા વિષયને પણ ગીતામા સ્થાન મળ્યુ છે, અને સાથે એમ પણ બતાવવામા આવ્યુ છે કે કર્મકાડવડે પ્રત્યક્ષ મુક્તિ પ્રાપ્ત થતી નથી, તોપણ મુક્તિના માર્ગ તરફ આગળ વધવામા કર્મ પરોક્ષ રીતે સાધન થઇ પડે છે એ વાત સત્ય છે મૂર્તિપૂજન, નાના પ્રકારની યજ્ઞયાગાદિક ક્રિયાઓ, વ્રતો, અનુષ્ઠાનો, એ સર્વ ઉચિત અને

ઉપયોગી છે, પરંતુ જો તે માત્ર એકજ મુખ્ય બાબત ઉપર લક્ષ રાખીને કરવામાં આવે તોજ, અને તે બાબત તે "ચિત્તની શુદ્ધિ" છે જો હૃદય શુદ્ધિ અને સરલ થયું હોય તોજ ઉપાસના યથાર્થ રીતે કરી શકાય અને તોજ તે આપણને અંતિમ લક્ષ્યસુધી લઈ જાય એ દૃષ્ટિબિંદુથી ભિન્ન ભિન્ન પ્રકારની ઉપાસના કરવાની પદ્ધતિઓ જરૂરની છે, કારણ કે તેમ ન હોત તો તેમની ઉત્પત્તિજ કેમ થઇ શકત ? નાના પ્રકારના ધર્મો અને મતમતાંતરો દાંભિક અને દુષ્ટ માણસોએ લોકો પાસેથી દ્રવ્ય નીચોવી લવાના ઉદ્દેશથીજ પ્રચલિત કરેલા છે એવું હાલ કેટલાક માણસો માને છે, પરંતુ તેમ નથી તેઓએ કરેલા આરોપ ઉપરચોટિયા દૃષ્ટિએ ગમે તેટલા સત્ય અને સંગીન જણાય, તોપણ સત્ય હકીકત તો એજ છે કે, ધર્મની અથવા સંપ્રદાયની સ્થાપના કોઇ પણ મનુષ્યે નવીન રચના કરવાના ઇરાદાથી કરેલીજ નથી મનુષ્યજાતિની સ્વાભાવિક જરૂરીઆતને સંતોષવાને માટે કુદરતી રીતેજ જુદા જુદા ધર્મ અથવા સંપ્રદાયનું બંધારણ થએલું છે જુદી જુદી શ્રેણીના, જુદા જુદા અધિકારવાળા મનુષ્યોની ધર્મપિપાસા તૃપ્ત કરવાને અર્થે નાના પ્રકારના સંપ્રદાયો ઉભા થએલા હોવાથી તેમની વિરુદ્ધ લડત ચલાવવાથી સારૂં ફળ આવનાર નથી જે દિવસે એ સંપ્રદાયોની જરૂરીઆત નહિ રહે તેજ દિવસે જરૂરીઆતને અભાવે તે આપોઆપ સૂકા પાંદડાની માફક ખરી પડશે, પણ જ્યાસુધી તેમનું થોડું પણ પ્રયોજન રહેશે, ત્યાસુધી તમે ગમે તેટલા પ્રબળ આઘાત કરો, ગમે તેટલી કડક ટીકા કરો, લડત ચલાવો તોપણ તે રહેશેજ રહેશે તમે બંદુકો અને શસ્ત્રોનો ઉપયોગ કરીને જગતમાં લોહીની નદીઓ વહેવડાવો, પણ જ્યાસુધી મૂર્તિપૂજન મનુષ્યના ધર્મજીવનની એકાદ પણ જરૂરીઆત પૂરી પાડશે, ત્યાસુધી તમે કદિ પણ મૂર્તિપૂજનનો બહિષ્કાર કરાવવામાં વિજય મેળવશો નહિ ઉપાસના કરવાની જુદા જુદા પ્રકારની પદ્ધતિઓ એ ધર્મમાર્ગની જુદી જુદી નીસરણીઓ છે, અને તેથી તે રહેવીજ જોઇએ એમ આપણે શ્રીકૃષ્ણના ઉપદેશવડે જાણી શકીએ છીએ.

ભગવાન્ શ્રીકૃષ્ણના અંતર્ધાન થયા પછીના યુગમાં ભરતખંડના ઇતિહાસનો એક શોચનીય અધ્યાય શરૂ થાય છે ભગવદ્‌ગીતામાંજ નાના પ્રકારના સંપ્રદાય વચ્ચે મચી રહેલા તુમુલ યુદ્ધના કોલાહલનો ધ્વનિ દૂરથી આપણા કાનને અથડાતો લાગે છે, અને તેથીજ સમાધાનમંત્રના મહાન્ અને અદ્‌ભુત ઉપદેશક શ્રીકૃષ્ણ જાણે વચ્ચે પડીને વિરોધનું ઉપશમન કરવા શાંતિમંત્ર ન ભણતા હોય તેમ કહે છે કે —

**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव । भगवद्गीता**

"જેમ સૂત્રવડે મણિ ગૂંથાએલા હોય તેમ આ સર્વ મારામાં ઓતપ્રોતપણે રહેલું છે"

અલબત્ત, આપણને સાંપ્રદાયિક ઝગડાનો દૂરથી આવતો કોલાહલ તેજ ઘડીથી સંભળાવા લાગે છે કદાચ ભગવાનના ઉપદેશના પ્રભાવને લીધે થોડા સમયસુધી એ વિરોધ નરમ પડી ગયો હશે અને ભરતખંડના સમાજમા શાંતિ અને સમાધાનનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હશે, પણ એ થોડા સમયને માટેજ વિરોધના બીજ ભરતખંડના ક્ષેત્રમાં વવાયલાં હતાં, તેનો એક રૂપે નહિ તો બીજે રૂપે પણ અંકુર ફૂટ્યા વગર નજ રહ્યો ખાસ ધર્મના મતભેદને લીધે નહિ તો જ્ઞાતિભેદને લીધે પણ કલહ ઉત્પન્ન થયો આપણા સમાજના બે બળવાન અંગ-બ્રાહ્મણ અને ક્ષત્રિયવર્ગ—વચ્ચે કલહ મંડાયો, અને એક હજાર વર્ષસુધી જે પ્રબળ તરંગ આખા ભરતખંડ ઉપર સચરાચર વ્યાપી ગયો, તેની ઉંચામાં ઉંચી ટોચ ઉપર આપણને એક અલૌકિક મહિમાશાલી મૂર્તિનું દર્શન થાય છે તે ભવ્ય મૂર્તિ કોણ? ગોતમબુદ્ધ અથવા શાક્યમુનિ તમને સર્વને એ મહાપુરુષના ઉપદેશ તથા એમની ધર્મપ્રચાર કરવાની પદ્ધતિ વિદિત છે આપણે એમનું ઈશ્વરના અવતાર તરીકે, સર્વશ્રેષ્ઠ નીતિતત્ત્વના પ્રચારક તરીકે, નિડર ધર્મોપદેશક તરીકે અને સર્વોત્તમ કર્મયોગી તરીકે પૂજન કરીએ છીએ જાણે ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે પોતાના શિષ્ય થઈને, પોતાનાજ ઉપદેશેલા નીતિસૂત્રોને વ્યાવહારિક સ્વરૂપ આપવાને બીજીવાર પ્રકટ ન થયા હોય! જે મહાવાણીએ ભગવદ્ગીતાનો ઉપદેશ કર્યો તેજ વાણી પુનઃ સંભળાઇ અને જગત્‌ને ઉદ્બોધવા લાગી કે—

**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।**

"આ ધર્મનું સાધારણ—અતિ અલ્પ અનુષ્ઠાન કર્યાથી પણ મહા ભયમાંથી રક્ષણ થાય છે"

**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।**

"સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો પણ પરમ ગતિને પામી શકે છે"

શ્રીકૃષ્ણની મેઘગંભીર અને આશાપ્રદ મહિમાવંત વાણી સર્વના બંધન, સર્વની બેડીઓને તોડી નાખે છે, સર્વને પરમપદને પામવાનો સમાન અધિકાર છે એવી મંગલ ઘોષણા કરે છે તે કહે છે કે—

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥**

"જેનું મન સામ્યભાવમાં સ્થિર થયેલું છે, તેણે આ ક્ષણેજ સંસારને જય કર્યો છે બ્રહ્મ સમભાવરૂપ અને દોષરહિત હોવાથી તે બ્રહ્મમાં સ્થાન પ્રાપ્ત કરે છે."

**समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥**

" પરમેશ્વરને સર્વત્ર સમભાવે રહેલા માનીને જે આત્માવડે આત્માની હિંસા કરતો નથી તે પરમ ગતિને પામે છે. "

ગીતાના આ ઉપદેશનું જીવન ઉદાહરણ આપવાને માટે, તેના એક અંશને પણ વ્યાવહારિક સ્વરૂપમાં ઉતારવામાટે, એ ઉપદેશ આપનાર પોતેજ અન્ય રૂપ ધારણ કરીને બીજીવાર મર્ત્યલોકમાં પ્રકટ થયા, અને તે બીજા કોઇજ નહિ, પણ દુખી દુર્બલ જીવોને ઉપદેશામૃતવડે સાંત્વન અને ધૈર્ય આપનાર, સાધારણ જનસમાજના હૃદયના ઉંડાણમાં પોતાનો સંદેશો પહોંચે તેટલામાટે દેવભાષા–સંસ્કૃત ભાષાનો ત્યાગ કરીને સામાન્ય લોકોની પ્રાકૃત ભાષામાં ઉપદેશ આપનાર, રાજ્યસિંહાસનના રાજસિક ઐશ્વર્યનો ત્યાગ કરીને દરિદ્ર, પતિત અને કંગાલ લોકોની સાથે વાસ કરનાર, બીજા રામચંદ્રની માફક અસ્પૃશ્ય ચંડાલને પ્રેમથી છાતી સરસો ચાંપનાર, દયા અને પ્રેમના મહાસાગરરૂપ શાક્યમુનિ પોતેજ હતા

તમને એ મહાપુરુષનું ચરિત્ર અને તેમનું અદ્દભુત ધર્મપ્રચારનું કાર્ય સારી રીતે વિદિત છે, પણ એ પ્રચાર કાર્યમાં એક મોટો દોષ હતો અને તે આજસુધી આપણને નડતો આવ્યો છે ભગવાન્ બુદ્ધના પોતાના ચારિત્ર્યમાં લેશ માત્ર દોષ હતો નહિ, તેમનું ચારિત્ર્ય પરમ વિશુદ્ધ અને મહિમાવાન્ હતું, પણ દુર્ભાગ્યની વાત એ હતી કે બૌદ્ધધર્મના પ્રચારને પરિણામે જે નાના પ્રકારની અસંસ્કૃત–અશિક્ષિત જાતિઓ આર્યજનસમૂહમાં પ્રવેશ કરવા પામી, તેમનાથી બુદ્ધ ભગવાનના ઉચ્ચ આદર્શો સારી રીતે ધારણ કરી શકાયા નહિ થોડા વખતસુધી તો એવાં ચિહ્ન દૃષ્ટિએ પડવા લાગ્યા કે, એ અસંસ્કૃત મનુષ્યો કેટલેક અંશે સંસ્કૃતિ પ્રાપ્ત કરી શક્યા છે, પણ એકાદ સૈકો વીત્યો ન વીત્યો એટલામાં તો તેમના પૂર્વજો જેઓ સર્પ અને ભૂતપ્રેતાદિ ભયંકર પદાર્થોની પૂજા કરતા હતા, તેમની ઉપાસના પુનઃ ચાલુ થવા લાગી. અને એ રીતે આખો દેશ કુસંસ્કારપૂર્ણ વિધાનોથી ભરપૂર થઇ અત્યંત દુર્દશા અને અવનતિ તરફ ઢળવા લાગ્યો શરૂઆતમાં બૌદ્ધધર્મના અનુયાયીઓ પ્રાણિહિંસા તરફ અત્યંત તિરસ્કાર બતાવીને વૈદિક યજ્ઞો કે જેમાં પ્રાણીઓનું બલિદાન આપવામાં આવતું, તેની વિરુદ્ધ લડત ચલાવતા હતા બૌદ્ધધર્મનો ઉદય થયો તે જમાનામાં પ્રત્યેક હિંદુ કુટુંબોમાં એવા પ્રકારના યજ્ઞો કરવામાં આવતા હતા પ્રત્યેક ઘરમાં યજ્ઞને માટે અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવતો, પણ યજ્ઞયાગાદિક સંબંધે એના કરતાં વિશેષ આડંબર કરવામાં આવતો નહિ. બૌદ્ધધર્મના પ્રચાર પછી આ યજ્ઞોના અનુષ્ઠાન બંધ થઇ ગયા, પણ તેમને ઠેકાણે મોટા ભવ્ય વિશાળ મંદિરો, આડંબરપ્રિય પુરોહિતો, વિલાસપૂર્ણ ઉપાસનાઓ વગેરે જે હાલ આપણે ભરતખંડમાં જોઇએ છીએ તે સર્વની ઉત્પત્તિ થવા લાગી કેટલાક પંડિતો કે જેમની પાસેથી આપણે વિશેષ સત્ય હકીકત મેળવવાની આશા રાખી શકીએ,

તેમનાજ ગ્રંથોમાં જ્યારે હું જોઉં છું કે ગૌતમબુદ્ધે મૂર્તિપૂજનનું ખંડન કર્યું, ત્યારે મને હસવું આવે છે બૌદ્ધધર્મવડેજ બ્રહ્મણધર્મ અને મૂર્તિપૂજનની ઉત્પત્તિ થએલી છે એ વાતની તેમને ખબરજ નથી એએક વર્ષની વાતપર એક રશિયન વિદ્વાને એક પુસ્તક પ્રકટ કર્યું હતું, તેમા જીસસ ક્રાઇસ્ટના જીવન સંબંધે અદ્ભુત હકીકત શોધી કહાડવાનો ગ્રંથકારે દાવો કર્યો હતો એ પુસ્તકમા એવી હકીકત આપેલી છે કે, જીસસ ક્રાઇસ્ટ ધર્મસબંધી ઉપદેશ ગ્રહણ કરવામાટે જગન્નાથના મંદિરમાં બ્રાહ્મણ પંડિતો પાસે ગયો હતો બ્રાહ્મણ પંડિતોની સાંપ્રદાયિકતા અને મૂર્તિપૂજા જોઇને તેને અત્યંત કંટાળો ઉપજ્યો અને તેથી ખિન્ન થઇને તે જ્ઞાન પ્રાપ્ત કરવામાટે ટિબેટના *લામાઓ પાસે ગયો અને તેમના ઉપદેશવડે સિદ્ધિ પ્રાપ્ત કરીને સ્વદેશ પાછો ફર્યો હતો જેમને ભરતખંડના ઇતિહાસનું લેશ માત્ર પણ જ્ઞાન છે, તેમને ઉપર લખેલું તમામ વૃત્તાંત હડહડતું જુઠાણું છે એમ જણાયા વગર રહેશે નહિ, કેમકે જગન્નાથનું મંદિર એ અમલમા હિંદુમંદિર તરીકે હતુંજ નહિ તે એક પ્રાચીન બૌદ્ધમંદિર હતુ અને માત્ર અર્વાચીનકાળથીજ તે હિંદુમંદિર મનાવા લાગ્યું છે. આપણે એ મંદિરને તેમજ બીજા અનેક બૌદ્ધમંદિરોને હિંદુમંદિરનું સ્વરૂપ આપેલું છે, અને આવા ફેરફાર આપણે હજી પણ કરવા પડશે જગન્નાથના મંદિરનો આવો ઇતિહાસ છે, અને જીસસ ક્રાઇસ્ટના સમયમા ત્યા એક પણ બ્રાહ્મણ હતો નહિ, છતાં તે પુરાતન ઇતિહાસશોધક રશિયન પંડિત કહે છે કે, ક્રાઇસ્ટ જગન્નાથના મંદિરમા બ્રાહ્મણો પાસે ઉપદેશ લેવા ગયો હતો ! ભવ્ય મંદિરો, ઠાઠમાઠ ભરેલી ઉપાસનાઓ અને આડંબરપૂર્ણ પુરોહિતોને લીધે બૌદ્ધધર્મની પ્રાણીમાત્ર પ્રત્યે દયા છતા, તેનું અપૂર્વ નીતિતત્ત્વ છતા, આત્માના અસ્તિત્વ અને નાસ્તિત્વવિષે દધિમાથી ઘી કહાડવા જેવા તર્કશાસ્ત્રો છતાં, એ ધર્મની ભવ્ય ઇમારત ભાગીને કકડે કકડા થઇ ગઈ અને તેના જે અવશેષ હાલ રહેલા છે તે અત્યંત કમકમાટી ઉપજાવે એવા છે બૌદ્ધધર્મની અવનતિ થયા પછી જે કમકમાટી ઉપજાવે એવા બનાવોની શરૂઆત થઇ, તેનું વર્ણન કરવાનો અત્યારે સમય પણ નથી અને મારી ઇચ્છા પણ નથી ભયંકરમા ભયંકર અને બીભત્સમાં બીભત્સ અનુષ્ઠાનો અને ક્રિયાઓ, મનુષ્યને હાથે કદિપણ નહિ લખાએલા અથવા મનુષ્યની બુદ્ધિવડે કદિપણ નહિ યોજાએલા એવા અત્યંત ભયાનક અને બીભત્સ ગ્રંથો, એ અવનતિએ પહોચેલા બૌદ્ધધર્મની પેદાશ હતી

પરંતુ આવી અવસ્થાએ પહોચવા છતાં ભરતખંડની જીવનશક્તિ તદ્દન નષ્ટ થઇ ન હતી અને ભવિષ્યમા પણ કદિ નષ્ટ થશે નહિ. એવા સંજોગોમાં ભરતખંડમાં પુનઃ ચેતન જગાવવાને ઇશ્વરનો આવિર્ભાવ બીજીવાર થયો જે ભગવાને

* બૌદ્ધધર્મના પુરોહિતો

આપણને કોલ આપેલો છે કે, જ્યારે જ્યારે ધર્મમાં સડો પેસશે ત્યારે હું પ્રકટ થઈશ. તેજ ભગવાન્ આખરે પ્રકટ થયા. આ વખતે ઈશ્વરાવતાર દક્ષિણ ભારતમાં થયો અને જે તેજસ્વી બ્રાહ્મણકુમારવિષે એમ કહેવાય છે કે, તેમણે સોળ વર્ષની વયની અંદર પોતાના તમામ ધર્મગ્રંથો તથા ભાષ્યો સંપૂર્ણ કર્યા, તે અદ્‌ભુત પ્રતિભાશાળી ભગવાન્ શંકરાચાર્ય પ્રકટ થયા. એ સોળ વર્ષના બ્રાહ્મણ-કુમારના લેખથી તેમજ તેની અદ્‌ભુત શક્તિથી તમામ સુધરેલી પ્રજાઓ મુગ્ધ થઈ જાય છે. તેણે દૃઢ સંકલ્પ કર્યો કે આખા ભરતખંડને ધર્મના પ્રાચીન વિશુદ્ધ માર્ગ તરફ કોઈપણ રીતે પુનઃ વાળવો જોઈએ, એ કાર્ય કેટલું કઠિન અને વિશાળ હતું તેનો ખ્યાલ તમે કરી જુઓ. તે સમયની ભરતખંડની અવસ્થાનો કાંઈક ચિતાર મેં તમારી આગળ હમણાંજ રજુ કર્યો છે. જે જે ભયંકર રિવાજોમાં સુધારણા કરવાને તમે તૈયાર થયા છો ને તમામ રિવાજો આજ જમાનામાંથી ઉત્પન્ન થઈને ચાલ્યા આવે છે. તાતાર અને બલુચી જેવી ભયાનક અનાર્ય જાતિઓ બૌદ્ધ બનીને આપણા સમાજમાં ભળી ગઈ. તેઓ પોતાની સાથે પોતાના અસલ પ્રજાગત આચારવિચાર લેતા આવ્યા, અને આ સંગતિદોષથી આપણા પ્રજાજીવનમાં પણ કેટલાક અત્યંત ભયાનક, બીભત્સ અને પાશવ આચાર દાખલ થઈ ગયા, તેમજ કાળે કરીને તે વસ્તુતઃ આપણાજ છે એવી ભ્રાંતિ થઈ ગઈ. બૌદ્ધધર્મથી ઉત્પન્ન થએલી આ ભયંકર વિપત્તિએ શંકરાચાર્યના જમાનામાં અત્યંત ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું, અને ત્યારથી અત્યારસુધી આખા ભરતખંડમાં અવનત બૌદ્ધધર્મ ઉપર વેદાંતનો વિજય થતો આવ્યો છે. હજી પણ એ સંગ્રામ ચાલુ છે. સૈકાના સૈકા વીતી ગયા પણ આ યુદ્ધનો હજી અંત આવ્યો નથી. મહાન્ તત્ત્વજ્ઞ શંકરાચાર્યે પ્રકટ થઈને જોયું કે, બૌદ્ધધર્મ અને વેદાંતના મૂળતત્ત્વોમાં મહત્ત્વનો તફાવત નથી તોપણ બુદ્ધભગવાનના શિષ્યો અને ત્યાર-પછીની શિષ્યપરંપરા પોતાના આચાર્યના ઉપદેશનું તાત્પર્ય સમજી શક્યા ન હતા, પોતે દુર્ગતિને પામ્યા હતા અને આત્મા તથા ઈશ્વરના અસ્તિત્વનો અસ્વી-કાર કરીને હડહડતા નાસ્તિક બની ગયા હતા. શંકરાચાર્યે આ બાબત સિદ્ધ કરી બતાવી અને સઘળા બૌદ્ધમાર્ગીઓ પ્રાચીન ધર્મનું પાલન કરવા લાગ્યા. પણ અફસોસ ! ઉપર કહ્યા તેવા અનુષ્ઠાનો અને ઉપાસનાઓ કરવાની તેમને સેંકડો વર્ષ થયા કુટેવ પડી ગઈ હતી. હવે શું કરવું એ એક મહાન્ પ્રશ્ન થઈ પડ્યો.

આવા બારીક સંજોગો વચ્ચે રામાનુજનો જન્મ થયો. રામાનુજ ઘણા ઉદાર અને મહદય પુરુષ હતા. પતિત મનુષ્યોનું દુઃખ જોઈને તેમનું હૃદય દ્રવતું હતું. તેમનું દુઃખ રામાનુજના અંતરના મર્મ ભાગ ઉપર આઘાત કરવા લાગ્યું. કાળે કરીને જે નવા નવા અયોગ્ય અનુષ્ઠાનો અને ઉપાસનાવિધિઓ સમાજમાં

રૂઢ થઇ ગયા હતા તેમને રામાનુજે બની શક્યા તેટલા શુદ્ધ કર્યા, અને નવી નવી અનુષ્ઠાનપદ્ધતિઓ તથા ઉપાસનાપ્રણાલીની રચના કરીને જે વર્ગના લોકોને તેમની જરૂર હતી તેમને એ સર્વ બાબતોનો ઉપદેશ આપ્યો તેની સાથે તેમણે બ્રાહ્મણથી ચંડાલ જાતિ સુધીના તમામ લોકોને માટે ઉંચામા ઉંચી આધ્યાત્મિક ઉપાસનાનાં દ્વાર મોકળા કરી આપ્યાં આ પ્રમાણે રામાનુજે આરંભેલા કાર્યનો પ્રદેશ વધારે ને વધારે વિસ્તૃત થવા લાગ્યો દક્ષિણ ભારતમાથી બહાર નીકળીને તેના ઉપદેશના તરંગ ઉત્તર હિંદુસ્તાનના લોકોના હૃદયને પણ સ્પર્શ કરવા લાગ્યા તે દેશમા જન્મેલા કેટલાક આચાર્યો રામાનુજનો ઉદ્દેશ હૃદયમા ધારણ કરીને એવાજ પ્રકારનું કાર્ય પોતપોતાના પ્રાંતોમા કરવા લાગ્યા એ પછી મુસલમાન રાજાઓના સમયમા એટલે કે રામાનુજના અવસાનને ઘણા વર્ષ થઇ ગયા પછી મધ્ય યુગમા થઇ ગએલા ભરતખંડના તમામ આચાર્યોમા શ્રીચૈતન્ય અથવા ગૌરાંગ પ્રભુ સર્વોત્તમ સ્થાન ભોગવે છે રામાનુજના સમય પછી ધર્મપ્રચાર કરવાની પદ્ધતિમાં એક વિશેષ તત્ત્વ એ જોવામા આવે છે કે, ધર્મનાં દ્વાર તમામ શ્રેણીના લોકોને માટે એકસરખી રીતે ખુલ્લા મૂકવામા આવ્યા છે સાધારણ જનસમાજને છૂટે હાથે ધર્મનો ઉપદેશ કરવાનો ઉદ્દેશ, જેમ શંકરાચાર્યની અગાઉ થઇ ગયેલા આચાર્યોએ સાચવ્યો હતો, તેમ રામાનુજની પછીના આચાર્યોએ પણ તેજ મૂળ ઉદ્દેશનું પાલન કર્યું છે શંકરાચાર્યની ઉપર સંકુચિતપણાનો કે સાંપ્રદાયિકપણાનો મિથ્યા આરોપ શા માટે મૂકવો જોઇએ તે હું સમજી શકતો નથી એમણે રચેલા ગ્રંથોમા કોઇપણ પ્રકારનું સંકુચિતપણું મારા જોવામાં આવતું નથી જેમ ભગવાન્ બુદ્ધના ઉપદેશોને તેમના શિષ્યોએ વગર સમજ્યે વિકૃત કરી નાખ્યા, તેવીજ રીતે શંકરાચાર્ય ઉપર પણ જે સંકુચિતપણાનું દોષારોપણ થાય છે, તેમા ઘણું કરીને તેમનો દોષ નથી, પણ તેમના શિષ્યો, જે ગુરુનો ઉપદેશ યથાર્થ રીતે સમજી શક્યા નહિ તેમનોજ દોષ છે

હું હવે ભગવાન્ શ્રીચૈતન્ય સંબંધી કાંઇક વિવેચન કરીને આજનું વ્યાખ્યાન પૂરૂં કરીશ તે ગોપીઓના પ્રેમોન્મત્ત મહાભાવના જીવંત આદર્શ હતા ચૈતન્ય ભગવાન્ બ્રાહ્મણ કુળમા, પાંડિત્યને માટે પ્રસિદ્ધ એવા પિતાના પુત્ર હતા તેઓ પણ શંકરાચાર્યની માફક ચૌદ વર્ષની નાની વયે ન્યાયશાસ્ત્રના આચાર્ય થયા હતા અને તર્કયુદ્ધમાં હિંદુસ્તાનના મોટા મોટા દિગ્વિજયી પંડિતોને પરાસ્ત કરી નાખતા હતા, કારણ કે તીક્ષ્ણ બુદ્ધિના પ્રભાવથી વાગ્યુદ્ધમા જય મેળવીને સર્વશ્રેષ્ઠ પંડિતની પદવી પ્રાપ્ત કરવી એજ જીવનનો ઉંચામા ઉંચો આદર્શ છે, એવા સંસ્કાર તેમના મગજપર નાનપણથી ઠસાવવામા આવ્યા હતા એક સાધુપુરુષની કૃપાથી એમની જીવનપ્રણાલીમા એકદમ પરિવર્તન થઇ ગયું વાદવિવાદ, તર્કયુદ્ધ,

ન્યાયશાસ્ત્રનુ આચાર્યપણુ, એ બધાનો એકદમ તેમણે ત્યાગ કર્યો તેમના હૃદયમાથી ઉછળતા ભક્તિના તરંગોવડે આખો બંગદેશ ભક્તિરસમાં ડૂબી ગયો અને લાખો મનુષ્યોના હૃદયને શાંતિ મળી. તેનો પ્રેમપ્રવાહ નિસીમ હતો સાધુ અને પતિત, હિન્દુ અને મુસલમાન, પવિત્ર અને અપવિત્ર, સર્વ કામના, અને સર્વ શ્રેણીના મનુષ્યો અરે વેશ્યાઓ સુદ્ધાં તેના પ્રેમામૃતના ભાગીદાર થયા તેની કૃપાની છાયા સર્વના ઉપર સરખી ફેલાએલી હતી, અને જોકે તેમણે પ્રવર્તાવેલા સંપ્રદાયમા હાલ ભયંકર સડો પેઠેલો જોવામા આવે છે—( કાળક્રમે કયા ધર્મમા—કયા સંપ્રદાયમા સડો નથી પેઠો ?) તોપણ આજદિનસુધી દરિદ્ર પામર જ્ઞાતિભ્રષ્ટ પતિત જનો, જેને કોઇપણ સમાજ કે સંપ્રદાય પોતાનામા સંઘરતાં નથી, તેવા ત્રિતાપદગ્ધ આત્માને ચૈતન્ય ભગવાનનો સંપ્રદાય આશ્રય અને સાંત્વન આપતો આવ્યો છે આમ છતા સત્યની ખાતર મને કહેવાની ફરજ પડે છે કે, જેટલા સંપ્રદાયો શુદ્ધ તત્ત્વજ્ઞાનના પાયાપર રચાએલા છે તેમનામા અદ્ભુત ઉદારભાવ જોવામા આવે છે કોઇપણ શંકરમતાવલબી વ્યક્તિ એમ નહિ કહી શકે કે ભરતખંડમા પ્રચલિત થએલા જુદા જુદા સંપ્રદાયો વચ્ચે વાસ્તવિક મતભેદ છે આ પ્રમાણે જો કે તેમણે બુદ્ધિવાદમા અભેદનો સ્વીકાર કર્યો હતો, પરંતુ જ્ઞાતિબંધનની બાબતમા તેઓ જૂની સંકુચિત ભાવનાનો ત્યાગ કરી શક્યા ન હતા એથી ઊલટુ વૈષ્ણવ આચાર્યો જ્ઞાતિભેદની બાબતમા ઘણી ઉદારતા બતાવે છે તેઓ કોઇપણ જાતિના મનુષ્યને વૈષ્ણવ સંપ્રદાયમા દાખલ કરતા સંકોચાતા નથી આમ છતા તેમના ધર્મતત્ત્વમા પણ એક પ્રકારની વિલક્ષણ સંકુચિત વૃત્તિ જોવામા આવે છે

શંકરાચાર્યમાં બુદ્ધિનો અદ્ભુત વિકાસ અને રામાનુજમા હૃદયની અદ્ભુત ઉદારતા આપણા જોવામા આવે છે હવે ભરતખંડને શંકરાચાર્યની અદ્ભુત બુદ્ધિ અને રામાનુજની વિશાળ નિસીમ ઉદારતાનુ એકસામટુ સમેલન જેમા થએલુ હોય, એવી એક વ્યક્તિની આ જમાનામા જરૂર હતી હિંદુસ્તાનની પ્રજા એક એવા મહાપુરુષની રાહ જોતી હતી કે જે દરેક સંપ્રદાયમા એક આત્મનુ, એક ઇશ્વરની શક્તિનુ દર્શન કરે, જે પ્રાણીમાત્રમા ઈશ્વરને વિદ્યમાન્ રહેલો અનુભવે, જેનુ ઉદાર હૃદય ભરતખંડનાં અને ભરતખંડની બહારના દેશોના દરિદ્ર, દુર્બળ અને પતિત મનુષ્યોને માટે દ્રવીભૂત થાય, જેની વિશાળ બુદ્ધિ તત્ત્વજ્ઞાનના કૂટમા કૂટ પ્રશ્નનુ નિરાકરણ કરી શકે, જે ભરતખંડના અને અન્ય પ્રજાઓના તમામ પરસ્પર વિરુદ્ધ સંપ્રદાયોની એકતા, અને સત્યતા સિદ્ધ કરીને પોતાની સમન્વય કરવાની અદ્ભુત શક્તિવડે તીક્ષ્ણ બુદ્ધિનો વૈભવ, અને હૃદયની ઉચ્ચ ભાવનાયુક્ત સાર્વભૌમિક ધર્મનુ દર્શન કરાવી શકે

ઉપર જણાવ્યા જેવો એક મહાપુરુષ ભરતખંડમાં થોડાજ વર્ષ ઉપર જન્મ્યો

હતો અને અનેક વર્ષસુધી તેનાં ચરણ સમીપ બેસીને તેમનો ઉપદેશ સાંભળવાને હુ ભાગ્યશાળી થયો હતો એવા મહાપુરુષના જન્મને માટે જ્યારે યોગ્ય સમય આવ્યો, જ્યારે જનસમાજને તેની ખરેખરી જરૂર જણાઇ ત્યારે તેણે દર્શન આપ્યુ આશ્ચર્યની વાત એ હતી કે તેનો જન્મ અને તેના જીવનનુ કાર્યક્ષેત્ર એક એવા નગરની પાસે હતુ કે, જે નગરનો શિક્ષિત વર્ગ પાશ્ચાત્ય ભાવનાઓથી ઉન્મત્ત બની ગયો હતો, અને જે નગર હિંદુસ્તાનના બીજા સ્થાનો કરતાં વિશેષપણે યૂરોપિયનશાહી બની ગયુ હતુ એ મહાપુરુષમા પુસ્તકીયા જ્ઞાન લેશમાત્ર પણ ન હતુ જે મહા બુદ્ધિશાળી છતાં પોતાનુ નામ પણ પૂરૂ લખી શકતા ન હતા અને તેમ છતાં પણ જેમના કથનને યુનિવર્સિટીના સર્વોત્તમ, તીક્ષ્ણતમ બુદ્ધિસંપન્ન ગ્રેજ્યુએટો એકે અવાજે સ્વીકારતા હતા એ મહાપુરુષની મેધાશક્તિ આગળ આપણે બધા નાના બાળક જેવા છીએ તે એક વિલક્ષણપુરુષ હતા તેમનો ઇતિહાસ ઘણો લાંબો છે, તે કહેવા જેટલો અવકાશ પણ મને આ સમયે નથી, માત્ર આપણા ભરતખંડના સર્વ મહાપુરુષોના પૂર્ણપ્રકાશ સ્વરૂપ યુગાચાર્ય એ મહાત્મા *શ્રીરામકૃષ્ણ પરમહંસના નામનોજ ઉલ્લેખ કરીને આજે હુ વિરામ લઇશ એમના ઉપદેશ ચાલુ જમાનામાટે અત્યંત ઉપકારક છે એમ હુ માનુ છુ. એ મહાપુરુષની અંદર પરમાત્માની વિભૂતિનો પ્રકાશ હતો એ નિશ્ચયપૂર્વક માનજો એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર કે જેનો જન્મ બંગાળામા કોઇક દૂરના અપ્રસિદ્ધ ગામડામા થયો હતો, તેને આજે યૂરોપ અને અમેરિકાના હજારો શિક્ષિત સ્ત્રીપુરુષો દેવતુલ્ય માનીને વંદન કરે છે, અને હજી પણ તેના ઉપાસકોની સંખ્યા અનેકગણી વધતી જાય છે ઈશ્વરની ઇચ્છાનો ભેદ સમજવા કોણ સમર્થ છે? હે બંધુઓ! જો તમે આ મહાપુરુષના જીવનમા ઈશ્વરના ઉદ્દેશ અને પ્રેરણાનુ દર્શન ન કરી શકો, તો મારે કહેવુ પડશે કે તમે અંધ છો–જન્માંધ છો ફરી કોઇ વખત પ્રસંગ આવશે તો હુ તેને વિષે તમને વિશેષ હકીકત કહીશ હાલ તો વ્યાખ્યાન સંપૂર્ણ કરતા પહેલાં એટલુજ જણાવુ છું કે, જો હું મારા આખા જીવનમા એક પણ સત્ય પ્રકટ કરી શક્યો હોઉં તો તે સત્ય હુ તેમની પાસેથી શીખ્યો છુ, મારા વ્યાખ્યાનોમા જે કંઇ અસત્ય ભ્રમાત્મક માનવજાતિને અનુપકારક બાબતો આવી ગઈ હોય તે સર્વ મારીજ છે અને તેને માટે સંપૂર્ણ રીતે હુંજ જવાબદાર છુ



* શ્રીરામકૃષ્ણ પરમહંસના અદ્ભુત ઉપદેશ અને કથામૃત આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયા છે

# आपणुं हालनुं कर्तव्य

( આ વ્યાખ્યાન સ્વામી વિવેકાનંદજીએ ટ્રિપ્લિકેન શહેરની સાહિત્યસભા સમક્ષ આપ્યુ હતુ સ્વામીજી અમેરિકા ગયા તે પહેલા આ સભાસદો સાથે તેમનુ ઓળખાણ થયુ હતુ તેમની સાથે સ્વામીજીએ જુદા જુદા અનેક વિષયો ઉપર ચર્ચા કરી હતી એ ઉપરથી મદ્રાસના લોકો સ્વામીજીની અદ્ભુત શક્તિ જાણી શકયા અને પરિણામે એ લોકોનાજ પ્રયાસથી ચિકાગોની ધર્મ મહાપરિષદ્મા હિન્દુધર્મના પ્રતિનિધિ તરીકે તેઓને મોકલવામા આવ્યા આ સર્વ સજોગોને ધ્યાનમા લેતા આ વ્યાખ્યાન વિશેષ મનન કરવાયોગ્ય છે )

જગત્ જેમ જેમ પ્રગતિ કરતુ જાય છે તેમ તેમ જીવનના મહાપ્રશ્નો વિશેષ ગભીર અને વિકટ થતા જાય છે છેક પ્રાચીનકાળમા સમગ્ર જગતની એકતા અને અખડતારૂપ વેદાંતનુ મહાન્ સત્ય, જ્યારથી શોધી કહાડવામા આવ્યુ ત્યારથી ઉન્નતિનો મૂનમત્ર અને તેનુ ખરેખરૂ તત્ત્વ જાહેર થઇ ચૂક્યા હતા આખા જગતને પોતાની સાથે લીધા વગર એક પરમાણુ પણ એકલુ આગળ વધી શકતુ નથી આખા જગતને પોતાની જોડે ઉન્નતિના માર્ગમા વાળ્યા વગર કોઇ પણ દિશામા કોઇ પણ પ્રકારની ઉન્નતિ સાધી શકાતીજ નથી, અને જીવનને લગતા કોઇ પણ મહાપ્રશ્નનો નિર્ણય મર્યાદિત રીતે એકાદ પ્રજા કે જાતિના હિત તરફ દૃષ્ટિ રાખીનેજ થઈ શકતો નથી, એ સત્ય હવે દિવસે દિવસે વધારે સ્પષ્ટપણે સમજાતુ જાય છે પ્રત્યેક ભાવના અથવા આકાક્ષા વધારે ને વધારે ઉદાર અને પ્રશસ્ત થતા થતા આખરે સમગ્ર માનવજાતિના—અરે ! પ્રાણિમાત્રના—આખા જગતના હિત અને ઉન્નતિનો તેમા સમાવેશ કરી શકાય એવા સાર્વભૌમિક કરવાની જરૂર છે આપણો દેશ પ્રાચીનકાળમા શામાટે ઉચ્ચ સ્થાન ભોગવતો હતો અને હાલમાં કેટલાક શતકો થયા શા કારણથી તે સ્થાન ગુમાવી બેઠો છે, તેનુ કારણ ઉપર કહેલા જગતના મહાનિયમવડે સમજાશે અનુસધાન કરતાં જણાશે કે આપણી અવનતિ થવાના કારણમા આપણી સકુચિત દૃષ્ટિ અને કાર્યક્ષેત્રની સાકડી મર્યાદા, એ બે મુખ્ય છે

જગત્મા બે વિલક્ષણ પ્રજાઓ ઉત્પન્ન થઇ છે તે બેઉની ઉત્પત્તિ એક મૂળ પ્રજામાથી થએલી છતા બેઉ જુદા જુદા દેશોમાં અને જુદા જુદા સજોગોમાં વસવાથી તેમણે બેઉએ જીવનના મહાપ્રશ્નનો નિર્ણય જુદી જુદી રીતે કર્યો મનુષ્ય-જીવનના તત્ત્વદર્શનને લગતા મહાપ્રશ્નોનો ઉત્તર મેળવવામાટે જે બે પ્રાચીન પ્રજાઓ મથન કરી રહી હતી, તેમાની એક આપણી આર્યપ્રજા અને બીજી ગ્રીક-પ્રજા હતી હિમદલરૂપી શ્વેત મુકુટથી સોહામણો અને ભવ્ય દેખાતો હિમાલય

પર્વત જેની ઉત્તર દિશાએ આવેલો છે, જેની ખીણોમા નિર્મળ જળથી ભરેલી અને સમુદ્ર જેવી વિશાળ નદીઓ વહે છે, જેના સનાતન અરણ્યો તે દેશના વતનીને જગતની સીમાનુ ભાન કરાવે છે, એવા હિદુસ્તાનમા વસતી આર્યપ્રજાની દૃષ્ટિ સ્વાભાવિક રીતે અતર્મુખ થઇ આર્યપ્રજા મૂળથીજ અતર્મુખ તો હતીજ તેમાં ચારે દિશાએ જ્યા જુએ ત્યા નાના પ્રકારના ભાવોદ્દીપક દૃશ્યો આવેલાં હોવાથી, એ પ્રજાની સૂક્ષ્મભાવગ્રાહી બુદ્ધિ સ્વાભાવિક રીતે બહાર ન જતાં અતરમાં વળી અને દેહની અદર રહેલા દેહસ્થ સનાતન તત્ત્વનુ શોધન કરવામા રોકાઇ પોતાના મનનુ પૃથક્કરણ કરવુ એજ આર્યપ્રજાનો મુખ્ય વિષય થઇ પડયો

આ બાજુએ ગ્રીકપ્રજા જગતના એક એવા પ્રદેશમા જઇને વસી કે જેના કુદરતી દૃશ્યોમા ગાભીર્ય કરતા સૌન્દર્યનુ તત્ત્વ વિશેષ હતું આર્કિપેલેગો સમુદ્રમાં આવેલા રળિયામણા ટાપુઓનો સમૂહ, ચારે દિશાએ પ્રકૃતિની સાદી પણ રમણીય રચના આવા સજોગોને લીધે ગ્રીકપ્રજાની બુદ્ધિ બહિર્મુખ બની, અને તેથી તે બાહ્ય જગતનું પૃથક્કરણ કરવામા પ્રવૃત્ત થઇ ગઇ આનુ પરિણામ આપણે જોઇએ છીએ કે * ભરતખડમા નાના પ્રકારના પૃથક્કરણાત્મક વિજ્ઞાનની રચના થઈ અને ગ્રીકપ્રજાએ એકીકરણાત્મક શાસ્ત્રો ઉત્પન્ન કર્યાં

આર્યપ્રજાની બુદ્ધિ પોતાના વિશિષ્ટ વિષયમા આગળ ને આગળ પ્રગતિ કરતી ગઇ અને તેના શ્રમનુ પરિણામ ઘણુજ અદ્ભુત નીવડયુ હજી પણ ન્યાયશાસ્ત્રના વિષયમા હિદુ પડિતોનુ મગજ અદ્ભુત કામ કરે છે હિદુસ્તાનના વિદ્વાનો જે અસાધારણ મેધાશક્તિ ધરાવે છે તેવી શક્તિ જગતની બીજી પ્રજાઓ ભાગ્યેજ ધરાવી શકશે આપણે જોઇએ છીએ કે બુદ્ધિની સ્પર્ધામા હિદુસ્તાનના વિદ્યાર્થીઓ યુરોપ, અમેરિકા અને જાપાનની યુનિવર્સિટીઓમા ઘણીવાર દિગ્વિજય કરી આવે છે હિદુપ્રજાના રચેલાં ન્યાયશાસ્ત્રની ઝીણવટ અને સૂક્ષ્મ પૃથક્કરણશક્તિ જોઈ ભલભલા યુરોપિયન પડિતોના મગજ ચકરાઇ જાય છે, પરતુ મુસલમાનોએ ભરતખડ જિતી લીધો ત્યાર પહેલા આશરે એકાદ બે શતકથી ભારતીય પ્રજાનુ પ્રજાબળ ક્ષીણ થવા લાગ્યું હતુ એ અરસામા આપણા લોકો ઉપર કહ્યુ તેમ માનસિક શક્તિનો અત્યત દુરુપયોગ કરવા લાગ્યા હતા આથી કરીને એ શક્તિની આપોઆપ અવનતિ થવા લાગી પરિણામ એ આવ્યુ કે ભારતીય સસ્કૃતિના

* મનુષ્યના મનમા ચાલતા વ્યાપારનુ પૃથકકરણ અને વર્ગીકરણ કરતા કરતા આર્યપ્રજાએ વેદાત અને ન્યાયશાસ્ત્ર ઉત્પન્ન કર્યાં, અને મનુષ્યના બધારણનુ શોધન કરતા કરતા " तत्त्वमसि " નો મહાન્ સિદ્ધાંત પ્રાપ્ત કર્યો ગ્રીકપ્રજાએ બહારના જગતની સુદરતાનુ અવલોકન કરીને શિલ્પશાસ્ત્ર, જે આખા જગતમા શ્રેષ્ઠ મનાય છે, તેને પૂર્ણ કળાએ પહોચાડયુ ભારતીય પ્રજાની મોટી ફતેહ વેદાત છે, ત્યારે ગ્રીકપ્રજાની મહાન્ ફતેહ ત્યાની પાષાણનિર્મિત ભવ્ય મૂર્તિઓ છે ભા ૬

એકએક અંગ જેવા કે શિલ્પ, સંગીત, વિજ્ઞાન, એ તમામના પડતીના ચિન્હ દેખાવા લાગ્યા શિલ્પકળામાં અસલની ઉદાર ભાવનાઓ અદૃશ્ય થઇ ગઈ ભાવનાની ઉત્કૃષ્ટતા અને અંગપ્રત્યંગની સમતા સુચવાઇ નહિ બધા વિષયોમાં હદ્દબહાર અલંકારનો શોખ દાખલ થઇ ગયો સમસ્ત પ્રજાની ઉત્સર્ગ શક્તિનો નાશ થયો સંગીતમાં પણ પ્રાચીન સંસ્કૃત સંગીતની હૃદયને ડોલાવી નાખે એવી ગંભીરતા રહી નહિ અસલ પ્રત્યેક સૂર સ્વતંત્રપણે પોતપોતાના યોગ્ય સ્થાનમાં રહીને અપૂર્વ સંવાદમય એકતાનતા ઉત્પન્ન કરતો હતો તેજ શાસ્ત્રીય સંગીત ભ્રષ્ટ થઈ ગયું અને દરેક સૂરનું સ્વતંત્રપણું જતું રહ્યું આપણી આધુનિક ગાયનકળામાં અનેક સૂરનો ખીચડો થઇ ગયો છે કેટલાક મિશ્રસૂરની કશા નિયમ વગરની ગૂંથણી થઇ ગઈ છે આ આપણા સંગીતશાસ્ત્રની અધોગતિની નિશાનીઓ છે આપણી ભાવનાઓ, આપણા આદર્શો, આપણું તે જમાનનું અને ત્યાર પછીના સમયનું સાહિત્ય વગેરે વિષયોનું પૃથક્કરણ કરીને જોઇશું, તો તેમાં પણ એનો એજ બહારના કૃત્રિમ અલંકારોનો શોખ અને ઉત્સર્ગશકિતનો પૂર્ણ અભાવ નજરે પડશે. આપણી પ્રજાનું ખાસ કાર્યક્ષેત્ર જે ધર્મ અને ધર્મવિષયક તત્ત્વજ્ઞાન છે, તેમાં પણ ભયંકર અધોગતિ થએલી જણાશે જે પ્રજા આજે સેંકડો વર્ષો થયાં ડાબે હાથે પાણી પીવું જોઇએ કે જમણે હાથે પીવું જોઇએ, એ અત્યંત ગંભીર (!) અને ઉપયોગી (!) સવાલનો નિવેડો લાવવામાટે શાસ્ત્રાર્થ કરવામાંજ રોકાઇ રહી છે, તે પ્રજા પાસેથી બીજી શી આશા રાખી શકાય ? જે દેશના સર્વશ્રેષ્ઠ પંડિતો સેંકડો વર્ષો થયાં સ્પર્શાસ્પર્શનો અને પ્રાયશ્ચિત્તનો નિર્ણય કરવામાંજ પોતાની બુદ્ધિનો અને જ્ઞાનનો ઉપયોગ કરતા આવ્યા છે, શું ખવાય અને શું ન ખવાય એનો નિર્ણય કરવામાટેજ તર્કયુદ્ધો મચાવી રહ્યા છે, તે પ્રજા અવનતિના નીચામાં નીચા પગથીએ પહોચી જાય એમાં આશ્ચર્ય શું ? વેદાંતના ગંભીર તત્ત્વચિંતન, આખા જગત્‌ના તત્ત્વદર્શનમાં સર્વશ્રેષ્ઠ મનાતા ઈશ્વર અને આત્મા સંબંધી મહાન્, પ્રોજ્જ્વલ સિદ્ધાંતો નષ્ટપ્રાય થઇ જઇને કે૦ અરણ્યમાં નિવાસ કરતા ગણ્યા ગાંઠ્યા સાધુસંન્યાસીઓની પાસેજ તે સચવાઇ રહ્યા, અને બાકીનો આખો દેશ શું ખવાય અને શું ન ખવાય, કોને અડકાય અને કોને ન અડકાય એ મહત્ત્વના (!) પ્રશ્નોના નિરાકરણમાંજ વળગ્યો રહ્યો ! મુસલમાનોએ હિંદુસ્તાન જિતી લીધો તેથી પણ અલબત્ત થોડો ઘણો તો લાભ થયોજ, કારણ કે જગતની અધમમાં અધમ વ્યકિત પણ ઉંચામાં ઉંચા મનુષ્યને કાંઇ ને કાંઇ શીખવી શકે એમ છે આટલું છતાં પણ મુસલમાન વિજેતાઓ આપણી પ્રજામાં ચેતનનો સંચાર કરી શકયા ન હતા

ત્યાર પછી આપણા સારા કે માઠા નશીબે દેશમાં અંગ્રેજી અમલની શરૂઆત થઇ અલબત્ત, વિદેશી પ્રજાનો વિજય કોઇ પણ પ્રજા ચાહતી નથી, કેમકે તે સર્વ શે

શુભફળદાયક હોતો નથી આમ છતા ગમે તેવા અશુભ બનાવોમાથી પણ કોઇ કોઇવાર શુભ પરિણામ નીકળી આવે છે અગ્રેજ પ્રજાએ ભરતખડ જિત્યો, તેમાથી એક મહત્ત્વનુ શુભ ફળ નીપજ્યુ કે ઇગ્લડ અને આખો યૂરોપખડ પોતાની સસ્કૃતિને માટે ગ્રીસદેશનો ઋણી છે યૂરોપિયન પ્રજાઓના તમામ આદર્શો ગ્રીક સસ્કૃતિના માત્ર પ્રતિધ્વનિ છે ત્યાંના દરેક ઘરમાં, ગૃહશૃગારના સાહિત્યમા પણ ગ્રીકસસ્કૃતિની છાપ સ્પષ્ટપણે જોવામા આવે છે એ ગ્રીકસસ્કૃતિ અને પ્રાચીન આર્યસસ્કૃતિનુ જે શુભ મિલન ભરતખડની ભૂમિ ઉપર હાલ થવા પામ્યુ છે, તે અગ્રેજી અમલનુ એક શુભ પરિણામ છે આ પ્રમાણે ધીરે ધીરે કોલાહલ કર્યા વગર ભારતીય પ્રજામા પરિવર્તન થવાનો યુગ મડાયો છે, અને આપણે ચારે બાજુએ જે ઉદાર, ચેતનપ્રદ પુનરુત્થાનના આંદોલન આખા દેશમાં ફરી વળતા જોઇએ છીએ, તે એ ભિન્ન સસ્કૃતિના આદર્શોના સમેલનનુજ પરિણામ છે. આપણી માનવજીવનવિષેની ભાવનાઓ દિવસે દિવસે વધારે ઉદાર અને પ્રશસ્ત થવા લાગી છે આપણે ઉદારતા, સહૃદયતા અને સહાનુભૂતિથી માનવજીવનના મહા પ્રશ્નો તરફ નજર કરતા શીખ્યા છીએ જો કે આ નવા યુગના આરંભમા આપણે એક પ્રકારના ભ્રમમાં પડયા હતા, અને આપણા આદર્શોને કેટલેક અશે સકુચિત કરવા તરફ વલણ બતાવ્યુ હતું, તોપણ હમણા હમણાં આપણે આપણી ભૂલ જોઇ શકયા છીએ, અને હવે સ્વીકારવા માડયા છીએ કે જે વિશાળ ભાવનાઓ અને સહૃદયતાભરેલા ઉદાર વિચારો દેશમાં બધે ફેલાવા લાગ્યા છે, તે આપણાંજ પ્રાચીનશાસ્ત્રોના ઉપદેશના સ્વાભાવિક પરિણામરૂપ છે. આપણા શાણા પૂર્વજોએ છેક પ્રાચીનકાળમાં જે સત્યો શોધી કહાડયા હતાં, તેજ સત્યોને જો બરાબર વ્યવહારમાં ઉતારવામાં આવે તો આપણે ઉદાર અને મોટા મનના થયા વગર રહીએજ નહિ સાકડી ગલીમાથી બહાર આવીને સર્વ પ્રજાઓના આદર્શ સાથે હાથ મેળવવો તથા એક બીજાના વિચાર અને ભાવનાઓની આપ લે કરીને વિશેષ ઉદાર થવુ, અને અતે સાર્વભૌમિક ભાવ ધારણ કરવો, એજ આપણા તમામ શાસ્ત્રના ઉપદેશનો મુખ્ય ઉદ્દેશ છે, પણ આપણે એ ઉપદેશથી વિમુખ થતા આવ્યા, આપણા સાકડા વિચારોને વધારે ને વધારે સાકડા કરતા ગયા અને તેનુ પરિણામ એ આવ્યુ કે, આપણુ જીવન નિર્માલ્ય અને શુષ્ક થઇ ગયુ

આપણી ઉન્નતિના માર્ગમા થોડાક અતરાય છે તેમા સૌથી મુખ્ય અતરાય 'આપ ણેજ સર્વ પ્રજાઓમા શ્રેષ્ઠ છીએ' એવુ આપણુ મિથ્યાભિમાન છે ભરતખડ પ્રતિ મારા અતઃકરણમાં સાચો પ્રેમ છે, સ્વદેશના કલ્યાણ માટે શ્રમ લેવાને હું સદાએ તત્પર છુ, હિદમાતા પ્રત્યે હું અત્યત ભક્તિભાવ રાખુ છુ, આપણા પૂર્વજોમા મને પુષ્કળ શ્રદ્ધા અને સન્માન છે, તોપણ દુનિયાની અન્ય પ્રજાઓ પાસેથી આપણે હજી ઘણુ શીખવાનુ છે,

ભાવનાનો હું કદિપણ ત્યાગ કરી શકતો નથી આપણે ઉપદેશ ગ્રહણ કરવામાટે તમામ પ્રજાઓના ચરણમા નમ્રતાપૂર્વક બેસવુ જોઇએ સર્વ પ્રજાઓ આપણને કાંઇ ને કાંઇ નવુ શીખવી શકે એમ છે, એ વાતનુ તમે કદિપણ વિસ્મરણ કરતા નહિ. આપણા શ્રેષ્ઠ સ્મૃતિકાર મનુભગવાન્ કહે છે કે —

" श्रद्दधानो शुभां विद्यामाददीतावरादपि ।
अंत्यादपि परो धर्मः स्त्रीरत्नं दुष्कुलादपि ॥

"શ્રદ્ધાવાન્ થઇને નીચ જાતિ પાસેથી પણ હિતકર વિદ્યા ગ્રહણ કરવી, ચડાલ પાસેથી પણ શ્રેષ્ઠ ધર્મ શીખી લેવો વગેરે " જો આમજ છે તો આપણે મનુભગવાનના સાચા પુત્રો તરીકે તેમની આજ્ઞાનુ જરૂર પાલન કરવુ જોઇએ. જો કોઇ વ્યક્તિ આપણને કાઇ નવુ શીખવી શકે એમ હોય તેની પાસેથી ઐહિક અથવા પારમાર્થિક વિષયનુ શિક્ષણ લેવાને હમેશાં તૈયાર રહેવુ જોઇએ

વળી આ વાતનુ પણ વિસ્મરણ ન થવુ જોઇએ કે આપણે પણ જગતને કાંઇક શીખવવાને બધાયલા છીએ ઇતર દેશો સાથે આપણે કોઇ જાતનો સબધ રાખવાની જરૂર નથી, એવી સકુચિત ભાવનાનો ત્યાગ કરવાનો સમય હવે આવી પહોચ્યો છે આપણે ભૂતકાળમાં એકવાર એવા સકુચિત વિચારને સેવ્યો હતો, અને તેની સખત શિક્ષા તરીકે આપણે લગભગ એક હજાર વર્ષ થયાં ગુલામગિરીમાં સડીએ છીએ આપણે બીજી પ્રજાઓની સાથે આપણી તુલના કરવામાટે વિદેશ ગયા નહિ, આપણે જગતના પ્રવાહની ગતિને ધ્યાનમા રાખીને વર્તતા શીખ્યા નહિ, એજ ભરતખડની પ્રજાની બુદ્ધિમાં પેઠેલા સડાનુ મુખ્ય કારણ છે આપણી એ ભૂલને માટે કુદરતે આપણને સખત શિક્ષા કરેલી છે, રખેને એવી ભૂલ આપણે બીજીવાર કરીએ ! હિદુઓને પરદેશ જવાની જરૂર નથી એ વિચાર છોકરવાદી અને અહકારભરેલો છે એવા અભિપ્રાયોને તમારા પગ તળે છૂદી નાખો તમે જેમ જેમ હિદુસ્તાનમાથી બહાર નીકળીને અન્ય પ્રજાઓમાં ભ્રમણ કરશો તેમ તેમ તમે તમારૂ પોતાનુ અને તમારા દેશનુ કલ્યાણ સાધી શકશો. જો એવુ વર્તન તમે સેકડો વર્ષ અગાઉ રાખ્યુ હોત તો તમારી આવી દુર્દશા ન થઇ હોત, અને તમારો દેશ પરતત્ર નજ બન્યો હોત. ચેતનનુ મોટામા મોટુ સ્પષ્ટ ચિન્હ વિસ્તાર છે જો તમારે જીવતા રહેવુ હોય તો તમારા જીવનનો વિસ્તાર કરો, તમારા છીછરા કૂવામાંથી, તમારી સાંકડી ગલીમાથી બહાર નીકળો જે પળે તમારો વિસ્તાર બધ થશે તેજ પળે તમારૂ મૃત્યુ થયુ સમજજો. સાવધાન થાઓ ! વિપત્તિ તમારી નજર આગળ છે હુ યૂરોપ અને અમેરિકા જઇ આવ્યો તેનો તમે સહૃદયભાવે ઉલ્લેખ કર્યો છે મારે ત્યાં જવાનુ થયુ, એ વિસ્તૃતિની અર્થાત્ પ્રજાજીવનની ફરીથી થતી ચેતનાવસ્થાની પહેલી નિશાની છે એ નવજીવનની અસર આપણી પ્રજાના થરેથરમાં પહોંચવા લાગી છે અને

તેનાજ બળવડે હું દૂરના દેશોમા નિક્ષિપ્ત થયો અને હજી બીજા હજારો થશે હુ જે કહુ છુ તે ધ્યાનથી સાભળજો જો આ પ્રજાનુ અસ્તિત્વ ટકી રહેવાનુ હશે તો હુ કહુ છુ તે પ્રમાણે જરૂર થવાનુ જ. આ વિસ્તૃતિ આપણી પ્રજાના નવજીવનનુ સૌથી મુખ્ય લક્ષણ છે અને માનવજાતિના સમગ્ર જ્ઞાનભડારમા આપણે જે હિસ્સો અ પવાનો છે, સમગ્ર જગતનુ ઉન્નતિ મ દિર ચણવામા આપણે જે સહાય આપવાની છે, તે પણ એ વિસ્તૃતિની સાથે અન્ય દેશોમા જવા પામશે

આ બનાવ કાંઇ તદ્દન નવીનજ નથી તમારામાના જેઓ એમ માનતા હશે કે ભરતખડની પ્રજા તો અનાદિકાળથી પોતાના દેશની હદમાજ ભરાઇ બેઠી છે, તેઓ મોટી ભૂલ કરે છે તેમણે પોતાનાં પ્રાચીન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી, તેમણે પોતાનો પ્રજાસબધી ઇતિહાસ કદિ વાંચ્યો નથી. જો કોઇ પણ પ્રજાને પોતાનુ અસ્તિત્વ સાચવી રાખવુ હોય તો તેણે જગતને કાઇક અ પવુ જ જોઇશે પ્રાણનું સ્વાર્પણ કરશો તોજ પ્રાણનુ રક્ષણ કરી શકશો જો તમે કાંઇ પ્રાપ્ત કરો તો તેના બદલામા તમારે સર્વને કાંઇને કાઇ આપવુજ જોઇએ આટલા હજારો વર્ષ થયાં આપણે હજી ટકી રહ્યા છીએ એ વાતની ના પાડી શકાય એમ છેજ નહિ. શા કારણથી આપણે હજી પૃથ્વીપર જીવતા છીએ એ પ્રશ્નનો યથાર્થ ઉત્તર મેળવવો હોય, તો મૂર્ખ માણસો ગમે તેમ કહે, પણ એટલુ કબૂલ કરવુજ પડશે કે આપણે પરાપૂર્વથી જગતને કાઇ ને કાંઇ આપતાજ આવ્યા છીએ

ભરતખડે જગતને જે અર્પણ કર્યું છે તે ધર્મ, તત્ત્વજ્ઞાન, પ્રજ્ઞા અને આધ્યાત્મિક જીવનની ભાવના છે ધર્મનો પ્રચાર કરવામાટે, ધર્મપ્રચારનો માર્ગ મોકળો કરવામાટે સૈન્યની જરૂર હોતી નથી પ્રજ્ઞા અને તત્ત્વજ્ઞાન મનુષ્યરક્તના પ્રવાહ ઉપર થઇને વહેતા નથી, રુધિરથી ખરડાયલા શમના ઢગલાઓ ઉપર થઇને કુચ કરતાં નથી, જુલમ અને ત્રાસ વર્તાવીને આગળ વધતા નથી, પણ શાતિ અને પ્રેમની પાંખ ઉપર આરૂઢ થઇને શાંતભાવે જ્યા જવું હોય ત્યા જાય છે હમેશ એ પ્રમાણેજ બનતું આવ્યું છે એટલુ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે ભરતખડની પ્રજાએ અલમસ્ત જગતને કાંઇ ને કાંઇ અર્પણ તો કર્યું છેજ લડનમા મને એક યુવાન અ ગ્રેજ સ્ત્રીએ સવાલ પૂછ્યો હતો કે, 'તમે હિન્દુઓએ શુ કર્યું છે? તમે કોઇ પણ પ્રજા ઉપર જય મેળવ્યો નથી' અગ્રેજ લોકોનો સ્વભાવ જોતા—એક વીર, સાહસિક, ક્ષાત્ર ગુણવાળી અ ગ્રેજ મહિલાનુ આ કથન સત્ય છે તેમના વિચાર પ્રમાણે એક પ્રજા બીજી પ્રજાને જીતી લે તેમાજ તેનુ ગૌરવ સમાયલુ છે. તેમના દૃષ્ટિબિન્દુથી તેમની એવી માન્યતા કદાચ સાચી હશે, પરતુ આપણા દૃષ્ટિબિન્દુથી જોતા તો તે તદ્દન વિપરીતજ છે જ્યારે હું મારા મનને પૂછુ છુ કે ભરતખડની શ્રેષ્ઠતાનુ કારણ શુ છે, તો મને એકજ ઉત્તર મળે છે કે 'આપણે કોઇ પણ પ્રજાને શસ્ત્રયુદ્ધમાં પરાજિત કરી નથી એજ છે.'

એમાંજ આપણુ ગૌરવ સમાયલુ છે ' આપણો ધર્મ બીજાઓનો પરાજય કરવાને તૈયાર થનો નથી ' એવા ઉદ્‌ગાર તમે ઘણીવાર સાભળતા હશો હુ અત્યત ખેદસાથે જણાવુ છુ કે, જે માણસો પાસેથી આપણે વધારે ઉદાર વિચારની આશા રાખીએ છીએ, તેમને મોએથી પણ એવાજ ઉદ્‌ગાર મારા સાભળવામા આવ્યા છે મને તો એમજ સમજાય છે કે આપણો ધમ અન્ય ધર્મો કરતા સત્યની વધારે નજદીક હોવાનુ કારણ એજ છે કે, આપણો ધર્મ પરધર્મ ઉપર વિજય મેળવવામાટે કદિ પણ તત્પર થયો નથી. આપણા ધર્મે કદિ પણ મનુષ્યના લોહીની નદીઓ વહેવડાવી નથી, તે હમેશ આશીર્વચન અને શાતિમત્રનોજ ઉચ્ચાર કરતો આવ્યો છે સર્વ ધર્મના અનુયાયીઓની સાથે તે પ્રેમ અને સહાનુભૂતિપૂર્વક હસ્તમિલન કરતો આવ્યો છે પરમસહિષ્ણુતા અને સહાનુભૂતિની ભાવનાને માત્ર આપણાજ દેશમા વ્યાવહારિક સ્વરૂપ આપવામાં આવ્યુ છે બીજા દેશોમા એ ભાવના માત્ર મોએ બોલવામા અને શાસ્ત્રના થોથામાજ બાધી રાખવામા આવી છે. આ એકલોજ દેશ છે કે જ્યાં હિન્દુઓ મુસલમાનોમાટે મસ્જિદો અને * ખ્રિસ્તીઓમાટે દેવળો બાધે છે તો હે બધુઓ ! તમે સારી પેઠે સમજી શકયા હશો કે આપણે આપણા આદર્શો જગતને અનેકવાર પહોચાડયા છે, પણ તે લેશ માત્ર પણ કોલાહલ મચાવ્યા વગર, શાતિથી અને ગુપ્તપણેજ ભરતખડની પ્રજાની એજ કાર્યપદ્ધતિ છે ભારતીય તત્ત્વચિતનનુ મુખ્ય લક્ષણજ શાતિ અને નિરભિમાનપણુ છે એ શાતિની પાછળ જે પ્રબળ શક્તિ કામ કરી રહી છે તેને કોઇપણ બળવાચક નામ લાગુ પાડી શકાતુ નથી એજ ભારતીય તત્ત્વજ્ઞાનની નિ શબ્દ છતા અતિ આકર્ષકશક્તિ છે જ્યારે કોઇપણ વિદેશી વ્યક્તિ આપણા દેશના સાહિત્યનો અભ્યાસ કરવા તત્પર થાય છે,ત્યારે શરૂઆતમા તો તેને અત્યત કટાળો ઉપજે છે, કારણ કે આપણા સાહિત્યમાં યૂરોપિયન સાહિત્યની માફક દિલને ઉશ્કેરે એવી વસ્તુસકલના અને તીવ્ર ગતિ નથી યૂરોપના કરુણરસપ્રધાન નાટકોની સાથે આપણા દેશના કરૂણરસપ્રધાન નાટકોની તુલના કરી જુઓ પાશ્ચાત્ય નાટકો લાગણી ઉશ્કેરે એવા પ્રસગોથી ભરપૂર છે તે ક્ષણભર આપણા હૃદયમા ભાવનુ ઉદ્દીપન કરે છે, પણ વાચન પૂરૂ થયા પછી તરતજ તેનો પ્રત્યાઘાત થવા માડે છે અને થએલી તમામ અસર આપણા મગજમથી ઉડી જાય છે, જ્યારે ભરતખડના કરુણરસપ્રધાન નાટકો મેસ્મેરિઝમની મ ફક ધીરે ધીરે, નિ સ્તબ્ધપણે, હૃદયમા ખળભળાટ મચાવ્યા વગર શાતપણે ઉડી અસર કરે છે, અને એકવાર તેમને વાચવાનો આરભ કર્યો કે તેની પ્રબળ અસર વાચનાર ઉપર થવા માડે છે, અને પછી વાચનાર તે અસરમાથી

* વિલાયતમા કૅથોલિક લોકો પ્રોટેસ્ટટ મતના પ્રચારના ખર્ચમા એક પાઇપણ આપવાની ના પાડે છે, ત્યારે હિદુસ્તાનની સરકારી તીજોરીમાથી ખ્રિસ્તીધર્મ શિખવતી શાળાઓને માટે ગ્રાટ અને ખ્રિસ્તી બિશપોના ભારે પગાર પણ અપાય છે !

છૂટી શકતો નથી આપણા સાહિત્યના રસની વાચનારને જીવનપર્યંત લગની લાગી જાય છે જેમણે આપણા દેશના સાહિત્યને હાથમા લેવાની હિમત ચલાવી છે, તેમણે આ મોહનીનુ બળ અનુભવ્યુ છે અને તેની સાથે જિંદગીસુધી પ્રેમબધનમા બધાઇ ગયા છે

જેમ ઝાકળનુ ટીપુ નિ શબ્દભાવે, અદૃશ્ય રીતે અને લેશ માત્ર પણ અવાજ કર્યા વગર સુદર ગુલાબના પુષ્પની કળિને વિકસિત કરે છે, તેમ આખા જગતના તત્ત્વદર્શનના સમૂહ ઉપર ભારતીય તત્ત્વદર્શને ગુપ્ત અને રથી અસર કરેલી છે શાત, અજ્ઞાતભાવે પણ પોતાના અજય્ય બળવડે તેણે સમગ્ર જગતના વિચારસમૂહમા મહાન્ પરિવર્તન કરી નાખ્યુ છે આ મહાન્ ફેરફાર તેણે ક્યારે અને શી રીતે કર્યો, તેની થોડાનેજ ખબર છે મારી સાથે વાતચીતના પ્રસગમા મને કોઇએ એકવાર કહ્યુ હતુ કે 'હિંદુસ્તાનના કોઇપણ પ્રાચીન ગ્રથકારનુ નામ શોધી કહાડતા કેટલી મહેનત પડે છે ? ' આ સાભળીને મેં જવાબ આપ્યો કે 'એજ શુદ્ધ ભારતીય ભાવના છે ' ભરતખડના પ્રાચીન વિદ્વાનો હાલના વિદ્વાનોના જેવા ન હતા, તેઓ બીજા ગ્રથકારોના નેવુ ટકા વિચારો ચોરી લઇને તેમા પોતાના દશ ટકા વિચારો ઉમેરી નવુ સ્વતત્ર પુસ્તક રચવાનો દાવો કરતા ન હતા, અને પ્રસ્તાવનામાં પોતાના વાચકોને જાહેર કરતા ન હતા કે ' આ વિચારો અમારા પોતાના છે અને તેમને માટે અમે એકલાજ જવાબદાર છીએ '

જે મહાન્ ઋષિગણો અને તત્ત્વચિતકો માનવજાતિના હૃદયપટ ઉપર તત્ત્વદર્શનની છાપ પાડી ગયા છે, તેઓ પોતાના ગ્રથને અથવા વિચારોને જગત્ સમક્ષ ધરીનેજ સતોષ પામ્યા હતા ગ્રથ સાથે નામ જોડવામાટે પણ તેઓ નારાજ હતા તેઓ જનસમાજને પોતાના જ્ઞાનરાશિનો ઉપહાર આપીને અપ્રસિદ્ધપણે જગતમાથી ચાલ્યા ગયા છે આપણા દર્શનકારોના તથા પુરાણોના પ્રણેતાઓના પૂરા નમની કોને ખબર છે ? એ ગ્રથો વ્યાસ અથવા કપિલ વગેરેની કૃતિ હશે એટલુ જ માત્ર આપણે જાણીએ છીએ. એ મહર્ષિઓ શ્રીકૃષ્ણના સાચા પુત્રો હતા તેમણે ગીતાના કર્મફલના ત્યાગનો ઉપદેશ યથાર્થ રીતે પાળ્યો છે ' **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** ' એ ભગવાન્ શ્રીકૃષ્ણનો આદેશ તેમણે પોતાના જીવનમાં પ્રરેપૂરો ઉતાર્યો હતો.

ગૃહસ્થો ! ભરતખડે એ પ્રમાણે આખા જગતને પોતાનો શુભ સદેશો પહોચાડ્યો છે આવાં કાર્યો સફલ થવાને માટે એક ખાસ અનુકૂળતાની જરૂર હોય છે કોઇપણ નિર્માણ કરેલા વ્યાપારના માર્ગ વગર વ્યાપારના પદાર્થો એક દેશમાથી બીજા દેશમા જઇ શકતા નથી એક પ્રજાની ભાવનાઓ પણ એવા કોઇ નિર્મિત રાજમાર્ગ વગર એક દેશમાથી બીજા દેશમા જઇ શકતી નથી એક પ્રજાના વિચારો બીજી પ્રજાને પહોચાડવામાટે વિચારના વ્યાપારમાર્ગની પણ આવશ્યકતા હોય છે જ્યારે જ્યારે જગતના ઇતિહાસમા કોઈ પરાક્રમશાળી પ્રજા ઉત્પન્ન થઇને જગત્‌ની જુદી જુદી પ્રજાઓને એક સાંકળથી જોડી દે છે,

ત્યારે એ રસ્તે થઈને ભારતીય તત્ત્વદર્શનનો પ્રવાહ વહેવા માંડે છે, અને પ્રત્યેક પ્રજાની નાડીએ નાડીમા સચરી જાય છે બૌદ્ધધર્મના ઉદય પહેલાના જમાનામા પણ ભરતખડનુ તત્ત્વજ્ઞાન આખા જગતમા ફરી વળ્યુ હતુ, એવા પ્રમાણુ દિવસે દિવસે વધારે ને વધારે મળતા જાય છે વેદાતધર્મ બૌદ્ધધર્મના ઉદય પહેલા ચીન, ઈરાન અને ગ્રીસની નજીકના દ્વીપસમૂહમા પ્રવેશ કરી ચૂક્યો હતો બીજીવાર જ્યારે ગ્રીસ દેશની મહાન્ શક્તિએ પૂર્વની દુનિયાના જુદા જુદા દેશોને સયુક્ત કરી દીધા, ત્યારે પણ ભરતખડના તત્ત્વજ્ઞાનનો પ્રવાહ વહેતો થયો, અને ખ્રિસ્તીધર્મ જે પોતે ઉત્પન્ન કરેલી સસ્કૃતિનો ગર્વ રાખે છે, તેની અદર ભરતખડના વિચારોના છૂટા છવાયા તત્ત્વોના સગ્રહ ઉપરાત બીજુ કશુ નવીન નથી આપણે તે મહાન્ આર્યધર્મના અનુયાયી છીએ, કે બૌદ્ધધર્મ પણ પોતાના સઘળા મહત્ત્વ છતા જે ધર્મના વિદ્રોહી સતાનરૂપ છે, અને ખ્રિસ્તીધર્મ પણ જે ધર્મની એક ઢગધડા વગરની નકલરૂપજ છે વળી પાછુ ત્રીજીવાર પણ કાળચક્ર ફર્યુ છે, ફરીથી પાછો તેવોજ સમય ઉપસ્થિત થયો છે. ઇગ્લૅન્ડની અજય્ય શક્તિવડે જગતના જુદા જુદા દેશો ફરીથી સધાયા છે રોમન લોકોએ રચેલા વ્યાપારમાર્ગની માફક ઇગ્લૅન્ડના વ્યાપાર-માર્ગ કેવળ જમીન ઉપરનાજ નથી, પરતુ એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી પથરાઈ ગયા છે જગતનો દરેક વિભાગ એક બીજા સાથે સકળાઈ ગયો છે અને વિજળી એક નવાજ પ્રકારના દૂતનુ કાર્ય અદ્‌ભુત રીતે બજાવવા લાગી છે આવા અનુકૂળ પ્રસગોની મદદ મળતા ઉઘેલો ભરતખડ પુન જાગ્રત થયો છે અને જગતની ઉન્નતિ અને સસ્કૃતિના ભડારમાં પોતાનો હિસ્સો આપવાને તૈયાર થયો છે એનાજ પરિણામે, ખુદ કુદરતેજ પોતાનુ બળ વાપરીને મને ઇગ્લૅન્ડ અને અમેરિકામાં ધર્મનો પ્રચાર કરવાને મોકલી દીધો આપણે દરેક જણે આશાવત થવુ જોઈએ કે હવે આપણી શક્તિ બતાવવાનો સમય ફરીને આવી પહોચ્યો છે બધી બાજુએ શુભ ચિન્હો નજરે પડે છે હવે ભરતખડના તત્ત્વજ્ઞાન અને આધ્યા-ત્મિક ભાવનાઓને માટે જગતમા દિગ્વિજય કરવાનો પ્રસગ આવી લાગ્યો છે માનવ-જીવનને લગતો જે મહા પ્રશ્ન આપણી સમક્ષ રજુ થયો છે તે હવે દિવસે દિવસે વધારે પ્રશસ્ત બનતો જાય છે આપણે આપણા દેશમા જાગ્રતિ લાવીનેજ બેસી રહેવાનુ નથી એ તો સાધારણ બાબત છે હુ ઘણોજ કલ્પનાપ્રિય મનુષ્ય છુ હુ એવી આશા રાખુ છુ કે હિન્દુ પ્રજા આખા જગતમા વિજય કરશે, આખા જગતના ધર્મરાજ્યમા તે દિગ્વિજય કરશે એવુ ચિત્ર મારી કલ્પનામા ખડુ થાય છે

જગતમા અનેકાનેક દિગ્વિજયી પ્રજાઓ ઉત્પન્ન થઈ છે આપણે પણ સર્વાશે મહાન્ વિજયી પ્રજા છીએ આપણા દિગ્વિજયની કથા ભારત સમ્રાટ્ અશોકે ધર્મ અને આધ્યા-ત્મિકતાના દિગ્વિજયરૂપે વર્ણવી છે ફરીથી આપણો દેશ જગતને જિતી લે એ મારા જીવનનુ એક મહાન્ સ્વપ્ન છે. હુ આશા રાખુ છુ કે જે કોઈ આજનુ મારૂ વ્યાખ્યાન સાભળે છે, તેમાનો દરેક દરેક જણ આવાજ પ્રકારની કલ્પના જાગ્રત કરશે અને જ્યાસુધી એ કલ્પ-

નાસૃષ્ટિ વ્યાવહારિક રૂપમા પરિણુ મ ન પામે ત્યાસુધી જ પીને બેસશે નહિ. લોકો તમને શિખામણ દેવા તૈયાર થશે કે પહેલા તમે તમારૂ પોતાનુ ઘર મ ભાળો અને પછીજ અન્ય પ્રજાઓને જિતવા જાઓ, પણ હુ તમને સ્પષ્ટ ભાષામાં કહુ છુ કે તમે બીજાઓને માટે પરિશ્રમ ઉઠાવશો તોજ તમારૂ કાર્ય સર્વોત્તમ થયુ ગણાશે જો તમે અન્ય પ્રજાઓનુ કાર્ય કરશો, સમુદ્રના પાર જઇને વિદેશી ભાષાઓદ્વારા તમારા તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરશો, તોજ તમે તમારૂ પોતાનુ કાર્ય પણ સર્વોત્તમ રીતે બજાવી શકશો આજની સભાથી પણ એજ વાત સાબિત થાય છે કે, આપણા તત્ત્વજ્ઞ નનો અન્ય પ્રજાઓમાં પ્રચાર કરવાનો માત્ર પ્રયત્ન કર્યાથી પણ આપણા દેશનુ કાય કેટલુ સરળ થઇ જાય છે જો મે મારૂ કાર્યક્ષેત્ર ભરતખ ડમાજ બાધી રાખ્યુ હોત તો મારા ઈંગ્લૅન્ડ અને અમેરિકા જવાથી જે અસર આ દેશમા થએલી છે, તેના ચોથા ભાગની પણ ન થઇ હોત આજ આપણો આદર્શ હોવો જોઇએ અને દરેક જણે તે ગ્રહણ કરવા તૈયાર થવુ જોઇએ ભરતખડ આખા જગતને જિતી લે, એ આદર્શમા જરા પણ ન્યૂનતા કરવાની નથી એ મહેચ્છામાટે આપણે બધાએ તૈયાર થવુ જોઇએ, તેને માટે પ્રાણાન્તસુધી અવિરત પરિશ્રમ ઉઠાવવો જોઇએ ભલે, પરદેશી પ્રજાઓ અત્ર આવીને પોતાના સૈન્યવડે આખા ભરતખડને વ્યાપ્ત કરી દે તેની કાઇ ચિન્તા નહિ. ભારતના સતાનો ! જાગ્રત થાઓ ! તમારો દિગ્વિજય બીજાજ પ્રકારના રણક્ષેત્રમા છે તમારી આધ્યાત્મિકતાવડે જગતના દેશે દેશ જિતી વળો **તિરસ્કારવડે તિરસ્કારનો પરાભવ નહિ થાય પણ પ્રેમવડેજ વૈરનો પરાજય કરી શકાશે,** એ મહાન્ સત્ય આપણાજ દેશમાથી સૌથી પહેલીવાર નિર્ઘોષિત થએલુ છે. જડવાદ અને તેની સાથે આવનારા અનેક દુખોનો જડવાદવડે નિસ્તાર નહિ થાય જ્યારે એક પ્રજાનુ સૈન્ય બીજી પ્રજાના સૈન્યને પોતાના બાહુબળવડે પરાજિત કરવાનો યત્ન કરે છે, ત્યારે માનવજાતિ કેવળ ફાડી ખાનારા પશુની અવસ્થાએજ ઉતરી જાય છે, અને તે જાતિમા ધીમે ધીમે નરપશુઓની સખ્યા વધતી જાય છે આપણી આધ્યાત્મિકતા જરૂર પશ્ચિમના દેશોને જિતી લેશે ધીમે ધીમે હવે તેઓ પણ સમજવા લાગ્યા છે કે તેમની પ્રજાના અસ્તિત્વમાટે તેમને આધ્યાત્મિક ભાવનાઓની ઘણીજ જરૂર છે આધ્યાત્મિકતાના પ્રવાહની તેઓ રાહ જોઇ રહ્યા છે માત્ર અન્ય દેશોમાં જઇને ઋષિમુનિઓએ સચિત કરેલા તત્ત્વજ્ઞાનના સદેશા પહોચાડવાને તૈયાર હોય, એવા વીર પુરુષોનોજ ટોટો છે ! આ કલ્યાણકારક સદેશો જગતને ખૂણે ખૂણે જઇને પહોચાડવાને માટે દરેક પ્રકારના સ્વાર્થનુ બલિદાન આપનારા પુરુષોજ કયાં છે ' સત્યના પ્રચારના કાર્યમા સહાયભૂત થવાને વીર હૃદયના પુરુષોનીજ જરૂર છે પરદેશમા જઇને વેદાતના મહાન્ સત્યોનો પ્રચાર કરે એવા મહાનુભાવ કર્મવીરોનીજ આવશ્યકતા છે જગતને આ વિષયનીજ અત્યારે અત્યત જરૂર છે, તેના વગર જગત્ વિનાશ તરફ ઘસ્યુ જાય છે આખું પાશ્ચાત્ય જગત્ એક એવા જ્વાલામુખીના શિખર ઉપર બેઠેલુ છે કે, તે મોટા ધડાકાની સાથે

આવતીજ કાલે ફૂટી જાય અને એ પ્રજાઓના ચૂરેચૂરા થઇ જાય – તેઓ આખા જગતને શોધી વળેલ છે, પણ શાંતિ પ્રાપ્ત કરવાનો ઉપાય તેમને હાથ લાગ્યો નથી એમણે વિલાસ અને વૈભવનો પ્યાલો ઠસ ઠસાવીને પીધો છે, પણ તેથી તેમને તૃપ્તિ થઇ નથી ભારતીય આધ્યાત્મિક ભાવનાએ પાશ્ચાત્ય પ્રજાઓમા છેક ઉંડાણ સુધી લઇ જવાનો આજે સમય આવી પહોચ્યો છે તેટલામાટે હે મદ્રાસવાસી યુવકો ! મારા શબ્દો બરાબર સ્મરણમાં રાખવાને ભાર મૂકીને કહુ છુ આપણે પરદેશ જવુ જ પડશે, આપણી આધ્યાત્મિકતા અને તત્ત્વદર્શનરૂપી શસ્ત્રોવડેજ આપણે આખા જગતને જિતી લેવુ પડશે એ સિવાય બીજો માર્ગજ નથી જો આપણે આ આધ્યાત્મિક સગ્રામમા જોડાવા તૈયાર નહિ થઇશુ તો આપણો વિનાશ જરૂર થવાનો જો આપણે આપણા પ્રજાજીવનને પુન સતેજ કરવુ હોય જો તેને જીવત અને બળવાન્ રાખવુ હોય તો તેને માટે એકજ ઉપાય છે કે, આપણા આધ્યાત્મિક તત્ત્વદર્શનવડે આખા જગતને જિતી લેવુ

બીજી બાજુએ જોતા આપણે એ બાબતનુ પણ વિસ્મરણ ન કરવુ જોઇએ કે જ્યારે હુ આપણી આધ્યાત્મિક ભાવનાઓવડે જગતને જિતવાની વાત તમને કહુ છુ, ત્યારે હુ માત્ર આપણી આધ્યાત્મિકતા એટલે કે આપણા જીવનપ્રદ તત્ત્વજ્ઞાનનોજ પ્રચાર કરવાનુ કહુ છુ સેંકડો સૈકા થયા આપણે હજારો પ્રકારના જે કુસસ્કાર અને વહેમોને આપણા હૃદયમા સ્થાન આપતા આવ્યા છીએ, તે ઝેરી કચરાનો પ્રચાર કરવાનુ નથીજ કહેતો એ ઝેરી છોડવાઓને તો આપણા દેશમાથી પણ નિર્મૂળ કરી નાખવાના છે કે જેથી ફરીને તેઓ હમેશને માટે ચીમળાઇને મરી જાય એ વહેમજ આપણી પ્રજાની અવનતિનુ મુખ્ય કારણ છે અને તેમણેજ આપણી પ્રજાની બુદ્ધિને નિર્માલ્ય બનાવી દીધી છે તેમનાથી અત્યત સાવધાન રહેવાની આપણને જરૂર છે, કારણકે ધર્મને નામે પ્રચલિત થએલા ક્ષુદ્ર કુસસ્કારો અને વહેમોને શરણ થવાથી આપણી બુદ્ધિને અને વિચારશક્તિને એક પ્રકારનુ ઝેર ચડી જાય છે, મગજશક્તિ ઉચા પ્રકારના ગભીર વિચારોને ઉત્પન્ન કરવાને માટે નાલાયક બની જાય છે ઉત્સર્ગશક્તિ ( સ્વાર્થત્યાગની ભાવના ) નો નાશ થાય છે અને સ્વતત્રપણે વિચાર કરવાની શક્તિ ક્ષીણ થવાથી આખી પ્રજા નિર્માલ્ય થઇ જાય છે આપણી દૃષ્ટિસન્મુખ આપણા દેશમા બે પ્રકારના ભયકારક કારણો ઉભાં થયા છે એક બાજુએ હડહડતો ભયકર જડવાદ છે અને બીજી બાજુએ તેના પ્રત્યાઘાત જેવા જૂના સડેલા વહેમ છે એ બેઉથી આપણે ઘણાજ સાવધાન રહેવાનુ છે પાશ્ચાત્ય જ્ઞાનરૂપી મદિરાના પાનથી ઉન્મત્ત થએલા કેટલાક લોકો એમ માની બેઠા છે કે, અમેજ બધુ જાણીએ છીએ અથવા અમે જે માનીએ છીએ તેજ સત્ય છે તેઓ પ્રાચીન આર્ય ઋષિમુનિઓ-

– આ ભવિષ્યવાણી આધુનિક યૂરોપીઅન વિગ્રહે સાચી પાડી છે ઈતિહાસના દરેક અભ્યાસકને ખબર હતી કે જડવાદપર રચાએલી યૂરોપીઅન સસ્કૃતિનુ આવુ ભયકર પરિણામ આવવુ જ જોઈએ ભાષાંતર કર્તા

નો તિરસ્કારની સાથે ઉપહાસ કરે છે તેઓની દૃષ્ટિએ હિન્દુઓના તમામ તત્ત્વવિચારો નકામા કચરા જેવા છે, હિન્દુ પ્રજાનુ તત્ત્વજ્ઞાન નાના બાળકની લવરી જેવુ છે, અને હિંદુ પ્રજાનો ધર્મ મૂર્ખ, પામર લોકોના વહેમનો સમુદાય છે બીજી બાજુએ આપણા કેળવાએલા વર્ગમા કેટલાક એવા પણ દોઢડાહ્યા માણસો છે કે, જેઓ બીજા ભદ્ર ભદ્ર જેવા હોઇને ઉપર કહ્યા તેવા નાસ્તિકોથી તદ્દન સામે પાટને બેસનારા છે તેઓ તમામ પ્રકારના બનાવેને શુભ અથવા અશુભ શુકન તરીકે માની લે છે, અને બીજાઓને તેનુ રહસ્ય સમજાવવા પ્રયત્ન કરે છે તેઓ પોતાના ગામમા પ્રચલિત થએલા દરેક વહેમી રિવાજ ઉપર આધ્યાત્મિક ભાષ્ય કરવામા ઘણા કુશળ રહે છે જે જે હલકા પ્રકારની પૂજાવિધિઓ, ગ્રામ્ય દેવતાઓ, બાધાઓ અને માનતાઓ આપણા લોકોમાં પ્રચલિત છે, તે સર્વનુ આજ સુધી કોઇના જાણવામાં ન હતુ એવુ આધ્યાત્મિક રહસ્ય ઉપજાવી કહાડીને લોકોના વહેમ અને અજ્ઞાનને વિશેષ દૃઢ બનાવવાને તેઓ યત્ન કર્યા કરે છે એવા દોઢડાહ્યાઓથી તમે બહુજ સાવધાન રહેજો. તમે દરેક જણ મૂર્ખ, પામર અને વહેમી હો તે કરતા હડહડતા ભયંકર નાસ્તિક હો તે હુ વધારે પસદ કરૂ છુ. કારણ કે ખરા નાસ્તિકમા વિચારશકિત અને જીવન હોય છે, તેથી ભવિષ્યમા તે સુધરશે એવી આશા રાખી શકાય છે, તેનામાં ચેતન અને સ્વતત્રતાનો જુસ્સો રહેશે છે જો વહેમ અને અજ્ઞાન તમારા મગજમા દાખલ થઈ ગયા તો તમારી બુદ્ધિ નિર્માલ્ય થઇ જશે અને જીવન કટાઈ જઇને તદ્દન નિર્જીવ બની જશે માટે એ બેઉથી દૂર રહેજો. આપણને નિડરપણે સ્વતત્ર વિચાર બાધે એવા વીર પુરુષોની જરૂર છે તાજું અને ઉકળતા મારતુ રુધિર, મજબૂત જ્ઞાનતંતુઓ અને લોખંડ જેવા દૃઢ સ્નાયુઓવાળા મર્દોની જરૂર છે. નિર્વીર્ય અને દુર્બળ, ઢીલાઢબ અને પોચાપચ, સુર્દાલ મનુષ્યોની આપણને કશીએ જરૂર નથી એવા માણસોથી દૂરજ રહેજો કોઇપણ ગુપ્તપણાનો કે તેવા ગુપ્ત અધિકારી મડળનો ત્યાગજ કરજો. ધર્મની બાબતમા ગુપ્તપણુ અને અધિકારી મડળ હોતુજ નથી જ્યાં એવુ જુઓ ત્યા કાંઇ ગોટાળો હોવોજ જોઇએ પ્રાચીન ઋષિઓએ કોઈવાર ધર્મનો પ્રચાર કરવામાટે ગુપ્ત અને અધિકારી મડળો સ્થાપ્યાં હતા ? વેદાંતમાં, વેદમા, પુરાણમાં, સહિતામા કોઈ ઠેકાણે ગુપ્ત જેવુ કાંઇ જોવામા આવે છે ? ઋષિઓએ જાતે શોધી કહાડેલા મહાન્ સત્યોનો આખા જગતમાં પ્રચાર કરવામાટે કોઇ પણ જાતની હાથચાલાકી અને ચમત્કાર ત્યા નમસ્કાર, એવી પદ્ધતિ કદિ ગ્રહણ કરી હતી ? ગુપ્તપણુ, ચમત્કાર, સિદ્ધિ એ સર્વ વહેમ, નબળાઈ અને ઠગાઇ છે તે હમેશ અવનતિ અને વિનાશનાજ ચિન્હ છે, માટે એવા લોકોથી પણ સભાળતા રહેજો આત્મબળથી બળવાન્ થાઓ અને તમારા પોતાનાજ પગ ઉપર ઉભા રહેતા શીખો જગતમા ઘણાએ અદ્ભુત બનાવો બને છે કુદરતના નિયમોનુ આપણને જે થોડુ જ્ઞાન છે તેને હિસાબે એવા બનાવોને આપણે અગમ્ય અથવા આધિભૌતિક એવુ નામ આપીએ તે ઠીક છે, પણ તેમા ગુપ્ત જેવું તો કશુ છેજ નહિ "ધર્મના સત્યો

અત્યંત ગૂઢ છે અથવા હિમાલયના બર્ફથી ઢંકાએલા શિખરો ઉપર અધિવેશન કરતા કોઈ ગુપ્ત મંડળીના એકલાના અધિકારનો વિષય છે ' આવી ડંગાઈભરેલી હકીકત આ દેશમાં કદિ જાહેર કરવામાં આવીજ ન હતી હું હિમાલય ઉપર ભ્રમણ કરી આવ્યો છું, તમે ગયા નથી તમારા દેશથી તે સેંકડો માઈલ દૂર છે હું સંન્યાસી છું—છેલ્લા ચૌદ વર્ષથી પગે ચાલીને ચારે દિશાએ ભ્રમણ કરૂં છું હું ખાત્રીપૂર્વક કહું છું કે આવા પ્રકારના ગુપ્ત મંડળો કોઈ ઠેકાણે છેજ નહિ. એવા વહેમ અને અજ્ઞાનની પાછળ ફાંફા મારતા નહિ. એના કરતાં તો પૂરેપૂરા નાસ્તિક થવામાં તમારૂં અને તમારા દેશનું વિશેષ કલ્યાણ છે, કારણ કે નાસ્તિક હશો તોપણ તમારામાં એક પ્રકારનું મનોબળ અને ચેતન તો રહેશેજ, પણ વહેમી થવાથી તો તમે છેકજ નિર્માલ્ય, નિર્જીવ અને પામર થઈ જશો બુદ્ધિવાન્ માણસો આવા વહેમોની પાછળ વખતની બરબાદી કરે, એ વહેમમાં ગુપ્ત રહસ્ય છે એમ સમજાવવાને રૂપક અને અલંકારો ગોઠવી કહાડે, અને જૂનામાં જૂના અને સડેલામાં સડેલા રિવાજો અને વહેમોમાં ગંભીર રહસ્ય સમાએલું છે એવું સાબિત કરવામાં પોતાની અક્કલનો ઉપયોગ કરે એ આખી માનવજાતિને માથે મોટું કલંક છે બહાદૂર થાઓ, બળવાન્ થાઓ, જે અસત્ય છે તેને કોઈ પણ રીતે પાટીઆં બેસાડીને ટેકો આપવાનો મિથ્યા ડોળ ન કરો સત્ય છે કે આપણા જનસમાજમાં અનેક પ્રકારના વહેમ જડ ઘાલીને બેઠા છે અને આપણા શરીરમાં અનેક ચાઠાં અને ડાઘાઓ છે તે સર્વને એકદમ કહાડી નાખો, ઉખાડીને ફેંકી દો, એ બધાને નિર્મૂળ કરી નાખો એવા વહેમનો નાશ કર્યાથી આપણા ધર્મના ખરા સ્વરૂપને લેશ માત્ર પણ ક્ષતિ પહોચવાની નથી, આપણી આધ્યાત્મિકતા અને આપણા પ્રજાજીવનને એથી જરાએ આઘાત થવાનો નથી ઊલટા આથી તેઓ વિશુદ્ધ અને બળવાન્ થશે આપણા ધર્મના મૂળતત્ત્વ તેવાં ને તેવાંજ રહેશે, એટલું જ નહિ પણ મલિનતાનો કાટ નીકળી જવાથી વધારે ઉજ્જવલ અને ભવ્ય બનશે તેમનેજ દૃઢતાથી વળગી રહેજો.

જગતનો દરેક ધર્મ પોતાને માટે સાર્વભૌમિકતાનો દાવો કરે છે, એ તમે ઘણીવાર સાંભળ્યું હશે હું તમને શરૂઆતથીજ કહી દઉં છું કે કોઈ પણ ધર્મ કોઇપણ જમાનામાં આખા જગતના સાર્વભૌમ ધર્મ તરીકે મનાશેજ નહિ આમ છતા જો કોઈ ધર્મ એવા પ્રકારની યોગ્યતા ધરાવતો હોય તો તે આપણોજ ધર્મ છે, બીજા કોઈ પણ ધર્મમાં એવી યોગ્યતા નથી,* કારણ કે આપણા ધર્મ સિવાય બાકીના તમામ ધર્મ કોઈ ને કોઈ મહાપુરુષ અથવા મહાપુરુષો ઉપર આધાર રાખે છે આપણા ધર્મ સિવાયના તમામ ધર્મ કોઈ ઐતિહાસિક પુરુષ તરીકે મનાતા મહાપુરુષના જીવન સાથે અવિચ્છિન્નપણે સંકળાએલા છે એ બધા ધર્મના અનુયાયીઓ એમજ સમજે છે કે આ ઐતિહાસિકપણાવડે આપણા

* આ મુદ્દાના વિશેષ વિવેચન માટે ' ભરતખંડના મહાપુરુષો ' એ નામનું વ્યાખ્યાન જોવું ભા૦ ક૦

ધર્મના પાયા મજબૂત બન્યા છે, પણ ખરૂ જોતા એજ તેમની મોટામાં મોટી નિર્બળતા છે જો એમના કે ઇ પણ ધર્મના મૂળ પ્રવર્તકનુ ઐતિહાસિકપણુ સાબિત ન થઇ શકે, તો તેનાપર ચણેલી ધર્મની ઇમારત એકદમ તૂટી પડે એમા સદેહ નથી એ બધા મહાપુરુષો અથવા ધર્મપ્રવર્તકોના જીવનના અર્ધોઅર્ધ બનાવો તો આજ દિનસુધી જુદા કરી ચૂકયા છે, અને બાકીના અર્ધા ભાગ ઉપર વિદ્વાનો સદેહભરી નજરથી જુએ છે આથી કરીને જે સત્યોનો એક માત્ર આધાર અમુક મહાપુરુષના મુખમાથી તે નીકળ્યા હતા એટલોજ છે, તે બધા હવે નિરાધાર થવાથી હવામા ઉડી જવા લાગ્યા છે આપણા દેશમા પણ સખ્યા બધ મહાપુરુષો થઇ ગયા છે, પરતુ આપણા ધર્મના સત્યો કોઇ માત્ર એ મહાપુરુષોના વચન ઉપરજ આધાર રાખતા નથી શ્રીકૃષ્ણની મહત્તા શ્રીકૃષ્ણ તરીકે નથી, પણ વેદના સર્વશ્રેષ્ઠ ઉપદેશક તરીકે છે જો તેમ નહિ હોત તો જેમ બુદ્ધ ભગવાનનુ નામ હિંદુસ્તાનના લોકોની સ્મૃતિમાથી લગભગ વિલુપ્ત થઈ ગયુ છે,તેમ કૃષ્ણનુ નામ પણ વિલુપ્તજ થઇ ગયુ હોત આપણે પરાપૂર્વથીજ અમુક મહાપુરુષના અનુયાયી નથી પણ અમુક આધ્યાત્મિક સિદ્ધાતોના ઉપાસક છીએ આપણા મહાત્માઓ અને અવતારી પુરૂષો એ સિદ્ધાતોના સાક્ષાત્ મૂર્તસ્વરૂપ છે જ્યાસુધી ભારતવર્ષમા આ સિદ્ધાતો સચવાઇ રહ્યા છે ત્યાસુધી એક નહિ પણ હજારો મહાપુરુષો ઉપન્ન થયાજ કરશે જ્યાસુધી આ સિદ્ધાતોના સ્વરૂપમા વિકાર નથી થયો ત્યાસુધી એક નહિ પણ હજારો ગૌતમ બુદ્ધો ઉત્પન્ન થવાની આશા રહે છે, પણ જો એ સિદ્ધાતોનોજ લોપ થયો, જો એમનુજ વિસ્મરણ થયુ અને જો આપણુ પ્રજાજીવન ઉપર કહ્યા તેવા કોઇ એક ઐતિહાસિક પુરુષનેજ વળગી રહ્યુ, તો જરૂર માનજો કે ધર્મની અવનતિ થયા વગર રહેવાની નથી એવા ધર્મને માથે મોટા સકટો આવ્યા વગર રહેશેજ નહિ માત્ર આપણોજ ધર્મ એવા ભયમાથી મુક્ત છે, અને તેનુ કારણ એજ છે કે, તેનો આધાર કોઇ મહાપુરુષ કે મહાપુરુષો ઉપર નથી પણ માત્ર સનાતન સત્યો ઉપર છે બીજી બાજુએ આપણા ધર્મમાં એક નહિ પણ લાખો મહાપુરુષોને માટે અવકાશ છે નવા અવતારી પુરુષ અથવા નવા મહાપુરુષને માટે આપણા ધર્મમાં સ્થાન છે, પણ તેઓ ધર્મના સનાતન સત્યોના જીવત ઉદાહરણરૂપ નીવડે તોજ આ બાબત તમે કદિ ભૂલી જશો નહિ આપણા ધર્મના મૂળ સિદ્ધાતો હજી સુધી સલામત અને અવિકૃત અવસ્થામા સચવાએલા છે માત્ર કાળે કરીને તેમના ઉપર ધૂળ ન ચડી જાય અથવા કાટના પડ ન ચડી જાય, તેને માટેજ આપણે જીવનભર પ્રયત્ન કરવાનો છે આશ્ચર્યની વાત તો એ છે કે આપણી પ્રજાજીવનની ભયકર અધોગતિ થઇ છે છતા પણ હજી વેદાતના મૂળતત્ત્વોમા મલિનતા પ્રવેશ કરવા પામી નથી અત્યત દુષ્ટ માણસો પણ તેમને દૂષિત કરવાની ધૃષ્ટતા કરતા નથી આપણાં શાસ્ત્રો આખી દુનિયામા સૌથી ઉત્તમપણે સચવાએલા છે બીજી પ્રજાઓના શાસ્ત્રો સાથે સરખાવતા આપણા વેદાતશાસ્ત્રોમા ક્ષેપક ભાગ, મૂળ તાત્પર્યની વિકૃતિ અથવા અર્થનો

અનર્થ નથી થયો એમ કહીએ તો ચાલે પ્રાચીનકાળમા હતા તેવા ને તેવાજ હજી પણ તે જીવાત્માને તેના લક્ષ્યબિંદુતરફ—પરમ આદર્શ તરફ પ્રેરવાને સમર્થ છે

અનેક ભાષ્યકારોએ તેમના ઉપર ભાષ્યો લખ્યાં છે અનેક આચાર્યોએ તેમનો દેશમા પ્રચાર કર્યો છે તેમને આધારે અનેક ધર્મ અને સપ્રદાયોની સ્થાપના થઇ છે તમે એ પણ જોઇ શકશો કે વેદાન્તમા એવા કેટલાક અંશ છે કે જે પ્રથમ દૃષ્ટિએ પરસ્પર વિરોધી દેખાય છે કેટલાક શ્લોક સપૂર્ણ રીતે દ્વૈતવાદાત્મક છે કેટલાક શ્લોક સપૂર્ણ રીતે અદ્વૈતવાદાત્મક છે દ્વૈતવાદી ભાષ્યકારો દ્વૈતવાદ સિવાય બીજુ કાંઇ સમજીજ શકયા નહિ તેથી તેમણે અદ્વૈતવાદાત્મક શ્લોકાનો કચ્ચરઘાણ કહાડી નાખ્યો દ્વૈતવાદી ધર્માચાર્યો અને પુરોહિતોએ પોતાનો દ્વૈતવાદ સિદ્ધ કરવાને અદ્વૈતવાદાત્મક શ્લોકોનો અર્થ મચડી નાખ્યો અદ્વૈતવાદી ભાષ્યકારોએ પણ અદ્વૈતવાદાત્મક શ્લોકેનુ તેવીજ રીતે ખૂન કર્યુ, પરતુ આ પ્રમાણે થયુ તેમા કાંઇ વેદનો પોતાનો દોષ નથી સમગ્ર વેદમાં માત્ર દ્વૈતવાદનીજ વાત લખેલી છે એમ સિદ્ધ કરવાને યત્ન કરવો એ મૂર્ખાઈ નહિ તો બીજુ શુ ? તેવીજ રીતે સમગ્ર વેદમા અદ્વૈતવાદના સિદ્ધાંતો સિવાય બીજા કોઈપણ મતને આધાર મળતો નથી એમ સિદ્ધ કરવાને યત્ન કરવો એ પણ મૂર્ખાઇજ છે વેદમા દ્વૈત અને અદ્વૈત બન્ને છે આપણે નવા જમાનાના વધારે ઉદાર વિચારોની સહાયથી આ વાત વધારે સારી રીતે સમજી શકીએ છીએ આ તમામ જુદા જુદા સિદ્ધાંત અને મતદ્વારા અંતે મુખ્ય સિદ્ધાંત એજ નીકળે છે કે, જુદી જુદી શ્રેણીના મનુષ્યોની ક્રમશ ઉન્નતિ થવી જોઇએ અને તેટલાજ હેતુથી વેદ એવો ઉપદેશ આપે છે સમગ્ર માનવજાતિના કલ્યાણ તરફ દૃષ્ટિ રાખીને ઉંચામા ઉંચા લક્ષ્યબિંદુસુધી પહોચવાને વેદમા જુદી જુદી સીડીઓ બતાવી છે એથી કરીને તેઓ એકબીજાથી વિરુદ્ધ છે એમ ધ્વનિત થતુ નથી બાળક જેવા અજ્ઞાન મનુષ્યોને ભોળવવાને માટે વેદમા ઉપલકીઆ દૃષ્ટિથી પરસ્પર વિરુદ્ધ દેખાતા સિદ્ધાંતો લખ્યા નથી

જુદા જુદા સિદ્ધાંતોની પણ જરૂર છે તેમની નાના બાળકને તેમજ પુખ્ત ઉમરના મનુષ્યને—એઉને સરખી જરૂર છે જ્યાસુધી આપણને દેહ છે, જ્યાસુધી દેહને આત્મા માની લેવાની ભ્રાંતિ થય છે, જ્યાં સુધી આપણે પંચેન્દ્રિયવડે બધાઇ રહેલા છીએ અને જ્યાંસુધી આપણે બહારની સૃષ્ટિને જોઇ શકીએ છીએ, ત્યાસુધીજ ઇશ્વરને એક વ્યક્તિ તરીકે અથવા સગુણ માનવાની આપણને જરૂર પડે છે ઉપર કહી ગયા તે બાબતોનુ જ્ઞાન આપણને જ્યાંસુધી રહે ત્યાસુધી શ્રી રામાનુજાચાર્યના સિદ્ધાંત પ્રમાણે ઈશ્વર, જીવ અને જગત્, એ ત્રણેનો સ્વીકાર આપણે કરવોજ પડશે એ ત્રણમના એકનો પણ સ્વીકાર કર્યો એટલે બાકીના બેનો સ્વીકાર પણ તમારે કરવોજ પડશે એ સિવાય બીજો રસ્તોજ નથી, માટે જ્યાસુધી આપણે બાહ્ય જગત્‌ને જોઇ શકીએ છીએ ત્યાસુધી ઇશ્વર અને જીવાત્માનો અસ્વીકાર કરવો એ ગાડપણજ કહેવાય

આમ છતાં મહાત્માઓના જીવનમાં કોઇ કોઇવાર એવા અવસર પણ આવી પડે

છે કે, જ્યારે જીવાત્મા પોતાનાં બધી જાતના બધનોને ઓળગી જઇને, પ્રકૃતિના પ્રદેશમાથી બહાર નીકળીને સર્વાતીત પ્રદેશમા ચાલ્યો જાય છે જે પ્રદેશને માટે શ્રુતિ કહે છે કે—**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । न तत्र चक्षुर्गच्छति नवाग्गच्छति नो मनः । नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ॥** (મનની સાથે વાણી પણ જેને ન પહોચી શકવાથી પાછી ફરે છે, ત્યાં ચક્ષુ જઇ શકતાં નથી, વાણી જઇ શકતી નથી, અને મન પણ જઈ શકતુ નથી હુ તેને જાણતો નથી એમ ન સમજવુ, હુ તેને જાણુ છુ એમ પણ ન સમજવુ )

જ્યારે એવી અવસ્થા થાય છે ત્યારે જીવાત્મા પોતાના તમામ બધનોમાથી મુક્ત થાય છે માત્ર ત્યારેજ તેના હૃદયમા અદ્વૈતવાદનુ મૂળતત્ત્વ—હુ અને આ સમગ્ર જગત એકજ છીએ, હુ અને બ્રહ્મ એકજ છીએ—એ ભાવનાનો ઉદય થાય છે

આ સિદ્ધાત કેવળ જ્ઞાન અને તર્કવડેજ સમજાય છે એમ પણ નથી પ્રેમવડે પણ એનો સાક્ષાત્કાર થઈ શકે છે તમે શ્રીમદ્ ભાગવતમાં વાચ્યુ હશે કે જ્યારે રાસક્રીડાની વચમા ગોપીઓની નજર આગળથી શ્રીકૃષ્ણ અતર્ધાન થઇ ગયા, ત્યારે તેઓ કૃષ્ણ-વિરહથી આક્રદ કરવા લાગી અને તેમની ભાવનાએ તેમના મન ઉપર એવી પ્રબળ અસર કરી દીધી કે, તેમને પોતાના દેહનુ સપૂર્ણ વિસ્મરણ થઇ ગયુ. દરેક ગોપી પોતાને શ્રીકૃષ્ણ માનવા લાગી અને તેના જેવા વસ્ત્ર પહેરીને તેની લીલાનુ અનુકરણ કરવા પ્રવૃત્ત થઇ. ઇરાનના એક સુફીવિષે પણ એક કવિતામા એજ ભાવનુ લખાણ છે— "હુ માશુકને ઘેર ગયો પણ દરવાજો બધ હતો, મે બારણુ ખખડાવ્યુ ત્યારે અદરથી કોઇએ પૂછ્યુ કે 'કોણ છે ?' મે કહ્યુ—'એતો હુ.' બારણુ ઉઘડયુ નહિ અને હુ પાછો ગયો હુ બીજીવાર ગયો ત્યારે તેનો તેજ અવાજ અદરથી આવ્યો કે 'કોણ છે ?' મે મારૂ નામ કહ્યુ, તોપણ માશુકે દ્વાર ન ઉઘાડયુ હુ ત્રીજી વાર ત્યા ગયો અને કહ્યુ કે, અયે માશુક ! હુ તારૂ સ્વરૂપ છુ, હુ તેજ તુ અને તુ તેજ હુ ! આ જવાબ સાભળતાંજ માશુકે દરવાજો ઉઘાડયો "

માટે આપણે ધ્યાનમા રાખવુ જોઇએ કે જીવાત્માની ઉન્નતિના માર્ગમા ઘણા તબક્કાઓ છે, અને તેથીજ જુદા જુદા માનસિક અને આધ્યાત્મિક વિકાસવાળાં મનુષ્યો જગતમા જોવામા આવે છે આ વાત ધ્યાનમા રાખીને આપણે કદિ શાસ્ત્રના જૂઠા વિવાદમાં પડવુ નહિ. ભાષ્યકારો કે જેમના તરફ આપણે માનની નજરથી જોવુ જોઇએ તેઓ ભલે તેવા વિવાદ કરી ગયા હોય, પણ આપણે તેમ કરવાની જરૂર નથી, કારણ કે જ્ઞાનને સીમા નથી પ્રાચીનકાળમાં જ્ઞાન ઉપર કોઇનો ઇજારો ન હતો અને વર્તમાનકાળમા પણ કોઇનો નથી પ્રાચીનકાળ મા ઋષિમુનિઓ થઇ ગયા છે તેમ વર્તમાન કાળમા પણ તેવા અનેક ઋષિઓ ઉત્પન્ન થવાનાજ જો પ્રાચીન યુગમા વ્યાસ, વાલ્મીકિ અને શકરાચાર્ય થઇ ગયા તો તમારામાંથી પણ કોઈ કેમ આ જમાનાનો શકરાચાર્ય ન થઇ શકે ? આપણા ધર્મની બીજી

એક બાબત સ્મરણમા રાખવા જેવી છે બીજા દરેક ધર્મના શાસ્ત્રોમા પ્રેરિત પુરુષોના વચનજ પ્રમાણભૂત માન્યા છે ઈશ્વરની પ્રેરણા અથવા ઈશ્વરનો આદેશ પ્રાપ્ત કરે એવા અધિકારવાળા મહાત્માઓ કોઇકજ હોય છે અને " તેમના દ્વારાજ ઈશ્વર જ્ઞાનનો પ્રચાર કરે છે; અને તેટલામાટે આપણે પણ તેઓના વચનોમા શ્રદ્ધા રાખવી જોઇએ " એવુ ફરમાન આપણને કરવામા આવે છે બાઇબલ કહે છે કે નાઝરેથના રહીશ જીસસના હૃદયમાજ માત્ર સત્યનો પ્રકાશ થયો છે, અને તેટલામાટે આપણે એ બધુ માનવુંજ જોઇએ જ્યારે આપણાં શાસ્ત્રો કહે છે કે મંત્રદ્રષ્ટા ઋષિઓના હૃદયમા સત્યનો પ્રકાશ થયો છે—એક કે બે જણના હૃદયમા નહિ પણ સેંકડોના હૃદયમા તે થયો છે—અને ભવિષ્યમા પણ થયા કરશે મંત્રદ્રષ્ટાનો અર્થ તત્ત્વજ્ઞાનનો, સત્યનો સાક્ષાત્કાર કરનાર થાય છે—નહિ કે માત્ર વાચાળ, વેદીઆ, પુસ્તકીઆ પંડિતો અને શાસ્ત્રના કેવળ શબ્દનેજ જાણનારા **नायमात्मा प्रवचनेन लभ्यो । न मेधया न बहुना श्रुतेन ॥** એટલે વ્યાખ્યાનોવડે અથવા કેવળ બુદ્ધિવડે અથવા વેદનુ અધ્યયન કર્યાથીજ આત્માની પ્રાપ્તિ થતી નથી

આ સિદ્ધાંત ખુદ વેદનો છે દુનિયાના કયા શાસ્ત્રમા આમ સ્પષ્ટપણે, બેધડકપણે કહેલુ જોવામા આવે છે, કે વેદનુ એટલે ધર્મશાસ્ત્રનુ માત્ર અધ્યયન કર્યાથીજ આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી ? તમારા હૃદયના દ્વાર ખુલ્લા મૂકો, ખરા અંતઃકરણથી આત્માનુ અનુસંધાન કરો તોજ આત્માના સ્વરૂપનુ દર્શન તમે કરી શકશો ધર્મ એટલે મંદિરે મંદિરે ભટકવુ, અમુક જાતના તિલક છાપા કપાળપર લગાવવા અથવા અમુક પ્રકારના વસ્ત્ર ધારણ કરવા એમ નહિ એ તો બધી બહારની ઉપરઉપરની ટાપટીપ છે ભલેને તમે શરીરને ચંદનકેસરથી રંગીને કાબરચિત્રા વાઘ જેવા બની જાઓ, પણ જ્યાસુધી તમારા હૃદયના પડદા ખુલ્યા ન હોય ત્યાસુધી તમે ઈશ્વરના દર્શનની આશા રાખો એ ફોગટજ છે જો ભકિતનો રંગ હૃદય ઉપર એકવાર ચડી ગયો હોય તો પછી બહારના રંગની કશી જરૂર નથી ધર્મના તત્ત્વોનો સાક્ષાત્કાર કરો, જીવનને તદનુસાર બનાવો તોજ કાર્યસિદ્ધિ થશે. બહારની ક્રિયાઓ જેટલે અંશે ભક્તિ અને વૈરાગ્યના ઉદ્દીપન માટે જરૂરની છે,તેટલે સુધી ભલે તેમને રહેવા દેશો તો નુકસાન નથી, પણ યાદ રાખજો કે વગર વિચાર્યે એ બધી બહારની ક્રિયાઓ કર્યા કરવાથી લાબી મુદતે શુષ્ક અને અર્થવગરની થઇ જાય છે અને આત્માની પ્રગતિમા સહાયભૂત થવાને બદલે ઊલટી અંતરાયરૂપ થઇ પડે છે કાળે કરીને " એ બહારની ક્રિયાઓ એજ સત્ય ધર્મ છે " એવી ભ્રાંતિ દૃઢ થઇ જાય છે પછી મંદિરમા જઇને દર્શન કરી આવવા અથવા બ્રાહ્મણોને અમુક દાન કરવુ, એજ આધ્યાત્મિકતા અને એજ ધાર્મિક જીવન છે એમ મનાઇ જાય છે આ ભાવના ઘણીજ ભયંકર અને અનિષ્ટકારક હોવાથી તેનો એકદમ ઉચ્છેદ કરવો જોઇએ. આપણા શાસ્ત્રો વારંવર પુકારે છે કે ઇન્દ્રિયજન્ય બાહ્ય જ્ઞાનવડે ધર્મની પ્રાપ્તિ થતી નથી જેનાવડે તે અનાદિ અને અક્ષર પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય તેનુ નામ જ ધર્મ, અને તે ધર્મ અમુક વ્યક્તિમાટે નહિ પણ મનુષ્ય-

માત્રને માટે જરૂરનો છે જેણે એ અતીન્દ્રિય સત્યોનો સાક્ષાત્કાર કર્યો છે, જેણે આત્માના સ્વરૂપનુ દર્શન કર્યું છે, જેણે એ પરમાત્માનો અપરોક્ષ અનુભવ કર્યો છે, જે પ્રાણીમાત્રમાં ઈશ્વરનુ દર્શન કરે છે તેણે ઋષિત્વની પ્રાપ્તિ કરી છે. હજારો વર્ષ પર જેમણે આ અવસ્થા પ્રાપ્ત કરી હતી તેઓ પણ ઋષિજ હતા અને હજારો વર્ષ પછી પણ જેઓ એવી અવસ્થા પ્રાપ્ત કરશે તેઓ ઋષિજ કહેવાશે જ્યાસુધી તમે ઋષિની અવસ્થાએ ન પહોંચો ત્યાસુધી તમે ખરૂ ધાર્મિક જીવન ધારણ કર્યું એમ કહેવાયજ નહિ. હાલ તમે જે કાંઇ કર્મ કરો છો અથવા વિચાર કરો છો, તે તો માત્ર એ ધાર્મિક જીવનની પ્રાપ્તિને માટે થતી તૈયારીજ કહી શકાય. યોગ્ય સમયેજ તમારા હૃદયમા ધર્મનો સત્ય પ્રકાશ ઉદય થશે હાલ તો તમે માત્ર માનસિક વ્યાયામ અને ઇન્દ્રિયસયમના અભ્યાસ ઉપરાત વધારે કશુ કરતા નથી

આપણાં શાસ્ત્રોમા સ્પષ્ટપણે કહેલુ છે કે જેને મુક્તિની અભિલાષા હોય તેણે ઋષિ થવુ જોઇશે, મત્રદ્રષ્ટા થવુ જોઇશે અને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવોજ જોઇશે આપણાં શાસ્ત્રો પ્રમાણે મુક્તિ શબ્દનો અર્થ એજ થાય છે શાસ્ત્રોનો જ્યારે આવોજ સિદ્ધાંત છે, તો પછી શાસ્ત્રનુ રહસ્ય સમજી લેવુ, તેમાથી આપણી પ્રગતિને માટે જરૂરની સૂચના તારવી કહાડવી અને તેને જીવનમા ઉતારવી તથા સત્યનો અપરોક્ષ અનુભવ કરી લેવો એ કાંઇ બહુ કઠિન નથી જે કરવાનુ છે તે એજ છે તેની સાથે પ્રાચીન મહર્ષિઓ જે મહાન્ કાર્ય કરી ગયા છે, તેને માટે આપણે તેમના પ્રતિ માનભરી દષ્ટિથી જેવુ જોઈએ અલબત્ત, તેઓ મહાપુરુષો હતા તે ખરૂ, પરતુ આપણે તેમનાથી પણ વિશેષ મહાન્ થવાની આકાક્ષા રાખવી જોઇએ તેઓ પ્રાચીનકાળમા મહાન્ કાર્ય કરી ગયા છે, પણ આપણા દ્વારા તેમના કરતાં પણ વિશેષ મહાન્ કાર્યો થશે ભરતખડમાં સેકડો મહર્ષિઓ થઇ ગયા છે પણ ભવિષ્યમા બીજા લાખો કા નહિ થાય ? જરૂર થશેજ આ વાતમાં તમે જેમ જલદી વિશ્વાસ રાખશો તેમ ભરતખડનુ અને જગતનુ વિશેષ કલ્યાણ થશે તમે જેવા થવાની શ્રદ્ધા રાખશો તેવાજ થશો. તમે એમ માનશો કે અમને ભય છેજ નહિ તો તમને ભય સ્પર્શ પણ નહિ કરી શકે તમે નિશ્ચયપૂર્વક માનો કે અમે પણ મહર્ષિઓ છીએ તો તમે તત્કાળ તેમની અવસ્થા પ્રાપ્ત કરશો તમને કશો અતરાય નડવાનો નથી, કારણકે જુદા જુદા સપ્રદાયોની માન્યતાઓમા પરસ્પર વિરુદ્ધ તત્ત્વો છે, તોપણ એ બધામાં એક સામાન્ય સિદ્ધાત એવો જોવામાં આવે છે કે જીવાત્માની અદર અનત ઐશ્વર્ય, સામર્થ્ય અને પવિત્રતા સ્વભાવથીજ રહેલાં છે રામાનુજના મત પ્રમાણે આત્મા વખતો વખત વિકાસ અને સકોચ પામતો હોય અને શકરાચાર્યના મત પ્રમાણે એ સકોચ અને વિકાસ બેઉ કેવળ ભ્રમ હોય તોપણુ ભલે એ ભેદ રહેવા દો, અને બેઉ એકમતે જે વાતનો સ્વીકાર કરે છે કે વ્યક્તપણે યા અવ્યક્તપણે પણ આત્માની અદર સામર્થ્ય ભરેલુ છેજ, તે વાતને માનો. આ વાત તમે જેટલી શીઘ્રતાપૂર્વક સ્વીકારશો તેટલુ તમારૂં કલ્યાણ નજીક આવતુ જશે.

તમારામા સર્વ પ્રકારની શકિત રહેલી છે " તમ હરકોઇ કાર્ય કરવાને સમર્થ છો " એમ તમે અવશ્ય માનજો જો નહિ માનો તો શકિતહીન થઇ જશો આજકાલ ઘણા માણસો માને છે કે આપણે અર્ધા દિવાના જેવા છીએ, પરતુ એવી વાતો ઉપર જરા પણ લક્ષ ન આપતા બસ નિશ્ચયપૂર્વક એમજ માની લેજો કે અમે સ્વાશ્રયથી હરકોઇ કામ કરવાને શકિતવાન્ છીએ તમારામાં સર્વ પ્રકારની શકિત છે. ઊઠો, ઉભા થાઓ અને તમારામા ગુપ્ત રહેલી અનંત વિભૂતિને પ્રકટ કરો !

# भरतखंडनुं भविष्य

(આ વ્યાખ્યાન સ્વામીજીએ મદ્રાસમા એક વિશાળ મડપમા આપ્યુ હતુ તે વખતે લગભગ ચાર હજાર માણસો એકત્ર થયા હતા )

ભરતખડ એ એક એવો પ્રાચીન દેશ છે કે તત્ત્વજ્ઞાને બીજા કોઇપણ દેશમા જતા પહેલાં જ્યા પોતાનો નિવાસ કર્યો હતો, જેની આધ્યાત્મિકતાનો પ્રવાહ જડસૃષ્ટિમાં વહેતી સમુદ્ર જેવી વિશાળ નદીઓના પ્રવાહ જેવો છે, જ્યા બરફથી ઢકાયલા અને એક એકથી ઉચા જઇને અતે આકાશને સ્પર્શ કરીને જાણે સ્વર્ગનાં રહસ્યનુ અવલોકન કરી રહ્યાં હોય એવા હિમાલય પર્વતના શિખરો આવી રહ્યા છે, જે દેશની ભૂમિ ઋષિમુનિઓના ચરણસ્પર્શથી પવિત્ર થયેલી છે, જ્યા મનુષ્યનુ મન પોતાના સ્વરૂપનુ અનુસધાન કરવા સૌથી પહેલુ જ પ્રવૃત્ત થયુ હતુ અને જ્યા અદૃશ્ય સૃષ્ટિનાં રહસ્યો ઉકેલવાનો પ્રયત્ન સૌથી પહેલીજ વાર કરવામા આવ્યો હતો, તેજ આ ભરતભૂમિ છે એજ દેશમા જીવાત્માનુ અમરપણુ સૌથી પ્રથમ સિદ્ધ કરવામાં આવ્યુ હતુ, એજ દેશમાં અતર્યામી ઈશ્વરનુ અસ્તિત્વ, અને જગત્ તથા મનુષ્યમાં ઓતપ્રોતપણે રહેલી ઈશ્વરીય શક્તિની સૌથી પહેલી વાર શોધ થઇ હતી, અને એજ દેશમાં ધર્મ તથા તત્ત્વજ્ઞાનના સર્વોત્કૃષ્ટ આદર્શોનો સૌથી પહેલીજ વાર ઉદ્ભવ થયો હતો આ તેજ ભરતભૂમિ છે કે જેના ધર્મ અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાતો સમુદ્રના મોજાની માફક અનેક વાર આખા જગત ઉપર ફરી વળ્યા હતા, અને જ્યાથી હજી પણ એકવાર આધ્યાત્મિકતાનો બળવાન પ્રવાહ ઉત્પન્ન થઇને જગતની ચેતનહીન થએલી અન્ય પ્રજાઓમાં ચેતનનો સચાર કરશે આ તેજ ભરતભૂમિ છે કે જે સેકડો વર્ષના જુલમ, સેકડો પરદેશી પ્રજાઓના હુમલા અને અનેક સામાજિક વિપ્લવો થયા છતા એ સર્વ આઘાતની સામે ટકી રહીને હજી પણ તેવી ને તેવીજ આપણી સમક્ષ ઉભી છે પોતાની અવિનાશી, અખૂટ ચેતનશક્તિના પ્રતાપવડે આજસુધી ખડકના કરતાં વિશેષ દૃઢતાથી તે ઉભી રહી છે ભરતભૂમિનુ જીવન આત્માના જેવુ જ અમર અને

અનાદ્યનંત છે. આપણે સર્વ એક એવી મહાન્ ભારત માતાના સંતાન છીએ

ભારતના સંતાનો ! હું આજે તમને કેટલીક વ્યવહારોપયોગી બાબતો કહેવા ધારૂં છું, એમ કરવા પહેલાં તમને ભારતના પ્રાચીન ગૌરવનું સ્મરણ કરાવવામાં મારો હેતુ તમને સત્ય કર્તવ્ય તરફ પ્રેરવાનોજ છે મને ઘણીવાર કહેવામાં આવે છે કે પ્રાચીન ગૌરવનું સ્મરણ કરવાથી દિવસે દિવસે આપણે શક્તિહીન બનતા જઇએ છીએ, તેમ કરવાથી કાંઇ ફાયદો નથી, આપણે તો ભવિષ્ય તરફ લક્ષ રાખીને કાર્ય કરવા મંડી જવું જોઇએ કેટલેક અંશે આ કથન સત્ય છે, પણ તે સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે ભૂતકાળમાંથીજ ભવિષ્યકાળ જન્મે છે. માટે બને ત્યાં સુધી પ્રાચીનકાળના ઇતિહાસ તરફ નજર નાખતાજ રહેજો તમારી પાછળ જે અમૃતનાં ભરેલાં અનંત ઝરણાંઓ વહન કરી રહ્યાં છે, તેના જળનું તૃપ્તિ પર્યંત પાન કરજો અને ત્યાર પછી તમારી સામેના ભવિષ્યકાળ ઉપર દૃષ્ટિ રાખીને આગળ વધજો પ્રાચીનકાળમાં ભરતખંડ ગૌરવના જે ઉંચા શિખરે પહોચ્યો હતો તેના કરતા પણ વધારે ઉંચે શિખરે તેને વિશેષ યશસ્વી, વિશેષ દેદીપ્યમાન અને વિશેષ મહિમાવાન્ બનાવવાને યત્ન કરજો. આપણા પૂર્વજો મહાપુરુષો હતા એ આપણે પ્રથમથીજ જાણી લેવું જોઇએ. આપણી પ્રજાના બંધારણનાં કયાં કયાં મૂળતત્ત્વો છે, કોનું રુધિર આપણી નાડીઓમાં વહન કરી રહ્યું છે તે આપણે પ્રથમથી જાણવું જ જોઇએ. જે રુધિર આપણને આપણા પૂર્વજો પાસેથી પ્રાપ્ત થયું છે અને જેણે પ્રાચીનકાળમાં મહાન્ કાર્યો બજાવ્યાં છે તેના ઉપર આપણને શ્રદ્ધા હોવી જોઇએ એ શ્રદ્ધાના બળવડે, તેના પ્રાચીનકાળના ગૌરવના જ્વલંત આદર્શની પ્રેરક શક્તિવડે એથી પણ વધારે શ્રેષ્ઠ નવીન ભારતની આપણે ઉત્પત્તિ કરવી જોઇએ હા, વચમાં વચમાં અનેકવાર અવનતિ અને નિર્બળતાના જમાના આવી ગયા છે, પણ હું તેમને બહુ અગત્યના સમજતો નથી આપણે બધા એ વાત સારી પેઠે જાણીએ છીએ કે એવા જમાનાની પણ જરૂર હોય છે. એક મહાન વૃક્ષ સુંદર, સુપકવ ફળને ઉત્પન્ન કરે છે—ને ફળ જમીનપર ખરી પડે છે અને સડી જાય છે, પણ તે સડેલા ફળના બીજમાંથી નવીન અંકુર ફૂટીને બીજું વધારે મહાન્ વૃક્ષ પેદા થાય છે આવાજ કારણને લીધે જે અવનતિના જમાનામાંથી આપણે પસાર થઇ ગયા તે આપણા હિત અને અભિવૃદ્ધિને માટે ખાસ જરૂરનો હતો એ અવનતિમાંથીજ ભરતખંડનો ભવિષ્યનો ઉત્કર્ષ જન્મ પામશે અત્યારેજ તેના અંકુર મારી નજરે પડે છે, તેના નવપલ્લવની પાંદડીઓ ઉગવા લાગી છે અને એ મહાન, વિશાળ 'ऊर्ध्वमूल' વૃક્ષનો ઉદ્‌ભવ થવા લાગ્યો છે—હું આજે તેજ બાબત વિષે તમને કાંઇક કહેવા ઇચ્છું છું

બીજા દેશોના અગત્યના પ્રશ્નો કરતાં આ દેશને લગતા પ્રશ્નો વિશેષ ગંભીર અને ગૂંચવણભરેલા છે. જાતિ, ધર્મ, ભાષા અને રાજ્યપદ્ધતિ, એ બધામાંથી કોઇ

પણ પ્રજાની ગૂથણી થાય છે. જગતની બીજી પ્રજાઓ જે તત્ત્વોની બનેલી છે, તેમનો સરવાળો ભારતીય પ્રજાના બધારણનાં તત્ત્વો કરતાં અનેકગણો ઓછો છે આપણી પ્રજામા આર્ય, દ્રવિડ, તાતાર, તુર્ક, મોગલ, યુરોપિયન એવી એવી અનેક જાતિઓનુ રુધિર ભળી ગએલુ છે. જાણે આખા જગતની પ્રજાઓનુ આપણી પ્રજામા મિશ્રણ ન થઇ ગયુ હોય એવી સ્થિતિ છે. અહીઆ નાના પ્રકારની ભાષાઓનો અપૂર્વ સમાવેશ થઇ ગયો છે, નાના પ્રકારના સાસારિક રીતરિવાજો જોવામાં આવે છે યૂરોપ અને એશિયાની પ્રજાઓના રીતરિવાજ વચ્ચે જેટલો પ્રભેદ છે, તેથી પણ વિશેષ પ્રભેદ હિદુસ્તાનની અન્યાન્ય જાતિઓમાં નજરે પડે છે. આ સર્વ પ્રભેદ છતા આપણા દેશની પ્રજાની એકતા કરનાર સાકળ, પર પરાથી ચાલી આવતી પવિત્ર ભાવનાઓ અને ધર્મ છે ધર્મની સામાન્ય ભૂમિકા ઉપર ભરતખડમાં વસતી અનેક જાતિઓનુ સમિલન થાય છે એજ ભૂમિકા ઉપર આપણે પ્રજાજીવનની ઇમારત ચણવાની છે યૂરોપિયન પ્રજાના ઐકયનો મૂળ પાયો સામાન્ય રાજનૈતિક ભાવનાઓ છે. એશિયાની પ્રજાઓમા ધર્મ સિવાય ઐકયનુ બીજુ સાધન છેજ નહિ, માટેજ ભરતખડના ભવિષ્યના ઉત્કર્ષને માટે ધર્મના ઐકયની અનિવાર્ય અને પરમ આવશ્યકતા છે. હિમાલયથી લકાસુધીની અને આસામથી હિદુકુશ સુધીની તમામ જાતિઓએ એકજ ધર્મનો સ્વીકાર કરવો પડશે 'એક ધર્મ' એ વાકયનો ઉપયોગ હું કેવા અર્થમા કરતો હોઇશ ? ખ્રિસ્તી, મુસલમાન અને બૌદ્ધધર્મના અનુયાયીઓ 'એક ધર્મ' નો જે ખ્યાલ બાધે છે તે મારે માન્ય નથી આપણે બધા જાણીએ છીએ કે આપણા દેશમા પ્રચલિત થએલા સપ્રદાયોમાં ઘણી જાતનો મતભેદ છે, તેમનુ લક્ષ્યબિદુ ભિન્ન છે, છતા પણ એવા કેટલાક સિદ્ધાતો છે કે જે સર્વ ધર્મની સામાન્ય ભૂમિકાતુલ્ય છે એ સામાન્ય ભૂમિકા ઉપર દરેક સપ્રદાયની રચના થએલી છે માત્ર એ સામાન્ય સિદ્ધાતોનો સ્વીકાર કર્યા પછી આપણો ધર્મ દરેક સંપ્રદાયને અને વ્યક્તિમાત્રને પોતાની મરજી મુજબ આદર્શો ઘડવાની, સ્વતત્રપણે વિચાર કરવાની અને કાર્ય કરવાની પૂરતી છૂટ આપે છે આપણામાના જે જે માણસો વિચાર કરી શકે છે, તેઓ આ બાબત સારી પેઠે સમજી શકે છે આપણે હવે એટલુજ ઇચ્છવાનુ છે કે, આપણા ધર્મમા સર્વને ઉપલબ્ધ થઇ શકે એવા જે જીવનપ્રદ સામાન્ય તત્ત્વો છે, તેનો દેશના તમામ સ્ત્રીપુરુષોમા પ્રચાર થાય અને જે કોઇ જેટલે અશે એ સત્યો સમજી શકે તેટલે અશે તેમને વ્યવહારમાં મૂકવા પ્રયત્ન કરે એજ માત્ર આપણુ પ્રથમ કર્તવ્ય છે આપણે જોઇ શકીએ છીએ કે એશિયામાં અને ખાસ કરીને ભરતખડમા જાતિ, ભાષા અને અનેક સાંસારિક બાબતોના પ્રભેદ ધર્મની એકતા કરવની પ્રબળ શક્તિ આગળ ટકી શકતા નથી. આપણે વળી એ પણ જાણીએ છીએ કે ભારતીય પ્રજાના મત પ્રમાણે આધ્યાત્મિકતા કરતાં જગતમા કોઇ શ્રેષ્ઠ

ભાવના છેજ નહિ એજ ભરતખંડની પ્રજાના જીવનનો મૂળ મંત્ર છે. ભરતખંડના ઉત્કર્ષ કરનારને માટે કાર્ય કરવાની એજ દિશા છે, કેમકે એજ દિશામા કાર્ય કરવાથી ઓછામા ઓછા પરિશ્રમે વધારેમા વધારે સારૂ પરિણામ લાવી શકાય એમ છે.

ધર્મનો આદર્શ એ સર્વથી શ્રેષ્ઠ આદર્શ છે એ વાત સત્ય છે, એટલુજ નહિ પણ ભરતખંડની પરિસ્થિતિ જોતા એ દિશાએજ કાર્ય થઇ શકે એમ છે. પ્રથમ ધર્મનો પાયો મજબૂત કર્યા વગર બીજી કોઇપણ દિશાએ કરેલી પ્રવૃત્તિનુ પરિણામ અનિષ્ટ થયા વગર રહેશેજ નહિ, માટે ભરતખંડના ઉત્કર્ષની ઇમારતનો પાયો, ભરતખંડની વિભિન્ન જાતિઓને એકત્ર કરવારૂપ પૂરવનુ પહેલું પાટીયુ, જમાના ને જમાના થયા ટકી રહેલા ભરતખંડરૂપી પર્વત ઉપર કોતરવાની નિસરણીનુ પહેલુ પગથીયુ, ભરતખંડના તમામ ધર્મ અને સંપ્રદાયોની એકતા કરવાનુ છે. આપણે બરાબર મનમાં ઠસાવી દેવુ જોઇએ કે દ્વૈતવાદી, અદ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી, શૈવ, વૈષ્ણવ વગેરે જુદા જુદા સંપ્રદાયના હિન્દુઓમા સામાન્ય મૂળતત્ત્વો રહેલાં છે, અને આપણા પોતાના તથા આપણી સમસ્ત પ્રજાના કલ્યાણને માટે નાની નાની બાબતો વિષે કલહ વિસવાદ અને ભેદબુદ્ધિનો ત્યાગ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે અવશ્ય માનજો કે એ કલહો ભૂતનુજ પરિણામ છે આપણાં શાસ્ત્રોમાં તેની સખત મના કરેલી છે, આપણા પૂર્વજોએ તેમ કરવાની લેશમાત્ર પણ સમંતિ આપી નથી જેમના વંશજો હોવાનો આપણે દાવો કરીએ છીએ, જેમનુ શોણિત આપણી નાડીઓમાં ઉછળે છે, તે મહાપુરુષો આપણને નાની નાની વાતમાટે કલહ કરતા જોઈ અત્યંત ઘૃણાની નજરથી આપણા તરફ જુએ છે.

એકવાર આવા પ્રકારના કલહનો ત્યાગ કરો, એકવાર ધર્મનુ ઐક્ય સિદ્ધ કરો અને જુઓ કે બીજી બાબતોમા તમારો ઉત્કર્ષ થાય છે કે નહિ જો તમારા શરીરમા તાજુ અને શુદ્ધ રુધિર વહેતુ હશે તો કોઈ પણ જાતના રોગ ઉત્પન્ન કરનાર જંતુઓ તમને ઉપદ્રવ કરી સકશે નહિ ધર્મ એજ આપણા જીવનને ટકાવનરૂ રુધિર છે જો તે તાજુ, શુદ્ધ, બળવાન, અને જીવનતત્ત્વોથી ભરપૂર હશે તો તો દરેક બાબતમા આપણી ઉન્નતિ થયા વગર રહેશે નહિ જો ધર્મરૂપી રુધિર શુદ્ધ હશે તો રાજનૈતિક, સાસાજિક અને આર્થિક બાબતોની ખામીઓ—અરે ! આપણા દેશનુ ભયકર દારિદ્ર પણ નષ્ટ થઈ જશે, કારણ કે રોગોત્પાદક જંતુઓથી એકવાર શરીરને મુક્ત કરશો, તો કોઈ પણ પ્રકારની બહારની આપત્તિ તમને પીડા કરી શકશે નહિ. આધુનિક વૈદકશાસ્ત્રનુ એક દૃષ્ટાંત લઇએ વૈદકશાસ્ત્ર કહે છે કે વ્યાધિની ઉત્પત્તિ થવાને માટે બે કારણોની જરૂર છે, બહારના ઝેરી જંતુ અને શરીરની ચોક્કસ પ્રકારની હાલત જ્યાંસુધી ઝેરી જંતુઓને શરીરમાં સ્થાન ન મળે, જ્યાં સુધી શરીરમા રહેલી જીવનશક્તિ ક્ષીણ ન થઇ હોય, જ્યાંસુધી જંતુઓ શરીરમાં

પ્રવેશ કર્યા પછી વૃદ્ધિ પામે એવી શરીરની સ્થિતિ ન હોય, ત્યાસુધી જગતમા એવો એક પણ ઝેરી જતુ નથી કે જે રોગની ઉત્પત્તિ કરી શકે ખરૂ જોતા આપણા શરીરમા લાખો જતુઓ દરરોજ પ્રવેશ કરે છે, પણ શરીરમા રહેલી જીવનશક્તિ-વડે તેમનો તત્કાળ નાશ થઈ જાય છે અને આપણને તેમના અસ્તિત્વની પણ ખબર પડતી નથી. જ્યારે શરીર દુર્બળ થાય છે ત્યારેજ એ જતુઓ રોગ પેદા કરી શકે છે. પ્રજાજીવનને પણ આ વૈજ્ઞાનિક નિયમ લાગુ પડે છે જો પ્રજાનુ શરીર ક્ષીણ થાય છે તે પ્રજાની રાજનૈતિક, સામાજિક, આર્થિક, કેળવણીવિષયક, સર્વ પ્રકારની બાબતોમાં જતુઓ પ્રવેશ કરે છે અને વ્યાધિ ઉત્પન્ન કરે છે. આવી અવસ્થાએ પહોચ્યા પછી વ્યાધિના પ્રતિકાર માટે રોગનુ મૂળ કારણ શોધી કહાડવુ જોઈએ અને લોહીમા ઉત્પન્ન થએલી મલિનતાને દૂર કરવી જોઈએ આપણુ કર્તવ્ય એટલુ જ છે કે લોકોમા શક્તિનો-જીવનનો સચાર કરવો, લોહીની શુદ્ધિ કરવી અને પ્રજાના અગને સતેજ કરવુ, કે જેથી કરીને બહારથી દાખલ થતા વિષમય જતુઓની સામે થઈને તેમનો પ્રતિરોધ કરી શકાય આપણે હમણાજ જોઈ ગયા છીએ કે આપણો ધર્મ એજ આપણુ બળ અને પરમ ચેતન છે અને પ્રજાજીવનનો મુખ્ય આધાર છે

આ માન્યતા સત્ય છે કે અસત્ય છે તેનું વિવેચન કરવાનો અત્યારે મારો વિચાર નથી. તેમ ધાર્મિક ભાવનામા આ પ્રમાણે નવીન ચેતન આપવાથી લાબી મુદતે પ્રજાજીવનને મુખ્ય લાભ હોય યા ન હોય, પરતુ ખરી વાત એ છે કે ધર્મ એજ આપણા પ્રજાજીવનનો મુખ્ય પાયો છે. આપણે કદિપણ એનો ત્યાગ કરી શકવાના નથી. એ સદાને માટે આપણા પ્રજાજીવનના મૂળ આધારરૂપ રહેશે ધર્મમા તમને કદાચ મારા જેટલી શ્રદ્ધા હોય કે ન હોય તોપણ તમારે તેનો આધાર તો લેવોજ પડશે. તમે ધર્મની સાથે સદાને માટે અવિચ્છિન્નપણે સકળાયલા છો અને જે પળે તમે તેનો આશ્રય છોડી દેશો તેજ પળે તમે વિનાશના મુખમા ધસી જશો ધર્મ એજ આપણી પ્રજાનુ જીવન છે અને તેથી તેને કોઈપણ રીતે સુદૃઢ કરવોજ પડશે તમે યત્નપૂર્વક તમારા ધર્મની રક્ષા કરી છે, તેથીજ તમે સેકડો વર્ષના જુલમ છતા પણ આજસુધી ટકી રહ્યા છો તમારા પૂર્વજોએ અનેક પ્રકારના અત્યાચાર સહન કર્યા, મૃત્યુ પણ પસદ કર્યું, પરતુ તેમણે હરેક ઉપાયે ધર્મનુ સરક્ષણ કર્યુ. એક પછી એક ઘણા દેવાલયો જમીનદોસ્ત થઈ ગયા, વિદેશી, વિધર્મી પ્રજાએ તમારા પૂર્વજો ઉપર અનેક પ્રકારના જુલમનો વરસાદ વરસાવ્યો, પણ એ જુલમની ભરતીનાં મોજાં જે પળે ઉતરી ગયા તેજ પળે, તેજ સ્થળે નવા મદિરોના શિખર આકાશને ચૂમવા લાગ્યા દક્ષિણ ભારતના કેટલાક પ્રાચીન મદિરોનો અને ગુજરાતના સોમનાથના મદિરનો ઇતિહાસ જોતા તમને આપણી પ્રજાના ઇતિહાસનુ જેટલું ઉંડુ જ્ઞાન મળશે, આપણી પ્રજાના ઇતિહાસમાં જેવો ગભીર અભિનિવેશ

થશે, તેટલો ઇતિહાસનાં થોથાં ઉથામ્યાથી નહિ થાય. ઉપર્યુક્ત મંદિરો ઉપર ફરી ફરીને હુમલા થયા, અનેકવાર તેમના ટુકડે ટુકડા થઈ ગયા અને અનેકવાર તેઓ પાછા ફરી ફરીને ઉભાં થયા, તેમના રવડતા અસ્થિ નવજીવન પ્રાપ્ત કરીને પાછા અચલપણે આજે પણ તમારી સમક્ષ વિદ્યમાન છે, એ વાત બરાબર લક્ષમાં રાખજો

આપણી પ્રજાની ભાવના અને પ્રજાજીવનનો પ્રવાહ તમને અહીંઆજ દષ્ટિગોચર થશે. તેનું અનુસરણ કરશો એટલે મહાન્ સ્થાન પ્રાપ્ત થશે, તેને છોડી દેશો એટલે હમેશને માટે નષ્ટ થઈ જશો જે પળે તમે એ પ્રજાજીવનના પ્રવાહથી દૂર ગયા તેજ પળે તમારો સંપૂર્ણ વિનાશ થયો જાણજો આ ઉપરથી એમ કહેવાનો મારો આશય નથી કે બીજી બાબતો જરૂરની નથી રાજનૈતિક અને સામાજિક સુધારણા કરવાની જરૂર નથી એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી હું એટલુંજ કહેવા માગું છું કે એ સર્વ વિષયો ગૌણ છે અને ધર્મજ મુખ્ય છે, એનું કદિપણ વિસ્મરણ કરતા નહિ. ભારતવાસીઓને મન ધર્મ સૌથી પહેલો અને પછી બીજું બધું; માટેજ એ ધાર્મિક ભાવનાને વિશેષપણે જાગ્રત કરવી જોઇએ હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે એને કેવી રીતે જાગ્રત કરવી ? હું તમારી આગળ મે ઘડી રાખેલી કાર્યપ્રણાલી રજુ કરૂં છું મે અમેરિકા જવામાટે મદ્રાસ છોડયું ત્યાર પહેલા ઘણા વખતથી એ યોજના મારા મનમાં ઘડાઇ ચૂકી હતી અને હું અમેરિકા ગયો તેનું પણ મુખ્ય કારણ એજ હતું મને ધર્મમહાસભામાં બેસવાની ઝાઝી દરકાર ન હતી માત્ર મારા વિચારને પ્રકટ કરવાની સારી તકજ હું શોધતો હતો—અને તે મને ધર્મમહાસભાના અધિવેશનથી પ્રાપ્ત થઇ.

મારા મનમાં જે જે વિચારો પોષ્યા હતા, તેમને મારે જગતમાં રમતા કરવા હતા ધર્મનાં જે અમૂલ્ય રત્નો આપણા શાસ્ત્રભંડારમાં સચવાઇ રહ્યા હતા, જે અમુક માણસોનાજ કબજામાં હતા, જે ખરૂં કહીએ તો અરણ્યોમાં અને સંન્યાસીઓના આશ્રમોમાં દટાઇ રહ્યા હતા, તેમને મારે જગજાહેર કરવાં હતાં એ શાસ્ત્રનિબદ્ધ તત્ત્વજ્ઞાનરૂપી રત્નો જેમના કબજામાં ગુપ્તપણે રાખવામાં આવ્યા, તેમની પાસેથી લઇને પ્રકટ કરવાનો મારો ઇરાદો હતો, એટલુંજ નહિ પણ એથી પણ વધારે દુર્ભેદ્ય પેટીરૂપ જે ભાષામાં એ સત્યો સચવાઈ રહ્યા હતા, તે સંસ્કૃત ભાષાના યુગના યુગ થયા જામેલા આવરણો ભેદીને મારે એ મહા મૂલ્યવાન્ રત્નોને મનુષ્યમાત્રની સામાન્ય મિલ્કત બનાવવી હતી. ટુંકામાં મારે તેમને લોકપ્રિય અને લોકોપયોગી કરવા હતા સંસ્કૃત ભાષા—જેને માટે અલબત્ત હું ઘણો મગરૂર છું—તે અઘરી હોવાથી આ વિચારોના પ્રચારને માટે મોટા અંતરાયરૂપ નીવડી છે જ્યાસુધી આપણી સમસ્ત પ્રજા ઉત્તમ રીતે સંસ્કૃત ભાષા જાણતી થાય ત્યાસુધી એ અંતરાય દૂર થવાનોજ નથી હિંદુસ્તાનમાં વસતો દરેક માણસ સંસ્કૃત જાણતો હોય યા ન જાણતો હોય, તોપણ

તે ધર્મના સિદ્ધાંતો સારી રીતે સમજી શકે તેટલામાટે સંસ્કૃત ભાષામાંથી એ સર્વ સિદ્ધાંતોને બહાર ક્હાડવાનો મારો નિશ્ચય હતો. મે મારી આખી જિંદગી સંસ્કૃતના અભ્યાસ પાછળ ગાળી છે, છતાં હજી પણ કોઈ પણ નવું સંસ્કૃત પુસ્તક મારે માટે નવુંજ છે એ ઉપરથી સંસ્કૃત ભાષા કેટલી અઘરી છે તેનો તમને ખ્યાલ આવશે, અને જેમને સંસ્કૃત ભાષા ભણવાનો કદિ અવકાશજ મળ્યો નથી, તેમને માટે આ બાબત કેટલી મુશ્કેલ છે તે તમે સહેલાઈથી સમજી શકશો એટલામાટે લોકોની પ્રચલિત ભાષાદ્વારાજ ધર્મનો ઉપદેશ આપવાની પૂરેપૂરી આવશ્યકતા છે. તેની સાથેસાથે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ચાલુ રહેવોજ જોઇએ, કારણ કે સંસ્કૃત ભાષાના ઉચ્ચારથી પણ આપણી પ્રજામાં એક પ્રકારના ગૌરવનો અને શક્તિનો સંચાર થાય છે. ભગવાન્ રામાનુજ, કબીર અને ચૈતન્યે ભરતખંડની નીચ જાતિના ઉદ્ધારમાટે જે પ્રયત્ન કર્યો હતા, તેમના પ્રયાસનું ફળ તેમની હયાતીમાંજ જણાઈ આવ્યું હતું, તોપણ પાછળથી તેમના કાર્યનું આવું ખેદકારક પરિણામ શાથી આવ્યું ? તેનું પણ કારણ તો અવશ્ય હોવુંજ જોઇએ. આચાર્યોના અવસાનને એક સૈકો પણ પૂરો વીત્યો ન હતો એટલામાંજ તેમણે આરંભેલું કાર્ય શાથી અટકી પડ્યું ? તેનું કારણ એજ છે કે તેમણે પતિત જાતિઓનો ઉદ્ધાર કર્યો, તેઓ ઉન્નતિને શિખરે પહોંચે એવી તેમની ઇચ્છા પણ હતી, માત્ર તેમણે સામાન્ય લોકવર્ગમાં સંસ્કૃત ભાષાના જ્ઞાનનો પ્રચાર કરવાનો યત્ન કર્યો ન હતો બુદ્ધભગવાને પણ સામાન્ય લોકોને સંસ્કૃત શીખવવાનું બંધ કરીને એક મોટામાં મોટી ભૂલ કરી હતી તેમને જલદીથી, તરતજ શુભ પરિણામ લાવવાની ઉમેદ હતી, તેથી તેમણે લોકોમાં વપરાતી પાલિ ભાષામાં ઉપદેશ આપ્યો અને સંસ્કૃત ગ્રંથોનો તેજ ભાષામાં અનુવાદ કરાવ્યો. અલબત્ત, આ યોજના ઘણીજ ફતેહમંદ નીવડી તેમણે લોકોની ચાલુ ભાષામાં ઉપદેશ આપ્યો, લોકોએ તેમનો ઉપદેશ સહેલાઈથી ગ્રહણ કર્યો, એ બધું ખરૂં છે, પ્રાકૃત ભાષાથી વિચારો જલદી ચારે દિશાએ ફેલાય છે, પણ તેની સાથે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ચાલુ રાખવો જોઇતો હતો જ્ઞાનનો ફેલાવો થયો ખરો, પણ તેના વડે ગૌરવ અને સંસ્કૃતિ ઉત્પન્ન થયાં નહિ બહારના આઘાતોની સામે ટક્કર ઝીલવામાટે એકલું જ્ઞાન બસ નથી, પણ જ્ઞાન જીવનમાં ઉતરી જઈને સંસ્કૃતિ ઉત્પન્ન કરે, ત્યારેજ અનેક પ્રકારના વિપ્લવોની સામે ટકી શકાય છે તમે જગતને નાના પ્રકારનું જ્ઞાન આપો તેથી તેનું વિશેષ કલ્યાણ થશે નહિ એ જ્ઞાન રગેરગમાં સંચરી જાય અને સંસ્કૃતિ ઉત્પન્ન કરે ત્યારેજ સ્થાયી લાભની આશા રાખી શકાય હાલમાં એવી અનેક પ્રજાઓ છે કે જેમને ઘણી બાબતોનું જ્ઞાન છે, પણ તેથી શું થયું ? સંસ્કૃતિ વગર તેઓ વાઘ અથવા જંગલી મનુષ્ય જેવી ભયંકર છે, કારણ કે તેમને જ્ઞાન છે છતાં પણ તેઓ કેળવાઈ નથી અથવા સારા સંસ્કાર પામી નથી. તેમનું જ્ઞાન તેમના સુધારાની માફક માત્ર ઉપર ઉપરનું

છે, અદરનુ નથી જરાક છોડીએ એટલે તમની અદરની પાશવ પ્રકૃત બહાર નીકળી આવે છે આવા બનાવ વારવાર જગતના ઇતિહાસમા બનતા જવામા આવે છે આ ભારે વિપત્તિનુ મૂળ છે, માટે તમને તેનાથી સાવધાન રહેવાની સૂચના કરૂ છુ સામાન્ય લોકોને તેમની સ્વભાષામા જ્ઞાન આપો તેમને નવા નવા વિચાર આપો આથી તેમના જ્ઞાનમાં વધારો થશે, પણ તેની સાથે તેઓનુ જ્ઞાન પરિપકવ થઇને તેમની સસ્કૃતિમા વધારો થાય તેવો પ્રયત્ન પણ કરજો જયાસુધી તમે તેમ કરી ન શકો ત્યાસુધી જનસમાજની ચિરસ્થાયી ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે એમ કર્યાથી તો એક નવીન જ્ઞાતિની ઉત્પત્તિ થશે તે સસ્કૃત ભાષાનો અભ્યાસ કરીને બીજી બધી જ્ઞાતિઓ ઉપર અધિકાર ભોગવતી થશે, માટે જેઓ ઉતરતી જ્ઞાતિના છે તેમને ફરીથી કહુ છુ કે, તમારો ઉત્કર્ષ કરવો હોય તો સસ્કૃત શીખો, એ ભાષાનો અભ્યાસ બને એટલો વધારો અને લોકોમાં તેનો વધારે ફેલાવો કરો ઉચી જ્ઞાતિના લોકોની સામે લખાણ લખીને અને ભાષણો આપીને દ્વદ્વ યુદ્ધો મચાવ્યાથી તમને કોઈ-પણ પ્રકારનો ફાયદો નથી. એમ કર્યાથી તો અશાતિની જવાળા બમણા વેગથી વધી જશે અને હાલ જેટલી નાના પ્રકારની જ્ઞાતિઓમા આપણી પ્રજા વિભક્ત થઈ ગઇ છે, તેના કરતાં પણ વધારે જ્ઞાતિઓ ઉત્પન્ન થશે અને આપણે વધારે વિભક્ત અને નિર્બળ થઈ જઇશુ જ્ઞાતિભેદને કહાડી નાખવાનો અને સમભાવ તથા ઐકય પ્રસ-રાવવાનો એકજ ઉપાય છે કે, જે કેળવણી અને સસ્કૃતિ ઉચ્ચ વર્ણના લોકોએ લીધી છે, જે તેમના બળનુ અને ગૌરવનુ મૂળ કારણ છે તે તમે પ્રાપ્ત કરો એમ કરશો તો તમે જેવા થવા માગો છો તેવા થઈ શકશો

હવે આ બાબતના સબધમાં એક બીજા પ્રશ્નવિષે ચર્ચા કરવાનો મારો ઇરાદો છે. એ પ્રશ્ન મદ્રાસના લોકો સાથે વધારે સબધ ધરાવે છે. એક એવો મત વિદ્વા-નોમા પ્રચલિત થએલો છે કે દક્ષિણ હિદુસ્તાનમા એક દ્રવિડ જાતિ વસતી હતી તે ઉત્તર હિદુસ્તાનમા વસતી આર્ય જાતિથી તદ્દન જુદા જ પ્રકારની હતી, અને જે બ્રાહ્મણો દક્ષિણ હિદુસ્તાનમા વસે છે તેઓજ માત્ર ઉત્તર હિદમા વસતા બ્રાહ્મણોના વશજો છે, અને દક્ષિણના બાકીના બધા માણસો આર્ય નથી પણ કોઈ બીજીજ જાતિમાથી ઉત્પન્ન થએલા છે. હે પુરાતન ઇતિહાસના શોધકો ! ભાષાશાસ્ત્રીઓ ! મને ક્ષમા કરજો, પણ મારે કહેવુ પડશે કે તમારો સિદ્ધાત તદ્દન પાયા વગરનો છે તમારા તરફથી માત્ર એકજ દલીલ કરવામા આવે છે કે, ઉત્તર હિદુસ્તાન અને દક્ષિણ હિદુ-સ્તાનમા બોલાતી ભાષાઓ વચ્ચે ઘણો ફરક છે મને પોતાને તો બીજો કશો તફા-વત લાગતો નથી આ સભામા સેકડો ઉત્તર હિદુસ્તાનના લોકો છે, હવે હુ અત્રે બેઠેલા મારા યૂરોપિયન મિત્રોને વિનતિ કરૂ છુ કે એમાથી કયા ઉત્તરના છે અને કયા દક્ષિણના છે તે બતાવો જોઇએ એ બેઉ વચ્ચે કશી જાતનો તફાવત છે તે હુ

સમજી શકતો નથી માત્ર જરાક ભાષામા તફાવત છે એજ કેની ? મે હમણાં જે ભાષાશાસ્ત્રીઓનો અભિપ્રાય તમને કહ્યો તેઓ એમ જણાવે છે કે, જ્યારે દક્ષિણ હિંદુસ્તાનમા વસતા બ્રાહ્મણો પ્રથમ ઉત્તરના પ્રદેશોમાથી દક્ષિણમાં આવ્યા ત્યારે સંસ્કૃત ભાષા બોલતા હતા. અહી આવ્યા પછી દ્રાવિડી ભાષા બોલવાનો અભ્યાસ પડી જવાથી ધીમે ધીમે સંસ્કૃત ભાષા ભૂલી ગયા. હવે જો બ્રાહ્મણોની બાબતમા આ પ્રમાણેજ બન્યુ હોય તો અન્ય વર્ણના સંબંધમા શા માટે તેમ ન બનવુ જોઇએ ? બીજા બધા વર્ણના લોકો અસલ ઉત્તર હિંદુસ્તાનમાજ વસતા હતા, અને તેઓ પણ દક્ષિણમા આવ્યા પછી ક્રમે કરીને સંસ્કૃત ભાષા ભૂલી ગયા હોય એમ શા માટે ન માની શકાય ? જે દલીલવડે દક્ષિણના બ્રાહ્મણો સિવાયના બીજા બધા લોકોને અનાર્ય ઠરાવાય છે, તેજ દલીલવડે તેઓ આર્ય છે એમ પણ સાબિત થઈ શકે છે આ બધી અહંકારમૂલક માન્યતાઓ છે તેમા લેશમાત્ર ડહાપણ નથી, માટે તમે તેમા કદિ વિશ્વાસ રાખતા નહિ કદાચ દક્ષિણ હિંદુસ્તાનમા દ્રવિડ જાતિ વસતી પણ હોય અને ક્રમે કરીને તેનો લોપ પણ થઈ ગયો હોત અને તેમાના કેટલાક બાકી રહેલા લોકો પર્વતોમા અથવા જંગલોમા વસતા હોય ! એમ પણ બની શકે કે તેમની ભાષા કાયમ રહી હોય અને સંસ્કૃતને ઠેકાણે વપરાવા લાગી હોય, તોપણ એટલુ તો સત્ય છે કે દક્ષિણ હિંદુસ્તાનના તમામ લોકો આર્ય જાતિના છે અને અસલ ઉત્તર હિંદુસ્તાનમાથીજ ઉતરી આવેલા છે. આખા હિંદુસ્તાનના બધા લોકો આર્ય જાતિના છે—બીજી પ્રજા આપણા દેશમા છેજ નહિ

વળી એક બીજો મત એવો છે કે, "ભરતખંડના શૂદ્રો અનાર્ય જાતિના છે, તેઓ આર્ય લોકોના ગુલામો હતા" પાશ્ચાત્ય પંડિતો કહે છે કે ઇતિહાસમાં પ્રસંગોનુ પુનઃસંવર્તન થયા કરે છે અમેરિકનો, અગ્રેજો, વલંદાઓ અને પોર્ટુગીઝો ગરીબ બિચારા આફ્રિકાનિવાસીઓને પકડીને ગુલામ બનાવતા હતા, અને જીવતાંસુધી તેમની પાસે સખત મજુરી કરાવતા હતા એ આફ્રિકાના ગુલામો અને યૂરોપિયનોથી જે મિશ્ર પ્રજા ઉત્પન્ન થઇ હતી તેને પણ ગુલામ તરીકેજ ગણતા હતા આ ઘાતકી વ્યવહાર લાંબા વખતસુધી ચાલુ રહ્યો હતો આ બનાવ જોયાથી ડોઢડાહ્યા ઇતિહાસકારોની કલ્પના ભૂતકાળના ઇતિહાસમા હજારો વર્ષની છલંગ મારે છે, અને એવુ માની લે છે કે જે બનાવ અમેરિકામાં થોડા સૈકા પહેલા બન્યો હતો, તેવોજ બનાવ હિંદુસ્તાનમા પણ બનેલો હોવો જોઇએ. પુરાતન ઇતિહાસવેત્તાઓ એવી કલ્પના કરે છે કે પ્રાચીનકાળમા આખો ભરતખંડ કાળા નેત્રવાળા અનાર્ય લોકોથી ભરપૂર હતો, અને ત્યારપછી ગોરવર્ણના આર્ય લોકો આવીને હિંદુસ્તાનમાં વસવા લાગ્યા. એ આર્યો કયા દેશમાંથી ચાલ્યા આવ્યા તે તો ઇશ્વર જાણે ! કેટલાક કહે છે કે તેઓ ટિબેટથી આવ્યા હતા બીજા કેટલાક કહે છે કે તેઓ મધ્ય એશિયામાંથી આવ્યા

હતા. કેટલાક સ્વદેશવત્સલ અગ્રેજો કહે છે કે આર્ય લોકો સોનેરી વાળવાળા હતા. વળી બીજા કેટલાક પોતપોતાના મત પ્રમાણે એમ પણ કહે છે કે તેઓ કાળા વાળવાળા હતા. બસ જો લેખકના પોતાના વાળ કાળા હોય તો આર્ય લોકોના વાળ પણ કાળાજ હોવા જોઇએ ! વળી હમણાં હમણાં એક એવો મત નીકળ્યો છે કે આર્ય લોકો અસલ સ્વિટ્ઝરલૅંડના સરોવરોની આસપાસના પ્રદેશમાં વસતા હતા. જો એ બધા આર્યો અને આ સિદ્ધાંતો, બેઉ એ સરોવરોમાંજ ડૂબી ગયા હોત તો મને ખેદ થાત નહિ ! વળી આર્ય લોકો ઉત્તર ધ્રુવની આસપાસના મુલકમા વસતા હતા એવુ માનનારા વિદ્વાનો પણ છે. આર્યો અને તેમના નિવાસસ્થાનો ઉપર શો જુલમ ! હવે આ જુદા જુદા મતની સત્યતાવિષે જો આપણાં શાસ્ત્રોનો અભિપ્રાય જોઇએ તો તેમા આવુ કશુ છેજ નહિ. એક શબ્દ પણ એવો જડતો નથી કે જેથી આર્ય પ્રજા હિંદુસ્તાનથી બહારના મુલકમાંથી આવીને અત્ર વસી છે, એ મતને આધાર મળે. જૂના વખતમા ભરતખંડની અંદર અફ્ઘાનીસ્તાનનો પણ સમાવેશ થતો હતો એ પણ સાથે સાથે યાદ રાખવુ શૂદ્રો અનાર્ય પ્રજાના વંશજો છે અને તેઓની સખ્યા ઘણી મોટી હતી એ વાત તદ્દન પાયાવગરની અને નહિ માની શકાય એવી છે. તે સમયમા મુઠ્ઠીભર આર્ય લોકો લાખો અનાર્યોને હરાવે અને તેમને પોતાના ગુલામ બનાવી દે એ વાત બિલકુલ અસંભવિત છે. આટલા બધા ગુલામો ભેગા થઇને આર્ય લોકોની પાચ મિનિટમા 'ચટણી' જ કરી નાખત આ બાબતનો એકજ ખુલાસો મહાભારતમાંથી મળી આવે છે. તેમા લખ્યુ છે કે સત્યયુગના પ્રારંભમાં માત્ર એક બ્રાહ્મણોનીજ જ્ઞાતિ હતી. ત્યારપછી જુદા જુદા વ્યવસાયને લીધે ધીમે ધીમે આર્ય પ્રજા અનેક જ્ઞાતિઓમા વિભક્ત થઇ ગઇ. જ્ઞાતિભેદના સબંધમાં આ એકલોજ સત્ય અને વ્યાજબી ખુલાસો છે હવે ભવિષ્યના સત્યયુગમાં અનેક જુદી જુદી જ્ઞાતિઓ એકત્ર થઇને મૂળ સ્થિતિએ આવી જશે. આથી કરીને ભરતખંડના જ્ઞાતિભેદના મહા પ્રશ્નનો નિર્ણય આજ પ્રમાણે થઇ શકે કે ઉચ્ચ વર્ણના લોકોને અવનત ન કરતાં, બ્રાહ્મણ જાતિનો ઉચ્છેદ ન કરતા નીચી જાતિઓનો ઉત્કર્ષ કરીને તેમને બ્રાહ્મણોની કોટિએ ચડાવી દેવી.

બ્રાહ્મણત્વની પ્રાપ્તિ એજ માનવ જાતિનો પરમ આદર્શ છે, એવુ ભરતખંડમા મનાતુ આવ્યુ છે. શંકરાચાર્યે પોતાના ગીતાભાષ્યની ભૂમિકામા આ વિચાર બહુજ સુંદર રીતે પ્રદર્શિત કર્યો છે. શ્રીકૃષ્ણના અવતાર ધારણ કરવાના પ્રયોજનવિષે ચર્ચા કરતાં તે લખે છે કે, તેઓ બ્રાહ્મણત્વનુ રક્ષણ કરવાનેજ પ્રકટ થયા હતા એજ તેમના અવતારનો મહાન્ ઉદ્દેશ હતો. બ્રાહ્મણો, બ્રહ્મજ્ઞ પુરુષો અર્થાત્ જે આદર્શ સિદ્ધપુરુષો છે તેમની અત્યંત આવશ્યકતા છે. તેમનો ઉચ્છેદ કરવો ઇષ્ટ નથી આધુનિક જ્ઞાતિભેદમા અનેક પ્રકારની ખામીઓ છે તે હું સારી રીતે જાણુ છુ, તોપણ

મારે બ્રાહ્મણોને માટે કહેવું પડે છે કે, બીજી જ્ઞાતિઓ કરતાં તેઓમાં હજી પણ બ્રાહ્મણત્વનો વિશેષ અંશ છે, તેમનામાંથી બ્રાહ્મણત્વવાળા પુરુષો સૌથી વધારે ઉત્પન્ન થયા છે. આ વાત તદ્દન સત્ય છે અને બીજી જ્ઞાતિઓએ બ્રાહ્મણોને તેમના આ ગુણ માટે યશ અને સન્માન આપવાં જોઇએ. તેમનામા જે દોષ છે તે તો આપણે નિડરપણે જાહેર કરવાજ જોઇએ, પણ તેની સાથે જે સન્માનને, જે ગૌરવને તેઓ પાત્ર છે તે પણ તેમને આપવાજ જોઇએ 'દરેક જણને જે ઘટિત છે તે આપતા રહો' એ પ્રાચીન અંગ્રેજી કહેવત યાદ રાખજો માટે હે બન્ધુઓ! જ્ઞાતિઓમાં અંદર અંદર કલહ અને વિદ્વેષ ઉત્પન્ન કરવાનું પ્રયોજન નથી એથી કયું શુભ પરિણામ લાવવાની તમે આશા રાખો છો? એથી તો આપણે વધારે વિભક્ત અને નિર્બળ થઈ જઈશું; આપણી અવનતિ વધારે ભયંકર સ્વરૂપ ધારણ કરશે. એકહથ્થા અધિકારના, જોહુકમીના દિવસ હવે વીતી ગયા છે ભરતખંડની ભૂમિ ઉપરથી તે દિવસો સદાને માટે ચાલ્યા ગયા છે અંગ્રેજી અમલનું એ એક અત્યંત શુભ પરિણામ છે. મુસલમાનોના અમલથી પણ અમુક જાતિના એકહથ્થા અધિકારને ધોકો પહોંચ્યો હતો; મુસલમાનોના અમલથી આપણને તદ્દન ગેરલાભજ થયો હતો એમ કહી શકાય નહિ જગતમાં કોઇ પણ વસ્તુ સંપૂર્ણ ખરાબ અથવા સંપૂર્ણ સારી હોઈ શકે જ નહિ. ભરતખંડની દરિદ્ર અને પતિત જાતિઓના ઉદ્ધારને માટે મુસલમાની અમલથી પણ સુયોગ પ્રાપ્ત થયો હતો આજ કારણથી એક પંચમાંશ હિંદુઓએ મુસલમાન ધર્મ સ્વીકાર્યો હતો. કેવળ તલવારનાજ ત્રાસથી આટલા બધા હિંદુઓ મુસલમાન થયા ન હતા મુસલમાનોએ તલવાર અને બંદુકના જોરથી બળાત્કારે આટલા બધા હિંદુઓને વટલાવીને મુસલમાન બનાવી દીધા એમ માનવું એ મોટામાં મોટી મૂર્ખાઈ છે. જો તમે સાવધાન નહિ થાઓ તો મદ્રાસ ઇલાકાની વસ્તીનો પણ એક પંચમાંશ તો શું પણ અડધો અડધ ભાગ ખ્રિસ્તી થઇ જશે. મલબાર પ્રાંતમાં મે જે જોયુ તે કરતાં વધારે મૂર્ખતા અને મિથ્યાભિમાનનું દૃષ્ટાંત આખા જગતમા શોધ્યુ જડે એમ નથી. જે રસ્તે થઇને ઉચ્ચ વર્ણના લોકો જતા હોય તે રસ્તા ઉપર ચાલવાનો ગરીબ બિચારા ભંગીઓને અધિકારજ નથી! પણ એજ ભંગીઓ રામલાને બદલે રૉબર્ટ અથવા રહીમ બનીને આવે તો બસ તેનો દરજ્જો એકદમ વધી જાય છે! પછી તેની સાથે ચાલવાને અથવા તેનો સ્પર્શ કરવાને કશીજ હરકત નહિ!! આવો દેશાચાર જોતા બધા મલબારવાસી દિવાના છે, તે અને તેમના ઘર દિવાનાનાં દવાખાના જેવા છે એ સિવાય બીજું કયું અનુમાન બાંધી શકાય? જ્યાંસુધી તેઓ આ મૂર્ખાઇનો ત્યાગ નહિ કરે અને પોતાની રીતભાતમા સુધારો નહિ કરે ત્યાંસુધી જગતના તમામ લોકો તેમના તરફ તિરસ્કારની નજરથી જુએ એમા શું આશ્ચર્ય? જે પ્રજામાં આવા દૂષણભરેલા, રાક્ષસી રિવાજો પળાતા હોય તે પ્રજાએ

શરમાઇને ડૂબી મરવુ જોઇએ. જે પ્રજા પોતાનાજ સંતાનોને ભૂખે મરવા દે અને જ્યારે તેજ સંતાન અન્ય ધર્મ ગ્રહણ કરે ત્યારે તેમને સન્માન આપીને અને ખવડાવી પીવડાવીને પુષ્ટ કરે તેમને ધિક્કાર છે !

આ પ્રશ્નનો સફળતાપૂર્વક નીવેડો લાવવો હોય તો ઉચ્ચ વર્ણના લોકોને હલકા ન પાડો, તેમનો દરજ્જો નીચો ન કરો, પણ જેઓ નીચી પંક્તિના છે તેમને ઉંચે ચડાવવા યત્ન કરો કેટલાક લોકો જેઓનુ શાસ્ત્રજ્ઞાન અત્યંત અલ્પ છે અને જેઓ આપણા પૂર્વજોનો મહાન્ ઉદ્દેશ સમજવાને અસમર્થ છે, તેઓ ભલે ગમે તેમ કહે તોપણ મે હમણાં કહ્યો તેજ ઉન્નતિનો માર્ગ આપણા શાસ્ત્રકારોએ બતાવેલો છે. એથી ઊલટુ સમજાવનારા પોતેજ બિલકુલ સમજતા નથી, પણ જેમને બુદ્ધિ છે, જેમનામા વિચારશક્તિ છે, તેઓ આપણા પૂર્વજોનો ઉદ્દેશ અને કાર્યપદ્ધતિ સારી રીતે સમજી શકે છે તેઓ તો તટસ્થ રહીને અનંત યુગથી જે પ્રજાજીવનનો અદ્ભુત પ્રવાહ ચાલ્યો આવે છે, તેનુ આદિથી અંતસુધી અવલોકન કરે છે તેઓ પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્રોમા અસલના ઋષિઓની કાર્યપ્રણાલીના દરેકે દરેક પગથીઆ જોઇ શકે છે.

એ કાર્યપ્રણાલી કયી ? તેને એક છેડે બ્રાહ્મણ અને બીજે છેડે ચંડાળ છે. એ ચંડાળને ધીમે ધીમે ઉન્નત કરીને આખરે બ્રાહ્મણની કોટિમા લઈ જવો એજ તેમની કાર્યપ્રણાલી છે. તમે જોઇ શકશો કે જેમ સમય જતો ગયો તેમ તેમ નીચ જાતિને વધારે ને વધારે અધિકાર અને સ્વતંત્રતા અપાતાં ગયાં છે. એવા પણ શાસ્ત્રો છે કે જેમા એવી આજ્ઞા કરી છે કે "જો શૂદ્રને કાને વેદનો એક શબ્દ પણ જાય તો તેના કાનમાં સીસાનો ગરમા ગરમ રસ રેડી દેવો અને જો વેદની એક પંક્તિ પણ તેને યાદ હોય તો તેની જીભ કાપી નાખવી. વળી જો તે બ્રાહ્મણને એમ કહે કે 'અરે ઓ બ્રાહ્મણ !' તો પણ તેની જીભ કાપી નાખવી." અલબત્ત, આ પ્રાચીન આસુરી જંગલીપણુ છે એમ કહેવાની જરૂરજ નથી, પણ એ સ્મૃતિકારોનો અપરાધ નથી તેમણે તો તેમના સમયનાજ જનસમાજના અમુક વર્ગની માન્યતાઓને માત્ર નોંધી લીધી છે. પ્રાચીનકાળમાં એવા નરપિશાચો વખતો વખત ઉત્પન્ન થતા હતા દરેક યુગમાં *દુનિયાના બધા દેશોમા એવી આસુરી પ્રકૃતિના લોકો થઈ ગયા છે ત્યારપછીના યુગમા લખાયલી સ્મૃતિઓમાં જોશો તો શૂદ્રજાતિ પ્રતિ નિર્દય વ્યવહાર કેટલેક અંશે ઓછો થએલો જણાશે. દાખલા તરીકે એક ઠેકાણે લખ્યું છે કે "શૂદ્રો તરફ નિષ્ઠુર વ્યવહાર કરવો નહિ; તેમજ તેમને વેદ વગેરે શાસ્ત્રોનુ અધ્યયન પણ કરાવવુ નહિ." આના પછીના જમાનામાં જે સ્મૃતિઓ લખાઇ છે અને જે ખાસકરીને કલિયુગને માટેજ લખાયલી

*યૂરોપના જુદા જુદા સંપ્રદાયના ખ્રિસ્તીઓ એકબીજા ઉપર જે કેર વર્તાવતા હતા, તેનો જોટો તો જગત્‌ના કોઇપણ દેશના ઇતિહાસમા મળે તેમ નથી ભા૦ ક૦

હોવાથી વિશેષ પ્રમાણભૂત મનાય છે, તેમા એવા ભાવાર્થનુ લખાણ છે કે, "જો શૂદ્રો બ્રાહ્મણોના આચારવિચારનું અનુકરણ કરે તો તેઓ ઘણુ સારૂ કામ કરે છે–તેમને એવા કામમા ઉત્તેજન આપવુ જોઇએ." આ પ્રમાણે જેમ વખત જતો જાય છે તેમ શૂદ્રોને વધારે અધિકાર પ્રાપ્ત થતા જાય છે જુદા જુદા સમયમાં શૂદ્રો તરફના વ્યવહારમા કેવી રીતે ફેરફાર થતા ગયા, તેનુ જુદા જુદા શાસ્ત્રો અને ઇતિહાસદ્વારા અનુસધાન કરીને આખી કાર્યપ્રણાલીનુ વિસ્તારથી વિવેચન કરવાનો અત્યારે સમય નથી, પણ આટલુ તો સ્પષ્ટ છે કે શૂદ્ર જાતિઓ ધીમે ધીમે ઉચી ચડતી જાય છે વળી ભરતખડમાં હજારો જ્ઞાતિઓ છે અને તેમાંની કેટલીક બ્રાહ્મણોની પક્તિમા પણ ભળી ગઇ છે, કારણ કે અમુક જ્ઞાતિના બધા લોકો એમ જાહેર કરે કે અમે બ્રાહ્મણો છીએ તો તેમને કોણ અટકાવનાર છે? જ્ઞાતિબધન ગમે એટલા સખત છે છતા પણ તેમા આજ પ્રમાણે નવી નવી જ્ઞાતિઓ ઉત્પન્ન થતી આવી છે. ધારો કે દશ દશ હજાર માણસની અમુક જ્ઞાતિઓ છે જો એ બધી જ્ઞાતિઓ સપ કરીને જાહેર કરે કે અમે બ્રાહ્મણ છીએ તો તેમને કોઇ અટકાવે એવુ નથી. મે આવા× અનેક ઉદાહરણ જાતે જોયા છે અમુક જ્ઞાતિઓ કેળવણીથી અથવા બીજા કારણથી આગળ પડતી થઈ જાય છે, અને જો તેઓ એકમત થઇને પોતાને બ્રાહ્મણ કહેવડાવે તો કોઈ તેમને ના કહી શકતુ નથી. એમા બીજી જ્ઞાતિઓને લેવાદેવા હોતુ નથી, કારણ કે એમની સાથે લગ્નવ્યવહાર કે ભોજનવ્યવહાર હોતો નથી એક જ્ઞાતિ બીજી જ્ઞાતિના કામમા માથુ મારતી નથી, એટલુજ નહિ પણ એક જ્ઞાતિની જુદી જુદી પેટા જ્ઞાતિઓ પણ કોઈ કોઈના કામમા વચ્ચે પડતી નથી

શકરાચાર્ય વગેરે શક્તિસપન્ન યુગાચાર્યો જ્ઞાતિઓના રચનાર હતા. તેમણે જે અદ્ભુત કાર્ય કર્યાં છે તે હુ અત્યારે તમને કહી શકતો નથી અને કહુ તો તમારામાના કેટલાકની લાગણી પણ દુખાય. પરતુ મારા પ્રવાસ દરમ્યાન તથા બીજા અનુભવોથી મને તેમની કાર્યપ્રણાલીવિષે ઘણુ જાણવાનુ મળ્યુ છે, અને એ વિષે સશોધન કરતાં મને અજાયબ જેવી માહિતી મળી છે. તેમણે ઘણીવાર બલુચી લોકોની સેકડો ટોળીઓને એક ક્ષણવારમા ક્ષત્રિય બનાવી દીધી છે અસખ્ય માછીઓને એકદમ બ્રાહ્મણો બનાવી દીધા છે અલબત્ત આ કાર્ય કરનાર મહાપુરુષો હતા આપણે તેમના કાર્ય તરફ સન્માનની દૃષ્ટિથી જોવુ જોઇએ મ ટેજ હુ તમને વારવાર કહુ છુ કે તમે પણ તેમના જેવા ઋષિઓ, મહાપુરુષો થાઓ. એજ કાર્યસિદ્ધિનો

× ગુજરાતમા પણ એવા ઉદાહરણની ખોટ નથી એવી ઘણીએ અસ્પૃશ્ય જ્ઞાતિઓ એકસપી કરીને ઉચી જાતિમા ખપી ગઇ છે એક જાતના બ્રાહ્મણો જેમની બોલી, શરીર રચના અને અટકો સુદ્ધા કુણબીને મળતા છે, તેઓ પણ હાલ બ્રાહ્મણમાજ ગણાય છે

ભા૦ ક૦

મહામંત્ર છે. થોડા ઘણા તો આપણે બધાને ઋષિ જેવા થવુજ પડશે. ઋષિ એટલે શું ? પવિત્ર, વિશુદ્ધ આત્મા. પ્રથમ પવિત્ર થાઓ એટલે પછી તમને અદ્ભુત શક્તિ પ્રાપ્ત થશે માત્ર ' હું ઋષિ છું ' એમ બોલ્યા એટલે ઋષિ થઈ જવાતુ નથી, પણ એકવાર ખરેખરા ઋષિ બનો અને પછી જુઓ કે બધા તમારી આજ્ઞાને આધીન થાય છે કે નહિ ? પછી તમારા શરીરમાંથી એક અલાૈકિક પ્રકાશ નીકળીને બીજાના મન ઉપર પોતાનો પ્રભાવ બેસાડશે. તેઓ તમારે અધીન થઇને તમારૂં અનુસરણ કરશે, તમારા વચન સાંભળશે તેઓ બીલકૂલ અજાણપણે, કેટલીકવાર તેમની પોતાની મરજી વિરુદ્ધ જઇને પણ તમારા કાર્યમાં સહાયભૂત થશે આનું નામજ ખરેખરૂ ઋષિત્વ

મે તમને આપણી કાર્યપ્રણાલીની રૂપરેખાજ માત્ર સમજાવી છે મૂળ ઉદ્દેશ સાચવીને અનેક યુગસુધી કાર્ય થતુ જશે તો મે આળેખેલા ખોખામાં જુદી જુદી વિગતો ભરાતી જશે કલહ અને વિદ્વેષનો એકદમજ ત્યાગ કરવો જોઇએ, એ બતાવવાને માટેજ મે માત્ર સૂચન કર્યુ છે જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે આ જમાનામા જ્યારે હુ કલહ થતા જોઉં છુ ત્યારે હું ઘણોજ ખેદ પામુ છું, એ અનિષ્ટકારક પ્રવૃત્તિ તો એકદમ બધજ થવાની જરૂર છે. એથી બેઉ પક્ષને હાનિ છે અને ખાસ કરીને ઉચ્ચ વર્ણના લોકોને, બ્રાહ્મણોને વિશેષ હાનિ છે, કારણ કે એકહથ્થા અધિકારનો જમાનો હવે પૂરો થયો છે, દરેક ઉચી જ્ઞાતિએ પોતાના મિથ્યાભિમાનની કબર પોતાને હાથેજ ખોદવી જોઇએ, અર્થાત્ પોતાનુ ખોટુ જાતિઅભિમાન પોતાની મેળેજ છોડી દેવુ જોઇએ અને આ કાર્ય જેમ જલદી થશે તેમ તેઓને વિશેષ લાભ થશે જેમ જેમ વધારે વિલબ થશે તેમ તેમ મિથ્યા જાતિઅભિમાનનુ વિષ પ્રજામા વધારે ઊડુ સચરતુ જશે અને પરિણામે જે વિનાશ થવાનો છે તે વધારે ભયાનક સ્વરૂપ ધારણ કરશે. આટલામાટે ભરતખડની બીજી જ્ઞાતિઓના ઉદ્ધારને માટે પરિશ્રમ લેવો એ બ્રાહ્મણોનુ ખાસ કર્તવ્ય છે તેઓ આ કાર્ય કરે અને જ્યાંસુધી કરતા રહે ત્યાંસુધીજ તેમને બ્રાહ્મણ કહેવડાવવાનો અધિકાર છે, અને ત્યાંસુધીજ તેઓ સન્માનને પાત્ર છે જો તેઓ માત્ર દ્રવ્યોપાર્જન તરફ દૃષ્ટિ રાખતા હોય તો તેઓ ખરેખરા બ્રાહ્મણ છેજ નહિ ખરેખરા બ્રાહ્મણોને એટલે કે સ્વદેશનુ અને સ્વજાતિનુ હિત કરવામાજ જેઓ રોકાયા હોય તેમનેજ તમારે સહાય આપવી જોઇએ, તેઓજ તમારી સહાયને પાત્ર છે. તેમ કરશો તોજ તમે જે સ્વર્ગપ્રાપ્તિની આશા રાખો છો તે સફળ થશે, પણ ખરા બ્રાહ્મણ સિવાય બીજાને દાન આપશો,કુપાત્રે દ્રવ્યનો વ્યય કરશો તો સ્વર્ગમા નહિ પણ એથી જુદાજ લોકમા એટલે નરકમાં જ જવુ પડશે. એવુ આપણાં શાસ્ત્રોમા સ્પષ્ટપણે કહ્યુ છે, તેથી આ બાબતમા તમારે ઘણાજ સાવધ રહેવાની જરૂર છે. જે કોઇ પણ સાંસારિક કાર્ય કરતો નથી પણ લોકહિતનાજ કાર્ય

કરે છે તેજ સાચો બ્રાહ્મણ છે સાંસારિક કાર્યો બ્રાહ્મણોમાટે નથી, પણ અન્ય જ્ઞાતિઓમાટે છે, માટે હું બ્રાહ્મણોને સંબોધીને કહું છું કે તમે જે કાંઇ જ્ઞાન ધરાવો છો તે અન્ય જ્ઞાતિઓને આપો, તમે જે સંસ્કૃતિ સેંકડો વર્ષથી સાચવી રહ્યા છો, તેનો આખા દેશમાં પ્રચાર કરો અને તેમ કરીને ભરતખંડની પ્રજાને ઉન્નત કરવાનો ઉગ્ર પરિશ્રમ આદરો. ખરૂં બ્રાહ્મણત્વ શામાં રહેલું છે, તેનું સ્મરણ કરવું એ બ્રાહ્મણોનું કર્તવ્ય છે. મનુ ભગવાન્ કહે છે કે —

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोषस्य गुप्तये ॥

અર્થાત્ બ્રાહ્મણો સન્માન અને અનેક પ્રકારના વિશેષ અધિકારને પાત્ર છે તેનું કારણ એ છે કે તેઓ ધર્મના ભંડારના રક્ષકો છે હવે હે બ્રાહ્મણો ! એ રત્નભંડારના દ્વાર ખુલ્લાં કરો અને તેમાં સંચિત કરેલાં રત્નો જગત્‌ને વહેંચી આપો. અલબત્ત, ભરતખંડના લોકોને સૌથી પ્રથમ ધર્મનો ઉપદેશ આપનાર બ્રાહ્મણોજ હતા અન્ય જ્ઞાતિઓના પહેલાં જીવનના ગહન પ્રશ્નનું અનુસંધાન કરવામાટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરનાર બ્રાહ્મણોજ હતા. બીજી જ્ઞાતિઓ કરતાં ઉન્નતિના માર્ગમાં બ્રાહ્મણો વધારે આગળ વધ્યા તેમાં તેમણે શું ગુન્હો કર્યો ? શા માટે બીજી જ્ઞાતિઓએ પણ બ્રાહ્મણોની માફક જ્ઞાન પ્રાપ્ત ન કર્યું ? શામાટે તેમણે સત્યની શોધ કરવા પાછળ બ્રાહ્મણોના જેટલો પરિશ્રમ ન લીધો ? શા માટે તેઓ આળસુ થઇને હાથ જોડીને બેસી રહ્યા અને બ્રાહ્મણોને પોતાના કરતાં આગળ વધવા દીધા ?

પણ અહીં મારે કહેવું જોઇએ કે બીજાઓથી આગળ વધીને અમુક પ્રકારના અધિકાર અને અનુકૂળતાઓ પ્રાપ્ત કરવી એ એક વાત છે, અને પોતાના સ્વાર્થને માટે તેમનો દુરુપયોગ કરવો અને ખોટી દાનતથી બીજાઓને તે અધિકાર પ્રાપ્ત કરતા અટકાવવા એ જુદીજ વાત છે. જ્યારે જ્યારે અધિકારનો દુરુપયોગ થાય છે ત્યારે ત્યારે એ અધિકાર રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે સત્તાનો ઉપયોગ માત્ર બીજાના કલ્યાણ માટેજ કરવો જોઇએ, માટે જે જ્ઞાનભંડાર, જે સંસ્કૃતિ આજ સેંકડો વર્ષથી બ્રાહ્મણોએ ટ્રસ્ટીની માફક સાચવી રાખ્યાં છે, તે તેમણે હવે એ ભંડારના ખરા માલીક જનસમુદાયને સ્વાધીન કરી દેવા જોઇએ એમણે અત્યારસુધી તેમ ન કર્યું તેથીજ હિંદ ઉપર મુસલમાનોને સ્વારીઓ કરવામાટે માર્ગ ખુલ્લો થયો હતો શરૂઆતથીજ બ્રાહ્મણોએ આ જ્ઞાનભંડાર સર્વને માટે ખુલ્લો ન મુકયો, તેથીજ બીજી પ્રજાઓ હિંદુસ્તાનને મરજીમાં આવે તેમ કચરતી આવી છે, તેથીજ આપણે એક હજાર વર્ષ થયાં ગુલામોની હાલત ભોગવીએ છીએ, તેથીજ આપણી પૂરેપૂરી અવનતિ થએલી છે, માટે આપણી સૌથી પહેલી ફરજ એ છે કે, જે તિજોરીઓમાં ધર્મરૂપી રત્નરાશિ આજસુધી ગુપ્તપણે પૂરી રાખવામાં આવ્યો છે તેને એકદમ ખોલી નાખવો.

એ કિંમતી રત્નો દેશમા વસતા તમામ માણસોને વર્ણભેદ કે જાતિભેદ રાખ્યા વગર છૂટથી વહેંચી દેવાં, એ આપણી અને બ્રાહ્મણોની સૌથી પહેલી ફરજ છે. બંગ દેશમા એક એવો જૂનો વહેમ છે કે જો સર્પ પોતે પોતાનુ વિષ ચૂસી લે તો સર્પદંશ થએલા માણસનો જીવ બચે. એજ પ્રમાણે બ્રાહ્મણોએ પોતે પોતાનુ વિષ ચૂસી લેવુ જોઇએ

બ્રાહ્મણ સિવાયની બીજી જ્ઞાતિના લોકોને હુ કહુ છુ કે તમે ધીરજ રાખો, બહુ ઉતાવળા ન થાઓ. જરાક તક મળી એટલે તરત બ્રાહ્મણોને ગાળો દેવા ન મડી પડો. કારણ કે હુ તમને હમણાજ કહી ગયો છુ કે તમે તમારી પોતાની જ ભૂલના માઠાં ફળ ભોગવો છો આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવાને અને સસ્કૃત શીખવાને તમે શા માટે બેદરકાર રહ્યા ? તમને કોઇએ રોક્યા હતા ? આજ સુધીમા તમે શુ શુ કર્યું ? તમે શા માટે આજસુધી હાથ જોડીને બેસી રહ્યા છો ? અને જ્યારે બીજાઓ તમારા કરતાં વધારે મગજશક્તિ, વધારે પરાક્રમ, વધારે સાહસ, વધારે ઉત્સાહ અને વધારે વ્યાવહારિક ચપળતા બતાવે, તેથી શા માટે બળી જાઓ છો ? માટે વર્તમાનપત્રોમા નાહક ચર્ચાઓ અને ઝગડાઓ મચાવીને અને તમારા પોતાના જ ગૃહોને મિથ્યા કલહથી કલંકિત કરીને તમારી શક્તિનો મિથ્યા વ્યય કરો નહિ, પણ જે જ્ઞાન અને સસ્કૃતિ બ્રાહ્મણોએ પ્રાપ્ત કર્યા છે તે તમે પણ પ્રાપ્ત કરો, જે જ્ઞાનના પ્રતાપવડે બ્રાહ્મણોએ તમારા ઉપર પોતાનો અધિકાર બેસાડ્યો તે જ્ઞાન પ્રાપ્ત કરવામા તમારી તમામ શક્તિઓનો ઉપયોગ કરો, એટલે તમારા મનોરથ સિદ્ધ થશે તમે પણ શામાટે સસ્કૃત પડિતો થતા નથી ? શામાટે તમે હિદુસ્તાનની તમામ જ્ઞાતિઓમા સસ્કૃત જ્ઞાનનો પ્રચાર કરવામાટે લાખો રૂપીઆ ખરચતા નથી ? મોટો સવાલજ આ છે જે પળે હુ કહુ છુ તેમ તમે કરશો તેજ પળે તમે બ્રાહ્મણોના બરોબરીઆ થઇ શકશો હિદુસ્તાનમાં ઉચ્ચ પદવી અથવા અધિકાર પ્રાપ્ત કરવાની આજ ચાવી છે.

જેને સસ્કૃતભાષાનું ઉચા પ્રકારનુ જ્ઞાન છે, તે ભરતખડમા સન્માનને પાત્ર થાય છે જો તમે સસ્કૃત શીખશો તો તમારી વિરુદ્ધ બોલવાની કોઈની પણ હિંમત ચાલશે નહિ એજ આપણા દેશમાં શક્તિનો મહામત્ર છે, તેનીજ સાધના કરવા મડી જાઓ અદ્વૈતવાદની એક પ્રાચીન ઉપમા હુ અહી લાગુ પાડીને કહુ છુ કે, આખુ જગત્ પોતાની માયાથી મોહિત થઇ ગયુ છે. દૃઢ સકલ્પ એ સર્વથી શ્રેષ્ઠ અને અમોઘ શક્તિ છે દૃઢ ઇચ્છાશક્તિવાળા પુરુષના શરીરમાંથી એક એવા પ્રકારનુ તેજ બહાર નીકળે છે, કે જેથી કરીને તે પોતાનાજ હૃદયના ભાવ સર્વના હૃદયમાં જગાડી શકે છે. એવા પ્રબળ ઇચ્છાશક્તિવાળા પુરુષો વખતો વખત દુનિયામા પ્રકટ થાય છે. સકલ્પનુ બળ તમે અનુભવ્યુ છે ? જ્યારે અદ્ભુત શક્તિસપન્ન પુરુષ પ્રકટ થાય છે, ત્યારે તેની પ્રતિભાના બળથી તેના વિચાર આપણા તેમજ બીજા ઘણાના હૃદયમાં પ્રવેશ કરે છે; અને આથી કરીને ઘણા માણસો સરખા વિચાર-

વાળા થાય છે અને એમ કરતા કરતા આખો જનસમુદાય બળવાન્ બની જાય છે છૂટી છવાઈ વ્યક્તિના બળ કરતા અમુક મ ડળ અથવા સમાજનુ બળ શા કારણથી વધારે હોય છે? સમાજનુ એકીકરણુ એ કાઈ બહારની ક્રિયા નથી એક પ્રત્યક્ષ દૃષ્ટાંત જુઓ. શા કારણથી માત્ર ચારજ કરોડ અ ગ્રેજો ત્રીશ કરોડ હિ દુઓ ઉપર અધિકાર ભોગવે છે? એકતાજ એ શક્તિનુ મૂળ છે તમે કદાચ એમ કહેશો કે એ તો જડશક્તિનુ જ પરિણામ છે, પણ એ માન્યતા ખોટી ઠરે છે. એ જડ-શક્તિનુ નહિ, પણ માનસિક અથવા આધ્યાત્મિક શક્તિનુ પરિણામ છે આ ચાર કરોડ અંગ્રેજો પોતાની તમામ સ કલ્પશક્તિનો એકજ દિશામા એકજ કાર્ય માટે ઉપ-યોગ કરીને વિજયી નીવડે છે, અને આપણા ત્રીશ કરોડ હિ દુઓમાથી દરેક જણુ જુદી જુદી દિશામા છૂટાછવાયા પ્રયત્ન કરીને પોતાની શક્તિનો મિથ્યા ક્ષય કરે છે, માટે જો ભરતખ ડનુ ઉજ્વળ ભવિષ્ય જોવાની તમને ઇચ્છા હોય, તો વિજયનો મહામ ત્ર જે એકતા, શક્તિસગ્રહ અને જુદી જુદી ઇચ્છાશક્તિઓને એકજ કેન્દ્રમા સ્થાયી કરવાની પ્રવૃત્તિ છે, તેનુ સાધન કરો. અથર્વવેદની સ હિતાનો એક અપૂર્વ મ ત્ર મને આ સમયે યાદ આવે છે કે —

**संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानतां। देवा भागं यथा पूर्वे॥** ઇત્યાદિ.

"તમે બધા એક માર્ગે ચાલનારા, એક પ્રકારની વાણીવાળા કે મનવાળા થાઓ, કારણુ કે, અસલના દેવતાઓ પણ એક મનના હતા, તેથીજ તેઓ પોતાનો હિસ્સો લેવાને સમર્થ થયા હતા ' એનુ તાત્પર્ય એ છે કે જ્યારે દેવતાઓ પણ એક વિચા-રના થયા ત્યારેજ તેઓ મનુષ્યની ઉપાસનાને યોગ્ય થયા હતા એકતા એજ હર કોઇ જનસમાજના દૃઢ બ ધારણુનુ રહસ્ય છે, અને જ્યાસુધી તમે 'આ આર્ય' અને 'આ દ્રવિડ', 'આ બ્રાહ્મણુ' અને 'આ શૂદ્ર', એવી એવી તુચ્છ બાબતોવિષે અ દર અ દર કલહ કર્યા કરશો, ત્યાસુધી હિ દનુ ઉજ્વળ ભવિષ્ય ઘડવામાટે જે શક્તિ અને ચેતન જરૂરના છે તેનો સ ગ્રહ કરી શકશો નહિ સ્મરણુ રાખજો કે ભરત-ખ ડના ઉત્કર્ષનો આધાર માત્ર એના ઉપરજ છે દેશના તમામ માણસોની ઇચ્છા-શક્તિના સ મિલનમા, તેમને એક કેન્દ્રમા સ્થિર કરવામાજ ઉત્કર્ષની, વિજયની ચાવી સમાયલી છે હાલનો દરેક ચીનો પોતાના મનમા જુદા જુદા વિચાર સેવે છે, અને બધા જાપાનીઝ એકજ વિચારના છે તેનુ પરિણામ શુ આવ્યુ તે તમે સાભળ્યુ હશે * જગતના ઇતિહાસમા હમેશાં આ પ્રમાણેજ બનતુ આવ્યુ છે તમે ઇતિહાસ ઉપરથી જોઇ શક્યા હશો કે નાની પણ સુદૃઢ પ્રજાઓ, સ ખ્યામા અધિક પણ એકતા અને સુવ્યવસ્થા વગરની પ્રજાઓ ઉપર અધિકાર ભોગવતી આવી છે, કારણુ કે નાની

* આ વ્યાખ્યાન અપાયુ ત્યાર પહેલા થોડા સમય પૂર્વે જ જાપાને ચીનને સખત હાર ખવરાવીને કોરીઆ જિતી લીધો હતો

સુદઢ પ્રજાઓ પોતાના વિચારની એકતા અને એકાગ્રતા સહેલાઇથી કરી શકે છે, અને તેથી કરીને તેઓ ઘણીજ સહેલાઇથી બળવાન્ અને ઉન્નત થઇ શકે છે, અને હરકોઇ પ્રજામા મનુષ્યોની સખ્યા જેમ વિશાળ તેમ તેને એકજ વિચારથી, એકજ ઉદ્દેશથી કાર્ય કરવુ મુશ્કેલ થઇ પડે છે તેનુ બધારણ શિથિલ અને વ્યવસ્થાવગરનુ થઇ જાય છે અનિયત્રિત અને અવ્યવસ્થિત લોકસમુદાય કદિ પણ એકત્રપણે કાર્ય કરી શકતોજ નથી, માટે કોઇ પણ ઉપાયે આપણા અદર અદરના કલહ હવે એકદમ બધજ થવા જોઇએ.

આપણા સમજમા એક બીજો દોષ મારી નજરે પડે છે સન્નારીઓ ! ×ક્ષમા કરજો, પણ સેકડો વર્ષની ગુલામગિરીને પરિણામે આખો દેશ જાણે સ્ત્રીઓનોજ બનેલો હોય તેવો થઈ ગયો છે આ દેશની અથવા કોઇ પણ અન્ય દેશની માત્ર ત્રણજ સ્ત્રીઓ ફક્ત પાચ જ મિનિટ એકઠી બેસે તો લઢયા વગર રહેતી નથી પાશ્ચાત્ય દેશોમા સ્ત્રીઓની મોટી મોટી સભાઓ ભરાય છે અને સ્ત્રીઓની પદવી તથા અધિકારવિષે ભાષણો આપી આકાશ ગજાવી મૂકે છે, પણ એ વાતને પૂરા બે દિવસ નથી થતા ત્યાર પહેલા તો તેમની અદર અદર કજીઓ સળગે છે અને આખરે કોઇ પુરુષ આવીને તેમના સર્વના ઉપર અધિકાર ચલાવે છે ત્યારે તેમની સભાનુ કામ આગળ ચાલે છે આખી દુનિયામા હજી સ્ત્રીઓને પુરુષના કાબુની જરૂર છે આપણે બધા પણ સ્ત્રીઓ જેવાજ થઇ ગયા છીએ જો કોઇ સ્ત્રી બીજી સ્ત્રીઓને સુમાર્ગે દોરવા પ્રયત્ન કરે તો તરતજ બધી સ્ત્રીઓ ભેગી થઇને તેને તોડી પાડે છે, તેના ઉપર સખતમા સખત આક્ષેપ કરે છે અને તે બેસી જાય ત્યારેજ જપે છે, પણ જો પુરુષ તેમના ઉપર સખત ટીકા કરે, તેમના તરફ નિર્દય વર્તન ચલાવે, તેમને વખતોવખત કડવા વચન સભળાવે તો તેથી તેમને કશુ અપમાન લાગતુ નથી, કેમકે તેમને પુરુષોનો અધિકાર સહન કરવાનો અભ્યાસ પડી ગયો છે આખું જગત્ જાદુ અને વશીકરણવિદ્યા જાણનાર શક્તિસપન્ન વ્યક્તિઓ સર્વદા ધરાવે છે અને તેઓ બીજા ઉપર પોતાની શક્તિ અજમાવતીજ આવી છે, પરતુ જો આપણા દેશમાનો કોઇ તેવો માણસ સૌનો આગેવાન થવા તૈયાર થાય તો આપણે બધા તેને દબાવી દઇએ છીએ, પણ જો કોઇ પરદેશી આવીને આપણને લાતો મારે, તોપણ તે સહન કરતા આપણને જરા પણ અધરૂ લાગતુ નથી, કેમકે આપણને એવા પ્રકારનો વ્યવહાર સહન કરવાનો અભ્યાસ પડી ગયો છે કપાળ ઉપર દાસત્વનો, ગુલામગિરીનો દાગ ધારણ કરીને આપણે મહાન્ થવાની શી રીતે આશા રાખીએ ? માટે આજને આજ એ ગુલામગિરીની નીચ ભાવનાનો પરિત્યાગ કરો.

× આ સબોધન પુરુષસમાજનોનેજ ઉદ્દેશીને કરાએલુ જણાય છે મુરદાઓમા ચૈતન્ય મૂકવા આવા પ્રયોગ થવા સ્વાભાવિક છે સપાદક

બીજા પચાસ વર્ષસુધી આપણી પરમ આરાધ્ય દેવી એકલી હિન્દમાતાજ છે એવી ધારણા કરો બીજા બધા દેવદેવીઓને એટલા વર્ષસુધી વિસારે મૂકશો તો કશી હાનિ થવાની નથી બીજા બધા દેવો હમણા ઉઘી ગયા છે. હાલ માત્ર જે એકજ દેવી જાગ્રત અવસ્થામા છે તે તમારી હિન્દમાતા છે તેના બાહુ, તેના ચરણ, તેના કાન આખા દેશમા પથરાઇ ગયા છે. તેમા તેત્રીશ કરોડ દેવતાઓનો સમાવેશ થઇ ગયો છે તમારી સન્મુખ, તમારી ચારે બાજુએ જ્યા જુઓ ત્યા આ માતાનાં દર્શન થય છે, તેને મૂકીને તમે શા માટે બીજા દેવદેવીઓની આરાધના પાછળ ફાંફાં મારો છો ? બસ, હમણા એ બધાને છોડી દો અને માત્ર એક વિરાટ્સ્વરૂપની ઉપાસના કરવા તત્પર થાઓ તેની ઉપાસના કર્યાથી તમામ દેવતાઓની ઉપાસના કરવાનો અધિકાર તમે પ્રાપ્ત કરશો આ પહેલો પાઠ શીખ્યા વગર તમે કદિ પણ આગળ વધી શકશો ખરા કે ? અડધો માઇલ તો તમારાથી પેટે ચલાતુ નથી અને હનુમાનની માફક મહાસાગર કૂદી જવાની હામ ભીડો છો ! એ કોઇ દિવસ નહિ બને ને યોગી થવુ છે ! બધાને ધ્યાનસ્થ થવુ છે ! એ કદિ પણ નહિ બને. આખો દિવસ સસારની અંદર કર્મકાડમા, વ્યવહારમા રચ્યા પચ્યા રહેવુ અને સાંજે ઘેર આવી પલાંઠી વાળીને નાકવાટે ફૂફાડા માર્યાથી શુ વળે ? યોગ તે કાંઈ રમત વાત છે ? ત્રણવાર નાક ઝાલ્યુ એટલે બસ યોગી થઇ ગયા ? ! એ ફારસ—એ ઢોગ જવા દો ખરી જરૂરની વસ્તુ તો ચિત્તશુદ્ધિ છે ચિત્તશુદ્ધિ કરવી હોય તો પ્રથમ પરમેશ્વરના વિરાટ્સ્વરૂપની ઉપાસના કરો—જે વિરાટ્સ્વરૂપ તમારી નજર આગળ છે, જેને જ મલોમાં કે ગુફાઓમા શોધવા જવુ પડે એમ નથી, તમારી આસપાસ ચારે બાજુએ જ્યા જુઓ ત્યા જેના દર્શન થાય છે તેની પૂજા કરો 'પૂજા' કરતા વધારે યોગ્ય શબ્દ બીજો છેજ નહિ 'સેવા' 'ઉપાસના' એ શબ્દ પૂર્ણ અર્થવાહક નથી મનુષ્ય માત્રને—પ્રાણીમાત્રને તમે ઈશ્વરની મૂર્તિઓ માનો, પણ સૌથી પ્રથમ તો તમારા સ્વદેશબંધુઓનીજ પૂજા કરજો. એમનેજ અત્યારે તો આપણા ઇષ્ટ દેવતા તરીકે માનવાની જરૂર છે આપણે આપણા ભયકર કુકર્મના ફળ ભોગવીએ છીએ, તોપણ હજી આપણી આખ નથી ઉઘડતી !

વિષય એટલો બધો વિસ્તૃત છે કે મારે કયા અટકવુ તેની મને સમજ પડતી નથી, તોપણ મદ્રાસમા જે પ્રકારનુ કાર્ય કરવાનો મારો વિચાર છે, તેવિષે થોડોક ઈસારો કરીને હુ આજનુ વ્યાખ્યાન પૂર્ણ કરીશ **આપણા દેશની આધ્યાત્મિક અને લૌકિક કેળવણીની વ્યવસ્થા આપણે આપણાજ હાથમાં લઇ લેવી જોઇએ.** મારા કહેવાનો ભાવાર્થ તમે સમજ્યા હશો. તમારે એ વિષે મનમા સારી રીતે ખ્યાલ બાધવા, પુષ્કળ ચર્ચા કરવી, વિચાર કરવા, મનન કરવુ અને ત્યાર પછી તમારા વિચારોને, તમારી યોજનાઓને વ્યાવહારિક સ્વરૂપ આપવુ. જ્યાસુધી તમે

આ કાર્ય નહિ કરો ત્યાં સુધી તમારા દેશનો ઉદ્ધાર થવાનો નથી. જે કેળવણી હાલમા આપણા દેશમા અપાય છે, તેમા થોડા ઘણા લાભ તો છેજ, પણ તેની સાથે તેનામાં કેટલાએક ભયંકર દોષો પણ છે અને એ દોષો એટલા તો ગંભીર છે કે તેનાથી બધા લાભ દબાઇ જાય છે પ્રથમ તો એ કે જે કેળવણી મનુષ્યત્વ આપતી નથી તે પૂરેપૂરી અભાવસૂચક છે જે કેળવણીથી અથવા સંસ્કારથી માત્ર ખડનનુ કાર્ય થતું હોય તે મૃત્યુ કરતાં પણ વિશેષ ભયાનક છે આપણા બાળકો નિશાળોમા અને પાઠશાળાઓમા શુ શીખે છે? તેમના મગજ ઉપર કેવા સસ્કાર પાડવામા આવે છે? તેઓ એ શીખે છે કે આપણો પિતા મૂર્ખ છે, આપણો દાદો ગાડો છે, પ્રાચીનકાળના ઋષિમુનિઓ ઢોંગી હતા, અને આપણા શાસ્ત્રો અસત્ય વાતોથી ભરપૂર છે. સોળ વર્ષની ઉમ્મર થતા પહેલા તો આપણા દેશના છોકરાઓ ચેતનવગરના, અસ્થિવગરના, બીજાનુ નચવ્યુ નાચે એવાં પૂતળાઓ જેવા થઇ જાય છે. આવા પ્રકારની કેળવણીનુ પરિણામ એ આવ્યુ છે કે અડધો સૈકો થયા કેળવણી આપવાનું કાર્ય ચાલે છે છતા પણ મુબઇ, મદ્રાસ અને બગાળા એ ત્રણમાથી એક પણ ઇલાકામા સ્વતત્ર મેધાશક્તિવાળો પુરુષ ઉત્પન્ન થયો નથી. અને જે જે ઉત્સર્ગશક્તિવાળા પુરુષો થયા છે તેમણે આ દેશમા નહિ પણ કોઇ બીજા દેશમાજ કેળવણી લીધેલી છે, અથવા તો પોતાનામા ભરાઇ ગએલા કુસસ્કારને દૂર કરવાને તેમણે કેળવણીની પ્રાચીન પદ્ધતિનુ અવલબન કર્યું છે મગજમા વિચારોના ઢગલે ઢગલા દાબીને ભરવા પણ એ વિચારોને જીરવાય નહિ, તો તે મગજમાં આખી જીદગી સુધી ગરબડ ગોટાળો ઉત્પન્ન કરે એનુ નામ ખરી કેળવણી નથી આપણે તો જુદા જુદા શુભ વિચારોને એવી રીતે મગજમા ઉતારીને આપણા પોતાના કરી લેવા જોઇએ, કે જેથી આપણુ ચારિત્ર્ય અને જીવન દૃઢ થાય અને આપણે ખરા મનુષ્યત્વને પ્રાપ્ત કરીએ જો તમે માત્ર પાંચ જ સરા વિચારોને સારી રીતે જીરવો અને તેવડે તમારા ચારિત્ર અને જીવનનુ દૃઢ બધારણ કરી શકો, તો હજારો પુસ્તકો ગોખી મારનાર કરતા તમે વધારે સંગીન કેળવણી પામ્યા છો એમ કહેવાને લેશમાત્ર પણ હરકત નથી.

**यथा खरश्चंदनभारवाही । भारस्य वेत्ता न तु चंदनस्य ॥**

"ચદનનો ભાર ઉપાડનાર ગધેડો ચદનના ભારનેજ જાણે છે, પણ તેની સુવાસને જાણતો નથી"

કેળવણીનો અર્થ અનેક વિષયોનુ જ્ઞાન એટલોજ થતો નથી. કેળવણીના સંબંધમા આપણો આદર્શ એવો હોવો જોઇએ કે આપણા દેશની આધ્યાત્મિક તેમજ બીજી લૌકિક કેળવણી આપણાજ હાથમા લેવી, અને બને ત્યાસુધી રાષ્ટ્રીય ધોરણ ઉપર, રાષ્ટ્રીય પદ્ધતિથી એ કેળવણી આપવાની શરૂઆત કરવી અલબત્ત, આ યોજના

ઘણી વિશાળ છે અને આપણા યુવકોને કેવા પ્રકારની કેળવણી આપવી એ પ્રશ્ન ઘણો ગભીર છે. મારી યોજના ફતેહમદ થશે કે કેમ તે હુ કહી શકતો નથી, પણ કોઇ પણ ઉપાયે કાર્યની શરૂઆત તો કરવીજ જોઇએ

હવે સવાલ એ છે કે ક્યા પ્રકારે કાર્ય શરૂ કરવુ, દાખલા તરીકે આપણે મદ્રાસની વાત કરીએ આપણે પ્રથમ એક મદિર બધાવવુ જોઇએ, કારણ કે હિદુ પ્રજાની ભાવના પ્રમાણે દરેક કાર્યનો આરભ ધર્મથીજ થાય છે તમે મને એમ કહેશો કે જુદા જુદા સપ્રદાયના લોકોમા આ નવા મદિરમા ક્યા દેવનું પૂજન કરવુ એ બાબતની તકરાર ઉભી થશે, પણ મારી યોજનામા એવી તકરારને અવકાશ નથી આપણે જે મદિરની વાત કરીએ છીએ તેને આપણે સર્વાશે અસાપ્રદાયિક બનાવીશુ અને બધા સપ્રદાયના લોકો જેને પવિત્ર માને છે તે ૐકારનીજ ત્યા ઉપાસના કરાવીશુ. જો કોઇ સપ્રદાય ૐકારની ઉપાસના કરવાને વાધો લે તો તેનો હિદુપણા ઉપર લેશ માત્ર હક્ક નથી, કારણ કે દરેક સપ્રદાયના હિદુઓ ૐકારને તો પવિત્ર માને છેજ ભલે દરેક જણ પોતપોતાના સપ્રદાયની માન્યતા પ્રમાણે ૐકારનો જુદો જુદો અર્થ કરે, પણ બધા સાથે ઉપાસના કરી શકે એવા એક સામાન્ય મદિરની બહુજ જરૂર છે બીજા મદિરોમા તમારા પોતપોતાના સપ્રદાયના ભિન્ન ભિન્ન ઉપાસનીય દેવોની મૂર્તિઓને ભલે રહેવા દો, પણ અહી તો તમારે ભિન્ન સપ્રદાયના લોકો સાથે સહિષ્ણુતાપૂર્વક વર્તન રાખવુ પડશે આ મદિરોમા તો જુદા જુદા સપ્રદાયોના સિદ્ધાતોમા જે સામાન્ય તત્ત્વ હોય તેનોજ ઉપદેશ આપવો અને જુદા જુદા લોકોને ત્યા આવીને પોતપોતાના સિદ્ધાત અથવા મતનો ઉપદેશ આપવાની પૂર્ણ સ્વતત્રતા આપવી માત્ર સરત એટલીજ કે તેમણે બીજા સપ્રદાય ઉપર આક્ષેપ કરવો નહિ, અથવા અમારોજ મત સાચો છે એવી તકરાર કરવી નહિ તમારે જે કાઇ કહેવાની ઇચ્છા હોય તે સુખેથી કહેજો, જગતને તેની જરૂર છે, પણ બીજા સપ્રદાયના લોકોવિષે તમે શો મત ધરાવો છો તે સાભળવાની જગતને ફુરસદ નથી માટે એ તમારા મનમા જ રહેવા દેજો

બીજી બાબત એ છે કે મંદિરમા શિક્ષકો અને ધર્મપ્રચારકોને કેળવવાની વ્યવસ્થા રાખવી, અને એવી રીતે કેળવાયલા શિક્ષકો આપણા દેશબાધવોને ધર્મની તથા બીજા બધા પ્રકારની કેળવણી આપવાને માટે સર્વત્ર મેકલવા આધ્યાત્મિક અને લૌકિક કેળવણી સાથે સાથેજ અપાવી જોઇએ જેમ હમણા આપણે ઘેર ઘેર ફરીને એકલા ધર્મનો ઉપદેશ આપવાની વાત કરીએ છીએ, તેમ લૌકિક વિષયની કેળવણી પણ દેશના બધા માણસોને મળવી જોઇએ અને તેમ કરવામા ઝાઝી મુશ્કેલી પણ નથી. જેમ જેમ આ શિક્ષકો અને ધર્મપ્રચારકોના કાર્યને પ્રદેશ વધતો જશે તેમ તેમ તેમની સખ્યા પણ વધતી જશે. એમ કરતા કરતા બીજા શહેરોમા પણ એવા

મંદિરોની સ્થાપના થશે અને આખરે સમગ્ર ભરતખંડ તેમનાથી વ્યાપ્ત થઇ જશે આ મારો કાર્યક્રમ છે

આ યોજના તમને ઘણી વિશાળ લાગતી હશે, પણ તેને અમલમા મૂકવાની જરૂરજ છે તમે એમ પણ કહેશો કે એ બધા કામને માટે નાણું ક્યાથી લાવવુ? નાણાની બીલકુલ જરૂર નથી એકલા પૈસાવડે કોઇ પણ કાર્ય સફળ થતુ નથી છેલ્લા બાર વર્ષ થયા હુ કાલે શુ ખાઇશ તેનો પણ મે કશો બદોબસ્ત કર્યો નથી, પણ નાણું તથા જે જે પદાર્થની જરૂર પડે છે તે બધા મને આવી મળવાજ જોઇએ કારણ કે પૈસો મારો નોકર છે, હુ પૈસાનો નોકર નથી નાણું અને બીજા બધા જોઇતા સાધનો તમને મળશેજ બસ, મળવાજ જોઇએ માત્ર સારાશ એટલોજ છે કે **કામ કરનારા માણસો ક્યાં છે?**

હે મદ્રાસવાસી યુવકો! મારી આશા તમારા ઉપર છે તમ સમગ્ર ભારતીય પ્રજાનો પોકાર કાને ધરશો? આખી પ્રજા તમારી મદદમાટે પોકાર કરી રહી છે. તમે મારા વચન ઉપર વિશ્વાસ રાખી શકતા હો તો હુ તમને કહુ છુ કે તમારૂ ભવિષ્ય ઘણુજ ઉજજ્વળ અને યશસ્વી છે તમારી પોતાની શકિત ઉપર અત્યત પ્રબળ વિશ્વાસ રાખો હુ નાનો હતો ત્યારે મ રામા ઘણીજ આત્મશ્રદ્ધા હતી અને તેજ આત્મશ્રદ્ધાના પ્રતાપથી હુ આજે આ બધા મુશ્કેલ કામ પાર ઉતારી શક્યો છુ. તમારે દરેકે આત્મશ્રદ્ધાનો મારી રીતે વિકાસ કરવો. તમારે નિશ્ચયપૂર્વક માની લેવુ કે આત્માની અદર અનત શકિતનો ભડાર છે અને તેમ કરશો તો તમે આખા ભરતખડનો પુનરુદ્ધાર કરી શકશો હા, પછી આપણે દુનિયાના એક એક દેશમાં ફરી વળીશુ અને થોડાજ સમયમા આપણા વિચારનુ બળ, જગતની પ્રત્યેક પ્રજાનુ બધારણ ઘડવામા જે જુદી જુદી શકિતઓ કામ કરી રહી છે, તેમના અશરૂપ બની જશે આપણે હિદુસ્તાનની અને હિદુસ્તાન બહારની પ્રત્યેક પ્રજાના જીવનમા પ્રવેશ કરીશુ, આ પરિણામ લાવવાને આપણે કાર્ય કરવાની જરૂર છે

હવે એ કાર્યને માટે મારે થોડાક તરુણ પુરુષોની જરૂર છે. વેદમા લખ્યુ છે કે "**आशिष्ठो बलिष्ठो दृढिष्ठो मेधावी ।**" એટલે યુવાન, બળવાન, દઢ અને તીક્ષ્ણ બુદ્ધિવાળા પુરુષોજ પરમાત્માની પ્રાપ્તિ કરશે, મારે તેવા માણસો જોઇએ છે તમારૂ ભવિષ્ય નક્કી કરવાનો આજ ખરો સમય છે, કેમકે તમે તો યૌવનના પૂર્ણ ઉત્સાહથી ભરપૂર છો પરાક્રમ કરવાનો સમય તમારામાં જુવાનીનુ જોર ઉછાળા મારી રહ્યું હોય તેજ છે નહિ કે તમે ઘરડા થઇ જિંદગીભરના કામના બોજાથી ઘસાઇ જાઓ ત્યારે અત્યારે તમારામા ઉત્સાહ છે, વીર્ય છે, ચેતન છે, કામ કરવાનો આજ અવસર છે પ્રભુને ચરણે સુધાયલા, કરમાયલા અને કચરાયલા પુષ્પો અર્પણ ન થાય પણ તાજા, ખીલેલા, સુગધવાળાં અને કોઇએ પણ સ્પર્શ ન કર્યો હોય

એવા પુષ્પોજ અર્પણ કરવા જોઇએ. આખી જિંદગીસુધી નોકરી ધંધો કરી કરીને ઘસાઇ ગએલા, નિર્વીર્ય પુરુષો નહિ પણ યુવાન, બુદ્ધિવાન અને સશક્ત પુરુષોજ હિંદમાતાની સેવામા અર્પણ થઈ શકે અને તેમનોજ તે સ્વીકાર કરશે ઉઠો, જાગ્રત થાઓ; આયુષ્ય ઘણુ ટુકુ છે. વકીલાત કરવા કરતા કે નકામા કલહ વધારવા કરતાં વધારે મહત્ત્વનાં કામ કરવાનાં પડયાં છે તમારી સ્વજાતિના ભલામાટે, આખી માનવજાતિની સેવામાટે તમારી જિંદગીનુ બલિદાન આપવુ એજ ઉદ્યમ સર્વથી શ્રેષ્ઠ છે. જિંદગીમા શુ છે ? તમે હિંદુઓ છો. તમે તમારી માતાઓના દૂધમાંથી આત્મા અમર છે એ સત્ય ગ્રહણ કરતા આવ્યા છો દેહના નાશની સાથે આત્માનો નાશ થતો નથી એ વાત તમારે-હિંદુને મન સહજ છે કોઇકોઇવાર કેટલાક તરુણ પુરુષો મારી પાસે આવીને નાસ્તિકતાવિષે ચર્ચા કરે છે, પરતુ કોઈ પણ હિંદુ નાસ્તિક થઈ શકે એ હુ માનનોજ નથી ભલે તે પાશ્ચાત્ય ગ્રથોનો અભ્યાસ કરે અને પોતાના મનથી ભલે કદાચ એમ માને કે હુ જડવાદી બન્યો છુ, પણ એ સ્થિતિ લાબો વખત ટકશે નહિ. એ જડવાદના વિચાર તમારા હિંદુ લોહીમા છેજ નહિ. તમારા બંધારણમાંજ ન હોય તેવા વિજાતીય વિચારોને તમે કદિ પણ તમારા પોતાના કરી શકશો નહિ. એવા અખતરા કદિ કરતા નહિ હુ નાનો હતો ત્યારે મે એ અનુભવ કરી જોયો હતો, પણ લાંબો વખત ટક્યો નહિ **આયુષ્ય ટુકુ છે; આત્મા અવિનાશી અને અનંત છે; અને મૃત્યુ થશે એ ચોક્કસ વાત છે, માટે તૈયાર થાઓ. એક ઉત્તમ આદર્શ લઇને તેમાં આખું જીવન હોમી દેવું એજ આપણો દૃઢ સંકલ્પ થાઓ.** જે ભગવાન શ્રીકૃષ્ણ " પોતાના ભક્તોના, સાધુ પુરુષોના પરિત્રાણને માટે વારવાર અવતીર્ણ થાય છે " તે આપણને આશીર્વાદ આપે અને તેની કૃપાવડે આપણા સર્વ મનોરથ સિદ્ધ થાઓ !

---

# स्वामी विवेकानंद कलकत्तामां

મદ્રાસ છોડયા પછી સ્વામીજી કલકત્તે ગયા સ્વાગતમંડળે કરેલા બંદોબસ્ત મુજબ એક સ્પેશ્યલ ટ્રેન ખિદરપુર સ્ટેશનથી ઉપડી છેક મળસ્કામા શિયાલદહ સ્ટેશને આવી પહોચી. ત્યા સ્વામીજીનો સત્કાર કરવામાટે આશરે વીશેક હજાર માણસો એકત્ર થયાં હતા ટ્રેન સ્ટેશન આવી પહોચી એટલે સ્વામીજીએ ગાડીમા ઉભા થઇને બધા લોકોને પ્રણામ કર્યા સ્વામીજીની પ્રતિભાયુક્ત અને ચિત્તાકર્ષક કાંતિ જોઇને કલકત્તાવાસીઓના હૃદયમાં ઉત્સાહનો જુઆળ ચડી આવ્યો અને ' ભગવાન રામકૃષ્ણ પરમહંસ દેવની જય '' સ્વામી વિવેકાનંદની જય ' એવા ધ્વનિથી આખુ સ્ટેશન ગાજી

ઉઠ્યુ. યુવાન છોકરાઓએ સ્વામીજીની ગાડીના ઘોડા છોડી નાખી પોતેજ ગાડી ખેંચવા માંડી. રિપનકૉલેજસુધીનો રાજમાર્ગ નાના પ્રકારનાં પત્રપુષ્પના રંગબેરંગી તોરણો અને પતાકાઓથી શણગારવામા આવ્યો હતો. રિપનકૉલેજમા થોડો વખત થોભ્યા પછી સ્વામીજી રાય પશુપતિનાથ બસુ બહાદુરના, બાગ બજારમા આવેલા મકાનમાં પોતાના ગુરુભાઇઓને મળ્યા. ત્યા પશુપતિબાબુના આતિથ્યનો સ્વીકાર કરી ત્યાથી આગળ આલમબજારમાં આવેલા મઠમા ગયા. તેમના યૂરોપિયન શિષ્યોએ ગોપાળલાલ શીલના કાશીપુરમા આવેલા ઉદ્યાનગૃહમાં મુકામ કર્યો. સ્વામીજી મઠમાથી રોજ ત્યા આવતા અને પોતાને મળવા આવનારને નાના પ્રકારના વિષય ઉપર ઉપદેશ આપતા.

એક અઠવાડીઆ પછી સ્વામીજીને અભિનંદન આપવામાટે રાજા રાધાકાંતદેવના મકાનના વિશાળ ચોગાનમા એક ગંજાવર સભા મળી હતી એ પ્રસંગે લગભગ પાચ હજાર માણસો એકત્ર થયા હતાં રાજા વિનયકૃષ્ણદેવ બહાદુર કે જેઓ આ સભાના પ્રમુખ હતા, તેમણે માનપત્ર વાંચી સભળાવ્યુ હતુ અને તેને ચાદીની પેટીમા મૂકીને સ્વામીજીને અર્પણ કરવામા આવ્યુ હતુ. એ માનપત્ર નીચે મુજબ હતું —

**શ્રીમત્ સ્વામી વિવેકાનંદજીને,**

પ્રિય બંધુ !

અમે કલકત્તા શહેરના તથા તેની આસપાસના કેટલાક શહેરના નાગરિકો, આપ પોતાની જન્મભૂમિમા શુભાગમન કરો છો તે પ્રસંગે આપનુ અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ, અને તેમ કરતાં આપે કરેલા કાર્ય તરફ અમે આભાર અને ગર્વભરી દૃષ્ટિથી જોઇએ છીએ, કારણ કે જગત્‌ના જુદા જુદા દેશોમા આપે જે મહાન્ કાર્ય કર્યું છે, અને પોતાના જીવનનુ જે ભવ્ય દૃષ્ટાંત જગત્સમક્ષ રજુ કર્યું છે તેવડે માત્ર અમારા ધર્મનુજ નહિ પણ આખા ભરતખંડનુ અને ખાસ કરીને બંગ દેશનુ ગૌરવ અત્યંત વૃદ્ધિ પામ્યુ છે

૧૮૯૩ની સાલમા અમેરિકાના ચિકાગો નગરમા જે 'જગત્‌નો મહાન મેળો ભરવામા આવ્યો હતો, તેના એક વિભાગમા ધર્મમહાસભાનુ અધિવેશન થયુ હતુ. તે પ્રસંગે આપે આર્યધર્મના સિદ્ધાંતોનો ઉત્તમ રીતે પરિચય કરાવ્યો હતો આપના વ્યાખ્યાનથી આપના શ્રોતૃવર્ગમાંથી ઘણાખરાને દેવવાણીતુલ્ય ચમત્કારિક રીતે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ આપે આપના ભાષણની પ્રતિભા અને માધુર્યવડે સર્વના મન હરણ કરી લીધા હતા કેટલાક લોકોએ આપનુ વ્યાખ્યાન શંકાશીલપણે શ્રવણ કર્યું હતુ, વળી કેટલાક તેના ઉપર કટુ સમાલોચના પણ કરી હતી, તોપણ આપ ઘણાખરા કેળવાયલા અમેરિકન લોકોના ધર્મવિચારમા પરિવર્તન કરી શકયા હતા તેમના હૃદયમા નવીન પ્રકાશનો ઉદય થયો હતો અને તેઓ સ્વભાવથીજ સત્યાનુરાગી અને સરળ હોવાથી આ નવીન પ્રકાશનો સંપૂર્ણ લાભ લેવાનો તેમણે દૃઢ સંકલ્પ

કર્યો હતો આપના કાર્યક્ષેત્રની મર્યાદા વધવા લાગી આપના ધર્મપ્રચારના કાર્યનું બીજ અંકુરિત થઇને એક મહાન્ વૃક્ષતુલ્ય થતું ગયું અનેક શહેરોમાંથી, અનેક દેશોમાંથી આપને નિમંત્રણ મળવા લાગ્યાં, આપને નાના પ્રકારના પ્રશ્નોના ઉત્તર આપવા પડયા, નાના પ્રકારની શંકાઓનું નિવારણ કરવું પડયું, અનેક મહાન્ ગંભીર પ્રશ્નોના ઉત્તર આપવા પડયા આપે આ મહાન્ કાર્ય અત્યંત પરિશ્રમ લઇને, કુશળતા અને સરળતાથી બજાવ્યું છે અને તેનું ફળ ચિરસ્થાયી થયું છે આપના ઉપદેશથી અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના અનેક સુશિક્ષિત મંડળોમાં ઉંડી અસર થઇ છે, નવા વિચાર અને સંશોધક વૃત્તિનું ઉદ્દીપન થયું છે અને અનેક સ્થળે હિંદુઓની ધાર્મિક ભાવનાઓનું વધારે સહૃદયતાપૂર્વક અવલોકન કરવાની વૃત્તિ જાગવાથી, એ લોકોની ધર્મવિષયક ભાવનાઓમાં જરૂર પરિવર્તન થવા પામ્યું છે જુદા જુદા ધર્મોના જ્ઞાનવડે દરેક ધર્મનું અવલોકન અને અભ્યાસ કરવામાટે તથા આધ્યાત્મિક ગ્રન્થોનું સંશોધન કરવામાટે સ્થપાયલા મંડળો અને પ્રતિષ્ઠિત સમાજોની વધતી જતી સંખ્યા આપે પાશ્ચાત્ય દેશોમાં કરેલા કાર્યની સાક્ષી પૂરે છે વેદાંતદર્શનના અભ્યાસ માટે લંડન શહેરમાં સ્થપાયલા વિદ્યાલયના આપ મૂળ સ્થાપક છો એમ કહેતાં સંકોચ થતો નથી આપે નિયમિતપણે વ્યાખ્યાનો આપ્યા હતાં, આપના શ્રોતાઓ આપની વાણી સાંભળવાને નિયમિત રીતે હાજર થતા હતા અને આપના વિચારોનો અનેક સ્થળે સારો સત્કાર થયો હતો સભામંદિરની બહાર પણ આપનો પ્રભાવ ઉત્તમ રીતે પડયો હતો આપે લંડન શહેર છોડયું ત્યારે તે શહેરના વેદાંતદર્શનનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓએ આપને જે અભિનંદન આપ્યું હતું, આપના તરફ આગ્રહપૂર્વક તેમણે જે ઉંડા આભારની લાગણીઓ પ્રદર્શિત કરી હતી તે જોતાં તેઓની આપના પ્રત્યે કેવી પ્રીતિ ભક્તિ અને શ્રદ્ધા હતા તે અમે સારી રીતે સમજી શકીએ છીએ.

આપે વેદાંતના ઉપદેશક તરીકે જે મોટા પ્રમાણમાં વિજય મેળવ્યો છે, તેનું કારણ માત્ર આપનું આર્યધર્મના રહસ્યોનું ઉંડું જ્ઞાન અને અપરોક્ષ અનુભવજ નથી, કે કેવળ વાણીની છટા અથવા સમર્થ લેખનશક્તિ પણ નથી, કેમકે એમાં આપનું અપ્રતિમ ચારિત્ર્ય પણ એક મહત્ત્વના કારણરૂપ છે આપના વ્યાખ્યાનો, નિબંધો અને ગ્રંથો તત્ત્વજ્ઞાન અને સાહિત્યના ભંડારના કિંમતી રત્ન જેવા છે અને તેથી કરીને તેમનો લોકો ઉપર પ્રભાવ પડે એમાં પણ સંદેહ નથી, પરંતુ તેના કરતાં પણ સોગણું ઉત્તમ પરિણામ આપના સરળ, નિષ્પાપ અને ત્યાગમય જીવનથી, તેમજ આપના અકૃત્રિમ વિનયથી, દૃઢ નિષ્ઠા અને તત્પરાયણતાના જ્વલંત દૃષ્ટાંતથી નીપજ્યું છે

અમારા ધર્મના મહાન્ સત્યોના આચાર્યરૂપે આપે જગતનું જે કલ્યાણ સાધ્યું છે તેનો સ્વીકાર કરતી વખતે આપના પરમપૂજ્ય શ્રદ્ધાસ્પદ ગુરુ રામકૃષ્ણ પરમહંસની સ્વર્ગીય સ્મૃતિ પ્રત્યે સન્માન પ્રદર્શિત કરવાની અમને આવશ્યકતા લાગે છે.

આપની અમને પ્રાપ્તિ થઈ છે તે મદદ પણ અમે તેમના ઋણી છીએ આપની અંદર જે દૈવી અગ્નિનો તણખો ગુપ્તપણે રહેલો હતો, તે તેમણે પોતાની અપૂર્વ દિવ્ય દૃષ્ટિના પ્રતાપથી ઘણા સમયથી પારખી લીધો હતો અને આપના ભવિષ્યના જીવન વિષે ભવિષ્યવાણી× પણ પ્રકટ કરી હતી મોટા આનંદની વાત છે કે આજે એ ભવિષ્યવાણીને અમે સફળ થએલી જોઇએ છીએ ઇશ્વરની કૃપાથી આપને જે દિવ્ય દૃષ્ટિ અને અમાનુષિક શક્તિ પ્રાપ્ત થએલી હતી તેના ઉપરના આવરણો દૂર કરનાર તેજ મહા પુરુષ હતા. તેમણેજ પોતાના પવિત્ર સ્પર્શવડે તમારા વિચારો અને જીવનના ઉદ્દેશની દિશા પલટાવી નાખ્યા, અને ઇન્દ્રિયાતીત પ્રદેશોનાં સત્યોનું અન્વષણ કરતાને આપને પ્રોત્સાહિત કર્યા એ મહાત્માએ ભરતખંડની ભવિષ્યની પ્રજાને જે કિંમતી વારસો આપ્યો છે તે આપ પોતેજ છો.

હે મહાત્મન્! આપે જે માર્ગ ગ્રહણ કર્યો છે, તે માર્ગ ઉપરથી ચલિત થયા વગર બહાદુરીથી આગળ ને આગળ પ્રગતિ કરતાજ જજો આપે આખુ જગત્ જીતી લેવાનુ છે મૂર્ખ, નાસ્તિક અને દુરાગ્રહથીજ જાતે અંધ થએલી પ્રજાઓને હિન્દુધર્મનો ઉપદેશ આપીને એ મહાન્ ધર્મના રક્ષકનુ કાર્ય કરવાનુ છે આપે જે ઉત્સાહથી આપનુ કાર્ય આરંભ્યુ છે, તે જોઇને અમારા હૃદયમા આપને માટે શ્રદ્ધા અને સન્માન ઉત્પન્ન થાય છે, અને અત્યારસુધીમાં આપે જે સફળતા મેળવી છે તેની સાક્ષી જગત્‌ના અનેક દેશો પૂરે છે, પણ હજી આપને ઘણુ કામ કરવાનુ બાકી રહ્યુ છે અમારો દેશ—અમારો શા માટે—આપણો દેશ આપની મદદની રાહ જોઇ રહ્યો છે ખુદ હિંદુઓનાજ સમુદાયને તેમના ધર્મના સત્યો આપે શીખવવાના છે આ મહાન્ કાર્ય કરવાને આપ સજ્જ થાઓ આપના સામર્થ્યમા અને આપના જીવનવ્રતની નિષ્ઠામા અમને પૂર્ણ શ્રદ્ધા છે આપણા પ્રજાધર્મને કોઇ પણ પ્રકારના સાંસારિક વિજયની સ્પૃહા નથી તેનો ઉદ્દેશ કેવળ આધ્યાત્મિક છે જડ દૃષ્ટિથી અગોચર પણ વિચારદૃષ્ટિથી સ્પષ્ટ જોઇ શકાય એવાં સત્યો આપણા ધર્મનાં હથિયાર છે અંતશ્ચક્ષુ ઉઘાડવાને, ઇન્દ્રિયાતીત પ્રદેશોમાં પ્રવેશ કરવાને, શાસ્ત્રોનુ સમ્યક્ અવલોકન કરવાને, પરમ સત્યની સન્મુખ ઉભા રહેવાને અને મનુષ્ય તરીકે જગતમા તેમનુ જે યથાર્થ સ્થાન અને અંતિમ સ્થિતિ છે, તેનો સાક્ષાત્કાર કરવાને સમગ્ર જગતને અને જરૂર પડે તો હિંદુઓને પણ સંબોધન કરીને ઉપદેશ આપો માનવજાતિને જાગ્રત કરવાને અને ઇશ્વરનો આદેશ પહોંચાડવાને આપના કરતા વિશેષ યોગ્યતાવાળો કોઇ છેજ નહિ, અને ઇશ્વરના આદેશાનુસાર જે જીવનવ્રત આપે આદર્યુ છે, તેમા અમે પણ પૂર્ણ સહાનુભૂતિ અને ભક્તિપૂર્વક સહાયતા આપતાજ રહીશુ, એવુ અમે આપને

× આ ભવિષ્યવાણી આ ખાતા તરફથી પ્રકટ થએલ "રામકૃષ્ણ કથામૃત" નામના પુસ્તકમા વિસ્તારથી આપેલી છે, તે સમયે વિવેકાનંદનુ નામ નરેન્દ્ર હતુ સંપાદક

નિશ્ચયપૂર્વક જાહેર કરીએ છીએ

અમે છીએ,

હે પ્રિય બધુ !

આપના સ્નેહાધીન મિત્રો અને ભક્તો

**ઉપલા અભિનંદનનો સ્વામીજીએ આપેલો પ્રત્યુત્તર.**

મનુષ્ય પોતાની મુક્તિને માટે જગત્ સાથેનો પોતાનો સબધ સમૂળગો તોડી નાખવા ઇચ્છે, તે પોતાના સ્વજન, સ્ત્રી, પુત્ર, બધુ વગેરેના સ્નેહબધન તોડીને સસારથી દૂર થાય, દેહના સર્વ પ્રકારના સબધ અને જુના સસ્કારનો એક સામટો ત્યાગ કરવાને યત્ન કરે, એટલે સુધી કે પોતે મનુષ્ય છે એનુ પણ વિસ્મરણ થઇ જવા સારૂ જીવપર આવીને મહેનત કરે, આટલુ છતા પણ તેના અત કરણના ઉડાણુમાં હમેશા એક કોમળ રણકાર તે સાભળે છે, તેના હૃદયનો એક તાર ઝણઝણે છે અને તેનો સૂર તે સાંભળે છે એક અવાજ જાણે ધીમેથી તેના કાનમાં કહેતો હોય કે 'તુ પૂર્વના દેશોમા જા કે પશ્ચિમના દેશોમા જા, પણ અતે ઘરજ દુનિયાનો છેડો છે' એવો તેને આભાસ થાય છે જાણે તેના હૃદયના ઉડાણમાથી કોઈ અવાજ આવતો હોય કે,-**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी** । એવી તેની પ્રતીતિ થાય છે ભારતના સામ્રાજ્યના પાટનગરના નાગરિકો ! હુ આજે તમારી સમક્ષ એક સન્યાસી તરીકે ઉભો નથી, એક ધર્મપ્રચારક તરીકે ઉભો નથી, પણ હુ તમારી સાથે કેટલાક વર્ષ અગાઉ કલકત્તાના એક સામાન્ય યુવક તરીકે વાત કરતો હતો તેવીજ હાલતમા ઉભો છુ હજી પણ મને એવી ઇચ્છા થઇ આવે છે કે, જાણે તમારી સાથે રસ્તા વચ્ચે ધૂળમાજ બેસી જાઉં અને બાળપણની સરળતાથી તમારી આગળ મારૂ અત કરણ ખુલ્લુ કરૂં. હે ભાઇઓ ! તમે સન્યાસીને માટે નહિ વપરાતા 'બન્ધુ' એવા શબ્દથી મને સબોધન કર્યું છે, તેને માટે હું તમને મારા ખરા અત કરણથી ધન્યવાદ આપુ છુ અલબત્ત,હું તમારો ભાઈ છુ અને તમે મારા ભાઇઓ છો. મે ઈગ્લેન્ડ છોડયુ એ અરસામા મને મારા એક અગ્રેજ મિત્રે પ્રશ્ન કર્યો કે 'સ્વામીજી ! ચાર વર્ષસુધી વિલાસમય, ગૌરવાન્વિત અને શક્તિસપન્ન પાશ્ચાત્ય દેશોનો અનુભવ લીધા પછી તમને તમારો દેશ ગમશે ખરો કે ?' મે ઉત્તર આપ્યો કે 'હુ પશ્ચિમના દેશોમાં આવ્યો ત્યારપહેલા હુ મારા સ્વદેશને ચાહતો હતો, અને આજે તો ભરતભૂમિની રજની કણિકા પણ મારે મન અત્યત પવિત્ર બની ગઇ છે, ભરતખડની હવા પણ મને પવિત્ર લાગે છે અત્યારે મારી ભારતભૂમિ મારે મન એક પવિત્ર તીર્થતુલ્ય છે' આ સિવાય મને બીજો જવાબ સૂઝ્યો નહિ

હે કલકત્તાવાસીઓ ! મારા ભાઇઓ ! તમે મારા પ્રત્યે જે અનુગ્રહ બતાવ્યો છે તે માટે તમારો આભાર માનવાને મારી વાણી અસમર્થ છે અથવા તો મારે

તમારો આભાર માનવાનુ પ્રયોજનજ નથી, કેમકે તમે મારા ભાઇઓ છો અને મારા તરફ તમે સાચા ભાઈ તરીકેની ફરજ બજાવી છે. અરે ! આ કાર્ય એ ખરેખરા હિન્દુભાઇનુજ કાર્ય છે, કારણ કે આવું કુટુંબબંધન, આવુ સગપણ અને આવો સ્નેહ આપણી માતૃભૂમિની હદ બહારના કોઈ પણ દેશમા જોવામા આવતા નથી

ચિકાગોની ધર્મમહાસભા એક મહાન્ બનાવ હતો એ વાત ખરી છે. એ સભાના પરિચાલકોને હિંદુસ્તાનમા અનેક શહેરોમાથી ધન્યવાદ આપવામાં આવ્યો છે. તેઓએ આપણા તરફ એવી મમતા રાખી હતી કે તે જોતાં તેઓ ધન્યવાદને પાત્ર છે, પણ જો એ ધર્મમહાસભાનો ખરો ઇતિહાસ જાણવો હોય, તેમનો ઉંડો હેતુ સમજવો હોય તો હુ તમને અત્યારે તેવિષે જે કહુ છુ તે સાભળજો. એ લોકોની ઉમેદ એવી હતી કે એ સભાદ્વારા પોતાનુ ( ખ્રિસ્તી ધર્મનુ ) શ્રેષ્ઠત્વ સિદ્ધ થાય ત્યાના ઘણાખરા લોકોની એવી ઇચ્છા હતી કે એમ કરીને ખ્રિસ્તીધર્મની પ્રતિષ્ઠા વધારવી અને બીજા ધર્મ ખ્રિસ્તીધર્મને મુકાબલે જગલી છે, એમ સિદ્ધ કરીને તેમનો ઉપહાસ કરાવવો, પણ પરિણામ તેમની ધારણા મુજબ ન આવતાં કાઇક વિપરીતજ આવ્યુ ઇશ્વરનીજ ઇચ્છા એવી હતી તેથી તેમ થયા વગર રહે એમ ન હતું તેઓમાના ઘણાએ મારા તરફ અનુકપાભર્યું વર્તન કર્યું હતુ, પણ તે બદલ તેમને પૂરતો ધન્યવાદ મળ્યો છે હવે વિશેષ આપવાની જરૂર નથી ખરી હકીકત એ છે કે હું અમેરિકા ગયો તે કાંઇ એ ધર્મમહાસભાને માટેજ ગયો ન હતો. એ તો એક પંથ ને દો કાજ જેવુ હતુ. એ સભાદ્વારા મારે માટે કેટલાક માર્ગ મોકળા થાય એમ હતું અને મારા કાર્યને માટે કેટલાક પ્રકારની અનુકૂળતાઓ મળશે એવો સભવ હતો, અને તેને માટે એ ધર્મમહાસભાના સભાસદોનો હુ ઋણી છુ, પણ વાસ્તવિક રીતે તો મારે ખરેખરો ધન્યવાદ સયુક્ત સસ્થાનોની મહાન્ પ્રજાને આપવાનો છે એ મહાન્ અમેરિકન પ્રજા—સહૃદયતા અને આતિથ્યથી ભરેલી અમેરિકન પ્રજામા ભ્રાતૃભાવની ભાવના જેટલે અશે કેળવાઇ છે, તેટલી બીજી કાઇ પણ દેશની પ્રજામા કેળવાઈ નથી એક અમેરિકન સાથે અમસ્તુ ટ્રેનમા પાચ મિનિટનુ ઓળખાણ થયુ હોય, તોપણ તે તમારી સાથે એક મિત્ર જેવો વ્યવહાર કરે છે, તમને તે પોતાને ઘેર તેડી જઇને તમારૂ સારી રીતે આતિથ્ય કરે છે અને ખુલ્લા દિલથી તમને પોતાના મનની વાત કહે છે એજ અમેરિકન પ્રજાનુ જાતીય લક્ષણ છે અને તે આપણી અત્યત પ્રશસાને યોગ્ય છે. તેમણે જે સ્નેહ મારા તરફ દર્શાવ્યો છે તેનુ વર્ણન મારાથી થઈ શકે એમ નથી તેમણે મારા પ્રત્યે જે અદ્ભુત સ્નેહ અને દયા બતાવ્યાં છે તેનુ બયાન કરવા બેસુ તો વર્ષોનાં વર્ષ વીતી જાય.

પણ એકલા અમેરિકનોજ ધન્યવાદને પાત્ર નથી આટ્લાંટિક મહાસાગરની બીજી બાજુએ વસતી અગ્રેજ પ્રજાનો પણ હુ તેટલોજ આભારી છું. જ્યારે મે ઇંગ્લૅન્ડની

ભૂમિ ઉપર પગ મૂક્યો ત્યારે મારા અંતઃકરણમાં અંગ્રેજ પ્રજામાટે જેટલો તિરસ્કાર હતો, તેથી વધારે તિરસ્કાર સાથે ભાગ્યેજ બીજા કોઇએ એ દેશમાં પ્રવેશ કર્યો હશે, અને જે અંગ્રેજ ગૃહસ્થો અત્રે આ પ્લાટફૉર્મપર બેઠેલા છે તેઓ આ વાતની સાક્ષી પૂરશે, પણ જેમ જેમ હું એ લોકો સાથે વસીને વધારે ગાઢ પરિચયમા આવતો ગયો, જેમ જેમ અંગ્રેજોના પ્રજાજીવનના યંત્રની ગતિનું અવલોકન કરતો ગયો, તેમ તેમ એ મહાન્ પ્રજાના હૃદયના ધબકારા ક્યાં થાય છે, તે સ્થાન હું જાણતા પામ્યો અને તેમને હું વિશેષ ચહાવા લાગ્યો બંધુઓ ! અંગ્રેજ પ્રજાપર હું જેટલો પ્રેમ રાખું છું તેથી વધારે પ્રેમ રાખનાર આ સભામાથી ભાગ્યેજ કોઇ નીકળી આવશે, પણ તે દેશમા શું શું થાય છે તે તમારે પ્રથમ સારી રીતે જાણવું જોઇએ, ત્યાં કેવા કેવા બનાવો બને છે તે જાતે જોવા જોઇએ અને એ લોકોની સાથે ભળી જવુ જોઇએ આપણું એક દર્શનશાસ્ત્ર વેદાંત કહે છે કે સંસારના તમામ દુઃખ અને સંતાપનું મૂળ કારણ અજ્ઞાન છે તેવી રીતે આપણા લોકો અને અંગ્રેજો વચ્ચે જે કટુતા ઉત્પન્ન થાય છે તેનું મૂળ કારણ પણ અજ્ઞાનજ છે તેમને આપણા હૃદયની ઉકેલ નથી અને આપણને તેમના હૃદયની નથી

દુર્ભાગ્યની વાત એ છે કે પાશ્ચાત્ય લોકોની માન્યતા પ્રમાણે આધ્યાત્મિકતા અને નીતિ પણ ઐહિક ઉન્નતિની સાથે જોડાયલા છે, આથી કરીને જ્યારે કોઇ અંગ્રેજ અથવા બીજો યૂરોપિયન આપણા દેશમા આવીને અહીની કંગાલીયત અને દુર્દશા જુએ છે, ત્યારે તેઓ એકદમ એવા અનુમાનપર આવી જાય છે કે અહીના લોકો ધર્મના વિષયમા ઘણા પાછળ છે, અને તેમની નીતિ પણ ઘણીજ હલકા પ્રકારની છે આ બાબતમા તેમનો પોતાનો અનુભવ એવોજ છે અને તેમના દેશોની હકીકત જોતા સત્ય પણ છે યૂરોપના દેશોમાં ઠંડી ઋતુ તથા બીજા કેટલાક સંજોગોને લીધે દારિદ્ર્ય અને અનીતિ એકજ પાત્રમા જોવામા આવે છે જ્યા જ્યા દારિદ્ર્ય છે ત્યા ત્યા પાપ અને અનીતિ પણ હોય છેજ, પણ હિંદુસ્તાનમા એથી વિપરીત છે હિંદુસ્તાનની બાબતમા તો મારો અનુભવ એવો છે કે જેમ વધારે ગરીબાઇ તેમ નીતિનું ધોરણ ઉત્કૃષ્ટ જોવામા આવે છે **હિંદુસ્તાનના શ્રીમંત વર્ગ કરતાં ગરીબ વર્ગમાં નીતિ વધારે સારી રીતે સચવાય છે** હિંદુસ્તાનના પ્રજાજીવનનું આ રહસ્ય સમજતા તેઓને સમય લાગે છે અને હિંદુસ્તાનમા લાંબો વખત રહીને વખતની બરબાદી કરવા કેટલા થોડા અંગ્રેજો ખુશી હોય છે ? આપણા લોકોના ચારિત્ર્યનું ધીરજથી, નિષ્પક્ષપાતપણે અવલોકન કરીને તેની ખુબી સમજે એવા થોડાજ અંગ્રેજો છે આજ દેશમાં—ફક્ત **આજ દેશમાં એવી પ્રજા વસે છે કે જ્યા દારિદ્ર્યનો અર્થ પાપ અને અનીતિ થતો નથી;** એટલુંજ નહિ પણ ગરીબ માણસો પવિત્ર મનાય છે, ગરીબાઇ એ સાધુનાનું લક્ષણ મનાય

છે અને સન્યાસીના કૌપીનને ઉચ્ચામાં ઉચ્ચુ સ્થાન આપવામા આવે છે તેવીજ રીતે આપણે પણ એ લોકોના જનસમાજના રીતરિવાજોનુ ધૈર્યથી અવલોકન કરવુ જોઇએ અને ઉપર ઉપરથી જોઇને એકદમ તેઓ આવા છે, એવુ ઉતાવળથી અનુમાન બાધી ન લેવુ જોઇએ પશ્ચિમના દેશોમા *સ્ત્રીપુરુષો છૂટથી એકબીજાની સાથે હળે મળે છે, તેમાં અને ત્યાના બીજા રીતરિવાજોમાં ખાસ રહસ્ય છે અને જો તમે તેમના જીવનનુ શાંતિથી અવલોકન કરો, તો તમને તેમની ઉચ્ચતા જણાયા વગર રહેશે નહિ મારા કથનનું એવુ તાત્પર્ય નથી કે તેમના રીતરિવાજો અને ભાવનાઓને આપણા જીવનમા દાખલ કરી દેવાં, અથવા તો અગ્રેજોએ આપણા રિવાજોનુ અનુકરણ કરવુ દરેક પ્રજાના રિવાજ સેકડો વર્ષના ધીમા વિકાસના પરિણામરૂપ છે અને લોકોના જીવનની સાથે દઢપણે બધાઇ ગયા છે તાત્પર્ય એજ છે કે દરેકના રીતરિવાજમા ઉડો અર્થ સમાયલો છે, માટે તેમણે આપણા રિવાજોનો ઉપહાસ ન કરવો, તેમ આપણે પણ તેમના રિવાજો તરફ તિરસ્કારની દૃષ્ટિથી ન જોવુ

હવે આ સભા સમક્ષ એક બીજી બાબત રજુ કરવા ઇચ્છુ છુ મારા અભિપ્રાય પ્રમાણે અમેરિકા કરતાં ઇગ્લૅન્ડમા ધર્મપ્રચારનુ કાર્ય મારાથી વિશેષ સતોષજનક થયુ છે મને કહેવા દો કે નિડર, દઢ મનની અને સ્થિર ચિત્તવૃત્તિવાળી અગ્રેજ પ્રજા એવી છે કે તેમના મગજનુ ઢાકણુ બીજી પ્રજાઓ કરતાં વધારે દુર્ભેદ્ય છે તેઓ નવીન વિચાર ગ્રહણ કરવામા જરા ધીમા છે એ વાત ખરી, પણ જો તમે એકવાર એમના મગજમાં અમુક વિચાર ઠસાવી શકો, તો એમની અસાધારણ શક્તિ અને કાર્યકુશળતાના ગુણવડે એ વિચાર તરતજ અકુરિત થઇને મહાન્ પરિણામ નિપજાવશે બીજા દેશમા તેમ બની શકતુ નથી અગ્રેજ પ્રજામાં જે મહાન્ કાર્યકારિણી શક્તિ અને અખૂટ જીવનશક્તિ જોવામા આવે છે તે અન્ય પ્રજામાં નથી. તેઓમાં કલ્પનાશક્તિની ન્યૂનતા છે, પણ તેમની કાર્ય કરવાની શક્તિ અગાધ છે એ અગ્રેજ પ્રજાની શક્તિનાં ગુપ્ત ઝરણા ક્યા રહેલા છે તેનો પત્તો મળવો મુશ્કેલ છે તેમના હૃદયમા કેવી કલ્પનાશક્તિ અને લાગણીની તીવ્રતા છે એ વાત ઉપર ઉપરથી જોનારને સમજાય તેવી નથી એ એક ખરેખરી વીર પ્રજા છે, અગ્રેજો પૂરા ક્ષત્રિયો છે, પોતાના હૃદયના ભાવને ગુપ્ત રાખવાની અને કદિપણ પ્રકટ ન કરવાની તેમને પહેલેથીજ તાલિમ મળે છે એક અગ્રેજને અથવા અગ્રેજ સ્ત્રીને પણ પોતાના હૃદયના ભાવ પ્રકટ કરતા તમે ભાગ્યેજ જોશો મે અગ્રેજ સ્ત્રીઓને એવાં એવા કામ કરતી જોઇ છે કે તેવાં કામ કરતા બહાદુરમાં બહાદૂર બગાળી પણ પાછો હઠી જાય, પણ એ બહાદૂરી અને યોદ્ધાને છાજે એવી કઠોરતાની પાછળ અગ્રેજોના હૃદયના ઉડાણમા કોમળ લાગણીઓના ઝરણા વહેતાં હોય છે જો તમે ત્યાસુધી પહોચી શકો, જો તમે એ ગુપ્ત ઝરણાં ફોડી શકો, જો તમે અગ્રેજોની સાથે હળીમળીને

તેમના નિકટના પરિચયમા આવો,તો જરૂર તેઓ તમને પોતાના મિત્ર માનશે, તમારી આગળ પોતાનુ હૃદય ખોલશે અને તમારા સદાના મિત્ર અને સેવક બની રહેશે આથી કરીને મારી સમજવા પ્રમાણે બીજા દેશો કરતા ઇંગ્લૅન્ડમા હુ વધારે સતોષકારક અને સગીન કામ કરી શકયો છુ, અને જો કદાચ આવતીજ કાલે મરણ પામુ તોપણ મે ઇંગ્લૅન્ડમા કરેલુ કામ ક્ષય ન પામતા ઉત્તરોત્તર વિકાસ પામતુ જશે.

ભાઇઓ ! તમે મારા હૃદયના એક બીજા તારને—ઉંડામાં ઉંડા તારને છેડયો છે મારા ગુરુદેવ, મારા આચાર્ય, મારા જીવનના આદર્શ,મારા ઇષ્ટદેવતાતુલ્ય શ્રીરામકૃષ્ણ પરમહંસનુ તમે મને સ્મરણ કરાવ્યુ છે જો મે મન, વાણી અને કર્મથી એક પણ સત્કાર્ય કર્યું હોય, જો જગતના કોઈપણ મનુષ્યને ઉપકારક થઇ પડે એવું એકપણ વચન મારા મુખમાંથી નીકળી ગયુ હોય, તો તેનો યશ મને નહિ પણ એ મહાપુરુષનેજ છે, અને જો મે કોઇ પણ કટુ વાકય ઉચ્ચાર્યું હોય, મારા મુખમાંથી તિરસ્કારપૂર્ણ વચનો નીકળી ગયાં હોય તો તેને માટે હુ એકલોજ જવાબદાર છુ મારામા જે નિર્બળતા અને ખામીઓ છે તે સર્વ મારા છે, મારામા જે કાઇ જીવનપ્રદ, બળ પ્રેરનાર અને પવિત્રતા આપનાર શક્તિઓ હોય તો તે સર્વ તેમની પ્રેરણાનુ અને તેમનાજ ઉપદેશનુ પરિણામ છે અથવા એ સર્વમા તે પોતેજ રહેલા છે બધુઓ ! હજી એ મહાપુરુષને જગત ઓળખી શકે તે દિવસ ઘણો દૂર છે આપણે જગતના ઇતિહાસમા સેકડો મહાપુરુષોનાં જીવનચરિત્ર વાંચીએ છીએ જે સ્વરૂપમાં એ જીવનચરિત્રો આપણને વાચવા મળે છે, તે તેમના શિષ્યોએ સેકડો વર્ષ થયાં અનેકવાર સુધારી વધારીને કરેલાં લખાણનુ પરિપકવ ફળ છે પ્રાચીનકાળના મહાત્માઓનાં જીવનચરિત્રોને તેમના લખનારાઓએ હજારો વર્ષસુધી છોલીને, ઘસીને, બારીક ટાકણાં મારીને આપણને મનોહર મૂર્તિના સ્વરૂપમા આપેલાં છે, તોપણ મારો અભિપ્રાય એવો છે કે જે મહાત્માનુ મે જાતે દર્શન કર્યું હતુ, જેની છાયાનો મે આશ્રય લીધો હતો અને જેના ચરણ પાસે બેસીને હું સર્વ શીખ્યો હતો, તે રામકૃષ્ણ પરમહંસના જીવન જેવુ ઉજ્જવલ અને મહિમાવાન્ જીવન બીજા કોઇનુ પણ નથી

બધુઓ ! તમને ભગવદ્‌ગીતાનો સુપ્રસિદ્ધ શ્લોક યાદ હશે કે —

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
> परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
> धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ अ. ४ श्लो. ७–८

એની સાથે તમારે એક બીજી બાબત પણ સ્મરણમા રાખવાની છે. એ બાબત આજે આપણે નજરોનજર જોઇએ છીએ. ધર્મની આવી પ્રબળ ભરતીનાં મહામોજાં

ઉછળવા લાગે ત્યાર પહેલાં જનસમાજમાં જ્યા ત્યા ધાર્મિક ભાવનાના ક્ષુદ્ર તરગ ઉત્પન્ન થવા લાગે છે એવા એકાદ તરગનુ અસ્તિત્વ પણ કોઇના જાણવામાં આવતું નથી, તેના તરફ કોઇની દૃષ્ટિ પણ પડતી નથી, તેનો કોઇને વિચાર સરખો આવતો નથી, પણ કાળક્રમે તે મહાન રૂપ ધારણ કરે છે અને બીજા નાના નાના તરંગોનો ગ્રાસ કરીને તેમને પોતાની અદર સમાવી દે છે એ પ્રમાણે તે ઘણાજ વિપુલ અને બલવાન મહામોજાનુ રૂપ ધારણ કરીને આખા જનસમાજ ઉપર એવા પ્રબળ વેગથી અથડાય છે કે તેની ગતિનો અવરોધ કરવા કોઇનામા પણ સામર્થ્ય હોતુ નથી એવો એક બનાવ હમણા આપણા સમયમાં બની ચૂકયો છે. જો તમને નેત્રો હોય તો તમે જોઇ શકશો જો તમારા હૃદયના દ્વાર ખુલ્લા થયા હોય તો તમે તેને ઝીલી શકશો જો તમારામા સત્યશોધક વૃત્તિ જાગૃત થઇ હોય તો તમે તેનો પત્તો મેળવી શકશો. જે માણુસ ચાલુ સમયના ચિન્હ જોઇ શકતો નથી તે ખરેખર અધ છે. હુ જે મહાપુરુષની વાત કરૂ છુ તે એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર હતો અને એક અપ્રસિદ્ધ દૂરના નાના ગામડામા જન્મ્યો હતો તેનુ નામ પણ તમારામાના ઘણાખરાએ નહિ સાભળ્યુ હોય, પણ આજે જે દેશો મૂર્તિપૂજન વિરુદ્ધ સેકડો વર્ષ થયાં સખતમા સખત પોકાર ઉઠાવી રહ્યા છે, તે દેશોમાં પણ તેનુ વાસ્તવિક રીતે પૂજન થાય છે એ શક્તિ કોની છે ? એ મારી નથી અને તમારી પણ નથી જે ઇશ્વરીય અશ આપણી સમક્ષ રામકૃષ્ણ પરમહસરૂપે પ્રકટ થયો હતો તેનીજ એ શક્તિ છે, કારણ કે હુ અને તમે, મહર્ષિઓ અને પેગબરો, અવતારી પુરુષો અને સમગ્ર બ્રહ્માડનો વિકાસ પણ થોડે અથવા ઘણે અશે તેજ પરમ શક્તિનુ ઘનીકરણ અને પ્રકટીકરણ છે હમણાં તો આપણે એ મહાન્ શક્તિના કાર્યનો માત્ર આરભજ જોઇએ છીએ, પણ આ જમાનો પૂરો થશે તે પહેલાં તમે એ શક્તિદ્વારા થએલાં આશ્ચર્યકારક કાર્ય પ્રત્યક્ષ જોઇ શકશો. હિંદુસ્તાનના પુનરુદ્ધારમાટે યોગ્ય સમયેજ એ શક્તિએ દર્શન આપ્યુ છે. જે સજીવની શક્તિ હિદુસ્તાનની પ્રજાનુ હમેશ રક્ષણ કરતીજ આવે છે, તેનું આપણને વખતોવખત વિસ્મરણ થઇ જાય છે

દરેક પ્રજા પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને જુદી જુદી પદ્ધતિઓ ગ્રહણ કરે છે. કેટલીક પ્રજા રાજનીતિદ્વારા, કેટલીક સમાજસુધારણાદ્વારા એમ જુદી જુદી પ્રજાઓ અમુક વિષયને પ્રધાન માનીને પોતપોતાના ઉદ્ધારનુ કાર્ય કરે છે આપણા લોકોને માટે ધર્મને મુખ્ય વિષય ગણ્યા વગર બીજો કાર્ય કરવાનો રસ્તો છેજ નહિ. અગ્રેજ પ્રજા ધર્મને પણ રાજનીતિની મદદથીજ સમજી શકે છે. અમેરિકન પ્રજા ઘણુ કરીને સસારસુધારણાદ્વારા ધર્મનાં સત્યો સહેલાઇથી ગ્રહણ કરી શકે છે; પણ હિદુપ્રજા રાજનીતિ, સસારસુધારો અને બીજા બધા વિષયો ધર્મદ્વારાજ સમજી શકે છે, કારણ કે ધર્મ એજ તેમના પ્રજાજીવનના સગીતનો મુખ્ય સૂર છે; બીજા બધા વિષયો માત્ર

તેના પલટાજ છે એ મુખ્ય વિષય નષ્ટપ્રાય થશે એવી ધાસ્તી રખાતી હતી થોડા સમયપર આપણે આપણા પ્રજાજીવનના મુખ્ય ઉદ્દેશને બદલીને તેને ઠેકાણે કોઇ બીજાજ ઉદ્દેશને ગ્રહણ કરતા હોઇએ, આપણા અસ્તિત્વનો મેરૂદંડ જે આધ્યાત્મિકતા છે તેને ઠેકાણે રાજનીતિને બેસાડતા હોઇએ એવા ચિન્હ દેખાતાં હતાં, અને જો તેમ થયુજ હોત તો આપણો સપૂર્ણ વિનાશ થાત પણ હિંદુસ્તાનના પ્રારબ્ધમા એવી દુર્દશા સરજેલી ન હતી, એથીજ કરીને જે શક્તિનો હમણા હુ ઉલ્લેખ કરી ગયો છુ તે પ્રકટ થઈ આ મહાત્માને તમે ગમે તેવા રૂપમાં જુઓ તેની મને પરવા નથી, તમે તેને થોડુ સન્માન આપો અથવા વધારે આપો તે વિષે મારો આગ્રહ નથી, પણ એક વાત તો હું તમને ભાર મૂકીને, નિડરપણે કહુ છુ કે આવી અદ્‌ભુત શક્તિ હિંદુસ્તાનમા કેટલાક સૈકાં થયા પ્રકટ થઇ ન હતી, અને આ શક્તિનુ અવલોકન કરીને તેનુ રહસ્ય સમજવાને શ્રમ લેવાની, તેનાદ્વારા હિંદુસ્તાનનુ કલ્યાણ અને પુનરુજ્જીવન કેટલે અંશે સિદ્ધ થયુ, તથા પરિણામે આખી માનવ જાતિને કેટલો લાભ થયો તે શોધી કહાડવાની હિંદુ તરીકે તમારી ફરજ છે કોઇ પણ દેશની અંદર આખા જગત્‌મા એક સામાન્ય ધર્મ પ્રવર્તાવવાનો વિષય ચર્ચાયો અને જુદા જુદા ધર્મસંપ્રદાયો વચ્ચે ભ્રાતૃભાવ વધારવાનો વિચાર ઉત્પન્ન થયો, ત્યાર પહેલાં ઘણા વર્ષ પૂર્વે આજ નગરીની નજીકમાં એ મહાપુરુષ વસતો હતો, જેનુ સમગ્ર જીવન એક ધર્મમહાપરિષદ્ જેવુ હતુ અને તેમજ હોવુ જોઇએ

આપણો ઉચામા ઉંચો આદર્શ નિર્ગુણ બ્રહ્મજ હોવો જોઇએ એવો બોધ આપણા શાસ્ત્રો કરે છે, પણ આપણે બધા એ નિર્ગુણ બ્રહ્મની ધારણા કરી શકતા નથી, તેથી કરીને ઘણાખરા માણસોને સગુણ બ્રહ્મનો આદર્શ રાખ્યા વગર બિલકુલ ચાલે તેમ નથી એ પ્રમાણે કોઇ મહાન્ આદર્શ પુરુષ ઉપર સવિશેષ પ્રેમભક્તિ રાખ્યા વગર, તેના છત્ર નીચે ઉભા રહ્યા વગર કોઇ પણ પ્રજા ઉન્નત અને મહાન્ થઇ શકતી નથી, તેમજ પોતાનો વ્યવહાર પણ નિભાવી શકતી નથી રાજનૈતિક આદર્શો અથવા એ આદર્શના મૂર્તિરૂપ પુરુષો, તેમજ સામાજિક અને વ્યાપારી આદર્શો હિંદુસ્તાનના લોકો ઉપર પોતાનો પ્રભાવ બેસાડી શકશે નહિ આપણે તો આધ્યાત્મિક આદર્શ માગીએ છીએ. આપણે અધ્યાત્મ પ્રદેશમાં વિજય કરી આવેલા પુરુષોના વાવટા નીચે ઉત્સાહપૂર્વક એકત્ર થવા ઇચ્છીએ છીએ આપણા આદર્શ પુરુષો પૂરેપૂરા ધર્મવીરજ હોવા જોઇએ. તેવા જે ન હોય તેમને આપણે આદર્શરૂપે માનીશુ નહિ રામકૃષ્ણ પરમહંસમા આપણને એવાજ ધર્મવીર અને આદર્શ પુરુષના દર્શન થયા હતાં હું નિશ્ચયપૂર્વક કહુ છુ કે જો આપણી પ્રજાને ઉન્નત થવુ હોય તો તેણે ઉત્સાહપૂર્વક એમની આસપાસ એકત્ર થવુ જોઇએ. એ મહાત્માના ઉપદેશનો પ્રચાર તમે, હુ કે ગમે તે કરો. પણ હુ તો એ મહાન્ વ્યક્તિ

તેજ તમારી સમક્ષ રજુ કરીને એની તુલના કરવાનું કાય તમને સોપુ છુ. તમારે એ મહાપુરુષના જીવનના આદર્શને કેવી રીતે ઉપયોગ કરવો, તેનો વિચાર આપણી પ્રજાના કલ્યાણની ખાતર અત્યારેજ કરી લેજો. એ વિષે તમારે એક બાબત તો ખાસ સ્મરણમા રાખવા જેવી છે, તે એ કે તમે જેટલા મહાપુરુષ જોયા હશે અથવા સ્પષ્ટ ભાષામા કહુ તો તમે જે જે મહાપુરુષોવિષે વાચ્યુ અથવા સાંભળ્યુ હશે, તે સર્વમાં રામકૃષ્ણનુ જીવન સૌથી વધારે પવિત્ર હતુ એટલુ તો તમે સ્પષ્ટ રીતે જોઇ શકો છો કે આવી અત્યત અલૌકિક આધ્યાત્મિક શક્તિનુ દર્શન કોઇ પણ મહાપુરુષની જીવનકથામા તમને થયુ નથી, તો પછી જાતે તેવા બીજા મહાપુરુષને જોવાની તો વાતજ શી ? તેના અવસાનને પૂરાં દશ વર્ષ વીત્યા ન હતા એટલામાં તો તેની શક્તિ આખા જગત્ ઉપર ફરી વળી એ વાત તો તમારી સમક્ષ બનેલી છે આપણી સમસ્ત પ્રજાના કલ્યાણમાટે, આપણા ધર્મના ઉત્કર્ષ માટે એ આદર્શ તમારી સમક્ષ રજુ કરવાનુ હુ મારૂ કર્તવ્ય સમજુ છુ મારા ઉપરથી એ મહાપુરુષથી તુલના કરતા નહિ. હુ તો માત્ર તેના હલકામા હલકા યત્ર જેવો છુ. મને જોઇને તેના ચારિત્ર્યની તુલના કરતા નહિ. એમનુ ચારિત્ર્ય તો એવુ ઉન્નત હતુ કે હુ અને તેમના બીજા શિષ્યો કરોડો અવતાર ધારણ કરીને પરિશ્રમ લઇએ, તોપણ તેના એક લક્ષાશ ભાગનુ પણ વર્ણન કરી શકીએ નહિ, માટે તમે સ્વતત્રપણે તમારો વિચાર બાધજો તમારા અત કરણના ઉડાણમાં સનાતન સાક્ષિસ્વરૂપ પરમાત્મા બિરાજેલા છે, અને મારી પ્રાર્થના છે કે આપણી પ્રજાના ભલાને ખાતર, આપણા દેશના અને સમગ્ર માનવજાતિના કલ્યાણને ખાતર એ પરમહસ રામકૃષ્ણ પોતેજ તમારાં હૃદયના દ્વાર ઉઘાડી નાખે, અને આપણે આપણા તરફથી પ્રયત્ન કરીએ કે ન કરીએ,તોપણ જે મહાન્ યુગપરિવર્તન થવાની વકી છે, તેને સહાયતા આપવામાટે તે તમારામા સત્યનિષ્ઠા અને દૃઢતા પ્રેરે. કારણ કે આપણી રુચી અથવા અરુચિને લીધે કાંઇ ઇશ્વરનુ કાર્ય અટકતુ નથી. તે ધારે તો ધૂળમાંથી પણ હજારો કર્મવીરો ઉત્પન્ન કરી શકે તેમ છે, માટે તેને અધીન રહીને કાર્ય કરવાની જો આપણને તક મળે તો આપણે મહાન્ સદ્ભાગ્ય સમજીને મગરૂર થવુ જોઇએ.

ધીમે ધીમે આ ભાવના ચારે દિશાએ ફેલાવા લાગી છે. તમે મને હમણાજ કહી ગયા કે આપણે હજી આખુ જગત્ જિતી લેવાનુ છે ખરેખર આપણે તેમ કરવુજ પડશે હિદ આખુ જગત્ જિતી લેશે એ મારો આદર્શ છે અને તેમાથી હુ લેશ માત્ર ન્યૂનતા કરવા ચાહતો નથી. એ આદર્શ કદાચ તમને ઘણોજ દુષ્પ્રાપ્ય લાગતો હોય, કદાચ એ જોઇને તમે ચોકી જતા હો પણ આદર્શ તો એજ કાં તો આપણે આખુ જગત્ જિતી લેવુ અથવા પ્રાણનુ બલિદાન આપવુ એ સિવાય બીજો માર્ગ છેજ નહિ વિસ્તાર એજ જીવનનુ લક્ષણ છે આપણે આપણી સાંકડી ગલીઓમાંથી

બહાર નીકળવુ જોઇએ, આપણે હ્રદયનો વિસ્તાર કરવો જોઇએ કાં તો આપણામા જે ચેતન છે તેનુ પ્રકટીકરણુ કરવુ અથવા ક્રમશ અધોગતિએ જતા જતા સડી જઇને મરી જવુ એ સિવાય ત્રીજો રસ્તો નથી એમાંથી એક માર્ગ પસદ કરો કાં તો જીવો યા મરણુ પામો.

આપણા દેશમાં અદર અદર જે ક્ષુદ્ર કલહ અને વિસવાદ ચાલી રહ્યા છે, તેમને વિષે આપણે સારી રીતે જાણીએ છીએ હુ તમને નિશ્ચયપૂર્વક કહું છુ કે બીજા દેશોમા પણુ એવીજ સ્થિતિ છે બીજા દેશોની પ્રજાઓના જીવનનો મુખ્ય આધાર રાજનીતિ છે, તેથી કરીને તેઓને આત્મસરક્ષણુને માટે વિદેશી રાજનીતિનો આધાર લેવો પડે છે જ્યારે તેઓને લાગે છે કે હવે દેશની અદર પુષ્કળ વિસવાદ મચી રહ્યો છે ત્યારે પોતાના લડાયક જુસ્સાને માર્ગ આપવાને માટે તેઓ અન્ય પ્રજા સાથે યુદ્ધ કરવાનુ બ્હાનુ શોધી કહાડે છે, અને તેમ થતાજ દેશની અદર અદરના કલહ એકદમ શાંત થઇ જાય છે * આપણે ત્યા પણુ અદર અદરના કલહ છે, પરતુ તેમને શાત કરવાને વિદેશી રાજનીતિ જરૂરની નથી જગતની બીજી પ્રજાઓમાં આપણાં શાસ્ત્રોનાં સત્યોનો પ્રચાર કરવો એજ રાજનીતિ આપણે હમેશ ધારણુ કરવી. જેઓના મનનુ વલણુ રાજનૈતિક વિષયતરફ વિશેષ છે, તેમને હુ પૂછુ છુ કે,—જે નીતિનો સ્વીકાર કર્યાથી આપણે જગતની આગળ એક અવિભક્ત પ્રજા તરીકે ઉભા રહી શકીશુ, તે નીતિની યથાર્થતાવિષે તમારે કયુ પ્રમાણુ જોઇએ છે ? આજની સભાજ આ બાબતનુ શ્રેષ્ઠ પ્રમાણુ છે

વળી આ સ્વાર્થનો વિચાર એક બાજુએ મુકીએ તોપણુ આપણી પાછળ નિષ્કામ, ઉદાર અને જીવત દૃષ્ટાંતો રહેલા છે હિંદુસ્તાનની અવનતિ અને તેની દુર્દશાનુ એક મુખ્ય કારણુ એ છે કે, તેણે પોતાના કાર્યક્ષેત્રને ઘણુજ સંકુચિત કરી નાખ્યુ, કાચુ આછલીની માફક આપણે આપણા નાના કોટલામાં ભરાઇ બેઠા અને આપણી પાસે રહેલાં કિંમતી રત્નો, આપણા જીવનપ્રદ સત્યો, આર્ય નહિ એવી, તરસથી પીડાતી બીજી પ્રજાઓને સાકડા મનના થઇને આપ્યાં નહિ આપણે સ્વદેશ બહાર ગયાજ નહિ અને બીજી પ્રજાઓ સાથે આપણી સરખામણી કરીજ નહિ જે દિવસે રાજા-રામમોહનરાયે એ સાકડાપણાની દિવાલને તોડી તે દિવસથીજ ભરતખડમા જે કાંઇ ચેતન જે કાંઇ જાગ્રતિ જોવામા આવે છે, તેનો આરભ થયો તેજ દિવસથી હિંદુ-સ્તાનના ઇતિહાસનો ક્રમ બદલાયો અને હવે તેનો વેગ દિવસે દિવસે અનેકગણો

* ચાલુ જમાનાના ઇતિહાસમાથી આ બાબતનુ દૃષ્ટાંત મળી આવશે આધુનિક યૂરો-પીય વિગ્રહ શરૂ થયો તે પહેલા ઇગ્લડમા કેટલાક મોટા રાજનૈતિક તકરારી પ્રશ્નો ચર્ચાતા હતા, જેવા કે આયર્લાડના સ્વરાજ્યનો મતાધિકારિણી સ્ત્રીઓના હક્કનો વગેરે, પણુ એ બધી તકરારો આ લડાઈ આગળ શાત થઈ ગઈ છે ભા૦ ક૦

વધતો જાય છે ભૂતકાળમા જે ઠેકાણે નાના નાના ઝરણાં વહેતા તે ઠેકાણે હવે જળની રેલ થઇ છે અને અજય પ્રગતિને અટકાવાય એમ નથી, માટે આપણે વિદેશ જવુ એ જરૂરનુજ છે આપવુ અને લેવુ એજ જીવનનો મૂળ મત્ર છે શુ આપણે હમેશ પશ્ચિમની પ્રજાઓ પાસેથી દીનતાપૂર્વક શીખ્યાજ કરવુ ? આપણા ધર્મનો ઉપદેશ પણ તેમનીજ પાસેથી આપણે ગ્રહણ કરવો ? આપણે યત્રકળા અને એવી કેટલીક લૌકિક વિદ્યાઓ ભલે તેમની પાસેથી શીખીએ, પણ તેના બદલામા આપણે પણ તેમને આપણો ધર્મ, આપણા ઉડા આધ્યાત્મિક રહસ્યો શીખવવા જોઇએ જગત્ હજી સપૂર્ણ સુધારણાની રાહ જોઇ રહ્યુ છે પોતાના પૂર્વજો પાસેથી જે આધ્યાત્મિકતા-રૂપી અમૂલ્ય રત્નો હિદુસ્તાનની પ્રજાને વારસામા પ્રાપ્ત થયા છે, તે રત્નો હિદુસ્તાનની બહાર નીકળીને જગતમાં ફેલાઇ જાય એ સમયની આખુ જગત આતુર નેત્રથી રાહ જુએ છે સેકડો વર્ષસુધી અવનતિ અને વિપત્તિના સમયમા પણ એ રત્નોને હિદુ-સ્તાનની પ્રજાએ છાતી સરસાં દાબીને સાચવ્યાં છે તે ગ્રહણ કરવાને હવે જગતને ઉત્કઠા થઇ છે

આપણા પૂર્વજોએ પ્રાપ્ત કરેલાં એ અપૂર્વ રત્નોને માટે ભારતની બહારના દેશોમા કેટલી જિજ્ઞાસા—અરે ! કેટલી ઉત્કઠા વધી ગઇ છે, તે તમે શી રીતે જાણી શકો ? આપણે તો અહી બેઠા બેઠા વાતોજ કર્યા કરીએ છીએ, અદર અદર વિસવાદ ઉભા કરીએ છીએ, જે કાઇ પવિત્ર અને માનનીય છે તેનો ઉપહાસ અનેવખતે તિરસ્કાર પણ કરીએ છીએ, અને એમ કરતા કરતાં દરેક પવિત્ર ભાવનાનો તિરસ્કાર એ હમણાં હમણાં આપણો પ્રજાગત દોષ ગણાવા લાગ્યો છે તમારા પૂર્વજોએ હિદમા સચિત કરેલા જીવનપ્રદ અમૃતનો એક ઘુટડો પણ ચાખવાને દેશોના લાખો સ્ત્રીપુરુષો કેટલા આગ્રહપૂર્વક હાથ લબાવીને ઉભા છે ? તેમના હૃદયની વેદના આપણે અહીં બેઠા બેઠા કેવી રીતે સમજી શકીએ ? માટેજ આપણે પરદેશ જવુ જોઇએ અને આપણી આધ્યા-ત્મિકતા અને ધર્મના બદલામા તેમની પાસેથી જે વિષય શીખી શકાય એમ હોય તે શીખી લાવવા જોઇએ અધ્યાત્મ પ્રદેશના અપૂર્વ તત્ત્વોના બદલામા આપણે તેમની પાસેથી જડ સૃષ્ટિના અલૌકિક રહસ્યો શીખી લેવા જોઇએ આપણે શિષ્યો હવે ક્યાં સુધી રહીશુ ? જરા ગુરુ પણ થવુ જોઇએ સમાનતા વગર મૈત્રી થઇ શક્તી નથી અને જ્યારે એક પક્ષ બધો વખત ગુરુનુજ કામ કરે અને બીજો પક્ષ હમેશ તેના ચરણ આગળ બેસીને શીખ્યાજ કરે, તો તેમની વચ્ચે કદિ પણ સમાનતા થઇ શકે નહિ. જો અગ્રેજ કે અમેરિકન પ્રજા સાથે સમાન થવાની તમને ઇચ્છા હોય, તો જેમ તમે તેમની પાસેથી શીખ્યા કરો છો, તેમ શીખવતા પણ રહેજો સૈકાના સૈકા સુધી પહોંચે એટલુ બધુ હજી જગતને શીખવવાનુ બાકી છે આ મહાન્ કાર્ય થવુજ જોઇએ આપણુ હૃદય ઉત્સાહ અને વીરત્વરૂપી અગ્નિથી ભભૂકી ઉઠવુ જોઇએ એમ

કહેવાય છે કે બંગાળીઓમાં કલ્પનાશક્તિ ઘણી તીવ્ર છે અને એ વાત મને પણ સાચી લાગે છે. આપણે બંગાળીઓ એક કલ્પનાપ્રિય પ્રજા છીએ અને લાગણીઓનો આવેશ આપણામાં ઘણો પ્રબળ છે, તે માટે આપણી મશ્કરી પણ થાય છે પણ બંધુઓ ! હું તમને કહું છું કે એ ગુણ ઉપહાસ કરવા જેવા નથી કારણ કે બુદ્ધિ અને તુલનાશક્તિ એ ઘણાજ સારા ગુણ છે એ વાત ખરી, પણ તેને સીમાઓ છે અને તે સીમની પારના પ્રદેશમાં તેમનાથી જઈ શકાતું નથી તીવ્ર લાગણીઓદ્વારાજ, પ્રબળ આવેગદ્વારાજ, સત્યના પ્રકાશનું હૃદયમાં એકાએક સ્ફુરણ થાય છે. હૃદયના ભાવદ્વારાજ ઉંડામાં ઉંડા સત્યોની શોધ થઈ છે, તેથી કરીને આ મહાન કાર્ય કરવાને જો કોઈનામાં યોગ્યતા હોય તો તે તીવ્ર લાગણી અને કલ્પનાવાળા બંગાળીઓમાજ છે

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।** ઉઠો, જાગ્રત થાઓ અને પ્રાપ્તવ્ય પદાર્થ મળે નહિ ત્યાસુધી અટકતા નહિ કલકત્તાના યુવાન પુરુષો ! ઉઠો, જાગ્રત થાઓ ! સમય ઘણોજ અનુકૂળ છે હાલમાં તમારા માર્ગ સરળ થતા જાય છે અનેક પ્રકારની અનુકૂળતાઓ મળતી જાય છે બહાદુર, સાહસિક અને નિડર થાઓ માત્ર આપણાંજ શાસ્ત્રોમાં ભગવાનને **अभीः** " નિડર " એવું વિશેષણ લગાડેલું છે આપણે પણ **अभी** " નિડર " થઈશું એટલે કાર્યસિદ્ધિ થયા વગર રહેશેજ નહિ ઉઠો, જાગૃત થાઓ અત્યારે તમારો દેશ તમારા તરફથી ઉગ્ર આત્મબલિદાનની આશા રાખે છે આ કાર્ય યુવાન પુરુષોનુંજ છે. " **युवा, आशिष्ठ, द्रढिष्ठ, बलिष्ठ मेधावी ।** " યુવાન, ઉત્સાહી, બળવાન અને બુદ્ધિમાન માણસોજ આ કાર્યને માટે યોગ્ય છે. કલકત્તામાં તેવા સેંકડો નહિ પણ હજારો તરુણ પુરુષો છે જો તમે કહો છો તે પ્રમાણે હું કાંઈક પણ કરી શક્યો હોઉં તો એટલું પણ યાદ રાખજો કે, હું કલકત્તાનો એક નાદાન, કશા હિસાબ વગરનો છોકરો હતો-તમારીજ માફક આ શહેરની શેરીઓમાં રમતો ફરતો હતો મારા જેવો માણસ જ્યારે આટલું કાર્ય કરી શક્યો ત્યારે તમારા જેવા કેટલાં મહત્ત્વનાં કાર્ય કરી શકશે ? માટે ઉઠો. જાગો, આખું જગત્ તમને બોલાવી રહ્યું છે હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં કોઈ ઠેકાણે એકલી દોલત છે, તો કોઈ ઠેકાણે એકલી બુદ્ધિ છે, પણ આપણી માતૃભૂમિ બંગદેશમજ ઉત્સાહ અને જુસ્સો છે એ ઉત્સાહના અગ્નિને પ્રજ્વલિત કરો હે કલકત્તાના યુવાન પુરષો ! તમારા હૃદયમાં એ ઉત્સાહના અગ્નિને પ્રજ્વલિત કરીને જાગ્રત થાઓ, ગાજી ઉઠો

આપણે નિર્ધન છીએ, આપણે અસહાય છીએ એવા કાયરતા ભરેલા વિચારોને પોષતા નહિ કોઈ પણ દિવસ કાર્ય કરનારા માણસો નાણાંવડે ઉત્પન્ન થયા નથી, કાર્ય કરનારાઓએજ નાણું ઉત્પન્ન કર્યું છે માણસે પોતાની શક્તિથી, ઉત્સાહથી અને આત્મશ્રદ્ધાના બળથી આખા દેશના દેશ ઉત્પન્ન કર્યા છે

તમામ ઉપનિષદોમાં સર્વોત્તમ જે કઠોપનિષદ્ છે, તેનો તમારામાથી જેમણે અભ્યાસ કર્યો હશે તેમને યાદ હશે કે એક રાજાએ મોટા યજ્ઞનુ અનુષ્ઠાન કરાવ્યુ હતુ તે પ્રસગે આપવા જેવી વસ્તુઓનું દાન ન કરતા તેણે ઘરડી અને નિરુપયોગી ગાયોનુ દાન કરવા માંડ્યુ. કથામાં એમ આવે છે કે તે વખતે ઉપર કહેલા રાજાના પુત્ર નચિકેતાના હૃદયમા શ્રદ્ધાએ પ્રવેશ કર્યો આ ' શ્રદ્ધા ' શબ્દને માટે યોગ્ય અગ્રેજી શબ્દ મળી આવતો નથી. એ અપૂર્વ શબ્દનુ માહાત્મ્ય સમજાવુ બહુ મુશ્કેલ છે, અને કાર્યસિદ્ધિનો મુખ્ય આધાર તેનાજ બળ ઉપર છે નચિકેતાના હૃદયમા તે શ્રદ્ધાનો ઉદય થતાજ કેવુ પરિણામ આવ્યુ તે આપણે જરા જોઇએ એજ પળે તેને પ્રતીતિ થઇ અને તેણે કહ્યુ " હુ ઘણા કરતાં શ્રેષ્ઠ છુ, થોડાથીજ ઉતરતો હોઇશ, પણ અધમ તો છુજ નહિ હુ પણ કાંઇ કરી શકીશ " આ પ્રમાણે તેનો આત્મવિશ્વાસ અને સાહસ વધતાં ગયા અને મૃત્યુ એ શુ છે એ મહા પ્રશ્નના ચિતનમા તેનુ ચિત્ત પરોવાયું. ખુદ યમરાજને ઘેર ગયાવગર એ પ્રશ્નનો ઉત્તર મળે એમ ન હતુ, તેથી તે નિડર છોકરો યમની પાસે જવા તૈયાર થયો એ બહાદૂર બાળક નચિકેતા ત્રણ દિવસ સુધી યમની રાહ જોતો બેઠો, અને તેણે યમની પાસેથી તત્ત્વજ્ઞાન કેવી રીતે મેળવ્યુ તે તમે બધા જાણતાજ હશો એવી આત્મશ્રદ્ધાની અત્યારે આપણને ઘણીજ જરૂર છે મોટા દુર્ભાગ્યની વાત છે કે એ આત્મશ્રદ્ધા હમણા ભરતખડમાથી લગભગ અદૃશ્યજ થઇ ગઇ છે અને તેથીજ હાલ આપણે આ હાલતમા છીએ. એક માણસનુ બીજા કરતા વિશેષત્વ–શ્રેષ્ઠત્વ શામાં રહેલુ છે ? આત્મશ્રદ્ધા સિવાય બીજા કશામાં નથી એક મનુષ્ય બીજા બધાનો નેતા થાય છે તે આત્મશ્રદ્ધાના પ્રતાપથીજ. બીજા મનુષ્યો તેની પાછળ ઘસડાય છે, તેને અધીન થાય છે તે પણ આત્મશ્રદ્ધાના અભાવથીજ મારા સદ્ગુરુ ઘણીવાર કહેતા કે જે માણસ ' હુ દુર્બળ છુ ' એવા વિચારને પોષે છે તે ખરેખર દુર્બળજ થઇ જાય છે તમારા હૃદયમા આ આત્મશ્રદ્ધાનો ઉદય થવો જોઇએ પાશ્ચાત્ય પ્રજાઓએ જડસૃષ્ટિ ઉપર પોતાનો અધિકાર બેસાડ્યો છે અને કુદરતની શક્તિઓ પાસે દાસત્વ કરાવે છે તે પણ આત્મશ્રદ્ધાનુજ પરિણામ છે તેઓને પોતાના બાહુબળમા શ્રદ્ધા છે, તમે તેટલીજ શ્રદ્ધા તમારા આત્માના બળમા રાખો અને જુઓ કે તમે કેવા અદ્ભુત કામો કરી શકો છો અનત, અવિનાશી આત્મા કે જેની અદર અખૂટ શક્તિનો ભડાર છે એવુ આપણા શાસ્ત્રકારો એકે અવાજે કહી ગયા છે તેમાં દૃઢ વિશ્વાસ રાખો એ આત્માનો કોઇ પણ ઉપાયે નાશ થઇ શકતો નથી માત્ર તેને જાગૃત કરવાનીજ જરૂર છે બીજા દેશોના અને હિદુસ્તાનના તત્ત્વદર્શનમાં આજ મોટો તફાવત છે. દ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી કે અદ્વૈતવાદી ગમે તે વાદને પોતાનો કહેનાર માણસો એટલુ તો દૃઢ વિશ્વાસપૂર્વક માને છે કે, આત્માની અંદર તમામ પ્રકારની શક્તિઓ રહેલી છે. માત્ર તેમને વ્યક્ત કરવાનીજ અપેક્ષા છે, માટેજ જે વસ્તુ હાલ આપણને અત્યત જરૂરની

છે તે કેવળ શ્રદ્ધા અથવા આત્મશ્રદ્ધા છે એ આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરવાનું મહાન કાર્ય તમારી સામે પડેલું છે દરેક વિષયને હસી કહાડવાનો અને ગાંભીર્યનો ત્યાગ કરવાનો મોટો દોષ આપણા પ્રજાજીવનમાં હાલ કેટલોક વખત થયા પ્રવેશ કરવા પામ્યો છે, તેનો એકદમ ત્યાગ કરજો બહાદૂર થાઓ, શ્રદ્ધાળુ થાઓ એટલે બીજું બધું મળી રહેશે

હું અત્યારસુધીમાં કાંઈ કરી શક્યો નથી તમારેજ બધું કરવાનું છે જો હું આવતી કાલેજ ગુજરી જાઉં તોપણ કાર્ય પડી ભાગવાનું નથી મને દૃઢ શ્રદ્ધા છે કે આપણા દેશના સામાન્ય વર્ગમાથી હજારો યુવકો નીકળી આવશે તેઓ આવાજ પ્રકારનું જીવનવ્રત લેશે અને મારી કલ્પનામાં ન આવે તેટલે સુધી મારા કાર્યને ઉન્નત અને વિસ્તૃત કરશે મને મારા દેશમાં અને ખાસ કરીને દેશના યુવાન ઉપર પૂર્ણ શ્રદ્ધા છે કોઈ પણ દેશના યુવાન વર્ગને માથે કદિ પણ નહિ મૂકવામાં આવેલી જવાબદારી બંગાળાના યુવાનોને શિર છે હું લગભગ છેલ્લા દશ વર્ષથી આખા ભરતખંડમાં ફર્યો છું અને મારો પૂર્ણ વિશ્વાસ છે કે, બંગદેશીય યુવકોદ્વારા એવી શક્તિ પ્રકટ થશે કે તેવડે ભરતખંડનું આધ્યાત્મિક સામ્રાજ્ય પુન સ્થાપિત થશે બંગદેશના યુવકો જેમનું રુધિર ઉત્સાહ ચેતન અને તીવ્ર લાગણીથી ભરપૂર છે તેઓમાથી હજારો વીર પુરુષો ઉત્પન્ન થશે, અને તેઓ આપણા પૂર્વજોએ શોધેલા સનાતન સત્યોનો પ્રચાર કરતા જગતના એક ખૂણાથી બીજા ખુણાસુધી ઘૂમી વળશે આ મહાન કાર્ય તમારી સન્મુખ મૂકવામા આવ્યું છે, માટે મારૂં વ્યાખ્યાન સંપૂર્ણ કરતા પહેલા હું તમને તે મહાન વાણી ફરીથી સંભળાવું છું — **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।** કદિ પણ તમારા હૃદયમાં ભયને સ્થાન આપતા નહિ આખી માનવજાતિનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જ્યારે જ્યારે શક્તિ પ્રકટ થઈ છે ત્યારે ત્યારે તે સાધારણ પ્રજાવર્ગમાથીજ ઉત્પન્ન થઇ છે. જગતના તમામ પહેલા વર્ગના પ્રતિભાશાળી પુરુષો સામાન્ય લોકોમાથીજ પ્રકટ થયા છે ઇતિહાસમાં જેવા પ્રસંગ એકવાર બન્યા હતા તેવાજ બીજીવાર પણ બનશે. કોઇ પણ જાતની મુશ્કેલીથી પાછા હઠતા નહિ તમે અદ્દભુત કાર્યો કરવા સરજાયા છો જે ક્ષણે તમારા હૃદયમાં ભયનો સંચાર થયો તેજ ક્ષણે તમે શક્તિહીન થઇ જશો જગતમા ભયજ વિપત્તિનું મુખ્ય કારણ છે ભય એજ મોટામા મોટો વહેમ છે ભયવડેજ આપણી દુર્દશા થઇ છે નિડરતા એક પળવારમા મોટી મોટી મુશ્કેલીઓને ચૂર્ણ કરી નાખે છે માટે 'ઉઠો, જાગ્રત થાઓ અને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરતાંસુધી ઠરીને બેસતા નહિ '

સદ્ગહસ્થો ! તમે મારા તરફ જે અનુગ્રહ બતાવ્યો છે તેને માટે હુ ફરીથી તમારો આભાર માનું છું મારી ઇચ્છા-પ્રબળ આતરિક ઇચ્છા એજ છે કે જગતની અને ખાસ કરીને મારા સ્વદેશની અને સ્વદેશ બાંધવોની નજીવી પણ સેવા બજાવી શકુ



# वेदांतनुं सांगोपांग अवलोकन

( સ્વામીજીએ આ વ્યાખ્યાન કલકત્તાના સ્ટાર થિયેટરમા આપ્યુ હતુ. )

અત્યત પ્રાચીન યુગ કે જેનો હેવાલ લખાયલા ઇતિહાસદ્વારા અથવા દતકથાઓના મદ પ્રકાશદ્વારા પણ પ્રાપ્ત થતો નથી, તે સમયથી અને ત્યાર પહેલાના પણ અનત યુગથી એક પ્રકાશ પોતાના કિરણ આખા જગત ઉપર એક સરખી રીતે નાખી રહ્યો છે. કોઈવાર બહારના સજોગોમાથી તેનો પ્રકાશ મદ પડયો છે તો કોઇવાર અત્યત ઉજ્જ્વલપણે ભભૂકી નીકળ્યો છે, પરતુ કદિપણ તે સમૂળગો તો બધ થયોજ નથી એ પ્રકાશ માત્ર હિદુસ્તાન ઉપરજ નહિ પરતુ આખા જગતના વિચારસમૂહ ઉપર પોતાનાં પવિત્ર, સૌમ્ય, સ્નિગ્ધ અને દુર્લક્ષ્ય પણ સર્વ શક્તિમાન કિરણ પાથરી રહ્યો છે પ્રભાતમા વરસતા ઝાકળના બિન્દુની માફક શાંત અજ્ઞાતભાવે જગત્ ઉપર પડીને તેમાની અત્યત સુદર ગુલાબની કલિઓને તે વિકસાવી રહ્યો છે એ પ્રકાશ તે ઉપનિષદોના તત્વવિચારનો અથવા ભરતખડના વેદાંતદર્શનનો છે એનો આવિર્ભાવ ભરતખડમાં ક્યારે થયો તે કોઇ કહી શકતુ નથી. અનુમાનદ્વારા તેની ઉત્પત્તિનો કાળ શોધી કહાડવામાં તો નિષ્ફળતાજ મળે છે, પાશ્ચાત્ય વિદ્વાનોએ આ વિષયમા કરેલા અનુમાનો એટલા તો પરસ્પર વિરુદ્ધ છે કે, તેમના અભિપ્રાયને આધારે કાળગણના કરવાનુ બને એમજ નથી આપણે હિદુઓ તો આધ્યાત્મિક દૃષ્ટિબિદુથી જોતા હોવાથી અમુક વ્યક્તિદ્વારા તેમની ઉત્પત્તિ થઇ છે એ માનતા જ નથી. હુ નિડરપણે, વગર સકોચે કહેવાને તૈયાર છુ કે ઉપનિષદોના તત્ત્વવિચાર અથવા વેદાંતદર્શન મનુષ્યજાતિને પ્રાપ્ત થયેલા આધ્યાત્મિક વિચારસમૂહમા સર્વથી પ્રાચીન અને સર્વથી શ્રેષ્ઠ છે ભવિષ્યમા પણ મનુષ્યની તર્કશક્તિ એનાથી આગળ જઇ શકશે નહિ, કેમકે વેદાતના અતિમ સિદ્ધાતની શોધ થયા પછી આગળ વિશેષ શોધવાનુ રહેતુ જ નથી એ વેદાતના મહાસાગરમાંથી જ્ઞાનરૂપી પ્રકાશના મોજા કોઇવાર પૂર્વ તરફ તો કોઇવાર પશ્ચિમ તરફ વેગભેર વહન કર્યાજ કરે છે પ્રાચીનકાળમા એના એક તરગે પશ્ચિમ દિશામા જઈને ઍથેન્સ, અલેક્ઝાંડ્રિયા અને ઍન્ટિઓકૂસના ગ્રીક તત્ત્વજ્ઞાનીઓના ચિતનની દિશા પલટાવી નાખી હતી

પ્રાચીન ગ્રીકપ્રજાનાં ચિતન ઉપર સાખ્યદર્શનની પ્રબળ અસર થઇ હતી એ સ્પષ્ટ રીતે માલમ પડે છે એ સાખ્યદર્શન તેમજ હિંદુસ્તાનમા ઉત્પન્ન થયેલા અન્યાન્ય દર્શનોનો આધાર કેવળ ઉપનિષદ્ અથવા વેદાત ઉપરજ છે હિદુસ્તાનમા જે પરસ્પર વિરુદ્ધ મતના અનેક સંપ્રદાયો પ્રાચીન કાળમા હતા અને હાલમા છે તે સર્વનુ એકજ પ્રમાણ, તેમના સિદ્ધાતનો એકમાત્ર આધાર ઉપનિષદો અથવા વેદાતજ છે તમે દ્વૈતવાદી હો, વિશિષ્ટાદ્વૈતવાદી હો, શુદ્ધાદ્વૈતવાદી હો અથવા કેવલાદ્વૈતવાદી

હો, ગમે તે વાદી હો પણ તમારે પ્રમાણ તરીકે, શાસ્ત્ર તરીકે, ધર્મગ્રંથ તરીકે માત્ર ઉપનિષદોનેજ માનવા પડશે હિંદુસ્તાનની અંદર જે ધર્મ ઉપનિષદના પ્રમાણનો સ્વીકાર કરતો નથી, તેની સનાતન ધર્મની કોટિમા ગણના થતી નથી જૈનો અને બૌદ્ધોના મતને ભરતખંડ છોડવો પડયો, તેનું કારણ એજ હતું કે તેમણે ઉપનિષદોને પ્રમાણ ગણ્યા ન હતાં આથી કરીને વેદાંત ભરતખંડના તમામ સંપ્રદાયોમા જાણ્યે અજાણ્યે પણ ઓતપ્રોત થઇ ગયું છે, અને જેને આપણે હિંદુધર્મ કહીએ છીએ તે અનંત શાખા પ્રશાખાયુક્ત મહાન્ વટવૃક્ષની રગેરગમા વેદાંત પ્રસરી ગયું છે આપણે માનીએ કે ન માનીએ તોપણ આપણા વિચારમા, આપણા જીવનમાં, આપણા પ્રત્યેક શ્વાસોશ્વાસમા વેદાંત, વેદાંત અને વેદાંતજ રમી રહ્યું છે આપણે જીવતા પણ વેદાંતી છીએ અને મરણ સમયે પણ વેદાંતી છીએ.

આટલામાટે હિંદુસ્તાનમાં અને હિંદુઓ સમક્ષ વેદાંતવિષે વ્યાખ્યાન કરવા ઉભા થવું એ અસંગત છે, પણ જો કોઇ વિષય વ્યાખ્યાન કરવાને યોગ્ય હોય તો તે વેદાંતજ છે, અને વિશેષ કરીને આ જમાનાને તેની અત્યંત જરૂર છે, કારણ કે હું તમને થોડા વખત ઉપરજ કહી ગયો છુ, કે હિંદુસ્તાનના તમામ સંપ્રદાયો ઉપનિષદોને પ્રમાણ ગણે છે તેમની વચ્ચે અનેક પ્રકારના દેખીતા મતભેદ જોવામા આવે છે ખરા, પણ એમ તો ઘણી વાર પ્રાચીનકાળમા મોટા મોટા ઋષિઓ પણ ઉપનિષદોનો પરસ્પર સમન્વય સમજી શકતા નહિ તેઓમા પણ અંદર અંદર મતભેદ ઉભા થતા હતા અને તેમાથી એવા કલહ ઉત્પન્ન થતા કે જેનો મત બીજાના મતથી જુદો ન હોય તે ઋષિજ ન કહેવાય **नासौ मुनिर्यस्य मतं न भिन्नम् ।** એવી લોકમાન્યતા હતી, પણ હવે આ જમાનામા એ વિરોધ હોવો ન જોઇએ હાલ તો ઉપનિષદોના જુદા જુદા મંત્રોમા જે ગૂઢ સમન્વય રહેલો છે તેનું ઉત્તમ રીતે સ્પષ્ટીકરણ કરીને તેનો દેશમા પ્રચાર કરવાની આવશ્યકતા ઉભી થઇ છે. દ્વૈતવાદ, અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ અને એવા અનેક ભિન્ન ભિન્ન સંપ્રદાયોમા જે સમન્વય છે તે જગતને સ્પષ્ટપણે સમજાવવાની જરૂર છે એકલા ભરતખંડમા ચાલતા ધર્મોમાં નહિ પણ આખા જગતના ભિન્ન ભિન્ન ધર્મોમા જે સામ્ય દૃષ્ટિએ પડે છે, તે પણ સાથે સાથે સિદ્ધ કરી બતાવવાની જરૂર છે.

ઇશ્વરકૃપાથી એક મહાપુરુષના ચરણ આગળ બેસીને જ્ઞાન પ્રાપ્ત કરવાનું મારા પ્રારબ્ધમા સરજાયું હતું એમનું સમગ્ર જીવનજ ઉપનિષદોના સમન્વયરૂપ હતું એમના ઉપદેશ કરતાં એમનું જીવન વિશેષરૂપે ઉપનિષદોના મૂર્તિમાન્ ભાષ્યતુલ્ય હતું જાણે ઉપનિષદનું તત્વજ્ઞાનજ મનુષ્યરૂપ ધારણ કરીને પ્રકટ થયું હોય એવા તે મહાપુરુષ હતા એ સમન્વયનો કાંઇક અંશ મને પ્રાપ્ત થએલો છે, પણ હું તેને તમારી સમક્ષ વ્યક્ત કરી શકીશ કે નહિ તેવિષે મને સંદેહ રહે છે, પરંતુ વેદા-

તિક સંપ્રદાયો વચ્ચે વાસ્તવિક વિરોધ નથી, તેઓ એકબીજાના મતનું સમર્થન કરે છે, એકબીજાની અપેક્ષા રાખે છે અને અન્યોન્યની ન્યૂનતા પૂર્ણ કરે છે માનવજાતિનું પરમ લક્ષ્ય અદ્વૈત સિદ્ધાંતની ઉંચામાં ઉંચી तत्त्वमसिની ભાવનાએ પહોંચવાની નિસરણીનાં તેઓ એક ઉપર એક આવેલાં પગથીઆરૂપ છે, એ સિદ્ધ કરવાનું જીવનવ્રત મે આદર્યું છે

એક સમય એવો પણ હતો કે જ્યારે હિંદુસ્તાનમાં કર્મકાંડનો પૂર્ણ અધિકાર જામેલો હતો વેદના કર્મકાંડમાં અનેક ઉચ્ચ આદર્શો છે એમાં તો સંદેહ નથી હજી પણ આપણાં નિત્યનૈમિત્તિક કર્મો, પૂજાઓ એ કર્મકાંડને આધારેજ થાય છે આટલું છતાં પણ કર્મકાંડનો અધિકાર આપણા દેશમાંથી ઘણો સમય થયાં નષ્ટ થઇ ગયો છે આપણાં રોજનાં જીવન વૈદિક કર્મકાંડના અનુશાસન પ્રમાણે ઘણાજ થોડા પ્રમાણમાં નિયંત્રિત થએલાં છે સેંકડો વેદોક્ત વિધાનો જે પ્રાચીનકાળમાં નિત્ય કરવામાં આવતા તેવિષે પોતાને કર્મકાંડી અને આચારનિષ્ઠ કહેવડાવનો હાલનો બ્રાહ્મણ જાણતો પણ નથી. આપણા રોજના વ્યવહારમાં પુરાણ કે *તંત્રનો અંશ અધિક પ્રમાણમાં જોવામાં આવે છે, અને જ્યાં વૈદિક મંત્રોનો ઉપયોગ થાય છે ત્યાં પણ તેમનો ક્રમ વેદાનુસાર ન થતાં ઘણે ભાગે પુરાણ અથવા તંત્રની પદ્ધતિ પ્રમાણે ગોઠવાય છે; તેથી કરીને વેદોક્ત કર્મકાંડના આપણે અનુયાયી છીએ માટે આપણે વૈદિક ધર્મ પાળીએ છીએ એ મત મને અસંગત લાગે છે, પણ આપણે બધા વૈદિક નહિ તો વેદાંતી તો છીએજ. બધા હિંદુઓને—દ્વૈતવાદી તેમજ અદ્વૈતવાદી હિંદુઓને—વેદાંતવાદી એવુંજ સામાન્ય નામ આપવું જોઇએ.

હિંદુસ્તાનમાં હાલ જે જે સંપ્રદાયો પ્રચલિત છે તેમને બે મોટા વિભાગમાં વહેંચી શકાય છે, એક દ્વૈતવાદી અને બીજા અદ્વૈતવાદી. એ બેઉની અંદર આવેલા નાના નાના સંપ્રદાયો અમુક નજીવા મતભેદને વિશેષ મહત્ત્વ આપે છે અને તેને આધારે વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત એવા જુદાં જુદા નામથી ઓળખાય છે, તોપણ તે બધાએ અદ્વૈતવાદીજ છે એમ કહેવાને હરકત નથી સાધારણ રીતે વર્ગીકરણ કરતાં તો અમુક સંપ્રદાયોને દ્વૈતવાદી અને અમુકને અદ્વૈતવાદીજ કહેવા પડે છે કેટલાક આધુનિક સંપ્રદાય નવીન છે અને કેટલાક પ્રાચીન સંપ્રદાયોને નવીનરૂપ આપીને ઉપજાવી કહાડેલા છે દ્વૈતવાદી સંપ્રદાયોનો રામાનુજના જીવન અને તત્ત્વદર્શનમાં સમાવેશ થાય છે અને અદ્વૈતવાદી સંપ્રદાયોના પ્રતિનિધિ તરીકે શંકરાચાર્યના તત્ત્વદર્શનને ગણી શકાય છે રામાનુજ ભરતખંડના અર્વાચીન યુગના મુખ્ય દ્વૈતવાદી દાર્શનિક છે. બીજા

* બંગાળામાં તંત્રનો અને તેથી કરીને શક્તિની ઉપાસનાનો વિશેષ પ્રચાર છે ત્યાં શૈવ માર્ગનું પ્રાબલ્ય ઘણુંજ અલ્પ છે ઉંચી જ્ઞાતિના લોકોનો મોટો ભાગ શાક્ત છે બાકીના વૈષ્ણવ છે ગુજરાતમાં તંત્રની અસર છેજ નહિ એમ કહીએ તો ચાલે ભા૦ક૦

દ્વૈતવાદી સંપ્રદાયોએ પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે રામાનુજના સિદ્ધાંતો માન્ય રાખ્યા છે અને તેમના બંધારણની નાની નાની બાબતોમાં પણ તેમણે તેમનાજ નિયમનું અક્ષરેઅક્ષર અનુકરણ કર્યું છે જો રામાનુજના ધર્મપ્રચારના કાર્ય સાથે હિંદુસ્તાનના બીજા દ્વૈતવાદી વૈષ્ણવ સંપ્રદાયોના કાર્યની તુલના કરશો તો તેમના ઉપદેશમાં, સાધનપદ્ધતિમાં અને સાંપ્રદાયિક નિયમોમાં અત્યંત સામ્ય જોઇને તમે ચકિત થઇ જશો બીજા વૈષ્ણવ આચાર્યોમાં દાક્ષિણાત્ય આચાર્યશિરોમણિ મધ્વમુનિ અને તેમના અનુયાયી આપણા બંગદેશીય મહાપ્રભુ ચૈતન્ય એ બે મુખ્ય છે ચૈતન્યે મધ્વાચાર્યનોજ મત બંગાળામાં પ્રવર્તાવ્યો હતો દક્ષિણમાં બીજા કેટલાક નાના નાના સંપ્રદાયો છે, તેઓ ઘણાખરા વિશિષ્ટાદ્વૈતવાદી શૈવ છે હિંદુસ્તાનના ઘણાખરા શૈવમતના લોકો અદ્વૈતવાદી છે. માત્ર લંકા અને દક્ષિણ હિંદુસ્તાનના કેટલાક ભાગના લોકો શૈવ છતાં અદ્વૈતવાદી નથી. તેમનામાં અને વૈષ્ણવોમાં તફાવત માત્ર એટલોજ છે કે તેઓ વિષ્ણુને ઠેકાણે શિવનું સ્થાપન કરે છે માત્ર જીવાત્માના પરિમાણ સંબંધી સિદ્ધાંત સિવાય બીજી બધી વાતે તેઓ રામાનુજના મતના અનુયાયી છે રામાનુજના મત પ્રમાણે આત્મા અણુ જેવો એટલે અત્યંત નાનો છે શંકરાચાર્યના અનુયાયીઓ આત્માને વિભુ એટલે સર્વવ્યાપી માને છે અદ્વૈતવાદી સંપ્રદાયો પણ પ્રાચીનકાળમાં ઘણા હતા, પણ શંકરાચાર્યે બધાને પોતાના સંપ્રદાયમાં સમાવી દીધા એવું અનુમાન કરવાને પૂરતાં કારણ મળી આવે છે. કેટલાક ભાષ્યોમાં અને ખાસ કરીને વિજ્ઞાનભિક્ષુ જે અદ્વૈતવાદી હતો, તોપણ જેણે શંકરાચાર્યના માયાવાદનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યો હતો, તેના ભાષ્યમાં શંકરાચાર્ય ઉપર કોઈ કોઇવાર પ્રહાર થતા જોવામાં આવે છે માયાવાદને નહિ માનનારા સંપ્રદાયો પણ હતા અને તેમાંના કેટલાક તો શંકરાચાર્યને "પ્રચ્છન્ન બૌદ્ધ"* કહેતાં પણ સંકોચાતા ન હતા તેઓ એમ માનતા કે શંકરાચાર્યે બૌદ્ધ ધર્મના માયાવાદને વેદાંતમાં ઘુસાડી દીધો છે એ ગમે તેમ હોય પણ હાલમાં તો બધા અદ્વૈતવાદીઓ પોતાને શંકરાચાર્યના અનુયાયી તરીકેજ ઓળખાવે છે, શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓએ ઉત્તર તેમજ દક્ષિણ હિંદુસ્તાનમાં અદ્વૈતવાદનો સારો પ્રચાર કર્યો છે તેમનો પ્રભાવ બંગાળા, કાશ્મીર અને પંજાબમાં ઝાઝો પડ્યો નથી, પણ દક્ષિણના બધા સ્માર્ત લોકો શંકરાચાર્યનાજ અનુયાયી છે, અને તેમના ધર્મપ્રચારનું કેન્દ્ર કાશીમાં હોવાથી ઉત્તર હિંદના ઘણાખરા પ્રદેશમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી છે

રામાનુજ અને શંકરાચાર્ય બેઉમાંથી એકે પણ નવીન તત્ત્વની શોધ કરવાનો કદિ પણ દાવો કર્યો નથી રામાનુજ પોતેજ સ્પષ્ટ રીતે કહે છે કે મેં બોધાયન ભાષ્યનું અનુસરણ કરીને તેને આધારેજ વેદાંતસૂત્ર ઉપર વ્યાખ્યાન લખ્યું છે

* બહારથી વેદને માનનારા પણ છુપા વેશમાં બૌદ્ધ મતનો.

જેમકે –" **भगवद्बोधायनकृतां विस्तीर्णां ब्रह्मसूत्रवृत्तिं पूर्वाचार्याः संचिक्षिपु. तन्मतानुसारेण सूत्राक्षराणि व्याख्यास्यन्ते** " એવો ઉલ્લેખ તે પોતાના ભાષ્યના આરંભમાંજ કરે છે અર્થાત્ ભગવાન્ બોધાયને બ્રહ્મસૂત્ર ઉપર જે વિસ્તીર્ણ ભાષ્ય રચ્યું હતું તેને પૂર્વે થઇ ગએલા આચાર્યોએ સંક્ષેપમાં સમજાવ્યું છે, તેને આધારે હું સૂત્રના શબ્દોનો અર્થ કરૂં છું આ પ્રમાણે રામાનુજ પોતે રચેલા શ્રીભાષ્યના આરંભમાં પ્રસ્તાવના કરે છે બોધાયને રચેલું ભાષ્ય જોવાનો મને કદિ પ્રસંગ મળ્યો નથી. મેં મારા ભરતખંડના પ્રવાસ દરમ્યાન બધે ઠેકાણે એની શોધ કરી હતી, પણ એ ગ્રંથ હું જોવાજ પામ્યો નથી. સ્વર્ગસ્થ સ્વામી દયાનંદ સરસ્વતી વ્યાસસૂત્ર ઉપર બોધાયને કરેલા ભાષ્ય સિવાય બીજા કોઇ પણ ભાષ્યને માન્ય રાખતા નહિ, અને જ્યારે જ્યારે તક મળે ત્યારે રામાનુજ ભાષ્ય ઉપર આક્ષેપ પણ કર્યા વગર રહેતા નહિ એમ છતાં તે પણ બોધાયનકૃત ભાષ્યની એક પણ પ્રત બતાવી શક્યા ન હતા, પણ રામાનુજ સ્પષ્ટપણે લખે છે કે મેં બોધાયન ભાષ્યના તમામ વિચાર અને ઘણેખરે ઠેકાણે તો તેના શબ્દે શબ્દ ટાંકીને મારૂં શ્રીભાષ્ય રચ્યું છે શંકરાચાર્યે પણ એજ પદ્ધતિ ગ્રહણ કરી હતી એવી સાબિતી મળી આવે છે તેમણે રચેલા ભાષ્યમાં કોઇ કોઇ ઠેકાણે એમની પૂર્વે થઇ ગયેલા ભાષ્યકારોના ઉલ્લેખ જોવામાં આવે છે વળી તેમના ગુરુ અને ગુરુના ગુરુ તેમના પોતાનાજ મતના અદ્વૈતવાદી વેદાંતીઓ હતા અને અદ્વૈત સિદ્ધાંતને શંકરાચાર્યના કરતાં પણ વધારે સ્પષ્ટપણે અને નિડરપણે સ્થાપિત કરતા હતા તે ઉપરથી સિદ્ધ થાય છે કે શંકરાચાર્યે તદ્દન નવીન મત પ્રવર્તાવ્યો ન હતો, પણ તેમણે પોતાના ભાષ્યમાં રામાનુજની માફકજ કોઇ પ્રાચીન ભાષ્યકારનો આધાર લીધો હતો, પણ કયા ભાષ્યકારનો તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી.

આપણે હાલ જે જે દર્શનોના નામ સાંભળીએ છીએ તે સર્વનો મૂળ આધાર ઉપનિષદોજ છે જ્યારે જ્યારે તેમને શ્રુતિનું પ્રમાણ આપવાની જરૂર પડે છે, ત્યારે તેઓ હમેશાં ઉપનિષદ્‌માંનાજ શ્લોકનું અવતરણ લે છે ઉપનિષદમાંથી બીજા કેટલાક તત્ત્વજ્ઞાનના સંપ્રદાય આપણા દેશમાં ઉત્પન્ન થયા હતા, પણ જે પ્રતિષ્ઠા વ્યાસપ્રણીત વેદાંતદર્શને પ્રાપ્ત કરી હતી અને તેનો જેટલો પ્રભાવ જનસમાજમાં પડ્યો હતો, તેની તેમને કદિપણ પ્રાપ્તિ થઇ નથી વેદાંતદર્શન પણ તેની પૂર્વે થઇ ગએલા સાંખ્યદર્શનના વિશેષ વિકાસરૂપ છે એ સાંખ્યદર્શનના પ્રણેતા કપિલમુનિ હતા હિંદુસ્તાન તો શું પણ આખા જગતની તમામ પ્રકારની ફિલસુફીના મૂળ પ્રણેતા કપિલમુનિજ મનાય છે માનસશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વિષયમાં **सिद्धानां कपिलो मुनिः** । (ગીતા અ૦ ૧૦, શ્લો૦ ૨૬) કપિલના કરતાં ચડીઆતો વિદ્વાન્ ભરતખંડમાં ભાગ્યેજ જન્મ્યો હશે. જગતના તમામ દેશના તત્વજ્ઞાન ઉપર કપિલના વિચારની

ચોકખી છાપ જણાઇ આવે છે જ્યા જ્યાં તત્ત્વજ્ઞાનનો પ્રતિષ્ઠિત મત જોવામાં આવે છે ત્યા ત્યાં કપિલના વિચારની અસર ખરીજ કપિલને થઇ ગયે હજારો વર્ષ વીતી ગયાં છે, તોપણ હજી જગતના દાર્શનિક સિદ્ધાંતો ઉપર પોતાનો અપૂર્વ પ્રભાવ પાડતા પ્રતિભાશાળી, યશસ્વી કપિલમુનિ પોતાના અક્ષરદેહથી વિદ્યમાનજ છે હિંદુસ્તાનના તમામ સંપ્રદાયો કપિલનું માનસશાસ્ત્ર અને તેના દાર્શનિક સિદ્ધાંતોને માન્ય રાખે છે માત્ર જૂજ જૂજ બાબતમાજ મતભેદ છે આપણા પોતાના દેશમા (બંગાળામા) નૈયાયિક પંડિતો હિંદુસ્તાનના દાર્શનિક પ્રદેશ ઉપર પોતાનો પ્રભાવ વિશેષપણે બેસાડી શકયા નથી તેઓ ન્યાયશાસ્ત્રની ઝીણી ઝીણી વ્યાખ્યાઓ, સામાન્ય, વિશેષ, જાતિ, દ્રવ્ય, ગુણ વગેરે અત્યંત કઠિન પારિભાષિક શબ્દો જેને યથાર્થ રીતે સમજતા આખી જિંદગી નીકળી જાય, એવી એવી બાબતોનુંજ વિવેચન કરતા હતા ન્યાયશાસ્ત્રનેજ તેમણે મુખ્ય વિષય માન્યો અને દર્શનશાસ્ત્રની ચર્ચા વેદાંતવાદીઓના હાથમા રહેવા દીધી, તોપણ હિંદુસ્તાનના તમામ દાર્શનિક સંપ્રદાયોએ બંગાળી નૈયાયિકોનીજ પરિભાષા ગ્રહણ કરી છે જગદીશ, ગદાધર અને શિરોમણિના નામ +નદીઆમા જેટલા પ્રસિદ્ધ છે, તેટલાજ ભરતખંડના દૂરના શહેરોમા પણ વિદ્વાનોને જાણીતા થયા છે, પણ વ્યાસપ્રણીત વેદાંતદર્શને આખા ભરતખંડમા સ્થાયી પ્રતિષ્ઠા મેળવી છે પ્રાચીન વૈદિક સિદ્ધાંતોને દાર્શનિક સ્વરૂપ આપ્યાથી વ્યાસસૂત્રની પ્રતિષ્ઠા હમેશને માટે સ્થાપિત થઇ ચૂકી છે જે જે ભાષ્યકારો પાછળથી થયા તેમને પોતાના સિદ્ધાંતની ઇમારતનો પાયો વ્યાસસૂત્ર ઉપરજ રાખવો પડ્યો હતો વેદાંતદર્શનમા બુદ્ધિવાદને સંપૂર્ણરૂપે શ્રુતિને આધીન રાખ્યો છે શંકરાચાર્ય પણ લખે છે કે વ્યાસે સ્વતંત્રપણે દલીલ કરવાની દરકાર રાખીજ નથી, વ્યાસસૂત્રનો એકજ ઉદ્દેશ હતો કે વેદાંતના મંત્રોરૂપી પુષ્પોને એક સૂત્રથી ગૂથીને તેમની માળા તૈયાર કરવી જેટલે અંશે તે ઉપનિષદ્દનુ અનુસરણ કરે છે તેટલેજ અંશે તે પ્રમાણભૂત મનાય છે એના કરતા વિશેષ અધિકાર તેમને આપી શકાતો નથી

ભરતખંડના તમામ સંપ્રદાયો વ્યાસસૂત્રને સર્વશ્રેષ્ઠ પ્રમાણ માનતા આવ્યા છે, અને જે જે નવા સંપ્રદાયો ઉભા થાય છે તેમના પ્રવર્તકોને વ્યાસસૂત્ર ઉપર પોતાના મતાનુસાર નવીન ભાષ્ય રચવુ પડે છે એ ભાષ્યકારોના સિદ્ધાંતોમા ઘણીવાર ભયંકર મતભેદ જોવામાં આવે છે આટલો મતભેદ છતા પણ દરેકને પોતપોતાનો સિદ્ધાંત વ્યાસસૂત્રને આધારેજ સ્થાપિત કરવો પડે છે પોતાને મનમાનતો અર્થ વ્યાસસૂત્રમાથી નીચોવી કહાડવામાટે ભાષ્યકારો પોતાની બુદ્ધિના પ્રભાવથી, ભાષાજ્ઞાન અને તર્કશાસ્ત્રની કુશળતાથી મૂળ શ્લોકને મારી મચડીને એવા તો વિકૃત કરી નાખે છે કે તે જોતા ત્રાસ છૂટે છે, છતાંપણ વ્યાસસૂત્ર મુખ્ય પ્રમાણ તરીકે પરાપૂર્વથી મનાઈ ચૂક્યા

+ સંસ્કૃતના અધ્યયનમાટે અને વિશેષે કરીને ન્યાયશાસ્ત્રમાટે એ નામાંકિત શહેર કલકત્તાની ઉત્તરે ૭૦ માઈલને છેટે આવેલુ છે,તેમા ચૈતન્યનો જન્મ થયો હતો ભા૦ ક૦

છે એ વ્યાસસૂત્ર ઉપર પોતાના સપ્રદાયના સિદ્ધાતની રચના ન કરતા સ્વતત્રપણે કરે, તો તે સપ્રદાય હિદુસ્તાનમા સનાતનધર્મની કોટિમા ન ગણાતા નાસ્તિક ધર્મ-માજ ગણાઇ જાય. આવી સ્થિતિ હોવાથી દરેક સપ્રદાયના મૂળ આચાર્યને વ્યાસસૂત્ર ઉપર નવીન ભાષ્ય રચવાની ફરજ પડી છે

વ્યાસસૂત્રથી પ્રમાણભૂત ગ્રંથોમા બીજો નબર ગીતાનો છે. શકરાચાર્યે ગીતાના ઉપદેશોનો પ્રચાર કર્યાથીજ ઉચ્ચ સ્થાન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા છે આ મહાપુરુષે તેના અલ્પ પણ મહિમાવાન્ જીવનમાં જે જે મહાન્ કાર્ય કર્યા છે, તેમા તેમણે ગીતા ઉપર જે અત્યત સુદર ભાષ્ય રચ્યુ છે તે સર્વોપરિ છે સનાતન ધર્મનુ અવલબન કરનારા દરેક સપ્રદાયના આચાર્યે શકરાચાર્યની માફક એક એક ગીતાભાષ્ય લખ્યુ છે.

ઉપનિષદોની સખ્યા ઘણી મોટી છે. કેટલાકનો એવો અભિપ્રાય છે કે ઉપનિ-ષદોની કુલ સખ્યા ૧૦૮ છે કેટલાક એથી પણ વધારે છે એમ માને છે એમાંના કેટલાક તે ખુલ્લી રીતે આધુનિકજ દેખાય છે દાખલા તરીકે અલ્લોપનિષદ્ એમાં અલ્લાની સ્તુતિ કરેલી છે અને મહમદને રજસુલ્લા એવુ નામ આપેલુ છે મને એવી ખબર મળી છે કે એ ઉપનિષદ્ અકબરના સમયમા લખાયુ હતુ એનો ઉદ્દેશ હિદુમુસલમાન વચ્ચે ઐક્ય કરવાનો હતો સહિતામા “ અલ્લા ” અથવા “ ઇલ્લા ” એવા કેટલાક શબ્દો છે તે ઉપરથી કોઇએ આ ઉપનિષદ્ ઉપજાવી કહા-ડયુ છે. આ ઉપરથી અલ્લોપનિષદ્મા મહમદને રજસુલ્લા કહ્યા છે. રજસુલ્લા શબ્દ કયા અર્થમા વાપર્યો છે તે મારા જાણ્યામાં નથી. એવીજ જાતનાં બીજા કેટલાક સાંપ્ર-દાયિક ઉપનિષદો પણ છે તેમની રચના છેક આધુનિક સમયમાજ થએલી છે. વેદના સહિતા વિભાગની ભાષા એવી પ્રાચીન છે કે તેને વ્યાકરણના નિયમ લાગુ પડી શક-તાજ નથી, તેથી કરીને એવા ઉપનિષદો બનાવી કહાડવા એ બહુજ સહેલી વાત છે ઘણાં વર્ષ ઉપર વેદનુ વ્યાકરણ શીખવાનો મે વિચાર કર્યો હતો, અને ભારે ઊલ-ટથી પાણિનિ અને મહાભાષ્યનો અભ્યાસ કરવા માંડયો, પણ થોડોઘણો અભ્યાસ કર્યા પછી મને ઘણા આશ્ચર્ય સાથે માલમ પડયુ કે વેદના વ્યાકરણનો મોટો ભાગ સસ્કૃત વ્યાકરણના સામાન્ય નિયમોના અપવાદનોજ બનેલો છે બસ, વ્યાકરણમા અમુક નિયમ અપાય છે અને તરતજ નીચે ટિપ્પણ હોય છે કે “ વેદમા આ નિયમ લાગુ પડતો નથી ” આ ઉપરથી તમને માલુમ પડશે કે હરકોઈ માણસ વેદની ભાષાને મળતુ કાઇ લખી નાખે તો તે વેદ તરીકે મનાઈ જાય, એમાં સદેહ નથી. માત્ર યાસ્ક-કૃત નિરુક્ત ( વૈદિક શબ્દકોષ ) દ્વારાજ એ ચોરી પકડાઈ જવાનો સભવ છે, પરતુ એમાં પણ એકાર્થવ્યજક અનેક શબ્દો આપેલા છે. આમ હોવાથી ગમે તેટલા ઉપ-નિષદો બનાવી કહાડતા મુશ્કેલી પડતી નથી માત્ર થોડુ ઘણુ સસ્કૃત અને ઉપર ઉપ-રથી વેદના જેવા લાગે એવા શબ્દો બનાવી કહાડતા આવડવુ જોઇએ. વ્યાકરણના

નિયમોનો ભંગ થવાની તો ફિકરજ નથી. રજમુલ્લા અથવા ગમે તે મુલ્લાને સહેલાઇથી ગોઠવી શકાય છે આ પ્રમાણે ઘણાં બનાવટી ઉપનિષદો લખાયા છે અને મે સાભળ્યુ છે કે હજી પણ એ ઉદ્યોગ ચાલુ છે હુ નિશ્ચયપૂર્વક માનુ છુ કે હજીપણ હિદુસ્તાનમા કોઇ કોઇ ઠેકાણે જુદા જુદા સપ્રદાયોમા પણ એવા ઉપનિષદોની બનાવટ થાય છે, પરતુ એવાં કેટલાક ઉપનિષદો છે કે જે જોતાવારજ અસલ અને ખરેખરા ઉપનિષદો તે હોવાં જોઇએ એમ આપણને સહજ સમજાઇ જાય છે, અને તેમના ઉપરજ શકરાચાર્ય, રામાનુજ અને બીજા ભાષ્યકારોએ ભાષ્યો રચ્યાં છે.

હવે એ ઉપનિષદોવિષે બીજી એક બે બાબતો તમારા ધ્યાનપર લાવવા ઇચ્છુ છુ. ઉપનિષદો જ્ઞાનના અગાધ મહાસાગરતુલ્ય છે, અને મારા જેવો સામર્થ્યહીન પુરુષ તેમાના તમામ વિચાર ઉપર વ્યાખ્યાન કરવા બેસે તો વરસનાં વરસ વીતી જાય એકજ વ્યાખ્યાનમાં એવા ગભીર સત્યોનો સમાવેશ કરવો એ મારા જેવા માટે અસભવિત કાર્ય છે, માટે ઉપનિષદ્નુ અવલોકન કરતા મે જે વિચાર ગ્રહણ કર્યા છે તેમાથી માત્ર એકાદ બે તમને જણાવવાની મારી ઇચ્છા છે પ્રથમ તો ઉપનિષદો એક અપૂર્વ કાવ્યનો ભડાર છે વેદના સહિતાવિભાગમા ઘણીવાર આપણને અદ્ભુત કાવ્યસૌન્દર્યનો પરિચય થાય છે દાખલા તરીકે ઋગ્વેદ સહિતામાંના નાસદીય સૂક્તનુ અવલોકન કરીએ એની અદર પ્રલયસમયે થતા ગભીર અધકારનુ વર્ણન એક શ્લોકમાં આપેલુ છે—“ **तम आसीत्तमसागूढमग्रे** ” ઇત્યાદિ અર્થાત્ “ જ્યારે અધકાર ઉપર અધકારનુ આવરણ આવેલુ હતુ ” આ પક્તિ વાચતા એમ નથી લાગતુ કે એ અદ્ભુત ગાભીર્યયુક્ત કાવ્ય છે તમને વિદિત હશે કે આપણા દેશમા તેમજ અન્ય દેશોમા ગભીર ભાવનાને કાવ્યમા ઉતારવાનો યત્ન ઘણા કવિઓએ કરેલો છે હિદુસ્તાન સિવાયના બીજા તમામ દેશના કવિઓ જ્યારે ગભીર ભાવને આલેખવાનો યત્ન કરે છે, ત્યારે તેમની શક્તિ હમેશ જડ પ્રકૃતિની અનતતાના વર્ણનસુધીજ પહોચી રાકે છે—અનત પ્રકૃતિનુ બાહ્ય શરીર, અનત જડ સૃષ્ટિ, અનત અવકાશ—એનાથી તેઓ આગળ જઇ શકતા નથી જ્યારે જ્યારે મિલ્ટન અથવા ડેન્ટી અથવા બીજો કોઇ પણ પ્રાચીન અથવા આધુનિક મહાન યુરોપિયન કવિ અનતતાનુ ચિત્ર આલેખવાનો યત્ન કરે છે, ત્યારે તે કવિત્વરૂપી પાખની મદદથી બાહ્ય પ્રદેશમા ઘણે ઉચેસુધી ભ્રમણ કરીને અનત બાહ્ય પ્રકૃતિનો આભાસ કાવ્યમા ઉતારી શકે છે. આપણા દેશમાં પણ અમુક સમયસુધી કવિઓની કલ્પનાશક્તિ માત્ર બાહ્ય સૃષ્ટિમાજ નિબદ્ધ હતી. તમે સંહિતા જોશો તો જણાશે કે બાહ્ય પ્રકૃતિના અનત વિસ્તારના એવાં અદ્ભુત ચિત્રો વાચનાર સમક્ષ રજુ કરેલા છે કે, તેની તુલનાનાં કાવ્ય અન્ય દેશના સાહિત્યમાંથી ભાગ્યેજ મળી આવશે. “ **तम आसीत्तमसा गूढमग्रे** ”એ પક્તિ સ્મરણમા રાખો અને પછી ત્રણ જુદા જુદા કવિઓએ કરેલાં અધકારનાં વર્ણન સરખાવો. કવિ

કાલિદાસ અંધકારનું વર્ણન કરતા લખે છે કે –"સોયની અણીથી વીંધાય એવો ગાઢ અંધકાર ' મિલ્ટન નરકનું વર્ણન કરતાં લખે છે કે –"પ્રકાશ ન હતો પણ દશ્યમાન અંધકાર હતો " પણ હવે ઋગ્વેદ સંહિતાનું વર્ણન જુઓ –' અંધકારના આવરણથી ઢંકાયલો અંધકાર " આપણે ઉષ્ણ કટિબંધમાં વસનારા હોવાથી આ ભાવ સહેલાઇથી ગ્રહણ કરી શકીએ છીએ જ્યારે ચોમાસામાં આકાશ એકાએક કાળાં વાદળાથી છવાઇને ઘનઘોર બની જાય છે અને વાદળાના થર ઉપર થર જામતા જાય છે, તે વખતે આ પંક્તિમાં કરેલું વર્ણન આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. એ પ્રમાણે ગંભીર અંધકારનું વર્ણન આગળ ચાલે છે પણ આ કાવ્ય કવિતાની દૃષ્ટિએ અત્યંત મનોહર છતાં હજી બાહ્ય પ્રકૃતિના પ્રદેશથી વધારે આગળ જતું નથી. બીજા દેશમાં જેમ જડ પ્રકૃતિના પૃથક્કરણ અને અવલોકનદ્વારા માનવ જીવનનો મહાન્ પ્રશ્ન ઉકેલવાના યત્નો થયા હતા, તેમ આપણા દેશમાં પણ અમુક સમયસુધી કવિ અને તત્ત્વચિંતકની બુદ્ધિ જડ પ્રકૃતિથીજ અટકતી હતી જેમ ગ્રીક ફિલસુફો અને આધુનિક યૂરોપિયન ફિલસુફો તથા વૈજ્ઞાનિકો માનવજીવન તથા જગતની ઉત્પત્તિને લગતા મહાન્ પ્રશ્નનો ઉત્તર બાહ્ય પ્રકૃતિમાંથી મેળવવાનો યત્ન કરે છે, તેમ શરૂઆતમાં આપણા પૂર્વજો પણ કરતા હતા; અને જેમ આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનો સંતોષકારક ઉત્તર મેળવી શકતા નથી તેમ આપણા પૂર્વજો પણ મેળવી શક્યા ન હતા, પણ પાશ્ચાત્ય વિદ્વાનો એક પગલું આગળ ગયા નહિ અને જતા પણ નથી. બાહ્ય પ્રકૃતિના અવલોકનમાંથી જીવન અને મરણસંબંધી પ્રશ્નનો ઉત્તર નથી મળતો, તોપણ હજી તેઓ હતા ત્યાં ને ત્યાંજ છે બારીકમાં બારીક યંત્રોવડે હજી પણ પરમ સત્યની પ્રાપ્તિ થશે એવી આશાએ બાહ્યસૃષ્ટિના અવલોકનમાંજ ગૂંથાઇ રહ્યા છે આપણા પૂર્વજોને પણ તેમના જેવીજ નિષ્ફળતા મળી હતી, પણ તેમણે નિડરપણે જાહેર કર્યું કે પરમ સત્યોના દર્શન કરવા ઇન્દ્રિયો અસમર્થ છે લેશમાત્ર પણ સંકોચ કે ભય લાવ્યા વગર ઉપનિષદ્ જાહેર કરે છે કે –**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । न तत्र चक्षुर्गच्छति न वाग् गच्छति ।** " જ્યાંથી મનની સાથે વાણી પાછી વળે છે, જ્યાં ચક્ષુ જઇ શકતા નથી, જ્યાં વાણી પહોંચી શકતી નથી " ઉપનિષદોમાં એવાજ ભાવાર્થના અનેક શ્લોક છે તેઓ સ્પષ્ટપણે ઉદ્‌ઘોષ કરે છે કે સત્યની પ્રાપ્તિ ઇન્દ્રિયોવડે થઇ શકતી નથી, પણ આટલું જણાવીને આપણા પૂર્વજો અટક્યા ન હતા જ્યારે બાહ્ય પ્રકૃતિમાંથી ઉત્તર ન મળ્યો ત્યારે તેમણે મનુષ્યની આન્તર પ્રકૃતિનું અવલોકન અને પૃથક્કરણ કરવા માંડયું જે પ્રશ્નનો ઉત્તર તેમને પ્રાપ્ત કરવો હતો તે પ્રશ્ન તેમણે પોતાના અંતરાત્માને પૂછયો તેમણે પોતાની વૃત્તિને અંતરમાં વાળી. તેમને ખાત્રી થઇ હતી કે જડ સૃષ્ટિમાંથી એ મહાપ્રશ્નનો ઉત્તર મેળવવાની આશા વ્યર્થ છે તેમાંથી કોઇ પણ ઉપાયે ઉત્તર મળશે નહિ, તેથી એ ચેતનરહિત જડ

સૃષ્ટિનો ત્યાગ કરીને તેઓ જ્યોતિર્મય આત્મા તરફ વળ્યા અને ત્યાંથી ઉત્તર મળ્યો કે –

**तमेवैकं विजानथ आत्मानं अन्या वाचो विमुञ्चथ ।**

"એકલા આત્માનેજ ઓળખો, બીજો બકવાદ જવા દો" એવું તેમણે સ્પષ્ટપણે જાહેર કર્યું." આત્મામાંથીજ તેમના પ્રશ્નનું સમાધાન થયું, આત્માના તત્ત્વનું અવલોકન કરતા કરતા પરમ આત્મા, ઇશ્વર, બ્રહ્માંડનો અધિપતિ પરમેશ્વર–તેનું જ્ઞાન થયું પરમાત્મા અને જીવાત્મા વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે, આપણું તેના તરફ શું કર્તવ્ય છે અને તેને લીધે મનુષ્યોનું એકબીજા તરફ શું કર્તવ્ય છે, એ બધા પ્રશ્નોના સંતોષકારક ઉત્તર મળી ગયા આત્મતત્ત્વનું વર્ણન જે શ્લોકોદ્વારા કરવામા આવ્યું છે તેના કરતા વિશેષ ગાંભીર્યપૂર્ણ કાવ્ય જગતમા શોધ્યું જડશે નહિ હવે આત્માનું વર્ણન કરવાને જડસૃષ્ટિની ભાષાનો ઉપયોગ કરવાનું પ્રયોજન રહ્યું ન હતું. એટલે સુધી કે આત્માના વર્ણનમાટે નિર્દિષ્ટ ગુણવાચક શબ્દોનો પણ ત્યાગ કરવામા આવ્યો. હવે અનંતની કલ્પના કરવામાટે ઇન્દ્રિયગમ્ય ઉદાહરણની કે ઇન્દ્રિયોની સહાયતા લેવાની જરૂર રહી નહિ હવે બાહ્ય ઇન્દ્રિયગ્રાહ્ય, નિશ્ચેતન, મૃત, જડભાવપૂર્ણ અવકાશરૂપ અનંતનું વર્ણન કરવાનો ક્રમ બંધ થયો; અને તેને ઠેકાણે આત્માના તત્ત્વનું એવી ભાષામા વર્ણન કરવામા આવ્યું છે કે તે વાચતાજ આપણે કોઇ સૂક્ષ્મ ઇન્દ્રિયાતીત પ્રદેશમા દાખલ થઇ જઇએ છીએ દાખલા તરીકે ઉપનિષદ્‌નો અપૂર્વ સુંદર શ્લોક સાભળો —

**न तत्र सूर्यो भाति न चंद्रतारकम् । नेमा विद्युतो भांति कुतोऽयमग्निः ॥**
**तमेव भांतमनुभाति सर्वम् । तस्य भासा सर्वमिद विभाति ॥**

આના કરતા વિશેષ ગાંભીર્યપૂર્ણ કાવ્ય હોઇ શકે ખરૂ ? "ત્યાં સૂર્ય પ્રકાશ પાડી શકતો નથી, ચંદ્ર અને તારા ચળકતા નથી, ત્યાં વિજળીનું અજવાળું પડતું નથી તો મર્ત્યલોકના સામાન્ય અગ્નિની તો વાતજ શી ? તેનાજ પ્રકાશથી બધું પ્રકાશિત થાય છે, તેનુંજ તેજ સર્વને તેજસ્વી બનાવે છે" કેવું સુંદર કાવ્ય !

આવું કાવ્ય મળી આવવું મુશ્કેલ છે વળી કઠોપનિષદ્ કે જે એક અદ્‌ભુત ઉપનિષદ્ છે તેમા કેવું અપૂર્વ અને સંપૂર્ણ રીતે સુંદર કાવ્ય રહેલું છે તે વિચારો એની અંદર કેવા અલૌકિક કલાવિધાનનું આખરસુધી દર્શન કરાવ્યું છે ! તેની શરૂઆતજ કેવી ખુબીથી કરવામાં આવી છે ? નાનો બાળક નચિકેતા–તેના હૃદયમાં શ્રદ્ધા પ્રવેશ કરે છે અને તે યમરાજને ઘેર જવા તૈયાર થાય છે એ અલૌકિક આચાર્ય યમરાજ નચિકેતાને જન્મ મૃત્યુનું રહસ્ય સમજાવે છે નચિકેતાને શું જાણવાની ઇચ્છા હતી ? મૃત્યુનું રહસ્ય.

ઉપનિષદ્ સંબંધી બીજી એક બાબત ખાસ લક્ષમા રાખવા જેવી એ છે કે, ઉપનિષદ્‌ના સિદ્ધાંતો અમુક વ્યક્તિ તરફથી પ્રાપ્ત થયેલા નથી અલબત્ત, ઉપનિષદોની

અંદર અનેક આચાર્યો, અનેક વક્તાઓ અને અનેક મહાપુરુષોના નામ જોવામાં આવે છે, પણ તેમ'ના કોઇના શબ્દો ઉપર ઉપનિષદોના સિદ્ધાંતના સત્યનો આધાર નથી. ઉપનિષદ્‌ના એક પણ શ્લોકમાં તેમના જીવન સંબંધે ઉલ્લેખ કર્યો નથી એ તમામ આચાર્યો, વક્તાઓ છાયામૂર્તિની માફક રંગભૂમિના પડદા પાછળજ ઉભા રહ્યા છે તેમના તરફ કોઈ જોતું નથી, તેમના અસ્તિત્વનો કોઇને અનુભવ થતો નથી, તેમના તરફ કોઇનું ધ્યાન સરખું ખેંચાતું નથી, પણ ખરેખરી શક્તિ તો ઉપનિષદોના અપૂર્વ મહિમામય, જ્યોતિર્મય, પ્રતિભાપૂર્ણ મંત્રોમાંજ રહેલી છે કોઇપણ વિશિષ્ટ વ્યક્તિસાથે તેમને સંબંધ છેજ નહિ ગમે તો વીશ યાજ્ઞવલ્ક્ય જન્મે, જીવે અને ચાલ્યા જાય તોપણ ઉપનિષદ્‌ને તેમાં લાભ કે હાનિ નથી ઉપનિષદ્‌ના મંત્ર તો જેમ છે તેમને તેમજ રહેવાના અને આટલું છતાં પણ તેમાં કોઇ વ્યક્તિની સામે આક્ષેપ કરવામાં નથી આવ્યો, તેમ કોઇપણ પ્રકારનો વિરોધ જોવામાં નથી આવતો જગત્‌માં આજસુધીમાં જે જે અવતારી પુરુષો અથવા આચાર્યો થઇ ગયા છે, અને ભવિષ્યમાં થશે તે સર્વનો સમાવેશ કરી શકે એવા ઉપનિષદ્ ઉદાર અને વિશાળ છે. અવતાર અને મહાપુરુષોના પૂજનવિરુદ્ધ ઉપનિષદ્‌માં એક શબ્દ પણ લખ્યો નથી ઉલટું એવા પ્રકારના પૂજનને તે અનુમોદન આપે છે તેની સાથે તે સંપૂર્ણરીતે વ્યક્તિગત ભાવનાથી મુક્ત છે એ ઘણીજ અદ્‌ભુત ભાવના છે ઉપનિષદ્‌માં કોઇ મનુષ્યની વાણી નહિ પણ સાક્ષાત્ ઇશ્વરની વાણી સંભળાય છે એટલે દરજ્જે ઉપનિષદો વ્યક્તિગત આદર્શોથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે તેની સાથે ચુસ્તમાં ચુસ્ત આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીને સંતોષ આપે અને કોઇ પણ દેશનો, કોઇ પણ યુગનો તત્ત્વચિંતક, ઋષિ કે જ્ઞાની ઉપનિષદોનો આદર્શ માન્ય રાખે એવા તે ઉદાર, વિશાળ અને પૂર્ણ રીતે વ્યક્તિનિરપેક્ષ છે

આ ઉપનિષદોજ આપણા ખરેખરાં શાસ્ત્રો છે. ખ્રિસ્તીઓને માટે જેમ બાઇબલ છે, મુસલમાનો માટે કુરાન છે, બૌદ્ધોને માટે ત્રિપિટકા છે, પારસીઓને માટે ઝંદ અવેસ્તા છે, તેમ હિંદુઓને માટે ઉપનિષદ્ છે આ ફક્ત એકલા આજ આપણાં શાસ્ત્રો છે પુરાણ, તંત્ર અને બીજા અનેક ધર્મપુસ્તકો, ખુદ વ્યાસસૂત્રો ઉપનિષદ્‌થી ઉતરતા છે તેમનો અધિકાર ગૌણ છે સર્વોપરિ અધિકાર તો માત્ર વેદનોજ છે મનુ વગેરે સ્મૃતિઓ, પુરાણ અને બીજા શાસ્ત્રો જ્યાસુધી ઉપનિષદ્ સાથે એકમત થતાં હોય ત્યાસુધી તેમને માન્ય રાખવા, અને તેઓ ઉપનિષદ્‌થી વિરુદ્ધ જાય તેજ પળે તેમને નિર્ભયપણે કોરે મૂકી દેવા આ બાબત આપણે હમેશ સ્મરણમાં રાખવાની છે, પણ દુર્ભાગ્યે હાલમા હિંદુસ્તાનના લોકો તેને તદ્દન વિસરી ગયા છે હાલ તો ઉપનિષદ્‌ને બદલે સાધારણ નાનાં નાના ગામડાઓના લૌકિક રિવાજ, સ્ત્રીઓના આચાર અને રૂઢિઓ વિશેષ પ્રમાણભૂત મનાય છે, વેદના જેટલો અથવા વેદના કરતાં પણ તેમનો અધિકાર વિશેષ ! અને જેને હાલ " સનાતન ધર્મ " કહેવામા આવે છે

તેનુ પ્રાબલ્ય કેટલુ બધુ છે ? સાધારણ માણસોને મન પૂજા, દર્શન, બહારની પવિત્રતા, બાધાઓ, માનતાઓ, કથાઓ, યાત્રાઓ, બસ એનુ નામજ "સનાતન ધર્મ" છે, અને જે એમાનુ કાઇ ન કરે તેને હિંદુ કહેવડાવવાનો અધિકાર નથી, કેમકે તે નાસ્તિક છે. દુર્ભાગ્યે આપણા દેશમા ( બંગાળામાં ) એવા માણસો જોવામાં આવે છે કે તેઓ અમુક * તંત્રનુ અવલબન કરીને લોકોને સમજાવે છે કે, આ તંત્રમા બતાવેલા વિધાન પ્રમાણે વ્યવહાર કરવો જોઇએ, જેઓ તેમ કરે તેઓ એકલાજ સનાતન ધર્માવલબી અને બાકીના નાસ્તિક, પતિત વગેરે માટે તમે બરાબર સ્મરણમા રાખજોકે આપણા ધર્મના વિષયમાં સર્વથી શ્રેષ્ઠ પ્રમાણ ઉપનિષદોનુંજ છે, ગૃહ્યસૂત્ર અને શ્રૌતસૂત્ર પણ વેદની સત્તાને અધીન છે ઉપનિષદો એ મહર્ષિઓના, આપણા પૂર્વજોના ઉદ્‌ગાર છે અને જો તમે વાસ્તવિક રીતે હિંદુ હો તો તમારે તેમને માન્ય રાખવાં જોઇએ ભલે તમે ઇશ્વરને માટે તમારી મરજીમા આવે એવા વિચાર બાધજો, પણ જો તમે વેદનુ પ્રમાણ નહિ સ્વીકારો તો તમને નાસ્તિક કહેવા પડશે ખ્રિસ્તી, બૌદ્ધ અને એવા બીજા ધર્મના શાસ્ત્રો અને આપણાં શાસ્ત્રો વચ્ચે એજ મોટો તફાવત છે બાઇબલ, કુરાન વગેરે શાસ્ત્રો ખરેખરાં શાસ્ત્રોજ નથી, પણ આપણા પુરાણ જેવાં છે, કારણ કે તેઓમા આપણા પુરાણની માફક મહાન્ જળપ્રલયની, રાજાઓની, રાજ્યકર્તા વંશોની અને મહાપુરુષોની કથાઓ આપેલી છે એ કાર્ય ખરૂં જોતા પુરાણોનુજ છે, માટે જ્યાસુધી બાઇબલ, કુરાન કે પુરાણ વેદની સાથે સમત હોય ત્યા સુધી તેઓ માન્ય છે, પણ જ્યારે તેઓ વેદના કરતા કાંઇ જુદોજ ઉપદેશ આપતાં હોય તો તેટલી બાબતમા તેમને માન્ય રાખી શકાય નહિ કુરાન, બાઇબલ વગેરેમાં નીતિના ઉપદેશ છે, પણ જેટલે અંશે તેમનુ વેદ સાથે ઐક્ય હોય તેટલે અંશેજ તેઓ પ્રમાણભૂત છે અને નહિ તો નહિજ આપણી માન્યતા એવી છે કે વેદ કદિ લખાયાજ નથી ખરૂં જોતા તેમની ઉત્પત્તિજ નથી મને એક પ્રસંગે એક ખ્રિસ્તી પાદરીએ કહ્યુ કે અમારા બાઇબલને ઐતિહાસિકત્વનો આધાર છે, માટે તે સત્ય છે મે જવાબ દીધો કે —" મારા શાસ્ત્રો ઐતિહાસિક નથી તેટલા માટેજ તેઓ સત્ય છે તમારૂં શાસ્ત્ર ઐતિહાસિક હોવાથી તેને કોઇ સમયે, કોઇ મનુષ્યે લખ્યુ હોવુ જોઇએ તમારૂં શાસ્ત્ર મનુષ્યકૃત છે, પણ મારા શાસ્ત્રો મનુષ્યકૃત નથી તેમનામા ઐતિહાસિકત્વનો અભાવ એજ તેમની સત્યતાનુ સબળ પ્રમાણ છે " વેદ અને બીજા આધુનિક શાસ્ત્રોનો આવા પ્રકારનો સબંધ છે

હવે આપણે ઉપનિષદોમા જે જે વિષય ઉપર ઉપદેશ આપવામા આવ્યા છે તેનુ

* આપણા ગુજરાતમા તંત્રનો પ્રચાર નથી, પણ તેને ઠેકાણે સામાન્ય લોકોમા પુરાણોનો અને પુરાણીઓનો અધિકાર વિશેષ છે, એટલે વસ્તુસ્થિતિ તો ગુજરાત અને બંગાળામા સરખી છે. શાહ કo

અવલોકન કરીએ એની અંદર અનેક જાતના વિચારોવાળા શ્લોક છે, અમુક શ્લોક સંપૂર્ણ અંશે દ્વૈતવાદાત્મક છે "દ્વૈતવાદ" એ શબ્દ હુ કયા અર્થમા વાપરૂ છુ, તે હુ તમને સ્પષ્ટ રીતે કહેવા ઇચ્છુ છુ અમુક પ્રકારના વિચાર તો હિંદુસ્તાનના તમામ સંપ્રદાય માન્ય રાખે છે. પ્રથમ તો સંસારવાદ એટલે જીવાત્મા ફરી ફરીને જન્મ ધારણ કરે છે, એ મત તમામ હિંદુસંપ્રદાયો સ્વીકારે છે બીજુ તેમના માનસશાસ્ત્ર-વિષયક સિદ્ધાંતો એકસરખા છે તેઓ બધા માને છે કે આ આપણુ સ્થૂળશરીર છે તેની અંદર સૂક્ષ્મશરીર અથવા મન રહેલુ છે એ બધા શરીરની અંદર જીવાત્મા રહેલો છે પાશ્ચાત્ય માનસશાસ્ત્ર અને હિંદુસ્તાનના માનસશાસ્ત્ર વચ્ચે મોટો તફાવત એ છે કે, પાશ્ચાત્ય માનસશાસ્ત્રમા મન અને આત્મા વચ્ચેનો તફાવતજ બતાવવામાં આવતો નથી. તેમના મત પ્રમાણે મન તેજ આત્મા છે આપણા દેશના માનસશાસ્ત્રો આ બાબતમાં જુદા પડે છે. મન અથવા જેને અંતઃકરણ પણ કહેવામા આવે છે તે જીવાત્માનુ એક યંત્રરૂપ છે. એ યંત્રવડે આ શરીર ઉપર અથવા બાહ્ય જગત ઉપર જીવ પોતાનુ કાર્ય કરી શકે છે આ સિદ્ધાંત હિંદુસ્તાનના બધા સંપ્રદાયો કબૂલ રાખે છે, અને જીવ, આત્મા અથવા જીવાત્મા એવા જેને જુદાં જુદા નામ આપવામાં આવે છે તે અનાદિ, અનંત, અવિનાશી છે, અને જ્યાસુધી તે સંપૂર્ણ મુક્ત દશા પ્રાપ્ત ન કરે ત્યાસુધી ફરી ફરીને જન્મ ધારણ કરે છે. આ બાબતમા બધા સંપ્રદાયો એકમત થાય છે અને એ સિવાય બીજી પણ એક બાબત છે કે, જેવિષે પાશ્ચાત્ય અને ભારતીય તત્ત્વવિચારની પ્રણાલીમા પૂરેપૂરો, એકબીજાને તદ્દન જુદા પાડી નાખે એવો ચોકખો મતભેદ છે, તેવિષે પણ હિંદુસ્તાનના તમામ સંપ્રદાયો એકસરખો મત ધરાવે છે આપણી માન્યતા એવી છે કે જીવાત્માની અંદર અસલથીજ સર્વ પ્રકારની શક્તિઓ રહેલી છે આત્મબળ પ્રાપ્ત કરવાને બહારથી કોઇ શક્તિ પ્રાપ્ત કરવાની નથી, પણ જે શક્તિ આત્માની અંદર અનાદિકાળથી રહેલી છે તેનો ફક્ત વિકાસ કરવાનો છે અંગ્રેજીમા જે "ઇન્સ્પિરેશન" અર્થાત્ પ્રેરણા શબ્દ છે તેમાંથી એવુ તાત્પર્ય નીકળે છે કે, આત્માની અંદર કાંઇક તત્ત્વ બહારથી આવીને દાખલ થાય છે. અર્થાત્ જેમને પ્રેરણા થાય છે તેમના આત્માની અંદર કોઇક બહારથી આવેલો પ્રકાશ અથવા જ્ઞાન દાખલ થાય છે, પણ આપણા શાસ્ત્રના મત પ્રમાણે તમામ પ્રકારની શક્તિઓ, મહત્તા અને પવિત્રતા આત્માની અંદરજ રહેલાં છે, અને ઋષિઓ, મહાપુરુષો બહારથી નવુ તત્ત્વ ન લાવતા પોતાના આત્માની અંદર જે રહેલુ છે તેનો માત્ર વિકાસ કરે છે યોગીઓ કહે છે કે અણિમા, લઘિમા વગેરે અષ્ટ સિદ્ધિઓ જે તેઓ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે ખરૂ જોતા પ્રાપ્ત કરવાની છેજ નહિ, પણ પરાપૂર્વથી આત્મામાં રહેલીજ છે. માત્ર તેમને વ્યક્ત કરવાનુજ કામ બાકી છે. દાખલા તરીકે પતંજલિનો મત એવો છે કે ભોંયપર ચાલતા ક્ષુદ્ર કીડાની અંદર પણ અષ્ટ

સિદ્ધિઓ રહેલી છે. અડચણુ માત્ર શરીરને લીધેજ છે એ શરીરને લીધેજ આત્મા પોતાની શક્તિઓને પ્રકટ કરી શકતો નથી. ઉત્કૃષ્ટ શરીરની પ્રાપ્તિ થતાજ એ શક્તિઓ એકદમ પ્રકટ થઇ જશે અત્યારે પણુ તેનામાં તેમનુ અસ્તિત્વ તો છેજ તે પોતાના એક સૂત્રમાં લખે છે કે—**निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ।** અર્થાત્ કર્મ કાંઇ પ્રકૃતિનો સ્વભાવ બદલતા નથી, પણ તેની ઉન્નતિમાં જે અંતરાયો છે તે દૂર કરવાની ગરજ સારે છે જેમ એક ખેડુત પોતાના ખેતરમા પાણી વાળવાને માટે જે જમીન પોતાની ઉંચાઇને લીધે પાણી આવતુ અટકાવતી હોય છે, તેને ખોદી નાખે છે એટલે પાણી એની મેળેજ પોતાના સ્વભાવ પ્રમાણે ધડધડાટ કરતુ ચાલ્યુ આવે છે આના સંબંધમાં કપિલમુનિ ખેડુતનુ પ્રખ્યાત ઉદાહરણ આપે છે. એક ખેડુતને પાસેના તળાવમાથી પોતાના ખેતરમા પાણી વાળવુ છે, તળાવ પાણીથી છલાછલ ભરાયલુ છે, પણુ જો તળાવ અને ખેતરની વચ્ચે જે કાદવની પાળ છે તે તૂટી જાય તો ક્ષણુવારમા આખા ખેતરમા પાણીની રેલછેલ થઇ રહે તે પાળને ખેડુત તોડી નાખે તો પાણી પોતાના વેગવડે ખેતરમાં ચાલ્યુ આવે તેમ આત્માની અંદર અનાદિકાળથી પવિત્રતા, શક્તિઓ, સંપૂર્ણ અંશે ભરેલાં છે, માત્ર તેના ઉપર માયાનુ આવરણુ આવેલુ હોવાથી એ શક્તિઓ પ્રકટ થઇ શકતી નથી એ આવરણુ ખસી જાય તો આત્મા પોતાની સ્વાભાવિક પવિત્રતા પ્રાપ્ત કરે અને તેની અંદર રહેલી નાના પ્રકારની શક્તિઓ જાગ્રત થાય હવે પાશ્ચાત્ય માનસશાસ્ત્ર અને ખાસ કરીને ધર્મશાસ્ત્રો આ વાત સ્વીકારતા નથી, એ આપણી અને તેમની વચ્ચે મોટો તફાવત છે. પાશ્ચાત્ય દેશોના લોકોમા એવો ભયંકર મત ચાલે છે કે આપણે બધા+ જન્મથીજ પાપી છીએ આપણે આ ભયંકર મતને માનતા નથી તેથી આપણુને પણુ તેઓ પાપી ધારે છે અને આપણા ઉપર ઘૃણા લાવે છે તેઓ વિચાર નથી કરતા કે જો આપણે સ્વાભાવિક રીતેજ પાપી હોઇએ તો પછી આપણે કદિ પણુ પવિત્ર થઇ શકીએજ નહિ, કેમકે મૂળ પ્રકૃતિમા કાંઇ ફેરફાર થઇ શકેજ નહિ અને પ્રકૃતિ ફરી જાય તો તે પ્રકૃતિજ ન કહેવાય, એટલે તેઓ પોતાના મતનુ પોતેજ ખંડન કરે છે. આપણા અને પશ્ચિમના દેશોમાં ચાલતા ધર્મ વચ્ચે આ જે પ્રભેદ રહેલો છે તે સ્મરણુમા રાખજો, પણુ આપણા દેશમા દ્વૈતવાદી અને અદ્વૈતવાદી બધાએ સંપ્રદાયો આ બાબતમા તો એકમત છે

---

+ ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર —બાઈબલ બે વિભાગમા વહેચાયલુ છે જૂનો વિભાગ અને નવો વિભાગ જૂના વિભાગના પ્રકરણો યાહુદી લોકોના ઓલીઆઓએ લખેલા છે ત્રણુ ચાર હજાર વર્ષ ઉપર યાહુદીઓ મિસર દેશમા ગુલામોની હાલત ભોગવતા હતા, તેમને મુસા નામના પેગંબરે મુક્ત કર્યા, પણુ લાબા સમયની ગુલામીને લીધે આપણે પાપી છીએ, જન્મથી ગુલામ અને પાપી છીએ એ ભાવના તેમના મગજમા દૃઢ થઈ ગઇ હતી. તેને લીધેજ મનુષ્યમાત્ર જન્મથી પાપી છે એ માન્યતા ઉત્પન્ન થઇ છે ભા૦ ક૦

બીજી એક બાબતમાં પણ આપણા દેશમા ચાલતા તમામ સપ્રદાયો એકજ મત ધરાવે છે અને તે ઇશ્વરના અસ્તિત્વ સબધે છે દરેક સપ્રદાયના ઇશ્વર સબધી વિચારમાં ભિન્નતા છે એ વાત ખરી, પણ ઇશ્વરના અસ્તિત્વ સબધી કોઇને સંદેહ નથી. જેઓ દ્વૈતવાદી છે તેઓ સગુણ ઇશ્વરને અને અદ્વૈતવાદીઓ નિર્ગુણ બ્રહ્મને માને છે હવે " સગુણ ઇશ્વર " એ શબ્દનો અર્થ હુ તમને સ્પષ્ટપણે સમજાવવા ઇચ્છુ છુ કે જેથી કરીને ગેરસમજ ઉભી ન થાય " સગુણ " શબ્દનો અર્થ એવો નથી કે ઇશ્વરને શરીર છે, તે અમુક ઠેકાણે સિહાસન ઉપર બેઠેલો છે અને ત્યાં રહ્યો રહ્યો જગત્ ઉપર રાજ્ય કરે છે. સગુણ એટલે માત્ર ગુણયુક્ત સગુણ ઇશ્વરનુ અનેક પ્રકારે વર્ણન કરવામા આવ્યુ છે એ સગુણ ઇશ્વર જગતની સૃષ્ટિ, સ્થિતિ અને લય કરે છે, એ મત દરેક સપ્રદાય મજૂર રાખે છે અદ્વૈતવાદીઓ સગુણ ઇશ્વર કરતાં જરા આગળ વધીને ઇશ્વરના એથી પણ અધિક ઉચા પ્રકારના સ્વરૂપને માને છે તેઓ સગુણ ઇશ્વરના કરતા પણ વિશેષ ઉચ્ચ સ્વરૂપ જેને સગુણ-નિર્ગુણ એવુ નામ આપી શકાય તે સ્વરૂપને માને છે જેનામા ગુણનો કેવળ અભાવ છે તેને કોઇ પણ વિશેષણ વાપરીને વર્ણવી શકાયજ કેમ ? આથી કરીને અદ્વૈત-વાદીઓ તેને સત્, ચિત્ અને આનદ, એ ત્રણજ વિશેષણ લગાડે છે. શકરાચાર્યે ઇશ્વરને સચ્ચિદાનદ એ વિશેષણથી વિશિષ્ટ માન્યો છે, પણ ઉપનિષદો તો શકરા-ચાર્યના કરતા પણ એક પગલુ આગળ જાય છે તેમના મત પ્રમાણે ઇશ્વરને તો માત્ર " **नेति नेति** "–" તે આવો નથી, આવો નથી " એવી નિષેધાત્મક ભાષા-થીજ વર્ણવી શકાય તે અવો છે એમ કહેવાયજ નહિ. એ મતભેદ ગમે તેટલા હોય તોપણ ઇશ્વરના અસ્તિત્વમાટે તો આપણા દેશમાં બે મત છેજ નહિ.

હવે આપણે દ્વૈતવાદીઓના સિદ્ધાતનુ સક્ષેપમાં અવલોકન કરીએ હુ થોડા વખત ઉપર કહી ગયો છુ કે હુ રામાનુજને દ્વૈતવાદી સપ્રદાયના શ્રેષ્ઠ પ્રતિનિધિ તરીકે માનુ છુ ઘણાજ ખેદની વાત છે કે બગાળાના લોકો ભરતખડના બીજા પ્રદેશોમાં થઇ ગએલા મોટા આચાર્યોવિષે બિલકુલ જ્ઞાન ધરાવતા નથી મુસલમાનોનુ રાજ્ય ભરતખડમાં રહ્યુ તે દરમ્યાન ચૈતન્ય સિવાયના બીજા બધા ધર્મપ્રવર્તકો દક્ષિણ હિદુસ્તાનમાજ પેદા થયા હતા. ખરૂ જોતા દક્ષિણ હિદુસ્તાનના આચાર્યોનીજ બુદ્ધિ આખા હિદુસ્તાનમાં ધર્મના વિષયપર હાલ અધિકાર ભોગવે છે, કારણ કે ચૈતન્યે પણ દક્ષિણમાં ઉત્પન્ન થએલા મધ્વાચાર્યના સિદ્ધાતો સ્વીકાર્યા છે રામાનુ-જના મત પ્રમાણે ત્રણ પદાર્થો નિત્ય છે–ઇશ્વર, જીવ અને જગત્ આત્મા નિત્ય અને અવિનાશી પદાર્થ છે અને અનત કાળપર્યત તેનુ પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ કાયમ રહેશે, તેનો કદિ પણ લોપ થશે નહિ. તમારો આત્મા મારા આત્માથી અનતકાળ પર્યંત પૃથક્ રહેશે, અને આ જગત્–પ્રકૃતિ જે આત્મા અને ઇશ્વરના જેટલીજ

સત્ય છે, મિથ્યા નથી, તે પણ અનંત કાળપર્યંત પૃથક્‌રૂપે રહેશે. ઈશ્વર સર્વની અંદર અંતર્યામીરૂપે રહેલો છે; અને એ દૃષ્ટિએ જીવ એ ઈશ્વરથી ભિન્ન છતા પણ અભિન્ન છે, એવુ રામાનુજ માને છે પ્રલય વખતે જ્યારે આખુ જગત્ સંકુચિત થઇ જશે ત્યારે આ જીવાત્માઓનો પણ સંકોચ થઇ જશે અને એવી અવસ્થામા તેઓ અમુક કાળપર્યંત રહેશે જ્યારે બીજા કલ્પનો પ્રારંભ થશે, ત્યારે જીવાત્માઓ પુન પ્રકટ થશે અને પોતાનાં પૂર્વજન્મોના ફળ ભોગવશે, માટે જે જે કર્મોને લીધે જીવાત્માની સ્વાભાવિક પવિત્રતામાં ઘટાડો થાય તે સર્વ પાપ છે, અને જે કર્મથી જીવાત્માનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય તે સર્વ પુણ્ય કર્મ છે. એ પ્રમાણે આત્મા કોઇકવાર સંકુચિત થાય છે તો કોઇવાર વિકાસ પામે છે એમ કરતા કરતા અંતે ઈશ્વરકૃપાથી તે મુક્ત થઇ જાય છે, માટે જેઓ પવિત્ર સ્વભાવવાળા છે અને જેઓ ઈશ્વરની કૃપા મેળવવા ઉત્કંઠાસહિત યત્ન કરે છે, તેઓને ઈશ્વરની કૃપા મળે છે એવો રામાનુજનો સિદ્ધાંત છે.

શ્રુતિનુ એક પ્રસિદ્ધ વાક્ય છે કે **आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः** ।અર્થાત્ જો આહાર શુદ્ધ હોય તો સત્ત્વની એટલે કે અંતઃકરણની શુદ્ધિ થાય છે, અને તેમ થતાં સ્મૃતિ એટલે ઈશ્વરસ્મરણ ( અદ્વૈતવાદીના મત પ્રમાણે પોતાની પૂર્ણતાનુ સ્મરણ ) અચલ અને સ્થાયી થાય છે. આપણે જાણીએ છીએ કે સાખ્ય-દર્શનના મત પ્રમાણે અને ભરતખંડના બીજા તમામ દર્શનના મત પ્રમાણે આપણો દેહ ત્રણ ઉપાદાનનો બનેલો છે—સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણયુક્ત પ્રકૃતિજ જગત્‌ના ઉપાદાન કારણરૂપ છે હવે વિશુદ્ધ સત્ત્વની પ્રાપ્તિ કરવી એ વેદાંતનો મુખ્ય વિષય છે હુ તમને આગળ કહી ગયો છુ કે આત્મા પોતે તો સ્વાભાવિક રીતેજ પૂર્ણ અને શુદ્ધ છે, પરંતુ તે રજ અને તમ એ પદાર્થોથી આચ્છાદિત થએલો છે સત્ત્વગુણ અત્યંત પ્રકાશિત છે અને તેથી કરીને જેમ કાચમા થઇને સૂર્યના કિરણ સહેલાઇથી પસાર થઇ શકે છે, તેમ સત્ત્વગુણમાં થઇને આત્મચૈતન્ય પ્રકટી નીકળે છે તેથી જો રજ અને તમ પદાર્થો દબાઇ જાય અને માત્ર સત્ત્વ પદાર્થજ અવશિષ્ટ રહે તો આત્માની શક્તિ અને વિશુદ્ધિ ઝળકી નીકળીને વિશેષરૂપે પ્રકટ થઇ શકે છે, માટે આ સત્ત્વગુણની પ્રાપ્તિ બહુજ જરૂરની છે હવે એ સત્ત્વની પ્રાપ્તિનો ઉપાય શ્રુતિમા બતાવ્યો છે કે જો શુદ્ધ આહાર લેવામા આવે તો સત્ત્વની શુદ્ધિ થાય. "આહાર" શબ્દનો અર્થ રામાનુજે માત્ર ખાવાના પદાર્થો એવોજ કર્યો છે અને તેના દર્શનમા અને અન્ય દર્શનોમા જે ભેદ છે તેને ઉત્પન્ન કરનાર " આહાર " શબ્દનો તેમનો એ અર્થજ છે આ માન્યતાની અસર એકલા રામાનુજના સંપ્રદાય ઉપર થઇ છે એમ નથી, પણ આખા હિંદુસ્તાનની પ્રજા ઉપર તેની સચોટ અસર થયેલી છે, માટે એ આહારશુદ્ધિનો પૂરેપૂરો અર્થ વિચારવાની જરૂર છે, કેમકે આહારની

શુદ્ધિ એ રામાનુજના મત પ્રમાણે આપણા જીવનને લગતી મુખ્ય બાબત છે.

રામાનુજ કહે છે ખોરાક ત્રણ કારણને લીધે અશુદ્ધ થાય છે પ્રથમ જાતિદોષ. કેટલીક વસ્તુઓ પોતાની મૂળ જાતિથીજ અશુદ્ધ હોય છે લસણ, કાંદા વગેરે પદાર્થો સ્વભાવથીજ અશુદ્ધ હોય છે. બીજો આશ્રયદોષ છે. જે માણસ પાસેથી ખાવાનો પદાર્થ પ્રાપ્ત થયો હોય તેને આશ્રય કહે છે, જેમકે દુષ્ટ માણસના ઘરનો અથવા દુષ્ટ માણસને હાથે રંધાયલો ખોરાક ખાવાથી આપણે અપવિત્ર થઇએ છીએ. મે એવા અનેક મહાપુરુષ જોયા છે કે જેઓ આ ઉપદેશને આખા જીવનપર્યંત પૂર્ણ રીતે અનુસરે છે અલબત્ત, તેમનામાં એક પ્રકારની શક્તિ હતી. ખોરાક લાવનાર અથવા તેને અડકનાર માણસમા કયા કયા ગુણદોષ છે તે તેઓ જાણી શકતા. મે નજરે નજર એવા પ્રસગો સેકડો વાર જોયા છે ત્રીજો દોષ નિમિત્તદોષ છે. ખાવાના પદાર્થોને અશુદ્ધ વસ્તુઓનો સ્પર્શ થયો હોય અથવા તેની અદર એવી વસ્તુઓ ભળી ગઇ હોય તેથી પણ ખોરાક અશુદ્ધ થાય છે આ બાબત ઉપર આપણે હાલમાં ધ્યાન આપવાની ખાસ જરૂર છે ખોરાકમા ધૂળ, મેલ, વાળ એવા અનેક પદાર્થો મળ્યા હોય તે છતાં તેવો ખોરાક લેવાની કુટેવ હાલ આપણા લોકોમાં ઘણી જોવામા આવે છે એ ત્રણે દોષ વગરનો પવિત્ર ખોરાક ખાવાથી મનુષ્યમાં સત્ત્વગુણની શુદ્ધિ થાય છે.

હવે જો ખરેખર આમજ હોય તો ધર્મ ઘણોજ સહેલો થઇ જાય છે જો માત્ર પવિત્ર ખોરાક ખાવાથીજ ધર્મની પ્રાપ્તિ થતી હોય તો તો દરેક જણ સહેજે ધાર્મિક થઇ શકે આ ત્રણ દોષથી પોતાના ખોરાકને મુક્ત ન રાખી શકે એવો નિર્બળ બુદ્ધિનો, મૂર્ખ માણસ ભાગ્યેજ હોઇ શકે, અને ખાસ કરીને એટલુજ કર્યાથી પરમ પુરુષાર્થ સિદ્ધ થતો હોય તોપણ તેમ ન કરે એવો પામર તો કોઇ હોઇ શકેજ નહિ. હવે આ મતની સાથે શકરાચાર્યનો મત સરખાવો તે કહે છે કે આહાર એટલે મનની અદર જે જે વિચારોનો સગ્રહ થએલો છે, તેની જ્યારે વિચારોવડે શુદ્ધિ થ ય ત્યારેજ સત્ત્વની શુદ્ધિ થઈ શકે એકલા આહારથી નહિ તમે ગમે તે ખાઓ જો એકલા ખોરાકથીજ સત્ત્વની શુદ્ધિ થતી હોય તો વાદરાને આખી જિદગીસુધી દૂધભાત ખવડાવી જુઓને ! તેના સત્ત્વની શુદ્ધિ થાય છે ? તે યોગી થઈ શકે ખરો ? એમ યોગી થવાતુ હોય તો ગાય અને હરિણ પણ મહાન્ યોગી થઈ જાય નહાવાથી સ્વર્ગપ્રાપ્તિ થઇ હોય તો માછલીઓ સૌથી પહેલીજ સ્વર્ગમા દાખલ થઇ જાય.

હવે આ તકરારનુ નિરાકરણ શી રીતે કરવુ ? રામાનુજ અને શકરાચાર્ય બેઉના મત સત્ય છે, પણ અધૂરા છે શુદ્ધ આહારની સ થે શુદ્ધ વિચાર પણ જરૂરના છે આહાર શબ્દનો જે અર્થ શકરાચાર્ય કરે છે તેની અગત્ય પહેલી છે, તોપણ શુદ્ધ આહારથી વિચારશુદ્ધિનુ કામ સરળ થઇ પડે છે એ વાતનુ પણ વિસ્મરણ ન થવુ

જોઇએ. આહાર અને વિચાર વચ્ચે નિકટનો સબધ છે, માટે બેઉને શુદ્ધ રાખવા ઉપર લક્ષ આપવુ જોઇએ, પણ દુર્ભાગ્યે હાલ આપણે શંકરાચાર્યનો ઉપદેશ ભૂલી ગયા છીએ અને માત્ર "શુદ્ધ આહાર" ઉપરજ લક્ષ આપીએ છીએ (ખરૂ જોતા આહારશુદ્ધિ પણ નથી સચવાતી) એથીજ જ્યારે હુ કહુ છુ કે આપણો ધર્મ હાલ તો રસોડામાજ આવી ગયો છે, ત્યારે લોકો મારા ઉપર ક્રોધે ભરાય છે. હાલ કદાચ તમને મારી વાત સાચી નહિ લાગતી હોય પણ જો તમે મારી સાથે એકવાર મદ્રાસ આવો અને ત્યાંના રીતરિવાજ જુઓ તો પછી તમે મારૂ કહેવુ કબૂલ કર્યા વગર રહો નહિ બગાળીઓમા હજી મદ્રાસીઓના જેવી મૂર્ખાઇ દાખલ થઈ નથી મદ્રાસમા તો એવો રિવાજ છે કે ઉચ્ચ વર્ણના ખોરાક ઉપર કોઇની નજર સરખી પડે, તો તે ખોરાક અપવિત્ર ગણીને લોકો નાખી દે છે, અને ખોરાકની પવિત્રતામાટે આટઆટલી કાળજી રાખ્યા છતા પણ તેઓએ ધર્મના વિષયમાં ખાસ ઉન્નતિ કરી હોય એવુ જોવામાં આવતુ નથી. જો અમુક ચીજ ખાવી અને અમુક ચીજ ન ખાવી અને રખેને આપણા ખોરાક ઉપર કોઇની દૃષ્ટિ પડે એટલા પૂરતી કાળજી રાખ્યાથીજ સિદ્ધ થઇ જવાતુ હોય, તો મદ્રાસીઓ બધા પૂર્ણ સિદ્ધ પુરુષો થવા જોઇએ, પણ તેઓ સિદ્ધ થયા નથી એ વાત પણ સ્પષ્ટ છે અલબત્ત, મારી સાથે કેટલાક મદ્રાસી ગૃહસ્થો બેઠેલા છે તેમને બાદ કરીને હુ આ વાત કરૂ છુ, તાત્પર્ય એ છે કે મદ્રાસના લોકોએ ધર્મના વિષયમા જે પ્રગતિ કરી હોય તેના કારણ જુદાંજ હોવા જોઇએ

માટે સપૂર્ણ અશે સત્ત્વની શુદ્ધિ કરવામાટે આહારની તેમજ વિચારની બંનેની શુદ્ધિની જરૂર છે વળી ઘોડાની આગળ ગાડી મૂકવાની ભૂલ આપણે કરીએ નહિ એટલે કે જે પ્રથમ કરવાનુ છે તેને વિસારે મૂકીએ નહિ, તેની પણ સભાળ રાખવાની જરૂર છે હમણા ખોરાક અને વર્ણાશ્રમ સબધે દેશમાં ઘણી ચર્ચા થાય છે અને તેમા સૌથી વધારે કોલાહલ મચાવનાર આપણા બગાળીઓ છે હુ તમને દરેકને પૂછુ છુ કે તમે "વર્ણાશ્રમ" શબ્દનો અર્થ સમજો છો ખરા ? હમણાં આપણા દેશમા ચાર વર્ણ છે ખરા ? હું તો ચાર વર્ણ જોતો નથી આપણી બગાળી ભાષામાં એક કહેવત છે કે 'માથુ તો છે નહિ છતા માથુ દુખે છે" તેમ દેશમા અત્યારે ચાર વર્ણનુ ઠેકાણુ તો છે નહિ છતા તેને માટે ચર્ચાઓ અને તકરારો ઉભી કરો છો ! હાલ માત્ર બ્રાહ્મણો અને શૂદ્રો બેજ છે જો ક્ષત્રિઓ અને વૈશ્યો હોય તો તેઓ ક્યાં છે ? શા માટે બ્રાહ્મણો તેમને હિદુધર્મના નિયમ પ્રમાણે વેદ ભણવાની અને યજ્ઞોપવીત ધારણ કરવાની આજ્ઞા કરતા નથી ? હવે જો વૈશ્ય અને ક્ષત્રિઓ જે દેશમા નજ હોય અને એકલા બ્રાહ્મણો અને શૂદ્રોજ રહેતા હોય, તો બ્રાહ્મણોએ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે તેવા દેશમા રહેવુ પણ નજ જોઇએ. શાસ્ત્રમા એવી આજ્ઞા છે કે જે દેશમાં

એકલા શૂદ્રોજ વસતા હોય તે દેશમાં બ્રાહ્મણોએ વસવુ નહિ, માટે હે બ્રાહ્મણો ! ગાસડા પોટલા બાંધીને તમે અહીંથી ચાલ્યા જાઓ."જે લોકો વિધર્મીનુ અન્ન ખાય છે, * * * તેમને વિષે શાસ્ત્રમા શુ કહ્યું છે તે તમે જાણો છો? તમે છેલ્લા હજાર વર્ષ થયા તેમ કરતા આવ્યા છો * * * * * * એ અપરાધનુ શુ પ્રાયશ્ચિત્ત છે તે તમને ખબર છે? પ્રાયશ્ચિત્ત એજ છે કે તમે જાતેં ચિતા ખડકીને બળી મરો શુ તમે લોકોના ગુરૂ થવા ચાહો છો છતાં વ્યવહારમા આવા પાખંડી થાઓ છો ? જો તમે તમારા શાસ્ત્રોને માનતાજ હો તો ચિતા ખડકીને બળી મરો ! એક બ્રાહ્મણને મહાન્ સિકંદર ગ્રીસ લઇ ગયો હતો. પોતે વિધર્મીનુ અન્ન ખાધુ હતુ તેથી કરીને તે બળી મુઓ હતો તેમ તમે પણ બળી મરો તમે એક વાર તેમ કરો તો ખરા. પછી જુઓ, આખો દેશ તમારા ચરણમાં મસ્તક નમાવે છે કે નહિ તમને પોતાને તમારાં શાસ્ત્રોમા વિશ્વાસ તો છે નહિ અને બીજાઓ વિશ્વાસ રાખે એમ ઇચ્છો છો ! જો તમે એમ કહેતા હો કે આ જમાનાની સ્થિતિ જોતા અમે તે બ્રાહ્મણની માફક ઉગ્ર પાયશ્ચિત્ત કરી શકીએ એમ નથી, તો તમે તમારી પોતાની નબળાઇ જાહેર કરો, અને તેજ પ્રમાણે બીજી જ્ઞાતિઓની નબળાઇને વધારે ઉદાર દિલના થઇને ક્ષમા કરો, તેઓને પણ તમારી સાથે ઉન્નત કરતા જાઓ. તેમની ઉન્નતિમા સહાયભૂત થાઓ તેમને પણ વેદ ભણાવો જગતનાં અન્ય સ્થાનોમાં જેવી બીજી આર્ય પ્રજાઓ છે તેવા તમે પણ થાઓ હે બંગાળી બ્રાહ્મણો ! હુ તમને ખાસ ભાર મૂકીને કહુ છુ કે તમે ખરેખરા આર્ય બનો

અધમ, મલિન વામાચારનો ત્યાગ કરો એ તમારી સમસ્ત પ્રજાનુ સત્યાનાશ કહાડી નાખે છે તમે હિંદુસ્તાનના બીજા પ્રદેશ જોયાજ નથી જ્યારે આપણા જનસમાજમાં રગેરગ વ્યાપી ગએલો વામાચાર જોઉં છુ ત્યારે આપણી આટલી ઉંચી સંસ્કૃતિ છતાં પણ મને બંગાળા એક ભયાનક નરકતુલ્ય લાગે છે જેઓ દિવસે આચારશુદ્ધિવિષે લાંબા લાંબાં ભાષણો આપે છે, તેઓજ રાત્રિએ અત્યંત ભયાનક ત્રાસજનક બીભત્સ વ્યભિચાર અને મદિરાપાનમા ચકચૂર થઇ જાય છે, અને પોતાના× આચરણના બચાવમા ભયંકરમા ભયંકર પુસ્તકોનો આધાર બતાવે છે તેઓ કહે છે કે અમને અમુક શાસ્ત્રોમાં આવાં બીભત્સ કાર્ય કરવાની આજ્ઞા કરેલી છે આ વાત બધા બંગાળીઓ જાણે છે વામાચારના તંત્રો એજ બંગાળાના શાસ્ત્રો છે. તેઓ ઢગલાબંધ છપાય છે અને તમારા બાળકો પવિત્ર વેદને બદલે આ ભયાનક પુસ્તકો વાચીને પોતાના હૃદયમાં હલાહલ વિષ દાખલ કરે છે કલકત્તાના વતનીઓ ! તમે પિતા તરીકેની તમારી ફરજ સમજો છો ? આ ભયંકર વામાચારી તંત્રોને અને તે વળી

× ગુજરાતમા કોઇ કોઇ ઠેકાણે વામાચારીઓના ગુપ્ત મંડળ છે તેઓ મદિરાપાન અને વ્યભિચાર કરીને અત્યંત મલિન અને અધમ જીવન ગાળતા હોય છે બા. ક.

ભાષાંતરસહિત તમારા બાળકોના હાથમા આપતાં તમને શરમ નથી આવતી? તમને એમ નથી લાગતુ કે આ મલિન પુસ્તકોના વાચનથી તેમનાં હૃદય અત્યંત અપવિત્ર થઇ જશે અને તેઓ એમજ સમજતાં થશે કે આજ આપણાં ખરા શાસ્ત્રો છે જો તમને ગ્લાનિ ઉપજતી હોય તો એ બીભત્સ પુસ્તકો તમારાં બાળકોના હાથમાંથી ઝુંટવી લો અને તેને ઠેકાણે વેદ, ગીતા અને ઉપનિષદ્ જે આપણાં ખરાં શાસ્ત્રો છે તેજ આપવા માંડો

દ્વૈતવાદના સિદ્ધાંત પ્રમાણે જીવાત્માનુ વ્યક્તિત્વ અનંત કાળપર્યંત પૃથક્ રહે છે એટલે તે જીવાત્માજ રહે છે, અને કદિ પણ બ્રહ્મની સાથે એકાકાર થઇ જતો નથી ઇશ્વર જગતનુ નિમિત્તકારણ છે, એટલે જગતનું ×ઉપાદાન તો અનાદિ કાળથી હતુજ અદ્વૈતવાદીઓનો મત એથી જુદો છે તેમના મત પ્રમાણે ઇશ્વરજ જગતનુ ઉપાદાન અને નિમિત્તકારણ બેઉ છે તે જગતનો એકલો કર્તાજ નથી, પણ ઉપાદાનભૂત પોતાના શરીરમાંથીજ જગતને વ્યક્ત કરે છે એટલે કે સૃષ્ટિની રચના થઇ નથી પણ પરબ્રહ્મમાંથી તેનુ માત્ર પ્રકટીકરણજ થયુ છે. આવો અદ્વૈતવાદનો સિદ્ધાંત છે વળી કેટલાક અપરિપક્વ દ્વૈતવાદી સંપ્રદાયો પણ ઉત્પન્ન થયા છે તેઓ માને છે કે ઇશ્વરે જગતને પોતામાંથીજ ઉત્પન્ન કર્યું છે, અને તેની સાથે તેઓ એમ પણ કહે છે કે ઇશ્વર જગતથી સદાને માટે ભિન્ન છે અને દરેક પદાર્થ ચિરકાળપર્યંત ઇશ્વરની સત્તાને અધીન છે વળી બીજા કેટલાક સંપ્રદાયોનો મત એવો છે કે ઇશ્વરે પોતે પોતાનુજ ઉપાદાન ઉત્પન્ન કરીને જગતને પોતામાંથી વ્યક્ત કર્યું છે અને અંતે જીવાત્માઓ સાન્ત (અન્તવાળા) મટીને અનંતમા ભળી જશે ત્યારે નિર્વાણ પ્રાપ્ત કરશે, પણ આ બધા સંપ્રદાયોનો હાલમા લોપ થઇ ગયો છે હાલ તો ભરતખંડમા જે અદ્વૈતવાદ પ્રચલિત જણાય છે ને કેવળ શંકરાચાર્યનોજ છે શંકરાચાર્યનો મત એવો છે કે ઇશ્વર પોતાની માયાને વશ થઇને જગતનુ નિમિત્ત અને ઉપાદાનકારણ બને છે, પણ વાસ્તવિક રીતે જગત છેજ નહિ ઇશ્વર જગતના રૂપમા ફેરવાઇ ગયો પણ નથી અને જગતનુ અસ્તિત્વ પણ નથી. કેવળ ઇશ્વરજ છે

અદ્વૈતવાદ માંહેના માયાવાદનો વિષય સમજવો અને સમજાવવો એ બહુ મુશ્કેલ છે આપણા દેશમા ઉત્પન્ન થએલા તત્ત્વદર્શનના આ કઠણમા કઠણ પ્રશ્નની ચર્ચા આ વ્યાખ્યાનમા બની શકે એમ નથી તમારામાંથી જેમણે પાશ્ચાત્ય તત્ત્વદર્શનનો અભ્યાસ કર્યો હશે તેમને *કૅન્ટના દર્શનમા શંકરના માયવાદનુ કાંઇક સામ્ય નજરે પડશે, તોપણ જેમણે કૅન્ટના સંબંધમાં પ્રોફેસર મૅક્સમૂલરે લખેલા ભાષ્ય વાંચ્યા હોય તેમને હુ ચેતવણી આપુ છુ કે, તેમાં એક બાબત ઘણીજ ભૂલ ખવરાવે એવી

× જેમકે માટી એ ઘડાનુ ઉપાદાનકારણ છે કુંભાર નિમિત્તકારણ છે
* અઢારમા સૈકામા થઈ ગએલો મહાન્ જર્મન ફિલોસોફર

છે આપણા જ્ઞાનની સીમા દેશ અને કાળથી મર્યાદિત થએલી છે એ સિદ્ધાતનો મૂળ પ્રતિપાદક કૅન્ટ છે એવો પ્રોફેસર મૅક્સમૂલરનો મત છે; પણ +કૅન્ટની પહેલા અનેક સૈકા પૂર્વે થઈ ગએલા શકરાચાર્યે દેશ, કાળ અને કારણના માયા સાથેના અભિન્ન સંબધની શોધ કરી હતી સુભાગ્યે મને શાકરભાષ્યમાથી એવા કેટલાક ફકરા જડી પણ આવ્યા અને તે મે મારા એ પ્રોફેસર મિત્રને વાચવામાટે મેકલાવ્યા પણ હતા. આ ઉપરથી તાત્પર્ય એ નીકળે છે કે કૅન્ટની પહેલાના સમયમા પણ આ સિદ્ધાત ભરતખડમા પ્રચલિત થયો હતો અદ્વૈતવાદી વેદાતીઓનો માયાવાદ એ એક પેટાસિદ્ધાત છે એ મત પ્રમાણે માત્ર એકલા બ્રહ્મનુજ અસ્તિત્વ છે અને નામ અને રૂપનો ભેદ માત્ર માયાથીજ પ્રતીત થએલો છે

એ એકત્વ, **एकमेवाद्वितीयं ब्रह्म**જ આપણુ અતિમ લક્ષ્ય છે, અને આ બાબતમા પણ ભારતીય અને પાશ્ચાત્ય દર્શન વચ્ચે શરૂઆતથીજ મોટો તફાવત ચાલ્યો આવે છે હજારો વર્ષ થયા ભરતખડે પોતાના માયાવાદની ગર્જના આખુ જગત સાભળે એમ કીધી છે, અને છાતી ઠોકીને કહ્યુ છે કે તમારામા શક્તિ હોય તો આ સિદ્ધાતનુ ખડન કરો જગતની અનેક પ્રજાઓએ ખડન કરવાનુ બીડુ ઝડપ્યુ અને પરિણામે આપણે નજરો નજર જોઇએ છીએ કે, એ ખડન કરવા તત્પર થનાર પ્રજાઓના આજે નામ નિશાન પણ નથી અને આપણે હજી જેવાને તેવા સજીવન છીએ ભરતખડે આખા જગત્સમક્ષ હિમતપૂર્વક જાહેર કર્યું હતુ કે આખુ જગત્ એ એક ભ્રાતિજ છે—માયાની ઇન્દ્રજાળ છે તમે માટીની ઠીબમા ખાઓ કે સુવર્ણના મનોહર પાત્રોમા ખાઓ, મોટા રાજાધિરાજ બનીને ભવ્ય રાજપ્રાસાદમા રહો કે દરિદ્ર ભિખારીની માફક પૃથ્વીનુ પાથરણુ અને આકાશનુ આચ્છાદન કરીને સૂઓ, પણ પરિણામ એકજ આવશે. જગત્ એ સ્વપ્નજ છે પછી એ સ્વપ્ન કોઇને ઉત્તમ પ્રકારનુ આવ્યુ હોય કે ભયાનક આવ્યુ હોય, પણ જાગી ઉઠ્યા પછી તો પાછુ સૌ સરખુજ છે બધાની—રાજાની અને રકની, સત્તાધારીની અને નિર્બળની ગતિ એકસરખીજ છે એનુ નામજ માયા. આ સિદ્ધાત ભરતખડનો છેક પ્રાચીન સિદ્ધાત છે એનુ ખડન કરવાને, એથી ઉલટો સિદ્ધાત એટલે કે જગત્ અને જગતના ઉપભોગ સત્ય છે એ મત સિદ્ધ કરવાને અનેકાનેક પ્રજાઓએ વારાફરતી પ્રયત્ન કરી જોયા છે તેમણે સત્તા પ્રાપ્ત કરી, ભોગવિલાસને પોતાનો મૂળ મત્ર માન્યો, પોતાની

+ આ ઉપરથી એમ પણ ન સમજવુ કે કૅન્ટે શકરાચાર્યનુ માત્ર અનુકરણજ કર્યું છે કૅન્ટ લગભગ ત્રીશ વર્ષસુધી ગભીર ચિતન કરીને છેવટે આ ઠરાવપર આવ્યો હતો એકસરખી શક્તિવાળા જુદા જુદા દેશના જુદે જુદે સમયે થએલા વિદ્વાનો એકબીજાનો આધાર લીધા વગર પણ એક સિદ્ધાતપર આવે એ સ્વાભાવિક છે ભા. ક.

સત્તાનો યથેચ્છ ઉપભોગ કર્યો, અત્યંત ભોગવિલાસ માણ્યા અને બીજીજ પળે+ તે પ્રજાઓના ચૂરેચૂરા થઇ ગયા, જ્યારે આપણે અનંત યુગથી અક્ષત રહ્યા છીએ. આનું કારણ એ છે કે જગત્ અને જગતના પદાર્થો માયામાત્રજ છે એ ભાવના આપણી પ્રજાકીય ભાવના બની ગઈ છે

ભારતીય અને પાશ્ચાત્ય તત્ત્વદર્શન વચ્ચે એક બીજો મોટો પ્રભેદ છે. યૂરોપખંડમાં કૅન્ટની પછીના સમયમાં હેગેલ અને *શોપનહોર નામના બે તત્ત્વજ્ઞાનીઓ જર્મનીમાં થયા હતા, તેમના જેવાજ વિચાર એકવાર પ્રાચીનકાળમાં ભરતખંડમાં પણ ( ચાર્વાક વગેરે ) કેટલાક તત્ત્વજ્ઞાનીઓએ પ્રચલિત કર્યા હતા, પણ સદ્ભાગ્યે એવા ઘાતક વિચારોનો અંકુર ફૂટતાજ વિનાશ થઇ ગયો તેથી ઝેરી વૃક્ષ આપણી માતૃભૂમિ ઉપર ઉગવા પામ્યુંજ નહિ, અને તેનાં ઝેરી મૂળીઆં આપણા પ્રજાજીવનમાં કદિ દાખલ થઇ શક્યાંજ નથી હેગેલનો સિદ્ધાંત એવો છે કે જે એક અને નિરપેક્ષ સત્તા છે, તે કેવળ અપંચીકૃત અવ્યવસ્થિત મહાભૂતના સમુદાયરૂપ છે અને જે સાકાર વ્યષ્ટિ છે તે સત્ય છે અને સમષ્ટિ કરતાં શ્રેષ્ઠ છે, એટલે કે અ-જગત્ (શૂન્ય) કરતાં જગત્ શ્રેષ્ઠ છે મુક્તિ કરતાં સંસાર શ્રેષ્ઠ છે. આ હેગેલના તત્ત્વદર્શનનો સારાંશ છે તે કહે છે કે જેમ જેમ આપણે સંસારમાં અધિક ને અધિક ડુબતા જઇએ, જેમ જેમ ઐહિક જીવનને લગતી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓમાં આત્મા વિશેષ લપેટાતો જાય, તેમ તેમ આપણે ઉન્નત થતા જઇશું. પાશ્ચાત્ય પ્રજાઓ આપણને કહે છે કે જુઓ અમે કેવી ભવ્ય ઇમારતો બાંધીએ છીએ, કેવા સુઘડ રળીઆમણા રસ્તાઓ બનાવીએ છીએ ! કેવા કેવા વિષયભોગો ભોગવીએ છીએ ! હા બરાબર છે, પણ તમારા ઐશ્વર્ય અને વિલાસની પાછળ, તમારા દરેકે દરેક ઉપભોગની પાછળ ભયંકર દુ:ખ, ઈર્ષ્યા, વૈર અને તિરસ્કારની રાક્ષસી વૃત્તિઓ છુપાઇ બેઠી છે તેનું કેમ ?

આ બાજુએ આપણા દેશના તત્ત્વજ્ઞાનીઓ પહેલેથીજ કહેતા આવ્યા છે કે વ્યક્ત થનો દરેક પદાર્થ કે જેને તમે ક્રમવિકાસ કહો છો, તે અવ્યક્તને વ્યક્ત થવાના કેવળ મિથ્યા પ્રયત્નોજ છે તમે જે કાંઇ બાહ્ય યત્ન કરો છો તેનું નામ બીજું કાંઇજ નહિ, પણ માત્ર " તમારામાં અવ્યક્તરૂપે રહેલા પરમતત્ત્વને પ્રકટ કરવાના ખોટા

+ હિંદુ પ્રજાની સમોવડી રોમન, ગ્રીક અને મિસરની પ્રજાઓ ક્યાં છે ? હાલની યૂરોપની પ્રજાઓમાં હાલ તો આપણે નજરોનજરજ જોઈએ છીએ ભરતખંડની ઈમારત ખડક ઉપર છે, બીજી પ્રજાઓની ઇમારત રેતી ઉપર છે ભા. ક.

*શોપનહોર મહાન્ વેદાંતી અને ઉપનિષદ્નો ચુસ્ત અભ્યાસક હતો " આખા વિશ્વમાં ઉપનિષદોના અભ્યાસ જેવો શ્રેય કરનાર અન્ય કોઈપણ અભ્યાસ નથી મારા જીવનનું એ આશ્વાસન છે અને મારા મૃત્યુ સમયે પણ મને એનુંજ આશ્વાસન રહેશે " આ ઉદ્ગાર શોપનહોરના છે, છતાં સ્વામી વિવેકાનંદ શા કારણોથી તેના ઉપર આક્ષેપ મૂકે છે તે સમજાતું નથી ભા. ક.

અખતરાઓજ છે. તમે પોતેજ આ દશ્યમાન થતા જગતના સર્વશક્તિમાન્ ઉત્પાદક હોવા છતા શા માટે આ જગતરૂપી નાનકડા ખાબોચીઆમા તમારા મુખનુ પ્રતિબિંબ જોવામાં ફોગટ ફાંફા મારી રહ્યા છો ? થોડો સમય તેમ કરી જોયા પછી તમને ખાત્રી થશે કે એ સર્વ પ્રયત્ન મિથ્યાજ છે તમારૂ મૂળસ્વરૂપ એટલુ વિશાળ છે કે આ નાનકડા ખાબોચીઆમા તેનુ પૂર્ણ પ્રતિબિંબ કદિપણુ પડી શકનાર નથી. જગતનાં એક પછી એક કરીને તમામ પ્રકારનાં સુખોને અજમાવી જુઓ, પરંતુ તેમાનુ કોઇપણુ સુખ તમારા અંતરાત્માને પૂર્ણ સંતોષ આપી શકનાર નથી. જગતના તમામ પ્રકારના ઐહિક ઉપભોગ ભોગવ્યા છતા પણુ તેનાથી તમને સદાની શાંતિ થશેજ નહિ અને ઉણપની ઉણપજ રહેશે જ્યારે એમ થશે ત્યારેજ તમે જ્યાથી આવ્યા હતા તે દિશા તરફ અર્થાત્ તમારા મૂળસ્વરૂપ તરફ પાછા ફરવા માંડશો; અને એવુ વલણુ થવુ એનુ નામજ વૈરાગ્ય. એ વૈરાગ્યનો ઉદય થાય ત્યારેજ ખરા ધર્મની સાધનાનો પાયો નખાયો કહેવાય વૈરાગ્ય વગર ધર્મ અને નીતિની શરૂઆતજ શી રીતે થાય ? ત્યાગમાંજ ધર્મનો આરંભ છે અને ત્યાગમાંજ તેની પરિસમાપ્તિ છે વેદ આજ્ઞા કરે છે કે "ત્યાગ કરો ત્યાગ કરો" એ વિના બીજો માર્ગજ નથી + **न प्रजया न धनेन न चेज्यया त्यागेनैकेन अमृतत्वमानशुः ।** પ્રજાવડે તેમજ યજ્ઞવડે અમૃતત્વની પ્રાપ્તિ થતી નથી, પણુ એકલા ત્યાગવડેજ થાય છે આપણાં શાસ્ત્રોનો એજ પરમ આદેશ છે અલબત્ત, અનેક મહાપુરુષો સિંહાસનપર બેઠા છતાં પણુ ત્યાગમય જીવનનુ દષ્ટાંત આપી ગયા છે, પરંતુ જનક જેવાને પણુ થોડા વખતને માટે સંસાર સાથેનો સંબંધ એકદમ છોડી દેવાની જરૂર પડી હતી જનકના કરતા વિશેષ વૈરાગ્યવાન્ કોઇ છે ખરો ? હાલમા આપણે બધા જનકનેજ ઓથે આપણી નબળાઇ છૂપાવવા મથીએ છીએ અથવા તો પોતાને ખુદ જનકજ કહેવડાવવા માગીએ છીએ ! હા, આપણે છીએ પણુ જનકજ નાગા, અડધા ભૂખ્યાં અને કંગાલ એવાં અર્ભકડજન છોકરાના આપણે જનક ( પિતા ) થઇએ છીએ ! જનક શબ્દ આપણુને એજ અર્થમા લાગુ પડી શકે એમ છે ખરેખરા જનક રાજાના જેવા ઇન્દ્રિય, પવિત્ર ગુણુમાંનો તો એક પણુ આપણામાં નથી વાહ રે મારા આધુનિક જનક ! હમણાં તો એવા જનક થવાની ઇચ્છા જરા ઓછી કરીને સીધે રસ્તે ચાલવાનુ રાખો તો બહુ સારૂ ! જો તમે ખરેખરો ત્યાગ કરી શકશો તોજ તમે ધર્મ પાળી શકશો પૂર્વથી પશ્ચિમ સુધીના તમામ દેશોના પુસ્તકો વાંચી જાઓ, જગતની લાયબ્રેરીઓની લાયબ્રેરીઓ ઉથલાવી નાખો, મોટા મોટા પંડિત થાઓ, પણુ જો તમે ત્યાગ નહિ કરી શકો તો

+ રામકૃષ્ણુ પરમહંસ કહેતા કે ગીતા શબ્દને ઉલટાવી નાખીએ એટલે ભગવદ્ગીતાનું બધુ રહસ્ય સમજાઈ જાય છે ગીતા—ત્યાગી—ત્યાગી—ત્યાગી થા, ફળની કામનાનો ત્યાગ કરી ઈશ્વરાર્પણુબુદ્ધિથી કર્મ કર એજ ગીતાનો મુખ્ય આદેશ છે

તમારૂં કાંઇ પણ વળશે નહિ. એકલા કર્મકાંડથી કશો આધ્યાત્મિક લાભ નથી, કારણ કે તેમા ચેતન નથી, આત્મા નથી. એકલા ત્યાગવડેજ અમૃતત્વની પ્રાપ્તિ થાય છે ત્યાગ એજ મહા શક્તિ છે જેના હૃદયમાં એ મહાશક્તિનો આવિર્ભાવ થાય છે તે આ જગતને પણ લેખવનો નથી ब्रह्माण्डं गोष्पदायते। વૈરાગ્યવાન્ મનુષ્યને મન આખુ બ્રહ્માંડ ગાયની ખરીની તળેના ખાડા જેવુ છે ત્યાગ એજ ભરતખડે પ્રાચીનકાળથી ધારણ કરેલો વાવટો છે જે પ્રજાઓ મરવા પડી છે તેને ભરતખડ વૈરાગ્યની ગર્જના કરીને સાવધાન કરે છે—સર્વ પ્રકારના જુલમનુ, સર્વ પ્રકારના નિર્દય વ્યવહારનુ બળપૂર્વક ખડન કરે છે પરાપૂર્વથી ભરતખડ આખા જગતને પોતાનો સદેશો પહોંચાડે છે કે, હે મનુષ્યો ! સાવધાન થાઓ ! વૈરાગ્યનો માર્ગ એજ પરમ શાંતિનો માર્ગ છે. તેનુ અવલબન કરો, નહિ તો તમારો વિનાશ થશે હે મારા હિંદુ ભાઇઓ ! એ વૈરાગ્યના ઝુડાનો કદિ પણ ત્યાગ કરતા નહિ. આખુ જગત્ જોઇ શકે તેમ તેને ઉંચો ને ઉંચોજ રાખજો. જો તમારામાં આત્મબળની ન્યૂનતા હોય અને તમે ત્યાગ ન કરી શકતા હો તોપણ એ મહાન્ આદર્શને તો કદિ નીચો ઉતારતાજ નહિ. તમે કબૂલ કરી દેજો કે અમારી એ નબળાઇ છે. અમે સસારનો ત્યાગ કરી શકતા નથી, પણ પાખડી, ઢોંગી મિથ્યાવાદી કદિ પણ થતા નહિ શાસ્ત્રના અર્થને મારી મચડીને વિકૃત કરતા નહિ તમારા પોતાના બચાવને માટે જુઠી જુઠી દલીલો કરીને, શાસ્ત્રના ખોટા ખોટા અર્થ કરી કેવળ બુદ્ધિબળથી લોકોને ઠગવાનો તથા તેમને કુમાર્ગે દોરવાનો કદિ પણ યત્ન કરતા નહિ. જે લોકો તમારા વાક્ચાતુર્યથી ઠગાય છે તેમણે પણ શાસ્ત્રનો મર્મ સમજવો જોઇતો હતો, પરતુ તમે તો કદિએ એવુ કપટ પાખડ કરતા જ નહિ. સાફ કહી દેજો કે આટલી વાતે અમારૂં મનોબળ ઓછુ છે, કારણ કે વૈરાગ્યનો આદર્શ ઘણોજ ઉંચો છે લાખો માણસો યુદ્ધમા માર્યા જાય અને દશ કે ફક્ત બેજ માણસો જીત મેળવી જીવતા પાછા આવે, તોપણ શુ થઇ ગયુ ? જેઓ માર્યા ગયા છે તેઓને પણ ધન્ય છે તેઓ પણ કૃતકૃત્ય થઇને ગયા છે તેમનાજ રુધિરથી, તેમના પ્રાણના મૂલ્યથીજ વિજયની પ્રાપ્તિ થઇ છે એક અપવાદ સિવાય તમામ વૈદિક ધર્મોની અદર વૈરાગ્યનો આદર્શ અત્યત આવશ્યક મનાય છે તે અપવાદરૂપ કયો સંપ્રદાય છે ? મુબઇ ઇલાકામા પ્રચલિત થએલો વલ્લભાચાર્યનો સપ્રદાય એકલોજ, પરતુ જ્યાં એ આદર્શ નથી હોતો ત્યાં કેવા ભયકર પરિણામ આવે છે, એ પણ તમે ઘણાખરા સારી રીતે જાણો છોજ +એ ત્યાગના આદર્શના રક્ષણમાટે આપણને ધર્માંધપણાની—ભયકર હડહડતા ધર્માંધપણાની પણ હાલ જરૂર છે.

+ જેમણે મહારાજા લાઇબલ કેસ વાચ્યો હશે તેઓ ગોસાઇજીઓના ગોટાળા જાણે છે હાલ એ પુસ્તક ફરીથી છપાયુ છે, અગ્રેજીમા પણ તેનો અનુવાદ થયો છે મુબઇમા શ્રી લક્ષ્મીદાસની દુકાને મળે છે. ભા. ક.

ભસ્મના લેપનથી ભયંકર દેખાતા, જટાધારી, ઉંચા રાખેલા હાથવાળા ભયંકર બાવાઓની પણ જરૂર છે. અલબત્ત, એમાંનો ઘણોખરો અંશ કેવળ ઢોંગ અને બહારનો દેખાવજ માત્ર છે, તોપણ આપણા મનુષ્યત્વનો વિનાશ કરનાર વિલાસપરાયણતા આપણા સમાજમાં પ્રવેશ કરે અને આપણું રુધિર, માંસપર્યંત ચૂસીને આપણને ખોખા જેવા નિર્માલ્ય બનાવી દે, આખી હિંદુ પ્રજાને કપટ અને પાખંડથી કલુષિત કરી નાખે, ધર્મને નામે હડહડતા વ્યભિચાર કરાવે તે કરતા આવો ઢોંગ તો ઢોંગ, પણ એ વૈરાગ્યસૂચક ચિન્હો આપણી સમક્ષ વૈરાગ્યનો આદર્શ ધર્યા કરીને આપણને સાવધાન તો રાખશેજ. શરીરે હીરા મોતીના દાગીનાવાળા અને વારાંગનાનાં જેવાં પટીઆં પાડનારા મહારાજો કરતા ભસ્મધારી, જટાધારી, તિલકધારી, માળાધારી કે ગમે તેવો મેલોઘેલો મૂર્ખ સાધુ હશે, તોપણ તે પોતાના સાધુના પોશાકથી એકવાર ખરેખરા ત્યાગી સાધુ કેવા હતા તેનું સ્મરણ તો આપણને અવસ્ય કરાવશેજ. હાલ તો આપણને ત્યાગની વિશેષ જરૂર છે પ્રાચીનકાળમાં ત્યાગની ભાવનાએ આખા હિંદુસ્તાન ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો અને હજી પણ તેનાજ અધિકારની પુનઃ સ્થાપના કરવી પડશે, કારણ કે ભરતખંડે ઉત્પન્ન કરેલા આદર્શોમાં ત્યાગનો આદર્શ હજી પણ સર્વોત્કૃષ્ટજ છે, ભગવાન રામચંદ્ર, કૃષ્ણ, બુદ્ધ, શંકર, રામાનુજ અને રામકૃષ્ણ પરમહંસ જેવા મહાન્ ત્યાગીઓની જન્મભૂમિ, વૈરાગ્યની જનેતા, કે જ્યાં પ્રાચીન કાળથીજ કર્મકાંડનો દરજ્જો નીચો મનાતો આવ્યો છે, અને હજી પણ જે ભૂમિમાં અનેક બાળકો સર્વસ્વનો ત્યાગ કરીને જીવન્મુક્ત થતાજ ચાલે છે તે પવિત્ર, સાત્ત્વિક, પરમ વૈરાગ્યવતી આર્યભૂમિ પોતાના આદર્શનો પરિત્યાગ કરશે ? કદિ નહિ. કદાચ પાશ્ચાત્ય ભોગવિલાસોથી ઉન્મત્ત થએલા હજારો બલ્કે લાખો માણસો આપણા દેશમાં પેદા થયા હશે, ઇન્દ્રિયોના અનેકવિધ ઉપભોગરૂપે પાશ્ચાત્ય પ્રજાઓએ પેદા કરેલા હલાહલ વિષનું પાન કરીને પોતાની બુદ્ધિમા વિભ્રમ ઉત્પન્ન કરનારા પણ લાખો માણસો હશે, પરંતુ તેમને બદલે મારી માતૃભૂમિ બીજા હજારો, લાખો વીર પુત્રો પણ પ્રસવશેજ એ પુત્રો ધર્મને માત્ર મોંએથી ચર્ચા કરવાનો વિષય ન માનતાં પરમ સત્ય પદાર્થ તરીકેજ સ્વીકારશે અને જરૂર પડતાં તેને માટે સર્વસ્વનો પણ ત્યાગ કરતા અચકાશે નહિ.

બીજો એક આદર્શ જે આપણા દેશના તમામ સંપ્રદાયોમાં સામાન્ય મનાય છે તે હું તમારી સમક્ષ મૂકવા ઇચ્છું છું. એ વિષય અત્યંત વિશાળ છે. "ધર્મનો અપરોક્ષ અનુભવજ કરવો જોઇએ" એ આદર્શ કેવળ ભરતખંડનીજ પેદાશ છે.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।

" માત્ર મોંએ બોલવાથી કે વિવાદથી આત્માનો અનુભવ થતો નથી, તેમજ બુદ્ધિવડે અથવા ઘણાં પુસ્તકો વાંચ્યાથી પણ થતો નથી." શાસ્ત્રના અભ્યાસથી, વાદ-

વિવાદથી, ભાષણો સાંભળ્યાથી અને એવાં બીજા ઉપર ઉપરના કામ કર્યાથી આત્માનો સાક્ષાત્કાર થતો નથી, પણ તેનો અપરોક્ષ અનુભવ કરવો જોઇએ આમ નિડરપણે જાહેર કરનાર એકલા આપણાજ દેશના શાસ્ત્રો છે એ અપરોક્ષ અનુભવજન્ય જ્ઞાન ગુરૂની મારફતેજ શિષ્યને પ્રાપ્ત થાય છે શિષ્યની અન્તર્દષ્ટિ ઉઘડી એટલે તેની આગળ એ પરમ સત્ય જાહેર થઇ જાય છે અને તેને તેના આત્મસ્વરૂપનો સાક્ષાત્ અનુભવ થાય છે

એક બીજી વાત પણ મને હમણા યાદ આવે છે. બંગાળામા કુળગુરૂનો એક વિચિત્ર રિવાજ ચાલ્યો આવે છે "મારો પિતા તમારો ગુરૂ હતો માટે હું પણ તમારો ગુર થઇશ" અથવા "મારો પિતા તમારા પિતાનો ગુરુ હતો માટે હુ તમારો ગુરુ થાઉ" આવા ધોરણથી લોકો ગુરુ કરી બેસે છે મને કહેશો કે "ગુરુ" શબ્દનો શો અર્થ છે ? ચ લો, આપણે એ પ્રશ્ન શ્રુતિ ભગવતીનેજ પૂછીએ અને જોઇએ કે તે શો ઉત્તર અ પે છે શ્રુતિ કહે છે કે "જે વેદનુ રહસ્ય જાણે છે તેજ ગુરુ થવાને યોગ્યછે" પુસ્તકિયા પ ડિત, વ્યાકરણ કે ન્યાય ભણીને ઘટ અને પટની તર્કજાળ રચનાર કે એવા બીજાઓ જેઓ જગત્મા હાલ પ ડિત તરીકે ઓળખાય છે તેઓ ગુરુ થવાને યોગ્ય નથી, પણ વેદનુ રહસ્ય જેણે અનુભવવડે જાણ્યુ છે તેનામાજ ગુરુ થવાની યોગ્યતા છે બાકીના તો

**यथाखरश्चंदनभारवाही । भारस्यवेत्ता न तु चंदनस्य ॥**

માત્ર ચ દનનો ભારજ વહન કરનાર અને તેની સુવાસને ન જાણનાર ગધેડા જેવાજ છે આપણને એવા ગુરુઓની જરૂર નથી જેને પોતાને કશો અનુભવ નથી તે આપણને શુ શીખવવાના હતા ? જ્યારે હુ નાનો હતો ત્યારે હુ ધમની શોધ કરવામાટે કલકત્તામા ઠેકાણે ઠેકાણે ભટકતો હતો, અને હમેશ લાંબા લાંબા ભાષણ થઇ રહ્યા પછી એ વિદ્વાન્ વકતાઓને પૂછતો કે "તમને ઇશ્વરના દર્શન થયા છે ?" બસ આટલા સવાલથી તો તેઓ બિચારા ઠડાજ બની જતા ! ઈશ્વરનુ દર્શન ! તેનો અપરોક્ષ અનુભવ ! આ સવાલથી એ લોકો સ્તબ્ધજ થઈ જતા ! માત્ર એકજ મહાપુરુષનો મને સમાગમ થયો કે જેમણે આ સવાલનો એવો ઉત્તર આપ્યો હતો કે મને પોતાને તો ઇશ્વરનાં દર્શન થયા છેજ, પરતુ ઇચ્છા હશે તો તને પણ તેના દર્શન કરવાનો માર્ગ બતાવી શકુ છુ એ મહાપુરુષ તે બીજા કોઇજ નહિ પણ ભગવાન્ રામકૃષ્ણ પરમહ સ હતા. શાસ્ત્રના શબ્દોને મારીમચડીને ગમે તેવા અર્થ કરવામાજ માત્ર કુશળ હોય તેઓ ગુરુપદને યોગ્ય નથી

**वाग् वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ॥**
**वैदुष्यं विदुषां तद्वद्भूक्तये न तु मुक्तये ॥**

"નાના પ્રકારના શાસ્ત્રના અર્થ કરવાની કુશળતા હોવી એ તો માત્ર પ ડિતોના વિનોદનુ સાધન છે, મુક્તિનુ સ.ધન નથી"

જે "શ્રોત્રિય" એટલે વેદના રહસ્યને જાણનાર છે, જે "અવૃજિન" એટલે

નિષ્પાપ છે અને જે " અકામહત " એટલે તૃષ્ણા વિનાનો છે-તમને ઉપદેશ આપવા બદલ તમારી પાસે દ્રવ્યની આશા નથી રાખતો તેજ શાંત છે, તેજ સાધુ છે જેમ વસંતઋતુ વૃક્ષોને નવાં પલ્લવો અને પુષ્પો અર્પણ કરે છે, પણ તેના બદલામાં વૃક્ષો-પાસેથી કાંઇ પણ પ્રાપ્ત કરવાની આશા નથી રાખતી, કારણ કે પરોપકાર કરવો એ તેનો પ્રકૃતિગત સ્વભાવ છે, તેમ '**परोपकाराय सतां विभूतय**' એ સૂત્રને વ્યવહારમાં મૂકનારા સાધુઓજ ગુરુ થવા યોગ્ય છે. બીજાનું કલ્યાણ કરવાનીજ જેમને કામના છે તેજ સાચા ગુરુ થઇ શકે **तीर्णा स्वयं भीमभवार्णवं जना । अहेतुनान्यानपि तारयन्त:** । પોતે ભયાનક ભવસાગર તરી ગયા છે અને કોઇપણ પ્રકારના લાભની આશા રાખ્યા વગર બીજાઓને તારે છે તેનેજ ગુરુ માનજો, બીજાઓને નહિ, કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**अविद्यायामन्तरे वर्तमाना: स्वयंधीराः पण्डितं मन्यमानाः ।**
**जघन्यमानाः परियन्ति मूढाः अन्धेनैव नीयमाना यथान्धा ॥**

" જેઓ પોતે અવિદ્યાના અંધકારમાં ડૂબી ગએલા છે પણ અહંકારવશ થઇને એમ માને છે કે અમે મોટા પંડિતો છીએ, એટલુંજ નહિ પણ એ મૂર્ખાઓ બીજાઓને માર્ગ બતાવવા જાય છે, તેઓ નાના પ્રકારના કુટિલ માર્ગમાં અથડાય છે જાણે એક આંધળો બીજા આંધળાઓને દોરતો હોય અને તે પોતે તથા બીજા બધાઓ ખાડામાં પડે, તેમ એવા ગુરુ અને તેમના શિષ્ય પાપના ખાડામાં પડે છે"

આ આપણા શાસ્ત્રોનું વચન છે તેની સાથે આપણા આધુનિક રિવાજને સરખાવી જુઓ. તમે વેદાંતીઓ છો સનાતનધર્મ પાળનારા છો હું તમને એટલુંજ કહું છું કે તમે સનાતનધર્મને વિશેષ આગ્રહથી પાળો તમે ચુસ્ત હિંદુઓ છો પણ વધારે ચુસ્ત થાઓ જેમ જેમ તમે ધર્મની બાબતમાં વધારે ચુસ્ત અને આગ્રહી થશો અને સનાતન ધર્મના આદેશ જેમ વધારે આગ્રહપૂર્વક પાળતા જશો તેમ તેમ વધારે બુદ્ધિમાન્, સમજણા અને વિચારવંત થશો, અને આજકાલ ચાલતા ઢોંગને તમે જેમ વળગી રહેશો તેમ વધારે ને વધારે મૂર્ખ અને વિચારશૂન્ય બનતા જશો, માટે હું તમને કહું છું કે તમે પ્રાચીન સનાતનધર્મ તરફ વળો, કારણ કે તે સમયમાં પ્રગટેલા શાસ્ત્રના આદેશ, પ્રજાજીવનનું એકેએક સ્પંદન, બળવાન્, સ્થિર અને સરળ હતા તેનો પ્રત્યેક સૂર ખામીવગરનો હતો ત્યાર પછી પ્રજાજીવનની અવનતિ થવા લાગી ધર્મ, વિજ્ઞાન, કલા વગેરે સર્વ પ્રદેશોમાં સડો પેઠો. તેમના મૂળ કારણો વિચારવાનો અત્યારે આપણને અવકાશ નથી, પણ જે ગ્રંથો એ અવનતિના આરંભ પછીના યુગમાં રચાયા છે, તે સર્વની અંદર પ્રજાગત વ્યાધિના, અવનતિના ચિન્હ જોવામાં આવે છે વીર્ય અને પ્રતાપપૂર્ણ ગર્જનાને બદલે માત્ર રોદનનોજ અવાજ સાંભળીએ છીએ, માટે છેક પ્રાચીનકાળના જમાના તરફ પાછા વળો ત્યાં બળ છે, ચેતન છે, તેજ

છે, વીર્ય છે તે સમયના જીવનપ્રદ તત્ત્વા જીવનમા ઉતારીને પુન બળવાન્ થાઓ એજ પ્રાચીન ઝરણાનુ જળ ફરીથી તૃપ્તિપર્યંત પીઓ હિંદમા ચેતન લાવવાનો આ એકલોજ ઉપાય છે.

હુ અન્ય વિષયોની ચર્ચામા મૂળ વિષયને તો ભૂલીજ ગયો વિષય એટલો વિસ્તીર્ણ છે કે તેથી હુ માત્ર આટલુજ કહી શકુ છુ કે હુ બધુ ભૂલી ગયો છુ ઠીક, અદ્વૈતવાદનો મત એવા છે કે આપણુને વ્યક્તિત્વ છે એમ જે આપણે માની બેઠા છીએ તે કેવળ ભ્રમજ છે આખા જગતને માટે આ પ્રશ્ન ઘણોજ મુશ્કેલ છે તમે કોઇ પણ માણસને કહો કે તમારૂ વ્યક્તિત્વ છેજ નહિ તો તમારૂ વચન સાભળતાજ તે ચમકી જશે કારણ કે તે માને છે કે મારામા વ્યક્તિત્વ—હુ પણુ છે, પછી એ સબધી તેનો અભિપ્રાય ગમે તે હોય તોપણુ જ્યારે એ હુ પણુજ નષ્ટ થવા જાય ત્યારે તો તે ભયભીત થઇ જાય પણુ અદ્વૈતવાદી કહે છે કે તમારામા ખરૂ જોતાં પૃથક્ વ્યક્તિત્વ અથવા હુ પણુ એવુ કાઇ છેજ નહિ તમારા જીવનમા તમારૂ સેકડા વાર પરિવર્તન થતુ જાય છે તમે એક સમયે બાળક હતા તે વખતે અમુક પ્રકારના વિચાર કરતા હતા, હાલ તમે યુવાન છો અને અમુક પ્રકારના વિચાર કરો છો પછી તમે વૃદ્ધ થશો અને તે વખતે કોઇ જુદાજ પ્રકારના વિચાર કરશો દરેક પદાર્થનુ પરિવર્તન થતુજ જાય છે જો એમજ હોય તો તમારૂ વ્યક્તિત્વ ક્યા રહ્યુ ? એ હુ પણુ—વ્યક્તિત્વ તમારા દેહમા નથી, મનમા નથી તેમજ વિચારમાં નથી એ દેહ અને મનની પાર તમારો આત્મા છે અને તે આત્મા બ્રહ્મસ્વરૂપ છે એવો અદ્વૈતવાદીઓનો મત છે અનત બે હોઇ શકેજ નહિ વ્યક્તિ એકજ હોઇ શકે અને તે અનતસ્વરૂપ છે

સત્ય હકીકત એવી છે કે આપણે બધા વિચારશીલ છીએ અને તર્ક તથા બુદ્ધિનો ઉપયોગ કરીનેજ સત્યનુ અનુસધાન કરવા ઇચ્છીએ છીએ તર્ક એ એક પ્રકારનું વર્ગીકરણુ કરવાની પદ્ધતિ છે પદાર્થના અમુક સમુદાયને ક્રમવાર વધારે ને વધારે ઉચ્ચ શ્રેણીમા મૂકતા મૂકતા અને તેને એક એવા વર્ગમા ગોઠવી દેવો, કે પછી તેના કરતા વધારે વિશાળ શ્રેણી હોઇ શકેજ નહિ દરેક સાન્ત પદાર્થને આખરે અનતમા પર્યવસિત કર્યા પછી આપણી તર્કશક્તિ સ્તબ્ધ થઈ જાય છે એક સાન્ત પદાર્થ લઇને તેના કારણનુ અનુસધાન કરતાં કરતા આખરે અતિમ પદાર્થ એટલે અનતપર્યંત ન પહોંચીએ ત્યા સુધી શાતિ પ્રાપ્ત થતી નથી એ અનત પદાર્થ કે જેની અદર જગતના તમામ સાન્ત પદાર્થો પર્યવસાન પામે છે તે એકલોજ વાસ્તવિક રીતે અસ્તિત્વ ધરાવે છે, એવો અદ્વૈતવાદનો સિદ્ધાત છે બાકીનુ સર્વ માયા છે, તેમનુ અસ્તિત્વજ નથી કોઇ પણુ જડ પદાર્થમાં ખરૂ અસ્તિત્વ ધરાવે એવુ જે કઇ તત્ત્વ છે તેજ બ્રહ્મ છે. આપણે પણુ બ્રહ્મ છીએ નામ, રૂપ વગેરે જે કંઇ ભેદ દેખાય છે તે સર્વ માયા

છે એ નામરૂપને કોર મૂકો એટલે તમે અને હુ એકજ છીએ, પણ એ "હુ" શબ્દનુ તાત્પર્ય તમારે બરાબર સમજી લેવુ જોઇએ સાધારણ રીતે લોકો પૂછે છે કે 'જો હુ બ્રહ્મ હોઉ તો અમુક અમુક કાર્ય હુ કેમ કરી શકતો નથી' પણ અહીં તેઓ "હુ" શબ્દને તદ્દન જુદાજ અર્થમાં વાપરે છે. તમે જ્યાંસુધી પોતાને બદ્ધ, શરીર અથવા પરિચ્છિન્ન માનો ત્યાંસુધી તમે બ્રહ્મ અથવા આત્મસ્વરૂપ કહી શકાઓ જ નહિ કેમકે બ્રહ્મને કોઈ પણ પ્રકારનો અભાવ નથી. તેને કોઇ પણ પ્રકારની કામના નથી તે સપૂર્ણ રીતે નિર્ભય અને સ્વાધીન છે. તેજ બ્રહ્મ છે અને એ બ્રહ્મરૂપે આપણે બધા એકજ છીએ

હવે આ બાબતમા દ્વૈતવાદ અને અદ્વૈતવાદ વચ્ચે ઘણો મોટો પ્રભેદ છે શકરાચાર્ય જેવા મોટા મોટા ભાષ્યકારોએ પણ પોતાના મતનુ સ્થાપન કરવામાટે શાસ્ત્રના એવા અર્થ કર્યા છે કે જે મને ઘણીવાર સત્ય લાગતા નથી. રામાનુજ પણ ઘણીવાર એવા અર્થ કરે છે કે જે સ્પષ્ટપણે સમજી શકાતા નથી આપણા દેશના પડિતોમા એક એવી ધૂન ભરાઇ ગઇ છે કે, આ બધા જુદા જુદા સિદ્ધાતોમાથી માત્ર એકજ સિદ્ધાત સત્ય હોઈ શકે, અને બાકીના બધા અસત્ય હોવા જોઇએ જો કે શ્રુતિમા તો એમ જણાવ્યુ છે કે एकं सद्विप्रा बहुधा वदन्ति। સત્ય પદાર્થ એકજ છે, પણ વિદ્વાનો તેનુ જુદે જુદે રૂપે વર્ણન કરે છે આ સિદ્ધાતનો આખા જગતમા પ્રચાર કરવાનુ કર્તવ્ય ભરતખડની પ્રજાનુ છે આજ આપણા પ્રજાજીવનનો મહામત્ર છે અને તેને વ્યવહારમા મૂક્યાથી આપણા પ્રજાજીવનને લગતા મહાન, દુર્ભેદ્ય પ્રશ્નનુ નિરાકરણ થઇ જશે ભરતખડના ગણ્યા ગાંઠ્યા પડિતો સિવાય બધા લોકોને આ સિદ્ધાતનુ તદ્દન વિસ્મરણ થઇ ગયુ છે અહી "પડિત" શબ્દને હુ સપૂર્ણ રીતે ધાર્મિક અને જ્ઞાનીના અર્થમાજ વાપરૂ છુ તે ધ્યાનમા રાખશો આપણે આ મહાન તત્ત્વને હમેશા ભૂલતાજ આવ્યા છીએ તમે જોશો કે આપણા દેશના પડિતોનો મોટો ભાગ, લગભગ સેકડે ૯૯ ટકા જેટલા પડિતો એમજ માની બેઠા છે કે અદ્વૈતવાદજ સત્ય છે, અથવા વિશિષ્ટાદ્વૈતવાદજ સત્ય છે, અથવા દ્વૈતવાદજ સત્ય છે, અને જો તમે કાશી જઇને ત્યાના કોઇ પણ ઘાટ ઉપર પાચ મિનિટ ઉભા રહેશો તો તમને મારા કથનની યથાર્થતાનો અનુભવ થશે ત્યા જુદા જુદા સપ્રદાયના પડિતો વચ્ચે કેવા મલ્લયુદ્ધ અથવા ગોધાની સાઠમારી મચી રહે છે તે તમે નજરો નજર જોઇ શકશો આપણા જનસમાજની તથા આપણા પડિતોની આવી દુર્દશા છે

આ પ્રમાણે વિભિન્ન સપ્રદાય વચ્ચે ચાલતા દ્વદ્વયુદ્ધની વચમા એક મહાપુરૂષનો આવિર્ભાવ થયો ભરતખડના જુદા જુદા સપ્રદાયોમા જે સમન્વય અને એકતા રહેલાં છે, તે તેમણે વ્યવહારમાં ઉતારીને પોતાના જીવનદ્વારા જગતને સમજાવ્યા તેમનુ જીવન જુદા જુદા ધર્મોના મૂર્તિમાન્ સમન્વયરૂપ હતુ અને તે બીજા કોઇ નહિ પણ રામ-

કૃષ્ણ પરમહંસ હતા. તેમના જીવનનું અવલોકન કર્યાથી પ્રતીતિ થાય છે કે બન્ને મત જરૂરના છે-એજ જ્યોતિષશાસ્ત્રના ભૂકેન્દ્રિક અને સૂર્યકેન્દ્રિક સિદ્ધાંતોના જેવા છે બાળક જ્યારે ખગોળવિદ્યાનો અભ્યાસ શરૂ કરે છે, ત્યારે ભૂકેન્દ્રિક મત પ્રમાણે એટલે પૃથ્વી એજ જગતનું મધ્ય બિન્દુ છે, એમ કામચલાઉ સિદ્ધાંત તરીકે માની લઈને તેને શીખવવામાં આવે છે, પણ જ્યારે તે અભ્યાસમાં આગળ વધે છે અને ખગોળ-વિદ્યાની ઝીણી ઝીણી બાબતોનું તેને જ્ઞાન થતું જાય છે, ત્યારે સૂર્યકેન્દ્રિક મત પ્રમાણે એટલે સૂર્યને જગતનું મધ્યબિન્દુ માનીને તેને સમજાવવામાં આવે તોજ તે વધારે સારી રીતે સમજી શકશે પંચેન્દ્રિયબદ્ધ જીવ સ્વાભાવિક રીતેજ દ્વૈતવાદી છે જ્યાં સુધી આપણા જ્ઞાનની સીમા પંચેન્દ્રિયવડે બંધાયલી રહેશે, જ્યાંસુધી આપણને દેહ છે એવું લેશ પણ જ્ઞાન રહેશે, ત્યાંસુધી સગુણ ઇશ્વરનાજ આપણે અધિકારી છીએ સગુણ ઇશ્વરથી વધારે ઉંચા પ્રકારના તત્ત્વનું આપણને દર્શન થઈ શકશે નહિ અને જગત્ સત્ય છે એમજ આપણને પ્રતીત થશે રામાનુજ કહે છે કે "જ્યાંસુધી તમે પોતાને દેહ, મન અથવા જીવ માનશો ત્યાંસુધી તમારી દરેક જ્ઞાનક્રિયામાં જીવ, જગત્ અને એ બેઉના કારણસ્વરૂપ કોઈ અમુક તત્ત્વનું જ્ઞાન રહેવાનુંજ " પરંતુ મનુષ્યના જીવનમાં કોઈ કોઈ વાર એવા પ્રસંગ પણ ઉપસ્થિત થાય છે કે જ્યારે દેહનું જ્ઞાન પૂરેપૂરૂં લુપ્ત થઇ જાય છે, મન પણ સૂક્ષ્મ-વધારે સૂક્ષ્મ બની જઇ લગભગ અદૃશ્ય થઇ જાય છે, અને દેહને બંધનમાં રાખનાર ભીતિ, દુર્બલતાજનક ભાવો ઉડી જાય છે ત્યારેજ-માત્ર ત્યારેજ ઉપનિષદ્‌ના ભવ્ય ઉપદેશની યથાર્થતા સમજાય છે એ ઉપદેશ કયો ?

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

"જેમનું મન દરેક પદાર્થની એકતામાં સ્થિત થયું છે તેમણે સદેહે સ્વર્ગની પ્રાપ્તિ કરી લીધી છે બ્રહ્મ દોષરહિત અને સર્વત્ર સમાન હોવાથી તેવા મનુષ્યો પણ બ્રહ્મમાંજ અવસ્થિત થાય છે"

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥

"ઇશ્વરને સર્વત્ર સમભાવે અવસ્થિત થએલો જોઇને તે આત્માદ્વારા આત્માની હિંસા કરતો નથી, એટલે તે પરમ ગતિને પામે છે "



# अलमोरानां मानपत्रनो उत्तर

(સ્વામી વિવેકાનંદજી હિમાલય પ્રદેશમાં આવેલા અલમોરા શહેરમા ગયા ત્યારે ત્યાંના વતનીઓએ તેમને હિન્દી ભાષામાં ત્રણ જુદાં જુદા માનપત્રો આપ્યા હતાં તેમાં સ્વામીજીએ આર્યધર્મનો જે ઉત્કર્ષ કર્યો હતો, ભારતવાસીઓને તથા યૂરોપ અને અમેરિકાની પ્રજાને આર્યધર્મના ઉચ્ચ તત્ત્વોથી પરિચિત કરવાનો જે ભગીરથ પ્રયાસ કર્યો હતો તેને માટે તેમની સ્તુતિ કરી હતી ભરતખંડનો પ્રાચીન સર્વોત્કૃષ્ટ ધર્મ જે હમણાં કેટલોક સમય થયાં અવનત થતો હતો, અને ભરતખંડની પ્રજા, તેમના પૂર્વજોએ સંચિત કરેલુ અમૂલ્ય રત્ન ગુમાવી બેસે એવી સ્થિતિ હતી તે વખતે બીજા શંકરાચાર્યરૂપે સ્વામીજીએ વેદાંતની ધ્વજા પુન ફરકાવી, તે મહાન્ કાર્યમાટે તેમને ધન્યવાદ આપ્યો હતો અને એ શુભ કાર્યમા તેમને વિજય પ્રાપ્ત થાઓ એવી શુભ વાંછના દર્શાવી હતી અલમોરામા એક મઠ સ્થાપવાનો સ્વામીજીનો વિચાર હતો, એ પગલુ પણ ત્યાના લોકોએ ઘણુજ પસંદ કર્યું હતુ અને તેમા તેમને સફળતા મળો એવી ભાવના પ્રદર્શિત કરી હતી. એ માનપત્રનો ઉત્તર આપતા સ્વામીજીએ નીચે પ્રમાણે ટુંકુ ભાષણુ આપ્યુ હતુ )

હિમાલયની આ તેજ પવિત્ર ભૂમિ છે કે જ્યાં આપણા પૂર્વજોએ પોતાનાં સ્વપ્ન રચ્યાં હતાં અને જે ભૂમિમાં ભારતજનની પાર્વતીનો જન્મ થયો હતો. આ તેજ પવિત્ર પ્રદેશ છે કે જ્યા ભરતખંડનો દરેક સત્યપિપાસુ આત્મા પોતાના આયુષ્યની આખરની પળ ગાળવાની અને પોતાના જીવનરૂપી નાટકનો છેલ્લો પ્રવેશ ભજવવાની અભિલાષા રાખે છે. આ મંગલ ભૂમિના પર્વતોના શિખરઉપર, તેની ગુફાઓનાઉંડાણની અંદર અને તેની ધડધડાટ વહેતી સ્વચ્છ નદીઓના કિનારા ઉપર એવાં અપૂર્વ તત્ત્વદર્શનની રચના થઇ હતી કે, જેના અલ્પ અંશનો પણ વિદેશી પ્રજાઓ શ્રદ્ધા અને માનથી સત્કાર કરે છે અને જેને તત્ત્વજ્ઞાનના વિષયમાં નિષ્ણાત થએલા પંડિતો જગતના તત્ત્વદર્શનમાં અપૂર્વ સ્થાન આપે છે આ તેજ દિવ્ય પ્રદેશ છે કે જ્યાં વસવાના મે બાળપણથીજ સ્વપ્નો રચ્યા હતાં તમને સઘળાને વિદિત છે કે મે અહી નિવાસ કરવાનો અનેક વાર પ્રયત્ન કર્યો હતો, અને જો કે તે વખતે રહેવાનો યોગ્ય સમય ન હતો મારે કેટલાક કાર્ય કરવાની પણ જરૂર હતી અને ત્યાર પછી સંજોગોને વશ થઈ હુ આ પવિત્ર પ્રદેશથી ઘણે દૂર ગયો હતો, તોપણુ હજી મારા અંત કરણમાં પ્રબળ ઇચ્છા છે કે જ્યાં એક વાર ઋષિમુનિઓના આશ્રમો હતા, જ્યા તત્ત્વજ્ઞાનનો જન્મ થયો હતો તે પર્વતરાજ હિમાલયના ખોળામાં હુ મારા જીવનના છેલ્લાં વર્ષ વ્યતીત કરૂં મિત્રો ! મે અત્ર નિવાસ કરવાની યોજના મારા મનમાં પ્રથમથીજ ઘડી રાખેલી છે, તેમાં કદાચ મને નિષ્ફળતા પણ મળે, તોપણુ હુ ઇચ્છુ છુ કે મારૂ બાકીનું

જીવન અહીં પૂર્ણ શાંતિમાં અને અપ્રમંદપણે વ્યતીત થાય ! એ ઇચ્છા ફળીભૂત થાય યા ન થાય તોપણ મારી પ્રાર્થના છે, મારી આશા છે, અને લગભગ મને વિશ્વાસ છે કે મારા આખરના દિવસ જગતના બીજા કોઇ સ્થાનમાં ન જતાં અહીંજ પસાર થાય !

આ પવિત્ર પ્રદેશનાં બાળકો ! મેં પશ્ચિમના પ્રદેશોમાં કરેલા નજીવા કાર્યમાટે તમે મારી પ્રશંસા કરી, તેમાટે હું તમારો આભાર માનું છું, પણ આ ક્ષણે તો પશ્ચિમના અથવા પૂર્વના કોઇ પણ પ્રદેશવિષે બોલવાની ઇચ્છાજ થતી નથી અહીં આવતાં હિમાલય પર્વતના એકએકથી ઉંચે આવેલા શિખર મારી નજરે પડતા ગયા તેમ તેમ મારી તમામ કર્મપ્રવૃત્તિ, વર્ષોના વર્ષ થયાં જે વિચારો મારા મગજમાં ઉકળી રહ્યા હતા તેનું સર્વનું ઉપશમન થતું ગયું અને કયાં કયાં કાર્ય આજસુધીમાં થયાં છે અથવા કયાં કાર્ય ભવિષ્યમાં કરવાનાં છે તેનો વિચાર ન આવતાં જે સનાતન ભાવના અનંત યુગથી હિમાલય આપણને શીખવતો આવ્યો છે, જેના આંદોલન આ પ્રદેશના વાતાવરણમાં હજી પણ ઘૂમી રહ્યાં છે, અને જે સનાતન ભાવનાનો અસ્ફુટ ધ્વનિ અહીંના જળધોધમાં, વેગવધ વહેતી નદીઓના વમળમાં હું સાંભળું છું, તે ત્યાગની ભાવનાના વિચારમાંજ મારૂં મન પરોવાયું છે

**सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ।**

પદાર્થમાત્રમાં ભય રહેલો છે. જગતમાં માત્ર એક વૈરાગ્યજ નિર્ભય છે

ખરેખર, આ પ્રદેશ વૈરાગ્યની ભૂમિ છે મારા મનના વિચાર વિસ્તારથી જણાવવાનો અત્યારે સમય નથી અને સુયોગ પણ નથી માત્ર ઉપસંહાર કરતાં તમને આટલુંજ કહેવા ઇચ્છું છું કે હિમાલય પર્વત ત્યાગ અને વૈરાગ્યની સાકાર મૂર્તિરૂપે તમારી સમક્ષ ઉભો છે એના તરફથી મળતી વૈરાગ્યની ભાવના કરતાં વધારે ઉચ્ચ ઉપદેશ આપણે માનવ જાતિને આપી શકીએ એમ છેજ નહિ જેમ આપણા પૂર્વજો તેમની જીંદગીના છેવટના ભાગમાં આ પવિત્ર પ્રદેશ તરફ આકર્ષાતા હતા, તેજ પ્રમાણે જગતના દેશ દેશના ઉત્કૃષ્ટ કોટિના આત્માઓ પણ આ સ્થળ તરફ આકર્ષાશે જ્યારે ધર્મના ઝગડા અને જુદા જુદા ધર્મોના સિદ્ધાંતો વચ્ચેના મતભેદ આપણા સ્મરણપટમાંથી વિલુપ્ત થઈ જશે, જ્યારે મારો ધર્મ સાચો અને તમારો ધર્મ જૂઠો એવો મિથ્યા આગ્રહ આ જગતને છોડી દેશે, જ્યારે સમગ્ર માનવ જાતિ સમજવા લાગશે કે ધર્મ એકજ અને સનાતન છે, અને મનુષ્યની અંદર રહેલા પરમાત્માનું દર્શન એજ સત્ય ધર્મ હોઇને બાકીનો મિથ્યા બકવાદ છે, એવી સાર્વત્રિક માન્યતા થઈ જશે ત્યારે પૃથ્વી ઉપરના દેશ દેશના વીર પુરૂષો આ પવિત્ર ભૂમિની યાત્રાએ આવતા થશે, જગત એ માયાનો મિથ્યા ખેલજ છે અને ઈશ્વર અને તેની ભક્તિવિના બીજો કોઇ પણ વિષય ઉપયોગી નથી, એવું સમજનારા મહાત્માઓ આ કલ્યા-

ણુકારી પ્રદેશનુ દર્શન કરવાને ચાલ્યા આવશે

મિત્રો ! હિમાલયમા એક મઠ સ્થાપવાના મારા વિચારનો તમે પ્રેમપૂર્વક ઉલ્લેખ કર્યો છે તેને માટે હુ તમારો આભારી છુ બીજા કોઇ સ્થાન કરતા અહીજ મઠ સ્થાપવની અગત્ય શા માટે વિશેષ છે અને સાર્વભૌમિક ધર્મના પ્રચાર કરવાનુ મુખ્ય કેન્દ્ર શા માટે આજ જગ્યાએ સ્થપાવુ જોઇએ એવિષે મે તમને વિસ્તારથી કહ્યુ છે હિમાલય પર્વતની સાથે આપણી પ્રજાના અનેક સસ્મરણો જોડએલા છે અને જો ભરતખડના ધાર્મિક ઇતિહાસમાથી હિમાલયના અશ બાદ કરવામા આવે તો કશુ અવશિષ્ટ રહેશે નહિ એજ કારણથી અહીં એક કેન્દ્ર સ્થાપવાની અગત્ય છે માત્ર એકલુ કર્મપ્રધાન કેન્દ્ર નહિ પણ જ્યાં શાત, ધ્યાન અને બ્રહ્મચિતન અધિક પ્રમાણમા ભોગવી શકાય એવા એક કેન્દ્રની અહી ખાસ અગત્ય છે એ સ્વપ્ન મૂર્તિમાન્ થએલુ જોવાની મને આશા પણ રહે છે મને આશા છે કે હુ તમો સર્વને બીજીવાર મળીશ તે વખતે તમારી સાથે વર્તાલાપ કરવાનો વધારે સારો યોગ પ્રાપ્ત થશે હમણા તો તમે જે અનુગ્રહ અને પ્રેમ મારા તરફ પ્રદર્શિત કર્યો છે તેને માટે હુ તમારો આભાર માનુ છુ હુ એમજ માનુ છુ કે તમે જે પ્રેમ દર્શાવ્યો છે તે માત્ર મારા પોતાનેજ માટે નહિ, પણ મને તમારા ધર્મનો પ્રતિનિધિ માનીને તેને યોગ્ય પ્રેમ અને ભક્તિ અર્પણ કર્યા છે હુ ઇચ્છુ છુ કે આ ધાર્મિક ભાવના તમારા અતઃકરણમા નિરતર જાગ્રત રહે આપણા હૃદય હમણા જેવા વિશુદ્ધ છે તેવાં સદાએ રહે અને આધ્યાત્મિકતાના પ્રસાર કરવા હાલ ઉત્સુક છીએ તેવા હમેશ રહીએ

# अलमोरामां आपेला बीजा व्याख्याननो सार

સ્વામીજીનો અલમોરા છોડી જવાનો સમય પાસે આવતો હતો તેવામા ત્યાંના ભક્તોએ તેમને એક વ્યાખ્યાન આપવાને પ્રાર્થના કરી શહેરમા વસતા અગ્રેજોને પણ તેમનુ વ્યાખ્યાન સાભળવાની ઇચ્છા થવાથી તેમણે ઇંગ્લિશ ક્લબમા ભાષણ આપવાને નિમત્રણ કર્યું અલમોરાના હાઇસ્કૂલમા સ્વામીજીનુ વ્યાખ્યાન હિન્દીમા હતુ અને ઇંગ્લિશ ક્લબમા આપેલુ વ્યાખ્યાન અગ્રેજીમા હતુ ઘણાને એવો સદેહ હતો કે એમની હિદી ભાષા સારી રીતે કેળવાયલી નહિ હોવાથી એ ભાષામા વ્યાખ્યાન આપવાનુ અનુકૂળ પડશે નહિ સ્વામીજીએ પોતાના ભાષણની શરૂઆત ધીમેથી કરી, પણ થોડીજવારમા તે પોતાના વિષય ઉપર ઘણીજ સ્પષ્ટ અને જવલત ભાષામા બોલવા લાગ્યા ત્યારે શ્રોતાઓનો સદેહ ભાગ્યો સઘળાએ વિસ્મયપૂર્વક જોયુ કે હિન્દીભાષાને સ્વામીજી એક યત્રની માફક રમડતા હતા નવા નવા વાક્યો નવા

નવા શબ્દપ્રયોગ તેજ પળે ઉપજાવી કહાડીને પોતાનુ ભાષણ અસ્ખલિતપણે ચલાવ્યે જતા હતા. જેઓ હિન્દી ભાષાની મુશ્કેલીઓ અને ન્યૂનતા સારી રીતે જાણતા હતા તેમના મત પ્રમાણે સ્વામીજીએ હિન્દી બોલવામા સપૂર્ણ વિજય મેળવ્યો હતો, એટલુજ નહિ પણ એ અપૂર્વ હતો તે ઉપરાત એમના વ્યાખ્યાનથી કુશળ વિદ્વાનને હાથે હિન્દી ભાષાનો કેટલો અણુધાર્યો વિકાસ થઇ શકે એમ છે અને જુસ્સાદાર ભાષણને માટે તેને કેવી યોગ્ય બનાવી શકાય એમ છે તે પણ સિદ્ધ થઇ ગયુ.

"વેદનો ઉપદેશ (શાસ્ત્રીય અને વ્યાવહારિક)"—એ વ્યાખ્યાનનો વિષય હતો પ્રથમ આર્ય પ્રજામા પ્રત્યેક ટોળીના "જાતીય દેવની ઉપાસનાની ઉત્પત્તિનો સક્ષિપ્ત ઇતિહાસ કહ્યો. ત્યાર પછી આર્ય પ્રજા ભરતખડમા અન્ય પ્રાતો જિતતી ગઇ તેમ તેમ આ ઉપાસનાવિધિનો પ્રચાર થતો ગયો ઐતિહાસિક ભાગ કહ્યા પછી તેમણે વેદ સબધી કેટલીક હકીકત કહી વેદનુ સાહિત્ય કેવા પ્રકારનુ છે, વેદનો શો ઉપદેશ છે એ વિષે કેટલુક વિવેચન કર્યા પછી સ્વામીજીએ આત્મતત્ત્વનો વિષય ઉપાડ્યો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની પાશ્ચાત્ય પદ્ધતિ, જે બાહ્ય જગત્માથી જીવનને લગતા મહાન્ પ્રશ્નોના ઉત્તર મેળવવા મથે છે અને આ દેશની પદ્ધતિ, જે બાહ્ય જગત્માથી ઉત્તર ન મળવાથી નિરાશ ન થતા આતરિક સૃષ્ટિમા શોધ ચલાવી રહી છે, એ બેઉની તુલના કરીને સ્વામીજીએ કહ્યુ કે આતરિક સૃષ્ટિમા શોધ ચલાવનાર હિન્દુ-પ્રજા પહેલી અને એકલીજ છે એ પ્રજાની એજ વિશેષ સપત્તિ છે માત્ર એજ પદ્ધતિવડે અનુસધાન કરતા આર્ય પ્રજાએ ધર્મ અને આધ્યાત્મિકતારૂપી અમૂલ્ય રત્નો પ્રાપ્ત કર્યા છે અને આખા જગતને એ કિમતી ખજાનો એજ પ્રજાએ અર્પણ કર્યો છે એ વિષય ઉપર આગળ બોલતા જ્યારે આત્મા અને પરમાત્માનો સબધ, આત્માનુ વાસ્તવિક સ્વરૂપ અને આત્મા તથા પરમાત્માનુ અભિન્નત્વ—જે વિષય દરેક હિદુને અત્યત પ્રિય છે—તેના ઉપર જ્યારે સ્વામીજીએ બોલવાનુ શરૂ કર્યું ત્યારે તેમણે આધ્યાત્મિક વિદ્યાના આચાર્ય તરીકેની પોતાની સપૂર્ણ યોગ્યતાનુ અને અદ્વિતીય શક્તિનુ દર્શન કરાવ્યુ થોડાક સમયસુધી શ્રોતાઓને એવોજ અનુભવ થયો કે જાણે વક્તા, તેમના શબ્દો, શ્રોતૃવર્ગ અને તેમની ત્રણેની અદર ઓતપ્રોત રૂપે રહેલો દિવ્ય આત્મા એ સર્વ એકાકાર થઇ ગયાં છે કોઇને પણ "હુ" અને "તુ," "આ" અને "પેલુ" એવુ ભાન રહ્યુ નહતુ. એ આચાર્યશિરોમણિના શરીરમાથી જે દેદીપ્યમાન બ્રહ્મતેજ નીકળતુ હતુ તેના પ્રભાવથી ત્યા એકત્ર થએલી જુદી જુદી વ્યક્તિઓ મત્રમુગ્ધ બની ગઇ અને તેમનુ વ્યક્તિત્વ લુપ્ત થઇને એ બ્રહ્મતેજમાજ ડૂબી ગયુ

જેઓને સ્વામીજીના વ્યાખ્યાન સાભળવાનો અનેકવાર સુયોગ પ્રાપ્ત થયો હશે તેમને આવા પ્રકારનો ઘણી વાર થયેલો અનુભવ આ ક્ષણે યાદ આવ્યા વગર રહેશે

નહિ તે સમયે, તેમના શબ્દે શબ્દને પરીક્ષકની દષ્ટિથી લક્ષપૂર્વક સાંભળનાર શ્રોતાઓ સન્મુખ વ્યાખ્યાન આપનાર જાણે તે સ્વામી વિવેકાનંદ હોયજ નહિ એવુ તેમનુ સ્વરૂપ બદલાઇ જાય છે સર્વની વિભિન્નતાનો, પૃથક્ વ્યક્તિત્વનો, નામરૂપનો લોપ થાય છે, અને એક પરમ ચૈતન્યજ અવશિષ્ટ રહે છે વક્તા, શ્રોતા અને વક્તવ્ય સર્વ એકરૂપ બની જાય છે

# *સ્વામીજીનો પંજાબ અને કાશ્મીરમાં પ્રવાસ

સ્વામીજી અઢી માસ અલમોરામા રહ્યા પછી પંજાબ અને કાશ્મીરના લોકોનાં નિમંત્રણનો સ્વીકાર કરીને તે પ્રદેશો તરફ જવા તૈયાર થયા આ વખતે તેમણે અગ્રેજીમાં ઘણુંજ થોડા ભાષણ આપ્યા હતાં, ઘણા ખરાં ભાષણ હિન્દીમા અપાયાં હતા એ સર્વ વ્યાખ્યાનોનો હેવાલ મળી શકતો નથી પોતાને મળવામાટે આવેલા ગૃહસ્થો સાથે સ્વામીજી સારી રીતે ધર્મચર્ચા કરતા અને જ્યા જતા ત્યાંના વિદ્યાર્થીઓને ખાસ ઉપદેશ આપવાનો પ્રયાસ કરતા સ્વામીજીએ પંજાબ અને કાશ્મીરમાં કરેલા પ્રયાસનુ વિસ્તૃત વર્ણન ભવિષ્યમાં તેમનુ જીવનચરિત્ર લખનારને સહાયભૂત થઇ પડે, તેમજ તેમની તે સમયની દૈનિક પ્રવૃત્તિ જાણવાની તેમના ભક્તોની જિજ્ઞાસા તૃપ્ત થાય એ હેતુથી, સ્વામી અચ્યુતાનંદ જેઓ એકવાર આર્યસમાજના ધર્મપ્રચારક હતા અને આ પ્રવાસ દરમ્યાન સ્વામીજીની સાથેજ ફર્યા હતા, તેમણે એમની પ્રવૃત્તિનો સંક્ષિપ્ત હેવાલ પોતાની નિત્યનોંધમા લખી રાખ્યો હતો તેમાથી કેટલોક ભાગ અહીં આપવામા આવે છે —

૧૦ મી ઑગસ્ટ સને ૧૮૯૭, સ્થાન બેરિલિ—પ્રિયનાથ બાબુનો બંગલો સવારમાં બે ગૃહસ્થો સ્વામીજીને મળવા આવ્યા હતા તેમની સાથે વાતચીત કરી પછી તેઓ આર્યસમાજનુ અનાથાશ્રમ જોવા ગયા બપોર પછી દર્શને આવનાર લોકો સાથે નાના પ્રકારના વિષય ઉપર ચર્ચા કરી સાંજના તેમને થોડો તાવ આવ્યો હતો. શરીરમાં નબળાઇ વધારે હતી

૧૧ મી ઑગસ્ટ, એજ સ્થાન સવારમાં બે ગૃહસ્થોને ધર્મનો ઉપદેશ કર્યો

* સ્વામીજીના પ્રવાસની હકીકત તારીખના ક્રમવાર આપેલી છે તેમની પ્રકૃતિ અસ્વસ્થ છતા ઉપદેશ આપવામા, મળવા આવનાર લોકોસાથે ધર્મ સંબંધી વાર્તાલાપ કરવામા તેઓ કેટલો ઉત્સાહ રાખતા, તથા શીખ, બ્રહ્મો, મુસલમાન, આર્યસમાજિસ્ટ વગેરે ભિન્ન ભિન્ન મતના મનુષ્યો સાથે કેવો સમભાવ રાખતા, તેનુ દર્શન કરાવવાના હેતુથી આ લેખનો અનુવાદ કર્યો છે કદાચ આ પ્રકરણ કોઇને નિરસ લાગશે, પણ સ્વામીજીની દિનચર્યા જાણવા માટે એ બહુ અગત્યનુ છે ભા. કે

બપાર પછી દર્શને આવનાર લોકોની સાથે ધર્મવિષયક ચર્ચા કરી, ત્યારપછી સ્વામીજીએ એક વિદ્યાર્થિમંડળની સ્થાપના કરી. સાંજ પડતા પહેલાંજ તેમને તાવ આવ્યો હતો એજ દિવસે જમ્યા પછી સ્વામીજીએ અચ્યુતાનંદને કહ્યું હતું કે હું પાંચ છ વર્ષ જીવી શકીશ ×

૧૨ મી ઑગસ્ટ, એજ સ્થાન શરીર અસ્વસ્થ હતું, તોપણ સ્વામીજી પાસે બે મુન્સફ તથા બીજા કેટલાક ગૃહસ્થો આવ્યા હતા, તેમને ધર્મની ગંભીર બાબતોનો ઉપદેશ આપ્યો જમ્યા પછી તાવ વધ્યો—અત્યંત પીડા થવા લાગી સાંજ પડતા પહેલા તાવ કાંઇક ઉતરી જવાથી તેમની પાસે આવેલા અનેક આમંત્રિત ગૃહસ્થોને ધર્મના મૂળતત્ત્વો અત્યંત જુસ્સાદાર ભાષામાં વ્યાખ્યાન કરીને સમજાવ્યાં ત્યારપછી રાત્રિના અગીઆર વાગે સેકન્ડ ક્લાસમાં બેસીને અંબાલા જવા ઉપડી ગયા

૧૩ મી ઑગસ્ટ, અંબાલા કેંપ. સવારના સાત વાગે ટ્રેન અંબાલા કેંપ સ્ટેશન આગળ આવી પહોંચી કેટલાક પ્રતિષ્ઠિત મંગાળીઓ સ્વામીજીનો સત્કાર કરવા સ્ટેશન પર આવ્યા હતા ત્યાંથી ઘોડાગાડીમાં બેસીને પોતાના મુકામમાટે નિર્માણ કરવામાં આવેલા બંગલામાં ગયા મી સેવિયર, જે સ્વામીજીના પ્રવાસ વખતે તેમની સાથે ઘણે ઠેકાણે ગયા હતા, તેમની સાથે તથા બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે વાતચીત થઇ શરીર પહેલાના કરતા ઠીક હતું ચ્હેરો આનંદી હતો

૧૪ મી ઑગસ્ટ, અંબાલા કેંપ શરીર સુધરતું હતું સવારમાં લોકો સાથે ધર્મવિષયક ચર્ચા જમ્યા પછી ક્ષીરોદ બાબુ તથા બીજા ગૃહસ્થો સાથે વિશેષ વાતચીત

૧૫ મી ઑગસ્ટ, અંબાલા કેંપ સવારમાં થોડીકવાર જ્ઞાનચર્ચા કર્યા પછી સ્વામીજી ફરતા ફરતા સેવિયર સાહેબને બંગલે ગયા એ દરમ્યાન કેટલાક કેળવાયેલા, પ્રતિષ્ઠિત લોકો તેમને મળવા આવ્યા હતા પણ તેઓ મુકામપર ન હોવાથી પાછા ફર્યા હતા સાંજના આર્યસમાજના અનુયાયીઓ સાથે ધર્મસંબંધી વાતચીત થઇ રાત્રિએ ધર્મપ્રચારના કાર્ય સંબંધી ચર્ચા કરી શરીર પહેલાના કરતા ઠીક હતું

૧૬ મી ઑગસ્ટ, અંબાલા કેંપ સવારમાં મળવા આવેલા લોકો સાથે ધર્મવિષયક ચર્ચા બપોર પછી પણ તેમજ રાત્રે મુસલમાન, બ્રહ્મો, આર્યસમાજી અને સનાતન ધર્મીઓ એવા ભિન્ન ભિન્ન મતાવલંબી લોકો તેમના દર્શને આવ્યા હતા તેમની સાથે અનેક પ્રકારની જ્ઞાનચર્ચા કરી લાહોર કૉલેજના એક પ્રોફેસર સ્વામીજી પાસે ફોનોગ્રાફ લઇને આવ્યા અને વિનંતિ કરી કે, એ યંત્રમા તમે જરા તમારૂં વ્યાખ્યાન ઉતારવા દો સ્વામીજીએ પોતાની પ્રકૃતિ અસ્વસ્થ હતી છતા આ માગણી કબૂલ રાખી

૧૭ મી ઑગસ્ટ અંબાલા કેંપ પ્રાતઃકાળમા આર્યસમાજીઓ સ્વામીજીને મળવા

× સ્વામીજીએ ૪ થી જુલાઇ ૧૯૦૨ મા દેહત્યાગ કર્યો હતો.

આવ્યા હતા તેમની સાથે શંકાની ચર્ચા કરી આર્યસમાજીઓએ અનેક કઠિન પ્રશ્નો પૂછયા, તેમનો યોગ્ય ઉત્તર આપીને સ્વામીજીએ તેમને શાંત કર્યા જમ્યા પછી શરીર ફરીથી બગડી આવ્યું પેટમાં સખત શૂળ આવવા લાગ્યું, તોપણ સંધ્યાકાળ થયા પછી એક નાની સરખી સભા ભરવામાં આવી હતી, ત્યાં દોઢ કલાકસુધી સ્વામીજીએ હૃદયગ્રાહી ધર્મોપદેશ કર્યો હતો રાત્રે અનાહાર રહ્યા હતા

૧૮ મી આગસ્ટ, અંબાલા કેંપ સવારમાં થોડીક વાર ઉપદેશ કર્યો જમ્યા પછી મળવા આવેલા લોકો સાથે વાતચીત અને શંકાસમાધાન કર્યાં રાત્રે ત્રણ પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવ્યા હતા તેમની સાથે યુરોપ, અમેરિકા અને હિંદુસ્તાનને લગતા અનેક વિષયો ઉપર વાતચીત કરી અને સ્વદેશોન્નતિનો ખરો માર્ગ દર્શાવ્યો શરીર ગઈ કાલ કરતાં ઠીક હતું

૧૯ મી ઑગસ્ટ, અંબાલા કેંપ સવારમાં થોડીવાર ચર્ચા કરી પછી સ્વામીજી હિન્દુ મુસલમાન સ્કૂલ જોવા ગયા જમ્યા પછી શ્યામ ચરણ મુખોપાધ્યાય તથા બીજા કેટલાક પ્રતિષ્ઠિત લોકો સાથે વાતચીત કરી સંજના આર્યસમાજવાળા દ્વારકાનાથ વકીલ તથા બીજા આબરૂદાર ગૃહસ્થોસાથે દેશભક્તિ, સમાજોન્નતિ તથા તત્ત્વજ્ઞાન સંબંધી વિશેષ ચર્ચા કરી સ્વામીજીની વાતચીતથી દ્વારકાનાથ વકીલ ઘણા પ્રસન્ન થયા સ્વામીજીના અંબાલામાં નિવાસ દરમ્યાન શ્યામાચરણ બાબુએ તથા તેમના મિત્રોએ ઘણો સ્નેહ બતાવ્યો હતો

૨૦ મી ઑગસ્ટ, અંબાલા કેંપ સવારના નવ વાગે મેલમાં બેસીને સ્વામીજી મિસ્ટર અને મિસીસ સેવિયર સાથે અંબાલાથી અમૃતસર જવા ઉપડી ગયા સ્ટેશન ઉપર ઘણા આબરૂદાર ગૃહસ્થો તેમનું સ્વાગત કરવા આવ્યા હતા ચાર પાંચ કલાક મીસ્ટર ટોડરમલને ઘેર આરામ લીધા પછી ધર્મશાલા નામના સ્થાનમાં ગયા સાથે મિસ્ટર અને મિસીસ સેવિયર હતા પંદર દિવસ રહ્યા પછી સ્વામીજી અમૃતસર પાછા આવ્યા અને બે દિવસ રહ્યા ત્યાં રાય મૂલરાજ વગેરે આગેવાન આર્યસમાજીઓ સાથે અનેક વિષય ઉપર વાર્તાલાપ કર્યો

આશરે ૩૧ મી ઑગસ્ટને રોજ મેલમાં બેસીને સ્વામીજી અમૃતસરથી રાવલપિંડિ ગયા સ્ટેશનપર ડાકટર ભક્તરામના ભાઇએ તેમને સારૂ ગાડી વગેરેનો બંદોબસ્ત કરી રાખ્યો હતો એ લોકોએ તેમનો સારો સત્કાર કર્યો, તો પણ ત્યાં ઝાઝો વખત ન થોભતાં સ્વામીજી મિસ્ટર અને મિસીસ સેવિયર સાથે ટાંગામાં બેસી મરી પર્વત ઉપર ચાલ્યા ગયા. એમના બીજા સોબતીઓ પાછળથી એક્કામાં બેસીને ગયા. મરીમાં વકીલ હંસરાજને ઘેર મુકામ કર્યો હતો. ત્યાંના બંગાળીઓએ સ્વામીજીને પોતાને ઘેર નિમંત્ર્યા તેમને ઘેર જઇને સ્વામીજીએ ભજન ગાયા અને તેમને થોડોક ઉપદેશ આપ્યો. મરીમાં ઘણું કરીને બીજી સપ્ટેમ્બરે આવ્યા હતા ત્યાંથી સ્વામીજીએ પો-

તાના અનુસંગીઓ સાથે કાશ્મીર તરફ પ્રયાણ કર્યું છઠ્ઠી સપ્ટેંબરે ઘણું કરીને સ્વામીજી મરીથી ઉપડી આઠમી તારીખે ટાંગામા બેસીને બારામૂલા આવી પહોચ્યા ત્યાથી હોડીમાં બેસીને તેઓ શ્રીનગર ગયા રસ્તામા સોબતીઓ સાથે નાના પ્રકારનો વાર્તાલાપ અને આનંદ કર્યો હતો

૧૦મી સપ્ટેંબરે, શ્રીનગરના મુખ્ય ન્યાયાધીશ ઋષિવર મુખોપાધ્યાયને ઘેર મુકામ કર્યો હતો. તેમણે સ્વામીજીને પોતાને ઘેર અત્યંત આગ્રહપૂર્વક રાખીને ઉત્તમ રીતે પરિચર્યા કરી હતી. ત્યા ડાકટર મિત્રની સાથે મુલાકાત થઇ તેમણે પણ સ્વામીજી પ્રત્યે સારો સદ્‌ભાવ બતાવ્યો હતો કાશ્મીરવાસી અનેક પંડિતો તેમની પાસે આવતા અને પુષ્કળ ચર્ચાઓ થતી

૧૩ મી સપ્ટેંબરે સ્વામીજી રાજમંદિર જોવા ગયા ત્યા કોઇ પંજાબી અમલદારે તેમને એકાંતમા લઇ જઇને પૂછ્યુ કે તમારે રાજાને મળવાની ઇચ્છા છે ? સ્વામીજીએ હા કહી એવામાં ડાકટર મિત્રે ઉપલા માળપરથી આવીને સ્વામીજીને કહ્યું કે આવતી કાલે રાજા રામસિંહ સાથે મુલાકાત થશે ડાકટર સાથે અનેક વિષયો ઉપર વાતચીત કરતાં કરતાં સ્વામીજી ઘણે ઠેકાણે ફર્યા હતા

૧૪ મી સપ્ટેંબર, શ્રીનગર, કાશ્મીર. સવારમાં નાના પ્રકારની ચર્ચા ચાલી બપોરના બે વાગે સ્વામીજી રાજમંદિરમાં ગયા રાજાએ તેમનો યોગ્ય સત્કાર કર્યો—સ્વામીજીને ખુરશી પર બેસાડયા અને રાજા તથા તેમના બીજા અમલદારો નીચે બેઠા તેમની સાથે સ્વામીજીએ આશરે બેએક કલાક સુધી વાતચીત કરી અને પછી મુકામપર પાછા આવ્યા. સાંજના ફરવા નીકળ્યા હતા.

૧૫ મી સપ્ટેંબર, શ્રીનગર સવારમાં સ્વામીજી શંકરાચાર્યનો પર્વત જોવા ગયા ત્યાથી મુકામપર આવીને મળવા આવેલા લોકો સાથે વાતચીત કરી જમ્યા પછી પણ ચર્ચા ચાલુજ રહી લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યા. લગભગ સાંજ પડતા સુધી ચર્ચા ચાલ્યાજ કરી. સાંજે સ્વામીજી ફરવા ગયા પાછા આવ્યા પછી કેટલાક પંડિતો તથા બીજા મળવા આવેલા લોકો સાથે વાર્તાલાપ થયો આજે એક પંજાબી સાધુ એમને મળવા આવ્યા હતા

૧૬ મી સપ્ટેંબર, શ્રીનગર સવારમાં હોડીમા બેસીને સરોવર ઉપર ફરવા ગયા. આનંદપૂર્વક વાર્તાલાપ કરતા હતા. સાજના પાચ વાગે મુકામપર પાછા ફર્યા સાંજ પડતાં પહેલાં એમને મળવા આવેલા પંજાબી અને કાસ્મીરી લોકો સાથે અંગ્રેજીમાં તથા હિન્દીમાં ધર્મવિષયક ચર્ચા અને શંકાસમાધાનનું કાર્ય શરૂ થયુ તે રાતના નવ વાગતા સુધી ચાલ્યુ રાત્રે ભજન ગવાયાં હતાં

૧૭ મી સપ્ટેંબર, શ્રીનગર. સવારમા દર્શને આવેલા પંજાબી ગૃહસ્થો સાથે ધર્મવિષયક ચર્ચા કરી ત્યારપછી " હાઉસ બોટ " નો બંદોબસ્ત કરવા તેમની સાથે વકીલ

જયકૃષ્ણને ઘેર ગયા. તેમણે સ્વામીજીનો સારો સત્કાર કર્યો અને હાઉસ બોટનો બંદોબસ્ત કરી આપવાનુ વચન આપ્યુ, અને કહ્યુ કે બીજી કાંઇ ઇચ્છા હોય તો આજ્ઞા કરો સ્વામીજીએ કહ્યુ કે એ સિવાય બીજા કશાની જરૂર નથી પાછા આવતાં પંજાબી ગૃહસ્થો સાથે ધર્મવિષયક ચર્ચા ચાલુ રહી

સ્વામીજી મુકામપર પાછા ફર્યા આવ્યા ત્યારે રાજા અમરસિહના દિવાન તેમની રાહ જોઇને બેઠા હતા તેમની સાથે વાતચીત થવા લાગી પ્રસગોપાત "હાઉસ બોટ" ની વાત નીકળી દીવાને કહ્યુ કે હુ હમણાંજ બદોબસ્ત કરી દઉછુ. બપોરના ગવર્નરનો સેક્રેટરી બોટ લઇને હાજર થયો તેની સાથે વાતચીત થઇ બપોર પછી સ્વામીજી જમ્યા, જરા આરામ લીધો અને પછી વાતચીત કરવા લાગ્યા સાજના ધર્મવિષયક ચર્ચા અને સગીત શરૂ થયાં રાતના એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણને ઘેર જમવાનુ નિમત્રણ હતુ ત્યા પણ પુષ્કળ શાસ્ત્રચર્ચા થઇ ભોજન વખતે ઘણા પડિતો અને બ્રાહ્મણો હાજર હતા તેમણે સ્વામીજી ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને પુષ્પનો હાર પહેરાવી ઘણુ જ સન્માન આપ્યુ અને પાછા ફરતી વખત મુકામસુધી વળાવવા આવ્યા

૧૮ મી સપ્ટેબરથી ૨૪ મી સપ્ટેંબર સુધીની રોજનિશી જોતા સ્વામીજીની દિનચર્યામા નવીનતા નથી ઉપર મુજબજ પ્રવૃત્તિ ચાલુ હતી એ દરમ્યાન તેઓ કાશ્મીરની જોવા લાયક પ્રાચીન જગ્યાઓ જેમકે અનતનાગ, કેશરનાં ખેતર, અક્ષય બળનું ૨૦૦૦ વર્ષપર બધાયલુ પ્રાચીન દેવાલય વગેરે જોઈ આવ્યા હતા ત્યારપછીના નિત્યનોધના પૃષ્ઠ ખોવાઇ ગયાં છે

૧૨ મી ઓકટોબરે સ્વામીજી મરી હતા અને સેવિયરના બગલામાં મુકામ હતો

૧૪ મી ઓકટોબર, મરી સ્વામીજીને શહેરના લોકોએ એક સભા ભરીને માનપત્ર અર્પણ કર્યું હતુ તેનો ઉત્તર આપતા તેમણે હિન્દીમાં એક સુદર ભાષણ આપ્યું હતુ શ્રોતાઓના ચિત્ત પ્રસન્ન થયાં હતા

૧૭મી ઑકટોબર, રાવલપિડી. સવારમા લોકો સાથે ધર્મવિષયક ચર્ચા ત્યાર પછી ભોજનમાટે છાવણીમાં નિમાઇ બાબુને ઘેર ગયા ત્યા બગાળીઓ સાથે વાર્તાલાપ કર્યો ત્રણ વાગે મુકામપર પાછા આવ્યા થોડીવાર આરામ લીધા પછી ભાષણ આપવામાટે સુજાનસિહના બગીચામા ગયા જજરાય નારાયણદાસે દરખાસ્ત મૂકી અને વકીલ હસરાજે અનુમોદન આપ્યાથી સુજાનસિહ પ્રમુખપદે બેઠા સભામાં ચારસો માણસ હાજર હતા પાચ વાગે વ્યાખ્યાન શરૂ થયુ તે બે કલાક ચાલ્યુ ભાષા અંગ્રેજી—વિષય હિન્દુધર્મ સ્વામીજી વચમા વચમાં વેદના મત્રો બોલીને બહુજ સ્પષ્ટ ભાષામા પોતાનો વિષય સમજાવતા હતા કોઇકોઇ વાર આવેશમાં આવી જઇ આત્માનો અનત મહિમા અને સર્વ શક્તિમત્તાવિષે વિવેચન કરતાં શ્રોતાઓના હૃદયમા મહાન્ શક્તિનો અને અલૌકિક તેજનો સચાર કરતા હતા વળી કોઇ વાર આપણા જનસ-

માજમા ચાલતા પાખડવિષે સખત પણ શ્લેષાત્મક ટીકાઓ કરીને સર્વને પુષ્કળ હસાવતા હતા સ્વામીજીના વ્યાખ્યાનથી સર્વના હૃદયમા ભારત ઉદ્દીપન થયુ હતુ ભાષણ પૂરૂ થયા પછી મુકામપર પાછા આવ્યા અને કેટલાક લોકોને ભજનસાધનનુ રહસ્ય બતાવ્યુ રાત્રે ડાકટર ભકતરામને ઘેર નિમત્રણ હતુ સાથે જજ, પ્રકાશાનદ, હસરાજ વગેરે ગયા હતા જમ્યા પછી રાતના દશ વાગને મુકામપર આવ્યા અને મળસ્કાના ત્રણ વાગતા સુધી પ્રકાશાનદ સાથે ચર્ચા કરી

૧૮ મી ઑકટોબર, રાવલપિડી સવારમા રાય નારાયણદાસ અને બાબા ક્ષેમસિંહના પુત્ર સાથે વાતચીત થઇ પ્રકાશાનદે પણ એ ચર્ચામા ભાગ લીધો હતો જમ્યા પછી થોડીવાર આરામ લીધો સૂર્ય ઉદયા પછી પોતાનુ માથુ ઘણુ દુખે છે એ વાત તેમણે પોતાના અનુસગીઓને જણાવી માથાની વેદના તો ઘઇ કાલની હતી, પણ તે અત્યારે ઘણીજ સખત થની હોવાથી તેમણે એ વાત જાહેર કરી, નોપ જે લોકો મળવા આવતા તેમની સાથે હસને મોએ વાતચીત કરતા હતા કોઇને ખબર પણ પડી નહિ કે એમના શરીરને ઘણી પીડા થતી હતી સાજના જજ અને ક્ષેમસિહના પુત્ર સાથે બગીમાં બેસીને ફરવા ગયા રસ્તામાં તેમની સાથે નાના પ્રકારના વિષયો ઉપર ચર્ચા કરી રાત્રે તેમની સાથે બેસીને જમ્યા ત્યારબાદ આર્યસમાજ અને મુસલમાન લોકોના સબધમા કેટલીક શકાઓનુ સમાધાન કર્યું અગીઆર વાગને સૂઇ ગયા પ્રકાશાનદ ત્યાસુધી સ્વામીજીના પાસે બેઠા હતા

૧૯ મી ઑકટોબર, રાવલપિડી × × સાજના કાલિકાના મદિરમા એક નાની સરખી સભા ભરવામા આવી હતી. ત્યા સ્વદેશનો ખરો ઉત્કર્ષ કેવી રીતે કરી શકાય તે વિષે સ્વામીજીએ ઘણો ઉત્તમ ઉપદેશ આપ્યો ત્યારપછી ધર્મપ્રચારના કાર્યને માટે એક ફડ એકઠુ કરવાને સભામા બેઠેલા ગૃહસ્થોને આગ્રહપૂર્વક જણાવ્યુ, તેઓ એ કાર્યમાટે સમત થયા

૨૦ મી ઑકટોબર, રાવલપિડી સવારના નવ સુધી મિસ્ટર અને મિસીસ સેવિયર સાથે વાતચીત કરી પછી હસરાજને ઘેર ગયા ત્યા વાર્તાલાપ અને ભોજન થયા જમ્યા પછી પણ વાતચીત ચાલતી હતી એવામા સ્વામીજીનો એક ગુરૂભાઇ ગાડી લઇને આવ્યો અને કહ્યુ કે એક બગાળી ગૃહસ્થ બિમાર છે અને આપના દર્શન કરવા અત્યત ઉત્સુક છે દયાળુ સ્વામીજી તેજ પળે જવા તૈયાર થયા સાથે પ્રકાશાનદ, નિમાઇ બાબુ વગેરે હતા ત્યા ગયા એટલે તે બાબુએ સ્વામીજીને પાચ પ્રશ્ન પૂછ્યા અને કહ્યુ કે એ પ્રશ્નના મને સતોષકારક જવાબ નહિ મળે તો હુ નાસ્તિક થઇ જઇશ સ્વામીજીએ એ પ્રશ્નની વિસ્તારપૂર્વક ચર્ચા કરીને તેમને બધી બાજુએથી તપાસીને એવા જવાબ આપ્યા કે તે બાબુ કૃતાર્થ થઇ ગયા ત્યા સ્વામીજીએ * જળપાન

* બંગાળીઓ નાસ્તો કરવાને 'જળપાન' કરવુ કહે છે, અહીં લોકો પોતાને ઘેર મળવા

કર્યું રાતના સાડા આઠ વાગે હંસરાજને ઘેર ગયા ત્યાં થોડીવાર વાતચીત કરી. જમ્યા પછી હંસરાજની ગાડીમાં બેસીને કાલિકામંદિરમાં ગયા રાત્રિના બાર વાગે સ્ટેશનપર ગયા આ વખતે તેમણે પહેલા વર્ગમાં મુસાફરી કરી હતી વજીરાબાદ સ્ટેશનસુધી પોતાના સોબતીઓને સ્વામીજીએ સાથે રાખ્યા હતા ત્યારપછી તેમણે કેટલાકને જુદે જુદે ઠેકાણે મોકલી દીધા સ્વામીજી વજીરાબાદથી જમ્મુ તરફ જવાની ટ્રેનમાં બેઠા અને ૨૧ મી આક્ટોબરે બપોરે બાર વાગે જમ્મુ આવી પહોચ્યા એક બંગાળી અમલદાર ગાડી લાવ્યો હતો તેમાં બેસીને તેમને માટે નિર્માણ કરવામાં આવેલા મુકામપર ગયા જમ્મુના રાજાના અતિથિસત્કારખાતાના વડા અમલદારના પુત્રને સ્વામીજીની સેવામાટે નિયુક્ત કર્યો હતો + + + આરામ લીધા પછી રાજા અમરસિંહના અમલદારો સાથે વાર્તાલાપ કર્યો તેમની સાથે બીજા ત્રણ જણ હતા એવામાં બીજા બે બંગાળી ગૃહસ્થો આવી પહોચ્યા તેમની સાથે સ્વામીજી રાજાની લાઇબ્રેરી જોવા ગયા શરીર સારૂં નહોતું લાઇબ્રેરી જોઇને મુકામ પર પાછા આવ્યા સ્વામીજીની કાશ્મીરમાં એક મઠ સ્થાપવાની ઈચ્છા હતી

૨૨ મી ઑક્ટોબર જમ્મુ પ્રાતઃકાળમાં મહેશબાબુ સાથે વાર્તાલાપ કર્યો જમ્યા પછી અગીઆર વાગે રાજાએ મોકલેલી બગીમાં બેસીને સ્વામીજી રાજાની મુલાકાતે ગયા મહારાજા પોતે, તેમના બે ભાઇઓ અને મુખ્ય મુખ્ય અમલદારો વગેરે સ્વામીજીનો સત્કાર કરવા એકત્ર થયા હતા સ્વામીજીને એક સ્વતંત્ર આસન આપવામાં આવ્યું. શરૂઆતમાં મહારાજાએ સંન્યાસ ધર્મ વિષે પ્રશ્ન કર્યા સ્વામીજીએ તેનો યોગ્ય ઉત્તર આપ્યો. ત્યાર પછી પ્રસંગ આવતા તેમણે બહારના આચારની નિષ્ફળતા સિદ્ધ કરી બતાવી સ્વામીજીએ કહ્યું કે નાના પ્રકારના વહેમમાં બંધાઇ જવાથી આપણે લગભગ સાતસો વર્ષ થયા વિદેશી પ્રજાનું દાસત્વ ભોગવીએ છીએ જે ખરેખરા પાપ છે જે સર્વ પ્રકારના અનર્થનું મૂળ છે, તે વ્યભિચાર અને એવા બીજા કુકર્મ કરનારને કોઇ જ્ઞાતિબહાર મૂકતું નથી પાપ તો માત્ર હવે ખાવાપીવામાંજ રહ્યું છે સમુદ્રયાત્રાની વાત નીકળતા તેમણે કહ્યું કે રામચંદ્ર લંકા ગયા હતા અને હજી પણ વ્યાપાર કરવા માટે ઘણા લોકો બ્રહ્મદેશ, ચીન વગેરે દેશોમાં જાય છે જો આપણે પરદેશ જઇશું નહિ તો ખરી કેળવણી પ્રાપ્ત કરીશું નહિ પછી વિલાયત અને અમેરિકામાં ધર્મપ્રચાર કરવાની વાત નીકળી છેવટમાં ઉપસંહાર કરતા સ્વામીજીએ કહ્યું કે સ્વદેશના કલ્યાણમાટે જો નરકમાં જવાની જરૂર પડે તો ત્યાં જવાનું પણ હું પસંદ કરૂં છું. લગભગ ત્રણ વાગે વાતચીત પૂરી થઇ સ્વામીજીની વાતચીતથી મહારાજા પોતે તથા બીજા દરબારીઓ સંતુષ્ટ થયા બગીમાં બેસી પોતાને મુકામે પાછા આવ્યા થોડીવાર

આવનારને એકલું પાણી પીવા આપતાજ નથી પણ સાથે થોડુંક ખાવાનું આપે છે, તેથી કરીને જળપાન કરવું એટલે થોડુંક ખાવું અને પાણી પીવું ભા. ક.

આરામ લીધા પછી વડા રાજકુમારને મળવામાટે બીજા રાજભવનમાં ગયા સ્વામીજીની ગાડી દરવાજા આગળ આવી પહોચતાજ રાજકુમારે પ્રણામ કરીને યોગ્ય સન્માન આપ્યુ, ત્યા પણ ખૂબ વાતચીત થઇ

૨૩ ઑક્ટોબર, જમ્મુ સવારમા મળવા આવેલા લોકો સાથે વાતચીત કરી જમ્યા પછી સ્વામીજી રાજ્યના મુખ્ય અમલદાર ભાગરાયને મળવા ગયા, સાથે મહેશબાબુ હતા દોઢ વાગે પાછા આવ્યા ત્યારપછી ટપાલમા આવેલા કાગળો વાચવા બેઠા એવામા શિયાલકોટના ગૃહસ્થો સ્વામીજીને ત્યા આવવાનુ નિમંત્રણ કરવામાટે ત્યાંના એક ઇજનેર તથા બીજા કેટલાક જણને લઇને આવી પહોચ્યા સ્વામીજીએ ઝડપથી કાગળો વાચી લઇને તેમની સાથે વાતચીત કરી તેઓ અઢી કલાક વાત કર્યા પછી ઘણાજ પ્રસન્ન થઇને ગયા ત્યારપછી મહેશ બાબુ અને તેમના તાબાના બે અમલદારો આવ્યા આજે સ્વામીજીનુ ભાષણ હતુ તેઓ ત્યા જવા તૈયાર થયા ભાષણ આપ્યા પછી મુકામપર ચાલતા આવ્યા જમતાં સુધી બંગાળીઓ સાથે વાર્તાલાપ કર્યો

જમ્મુના મહારાજાએ આવતી કાલે સ્વામીજીને ભાષણ આપવાની વાત કરી હતી. તેમણે એટલે સુધી કહ્યુ હતુ કે જ્યાંસુધી તમે જમ્મુ રહો ત્યાસુધી એક દિવસ આરામ લઇને એકાંતરે ભાષણ આપતા રહો સ્વામીજીને તેમણે દશ બાર દિવસ રહેવા અત્યંત આગ્રહ કર્યો હતો

૨૪ મી ઑક્ટોબર, જમ્મુ બીજે દિવસે સવારે સ્વામીજી નદી જોવા ગયા ત્યાં વોટરવર્ક્સ જોયા મુકામપર આવ્યા પછી લોકોનુ શંકાસમાધાન કર્યું જમ્યા પછી થોડીવાર આરામ લીધો અને ભજન કર્યું સાંજ પડયા પછી ગાડીમા બેસીને દિવાળી જોવા ગયા, ત્યાથી મુકામપર ન જતા મહેશબાબુને ઘેર ગયા ત્યાથી ઘેર આવ્યા પછી એક બંગાળી શિક્ષક અને અચ્યુતાનંદ સાથે આર્યસમાજના કેટલાક દોષવિષે ચર્ચા કરી

આજે પણ સ્વામીજીનુ વ્યાખ્યાન હતુ ત્યા એકત્ર થએલા પંડિતો અને બીજા ગૃહસ્થોની સાથે ધર્મવિષયક ચર્ચા કરી. હજી મહારાજા આવ્યા ન હતા તેથી તેમની રાહ જોવાતી હતી, પણ અમુક અડચણને લીધે તેઓ આવી ન શકવાથી સાડા પાંચ વાગે વ્યાખ્યાનનો આરંભ થયો વેદથી આરંભીને પુરાણ સુધીના તમામ શાસ્ત્રોવિષે ચર્ચા કરીને ભક્તિ અને હાસ્યરસયુક્ત સુંદર વ્યાખ્યાન કર્યું બે કલાક સુધી વ્યાખ્યાન ચાલ્યુ પછી લાઇબ્રેરીમા જઇને સ્વામીજી ચાલતા મુકામપર આવ્યા

૨૫ મી ઑક્ટોબર, જમ્મુ સવારમા સ્વામીજી પગે ચાલીને ફરવા ગયા હતા ત્યાથી પાછા આવતા રાજાની પશુશાળા જોઇ દર્શને આવેલા લોકોસાથે ધર્મના ગૂઢ પ્રશ્નો વિષે ચર્ચા કરી

૨૮ મી ઑક્ટોબર, જમ્મુ સવારમા ફરી આવ્યા પછી મુકામપર આવીને સમા-

જનીતિ સંબંધી ગૂઢ તત્ત્વનો ઉપદેશ કર્યો. તેનો સારાંશ એ હતો કે સર્વને ઉપયોગી થઈ પડીએ એવા થવાની જરૂર છે. વંશગત અને ગુણગત જાતિભેદ ઉપર યોગ્યતા અને અધિકારનું ધોરણ રાખવાની જરૂર નથી. પછી ગુણગત અને વંશગત જાતિભેદની તુલના કરી પહેલા કરતાં બીજાનામાં વિશેષ લાભ છે એમ બતાવ્યું. વંશગત ન્યાતો હોવાથી એક માણસ ગમે તેટલો વિદ્વાન્ અથવા ધનવાન્ થાય, તોપણ તે પોતાની ન્યાતના માણસોનો પરિત્યાગ કરી શકતો નથી, એથી કરીને એના ગુણ અને ધનનો લાભ આખી ન્યાતને મળવાનો સંભવ રહે છે. ગુણથી બંધાયલી ન્યાતોમાં તેમ બની શકતું નથી. પછી એકનના નીતિતત્ત્વની વાત નીકળી. માન કે યશની તરફ લક્ષ ન રાખ। પોતાનું કાર્ય કર્યાં જવું એ મહાપુરુષનું લક્ષણ છે. મારૂં કહેવું લોકો માને યા ન માને તોપણ મને જે કર્તવ્ય જણાશે તે હું કર્યે જ જઈશ. પછી સ્વામીજીએ પોતાના બાળપણનું દૃષ્ટાંત આપ્યું. તેઓ નાનપણમાં ભંગીઆઓના મોહોલ્લામાં જઈને તેમનો ઉદ્ધાર કરવાની પ્રવૃત્તિ કરતા હતા. આ વાત ચાલતી હતી તે વખતે સ્વામીજીના ખાસ નિકટનાજ માણસો બેઠા હતા. એવામાં લાહોરથી સેવિયરનો પત્ર આવ્યો. બીજે દિવસે અહીંથી ઉપડી જવાનો વિચાર સ્વામીજીએ મહેશ બાબુને જણાવ્યો. તેમણે એ ત્રણ દિવસ વધારે રહેવાને આગ્રહ કર્યો.

પછી ત્રીજે દિવસે સ્વામીજીએ જમ્મુ છોડયું અને શિયાલકોટ ગયા. ત્યાં તેમણે બે ભાષણ આપ્યાં હતાં. એક અંગ્રેજીમાં અને બીજું હિન્દીમાં. હિન્દી વ્યાખ્યાનનો અનુવાદ હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે.

# भक्ति

( પંજાબના શિયાલકોટ શહેરમાં આપેલું વ્યાખ્યાન )

જગત્માં જે જે ધર્મ પ્રવર્તે છે તેમની ઉપાસનાની પદ્ધતિ એક બીજાથી જુદી છે, તોપણ વાસ્તવિક રીતે તેમનામાં કશો ભેદ છેજ નહિ. કોઇ કોઇ ઠેકાણે લોકો મંદિર બંધાવે છે અને ત્યાં જઇને ઈશ્વરની ઉપાસના કરે છે. કોઇ ઠેકાણે અગ્નિની ઉપાસના થાય છે, કોઈ ઠેકાણે ઈશ્વરની મૂર્તિનું પૂજન થાય છે અને કેટલાક લોકો ઈશ્વરના અસ્તિત્વને પણ માનતા નથી.

આ પ્રમાણે તેમના સ્વરૂપમાં મતભેદ છે એ વાત સત્ય છે, તોપણ જો તમે તેઓનાં શાસ્ત્રોના અસલ શબ્દો, તેમના સત્ય સ્વરૂપ અને તેમના દરેક સિદ્ધાંતો નિષ્પક્ષપાતપણે તપાસો તો માલમ પડશે કે તેઓ વાસ્તવિક રીતે ભિન્ન નથી. કેટલાક ધર્મ એવા છે કે તેઓ ઈશ્વરની ઉપાસના કરવાની જરૂર જોતા નથી, એટલેસુધી કે

તેઓ ઈશ્વરનું અસ્તિત્વ પણ સ્વીકારતા નથી, પણ ઈશ્વરને ઠેકાણે પવિત્ર સાધુ મહાત્માઓને સાક્ષાત્ ઈશ્વરતુલ્ય ગણીને તેમને પૂજે છે. બૌદ્ધ ધર્મ એ ઉપર કહ્યો તેવાજ પ્રકારનો ધર્મ છે ભક્તિ તો સર્વ ધર્મની અંદર જોવામાં આવે છે–કોઇ ધર્મમાં ઈશ્વરની તો કોઇ ધર્મમા મહાપુરુષોની, પરંતુ ભક્તિભાવ વગરનો કોઇ ધર્મ છેજ નહિ સર્વ ધર્મોમા ભક્તિદ્વારા ઈશ્વરની ઉપાસના કરવામા આવે છે જ્ઞાન કરતા ભક્તિ સુલભ પણ વધારે છે જ્ઞાનપ્રાપ્તિને માટે દૃઢ, સતત અભ્યાસ, અનુકૂળ સ્થિતિ વગેરે અનેક બાબતોની જરૂર પડે છે શરીર સંપૂર્ણ રીતે દૃઢ અને નિરોગી ન હોય તથા મન વિષયાનુરાગથી પૂરેપૂરૂ મુક્ત ન થયું હોય તો યોગાભ્યાસ થઇ શકતો નથી, પણ ભક્તિ તો ગમે તેવી અવસ્થામા હરકોઇ માણુમ સહેલાઇથી કરી શકે છે ભક્તિમાર્ગના આચાર્ય શાંડિલ્ય મુનિ કહે છે કે,ઈશ્વર પ્રત્યે પરમ અનુરાગનું નામ ભક્તિ છે. પ્રહ્લાદ પણ એવુંજ કહે છે જેમ કોઇને એક દિવસ ભોજન ન મળે તો તેને અત્યંત પીડા થાય છે, અને પુત્રનું મરણ થય તો એથી પણ વધારે તીવ્ર મનોવેદના થાય છે, તેમ જે ભગવાનનો સાચો ભક્ત છે તેનું હૃદય પણ ભગવાનના વિરહથી એજ પ્રમાણે દુઃખથી વિદીર્ણ થઇ જાય છે ભક્તિમા મોટો ગુણ એ રહેલો છે કે તેનાથી ચિત્તની શુદ્ધિ થઇ જાય છે જો ઈશ્વરમા દૃઢ ભક્તિ થઈ હોય તો કેવળ ભક્તિના પ્રભાવથીજ ચિત્ત શુદ્ધ થઇ જાય છે

ઈશ્વરના નામ અસંખ્ય છે અને તે દરેક નામમા અનંત શક્તિ ભરેલી છે દરેક નામમા ગભીર તાત્પર્ય રહેલુ છે તે નામ જપવામા સમય કે સ્થાન, પવિત્રતા કે અપવિત્રતાનો કશાનો વિચાર કરવાની જરૂર નથી મૃત્યુ જેમ સમય કે સ્થાનનો વિચાર કર્યા વગરજ મનુષ્યને પોતાને સ્વાધીન કરી દે છે, તેમ ઈશ્વરનું નામ લેતી વખતે પણ સમય તેમજ સ્થળનો વિચાર કરવાની જરૂર નથી ગમે તે વખતે, ગમે તે ઠેકાણે, પવિત્ર હોઇએ કે અપવિત્ર હોઈએ તોપણ ઈશ્વરનો નામોચ્ચાર કરવાની છૂટ છે

જુદા જુદા ભક્તોએ ઇશ્વરને જુદે જુદે નામે ભજ્યો છે, પણ એ ભેદ ઉપરઉપરનોજ છે. વાસ્તવિક રીતે એમા કશો ભેદ નથી કેટલાક એવો દુરાગ્રહ કરે છે કે ભજનસાધન કરવાની અમારી રીતજ વધારે શ્રેયસ્કર છે, તો કેટલાક કહે છે કે અમારી પદ્ધતિ પ્રમાણે ભજનસાધન કરવાથી ટુંક સમયમા મુક્ત થઇ શકાય છે પણ એ સર્વનો મૂળ પાયો જોશો તો જણાશે કે ખરી રીતે એ બધામા એકતાજ હોય છે શૈવો શિવને બીજા બધા દેવ કરતા વિશેષ શક્તિસંપન્ન માને છે, વૈષ્ણવો કહે છે કે એકલા વિષ્ણુજ સર્વશક્તિમાન્ છે, શાક્તો કહે છે કે દેવીજ સર્વશ્રેષ્ઠ છે, અને શિવ તથા વિષ્ણુ સુદ્ધા દેવીના ઉપાસના કરે છે દરેક જણનો આ દુરાગ્રહ છે, પણ જો તમારે સ્થાયી ભક્તિ પ્રાપ્ત કરવી હોય તો આવા પ્રકારના દ્વેષનો એકદમ ત્યાગજ કરજો જે દ્વેષભાવ છોડશે તેનેજ ઈશ્વરની પ્રાપ્તિ થશે દ્વેષભાવવડે ભક્તનો

પ્રવાહ એકદમ અટકી જાય છે અલબત્ત સર્વ દેવો ઉપર સમભાવ રાખવો, પણ ભક્તિ તો એક ઇષ્ટ દેવનીજ કરવી ભક્તવીર હનુમાન કહે છે કે —

श्रीनाथे जानकीनाथे अभेद्‌.परमात्मनि । तथापिममसर्वस्वो राम कमललोचन

"હુ જાણુ છુ કે સીતાપતિ અને લક્ષ્મીપતિ વચ્ચે વાસ્તવિક રીતે કશો ભેદ છેજ નહિ, છતા પણ કમલલોચન શ્રીરામજ મારૂ સર્વસ્વ છે" અમુક ભાવ અથવા સસ્કાર મનુષ્યને જન્મથીજ પ્રાપ્ત થએલા હોય છે અને તે મનુષ્યમાત્રમા ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે મનુષ્ય કોઇ દિવસ પોતાના તે સસ્કારોનુ એટલે કે પોતાની મૂળ પ્રકૃતિનુ ઉલ્લઘન કરી શકતો નથી આખા જગતમા એક ધર્મ પ્રવર્તાવવાનુ કાર્ય અસભવિત છે તેનુ આ પણ એક કારણ છે હુ તો ઇશ્વર પાસે એમજ માગુ છુ કે જગત્ કદિ પણ એક ધર્મને માનતુ ન થાઓ ! તેમ કરવા જતા જગતમા સમતા અને સવાદને ઠેકાણે દુર્વ્યવસ્થા અને વિસવાદ ઉભા થશે, માટે દરેક મનુષ્યને તેની પ્રકૃતિ પ્રમાણેજ ચાલવા દો જો તેને યોગ્ય ગુરૂ મળી જશે તો તે તેના સસ્કારની પરીક્ષા કરીને તેનો વિશેષ વિકાસ કરવાને જરૂરનો ઉપદેશ આપશે, એટલે તે પોતાની ઉન્નતિ કરી શકશે તેને તો પોતાના ભાવનોજ વિકાસ કરવાની જરૂર છે જે મનુષ્યને જે માર્ગે જવાની ઇચ્છા હોય તેને તે માર્ગે જવા દેવો જો તમે તેને બીજે માર્ગે ખેચી જશો તો તેણે જે થોડુ ઘણુ સાધન કર્યું હશે તે પણ ગુમાવી બેસશે, અને કર્મભ્રષ્ટ થઇ જશે જેમ એક માણસનો ચહેરો બીજા માણસના ચહેરાને મળતો આવતો નથી તેમ એક માણસની પ્રકૃતિનો બીજા માણસની પ્રકૃતિ સાથે પણ મેળ બેસતો નથી ત્યારે શામાટે દરેક જણને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તન કરતા અટકાવવો જોઇએ ? એક નદી ચોક્કસ દિશામા વહેતી હોય છે હવે જો તેના પ્રવાહને એજ દિશાએ ખોદેલી નહેરમા વાળશો તો તેના પ્રવાહનો વેગ વિશેષ પ્રબળ થશે અને જો એના પ્રવાહની દિશાથી ઉલટી બાજુએ નહેર ખોદીને તેમા તેનુ પાણી વાળીશુ તો તેનો પ્રવાહ ક્ષીણ થઇ જશે અને વેગ પણ અત્યત મદ પડી જશે આપણા જીવનનો હેતુ એક અત્યત અગત્યનુ કાર્ય બજાવવાનો હોવાથી જીવનના પ્રવાહને પણ તેના સસ્કારને અનુસરતી યોગ્ય દિશામા વાળવો જોઇએ જે દેશમા લોકોને એકજ ધર્મ તરફ વાળવાનો પ્રયાસ કરવામાં આવે છે, તે દેશ ધીમે ધીમે ધર્મહીનજ થઇ જાય છે ભરતખડમા કદિ પણ તેવો એકમાર્ગી પ્રયાસ કરવામા આવ્યો નથી જુદા જુદા ધર્મ વચ્ચે કદિ કલહ ચાલતોજ નહિ, દરેક જણ પૂર્ણ સ્વતત્રતાથી પોતપોતાના ધર્મનુ અનુસરણ કરતો હતો માટેજ અહીઆં આજસુધી સત્ય ધર્મની ભાવના જાગ્રત રહી છે, અહી એટલુ સ્મરણમા રાખવાનુ છે કે જ્યારે એક ધર્મના લોકો એમ માની બેસે છે, કે સત્યની ચાવી અમે એકલાએજ પ્રાપ્ત કરી છે, અને બીજા જેઓ અમારૂં કથન અસત્ય માને છે તે બધા મૂર્ખ છે, ત્યારે બીજા ધર્મના

લોકો તેમને એમજ કહેશે કે તમેજ ઢોંગી છો આવા પ્રકારનો વ્યવહાર જે દેશના લોકો એકબીજા પ્રત્યે રાખે છે ત્યાંજ ધર્મને માટે કલહ ઉત્પન્ન થાય છે

જો ઈશ્વરની ઇચ્છા એવીજ હોય કે બધા માણસો માત્ર એકજ ધર્મનું પાલન કરે, તો જુદા જુદા ધર્મની ઉત્પત્તિ થઈજ શા માટે ? તમે શું સર્વ શક્તિમાન્ ઈશ્વરની ઇચ્છાવિરુદ્ધ કાર્ય કરવાને સમર્થ છો ? સર્વ મનુષ્યોને એક ધર્મ તરફ વળવામાટે સેંકડોવાર પ્રયત્ન થઈ ચૂક્યા છે, અને તરેહ તરેહના ઉપાયો યોજવામાં આવ્યા છે, પણ તે સઘળા ફોગટજ ગયા છે સઘળા માણસોને બળાત્કારે એક ધર્મ પાળતા કરવા માટે તલવારનો પણ ઉપયોગ થયો, પરંતુ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એવે પ્રસંગે એકને ઠેકાણે દશ નવા ધર્મ ઉત્પન્ન થયા હતા આખા જગતને માટે એક ધર્મ કદિપણ ચાલી શકેજ નહિ આઘાતપ્રત્યાઘાતની ભિન્ન શક્તિઓ જે મનુષ્યના મનમાં વિચારનો વ્યાપાર ચલાવે છે, તેના વડેજ જાતિસ્વભાવનું બંધારણ થાય છે જો આ શક્તિઓની અસર મનુષ્યના મન ઉપર ન થતી હોત તો તેની વિચારશક્તિનો નાશ થાય છે, અને વિચારશક્તિ નષ્ટ થતાં તે પશુવતજ બની જાય છે કારણ કે મનુષ્ય શબ્દનો અર્થજ વિચાર કરનાર પ્રાણી થાય છે. નિષ્ચેષ્ટ મનુષ્યત્વ કોઈને પ્રિય હોતું નથી ઈશ્વર કરે અને એવી અવસ્થા ભારતવાસીઓની ન થાય !

મનુષ્યમાં મનુષ્યત્વ જાળવી રાખવામાટે એકત્વની અંદર વિવિધતાનું સંમિલન કરવાનું પ્રયોજન છે દરેક વિષયમાં વિવિધતા જાળવવાની બહુજ જરૂર છે, કારણ કે જ્યાંસુધી વિવિધતા છે ત્યાંસુધીજ જગતનું પણ અસ્તિત્વ છે વિવિધતાનો અર્થ અમુક માણસો નીચા દરજ્જાના અને અમુક માણસો ઉંચા દરજ્જાના એવો કરવાનો નથી બધા માણસોની પદવી સમાન રહે છતાં પણ વિવિધતાને ક્ષતિ ન પહોંચે દરેક પોતપોતાના આશ્રમ અને અધિકારને લગતાં કાર્ય ઉત્તમ રીતે બજાવે, તો સમાન હક્કના સિદ્ધાંતને ક્ષતિ ન પહોંચતાં વિવિધતા સચવાય દરેક ધર્મમાં થોડા ઘણા સારા અને સમર્થ માણસો હોય છેજ અને તેમને લીધેજ તેમનો ધર્મ જગતમાં પ્રતિષ્ઠા ભોગવે છે આ પ્રમાણે જ્યારે દરેક ધર્મ એવા ઉત્તમ પ્રકારના મનુષ્યો ઉત્પન્ન કરી શકે છે ત્યારે તેમનામાં ઉત્તમ તત્ત્વો હોવાંજ જોઈએ અને તેથી કરીને કોઈપણ ધર્મ તરફ તિરસ્કાર રાખવો એ અયોગ્યજ છે

હવે પ્રશ્ન એ થાય છે કે જે ધર્મમાં પાપાચરણને ઉત્તેજન અપાતું હોય તે ધર્મને સન્માન આપવું કે નહિ ? એના જવાબમાં ચોક્ખી " ના " સિવાય બીજું શું કહી શકાય ? એવા ધર્મને જેમ બને તેમ જલદીથી તિલાંજલિ આપવી જોઈએ, કેમકે એનાથી લોકોનું શ્રેય ન થતાં ઉલટું અકલ્યાણ થવાનો સંભવ છે દરેક ધર્મનો મૂળ પાયો નીતિના ઉંચા ધોરણ ઉપર રચાવો જોઈએ અને સદાચારને વધારે અગત્યનું સ્થાન અપાવું જોઈએ **आचार प्रथमो धर्मः** અત્ર કહેવાની જરૂર પડે છે કે

"આચાર" શબ્દનો ખરો અર્થ બહારની તેમજ અંતરની પવિત્રતા એવો થાય છે બહારની શુદ્ધિ જલસ્નાનથી તથા શાસ્ત્રમાં જણાવેલા બીજા કેટલાક ગોમૂત્ર વગેરે પદાર્થોના સંયોગથી થઇ શકે છે અંતરની શુદ્ધિને માટે સત્ય વચન બોલવું જોઇએ, મદ્ય માંસ વગેરે ભ્રષ્ટ ખાનપાનનો ત્યાગ કરવો જોઇએ, અનીતિમાન કૃત્યોથી દૂર રહેવું જોઇએ અને તેની સાથે પરોપકાર પણ કરવો જોઇએ જો કોઇ મનુષ્ય પાપાચરણ ન કરે, અસત્ય ન બોલે, મદિરાપાન કે માંસભક્ષણ ન કરે ચોરી ન કરે અને જુગાર ન રમે, તો એમાં તે પોતાના કર્તવ્ય ઉપરાંત વિશેષ કાંઇજ કરતો નથી એવાં કાર્ય ન કરવાં એ તો આપણી સૌની ફરજ જ છે. એથી કરીને કાંઇ આપણે પ્રશંસાને પાત્ર થતા નથી, પરંતુ એ ઉપરાંત પરોપકાર કરવાની પણ જરૂર છે જેમ આપણે પોતાના હિતને માટે પરિશ્રમ કરીએ છીએ તેમ બીજાનાં સુખને માટે, બીજાના કલ્યાણને માટે પણ આપણે પરિશ્રમ કરવો જોઇએ

અહીં "ખોરાક" ના સંબંધમાં કાંઇક કહેવાની આવશ્યકતા જણાય છે ખોરાકવિષેની તમામ પ્રાચીન વિધિઓનું પૂરેપૂરૂં વિસ્મરણ થઇ ગયું છે, અને આની સાથે બેસીને ખવાય અને આની સાથે બેસીને ન ખવાય એવી ઝાંખી, અસ્પષ્ટ ભાવના સિવાય બીજું કશુંજ આપણા લોકોમાં અત્યારે રહ્યું નથી સેંકડો વર્ષ પર પવિત્રતા માટે જે સુંદર અને મનન કરવા યોગ્ય નિયમોની ઇમારત ઋષિ મુનિઓએ રચી હતી, તેમના માત્ર ખંડેરજ હવે રહ્યા છે હવે પવિત્રતા માત્ર સ્પર્શાસ્પર્શના વિચારમાંજ આવી ગઇ છે શાસ્ત્રમાં આહારના સંબંધમાં ત્રણ પ્રકારના દોષ ગણાવ્યા છે, અને તેવો આહાર લેવાનો નિષેધ કર્યો છે (૧) જાતિદોષ—જે પદાર્થો જાતેજ અશુદ્ધ છે જેમકે લસણ, કાંદા વગેરે એવા પદાર્થોનો આહાર કરનારને જાતિદુષ્ટ પદાર્થનો આહાર કર્યાનો દોષ લાગે છે એવા પદાર્થો અધિક પ્રમાણમાં ખાવાથી કામ, ક્રોધ વગેરે તામસિક વૃત્તિઓ પ્રબળ થાય છે, અનીતિમાન આચરણ તરફ મનનું વલણ થાય છે અને ઇશ્વર અને મનુષ્ય એઉની દૃષ્ટિએ નિંદાને પાત્ર એવાં કુકર્મ કરવા તરફ તે પ્રેરાય છે (૨) નિમિત્તદોષ—એંઠવાડ, કચરો અને જીવડાં હોય એવી જગ્યાએ બેસીને જમવું અથવા મેલા વાસણમાં જમવું એ બીજા પ્રકારનો દોષ છે, માટે જમવા બેસવાની જગ્યા ઘણીજ સ્વચ્છ અને પવિત્ર રાખવી જોઇએ. (૩) આશ્રયદોષ—અપવિત્ર માણસે સ્પર્શ કરેલા અન્નનો ત્યાગ કરવો, કારણ કે એવા અન્નનો આહાર કર્યાથી મનમાં અપવિત્ર વિચાર પેદા થાય છે અને તેટલામાટે બ્રાહ્મણ છતાં પણ જો તે અધર્મી અથવા દુરાચારી હોય તો તેના હાથનું અન્ન પણ લેવું જોઇએ નહિ

પણ આ નિયમોનું તાત્પર્ય મર્યું ગયું છે, અને હવે તો માત્ર એટલુંજ રહ્યું છે કે બ્રાહ્મણોથી બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણનું અન્ન ખવાયજ નહિ. અન્ય વર્ણનો માણસ

ગમે તેવો જ્ઞાની અને સાત્વિક હોય, તોપણ તે બ્રાહ્મણ નહિ હોવાથી તેનું અડકેલું અન્ન અપવિત્ર મનાય છે શાસ્ત્રના નિયમોના એ કખા ઉલ્લંઘનનું દ્રષ્ટાંત જોવું હોય તો મિઠાઇવાળાની દુકાને જઇને જુઓ. ચારે બાજુએ માખીઓ બમણતી અને થાળીમાં મૂકેલી મિઠાઇ ઉપર બેઠેલી હોય છે, રસ્તાની ધૂળ ઉડી ઉડીને મિઠાઇ ઉપર તેનું પડ બાઝેલું હોય છે, અને મિઠાઇવાળાના કપડા પણ એવા અસ્વચ્છ હોય છે કે તે જોતાજ સૂગ આવે અને અડકતા હાથે મેલ ચોટે શામાટે બધા આહકો એકઠા થઇને મિઠાઇવાળાને કહેતા નથી કે જો કાચના કબાટમા મિઠાઇ નહિ રાખે, તો અમે તારી દુકાનેથી કોઇપણ ચીજ લઇશુ નહિ આમ કરવાથી ખોરાકની ચીજો અપવિત્ર નહિ થાય અને માખી તથા ધૂળદ્વારા પ્લેગ કૉલેરા વગેરે રોગોના જંતુઓનો ઉપદ્રવ થાય છે તે ઓછો થઇ જશે અસલ વસ્તી થોડી હતી તેથી કરીને જે નિયમો અમલ ઘડાયા હતા તેમનાવડે સમાજનો વ્યવહાર ચાલતા હતો હવે વસ્તી વધી ગઇ છે તથા બીજા અનેક પ્રકારના ફેરફાર થઇ ગયા છે, માટે બધી બાબતોમા નવા સંજોગોને ધ્યાનમા લઇને આપણે ઉત્કૃષ્ટ નિયમોની રચના કરવી જોઇએ, પણ આપણે તો ઉન્નતિ કરવાને બદલે ઉલટા ધીરેધીરે અવનત થતા જઇએ છીએ મનુ ભગવાન કહે છે કે પાણીમાં થુંકવું નહિ, પણ આપણે હાલ શુ કરીએ છીએ ? આપણે તો નદીમા તરેહ તરેહના મલિન પદાર્થો નાખીએ છીએ આટલા ઉપરથી તમને સ્પષ્ટ રીતે સમજાયુ હશે કે બાહ્ય શૌચની બહુ અગત્ય છે શાસ્ત્રકારોને તેની સારી પેઠે ખબર હતી, પણ હાલ તો શુચિ અને અશુચિના વિચારનો મૂળ ઉદ્દેશજ મારો જાય છે માત્ર શબ્દોજ રહ્યા છે અને શબ્દાર્થ અથવા શબ્દના અસલી ભાવનો લોપ થઇ ગયો છે ચોર, વ્યભિચારી, દારૂડીઆ અને જેલની યાત્રા કરી આવેલા બદમાશોને ન્યાતીલા ગણીને તેમને પોતાની સાથે જમવા બેસાડતા અટકાવ નથી, પણ કોઇ ઉચી ન્યાતનો માણસ જરા નીચી ન્યાતવાળા સાથે જમે તો તરતજ તેને આપણે ન્યાતિ બહાર મૂકી દઇએ છીએ, અને તેને સદાને માટે પતિત થએલોજ માનીએ છીએ આવા પ્રકારની નીતિથી આપણા દેશનુ અત્યંત અકલ્યાણ થયુ છે, માટે તમારે સર્વને સ્પષ્ટપણે સમજી લેવુ કે પાપીના સંસર્ગથી પાપી થવાય છે અને સાધુપુરુષના સંસર્ગથી પવિત્ર થવાય છે, અને તેટલામાટે અયોગ્ય સંગતિથી દૂર રહેવુ એજ ખરેખરી બાહ્ય શુદ્ધિ છે અંતરની શુદ્ધિ એના કરતા પણ વિશેષ કઠિન છે અંતરની શુદ્ધિ કરવા માટે સત્ય વચન, દરિદ્રને સહાય અને રોગી, દુખી મનુષ્યોની સેવાબરદાસ્ત કરવાની જરૂર છે

શુ આપણે હમેશ સત્ય બોલીએ છીએ ? લોકો પોતાના ધંધાને અર્થે ધનવાન માણસો પાસે જાય છે અને તેને પ્રસન્ન કરવાને માટે હજારો પ્રકારનાં અસત્ય વચનો બોલે છે તેને પરમ દયાળુ ગરીબોના બેલી એવા એવા વિશેષણો આપે છે, પણ ખરી રીતે તો તે ધનવાન એવો નીચ સ્વભાવનો હોય છે, કે એક ગરીબ માણસને

મળે છરી મૂકતા પણ તે ડરતો નથી. આ શું કહેવાય ? હડહડતું જૂઠું ? આવા અસત્ય વચન બોલવાના અભ્યાસથી મન નિર્બળ અને ભ્રષ્ટ થઈ જાય છે, એટલા માટેજ શાસ્ત્રમાં કહ્યું છે કે જે માણસ બાર વર્ષસુધી પોતાના મનમા એક પણ અપવિત્ર વિચાર આવવા ન દઇને અને સત્ય વચન બોલીને અંતઃકરણને શુદ્ધ કરે છે, તેને વાક્‌સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એટલે તે જે બોલે તે પ્રમાણેજ ફળ થાય છે સત્ય ભાષણમાં આવી અમોઘ શક્તિ રહેલી છે જે માણસ અંતર અને બાહ્ય ઉભય શૌચ સિદ્ધ કરે છે તેજ ભક્તિનો અધિકારી થાય છે, પણ ભક્તિની ખૂબી એ છે કે ભક્તિ કરતા કરતાંજ ચિત્ત ઘણે દરજ્જે શુદ્ધ થઇ જાય છે. તમે દરેક ધર્મનું અવલોકન કરી જુઓ તો જણાશે કે દરેક ધર્મમા ભક્તિને મુખ્ય ગણેલી છે, અને બાહ્ય અંને અંતરની પવિત્રતાને જરૂરની ગણી છે જો કે યાહુદીઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓ, હિન્દુઓના જેટલી બાહ્ય શૌચની અગત્ય સમજતા નથી, તોપણ તેમના ધર્મમાં પણ કોઇ ને કોઇ પ્રકારે બાહ્ય શૌચનું થોડું ઘણું પાલન થાય છેજ આ ઉપરથી માલુમ પડશે કે બાહ્ય શૌચની જરૂર તો છેજ

યાહુદી લોકોના ધર્મમા મૂર્તિપૂજાનો નિષેધ છે, તોપણ તેમનું અસલ એક મંદિર હતું તે મંદિરમાં એક પેટી રાખવામા આવતી તેને તેઓ "આર્ક" કહેતા. એ પેટીની અંદર મુસા પયગંબરે પ્રગટ કરેલા "દશ ઇશ્વિરાદેશ" સાચવી રાખવામા આવતા હતા. એ પેટીની ઉપર પહોળી પાંખ કરીને બેઠેલા બે ફિરસ્તાઓની મૂર્તિઓ બેસાડેલી હતી એ બે ફિરસ્તાઓની વચ્ચેના ભાગમા એક વાદળાના રૂપમા ઈશ્વરનો આવિર્ભાવ થતો હતો એવી એ લોકોની માન્યતા હતી. એ મંદિર ઘણા સમયથી નષ્ટ થઇ ગયું છે, તોપણ જે નવાં મંદિર બંધાય છે તોપણ એજ પ્રાચીન ધોરણે બંધાય છે અને અસલની માફકજ પેટીની અંદર ધર્મના પુસ્તકો રાખવામા આવે છે. રોમન કેથોલિક અને ગ્રીક સંપ્રદાયના ખ્રિસ્તીઓ અમુક પ્રકારનું મૂર્તિપૂજન કરે છે. તેઓ જીસસ ક્રાઇસ્ટ અને તેની માતા મેરીની પ્રતિમાઓનું પૂજન કરે છે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓમાં મૂર્તિપૂજન નથી, તોપણ તેઓ ઇશ્વરને ગુણ અને ઉપાધિયુક્ત વ્યક્તિ માનીને તેની ઉપાસના કરે છે, જે મૂર્તિપૂજાનું એક રૂપાંતરજ છે પારસી અને ઇરાનીઓમા અગ્નિનું પૂજન કરવાનો રિવાજ છે મુસલમાન લોકો તેમના પયગંબર નબી ૪૦ સાધુ મહાત્માઓને પૂજે છે અને નિમાજ પઢતી વખતે કાબા તરફ મો રાખે છે આ બધી બાબતો શું સાબિત કરે છે ? ધર્મસાધનની શરૂઆતની સ્થિતિમાં લોકોને કોઇ ને કોઇ બાહ્ય પદાર્થની સહાય લેવી પડે છે એમ કરતાં કરતાં ચિત્ત શુદ્ધ થાય ત્યારે વધારે ને વધારે સૂક્ષ્મ બાબતો સમજવાને તેઓમાં સામર્થ્ય આવે છે

उत्तमो ब्रह्मसद्भावो ध्यानभावस्तु मध्यमः ।
स्तुतिर्जपोऽधमो भावो बाह्यपूजाधमाधमा ॥

"સર્વત્ર બ્રહ્મનુ દર્શન થાય એ સર્વોત્તમ છે, ધ્યાન મધ્યમ છે, સ્તુતિ અને જપ કનિષ્ઠ છે, અને બાહ્યપૂજા તેથી પણ કનિષ્ઠ છે " તોપણુ એટલુ બરાબર સ્મરણમાં રાખવુ કે ચોથા દરજાનુ સાધન જે બાહ્યપૂજા છે, તે કરવામા પણ પાપ તો નથીજ જેનાથી જે થઇ શકે તે તેણે કરવુ જોઇએ, અને જો તેને તેના માર્ગથી ચ્યુત કરવામાં આવશે તો તે પોતાના કલ્યાણને માટે, મનોરથની સિદ્ધિને માટે બીજા રૂપમા પણ એનીએ બાહ્ય પૂજાજ કરશે માટે જેઓ મૂર્તિપૂજન કરે છે તેમની નિંદા કરવી અથવા તેમના ઉપર આક્ષેપ કરવો એ અયોગ્ય છે ઉન્નતિની જે ભૂમિકા ઉપર તેઓ અત્યાર છે તે ભૂમિકાની જરૂરીયાતને અનુસરીને તેમના મનનુ વલણુ મૂર્તિપૂજા તરફ થાય એ સ્વાભાવિક છે જેઓ પોતે જ્ઞાની છે તેમણે એવા માણુમાનો અધિક વિકાસ થાય અને તેઓ ઉન્નતિના માર્ગે વિશેષ પ્રગતિ કરે એવા ઉપાય યોજવા જોઇએ તેમની પાસે દિવસે દિવસે વધારે સારા કામ કરાવવા જોઇએ અમુક પ્રકારની ઉપાસના કરવાની રીત સારી છે અને અમુક અધમ અને દૂષિત છે, એવી મિથ્યા તકરાર કરવાથી કાંઇ ફળ નથી

પરા ભક્તિ પ્રાપ્ત થયા પછી આ મા દેહથી વિમુક્ત થઇ જાય છે, એટલે કે એવા ઉત્તમ કોટિના ભક્તનો આત્મા દેહમા રહેલો છતા *દેહાભિમાનથી મુક્ત થઇને જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત કરે છે કેટલાક માણસો ધનપ્રાપ્તિની આશાએ, કેટલાક પુત્રપ્રાપ્તિની આશાએ એમ ઘણા માણસો અમુક કામનાની સિદ્ધિને અર્થે ઈશ્વરની ઉપાસના કરે છે, અને જાણે પોતે પરમ ભક્ત હોય તેવો ડોળ કરે છે, પણ તેમની ભક્તિ એ ખરી ભક્તિ નથી, અને તેઓ સાચા ભક્ત પણ નથી જો કોઇ તેમને આવીને કહે કે ફલાણે ઠેકાણે એક બાવો આવ્યો છે તે તાંબાનુ સોનુ કરી આપે છે, તો તરત તેની પાસે દોડી જાય છે, છતા તેઓ કહેવડાવે છે કે અમે મોટા ભક્ત છીએ પુત્રની પ્રાપ્તિમાટે, ધનપ્રાપ્તિમાટે, સ્વર્ગપ્રાપ્તિને માટે અથવા નરકના ભયમ થી બચવાને માટે, એવા કોઈ પણ હેતુથી ઈશ્વરની ઉપાસના કરી હોય તો તે ભક્તિ કહેવાયજ નહિ નરકના ભયથી અથવા સ્વર્ગની કામનાથી કદિ પણ શુદ્ધ ભક્તિનો ઉદય થતોજ નથી જે સાચો ભક્ત છે તે તો ઈશ્વરને એમજ કહે છે કે,-

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनाश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥

* આ સિદ્ધાંત સમજાવવા માટે રામકૃષ્ણ પરમહંસ નાળીએરનુ ઉદાહરણ આપે છે લીલા નાળીએરમા કાચલાની સાથે કોપરૂ વળગેલુ હોય છે, તેમ સાધારણ મનુષ્યનો આત્મા દેહની સાથે દૃઢ વળગેલો હોય છે, પણ રસ સૂકાઈ જતા અંદરનું કોપરૂ કાચલાથી છૂટુ પડી જાય છે અને ખડખડયા કરે છે એવા નાળીએરને ગોટો કહે છે કોપરૂ અંદર છતા કાચલાથી જુદુ થઇ જાય છે જીવન્મુક્તની એવી સ્થિતિ છે. ભા. ક

"હે જગદીશ્વર ! હુ ધન, સગાં, સુદર સ્ત્રી, વિદ્વત્તા એમાનુ કાંઇપણ ઇચ્છ-તો નથી માત્ર જન્મોજન્મ તમારી અહૈતુકી ભક્તિજ માગુ છુ " જ્યારે ભક્ત આ અવસ્થાએ પહોચે, જ્યારે સર્વ વસ્તુમા ઇશ્વરનુ દર્શન કરે અને ઇશ્વરમા સર્વ વસ્તુનુ દર્શન કરે, ત્યારેજ તેણે પૂર્ણ ભક્તિ કરી કહેવાય જ્યારે તે બ્રહ્માથી ક્ષુદ્રમા ક્ષુદ્ર જતુસુધીના તમામ પ્રાણીઓમા ઇશ્વરના સ્વરૂપનુ દર્શન કરી શકે છે, જ્યારે તેને પદાર્થમાત્રમા ઇશ્વર સિવાય બીજુ દેખાતુ નથી, ત્યારેજ માત્ર તે પોતાને અત્યત અધમ માનીને સાચા ભક્તિભાવથી ઇશ્વરની ઉપાસના કરે છે એવી અવસ્થા થયા પછી તેને બહારની ક્રિયાઓ, તીર્થયાત્રાઓ કશાની અપેક્ષા રહેતી નથી તેને મનુષ્ય-માત્ર ખરેખરા દેવમદિરતુલ્ય દેખાય છે

આપણા શાસ્ત્રોમા ભક્તિના અનેક પ્રકારનાં સ્વરૂપ વર્ણવ્યાં છે, પણ જ્યાંસુધી આપણુ હૃદય ભક્તિ પ્રાપ્ત કરવાને ખરેખર આકુળવ્યાકુળ ન થઇ જાય, ત્યાસુધી આપણે ભક્તિના કોઇ પણ પ્રકારનુ ખરૂ રહસ્ય સમજવાના અધિકારી થતા નથી દાખલા તરીકે આપણે ઇશ્વરને પિતા કહીએ છીએ તેને પિતા કહેવાનુ કારણ શું ? " પિતા " શબ્દ જે અર્થમાં સામાન્ય રીતે વપરાય છે તે અર્થમા તે કદિ પણ ઇશ્વરને લાગુ પાડી શકાય નહિ ઇશ્વરને માતા કહેવામા પણ એવોજ વાધો છે, પણ આપણે એ બેઉ શબ્દનુ ખરૂ તાત્પર્ય વિચારીએ તો જણાશે કે ઇશ્વરને પિતા અથવા માતા કહે-વામા પૂર્ણ યથાર્થતા રહેલી છે એ બેઉ નામ અત્યત પ્રેમસૂચક છે સાચા ભક્તનુ હૃદય ઇશ્વરપ્રેમથી છલોછલ ભરાયલુ હોય છે તેથી તેને પિતા અથવા માતાનુ સબો-ધન કર્યા વગર તેનાથી રહેવાતુજ નથી રાસલીલામાં રાધા અને કૃષ્ણની કથાવિષે વિચાર કરો એ કથામા પરમ ભક્તના હૃદયના સાચા ભક્તિભાવનુ વર્ણન કરેલુ છે, કારણ કે સસારમા સ્ત્રીપુરુષના પ્રેમ કરતા વધારે ગાઢ પ્રેમ કોઇ પણ ઠેકાણે જોવામાં આવતો નથી જ્યા પ્રેમ ઘણોજ વિશુદ્ધ અને ગાઢ છે ત્યા કોઇ પણ જાતનો ભય નથી, કોઇ પણ પ્રકારની વાસના નથી તેમજ બીજા કોઇ પણ પદાર્થપર આસક્તિ રહેતી નથી માત્ર એક અચ્છેદ્ય, અચળ બધનથી બધાયલા પ્રેમીના યુગ્મ સનાતન ગ્રથિથી સલગ્ન થઇને તન્મય થઇ જાય છે માબાપ પ્રત્યે સતાનનો પ્રેમ તો છેજ, પણ એ પ્રેમની સાથે કાઇક ભય પણ મિશ્રિત થએલો હોય છે, કારણ કે બાળક માતાપિતાપ્રત્યે કાંઇક ભય અને કાઇક માનથી જુએ છે માતા કરતા પિતાપ્રત્યે ભય અને માનનો અશ વિશેષ છે, પરતુ ખરો ભક્ત તો માત્ર ઇશ્વરના પ્રેમમાજ તલ્લીન થઇ જાય છે ઇશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય યા ન કરી હોય, તે આપણુ સરક્ષણ કરતો હોય યા ન કરતો હોય એ બધુ જાણવાની આપણને શી જરૂર છે ? તે તો આપણો પ્રાણાધાર પ્રિયતમ, આરાધ્ય દેવતા છે, માટે હૃદયમા લેશ પણ ભય રાખ્યા વગર ઇશ્વરને અત્યત નિકટનો સ્વજન માનીને તેની ઉપાસના કરવી જોઇએ જ્યારે

મનુષ્યના હૃદયમાથી તમામ વાસનાઓ નિર્મૂળ થઇ જાય, જ્યારે તેને કોઇ પણ પદાર્થનો વિચાર ન આવે ત્યારે તે ઇશ્વરને માટે ઉન્મત્ત બની જાય છે ત્યારેજ તે ઇશ્વર પ્રત્યે સત્ય પ્રેમ રાખી શકે છે સસારમા એક પ્રેમોન્મત્ત પ્રેમી પોતાની પ્રિયા પ્રત્યે જે પ્રેમ રાખે છે, તેવોજ પ્રેમ આપણ ઇશ્વર પ્રત્યે રાખવાનો છે મજનુ જેવા આશકનો પ્રેમ એક ખરા ભક્તના ઇશ્વરપ્રેમનુ દર્શન કરાવે છે કૃષ્ણ એટલે ઇશ્વર અને રાધા એટલે તેના પ્રેમથી ઉન્મત્ત બનેલી વૃત્તિ છે જે જે ગ્રથોમા રાધાકૃષ્ણની કથા વર્ણવેલી છે તે સર્વનો તમે અભ્યાસ કરશો ત્યારેજ ઇશ્વર પ્રત્યે કેવો પ્રેમ રાખવો જોઇએ તેનો તમને ખ્યાલ આવશે એ અપૂર્વ પ્રેમનુ રહસ્ય જાણવાનો કોણ અધિકારી હોઇ શકે ? આપણામા ઘણા માણસો તો એવા છે કે જેમના અત કરણની અદર અનેક પ્રકારના પાપ મૂળ ઘાલીને બેઠેલા હોય છે જે બિચારાઓ નીતિ કે પવિત્રતા એટલે શુ, તેજ ખરેખર જાણતા નથી તેઓથી આ અદ્ભુત પ્રેમનુ માહાત્મ્ય કેવી રીતે સમજાય? તેઓ કોઇ પણ રીતે સમજી શકેજ નહિ જ્યારે અત કરણમાથી મલિન વિચારો જતા રહે અને પવિત્રતાનો સપૂર્ણ સચાર થાય ત્યારે મૂર્ખ માણસ પણ શાસ્ત્રની કઠિનમા કઠિન બાબતો સહેલાઇથી સમજી શકે છે, પણ એવા માણસો દુનિયામા ઘણાજ વિરલ હોય છે

ભ્રષ્ટ માણસોએ કલુષિત ન કર્યો હોય એવો એકકે ધર્મ નથી એવા પણ દુષ્ટ માણસો છે કે જેઓ આત્મજ્ઞાનની ઓથે પાપાચરણ કરે છે, અને કહે છે કે આત્મા દેહથી જુદો છે, તેથી દેહદ્વારા વ્યભિચારાદિ પાપકર્મ થાય તેમા આત્માને શુ ? આ મા તો નિર્લેપ છે જો ધર્મનુ બરાબર પાલન કરવામા આવે તો હિદુ, મુસલમાન, ખ્રિસ્તી, ગમે તે ધર્મનો માણસ પવિત્રતાની મૂર્તિરૂપ બની જાય પણ માણસ પોતાની પ્રકૃતિ અનુસારજ વર્તન કરે છે, મલિન પ્રકૃતિવાળા માણસો સ્વાભાવિક રીતેજ અશુભ કાર્ય કરવા પ્રેરાય છે એ વાત સ્વીકારવીજ પડે છે દરેક ધર્મમાં દુષ્ટ માણસોની સખ્યા અધિક છે, છતા તેમા કેટલીક એવી પણ વ્યક્તિઓ નજરે પડે છે કે જેઓ ઇશ્વરનુ નામ સાભળતાજ ઉન્મત્ત થઇ જાય છે—ઇશ્વરના ગુણગાન કરતા તેમના નેત્રો પ્રેમાશ્રુથી ભરાઇ જાય છે એવા માણસોજ સાચા ભક્ત છે

ધાર્મિક જીવનની શરૂઆતમા માણસો ઇશ્વરનેજ પોતાનો માલિક માને છે અને પોતાને ઇશ્વરના સેવક ગણે છે તેઓ કહે છે કે " હે પ્રભુ ! હે પિતા ! આજે હુ બે પૈસા કમાયો તે માટે તમારો આભાર માનુ છુ " બીજા કેટલાક કહે છે કે "હે ભગવન્ ! અમને અન્નવસ્ત્ર આપજો ! કેટલાક કહે છે કે " અમે અમુક કાર્યમા સિદ્ધિ મેળવી, તે ખાતર તારો આભાર માનીએ છીએ " એવી એવી ક્ષુદ્ર ભાવનાઓનો ત્યાગ કરજો, શાસ્ત્રમા કહ્યુ છે કે જગતમાં આકર્ષણ કરનાર એકજ મહાન્ શક્તિ છે તે શક્તિને અધીન થઇને સૂર્ય ચદ્ર વગેરે પદાર્થો ગતિમાન થાય

છે એ આકર્ષણશક્તિનુજ બીજુ નામ ઈશ્વર છે જગતના સારાનઠારા તમામ પદાર્થને તે પોતાની તરફ આકર્ષે છે આપણા જીવનમા જે શુભ અથવા અશુભ પ્રસંગો આવે છે, તે સર્વ આપણને ઈશ્વરની નજીકજ દોરતા જાય છે એક માણસ કોઈનુ ખૂન કરે છે હવે ખૂન કરવાનો ઉદ્દેશ તેના પોતાના સ્વાર્થનેમાટે હોય અથવા બીજા કોઈના સ્વાર્થ માટે હોય, પણ એ ખૂન કરવાની વૃત્તિને પ્રેરનાર પ્રેમ છે શુભ અને અશુભ સર્વ કાર્યમા પ્રેરકશક્તિ પ્રેમમાથીજ ઉદ્ભવે છે સિંહ જ્યારે એક બકરી અથવા હરણીની હિસા કરે છે, ત્યારે કા તો તે પોતાના પોષણને માટે અથવા પોતાના ભૂખ્યાં બચ્ચાને પોષવાને માટે એ કાર્ય કરે છે, તેથી એ કાર્ય જો કે છે તો નિર્દયતાભરેલુ, તોપણ તે પ્રેમની પ્રેરણાથીજ થએલુ છે

કોઈ એવો પ્રશ્ન કરેશે કે ઈશ્વરનુ સ્વરૂપ કેવુ છે ? તેનો ઉત્તર એ છે કે ઈશ્વર પ્રેમસ્વરૂપ છે તે સર્વના અપરાધની ક્ષમા આપવા હમેશ તૈયાર છે તે અનાદિ, અનત ઈશ્વર પ્રત્યેક વસ્તુમાં રહેલો છે તેને પ્રાપ્ત કરવામાટે અમુક પ્રકારનીજ ઉપાસના કરવી જોઈએ, નહિ તો તેની પ્રાપ્તિ ન થાય, એવુ કશુ બધન છેજ નહિ લોકો જાણ્યે, અજાણ્યે પણ તેના તરફ પ્રગતિ કરતા જાય છે પતિની અત્યત પ્રેમભક્તિ રાખનાર પત્નીને ખબર નથી કે તેના પતિની અદર જે મહાન્ આકર્ષક શક્તિરૂપે ઈશ્વર રહેલો છે, તેજ તેને તેના પતિ તરફ આકર્ષી રહ્યો છે પ્રેમમૂર્તિ ઈશ્વરજ આપણો આરાધ્ય દેવતા છે જ્યાંસુધી આપણે તેને સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર માન્યા કરીએ ત્યાસુધીજ આપણને બાહ્ય પ્રજાનુ પ્રયોજન રહે છે જ્યારે એ ભાવનાનો પરિત્યાગ કરીને તેને પ્રેમના અવતારતુલ્ય ગણીએ અને સર્વ પદાર્થમાં તેનુ તેમજ તેનામા સર્વ પદાર્થનુ દર્શન કરતા થઈએ, ત્યારેજ આપણે પરાભક્તિની પ્રાપ્તિ કરી શકીએ

# केळवणीमाटे स्त्रीशिक्षिकाओनी जरुर

શિયાલકોટમા સ્વામીજી પાસે ઘણી જાતના લોકો આવતા હતા એક દિવસ હિમાલયના પહાડી પ્રદેશમા વસતી બે સાધ્વીઓ તેમની પાસે આવી હતી તેમને જોઈને સ્વામીજીને એક કન્યાશાળા સ્થાપવાની પ્રબળ ઇચ્છા થઇ આ વિચાર તેમણે શિયાલકોટના લોકોને જણાવ્યો તેઓએ પણ મોટી ખુશીની સાથે આ વિચારને વધાવી લીધો આ કાર્યની વ્યવસ્થામાટે યોગ્ય પુરુષોની એક કમિટી નિમાઇ આ સ્થળે જણાવવાની આવશ્યકતા છે કે નાનાં છોકરાછોકરીઓને પ્રાથમિક શિક્ષણ આપનાર શિક્ષિકાઓજ જોઇએ એવો સ્વામીજીનો અભિપ્રાય હતો. કોઈપણ રીતે સ્રીઓ આ કાર્યમાં પ્રવૃત્ત થાય એમ જોવાને તેઓ ઘણા ઉત્સુક હતા. તેમનો અભિપ્રાય એવો હતો કે આ રીતે હિન્દુ વિધવાઓના ભરણપોષણના સવાલનો આપોઆપ નિર્ણય થઈ જશે

# स्वामी विवेकानंद लाहोरमां

નવેમ્બર માસની ૯ મી તારીખે સ્વામી વિવેકાનંદ પોતાના અનુસંગીઓ સાથે શિયાલકોટથી બપોરે ઉપડી સાંજના સાડાચાર વાગે લાહોર આવી પહોંચ્યા સ્થાનિક સનાતન સભાના સભાસદોએ તેમનો સ્ટેશન ઉપર સત્કાર કર્યો 'રાજા ધ્યાનસિંહની હવેલી' એ નામના લાહોરના એક વિશાળ મહેલમાં તેમને ઉતારો આપ્યો ત્યાં પહોંચ્યા પછી દર્શને આવેલા ગૃહસ્થોને સ્વામીજીએ સારી રીતે ઉપદેશ કર્યો જમ્યા પછી ટ્રિબ્યુન પત્રના તે સમયના અધિપતિ નગેન્દ્રનાથ ગુપ્તને ઘેર જઇને રાત્રિ ત્યાં વ્યતીત કરી

આર્યસમાજના સભાસદોએ પણ સ્વામીજીનો સત્કાર કરવામાં ન્યૂનતા રાખી ન હતી. દયાનંદ એંગ્લો વૈદિક કૉલેજના પ્રોફેસર લાલા હંસરાજ અને બીજા આર્યસમાજના આગેવાન સભાસદો હમેશ તેમની પાસે આવતા, અને નાના પ્રકારના વિષયો ઉપર ચર્ચા કરતા આર્યસમાજિસ્ટો વેદને અને વિશેષે કરીને વેદના સંહિતાભાગનેજ પ્રમાણ માને છે, અને વળી તેમનો અભિપ્રાય એવો છે કે વેદનો એકજ રીતે અર્થ થઇ શકે સ્વામી વિવેકાનંદનો મત એથી જુદા પ્રકારનો છે તેઓ સંહિતા કરતાં ઉપનિષદ્વિભાગને વિશેષ પ્રમાણભૂત ગણતા અને અદ્વૈતવાદ, દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ એમ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી ઉપનિષદ્‌ના જુદા જુદા અર્થ થઇ શકે છે એવી તેમની માન્યતા હતી તેઓ કહેતા કે તેમ કરવામાં કશી હાનિ નથી ઉલટી તેનાથી આત્માની ઉન્નતિ કરવાનું કાર્ય વિશેષ સરળ થઇ જાય છે, કારણ કે એકજ અર્થ સ્વીકારીને કોઇ પણ માણસને બળાત્કારથી તે મતને અનુસરનારા અમુક મત અથવા સંપ્રદાયમાં બાંધી રાખવા કરતાં, તેને માટે (અનેક અર્થનો માર્ગ ખુલ્લો રાખીને) તેની પોતાની પ્રકૃતિને અનુકૂળ પડતા ધર્મમાર્ગદ્વારા ચાલવામાં તેને સહાયતા આપ્યાથી તેની ઉન્નતિ કદાચ ધીમેથી થાય તોપણ તે દૃઢ અને સ્થાયી હોય છે જો કોઈ એવી શંકા ઉઠાવે કે બે પરસ્પર વિરુદ્ધ મત એકી વખતે કેવી રીતે સાચા હોઇ શકે, તો તેનો ઉત્તર એ છે કે મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ જેટલે દરજ્જે થઇ હોય તે જોતા અમુક અવસ્થા હોય ત્યાંસુધી તેનું વલણ એક પ્રકારના મત તરફ રહે છે, અને વિશેષ પ્રગતિ કર્યા પછી તે જૂના મતવ્યને મૂકીને બીજા તરફ વળે છે, માટે એ બેઉ સત્ય છે અને જરૂરના પણ છે

આર્યસમાજનો ઇશ્વરસંબંધી આદર્શ બંગદેશના બ્રહ્મો (બ્રાહ્મ) સમાજ તથા ગુજરાતના પ્રાર્થનાસમાજના ઇશ્વરના આદર્શને બહુધા મળતો આવે છે તેઓનો મત એવો છે કે ઇશ્વર નિરાકાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, દયામય, પ્રેમમય અને આનંદમય છે. તેઓ અદ્વૈતવાદીના નિર્ગુણ બ્રહ્મના આદર્શનો સ્વીકાર કરતા નથી, તેમજ

મૂર્તિપૂજકોનો આદર્શ પણ તેમના હૃદયમા ઉતરતો નથી અ થી કરીને તેઓ અદ્વૈત વાદ તેમજ મૂર્તિપૂજનના પ્રબળ વિરોધી છે સ્વામીજીએ સગીન પ્રમાણપર પરાવડે સિદ્ધ કરી બતાવ્યુ કે બુદ્ધિ અને જ્ઞાનપૂર્વક વિચાર કરતા અદ્વૈતવાદ સિવાય બીજો એક પણ સિદ્ધાંત ટકી શકતો નથી × ત્યારપછી તેમણે બીજા પ્રશ્નના ઉત્તરમા મૂર્તિપૂજનના બચાવમા કહ્યુ કે, નિરાકાર ઈશ્વરની અથવા સગુણ ઈશ્વરની ધારણા આપણે મન અથવા મનદ્વારા ઉત્પન્ન થએલી કલ્પનાશક્તિની સહાયવિના કરી શકતા નથી આ પ્રમાણે જ્યારે આપણે પોતે પણ કલ્પનાશક્તિનો આશ્રય લીધા વગર નિર્ગુણ તો શુ ? પણ સગુણ ઈશ્વરનો પણ ખ્યાલ બાધી શકતા નથી, ત્યારે પછી જેઓ આપણા કરતાં ઉતરતા અધિકારવાળા છે, તેઓ ઇન્દ્રિયોની મદદથી પ્રતિમાનુ દર્શન કરીને સહેલાઇથી ઈશ્વરોપાસના કરતા હોય, તેમા શા માટે વાધો લેવો જોઇએ ? જો તમે ઉત્તમ અધિકાર પ્રાપ્ત કર્યો હોય તો ભલે તમે તમારા પોતાના મતવ્ય પ્રમાણે સાધન કર્યા જાઓ, પણ તમારા બીજા બધુઓ જેઓના શક્તિ અને જ્ઞાન તમારાથી ઉતરતા પ્રકારનાં છે, તેમને શા માટે તેમના પોતાના અધિકાર પ્રમાણે સાધન કરતા અટકાવો છો ? તમે પોતે પણ પોતાને જેટલા જ્ઞાની ધારો છો તેટલા વાસ્તવિક રીતે નથી તમારાથી પણ શ્રેષ્ઠ કોટિના, તમારા કરતા પણ વધારે ઉચ્ચ ભાવનાઓને હૃદયમા ધારણ કરી શકે એવા ( અદ્વૈતવાદી ) પુરુષો છે, એ પ્રમાણે નાના પ્રકારના ઉપદેશદ્વારા અનેક મનુષ્યોની ધાર્મિક ભૂલો દૂર કરવા તેમણે તનતોડ પરિશ્રમ કર્યો હતો લગભગ સવારના બે કલાક અને સાજે દોઢ કલાક દરરોજ ધ્યાનસિહની હવેલીમા દોઢસોથી બસો પજાબી અને બગાળી ગૃહસ્થો સાથે આ પ્રમાણે નાના પ્રકારની ચર્ચા થતી એ ઉપરાત નગેન્દ્ર બાબુને ઘેર જ્યા સ્વામીજી રહેતા હતા ત્યા પણ ઘણા લોકો આવતા હતા એક દિવસ નગેન્દ્રબાબુને ઘેર લાલા હસરાજ સાથે વતચીતના પ્રસગમા સ્વામીજીએ નીચેના વિચાર જણાવ્યા હતા લાલા હસરાજ આર્યસમાજપક્ષનો વેદનો સત્ય અર્થ એકજ થઇ શકે એવી માન્યતાનો બચાવ કરતા હતા સ્વામીજી નાના પ્રકારની દલીલોવડે સિદ્ધ કરતા હતા કે વેદના જુદા જુદા અર્થ, ભલે તે પરસ્પર વિરુદ્ધ હોય તોપણ જુદા જુદા અધિકારવાળા માણસોને માટે સરખી રીતે કલ્યાણકારક છે એ બધાએ મત મનુષ્યોને પ્રગતિ કરવામા સહાયભૂત થઈ પડે છે લાલા હસરાજ એ મતનુ ખડન કરવાને તેની સામી દલીલ કરતા હતા. છેવટે સ્વામીજીએ કહ્યુ "

× યૂરોપના વૈજ્ઞાનિકોની પ્રબળ દલીલ આગળ અદ્વૈતવાદ સિવાય જગતના કોઈ પણ ધર્મની ફિલસુફી ટકી શકતી નથી હેકલ્ નામના જર્મન વિદ્વાને કુશળતાપૂર્વક સિદ્ધ કરી બતાવ્યુ છે કે અદ્વૈતવાદજ સત્ય છે ફિલસુફીની કસોટી વિજ્ઞાન છે વિજ્ઞાન આગળ જે ન ટકી શકે તે ફિલસુફી, વિદ્વાન સત્ય શોધક વર્ગના મન ઉપર અસર નહિ કરી શકે ભા. ક.

"લાલાજી ! આપ આ બાબતમા આટલો બધો આગ્રહ કરો છો તેને હું ધર્માન્ધતા કહું છું સંપ્રદાયના બળની વૃદ્ધિ કરવામાં એવા પ્રકારની ભાવના ઘણી ઉપયોગી છે, અને શાસ્ત્રગત ધર્માન્ધતા અદ્ભુત રીતે અને અત્યંત શીઘ્રતાપૂર્વક ધર્મનો ફેલાવો કરે છે એ પણ હું જાણું છું * વ્યક્તિગત ધર્માન્ધતા એટલે સમજ્યા ? અમુક પુરુષ ઈશ્વરાવતાર છે અને તેનો આશ્રય લીધાથીજ મુક્તિ થશે એવા મતનો પ્રચાર તમે જાણતા હશો કે મારી પાસે એવા પ્રકારની શક્તિ પણ છે અમારા ગુરુ રામકૃષ્ણ પરમહંસનું ઈશ્વરના અવતાર તરીકે સ્થાપન કરીને એ નવા અવતારનો જગતમા પ્રચાર કરવા મારા એકલા સિવાય બીજા બધા મારા ગુરુભાઈઓ તલપી રહ્યા છે. અટકાવ કરનાર હું એકલોજ છું, કારણ કે મારો દૃઢ વિશ્વાસ છે કે મનુષ્યને તેની શ્રદ્ધા અને ધારણાશક્તિ વગેરેને અનુસરતો ઉપદેશ આપીને તેની ક્રમે ક્રમે ઉન્નતિ કરવી જોઈએ અલબત્ત, આ રીતે તેની ઉન્નતિ અત્યંત ધીમી થશે, પણ દૃઢ અને સ્થાયી થશે ઠીક, હું જોઉં છું, ચાર વર્ષસુધી તો સાંપ્રદાયિકતા ન રાખતાં ઉદારતાના ધોરણ ઉપર ધર્મપ્રચાર કરીશ. જો કે સારૂં ફળ આવશે એવો મારો દૃઢ વિશ્વાસ છે તોપણ ચાર વર્ષપર્યંત શ્રમ કરતાં કશુંય ફળ નહિ નિપજે તો હું પણ ધર્માન્ધ બનીને કાર્ય કરીશ "

આ પ્રસંગે સ્વામીજીના સંબંધમા બેએક બનાવો નોંધવા જેવા છે જો કે તે ઘણા મહત્વના નથી, તોપણ નાના નાના બનાવોમા મહાપુરુષોનું ખરૂં મહત્ત્વ પ્રકટ થાય છે એ વાત સુપ્રસિદ્ધ છે સ્વામીજીના જે શિષ્યો તે સમયે એમની સાથે હતા તેમણે આ હકીકત જાહેર કરી હતી

એક દિવસ સ્વામીજીએ તેમના કેટલાક અનુસંગીઓના સાભળતા અમુક વ્યક્તિની પુષ્કળ પ્રશંસા કરી એ સાંભળીને એકે કહ્યું, " પણ સ્વામીજી ! એ આપનેમાનતો નથી ! " સ્વામીજીએ તરતજ જવાબ દીધો કે " જેટલા સારા માણસો હોય તે બધાજ મને માને એનો અર્થ શો ? " આ સાભળીને ટીકા કરનાર શરમાઈ ગયો

એવામા લાહોરમા ગ્રેટ ઇન્ડિયન સર્કસ કંપની આવી પહોચી એક દિવસ કાઈક કામપ્રસંગે એ કંપનીના એક ભાગીદાર બાબુ મતિલાલ બસુ નગેન્દ્રબાબુને ઘેર આવ્યા. સ્વામીજીને તેમણે જોતાંવારને ઓળખી લીધા કે આ પુરુષ બીજો કોઈજ નહિ, પણ મારો નાનપણનો મિત્ર છે પછી બેઉ જણ દોસ્તોની માફક ખુલ્લા દિલથી વાતે કરવા લાગ્યા નાનપણમાં બેઉ જણ એકજ અખાડામા કસરત કરવા જતા હતા મતિલાલબાબુ તો પોતાના નાનપણના સોબતીનું અપૂર્વ તેજ, પ્રતિભા અને

* મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ ત્વરાથી જગત્મા ચારે દિશાએ ફેલાઇ ગયા તેનું આજ કારણ છે ખ્રિસ્તીધર્મનું એક સૂત્ર એવું છે કે માત્ર જીસસને માનો એટલે મુક્ત થશો. " જીસસે પોતાના રુધિરથી મનુષ્યમાત્રના પાપ ધોઈ નાખ્યા છે " વગેરે ભા. ક.

પ્રતાપવાન્ મુખ જોઇને અંજાઇજ ગયા. સ્વામીજી તેમને પોતાના અંતરના સ્નેહી ગણીને તેમની સાથે પ્રેમ અને મમતાપૂર્વક વ્યવહાર કરતા ગયા તેમ તેમ તેઓ વધારે ને વધારે સંકુચિત થવા લાગ્યા. આખરે હિંમત પકડીને તેમણે દીનતાપૂર્વક સ્વામીજીને સંબોધીને કહ્યું "ભાઇ ! હવે તમને હું કયે નામે બોલાવું ?" સ્વામીજીએ અત્યંત સ્નેહપૂર્ણ અવાજે જવાબ દીધો. "અરે મતિ ! તું ઘેલો થયો કે શું ? હું કોણ થઇ ગયો છું ? એ તો હું તેનો તેજ *નરેન અને તું તેનો તેજ મતિ !" સ્વામીજીના આવા શબ્દો સાંભળતાં મતિબાબુનો સંકોચ દૂર થઇ ગયો

સ્વામીજી લાહોરમાં માત્ર ૧૦ કે ૧૧ દિવસ રહ્યા હતા ધ્યાનસિંહની હવેલીમાં પહેલા દિવસના વ્યાખ્યાનની વ્યવસ્થા કરવામાં આવી હતી. "આપણા હાલના મહાન્ પ્રશ્નો" એ વ્યાખ્યાનનો વિષય હતો, પણ સ્વામીજીનું વ્યાખ્યાન સાંભળવામાટે ત્યાં એટલા બધા માણસોનો સમુદાય એકઠો થયો કે હૉલની અંદર વ્યાખ્યાન આપવાનું અસંભવિત થઇ પડયું છેવટે આંગણામાં ભાષણ કરવાનું નક્કી થયું, પણ લોકોની ભીડ એટલી બધી હતી કે સ્વામીજી અત્યંત મોટા અવાજે બોલતા હતા, છતાં સભામાં શાંતિ જળવાઇ નહિ. તેથી કરીને દોઢ કલાક ભાષણ ચાલ્યા પછી સભા બરખાસ્ત કરવાની જરૂર પડી ભાષણનો જે વિષય હતો તેનું સંપૂર્ણ વિવેચન થઇ શક્યું નહતું તેથી કરીને "હિંદુધર્મના સામાન્ય મૂળતત્ત્વો" એ નામથી વ્યાખ્યાન પ્રકટ કરવામાં આવ્યું આ પુસ્તકમાં પણ આ વિષય એજ મથાળા હેઠળ આપેલો છે

"ભક્તિ" એ વિષય ઉપર બીજું વ્યાખ્યાન મતિલાલ બાબુના સર્કસના ચોગાનમાં આપવામાં આવ્યું હતું એ વ્યાખ્યાનનો રિપૉર્ટ ટ્રિબ્યુન પત્રમાં આવ્યો હતો તેનો અનુવાદ અહીં આપ્યો છે

આટલું છતાં પણ લાહોરના લોકોને સ્વામીજીના બે ભાષણથી સંતોષ થયો ન હતો, તેથી તેમણે ધ્યાનસિંહની હવેલીમાં ત્રીજી વાર વ્યાખ્યાન અપાવવાની વ્યવસ્થા કરી ફરીથી પહેલાંની માફક ગડબડ ન થાય તેટલા માટે ભાષણ સાંભળવા આવવાની ટીકીટો મફત વહેંચી હતી, અને લોકોને બેસવામાટે ખુરશીઓ વગેરેનો સારો બંદોબસ્ત કર્યો હતો લાહોરનો તમામ કેળવાયલો વર્ગ ત્યાં હાજર હતો આ લાંબું, ગંભીર રહસ્યથી ભરપૂર વ્યાખ્યાન આશરે અઢી કલાક ચાલ્યું હતું, અને સાંભળવા આવેલા લોકો અંતસુધી એકચિત્તે ઉલટપૂર્વક શ્રવણ કરી રહ્યા હતા કેટલાક પંડિતો (બંગાળીઓ) આ ભાષણ સાંભળ્યા પછી પોતાના મિત્રોને કહેતા હતા કે 'હા, આ ભાષણમાં તો માલ હતો !' એજ લાહોરમાં આપેલું સુપ્રસિદ્ધ "વેદાંત" વિષે વ્યાખ્યાન.

પછી એક દિવસ સ્વામીજીએ લાહોરના સંખ્યાબંધ તરુણ પુરુષોને એકઠા કરી

* સ્વામીજીનું અસલ નામ નરેન્દ્રનાથ દત્ત હતું નરેન્દ્રને ટુંકામાં નરેન કહે છે

તેમની એક સભાની સ્થાપના કરી સભાને જાહેરમા ખુલ્લી મૂકવાની ક્રિયા કરતી વખતે સ્વામીજીએ એક મધુર, હૃદયગમ વ્યાખ્યાનદ્વારા દરેક માણુસ પોતાની આસપાસના લોકોનુ કલ્યાણુ કેવી રીતે કરી શકે તેનો માર્ગ દર્શાવ્યો આ સભા સપૂર્ણ રીતે અસાપ્રદાયિક હતી સાજના અભ્યાસ કરી રહ્યા પછી નવરાશના વખતમા યુવક લોકો "દરિદ્ર, કગાલ નારાયણુ" ની મૂર્તિઓ જે આપણી આસપાસ જોવામા આવે છે તેમની સેવા કરે, ભૂખ્યાને અન્ન મળે, રોગીઓને ઔષધ મળે, અજ્ઞાનને જ્ઞાન મળે એવા એવાં સામાજિક સેવાના કાર્ય કરવાનો આ સભાનો ઉદ્દેશ હતો

આર્યસમાજીઓ પિતૃશ્રાદ્ધ કરવાની આવશ્યકતા સ્વીકારતા નથી આથી કરીને લાહોરની સનાતન ધર્મ સભાના સભાસદો સ્વામીજીને "શ્રાદ્ધ" વિષે એક ભાષણુ આપવાની વિનતિ કરવા લાગ્યા અનેક જાતના કારણોને લીધે એ વિષય ઉપર ભાષણુ આપવાની સ્વામીજીને ઇચ્છા ન હતી, પણુ સનાતનધર્મસભાના આગેવાનોના આગ્રહને વશ થઇને તેમણે બહુજ નાખુશીની સાથે ભાષણુ આપવાનુ કબૂલ કર્યું એજ દિવસે બીજા કેટલાક પજાબવાસીઓએ એવી યોજના કરી હતી કે સ્વામીજીને લઇને નગરસકીર્તન કરવુ તેઓનો પ્રથમ એવો વિચાર હતો કે સ્વામીજીને પાલખીમા બેસાડીને સકીર્તન કરતા કરતા શહેરની આસપાસ ફરી આવવુ સ્વામીજીએ પાલખીમા બેસવાની ચોકખી ના કહી, પણુ સકીર્તન કરવાના વિચારને ઉલટથી અનુમોદન આપ્યુ તેમણે પોતાના અનુસગીઓને કહ્યુ કે પજાબવાસીઓ સામાન્ય રીતે બહુ શુષ્ક છે તેઓમા સકીર્તનદ્વારા ભક્તિનો ઉદ્રેક થાય એ હેતુથી મે સકીર્તનમા આવવાની ખુશી બતાવી છે પછી તેમણે બગાળીઓને સુદર ધ્વજાપતાકા વગેરે તૈયાર કરવા કહ્યુ, પણુ થયુ એમ કે સ્વામીજી પોતાના અનુસગીઓ સાથે લાહોરના મ્યુઝીયમ આગળ થઇને ધ્યાનસિહની હવેલી પાસે આવીને જુએ છે તો માણુસો તો સખ્યાબધ એકત્ર થયાં હતા, પણુ સકીર્તન કરાવનાર કીતનીયાની મડળીનો અભાવ હતો. વળી એવા પણુ સમાચાર મળ્યા કે આખા લાહોર નગરમથી માત્ર એકજ ઢોલ મળી આવ્યુ, અને તે પણુ ઝાઝો વખત વપરાશમા નહિ આવવાથી પડ્યુ પડ્યુ ખરાબ થઇ ગયુ હતુ એકજ થાપ મારતાં તેમાથી ગાભડુ પડ્યુ સકીર્તન થયુ નહિ એટલે પછી સ્વામીજીએ "શ્રાદ્ધ" ઉપર ભાષણુ પણુ ન આપ્યુ એકત્ર થએલા લોકો પાસે જઇને તેમણે કહી દીધુ કે આજે ભાષણુ થવાનુ નથી કેટલાક જણુ આ ઉપરથી સ્વામીજીની સાથે તેમના મુકામ સુધી આવ્યા અને શ્રાદ્ધ વિષે સ્વામીજી સાથે પુષ્કળ તર્ક વિતર્ક કરવા લાગ્યા

એક દિવસ સાજના સ્વામીજીના માનમા એક સધ્યાસમિલન કરવામા આવ્યુ હતુ ત્યાં લાહોરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે સ્વામીજીનો પરિચય કરાવવામા આવ્યો લાહોરના ચીફ જસ્ટિસે તથા બીજા બગાળી તેમજ પજાબી ગૃહસ્થોએ સ્વામીજીને

પોતાને ઘેર જમવા નિમંત્ર્યા હતા તેઓ જ્યાં જતા ત્યાં ધર્મવિષયક ચર્ચા થયા વગર રહેતીજ નહિ એ દરમ્યાન લાહોરના ઘણા આગેવાન ગૃહસ્થો સ્વામીજી પાસે એકાંતમાં સાધન કરવાનો અભ્યાસ કરવા આવતા હતા.

લાહોરમાં શિખસંપ્રદાયની "શુદ્ધિસભા" કરીને એક સંસ્થા હતી જે જે શિખ લોકો કોઇ પણ કારણથી મુસલમાન થઇ ગયા હોય છતાં પણ જો તેઓને પોતાની ભૂલ સમજાતી હોય, પશ્ચાત્તાપ કરતા હોય, શિખસમાજમાં ફરીથી દાખલ થવાની તેમની ઇચ્છા હોય, અને જો તેઓ સાબિત કરી શકતા હોય કે અમે ભૂલથી આ અયોગ્ય કાર્ય કર્યું છે, તો તેમને શુદ્ધ કરીને ફરીથી શિખસમાજમાં દાખલ કરવાનો આ મંડળનો ઉદ્દેશ હતો આ સભાના અધિવેશનમાં પધારવાને સ્વામીજીને તથા તેમના અનુયાગીઓને નિમંત્રણ થયું હતું જ્યારે સ્વામીજી ત્યાં ગયા ત્યારે એક મોટી કઢાઇમાં કડાપ્રસાદ (શીરો) તૈયાર થતો હતો થોડીવાર પછી સભાનું કાર્ય શરૂ થયું. આજે બે જણને પ્રાયશ્ચિત્ત આપીને શુદ્ધ કરવાના હતા એ લોકો કેવા કારણથી મુસલમાન થઇ ગયા હતા તેનો પહેલેથી છેવટસુધીનો હેવાલ સભાના પ્રમુખે કહી સંભળાવ્યો, પછી શુદ્ધ થવાની પ્રાર્થના કરવા આવેલા બેઉ જણે પશ્ચાત્તાપપૂર્વક સભાને વિનતિ કરી કે અમને ફરીથી શિખધર્મમાં દાખલ કરો ત્યારપછી તેમની પાસે ગુરુ ગોવિંદસિંહના નામનો ઉચ્ચાર કરાવ્યો, ગ્રંથસાહેબના પવિત્ર મંત્રનો પાઠ કરાવ્યો, તેમના ઉપર પુણ્યોદક છાંટવામાં આવ્યું આટલા સંસ્કાર થયા એટલે તેઓ "શુદ્ધ" થયા કહેવાયા પછી સભામાં હાજર થએલા તમામ લોકોને કડાપ્રસાદ વહેંચાયો શિખ લોકોની આવી ઉદાર વર્તણુક જોઇને સ્વામીજી ઘણા પ્રસન્ન થયા.

આ પ્રમાણે લાહોરમાં દશબાર દિવસ વ્યતીત થયા સ્વામીજીએ આ ઠેકાણે વાદવિવાદ કરતાં વાસ્તવિક કાર્ય તરફ વિશેષ વલણ બતાવ્યું હતું.

---

# हिंदुधर्मनां सामान्य मूळतत्त्वो

(લાહોરમાં અપાયલું વ્યાખ્યાન)

આ તેજ પવિત્ર પ્રદેશ છે કે જે સમસ્ત આર્યાવર્તમાં સર્વથી પવિત્ર મનાય છે આ તેજ બ્રહ્માવર્ત છે કે જેનો મનુ ભગવાન્ ઉલ્લેખ કરી ગયા છે. આ તેજ અલૌકિક ભૂમિ છે કે જ્યાં આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવામાટે મહર્ષિઓના હૃદયમાં પ્રબળ ઉત્કંઠા અને અનુરાગ ઉત્પન્ન થયા હતા, અને જે જ્ઞાન એકવાર આખા જગત્ ઉપર સિંધુના પૂરની માફક ચારે દિશાએ ફરી વળ્યું હતું પ્રાચીન ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે. આ તેજ પ્રતાપી પ્રદેશ છે કે વેગવતી મહાન્ નદીઓની માફક જેની

ધર્મભાવના અને આધ્યાત્મિકતાના પ્રવાહ જુદે જુદે સ્થળે ઉત્પન્ન થઈ ક્રમે ક્રમે એકત્ર બનીને અત્યંત બળવાન્ સ્વરૂપ ધારણ કરીને ચારે દિશાએ ફેલાઇ, મેઘગંભીર વાણી-વડે પોતાની અપૂર્વ મહિમાપૂર્ણ શક્તિનું જગતની અન્ય પ્રજાઓને દર્શન કરાવતા હતા. આ તેજ વીરભૂમિ છે કે જેણે હિંદ ઉપર આક્રમણ કરનાર અનેક જંગલી પ્રજાઓના હુમલા સામે સૌથી પહેલી ટક્કર લીધી હતી આર્યાવર્તની પવિત્ર ભૂમિ ઉપર થતા દરેક જંગલી પ્રજાઓના હુમલાની સામે પોતાની વિશાળ છાતી ધરીને ઉભી રહેનાર આજ વીરપ્રસવિની ભૂમિ છે અનેક પ્રકારના જુલ્મ અને સંકટોના આઘાત થયા છતાં પણ હજી જેનું ગૌરવ, જેનું વીર્ય ક્ષીણ થયું નથી એવો વીર પ્રદેશ આજ છે. આજ ભૂમિ ઉપર કાંઇક અર્વાચીન સમયમાં, દયાળુ નાનકે પોતાનો અપૂર્વ વિશ્વવ્યાપી પ્રેમ પ્રકટ કર્યો હતો. અહીં આજ એ મહાત્માના ઉદાર હૃદયનો વિકાસ થયો હતો. અહીં-આજ તેણે પોતાના પ્રેમાળ હાથ પ્રસારીને એકલા હિંદુઓનેજ નહિ પણ મુસલમા-નોને--આખા જગતને પ્રેમપૂર્વક આલિંગન દીધું હતું. આજ પ્રદેશમાં આપણી ભાર-તીય પ્રજાનો છેલ્લો પણ સર્વશ્રેષ્ઠ મહિમાવાન્ મહાવીર ગુરુ ગોવિંદસિંહ જન્મ્યો હતો, જેણે સ્વધર્મના રક્ષણમાટે પોતાના વહાલાંઓની, પોતાનાં કુમળાં પણ સિંહના બચ્ચાં જેવા બાળકોના રુધિરની આહુતિ આપી હતી. જેમને માટે તેણે આવું અદ્ભુત બલિદાન આપ્યું તેમનાથી પણ પરિત્યક્ત થવાથી, ઘવાયલા સિંહ જેવો તે ગુરુ ગોવિંદસિંહ, પોતાના દેશપ્રતિ અસંતોષનો એક પણ ઉદ્ગાર પ્રકટ કર્યા વગર દક્ષિણ તરફના પ્રદેશનો આશ્રય લઇને ત્યાંજ શાંતપણે આ જગતને છોડી ચાલતો થયો હતો.

હે પંચનદ (પંજાબ) પ્રદેશના બાળકો ! આ આપણા પ્રાચીન દેશમાં હું તમારી સામે આચાર્ય અથવા ઉપદેશક બનીને ઉભો નથી, કારણ કે તમને શીખવવા જેટલું જ્ઞાન મારી પાસે છેજ નહિ. હું પૂર્વ તરફના પ્રદેશમાંથી આવ્યો છું તે માત્ર મારા પશ્ચિમદેશવાસી બંધુઓસાથે હસ્તમિલન કરી આનંદપૂર્વક વાર્તાલાપ અને એકબીજાના વિચારનો વિનિમય કરવાનેજ આવ્યો છું. આપણા વચ્ચે શા શા મતભેદ છે તે તપાસવા હું આવ્યો નથી, પણ કયી ભૂમિકા ઉપર આપણું ઉભયનું મિલન થઇ શકે એમ છે, તે જાણવાનોજ મારો ઉદ્દેશ છે. કયી ભૂમિકા ઉપર ઉભા રહેવાથી આપણે સઘળા બન્ધુભાવના સૂત્રથી સંલગ્ન થઇ શકીએ, કયી ભૂમિકાનું અવલંબન કર્યાથી જે સનાતન મહાવાણી આપણને આશાપ્રદ સંદેશો આપતી આવી છે તેનો ધ્વનિ દિવસે દિવસે વિશેષ ગંભીર અને બળવાન્ થાય, તે જાણવામાટે હું તમારી પાસે આવ્યો છું. હું તમને ખંડનાત્મક-ઉચ્છેદક નીતિનું અવલંબન કરવાની સલાહ આપવા આવ્યો નથી, પણ મંડનાત્મક નીતિ ગ્રહણ કરીને તમને વાસ્તવિક કાર્ય કરવાનું સૂચન કરવા આવ્યો છું.

સમાલોચના કરવાના, દોષદર્શન કરવાના દિવસો હવે પૂરા થયા છે. હવે તો ખરે-

ખરૂ કાર્ય કરવાની આપણને વિશેષ જરૂર છે. જગતને વખતો વખત ટીકાની—કડક ટીકાની—સખત સમાલોચનાની જરૂર પડે છે, પણ તે અમુક સમયસુધીજ. ટીકાના જમાના પછી કાર્ય કરવાનો—ખડન કર્યા પછી નવુ મડન કરવાનો જમાનો પણ આવે છે ઉન્નતિ પ્રાપ્ત કરવાનો પ્રયાસ—મડનકાર્ય એજ હવે આપણે અનતકાળ-પર્યંત કરવાનુ છે—સમાલોચના અને ખડનનુ કાર્ય નહિજ. લગભગ છેલ્લાં સો વર્ષ થયા આપણા દેશમાં સર્વત્ર સમાલોચના અને દોષદર્શનનુજ પૂર આવ્યુ હતુ. આપણા સમાજના તમામ દોષો ઉપર પ્રાશ્ચાત્ય વિજ્ઞાનનો પ્રખર પ્રકાશ પડવાને લીધે તેના એકેએક છિદ્ર, એકેએક ડાઘ, અને એકેએક ગલીકુચી બીજા બધા સ્થાન કરતાં સાધારણ માણસની દ્રષ્ટિએ વિશેષ સ્પષ્ટતાથી દેખાઇ આવે છે સ્વાભાવિક રીતે આપણા દેશમા સ્થળે સ્થળે મહા બુદ્ધિસપન્ન, શ્રેષ્ટ મહિમાવાન્, સત્ય અને ન્યાય-પરાયણ મહાપુરુષો ઉત્પન્ન થયા હતા તેમના હૃદયમા અગાધ સ્વદેશપ્રેમ હતો, અને તે કરતા પણ વિશેષરૂપે ઈશ્વરપ્રત્યે અને ધર્મપ્રત્યે પ્રબળ અનુરાગ હતો એ મહા-પુરુષોની સ્વદેશપ્રત્યે એટલી ગાઢ ભકિત હતી, તેમનો સ્વદેશપ્રેમ એવો ઉત્કટ હતો, સ્વદેશની હીન દશા જોઇને તેમનુ હૃદય એવુ દ્રવી જતુ હતુ કે તેમની નજરે જે કાઇ દૂષિત જણાયુ તેના ઉપર તેમણે ટીકારૂપી હથોડાના સખ્ત પ્રહાર કરવા માડયા હતા ગયા જમાનાના એ મહાપુરુષોને ધન્ય છે અને તેમણે સ્વદેશનુ અનેક પ્રકારે કલ્યાણ કર્યું છે, પણ આજે આપણા કાનમાં એક મહાન સદેશ સભળાય છે કે "બસ કરો! સમાલોચના પૂરતી થઈ ચૂકી છે દોષદર્શન કરવામાં હવે કસર રહી નથી" હવે તો કાંઇક નવેસરથી મડાણ કરવાનો સમય આવી પહોચ્યો છે હવે આપણી છૂટીછવાઇ શક્તિઓને એકત્ર કરવાનો સમય આવી લાગ્યો છે હવે એ તમામ શક્તિઓને કેન્દ્રીભૂત કરીને એક અપૂર્વ શક્તિસમૂહની રચના કરો અને તેના બળવડે જે પ્રજાની પ્રગતિ આજે સેકડો વર્ષ થયા અટકી પડી છે તેને હવે આગળ વધવાની પ્રેરણા કરો હવે આપણા ઘર વળાઇ ઝુડાઇને સાફસુફ થઇ ગયા છે હવે તેમા વાસ પૂરવા તૈયાર થાઓ.માર્ગ મોકળો થયો છે આર્યસતાનો! હવે આગળ વધો!

ગૃહસ્થો! આજ સદેશો તમને પહોચાડવાને હુ તમારી સમક્ષ ઉભો છુ અને હુ તમને પ્રથમથીજ જણાવી દઉ છુ કે કોઇપણ મત કે સપ્રદાય સાથે હું જોડાયલો નથી મારી દ્રષ્ટિએ તમામ ધર્મ, તમામ સપ્રદાય મહાન્ અને મહિમાવાન્ જણાય છે, તેઓને સર્વને હું અતઃકરણપૂર્વક ચાહુ છુ અને તેઓમા જે સત્ય છે, જે ગ્રહણ કરવા યોગ્ય છે તેને શોધવામાં મે મારૂ જીવન વ્યતીત કર્યું છે. માટે જે જે બાબતો આપણે બધા માન્ય રાખવા તૈયાર છીએ તેમને તમારી સમક્ષ રજુ કરવાનો મારો આજના કાર્યનો ઉદ્દેશ છે જો બની શકશે તો આપણી સર્વની સંમિલનભૂમિ નક્કી કરવાનો યત્ન કરીશ; અને જો ઈશ્વરકૃપાથી તેમ થઇ શકે તો એ સામાન્ય ભૂમિકા

ઉપર ઉભા રહીને આપણા આદર્શને વ્યાવહારિક સ્વરૂપ આપવાને પ્રવૃત્ત થવામા હવે આપણે વિલબ કરવાની જરૂર નથી આપણે સઘળા હિન્દુઓ છીએ. હુ "હિન્દુ" શબ્દ કોઇ પણ જાતના નઠારા અર્થમા વાપરતો નથી જે લોકો કહે છે કે "હિન્દુ" શબ્દ અપમાન અને તિરસ્કારસૂચક છે તેમના અભિપ્રાયને હુ બિલકુલ માન્ય ગણતો નથી. પ્રાચીનકાળમા પ્રજા સિન્ધુ નદીને પેલે કિનારે રહેતી હતી તે હિન્દુ નામથી ઓળખાતી હતી આજ હમણા જેઓ આપણા પ્રત્યે તિરસ્કાર રાખે છે તેમણેજ એ શબ્દનો એવો ખોટો અર્થ કરીને તેની તિરસ્કારવ્યજક ભાવના ભેળી દીધી છે. નામની પોતાની અદર કશુ વાસ્તવિક મહત્ત્વ નથી "હિન્દુ" શબ્દને સર્વાંશે મહિમાવાન્ બનાવવો કે તેને તિરસ્કાર અને અવનતિસૂચક રહેવા દેવો એ આપણા પોતાનાજ હાથમાં છે "હિન્દુ" શબ્દને સપૂર્ણરીતે આધ્યાત્મિકતાનો સમાનાર્થ શબ્દ કરવો કે પછી હમેશને માટે તેને ઘૃણાસૂચક શબ્દ તરીકેજ વાપરવા દેવો, "હિન્દુ" શબ્દવડે એક પરાક્રમશાળી અને તેજસ્વી પ્રજાને ઓળખાતી કરવી કે પછી એક નિર્જીવ, ધર્મભ્રષ્ટ, વિદેશી પ્રજાઓની ઠોકરે ચડેલી, કચરાયલી, હીણાયલી પ્રજાનુ ઓળખાણુ એ શબ્દથી આપવુ, એ સર્વ આપણા પોતાનાજ હાથમા છે જો હમણા "હિન્દુ" શબ્દદ્વારા નિર્માલ્ય ભાવનુજ સૂચન થતું હોય તો તેથી ખિન્ન ન થતા તમારી કૃતિવડે સાબિત કરવાને તૈયાર થાઓ કે કોઈ પણ ભાષામાં તેના કરતાં વધારે સારો, વધારે યશસ્વી શબ્દ છેજ નહિ મારા જીવનસૂત્રોમાનુ મુખ્ય સૂત્ર એ છે કે મારે કદિપણ મારા પૂર્વજોનુ સ્મરણ કરતાં લજવાવુ નહિ જગતનો મગરૂરમા મગરૂર માણસોમાનો એક હુ છુ, પણ મને સરળતાથી કહેવા દો કે હુ મારા પોતાના કોઇ ગુણ અથવા શક્તિને માટે મગરૂર નથી, પરતુ મારા પ્રાચીન પૂર્વજોને માટે અત્યત મગરૂર છુ જેમ હુ ભૂતકાળનો ઇતિહાસ અવલોકતો ગયો, જેમ જેમ હુ મારી દૃષ્ટિ પાછળ કરતો ગયો તેમ તેમ મારા હૃદયમા ગૌરવની ભાવના વધારે પ્રબળ થતી ગઈ એજ ભાવનાવડે મને સપૂર્ણ વિશ્વાસજનિત દૃઢતા અને ધૈર્ય પ્રાપ્ત થયા છે એજ ભાવનાએ મને પૃથ્વી ઉપરની ધૂળમાથી ઉભો કરીને આપણા પૂર્વજોએ યોજેલા મહાન્ વિચારો અનુસાર કાર્ય કરવાને બળ અને ઉત્સાહ અર્પણ કર્યા છે ઓ પૂજ્ય પ્રાચીન આર્યોના સતાનો! ઇશ્વરકૃપાથી તમારામા પણ એવા સ્વમાનનો સચાર થાઓ! તમારા રુધિરના અણુએઅણુમાં આપણા પૂર્વજોપ્રત્યે શ્રદ્ધાની ભાવના ભળી જાઓ! એ સ્વમાન, એ શ્રદ્ધા તમારા જીવનમા ઓતપ્રોત થઇ જાઓ, અને તેદ્વારા આખા જગતનો ઉદ્ધાર થાઓ!

આપણ સર્વનુ સમિલન કઇ સામાન્ય ભૂમિકા ઉપર થઇ શકે એમ છે, આપણા પ્રજાજીવનનો સામાન્ય પાયો કયા છે તે શોધી કહાડતા પહેલા આપણે એક બાબત સારી રીતે સ્મરણમા રાખવાની જરૂર છે. જેમ પ્રત્યેક મનુષ્યને વ્યક્તિત્વ

છે તેમ પ્રજાને પણ પ્રજાનુ વ્યક્તિત્વ છે. જેમ એક મનુષ્ય અમુક બાબતોમા બીજા મનુષ્યથી જૂદો પડી જાય છે, તેમ દરેક મનુષ્યમાં બીજાના કરતા કાંઇક ચોક્કસ ખાસિયતો હોય છે, જેમ દરેક પ્રજાવચ્ચે પણ કેટલાક ચોક્કસ લક્ષણગત ભેદ હોય છેજ, જેમ દરેક મનુષ્યનુ જીવન કુદરતના અમુક ઉદ્દેશની સિદ્ધિને અર્થેજ છે, જેમ તેના પૂર્વનાં કર્મના યોગથી કાર્યની અમુક દિશા તેને માટે નિર્માણ થયેલી હોય છે, તેમ દરેક પ્રજાને માટે પણ અમુક ઉદ્દેશ અને અમુક કાર્યપ્રણાલી કુદરતના કાર્યક્રમમા નિર્માણ થઈ ચૂકેલા છે દરેક પ્રજાએ આ કાર્યક્રમપ્રમાણે અમલ કરવાનો છે, જગતને અમુક સદેશ પહોચાડવાનો છે અને અમુક પ્રકારના પ્રજાના જીવન-વ્રતની પૂર્ણાહુતિ કરવાની છે માટે આપણી પ્રજાનૂ જીવનવ્રત શુ છે, કુદરતના કાર્યક્રમમાનુ કયુ કાર્ય તેને ભાગે આવેલુ છે, સમસ્ત પ્રજાસઘની પ્રગતિમા તેને કયુ સ્થાન લેવાનુ છે, પ્રજાઓના સગીતની એકતાનતામા તેને કયો સૂર વગાડ-વાનો છે, તે પહેલેથીજ જાણી લેવાની જરૂર છે આપણા દેશમા નાના બાળકોને એક એવી વાત કહેવામા આવે છે કે અમુક પ્રકારના નાગના માથાપર મણિ હોય છે, અને જ્યાસુધી તેની પાસે તે મણિ કાયમ હોય ત્યાંસુધી કોટી ઉપાયે પણ એ નાગનો નાશ થઇ શકનો નથી 'એવીજ વાતો અમુક રાક્ષસોને માટે પણ કહેવાય છે, કે તેમનો આત્મા અમુક નાના નાના પક્ષીઓની અદર રહે છે અને જ્યાંસુધી તે પક્ષીઓ સલામત હોય ત્યાસુધી એ રાક્ષસોને કોઇ પણ ઉપાયે હણી શકાતા નથી. તમે તેમના ટુકડેટુકડા કરી નાખો કે બીજા ગમે તે ઉપાય કરો પણ તેમને કશીજ ઇજા થશે નહિ એવીજ રીતે પ્રજાઓનુ પણ છે અમુક પ્રજાનું જીવન એક ચોક્કસ સ્થાનમા, એક ચોક્કસ વિષયમા કેન્દ્રીભૂત થયેલુ હોય છે, આખી પ્રજાની પ્રજાભાવના એક ચોક્કસ બાબતમા આબદ્ધ થએલી હોય છે અને જ્યાસુધી તે ઠેકાણે પ્રહાર કરવામા ન આવે ત્યાસુધી એ પ્રજાનો કોઇથી વાળ પણ વાકો થઇ શકતો નથી આ મહાન નિયમદ્વારા આખા જગતના ઇતિહાસમાં સૌથી અપૂર્વ અને અદ્ભુત ઐતિહાસિક વ્યાપારનુ રહસ્ય સમજાઈ શકે છે આપણી ધર્મપરાયણ ભૂમિ ઉપર થઇને જગલી, ઝનુની પ્રજાઓનો એક પછી એક અનેક છોળો પસાર થઈ જવા છતા આપણે આજદિન સુધી ખડક જેવા અડગ ઉભા છીએ. સેકડો વર્ષ-સુધી ભરતખડનુ આકાશ "અલ્લાહ અકબર"ની ગર્જનાથી ગાજી રહ્યુ હતું, અને હિદુમાત્રને પોતાના આયુષ્યનો ક્ષણનો પણ ભરોસો નહતો આ પ્રમાણે આપણી પ્રજાએ જગતની તમામ પ્રજાઓમા સૌથી વિશેષ જુલ્મ અને પરદેશીઓનો સખ્તમા સખ્ત અકુશ સહન કર્યો છે, છતાં આપણે લગભગ જેવા ને તેવાજ અક્ષત રહ્યા છીએ હજી પણ જરૂર પડે તો એવી બીજી અનેક વિપત્તિઓ સહન કરવાને આપણે તૈયાર છીએ, એટલુજ નહિ પણ થોડા સમયથી તો આપણામા પ્રજાચેતનની

નિશાનીઓ પણ પ્રકટ રીતે જણાવા લાગી છે એ બતાવે છે કે આપણે આટલી વિપત્તિઓ છતાં અક્ષત રહ્યા છીએ, એટલુજ નહિ પણ પ્રજાગૌરવને ખાતર વિદેશ જવાને પણ તૈયાર છીએ, કારણ કે વિસ્તૃતિ એજ જીવનનું લક્ષણ છે.

આપણે જોઇએ છીએ કે આપણા વિચારો, આપણી ભાવનાઓ ભરતખંડની સીમામાં આબદ્ધ થએલાં નથી આપણને એ વાત પસંદ હોય યા ન હોય તોપણ તેઓ હવે દેશની બહાર જઇને વિદેશી પ્રજાઓના સાહિત્યમાં ધીરે ધીરે ગળાઇ ગળાઇને પ્રવેશ કરવા લાગ્યા છે અન્ય પ્રજાઓના જીવનમા તેમને સ્થાન મળવા લાગ્યુ છે અને અમુક ઠેકાણે તો ભરતખંડના તત્ત્વવિચારોને ગુરુનુ, આદેશકર્તાનુ સ્થાન પણ પ્રાપ્ત થયુ છે એનુ એકજ કારણ છે કે જગતના કલ્યાણમાટે ભરતખંડે જે કિંમતીમા કિંમતી વસ્તુનુ દાન કર્યું છે, તે કોઇ પાર્થિવ પદાર્થ નહિ પણ મનુષ્યનુ મન જે જે વિષયોમા શોધી શકે તે સર્વમા શ્રેષ્ઠ અત્યત મહિમાવાન્ અને પરમ ગભીર વિષયો—ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયો છે

આપણા પૂર્વજોએ અનેક વિષયોનો અભ્યાસ અને સશોધન કરવા માડયા હતાં તેઓ પણ બીજી પ્રજાઓની માફક શરૂઆતમા તો બાહ્યસૃષ્ટિના રહસ્યો શોધી કહાડવા પાછળ મડયા હતા, અને આપણે જાણીએ છીએ કે એ અલૌકિક પ્રજાએ જો એ દિશામાં પ્રવૃત્તિ ચાલુ રાખી હોત, તો પોતાની અસામાન્ય બુદ્ધિના પ્રભાવથી, આજે આખા જગતની કલ્પનામા પણ ન આવી શકે એવી આશ્ચર્યકારક શોધખોળ કરી હોત, પણ એ કરતા વધારે ઉચ્ચ વસ્તુની પ્રાપ્તિ કરવાના હેતુથી તેમણે આ માર્ગ છોડી દીધો વેદના મત્રામા ભાતિક વિજ્ઞાન કરતા પણ કોઇ વિશેષ ઉચ્ચ વિષયનો પ્રતિધ્વનિ સભળાય છે

" सा परा यया तदक्षरमधिगम्यते । "

" જે વિદ્યાવડે અક્ષર એટલે વિકારરહિત (બ્રહ્મ) નુ જ્ઞાન થાય તેજ મોટામા મોટી વિદ્યા છે" પરિવર્તનશીલ, અશાશ્વત પ્રકૃતિનુ જ્ઞાન અને મૃત્યુ, દુખ અને શોકપૂર્ણ જગતનુ જ્ઞાન પણ અલબત્ત મહત્વનુ તો છેજ, પણ અપરિણામી, આનદમય ઇશ્વર કે જે શાંતિ પ્રાપ્ત કરવાનુ એક માત્ર સ્થાન છે, જેની પાસેથીજ અનત જીવન અને પૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે, જેનુ સામીપ્ય મેળવવાથીજ સર્વ પ્રકારના સતાપનુ ઉપશમન થઇ જાય છે, તે ઇશ્વરનુ જ્ઞાનજ સર્વથી શ્રેષ્ઠ વિદ્યા છે એવો આપણા પૂર્વજોનો અભિપ્રાય હતો જે વિજ્ઞાનવડે માત્ર અન્નવસ્ત્રનીજ પ્રાપ્તિ થાય છે, જે વિજ્ઞાનવડે જાતિભાઇઓ ઉપર જય મેળવવાનુ બળ પ્રાપ્ત થાય છે, જે વિજ્ઞાનવડે જગતની અન્ય પ્રજાઓને જિતીને તેમને પોતાના પગતળે દબાવી રાખવાનુ સામર્થ્ય મળે છે, અને જે વિજ્ઞાનવડે બળવાન્ વ્યક્તિ નિર્બળ ઉપર અધિકાર ચલાવી શકે છે, તે વિજ્ઞાનની જો આપણા પૂર્વજોને દરકાર હોત તો તેમણે તે

વિષયને મનમાનતો ખીલવ્યોજ હોત, પણ ઈશ્વરકૃપાથી તેઓ ખરી દિશા તરફજ વળ્યા જે દિશા પૂર્વોક્ત દિશા કરતા અનતગણી શ્રેષ્ઠ, મહિમાવાન્ અને કલ્યાણકારક છે તે દિશામાજ તેઓ એવી એકનિષ્ઠાથી પ્રગતિ કરતા ગયા કે આખરે એ વલણ આપણી પ્રજાનુ લક્ષણગત વિશેષત્વ થઇ પડ્યુ, હજારો વર્ષથી વશપરપરાએ ઉતરી આવીને આપણા રુધિરમા આપણા સ્વભાવના બધારણમા ઓતપ્રોત થઇ ગયુ; આપણી નાડીએનાડીમાં અને રગેરગમા વ્યાપી ગયુ, અને એમ કરતા કરતા આજે "ધર્મ" અને "હિન્દુ" એ બે શબ્દો સમાનાર્થસૂચક થઇ પડ્યા ! આજ આપણી પ્રજાનુ વિશેષત્વ છે અને તેના ઉપર પ્રહાર થઇ શકે એમ નથી. હજારો અસભ્ય રાની પ્રજાઓ અસસ્કૃત ધર્મભાવનાઓને લઇને બદુક અને તલવારથી ત્રાસ વર્તાવતી આપણા દેશમાં આવી ગઇ, પણ કોઇનાથી આ મર્મભાગ ઉપર પ્રહાર થયો નથી, કોઇએ આપણા માથા ઉપરના "મણિ"ને સ્પર્શ કર્યો નથી. આપણા પ્રાણપખેરૂને હણવાનુ સામર્થ્ય કોઇનામા હજુજ નહિ આજ આપણી પ્રજાની જીવનશક્તિ છે અને જ્યાસુધી તે સલામત રહેશે ત્યાસુધી જગત્માં એક પણ શક્તિ નથી કે જે તમારો વિનાશ કરી શકે જ્યાસુધી આપણા પૂર્વજો તરફથી વારસામા મળેલા આ અપૂર્વ મૂલ્યવાન્ રત્નસ્વરૂપ ધર્મને આપણે સાચવી રાખીશુ ત્યાસુધી સસારમા થતા સર્વ પ્રકારના અત્યાચાર, જુલ્મ અને કેષ્ટરૂપી અગ્નિની જ્વાલામાંથી પ્રલ્હાદની માફક આપણે એક પ્રજારૂપે અક્ષત શરીરે બહાર નીકળી શકીશુ. જો કોઇ હિદુ ધાર્મિક નહિ હોય તો હુ તેને હિદુજ માનીશ નહિ બીજા દેશોના લોકોનુ એવુ લક્ષણ છે કે તે લોકો પ્રથમ રાજનૈતિક પ્રવૃત્તિ કરે છે અને તેમાથી નિવૃત્ત થયા પછીજ જરા તરા ધર્મની અદર ચચુપાત કરે છે, પણ હિદુસ્તાનમા તો મનુષ્યજીવનનુ મુખ્ય અને સૌથી પ્રથમ સાધ્ય કર્તવ્ય એ છે કે દરેક જણે ધર્મનુ પાલન કરવુ, અને તે પછીજ અવકાશ હોય તો બીજા વિષયોને હાથ લગાડવો આ બાબત સ્મરણમા રાખશો તો આપણી પ્રજાના ઉત્કર્ષને માટે ભૂત, વર્તમાન અને ભવિષ્યમા પણ આપણી આધ્યાત્મિક શક્તિઓને શોધી શોધીને બહાર કહાડવાની શા માટે આવશ્યકતા છે, તે તરતજ તમે સમજી શકશો હિદુસ્તાનની પ્રજાનુ ઐક્ય કરવુ હોય તો આપણે ભિન્ન ભિન્ન આધ્યાત્મિક શક્તિઓને કેન્દ્રીભૂત કરવી પડશે, જેઓના હૃદયરૂપી સિતારના તાર એકજ જાતના આધ્યાત્મિક સૂરમા મેળવાયલા હશે, તેમનાજ સમ્મિલનથી ભારતીય પ્રજાનુ ઐક્ય થઇ શકશે.

આપણા દેશમા જોઇએ એટલા સપ્રદાય છે અત્યારે પણ. તે પૂરતા છે અને ભવિષ્યમાં હજી તે ઓછા થનાર નથી. આનુ કારણ આપણા ધર્મનુ એક ખાસ વિશેષત્વ છે, આપણા ધર્મના મૂળ સિદ્ધાત એવા વિશાળ અને ઉદાર છે કે પાછળથી તેમા ગમે તેટલી ખિલવણી અને ગુચવણભરેલી ઝીણવટ ઉત્પન્ન કરવામાં આવે, તોપણ

માથા ઉપરના આકાશ જેવા ઉદાર અને પ્રકૃતિના જેવાજ સનાતન છે, તેજ આ જુદા જુદા સપ્રદાયરૂપે પરિણામ પામ્યા છે આ સપ્રદાયો કુદરતી રીતે હમેશ રહેવાનાજ. માત્ર એમા સપ્રદાયિક કલહ રહેવા ન જોઇએ સપ્રદાય ભલે રહે પણ સપ્રદાયિક દ્વેષ ન જોઇએ સપ્રદાય વિના જગતનો વ્યવહાર ચાલતો નથી એકજ વર્ગના માણસો બધાં પ્રકારના કામ કરી શકેજ નહિ જગતની અનત શક્તિઓના સમૂહની પરિચાલનના થોડા માણસોથી થઇ શકે નહિ આથી કરીને આપણને પ્રતીત થશે કે જૂદા જૂદા સપ્રદાયોની રચના કરીને "શ્રમવિભાગ" નામના અર્થશાસ્ત્રના સિદ્ધાત પ્રમાણે કાર્ય કરવાની આપણને જરૂર પડી હતી આધ્યાત્મિક શક્તિઓની સુવ્યવસ્થિત પરિચાલના કરવામાટે સપ્રદાય ભલે રહ્યા, પણ આપણા શાસ્ત્રો એકે અવાજે જાહેર કરે છે કે ભેદ માત્ર ઉપર ઉપરનોજ છે આટલા આટલા સાપ્રદાયિક ભેદ છતાં એ સપ્રદાયો એક્તાના સુવર્ણસૂત્રથી ગૂથાયલા છે જ્યારે આમજ છે ત્યારે પછી આપણે પરસ્પર વિવાદ કરવાની જરૂર છે ખરી ? શાસ્ત્રો કહે છે કે '**एकं सद्विप्रा बहुधा वदन्ति।**' સત્ એકજ છે, પણ ઋષિઓ તેને જૂદે જૂદે રૂપે વર્ણવે છે આથી કરીને હિદુસ્તાન કે જ્યા સર્વ સપ્રદાયનુ પરાપૂર્વથી સન્માન થતુ આવ્યુ છે, તે ભૂમિમા જો હમણા સાપ્રદાયિક કલહ ચાલતા હોય અને જૂદા જૂદા સપ્રદાયો વચ્ચે તિરસ્કાર અને દ્વેષભાવ જોવામા આવતા હોય તો પછી આપણે આપણા મહિમાવાન્ પૂર્વજોના વશજો છીએ એમ કહેતા શરમાવુ જોઇએ

હુ માનુ છુ કે એવા કેટલાક મુખ્ય સિદ્ધાતો છે જે આપણને સર્વને એકસરખી રીતે માન્ય છે ભલે આપણે વૈષ્ણવ હોઇએ કે શૈવ, શાક્ત હોઇએ કે ગાણપત્ય, સનાતન ધર્માવલબી હોઇએ કે આર્યસમાજ, પ્રાર્થનાસમાજ કે એવા કોઇ નવીન સપ્રદાયના અનુયાયી, પરતુ આપણે સઘળા હિદુ છીએ, અને હિન્દુ તરીકે આપણે અમુક મુખ્ય સિદ્ધાતોને માન્ય ગણીએ છીએ, એ વાત આપણે કોઇએ પણ ભૂલવી જોઇએ નહિ એ સિદ્ધાતોની વ્યાખ્યા કરવામાં, અને તેમના અર્થ કરવામાં આપણા વચ્ચે મતભેદ પડતો હશે, અને એ મતભેદ રહેવોજ જોઇએ એ મતભેદનુ પણ પ્રયોજન છે, કારણ કે આપણે કોઈ પણ વ્યક્તિ ઉપર આપણા વિચાર પરાણે દસાવવા ઇચ્છતા નથી બીજા લોકો પણ પોતાના જીવન આપણી ભાવના મુજબ ઘડે અને શાસ્ત્રના આપણે જે અર્થ કહીએ તેજ અર્થ તેઓ પણ ગ્રહણ કરે, એવો આગ્રહ કરવો એ એક પ્રકારનુ પાપ છે જે ગૃહસ્થો અત્ર હાજર છે, તેઓ મારી સાથે પહેલી બાબતમાં તો એક મત થશે કે આપણે હિદુઓ વેદવાક્યને ધર્મના રહસ્યના સનાતન ઉપદેશ તરીકે ગણીએ છીએ. આપણે સઘળા એકમતે સ્વીકાર કરીએ છીએ કે આ પવિત્ર સાહિત્ય અનાદિ અને અનત છે જેમ પ્રકૃતિને આદિ કે અત નથી તેમ વેદને પણ નથી, અને જ્યારે આપણે એ પવિત્ર ગ્રથની સમક્ષ

ઉભા રહીએ ત્યારે આપણા વચ્ચેના ધાર્મિક મતભેદ અને કલહ એકદમ બધજ થઇ જવા જોઇએ આપણે વળી એમ પણ સ્વીકારીએ છીએ કે ધાર્મિક મતભેદના નિરાકરણમાટે આપણી વરિષ્ઠમા વરિષ્ઠ અદાલત વેદ છે વેદ તરીકે કોને ઓળખવો એ વિષે આપણા અભિપ્રાય કદાચ મળતા આવશે નહિ. એક સંપ્રદાયના અનુયાયીઓ વેદના અમુક ભાગને બીજા બધા ભાગ કરતાં વિશેષ પવિત્ર માને છે, પણ તેથી કાંઈ હાનિ નથી, જ્યાંસુધી આપણે એકે અવાજે કબૂલ કરીએ કે વેદને માનવાની બાબતમા આપણે સઘળા ભાઇઓ છીએ, અને આપણી પાસે હાલ જે કોઈ પવિત્ર, મહિમાવાન્ અને ઉત્તમ વસ્તુ છે તે સર્વ આપણને તે સનાતન, પવિત્ર, અપૂર્વ ગ્રંથદ્વારા પ્રાપ્ત થયેલી છે, ત્યાસુધી આપણી વચ્ચે ગમે તેટલા મતભેદ છતાં આપણે બધા એકજ છીએ આ બાબતમા જો આપણો સર્વનો દૃઢ વિશ્વાસ હોય તો હાલ માત્ર તેજ બાબતનો આખા હિંદુસ્તાનના તમામ લોકોમા કશો પણ ભેદ રાખ્યા વગર પ્રચાર થવા દો. તમે માનો છો તે સત્યજ હોય, તો જે સર્વોપરિ સ્થાનને માટે વેદ અસલથીજ યોગ્ય છે અને તે યોગ્યતાનો આપણે સ્વીકાર પણ કરીએ છીએ તે સ્થાન વેદને સત્વરજ આપો ત્યારે આપણે માટે પહેલી સંમિલનભૂમિકા વેદ છે

બીજો મુદ્દો એ છે કે આપણે બધા ઈશ્વરને સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયકર્તા માનીએ છીએ આપણે માનીએ છીએ કે કલ્પને અંતે સમગ્ર સૃષ્ટિનો ઈશ્વરમાં લય થઇ જાય છે, અને બીજા કલ્પનો આરંભ થતા બ્રહ્માંડમાથી અદ્‌ભુત પ્રપંચરૂપ જગત્ ફરીથી પ્રકટ થાય છે આપણા ઈશ્વર વિષેના આદર્શો જૂદા હશે એ વાત સત્ય છે અમુક માણસો સર્વાંશે સગુણ ઈશ્વરને માને છે તો અમુક માણસો તેને તેવો માનવા છતાં મનુષ્યદેહ અને મનુષ્યભાવને ધારણ કરનાર ઈશ્વર ( અવતાર )ને માનતા નથી વળી એવા પણ કેટલાક છે કે જેઓ શુદ્ધ નિર્ગુણ ઈશ્વરનેજ માને છે વેદમાથી આ ત્રણે મતને આધાર મળી શકે છે. ઉપર કહ્યા તેવા મતભેદ છતાં પણ આપણે બધા ઈશ્વરને તો માનીએ છીએજ. બીજા શબ્દોમાં કહીએ તો તે અલૌકિક અનંત શક્તિમાંથીજ સર્વની ઉત્પત્તિ થઇ છે, તેના આધારથીજ સર્વ જીવે છે, અને તેની અંદરજ સર્વનો લય થનાર છે જે મનુષ્યને આ મત કબૂલ નથી તેને હિંદુ કહી શકાય નહિ જો આ માન્યતા આપણને સર્વને મંજૂર હોય તો તેનો પણ આખા દેશમાં પ્રચાર કરો એમાં આપણી વચ્ચે વાસ્તવિક મતભેદ છેજ નહિ માત્ર ગમે તે રીતે લોકો ઈશ્વરને ઓળખતા થાય એવો ઉપદેશ આપો આપણને તેનીજ જરૂર છે કદાચ તમારામાના કોઈના આદર્શ બીજાના આદર્શ કરતાં વધારે ઉચ્ચ હશે, પણ આટલુ તો ચોક્કસ માનજો કે કોઇનો પણ આદર્શ ખરાબ તો છેજ નહિ એક સારો છે, બીજો તેનાથી વધારે સારો છે, ત્રીજો કદાચ તેનાથી પણ વધારે સારો હોય, પણ આપણા ધર્મના અધિકરણમા "અસત્ય," "નઠારૂં" એવા શબ્દોજ વપરાયા નથી. માટે જે જે

મહાત્માઓ ગમે તે ધોરણથી ધર્મનો પ્રચાર કરતા હોય તેમના ઉપર ઇશ્વરની કૃપા હોજો! જેમ દેશમાં ધર્મનો, અને ઇશ્વરનો પ્રચાર વધારે તેમ દેશનું કલ્યાણ પણ વધારે. આપણા બાળકોનાં અંતઃકરણમાં આ વાત પ્રથમ દાખલ કરીનેજ તેમને કેળવણી આપજો. ગરીબમાં ગરીબ અને નીચમાં નીચથી માંડીને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને શ્રીમંતમાં શ્રીમંત સુધીના એકેએક માણસના હૃદયમાં ઇશ્વરના મહિમાનો સંચાર કરો

ત્રીજો મુદ્દો જે હું આજે તમારી સમક્ષ રજુ કરવા માગું છું તે એ છે, કે "જગતની ઉત્પત્તિ અમુક હજાર વર્ષ પૂર્વે થઇ હતી અને અમુક દિવસે તેનો સમૂળો નાશ થશે." એ વાત આપણે બીજી કેટલીક* પ્રજાઓની માફક માનતા નથી, તેમજ "શૂન્યમાંથી આખા જગતની અને જીવાત્માની રચના થઇ" એ વાત પણ આપણને કબૂલ નથી હું માનું છું કે આ બાબતમાં પણ આપણે બધા હિંદુઓ એકમત છીએ આપણે પ્રકૃતિને અનાદિ અને અનંત માનીએ છીએ માત્ર કલ્પના અંત વખતે સ્થૂલ જગત્ સૂક્ષ્મ અવસ્થામાં પરિણામ પામે છે અને એવી સ્થિતિમાં અમુક સમય પર્યંત રહે છે, તથા વળી પાછું તે બહાર આવીને આ અનંત દૃશ્ય સૃષ્ટિ, જેને આપણે કુદરત કહીએ છીએ તે રૂપે વ્યક્ત થાય છે. આ પ્રમાણે અનંત કાળથી—જ્યારે કાળની ગણનાનો આરંભ પણ થયો ન હતો, તે પહેલાના સમયથી—ઉત્પત્તિ અને લય પામતા સમુદ્રના તરંગના જેવી ગતિ ચાલી આવી છે અને અનંતકાળપર્યંત ચાલુ રહેશે.

વળી આપણે બધા હિંદુઓ માનીએ છીએ કે મનુષ્ય એટલે આ સ્થૂળ જડ શરીર નહિ, તેમજ એ સ્થૂળની અંદર રહેલું સૂક્ષ્મ શરીર અર્થાત્ મન પણ નહિ, પરંતુ એ બેઉ કરતા પણ કોઇ વધારે શ્રેષ્ઠ પદાર્થ છે, કારણ કે શરીર તેમજ મન બેઉ રૂપાંતર પામ્યા કરે છે, ત્યારે એ બેઉથી પર એવો જે આત્મા કે જેને માટે હું અંગ્રેજી શબ્દ આપી શકતો નથી, કારણ કે અંગ્રેજી ભાષામાં એ અર્થસૂચક જેટલા શબ્દો છે તે બધાજ અધૂરા છે, એ આત્મા અનાદિ, અનંત અને અવિનાશી પદાર્થ છે મૃત્યુ જેવી તો કોઇ વસ્તુજ તેને માટે નથી એ સિવાય આપણા અને બીજી પ્રજાઓના અભિપ્રાય વચ્ચે મોટા તફાવતનો વિષય એ છે કે આપણા મત પ્રમાણે મનુષ્યનો આત્મા ફરી ફરીને નવા દેહ ધારણ કરે છે, અને એમ કરતાં કરતાં તે આખરે એવી અવસ્થાએ પહોચે છે કે જ્યારે તેને કોઇ પણ શરીર ધારણ

* મુસલમાનો તથા ખ્રિસ્તીઓના મત પ્રમાણે ઇ સ પૂર્વે ચાર પાચ હજાર વર્ષપર જગત્ ઉત્પન્ન થયું હતું, અને કયામતને દિવસે તેનો પ્રલય થશે તે દિવસે ઈશ્વર પાપીઓનો ઈન્સાફ કરીને તેમને અનંતકાળપર્યંત નરકમાં મોકલી દેશે આવો તેમનો સામાન્ય મત છે

કરવાનુ પ્રયોજન કે ઇચ્છા રહેતી નથી. જ્યારે તે આ દશાએ પહોચે ત્યારે તે મુક્ત થાય છે અને તેને પુન જન્મ લેવો પડતો નથી હુ અત્યારે આપણા શાસ્ત્રમા લખેલો સસારવિષેનો અને આત્માના નિત્યત્વવિષેનો સિદ્ધાંતજ તમારી આગળ રજુ કરૂ છુ આપણે ગમે તે સપ્રદાયના હોઇએ તોપણ ઉપર કહેલી બાબત તો આપણે બધા સર્વાનુમતે સ્વીકારીએ છીએજ આત્મા અને પરમાત્માના સબધવિષે આપણી વચ્ચે મત-ભેદ હશે, એક સપ્રદાયના મત પ્રમાણે આત્મા અને પરમાત્માનો નિત્ય અભેદ છે, તો બીજા સપ્રદાયનો મત એવો છે કે આત્મા એ પરમાત્મારૂપી અનત અગ્નિના એક તણખા જેવોજ છે વળી ત્રીજો મત એવો છે કે જીવાત્મા પરમાત્માથી કેવળ ભિન્ન છે અને સદાને માટે ભિન્નજ રહેશે એ પ્રમાણે આત્મા અને પરમાત્મા સબધી આપણા અભિપ્રાય ગમે તેવા જૂદા હોય તો પણ "આત્મા અનત છે, તે કદિ ઉત્પન્ન થયો નથી અને તેથી તેનો કદિ નાશ પણ થતોજ નથી આત્મા જૂદા જૂદા શરીર ધારણ કરીને ધીમે ધીમે ઉન્નત થતો જાય છે અને છેવટે મનુષ્યદેહદ્વારા તે પૂર્ણત્વની પ્રાપ્તિ કરે છે" એટલા સામાન્ય મૂળતત્ત્વો જ્યાસુધી આપણે બધા માનતા હોઇએ ત્યાસુધી ગમે તેટલા પેટાભેદ છતા પણ આપણે એકજ મતના છીએ

પાશ્ચાત્ય અને ભારતીય ભાવનાઓ વચ્ચે એક બાબતમાં સપૂર્ણ મતભેદ છે, કે જે મતભેદવડે બેઉ પ્રજાની ભાવનાઓ પરસ્પરથી તદ્દન જૂદી અથવા વિરુદ્ધ બની જાય છે એ પ્રશ્ન ધર્મના પ્રદેશમાં સાથી વિશેષ અગત્યનો છે અને ભારતીય તત્ત્વ-જ્ઞાન એનો જે ઉત્તર આપે છે, તે અત્યત મહિમાવાન્, ગભીર અને અપૂર્વ છે. આધ્યાત્મિક પ્રદેશમા આજસુધીમા જે જે સશોધન થયા છે, તેમાં આ વિષયને સૌથી વધારે મહત્ત્વનુ સ્થાન મળે છે તમારામાથી જેમણે પાશ્ચાત્ય તત્ત્વદર્શનનો અભ્યાસ કર્યો હશે તેમને ખબર હશે, કે પાશ્ચાત્ય અને પૌર્વાત્ય ભાવનાઓને એક ઝટકે છૂટી પાડી તદ્દન નિરાળી બનાવી દેનાર શરૂઆતથીજ ઉત્પન્ન થએલો એક મહાન્ પ્રભેદ છે આપણે શાક્ત શૈવ કે વૈષ્ણવ હોઇએ, અથવા ગમે તો બૌદ્ધ કે જૈન હોઇએ તોપણ તમામ ધર્મ અને સપ્રદાયના હિદુઓ આપણે એમ માનીએ છીએ કે આત્મા અસલથીજ પવિત્ર, પૂર્ણ, અનત, ઐશ્વર્યવાન્ અને આનદમય છે આપણામાંના માત્ર દ્વૈતવાદીઓજ મૂળ સિદ્ધાતને માનવા છતા એક અલ્પ તફાવત રાખે છે તેમના મત પ્રમાણે "આત્મા મૂળથી તો આનદમય અને પવિત્ર છે, પણ અસત્કર્મની અસરને લીધે તે સકુચિત થએલો છે અને ભક્તિદ્વારા ઇશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કરતાં તેનો પુન વિકાસ થઇને તે પોતાના પૂર્ણત્વની પુન પ્રાપ્તિ કરશે" અદ્વૈતવાદનો સિદ્ધાત એવો છે કે ઉપર પ્રમાણે આત્માનો અમુક કાળસુધી જે સકોચ થએલો જણાય છે એ માન્યતાજ ભ્રાતિયુક્ત છે આત્માનો કદિ સકોચ થતોજ નથી અને થાય પણ નહિ. માત્ર માયાના આવરણવડેજ આપણને ભ્રાંતિ થાય

છે કે આત્મા પોતાની તમામ શક્તિઓ ગુમાવી બેઠો છે; પણ વાસ્તવિક રીતે તેમ થતું પણ નથી ને છે પણ નહિ. તેની તમામ શક્તિઓ અત્યારે અને સદા સર્વદા સંપૂર્ણ અવસ્થામાં છે.

દ્વૈત અને અદ્વૈતવાદ વચ્ચે આટલો પ્રભેદ છે તોપણ મૂળ સિદ્ધાન્ત એટલે કે આત્મા સ્વાભાવિક રીતે પૂર્ણ છે—એ વાત તો બેઉ સ્વીકારે છેજ જો પાશ્ચાત્ય અને પૌર્વાત્ય ભાવનાઓ વચ્ચે આ બાબતમાં જે વજ્ર જેવી દુર્ભેદ્ય દિવાલ આડી આવેલી છે તેનું સમાધાન કે સંમિલન થઈ શકે તેમજ નથી જે કાંઈ મહત્ત્વનું અથવા જે કાંઇ પવિત્ર છે તેનું અન્વેષણ કરવાને માટે પૂર્વના લોકોનો રિવાજ હૃદયની અંદર ઉંડા ઉતરીને જોવાનો છે તેટલા માટે પ્રાર્થના અથવા ધ્યાન કરતી વખતે આપણે નેત્ર બંધ કરીએ છીએ અને ઈશ્વરને આપણા હૃદયમાં શોધવાનો યત્ન કરીએ છીએ પશ્ચિમના લોકો તેમ ન કરતાં ઈશ્વરને જોવામાટે બહારની સૃષ્ટિ શોધી વળે છે પાશ્ચાત્ય ધર્મશાસ્ત્રો બહારથી આવેલી પ્રેરણાની સહાયથી લખાયાં છે, જ્યારે આપણાં શાસ્ત્રો મંત્રદ્રષ્ટા-ઋષિઓના હૃદયમાંથી ઉચ્છ્વાસની પેઠે અંદરથી બહાર આવેલાં છે.

મારા મિત્રો ! મારા બંધુઓ ! આજ મુદ્દો આપણે બરાબર સમજી લેવો જોઇએ અને હું તમને કહું છું કે, ભવિષ્યમાં પણ લોકોના મનમાં આપણે આજ બાબત વારંવાર ઠસાવવાની છે, કારણ કે આ વાતની યથાર્થતા ઉપર મને દૃઢ વિશ્વાસ છે અને તેથીજ હું તમને વારંવાર આગ્રહપૂર્વક કહું છું કે જે માણસ 'હું પામર છું, હું દીન છું,' એવાજ વિચાર રાતદિવસ કર્યા કરશે તે એક પણ સારું કાર્ય કરી શકનાર નથી જો કોઇ આખો દિવસ એવીજ ધારણા કર્યા કરે કે 'હું દુઃખી છું, નિર્બળ છું, પામર છું, નિર્માલ્ય છું,' તો ખરેખર તે તેવોજ થઇ જશે અને જો તમે હિંમત અને શ્રદ્ધાપૂર્વક માનશો કે 'અલબત્ત, મારામાં પણ શક્તિ છે, હું કાંઇ કમ નથી' તો તમે અલ્પ સમયમાં શક્તિવાન્ થશો અને અદ્દભુત કાર્ય કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરશો તમારામાં રહેલી અનંત શક્તિઓ જાગ્રત થઈ જશે. 'હું કશા હિસાબમાં નથી, મારામાં કાંઇ સામર્થ્ય નથી' એમજ જો તમે માની બેસશો તો પછી તમે 'હિસાબ વગરનાજ' થઇ જશો

ઉપલા મહાન્ તત્ત્વને તમે બરાબર સમજી લેજો. યાદ રાખજો કે "આપણે સર્વ શક્તિમાન્ ઈશ્વરનાંજ સંતાન છીએ, આપણે તે અનંત બ્રહ્માગ્નિનાજ અંશ-તણખા છીએ આપણામાં સર્વ પ્રકારનું સામર્થ્ય છે આપણે તમામ પ્રકારના ઐશ્વર્યના માલિક છીએ. આપણે 'કશા હિસાબ વગરના' થઇએજ શા માટે ? આપણે તો જેવા ધારીએ તેવા થઇ શકીએ તેમ છીએ આપણે સર્વશક્તિમાન્ છીએ આપ-

× પાશ્ચાત્ય ધર્મશાસ્ત્રોમાં આત્માને મૂળથીજ ભ્રષ્ટ અને પાપી માનેલો છે, કેમકે એ લોકો આત્માનું અનુસંધાન કરવામાં ઉંડા ઉતર્યા નથી

ણામા હરકોઇ કાર્ય કરવાનુ સામર્થ્ય છે અને આપણે માટે કશુ અસભવિત નથી." બધુઓ ! એવો દૃઢ આત્મવિશ્વાસ જાગ્રત કરો. આપણા પૂર્વજોમા એવો જ્વલત આત્મવિશ્વાસ હતો, એ આત્મવિશ્વાસનાજ પ્રભાવથી, એ આત્મવિશ્વાસથીજ પ્રેરાઇને તેઓ સસ્કૃતિના ઉચામા ઉચા શિખરે પહોચ્યા હતા જો હમણાં આપણી અવનતિ થઈ હોય, જો આપણામા કોઇ પણ પ્રકારના દોષ હોય, તો હુ તમને નિશ્ચયપૂર્વક કહુ છુ કે જે દિવસથી આપણા દેશના લોકો એ આત્મવિશ્વાસ ગુમાવી બેઠા તેજ દિવસથી તેમની અવનતિનો,તેમની દુર્દશાનો, તેમની નિર્માલ્યતાનો આરભ થયો છે. જેનામાં આત્મશ્રદ્ધા નથી તેને ઈશ્વર ઉપર પણ શ્રદ્ધા નથી. તમે શુ નથી માનતા કે અનત, મગલમય સૃષ્ટિકર્તા તમારા હૃદયમાં રહીને તમારાદ્વારા અનેક કાર્ય કરી રહ્યો છે ? જો તમે માનતા હો કે એ સર્વવ્યાપી, અતર્યામી પરમાત્મા પ્રત્યેક અણુમાં, પ્રત્યેક પરમાણુમા, તમારા દેહ, મન અને આત્મામાં ઓતપ્રોત રૂપે રહેલો છે, તો પછી તમે નિરુત્સાહી શાને માટે થાઓ છો ? હુ કદાચ સમુદ્રનો એક ક્ષુદ્ર પરપોટો હોઇશ અને તમે કદાચ તે સમુદ્રના એક પર્વત જેવડા ઉચા તરગતુલ્ય હશો તો-પણ શુ થયુ ? મારો તેમજ તમારો બેઉનો આધાર તો તે અનત, અગાધ મહા-સાગરજ છે જીવન, શક્તિ અને આધ્યાત્મિકતાના અનત સમુદ્ર ઉપર મારો તેમ-જ તમારો બેઉનો સરખો હકક છે મારો જન્મ થયો ત્યારથીજ—મારામા જીવન છે એ વાતથીજ સાબીત થાય છે કે એ અનત જીવનસાથે, એ અનત શક્તિસાથે, એ અનત શિવ ( કલ્યાણ ) સાથે મારો તેમજ તમારો સદાનો સબધ છે પછી ભલે તમે પર્વતસમાન ઉચ્ચ અને વિશાળ હો તેથી શુ થયુ ? આપણી શક્તિનુ, આપણા જીવનનુ મૂળ સ્વરૂપ અને સ્થાન તો એકજ છે, માટે હે બધુઓ ! તમા-રાં સતાનોને જન્મથીજ આ જીવનપ્રદ, મહત્ત્વવિધાયક, ઉચ્ચ, મહાન્ તત્ત્વ શીખ-વવાનો આરભ કરજો તેમને અદ્વૈતવાદજ શીખવવો એવી જરૂર નથી. તમારી ઇચ્છા હોય તો દ્વૈતવાદ શીખવજો, અદ્વૈતવાદ શીખવજો અથવા તો ગમે તે "વાદ" શીખવજો. આપણે પહેલેથીજ જોઈ ગયા છીએ કે આત્માના પૂર્ણત્વમા, તેના અ-નત અમર્યાદિત સામર્થ્યમા, હિદુસ્તાનના દરેક સપ્રદાયના લોકોને શ્રદ્ધા છે. આપણા દેશના સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞ કપિલ કહે છે કે આત્માના મૂળ બધારણમાં જો પવિત્રતા ન હોય તો તે કદિ પણ પવિત્રતા પ્રાપ્ત કરી શકેજ નહિ. જે સ્વાભાવિકરીતે પૂર્ણ નથી તે કદાચ પૂર્ણતા પ્રાપ્ત કરે તોપણ તે અવસ્થા સ્થાયી રહેશે નહિ. જો મનુષ્ય સ્વભાવથીજ અપવિત્ર હોય તો તે સદાને માટે અપવિત્રજ રહેવાનો, અને કદાચ જો પવિત્ર થાય તોપણ ફક્ત અલ્પ સમય સુધીજ તેવો રહીને પાછો સમય આવતાંજ એ પવિત્રતા હતી ન હતી થઇ જશે, અને પૂર્વની સ્વાભાવિક અપવિત્રતાનો અધિકાર પા-છો તેના ઉપર પ્રવર્તશેજ. આપણા દેશના તમામ તત્ત્વજ્ઞો એટલા માટેજ એકમતે

જાહેર કરે છે કે પવિત્રતા અને પૂર્ણતા એ આપણામાં પ્રકૃતિગતજ છે આમ હોવાથી અપવિત્રતા અને અપૂર્ણતા આપણા મૂળ બંધારણમાં છેજ નહિ, એ માન્યતાને આપણે એવી તો દઢ બનાવવી જોઇએ કે તેનુ કદિ પણ વિસ્મરણ ન થાય પોતાના અવસાનસમયે એ મહર્ષિએ પોતે કરેલાં ઉત્કૃષ્ટ કાર્ય અને ઉત્પન્ન કરેલા ઉચ્ચ વિચારનુ સ્મરણ કરતાં કરતા જે * ઉદ્‌ગાર પ્રગટ કર્યા હતા અને ભવિષ્યની પ્રજાને માટે જે ભવ્ય દષ્ટાંત તેઓ મૂકતા ગયા છે, તેનુ સ્મરણ કરજો તે પોતાના દોષનુ કે પોતાની નિર્બળતાનુ સ્મરણ કરવાનો મનને આદેશ કરતા ન હતા મનુષ્યમા દોષ હોય છે, નિર્બળતા પણ હોય છે, પરતુ હમેશ તમારૂં સત્યસ્વરૂપ સ્મરણમાં રાખજો. નિર્બળતાનો અને દોષમાત્રનો પ્રતીકાર કરવો હોય તો આ એકજ ઉપાય છે

મને વિશ્વાસ છે, કે ઉપર કહેલી બાબતો ભરતખડના તમામ સપ્રદાયોને માન્ય છે, અને ભવિષ્યમા પણ ઘણું કરીને એજ સામાન્ય ભૂમિકા ઉપર સરક્ષક તેમજ ઉદાત્ત મતના, જૂના તેમજ નવા વિચારવાળા તમામ માણસોનો યોગ થઇ શકશે. પણ એક બાબત કે જે સર્વ કરતાં વિશેષ અગત્યની છે, તેનુ આપણને વારવાર વિસ્મરણ થઇ જાય છે એમ મારે અત્યત ખેદ સાથે જાહેર કરવુ પડે છે. તે વાત એ છે કે ભરતખડમા ધર્મનો અર્થ " અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર " એવો થાય છે સત્યનો સાક્ષાત્કાર જ્યાંસુધી ન થાય ત્યાંસુધી ધર્મની સિદ્ધિ થયેલી કહી શકાયજ નહિ. અમુક વાતમા માત્ર શ્રદ્ધા રાખો એટલે તરતજ તમારો મોક્ષ થઇ જશે, એવો ઉપદેશ કોઇને આપી શકાયજ નહિ, કેમકે આપણે એવી વાતો ખરી રીતે માની શકતાજ નથી તમે જેવા થવાનો પ્રયત્ન કરશો તેવા થશો. હાલ તમે જે સ્થિતિમા છો તે સ્થિતિમાં પણ તમે તમારા પોતાના પ્રાયસવડેજ આવેલા છો, માટે અમુક સિદ્ધાત અથવા અમુક વ્યક્તિના વચન ઉપર માત્ર શ્રદ્ધા રાખ્યાથીજ તમારૂ કલ્યાણ થઇ શકનાર નથી. " અનુભૂતિ–અપરોક્ષાનુભૂતિ " એવી મહાશક્તિમયી વાણી માત્ર ભરતખડનાજ આધ્યાત્મિક આકાશમાંથી પ્રકટ થઇ હતી, અને માત્ર આપણાજ શાસ્ત્રોમા વારવાર કહ્યુ છે કે " ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની આવશ્યકતા છે." આ વાણી ઘણીજ સાહસિક છે પણ એના અક્ષરે અક્ષર સત્ય છે. માત્ર શાસ્ત્રોનુ પઠન કે શ્રવણ કર્યાથી અથવા તો પોપટની માફકજ અમુક સિદ્ધાંતો બોલી જવાથીજ લાભ નથી, પરતુ તેનો ખરેખરો સાક્ષાત્કાર કરવાની જરૂર છે વળી માત્ર બુદ્ધિવડે સિદ્ધાંતો સમજી લેવાથી પણ ફાયદો નથી એ બધાથી લેશ પણ સાર્થક થતું નથી, માટે ધર્મનાં સત્યો આપણા જીવનમાં ઉતરી જવાં જોઇએ. આપણી પાસે ઇશ્વરના અસ્તિત્વનુ સબળમાં સબળ પ્રમાણ એજ છે કે પ્રાચીન તેમજ આધુનિક કાળના આપણા અનેક મહાત્માઓએ ઇશ્વરનુ સાક્ષાત્ દર્શન કર્યું છે તર્ક કે યુક્તિ-

* ॐ क्रतो स्मर कृतं स्मर क्रतो स्मर कृतं स्मर। ઇશોપનિષદ્

વડે આત્માનુ અસ્તિત્વ સાબિત થઈ શકે છે તેટલા ઉપથીજ માત્ર આપણે આત્માનુ અસ્તિત્વ માન્ય રાખીએ છીએ એમ નથી. પણ તેની સાથે આપણા દેશમાં આત્માનુ પ્રત્યક્ષ દર્શન કરનાર હજારો મહાત્માઓ થઇ ગયા છે વર્તમાન સમયમા પણ તેવા અનેક મહાત્માઓ વિદ્યમાન છે અને ભવિષ્યમાં પણ તેવા હજારો ઉત્પન્ન થશે એ ઉપરથીજ આત્માના અસ્તિત્વમાં આપણો દૃઢ વિશ્વાસ છે જ્યાંસુધી મનુષ્ય ઈશ્વરનુ પ્રત્યક્ષ દર્શન ન કરી શકે, જ્યાંસુધી તે પોતાના આત્માનો સાક્ષાત્કાર ન કરી શકે, ત્યાંસુધી તે મુક્તિનો અધિકારી થઇ શકતો નથી, માટે આ સિદ્ધાંત સૌથી પ્રથમ બરાબર સમજી લેજો. આપણે જેમ જેમ તેને વધારે વધારે હૃદયમા ઉતારતા જઇશુ તેમ તેમ આપણામા સાંપ્રદાયિક ભાવના કમી થતી જશે, અને જેણે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે, જેણે તેનું દર્શન કર્યું છે તેજ વાસ્તવિક રીતે ધાર્મિક મનુષ્ય છે.

भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः ॥
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

"તેનીજ હૃદયગ્રન્થિ કપાઇ છે, તેનાજ સંશયમાત્ર દૂર થઇ ગયા છે, અને તેનાંજ કર્મના ફળ ક્ષય થઇ ગયા છે કે જેણે તે ઈશ્વરનુ દર્શન કર્યું છે—જે પાસેનો પાસે અને દૂરનો દૂર છે તેનુ જેણે દર્શન કર્યું છે."

અફસોસની વાત છે કે આપણે ઘણીવાર મિથ્યા બડબડાટને આધ્યાત્મિક સત્ય તરીકે માનીએ છીએ, પાંડિત્યપૂર્ણ અને બુદ્ધિના વૈભવયુક્ત ભાષણોને ધર્મના અપરોક્ષ અનુભવ તરીકે માનીએ છીએ, અને તેથીજ આપણી વચ્ચે સાંપ્રદાયિકતા અને કલહ ઉભાં થાય છે જો આપણે એકજવાર નિશ્ચયપૂર્વક સમજી લઇએ કે પ્રત્યક્ષ અનુભવ એજ ખરો ધર્મ છે, તો આપણે પ્રથમ આપણાજ હૃદય તરફ દૃષ્ટિ કરીએ, અને તેમ કરવાથી ધર્મના સત્યોના સાક્ષાત્કારથી આપણે કેટલા દૂર રહ્યા છીએ અથવા તો એ દિશાતરફ આપણે કેટલી પ્રગતિ કરી છે તે તરતજ સમજી શકીએ આમ કરીએ તોજ આપણને સમજાશે કે આપણે પોતે પણ અંધારામાં ફાંફા મારી રહ્યા છીએ અને બીજાઓને પણ અંધારામાંજ ફાંફાં મારતા કરીએ છીએ. જ્યારે આપણને એવી પ્રતીતિ થશે ત્યારેજ આપણી સાંપ્રદાયિકતા, કલહ, અને વિદ્વેષનો અંત આવશે. જે માણસ સાંપ્રદાયિક વિવાદ કરવા તૈયાર થતો હોય તેને જઇને પૂછજો કે "ભાઇ! તમને ઈશ્વરનુ દર્શન થયુ છે? તમે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે? જો તમે એમાનુ કશુ ન કર્યું હોય તો તમને ઈશ્વરના નામનો પ્રચાર કરવાનો શો અધિકાર છે? તમે પોતે તો અંધકારમાં ભટકો છોજ પરંતુ તેની સાથે બીજાઓને પણ શા માટે અંધકારમાં અથડાવી મારવાની (લડાવી મારવાની) કોશીશ કરો છો? વાહ! આંધળો આંધળાઓને દોરે અને બધાએ સાથે ખાડામાં પડે!"

માટે હુ તમને ચેતવુ છુ કે બીજાઓમા દોષ જોતા પહેલા ખૂબ વિચાર કરજો સર્વને પોતપોતાની સાધનપદ્ધતિદ્વારાજ અપરોક્ષ અનુભવ તરફ વધવા દેજો તેઓ પોતપોતાના હૃદયમા સત્યનુ દર્શન કરવાને પ્રયત્ન કરતા હોય તો તેમને કરવા દેજો જ્યારે તેમને ઉદાર અને આવરણરહિત સત્યનુ દર્શન થશે, ત્યારે જે અદ્દ્ભુત આનદનો ભરતખડના તમામ ઋષિઓએ સાક્ષાત્કાર કરીને એકે અવાજે સ્વીકાર કર્યો હતો તે આનદ તેઓ પણ ભોગવી શકશે. સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરનાર દરેક વ્યક્તિ એ આનદ પ્રાપ્ત કરી શકશે એવી સ્થિતિએ પહોંચ્યા પછી તેમના અત - કરણમાથી માત્ર પ્રેમમય શબ્દોજ બહાર આવશે, કારણ કે ઈશ્વર પ્રેમસ્વરૂપ હોવાને લીધે તેના સ્પર્શથી તેમનાં હૃદય પણ પ્રેમમય બની ગએલાં હશે ત્યારે અને માત્ર ત્યારેજ તમામ સાંપ્રદાયિક કલહનો અત આવશે, ત્યારેજ આપણે હિન્દુ શબ્દનું તાત્પર્ય સમજવાને યોગ્ય થઈશુ અને હિદુ નામ ધારણ કરનાર દરેક વ્યક્તિને છાતી સરસો ચાપીને અત્યત પ્રેમથી ચાહતા શીખીશું. હુ જે કહુ છુ તે ધ્યાનપૂર્વક સાંભળજો. જ્યારે 'હિદુ' એ નામ સાભળતાજ તમારા આખા શરીરમાં વિદ્યુતશક્તિનો સચાર થઈ જાય ત્યારેજ તમે સાચા હિદુ કહેવાઓ જ્યારે હિદુ કહેવાતો કોઈપણ માણસ ગમે તે દેશમા વસતો હોય, આપણી ભાષા બોલતો હોય કે બીજી ભાષા બોલતો હોય તોપણ તમને તે અત્યત પ્રિય લાગે, તમને તમારા નજીકના સગા જેવો લાગે, ત્યારેજ તમે હિદુ નામ ધારણ કરવાને યોગ્ય છો જ્યારે હિદુ કહેવાતા કોઈપણ મનુષ્યને તમે વિપત્તિથી ઘેરાયલો જુઓ અને તમારૂ હૃદય દ્રવી જાય, અને તમારો પુત્ર કે ભાઈ સકટમા હોય અને તમને જેવી લાગણી થાય તેવીજ લાગણી તેને માટે થાય ત્યારે અને ત્યારેજ તમે હિદુ કહેવાઈ શકો મારા વ્યાખ્યાનના આરભમાં મે જે મહાપુરુષનુ સ્મરણ કર્યું હતુ તે ગુરુ ગોવિદસિહની માફક જો તમે પણ અન્ય હિદુઓને માટે અનેક પ્રકારના સકટ ખમવાને તૈયાર હો તોજ તમે સાચા હિદુ ગણાઈ શકો તે મહાન્ ગુરુ ગોવિદસિહે સ્વદેશના અને સ્વધર્મના શત્રુઓ સાથે યુદ્ધ કર્યું, હિદુધર્મના રક્ષણને માટે પોતાનુ રુધિર વહેવડાવ્યુ, પોતાના પુત્રોના પ્રાણનુ યુદ્ધમા બલિદાન આપ્યુ અને તેમને પોતાની આખ આગળ કપાઈ જતા જોયા—આટલુ છતાં પણ જેમને માટે તેણે પોતાનુ તથા પોતાનાં કુટુબીઓનુ રુધિર અર્પણ કર્યું હતુ તેમણે તેને કશી સહાયતા ન આપી, એટલુજ નહિ પણ તેનો પરિત્યાગ કર્યો અને તેને પોતાના દેશમાંથી કહાડી મૂક્યો ત્યારે છેવટે તે વીરાત્મા ઘવાયના સિહની માફક પોતાના કાર્યક્ષેત્રમાથી નિ શબ્દપણે ચાલ્યો ગયો, અને દક્ષિણ તરફના પ્રદેશનો આશ્રય લઈ મૃત્યુની રાહ જોતો બેઠો. તેમ છતાં પણ જેમણે કૃતઘ્ન થઈને તેનો પરિત્યાગ કર્યો હતો તેમને તેણે લેશ પણ શાપિત કર્યાં ન હતા કે તેના મુખમાંથી તેમને માટે લેશમાત્ર પણ ક્રોધનો કે અસતોષનો ઉદ્દ્ગાર

નીકળ્યો ન હતો , તે ગુરુ ગોવિંદસિંહનો આદર્શ તમારે હમેશ સ્મરણમા રાખવો હુ કહુ તે ધ્યાનપૂર્વક સાભળજો જો તમે સ્વદેશનુ હિત કરવાની ઇચ્છા રાખતા હો તો તમારે દરેકને એક એક ગુરુ ગોવિંદસિંહ થવુ પડશે તમે તમારા દેશબાધવોમા ભલે હજારો દોષો જુઓ તોપણ તેમના શરીરમા હિંદુનુ લોહી વહે છે, એ વાતને ખાસ લક્ષમા રાખજો. ભલે તેઓ તમારૂ અહિત કરવાનો પ્રયત્ન કરતા હોય તોપણ તમારે તો તમારા દેશબાધવોરૂપી જીવ તદેવતાઓનુ પૂજન કરવુ પડશે ભલે તેઓ બધા તમારા પ્રતિ શાપનો વર્ષાદ વર્ષાવે તોપણ તમારે તો તેમના તરફ પ્રેમપૂર્ણ વચનોજ વાપરવા જો તેઓ તમને તમારા દેશમાથી કહાડી મૂકે તો વીર કેસરી ગોવિંદસિંહની માફક સમાજથી દૂર થઇ અપ્રસિદ્ધ અવસ્થામાજ મૃત્યુની રાહ જોતા ઉભા રહેજો એવોજ પુરુષ હિંદુ નામને યોગ્ય છે આપણા સમક્ષ હમેશ એવોજ આદર્શ રાખવો જોઇએ. તમારા જૂના કલહ ભૂલી જાઓ અને ચારે દિશાએ પ્રેમનો પવિત્ર પ્રવાહ વહેવડાવો.

બીજાઓ " ભારતનો ઉદ્ધાર આજ રીતે થશે અને આ રીતે નહિ થાય " એમ ફાવે તેમ ભલે બોલે મે મારી આખી જીંદગી દેશોદ્ધારના કાર્યમા—અથવા તેવુ કાર્ય કરવાના પ્રયત્નમાજ ગુજારી છે, અને તે ઉપરથીજ હુ તમને કહુ છુ કે જયાસુધી તમે ખરેખરા ધાર્મિક નહિ થાઓ ત્યાસુધી દેશના પુનરુજ્જીવનની આશા રાખતાજ નહિ તમારા દેશનુ એકલાનુજ નહિ પણ આખા જગતનુ કલ્યાણ પણ એજ રસ્તે થઇ શકશે, કારણ કે હુ તમને સ્પષ્ટપણે કહી દઉ છુ કે હમણા પાશ્ચાત્ય સસ્કૃતિ પાયામાથી હાલવા લાગી છે જડવાદરૂપી રેતીના પાયા ઉપર બાધેલી મોટી મોટી ઇમારતો એક દિવસ જરૂર જમીનદોસ્ત થઇ જનાર છે. જગતનો ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે એક પછી એક અનેક પ્રજાઓએ જડવાદના પાયાઉપર પોતાના મહત્વની ઇમારત ચણી હતી તેઓ જગતને જાહેર કરતી કે મનુષ્ય કેવળ જડ છે, ચેતન નથી. પાશ્ચાત્ય પ્રજાઓની ભાષામા અમુક માણસનુ મરણ નીપજ્યુ છે એમ કહેવુ હોય તો ' તેણે આત્માનો ત્યાગ કર્યો ' એમ કહેવાય છે અને આપણે કહીએ છીએ કે ' તેણે દેહત્યાગ કર્યો.' પાશ્ચાત્યદેશીય માણસ પોતાની વાત કહેવા જતા પ્રથમ પોતાના શરીરની વાત કરે છે અને પછી જરા જરા આત્માનો ઉલ્લેખ કરે છે આપણે પ્રથમ આત્માનોજ વિચાર કરીએ છીએ અને ત્યાર પછી આપણને દેહ છે એમ કહીએ છીએ. આ બે વાક્યોવિષે વિચાર કર્યાથી પાશ્ચાત્ય અને પૌર્વાત્ય ચિતન વચ્ચે કેટલો મહત્ત્વનો તફાવત છે તે સમજાઇ જશે એજ કારણથી જે જે સસ્કૃતિઓ દેહના ઉપભોગ ઇત્યાદિના સાધનોરૂપી રેતીના પાયાપર સ્થાપિત થઇ હતી, તે સર્વ થોડા દિવસજ ટકી છે અને પછી અલ્પ સમયમાજ એક પછી એક જગતમાથી વિલુપ્ત થઇ ગઇ છે માત્ર જે પ્રજાઓએ ભરતખડના ચરણ સમીપ

બેસીને તેનો ઉપદેશ ગ્રહણ કર્યો હતો તે ચીન અને જાપાનની પ્રજાઓજ અત્યારે પણ વિદ્યમાન્ છે, એટલુજ નહિ પણ તેઓમા હવે નવા પુનરુજ્જીવનના ચિન્હ પણ સ્પષ્ટ નજરે પડે છે તેઓ × રક્તબીજની માફક હજારવાર નષ્ટ થઇ જાય છતાં પણ પુન પુન જીવતી થઇને નવીન મહિમા પ્રકટાવે છે, પણ જડવાદના પાયાપર રચાયેલી સસ્કૃતિ તો એકવાર નષ્ટ થઇ તે થઇજ સમજવી એકવાર જો તેમની ઇમારત પડી ગઇ તો તેના ચૂરેચૂરાજ થઇ જવાના, માટે ધૈર્ય રાખો, ઉતાવળા ન થાઓ આપણે માટે ઉજ્જવળ ભવિષ્ય વિધાતાએ નિર્માણ કરી રાખ્યુ છે

ઉતાવળ ન કરો, બ્હાવરા ન બની જાઓ અને કોઇનુ પણ અનુકરણ કરવા તત્પર ન થાઓ આપણે સ્મરણમા રાખવા જેવી એક બાબત એ છે કે બીજાનુ અનુકરણ કરવુ એ સસ્કૃતિ અગર ઉન્નતિનુ લક્ષણ નથી હુ રાજાનો પોશાક ધારણ કરીને ફરૂ તેથી શુ હુ રાજા થઈ જઇશ? સિહના ચામડામા ઢકાયલો ગધેડો તે ગધેડોજ રહેવાનો તે કદિ પણ સિહ થઇ શકશે નહિ નિર્માલ્ય, પામર મનુષ્યની માફક કરેલુ અનુકરણ કદિ પણ ઉન્નતિસાધક નિવડશે નહિ એ તો મનુષ્યના ભયકર અધ પતનનુ ચિન્હ છે મનુષ્ય પોતાને ધિક્કારવા લાગે એટલે જાણવુ કે હવે તેની અવનતિની, આખરની અવસ્થા આવી પહોચી જ્યારે તે પોતાના પૂર્વજોનુ સ્મરણ કરતા અથવા આ મારા પૂર્વજો હતા એમ કહેતા શરમાયા એટલે સમજવુ કે હવે તેનુ આવી બન્યુ હિદુ પ્રજામા કશા હિસાબનો નહિ એવો હુ તમારી સમક્ષ ઉભો છુ પણ મને મારી સ્વજાતિનું અભિમાન છે મારા પૂર્વજોમાટે હુ અત્યત મગરૂર છુ. હુ હિદુ છુ એમ કહેતા મને અત્યત ગર્વ ઉપજે છે હુ હિદુઓનો એક તુચ્છ દાસ છુ એમ સમજતા પણ મને ઘણુ અભિમાન ઉત્પન્ન થાય છે તમે મહર્ષિઓનાં સતાન છો, તમે આખા જગત્મા સર્વથી વિશેષ મહિમાવાન્ ઋષિમુનિઓના સતાન હોવાથી હુ પણ તમારો એક દેશબાધવ છુ એમ સમજવામા મને પણ અત્યત ગર્વ ઉપજે છે, માટે તમે આત્મવિશ્વાસ પ્રાપ્ત કરો, અને તમારા પૂર્વજોથી ન લજવાતા તેમને માટે અભિમાન રાખતા શીખો અનુકરણ કરતા નહિ કદિપણ અનુકરણ કરતા નહિ જ્યારે જ્યારે તમે બીજાના વિચાર પ્રમાણે વર્તન કરો છો ત્યારે ત્યારે તમે તમારી સ્વતત્રતા ગુમાવો છો આધ્યાત્મિક વિષયમા પણ જો તમે બીજાની આજ્ઞા પ્રમાણેજ વર્તન કરશો, તો ધીમે ધીમે તમારી તમામ પ્રકારની શક્તિઓ ક્ષીણ થઈ જશે અને છેવટે તમારી વિચારશક્તિ પણ મદ પડી જશે તમારા પોતાનામા જે ઐશ્વર્ય રહેલુ છે તેનો તમારા પોતાનાજ પ્રયાસથી વિકાસ કરો. બીજનામા જે ગ્રહણ કરવા જેવુ હોય તે અવસ્ય લેજો પણ આંધળુ અનુકરણ તો કદીએ કરતા

× એ નામનો એક રાક્ષસ હતો જેના રૂધિરના એકએક બિન્દુમાથી નવો રાક્ષસ ઉત્પન્ન થતો હતો આ કથા દેવી સબધી પુરાણોમા છે

નહિ આપણે બીજાઓ પાસેથી ઘણુ શીખવાનુ છે બીજ જમીનમા પડયા પછી તે માટી, વાયુ અને જળમાંથી જોઇએ તેટલા પોષક તત્ત્વોનુ પોતામાજ શોષણુ કરે છે, તે નાના બીજમાથી પ્રથમ અકુર ફૂટે છે, પછી છોડવો થાય છે અને આખરે તે મહાન્ વૃક્ષ બની જાય છે, પણ શુ તે પોતાનુ પોતાપણુ ખોઇને માટી બની જાય છે? શુ તે જળ કે વાયુ બની જાય છે? નહિ કદીજ નહિ. તે તો ઊલટુ એક નાનકડા બીજમાંથી ખીલતુ ખીલતુ એક મોટા વૃક્ષમાં પરિણામ પામે છે એ બીજ જેમ પોતાના બધારણને માટે જરૂરના તત્ત્વો માટી, જળ અને વાયુમાથી ખેચીને વૃક્ષ બની જાય છે, તેમ તમે પણ બીજાઓ પાસેથી શીખવામાં એજ પદ્ધતિ ગ્રહણ કરજો અલબત્ત, આપણે હજી બીજાઓ પાસેથી ઘણુ શીખવાનુ છે જે માણુસ અન્ય પાસેથી શીખવા જેવુ શીખવાને તથા મેળવવા જેવુ મેળવવા ઉત્સુક નથી તે બેશક જડ જેવો છે મનુ ભગવાન્ કહે છે કે —

आददीत परां विद्यां प्रयत्नादवरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥

"નીચા કુળમાંથી પણ ઉત્તમ સ્ત્રી ગ્રહણુ કરવી, ચડાળ પાસેથી પણ શ્રેષ્ઠ ધર્મનુ શિક્ષણુ મળી શકતુ હોય તો લેવુ અને નીચ માણુસ પાસેથી પણ સેવા કરીને શ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત કરવી" બીજાઓમા જે કાઇ ગ્રહણુ કરવા જેવુ હોય તે લહજ લેજો, પણ તેને તમારૂ પોતાનુ કરી દેજો તમારા જીવનમાં ઉતારીને તમારી પોતાની પ્રકૃતિ અનુસાર તેનુ રૂપાતર કરી દેજો, પણ બીજાનુ આધળુ અનુકરણુ કરીને તમારી સ્વતત્રતા કદિ ગુમાવતા નહિ ભરતખડના પ્રજાજીવનમાથી ચ્યુત થઇને અન્ય પ્રજાની જીવનપદ્ધતિ ગ્રહણુ કરશો નહિ બધા હિદુસ્તાનવાસીઓ કોઇ બીજી પ્રજાની માફક પોષાક પહેરે એમના જેવો આહાર કરે અને તેમના રીતરિવાજોનુ અનુકરણુ કરે તો તેથી તેમને લાભ થશે, એવા વિચારને એક પળવાર પણ તમારા હૃદયમાં સ્થાન આપતા નહિ માત્ર થોડાંજ વર્ષ થયાં પડેલી ટેવ છોડતા કેટલી મુશ્કેલી નડે છે તે તમે સારી પેઠે જાણો છો તમારા રુધિરમાં કેટલા હજાર વર્ષના માનવજીવનના સસ્કાર પડેલા છે, કેટલા હજાર વર્ષથી તમારા પ્રજાજીવનનો પ્રવાહ એક ચોક્કસ દિશામા વહેતો આવ્યો છે તે તો ઇશ્વરનેજ માલમ છે તમે શુ એમ ધારો છો કે આ અત્યત બળવાન્ પ્રવાહ કે જે લગભગ મહાસાગરની સમીપ સુધી આવી ચૂક્યો છે તે પાછો વળીને હિમાલયના બરફ ભેગો મળી જશે? નહિ એ કદિ બનવા જોગ નથી. જો તમે તેમ કરવાને કોશીષ કરશો તો પ્રવાહ છિન્નભિન્ન થઇ જશે–તમારા પ્રજાત્વના અશનો નાશ થઈ જશે, માટે એ પ્રજાપ્રવાહ વધારે સરળતાથી વહે તે માટે તેનો માર્ગ મોકળો કરી આપો. આ મહાન્ નદીના પ્રવાહમાં અતરાયરૂપી જે ખડકો આડા પડેલા છે તેમને ખસેડી નાખો, તેનો માર્ગ ખુલ્લો કરો, તેની ખાડી ખોદીને

ઉંડી કરો, એટલે તે પોતાની સ્વાભાવિક ગતિને લીધે આપોઆપજ પ્રબળ વેગથી આગળ વહેવા માંડશે, અને આપણી સમસ્ત પ્રજા ઉન્નતિ કરતી કરતી અંતે પરમ લક્ષ્યસ્થાને પહોંચી જશે

હિંદુસ્તાનના લોકોની આધ્યાત્મિક ઉન્નતિ સિદ્ધ કરવામાટે જો યત્ન કરવો હોય તો કાર્ય કરવાની આજ દિશા છે એ સિવાય પણ બીજા કેટલાક અગત્યના મહાન્ પ્રશ્નો વિચારવા જેવા છે ખરા, પણ અવકાશને અભાવે તે સઘળા આજે હું તમારી સમક્ષ રજૂ કરી શકતો નથી. દાખલા તરીકે જ્ઞાતિભેદનો એક અત્યંત આશ્ચર્યજનક પ્રશ્ન છે આ પ્રશ્નની બેઉ બાજુ તપાસવામાં મેં મારી આખી જિંદગી વ્યતીત કરી છે મેં હિંદુસ્તાનના દરેક પ્રાંતના લોકોનું અવલોકન કરીને આ પ્રશ્ન વિષે મનન કર્યું છે દેશના દરેકે દરેક ભાગના લોકોસાથે હું ગાઢ સંબંધમાં આવ્યો છું, પણ હું આ પ્રશ્નવિષે જેમ વધારે મનન કરૂં છું તેમ તેમ હું વધારે ગૂંચવાતો જાઉં છું. આથી કરીને તેના ઉદ્દેશ અને તાત્પર્યનો ચોકખો ખ્યાલ પણ મારા મગજમાં આવી શકતો નથી હમણાં થોડો સમય થયાજ એ વિષય ઉપર મારા મનમાં કાંઈક ઝાંખો પ્રકાશ પડયો છે. અને તેની મદદથી હું જ્ઞાતિભેદનો મૂળ ઉદ્દેશ કાંઈક સમજવાને શક્તિવાન્ થયો છું બીજો મુશ્કેલી ભરેલો સવાલ ખાવાપીવાને લગતો છે એ પણ ખરૂં જોતાં એક મોટો પ્રશ્ન છે આપણે માનીએ છીએ તેવો એ સવાલ છેક નજીવો નથી આ બાબત ઉપર વિચાર કરતાં છેવટે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે ખાવા પીવાના સંબંધમાં આપણે જે આગ્રહ અને વલણ રાખીએ છીએ તે અત્યંત વિચિત્ર છે અને આપણા શાસ્ત્રની આજ્ઞાથી વિરુદ્ધ છે, અર્થાત્ આહારની જેવી જોઈએ તેવી શુદ્ધિ સચવાતી નથી તેથી પણ આપણે દુઃખનો અનુભવ કરીએ છીએ આપણે શાસ્ત્રની આજ્ઞાનું ખરૂં તાત્પર્ય ભૂલી ગયા છીએ

એ સિવાય બીજા પણ કેટલાક પ્રશ્નવિષે તમારૂં ધ્યાન ખેંચવાનો, તેમનું નિરાકરણ કેવી રીતે થઈ શકે તેની ચર્ચા કરવાનો, તથા તેમને વ્યાવહારિક સ્વરૂપ કેવી રીતે આપી શકાય તે દર્શાવવાનો મારો ઇરાદો છે, પણ કમનસીબે સભાને સુવ્યવસ્થિત કરતાં ઘણોજ વિલંબ થઇ ગયો અને હવે ઘણું મોડું થઇ ગયેલું હોવાથી હું તમને વધારે વખત રોકવા ઇચ્છતો નથી, માટે જ્ઞાતિભેદ તથા બીજા પ્રશ્નો વિષે મેં જે વિચાર બાંધ્યા છે તે ભવિષ્યમાં એકાદ બીજા વ્યાખ્યાનદ્વારા પ્રકટ કરીશ મને આશા છે કે હવે પછી આપણે જ્યારે મળીએ ત્યારે સભામાં વધારે શાંતિ અને વ્યવસ્થા સચવાય તેની તમે કાળજી રાખશો

હવે એક વાત કહીને હું મારૂં આધ્યાત્મિક વિચાર વિષેનું વ્યાખ્યાન સંપૂર્ણ કરીશ આપણા દેશમાં ઘણા સમયથી ધર્મ ગતિવગરનો થઇ ગયો છે. તેને ફરીથી વેગયુક્ત કરવાની હાલ ઘણીજ જરૂર છે, આપણા દેશના પ્રત્યેક માણસના જીવનમાં

ધર્મનો સંચાર થયેલો જોવાની મને ઘણી આકાંક્ષા છે પ્રાચીન કાળની માફક રાજાઓના મંદિરોમાં તેમજ ગરીબમાં ગરીબ માણુસની કંગાલ ઝુંપડીમાં પણ ધર્મ દાખલ થવો જોઇએ ધર્મ કે જેના ઉપર મનુષ્યમાત્રનો જન્મસિદ્ધ હક છે, જે સમસ્ત પ્રજાની સર્વસામાન્ય મિલકત છે, તે દરેક જણુને ઘેર બેઠા વિનામૂલ્યે વહેંચાવો જોઇએ એમ હું ઇચ્છું છું ઇશ્વરદત્ત વાયુ જેમ દરેક જણુને સુલભ છે અને તેનો ઉપયોગ દરેક જણુ યથેષ્ટ રીતે વિનામૂલ્યે કરી શકે છે, તેમ ધર્મની બાબતમાં પણ થવું જોઇએ ભરતખંડમાં આજ જાતનું કાર્ય કરવાની મારી ઇચ્છા છે, પણ તે નાના નાના સંપ્રદાયો બાંધીને અગર ક્ષુદ્ર બાબતોમાટે લોકોમાં મિથ્યા કલહ ઉભા કરીને નહિ જે બાબતો આપણુને સર્વને એક સરખી રીતે માન્ય છે તેમનોજ સર્વત્ર પ્રચાર કરો, અને જેમાં મતભેદ છે તેને બાજુએ રહેવા દો સમય આવતાં એ મતભેદ આપોઆપજ ઓગળી જશે હું હિંદવાસીઓને વારંવાર કહું છું કે જો તમે અનેક જમાનાના જમાનાથી અંધકારમાં રહેલા એકાદ ઓરડામાં જાઓ અને 'અંધકાર છે! અંધકાર છે!' એમ બૂમો પાડયા કરો તેથી શું એ અંધકાર દૂર થશે? પ્રકાશ લાવો એટલે અંધકાર તરતજ ચાલ્યો જશે માણુસોને સુધારવાની આજ ખરી ચાવી છે કે તેમની આગળ વધારે ઉચ્ચ બાબતો—વધારે ઉચ્ચ ભાવનાઓ ધરો મનુષ્યસ્વભાવ ઉપર વિશ્વાસ રાખો મનુષ્ય સ્વાભાવિક રીતેજ ઉન્નતગામી છે મનુષ્ય અવનત થએલા છે, નિર્માલ્ય થઇ ગએલા છે એવી માન્યતા પહેલેથી મનમાં ઠસાવીને કાર્યક્ષેત્રમાં શા માટે પ્રવેશ કરો છો? હું મનુષ્યો ઉપર—ખરાબમાં ખરાબ મનુષ્ય ઉપર પણ વિશ્વામ રાખ્યાથી મારા કાર્યમાં કદિપણુ નિષ્ફળ થયો નથી મનુષ્યસ્વભાવ ઉપરથી મારો વિશ્વાસ ઉઠી જાય એવો એક પણ કડવો અનુભવ મને મળ્યો નથી. હમેશ મને અંતે વિજયજ મળ્યો છે, મનુષ્ય પંડિત દેખાતો હોય અથવા છેક મૂર્ખ દેખાતો હોય પણ તેના ઉપર વિશ્વાસ રાખો તે દેવ જેવો જણુાતો હોય કે ભયંકર સેતાન જેવો લાગતો હોય તોપણ તેના ઉપર વિશ્વાસ રાખો મે આ પદ્ધતિ ગ્રહણુ કરી છે અને શરૂઆતમાં મને આશાસૂચક ચિન્હ નજરે ન પડયા તોપણ અંતે તો મારો વિજયજ હતો પ્રથમ મનુષ્ય ઉપર વિશ્વાસ રાખો તેના મૂળ સ્વરૂપને ધ્યાનમાં લઇને તેના ઉપર વિશ્વાસ રાખો એ વિશ્વાસને હૃદયમાં ધારણુ કરીને એમજ સમજવાનો પ્રયત્ન કરજો કે અમુક વ્યક્તિ અત્યારે દોષપૂર્ણ છે તેનામાં અપૂર્ણતા છે, તે ઘણી ભૂલચૂક કરે છે, તે અત્યંત તિરસ્કારપાત્ર અને અસત્ય ધર્મવિષયક માન્યતાઓ ધરાવે છે, તોપણુ નિશ્ચયપૂર્વક માનજો કે એ સર્વ દોષ તેની મૂળ પ્રકૃતિના નથી—પણુ તેને હજી ઉચ્ચ આદર્શ મળ્યા નથી તેજ એ સર્વ દોષનું કારણુ છે જો કોઇ અસત્ય તરફ જતો હોય તો તેનું ખરૂં કારણુ એજ છે કે તેને હજી સત્યની પ્રાપ્તિ થઇ નથી; માટે જે કાંઇ અસત્ય હોય તેને દૂર કરવાનો ખરો ઉપાય

એજ છે કે અસત્યને ઠેકાણે સત્યની સ્થાપના કરતા રહો.બસ એટલુજ કરો એટલે સત્યનો અને અસત્યનો મુકાબલો તે પોતાની મેળેજ કરી લેશે. તમે માત્ર તેમને સત્ય બતાવી દો એટલે તમારૂ કાર્ય પૂર્ણ થયુ સમજજો તમે જે સત્ય તેમને બતાવશો તેની સાથે તે પોતાની મૂળ ભાવનાઓની તુલના કરી લેશે આ વાત પૂરેપૂરી યાદ રાખજો કે જો તમે તેમને ખરેખર સત્યજ અર્પણ કર્યું હશે તો જરૂર અસત્ય દૂર થશેજ, પ્રકાશ અધકારને હાકી કહાડશેજ અને સત્યદ્વારા તેમની અદર રહેલો સદ્ભાવ પ્રકટ થશેજ જો દેશના ધાર્મિક જીવનમા સુધારો કરવો હોય તો આજ માર્ગ છે. આ એકલોજ ઉપાય છે કલહ કર્યાથી, તેમ ' તમે જે કાઇ કરો છો તે અસત્ય છે' એમ લોકોને કહેવાથી કશુજ સારૂ પરિણામ આવશે નહિ. જે સારૂ છે, જે ઉપકારક છે તે તમે તેમની આગળ ધરો અને જુઓ કે તે સત્યને તેઓ કેવી આતુરતા પૂર્વક ગ્રહણ કરે છે એમ કરવાથી જે અજરામર દિવ્ય તત્ત્વ મનુષ્યમાત્રમાં રહેલુ છે તે જાગ્રત થશે અને જે કાંઈ સત્ય તથા મહિમામય છે તેને ઉત્કઠાથી વધાવી લેશે.

જે આખા જગતનો સરજનહાર અને પાલક પિતા છે, જે ઈશ્વરની આપણા પૂર્વજોએ ઉપાસના કરી હતી, જેને વિષ્ણુ, શિવ, ગણપતિ, શક્તિ એવા ગમે તે નામ લાગુ પાડી શકાય છે, જેની સગુણ અથવા નિર્ગુણરૂપે ઉપાસના કરવામાં આવે છે, જે વ્યક્ત તેમજ અવ્યક્ત છે, જેનુ આપણા પૂર્વજોએ દર્શન કર્યું હતુ અને જેનુ **एकं सद्विप्रा बहुधा वदन्ति।** એ વાક્યદ્વારા વર્ણન કર્યું હતુ, તે ઈશ્વર આપણા સર્વના હૃદયમા તેના અનત સામર્થ્યવાન્ પ્રેમસહિત પ્રવેશ કરે, તે આપણા ઉપર આશીર્વાદ વર્ષાવે, તે આપણને એકબીજાના હૃદયને ઓળખતા કરે, તે આપણને શુદ્ધ પ્રેમથી, સત્યને માટે અત્યત અનુરાગસહિત એક બીજાનુ શ્રેય કરવાના કાર્ય તરફ પ્રેરે, અને ભરતખડની આધ્યાત્મિક ઉન્નતિના મહાન્ કાર્યમા પોતાની અગત કીર્તિ, અગત સ્વાર્થ અને અગત લાભ મેળવવાની લાલચ કદિ પણ આપણામા પ્રવેશ ન કરે! **अस्तु !**

---

# वेदांत

( સને ૧૮૯૭ ના નવેમ્બર માસની બારમી તારીખે લાહોરમા આપેલુ વ્યાખ્યાન )

આપણે બે પ્રકારની સૃષ્ટિમાં રહીએ છીએ એક બાહ્યસૃષ્ટિ અને બીજી આતર-સૃષ્ટિ અત્યત પ્રાચીન કાળથી મનુષ્યજાતિ આ બેઉ સૃષ્ટિના વિષયોમા ઉન્નતિ કરતી આવી છે પ્રથમ બાહ્યસૃષ્ટિની શોધખોળનુ કાર્ય શરૂ થયુ અને તેમાથી મનુષ્ય-જીવનને લગતા ગભીર પ્રશ્નોના ઉત્તર મેળવવામાટે પ્રયાસ શરૂ થયા પોતાની ચારે

દિશાએ આવેલી પ્રકૃતિમા જે કાઇ દૃશ્યો નજરે પડતાં હતા તેના અવલાકનવડે ગાભીર્ય અને સૌન્દર્યના દર્શનની લાલસા તૃપ્ત કરવાની પ્રવૃત્તિ શરૂ થઇ તેઓ પોતાનુ તથા પોતાની અદર રહેલા તત્ત્વનુ વર્ણન કરવાને શરૂઆતમા બાહ્યસૃષ્ટિની પરિભાષાનો ઉપયોગ કરતા, અને એ પ્રકારે બાહ્યસૃષ્ટિનુ અન્વેષણ કરતા કરતા તેમણે જે ઉત્તર પ્રાપ્ત કર્યા તે ઘણાજ ભવ્ય અને ગભીર હતા ઇશ્વર અને તેની ઉપાસનાવિષે તથા જગતમા રહેલા સૌન્દર્યવિષે તમણે જે આદર્શ ઘડયા હતા ને ઘણાજ અદ્ભુત હતા, અને તેમને ઘણીજ સુદર અને આવેગમયી ભાષામા તેમણે વર્ણવ્યા હતા બાહ્યજગતના અવલોકનમાથી જે ભાવનાઓ તેમણે ઉત્પન્ન કરી હતી તે ઘણીજ મનોહર અને ગભીર હતી, પણ ત્યાર પછીના યુગમા જે અન્ય સૃષ્ટિમાં તમણે શોધ ખોળ કરવા માડી તેનુ અવલોકન કરતા તો તેમણે પ્રથમના કરતા પણ વિશેષ મહિમાવાન્, વિશેષ સુદર અને અનતગણા વિકાસશીલ આદર્શો પ્રાપ્ત કર્યા વેદના કર્મકાડના વિભાગમા આપણા ધર્મસબધી અદ્ભુત બાબતોનુ વિસ્તારથી વિવરણ કરેલુ જોવામા આવે છે તેની અદર જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનાર વિધાતાના સબધમા અત્યત અલૌકિક વિચાર પ્રદર્શિત કરેલા છે, અને જે ભાષામા બ્રહ્માડનુ વર્ણન કરેલુ છે તે ભાષા ઘણે ઠેકાણે હૃદયને ડોલાવી નાખે એવી છે તમારામાંના ઘણાને ઋગ્વેદસહિતામા આપેલા પ્રલયસમયના વર્ણનના અદ્ભુત મત્રો યાદ હશે તેની અદર સૃષ્ટિના પ્રલયનુ જે ગાભીર્યપૂર્ણ વર્ણન કરેલુ છે તેવુ આખા જગતના સાહિત્યમાથી પણ જડશે નહિ આમ છતા પણ એ માત્ર બાહ્યસૃષ્ટિના ગાભીર્યનુજ વર્ણન છે—જડ સૃષ્ટિનુ ચિત્ર છે—તેની અદર જડ સૃષ્ટિનાજ તત્ત્વો વળગી રહેલાં હોઇને એની ભાષા પણ સ્થૂળ સૃષ્ટિનીજ છે સાન્ત (અતવાળા) જગતની ભાષાદ્વારા અનતનુ વર્ણન કરવાનો એમા યત્ન કરેલો છે તેની અદર માત્ર બાહ્યસૃષ્ટિરૂપી વિરાટ્દેહનુજ વર્ણન છે એ સૃષ્ટિના મૂળમા રહેલા ચેતનસુધી તેઓની દૃષ્ટિ પહોંચી નથી માત્ર દિશાના અનત વિસ્તારનુજ વર્ણન થયુ છે ચૈતન્યમાં પ્રવેશ થયો નથી આજ કારણને લીધે વેદનો બીજો ભાગ જે જ્ઞાનકાંડ તેમા જુદાજ પ્રકારની પદ્ધતિનુ અવલબન થયુ છે પહેલી પદ્ધતિનુ લક્ષ્ય બાહ્યપ્રકૃતિના અવલોકનદ્વારા બ્રહ્માડના મહાન્ સત્યની પ્રાપ્તિ કરવા તરફ હતુ, એટલે કે સ્થૂળ જગતમાથી મનુષ્ય જીવનને લગતા ગભીર મહા પ્રશ્નના સતોષકારક ઉત્તર મેળવવાના હતા

**यस्यैते हिमवन्तो महित्वा** "આ હિમાલય પર્વત જેવો મહિમા જાહેર કરે છે." અલબત્ત, આ ઘણીજ સુદર અને ઉચ્ચ ભાવના છે, પણ હિદુસ્તાનની પ્રજાની બુદ્ધિ એટલેથીજ પર્યવસાન પામે એમ ન હતી તેની બુદ્ધિને હવે અન્ય માર્ગ ગ્રહણ કરવાની જરૂર પડી ભારતવાસીઓની શોધકવૃત્તિ બાહ્યસૃષ્ટિ છોડીને

આંતરસૃષ્ટિ તરફ વળી અને બાહ્યસૃષ્ટિનું અવલોકન અને પૃથક્કરણ ન કરતા આંતર સૃષ્ટિના ચમત્કારનું અવલોકન કરવા પ્રવૃત્ત થઇ સ્થૂળમાંથી તેણે ચૈતન્યમાં પ્રવેશ કર્યો "મનુષ્યની મૃત્યુ પછી શી અવસ્થા થાય છે ?" **अस्तीत्येके नायमस्तीति चैके** "ઇ૦ એજ પ્રશ્નો ભરતખંડમાં ચારે દિશાએથી પૂછાવા લાગ્યા" કેટલાક કહે છે કે મનુષ્યના મરણ પછી તેના આત્માનું અસ્તિત્વ રહે છે કેટલાક કહે છે કે નથી રહેતું હે યમરાજ ! એમાં સત્ય શું છે તે મને કહો," એવો પ્રશ્ન જે કુમાર નાચિકેતાએ યમને પૂછ્યો હતો ને આંતરિક સૃષ્ટિનું અન્વેષણ કરવા તત્પર થયેલી સમસ્ત ભારતીય પ્રજાનો હતો એ વખતે પહેલાંના કરતા તદ્દન જુદાજ પ્રકારની પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી હતી એમ સ્પષ્ટ રીતે માલૂમ પડે છે બાહ્ય જગતના અવલોકનદ્વારા જે કાંઇ સત્ય પ્રાપ્ત થઈ શકે એમ હતું તે સર્વ ભરતખંડની પ્રજાએ પ્રાપ્ત કરી લીધું હતું, પણ તેથી તેને સંતોષ થયો ન હતો હવે એથી પણ વધારે ઊંડા, ગહન સત્યોનો આવિષ્કાર કરવા પાછળ તેમની શોધકવૃત્તિ કામે લાગી હતી પોતાની આંતરસૃષ્ટિમાં પ્રવેશ કરીને, પોતાના આત્માની અંદર નિમજ્જન કરીને તેમાંથી મનુષ્યજીવનને લગતા ગંભીર પ્રશ્નોનો શો ઉત્તર મળે છે, તે સાંભળવામાટે હવે તૈયારી થતી હતી અને આખરે ત્યાંથી છેવટનો ઉત્તર પણ તેમને મળી ચૂક્યો

વેદના જે ભાગમાં આત્મતત્ત્વનું નિરૂપણ કરેલું છે તેને ઉપનિષદ્, વેદાંત, આરણ્યક અથવા શ્રુતિ કહે છે અહીં આપણે જોઇ શકીએ છીએ કે તમામ પ્રકારનાં ક્રિયા કર્મનો સંપૂર્ણ લોપ થઇ ગયો છે હવે આપણે જોઇ શકીએ છીએ કે આધ્યાત્મિક વિષયનું સ્થૂળ ભાષામાં વર્ણન કરવાની જરૂર પડતી નથી, પણ તેમને ચૈતન્યની પરિભાષાદ્વારા આલેખ્યા છે–તમામ પ્રકારની સૂક્ષ્મ બાબતોને તેમણે યોગ્ય ભાષામાંજ વર્ણવેલી છે હવે તેની અંદર સ્થૂળ ભાવનાનું ચિન્હ સરખું પણ નજરે પડતું નથી, અને સાંસારિક સાથે મેળ બેસાડવાને માટે લેશ માત્ર વૃત્તિ પરોવવામાં આવી નથી ઉપનિષદોના પ્રણેતા મહાબુદ્ધિસંપન્ન ઋષિઓએ અત્યંત નિડરપણે હાલના સમયમાં આપણી કલ્પનામાં પણ ન આવે એવા ધૈર્યસહિત, લેશમાત્ર સંકોચ રાખ્યા વગર માનવજાતિની સમક્ષ ઉંચામાં ઉંચાં સત્યો સ્પષ્ટભાષામાં રજુ કર્યાં, એવા ભવ્ય અને સર્વોત્કૃષ્ટ સત્યો કદિ પણ આવિષ્કૃત થયા નથી અને થશે પણ નહિ હે મારા સ્વદેશબંધુઓ ! એજ સત્યો હું તમારી સમક્ષ આજે રજુ કરવાની ઇચ્છા રાખું છું

વેદનો જ્ઞાનકાંડ પણ કાંઇ નાનો સરખો નથી, પણ મહાન્ સમુદ્ર જેવો છે એના એક અત્યંત અલ્પ અંશને પણ હૃદયમાં ધારણ કરવાને અનેક જન્મપર્યંત પ્રયાસ કરવો પડે છે એ કાંડ એટલે કે ઉપનિષદ્‌ના સંબંધમાં રામાનુજ કહે છે કે વેદાંત

એ વેદ અથવા શ્રુતિના મસ્તકતુલ્ય છે અને વેદરૂપી સમુદ્રના ઉચામાં ઉચા તરગનું ઉચામા ઉંચુ શિખર છે એ વાત અક્ષરે અક્ષર સત્ય છે, અને હાલ ભરતખડમાં સર્વમાન્ય શાસ્ત્ર તરીકે તેની ગણના થાય છે તે યોગ્યજ છે વેદના કર્મકાંડતરફ હિંદુઓ અત્યત સદ્ભાવ રાખે છે ખરા, પણ વાસ્તવિકરીતે યુગના યુગ થયાં શ્રુતિ શબ્દનો અર્થ તો ઉપનિષદ્ અને ઉપનિષદ્જ થાય છે આપણે જાણીએ છીએ કે મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ-વ્યાસ, પતજલિ અને ગૌતમ તેમજ દર્શનશાસ્ત્રના પિતા-સ્વરૂપ મહાત્મા કપિલમુનિને પણ જયારે જયારે પોતાના મતનુ સમર્થન કરવા માટે પ્રમાણ આપવાની જરૂર પડતી ત્યારે ત્યારે ઉપનિષદ્માથી તેઓ જોઇતાં પ્રમાણ લેતા અને બીજા કોઇપણ ગ્રથનો આધાર લેવાની તેમને જરૂર જણાતી નહિ આનુ કારણ એજ છે કે ઉપનિષદોમાજ સનાતન સત્યો અનતકાળને માટે ભરી રાખેલાં છે

કેટલાક સત્યો એવા પણ હોય છે કે જે અમુક દેશનેમાટે અથવા અમુક સમયને માટેજ સત્ય મનાઇ શકે છે તેઓ અમુક યુગના ચોકકસ સજોગોને લીધેજ સત્ય અને આદરણીય છે, પણ બીજાં કેટલાક સત્યો એવાં છે કે તેમની રચના માનવજાતિની પ્રકૃતિના આધાર ઉપરજ થએલી છે, અને જ્યાં સુધી જગત્મા માનવ-જાતિનુ અસ્તિત્વ રહેશે ત્યાસુધી તેઓ પણ કાયમજ રહેશે આવી જાતના સત્યોજ સર્વદેશીય અને સર્વકાલીન છે જો કે આપણા જનસમાજમા અનેક પ્રકારના પરિ-વર્તન થઇ ચૂકયાં છે, આપણો ખોરાક, પહેરવેશ, આપણા સાંસારિક રીતરિવાજો વગેરે ઘણેઅશે બદલાઈ ગયાં છે, અને આપણી ઉપાસના કરવાની રીતમા પણ મોટા મોટા ફેરફાર થઇ ગયા છે, પરતુ શ્રુતિના સાર્વભૌમિક સત્યો-વેદાંતનાં અપૂર્વ તત્ત્વ-દર્શન-પોતાનાજ પ્રભાવવડે અચલ, અજય્ય અને અવિનાશીપણે હજીપણ તેવાં ને તેવા વિદ્યમાન રહ્યાં છે

ઉપનિષદ્મા જે તત્ત્વનુ વિશેષપણે વિવેચન કર્યું છે તેનાં બીજ કર્મકાંડમા પણ પહેલેથીજ વાવી મૂકાયા હોય એમ સ્પષ્ટ જણાય છે બ્રહ્માંડતત્ત્વ, જેને તમામ વેદધર્માનુયાયી સપ્રદાયો માન્ય રાખે છે, તેમજ મનોવિજ્ઞાનતત્ત્વ જે ભારતીય તત્ત્વ-દર્શનની તમામ શાખાઓના મૂળ આધારરૂપ છે, તેમનુ પણ કર્મકાંડમાં વિવરણ કર-વામા આવ્યુ છે અને જગતની સમક્ષ તેમને સ્પષ્ટ ભાષામાં રજુ કરવામાં આવ્યા છે, માટે વેદાંતના આધ્યાત્મિક પ્રકરણની ચર્ચા કરવા પહેલાં કર્મકાંડ સબધે તમોને કાઇક કહેવાની મને જરૂર જણાય છે. વળી "વેદાત" એ શબ્દ હું કયા અર્થમાં વાપરૂ છુ તેનો પણ પહેલેથીજ ખુલાસો કરી દેવાની જરૂર છે દુર્ભાગ્યની વાત એ છે કે આપણે વેદાંતના સબધમાં એક પ્રકારના ભ્રમમા પડેલા છીએ આપણે વેદાતનો અર્થ માત્ર અદ્વૈતવાદજ કરીએ છીએ. આપણે આ વાત હમેશાં સ્મરણમાં રાખવી જો-ઇએ કે વેદાંતનો સાંગોપાંગ અભ્યાસ કરવામાટે ત્રણ પ્રસ્થાન એકસરખી રીતે જરૂરના છે

પ્રથમ પ્રસ્થાન "શ્રુતિ" એટલે કે ઉપનિષદ્ અને બીજુ પ્રસ્થાન "વ્યાસસૂત્ર" છે. આપણા દેશના દર્શનશાસ્ત્રસમૂહમાં વ્યાસસૂત્ર સર્વ કરતા વિશેષ પ્રાધાન્ય ભોગવે છે તેનુ કારણ એજ છે, કે તેઓ તેમની પૂર્વે રચાયેલા દર્શનોના સર્વસંગ્રહરૂપ, અને તેમના સર્વોત્તમ પરિપક્વ પરિણામરૂપ છે. દર્શનો વિષે લોકોમાં એવી માન્યતા છે કે તેઓ પરસ્પર વિરુદ્ધ છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી તેઓ એક બીજાના આધાર રૂપજ છે જાણે સત્યનુ અન્વેષણ કરનાર મનુષ્યને સત્યનો ક્રમવિકાસ બતાવતા બતાવતાં આખરે વ્યાસસૂત્રમાં તેમની પરિણતિ થતી હોય એમ પ્રતિત થાય છે એ ઉપનિષદ્ અને વ્યાસસૂત્ર કે જેની અંદર વેદાંતનાં સત્યોનુ પદ્ધતિસર નિરૂપણ કરવામાં આવ્યુ છે, તે બેની વચ્ચે ત્રીજા પ્રસ્થાનની જગ્યા શ્રી ભગવાનના મુખદ્વારા ગવાયથી, વેદાંતના ભાષ્યસ્વરૂપ ભગવદ્ગીતા ભોગવે છે ભરતખંડના તમામ સંપ્રદાયો—દ્વૈતવાદી, અદ્વૈતવાદી, અને વિશિષ્ટાદ્વૈતવાદી—જે કોઇ પોતાને સનાતન ધર્માવલબી કહેવરાવે છે તેમણે બધાએ એજ કારણથી ઉપનિષદ્, ગીતા, અને વ્યાસસૂત્રને પોતાનાં પ્રમાણ તરીકે માન્ય ગણ્યા છે. આપણે જોઇએ છીએ કે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, ચૈતન્ય—સારાંશમાં જે જે આચાર્યોએ નવીન સંપ્રદાયની સ્થાપના કરી છે, તેમને આ ત્રણે પ્રસ્થાનને માન્ય રાખવાં પડ્યાં છે અને તેમનેજ આધારે પોતપોતાના સ્વતંત્ર ભાષ્યની રચના કરવી પડી છે આમ હોવાથી ઉપનિષદ્ને આધારભૂત ગણીને જે જે સંપ્રદાયો ઉત્પન્ન થયા છે તેમાના માત્ર એકનેજ "વેદાંત" શબ્દ લાગુ પાડી દેવો એ અયોગ્ય છે વેદાંતની અંદર સર્વનો સમાવેશ થઇ શકે છે અદ્વૈતવાદીને પોતાને વેદાંતી કહેવડાવવાનો જેટલો અધિકાર છે તેટલોજ અધિકારી રામાનુજના કે મધ્વાચાર્યના અનુયાયીને પણ છે હુ તો એથી પણ આગળ વધીને કહેવાની હિંમત ચલાવુ છુ કે હિંદુ અને વેદાંતી સમાનાર્થ શબ્દો છે, અને જે જે હિંદુ કહેવાય છે તે સઘળાજ વેદાંતીઓ છે

બીજી જે બાબત તરફ હું તમારૂં લક્ષ દોરવા માગુ છુ, તે એ છે કે આ ત્રણે મત—અદ્વૈતવાદ, દ્વૈતવાદ, અને વિશિષ્ટાદ્વૈતવાદ સ્મરણાતીત કાળથી ભરતખંડમા પ્રચલિત હતાજ શંકરાચાર્યે કાંઈ અદ્વૈતવાદનો સિદ્ધાંત પોતાના મગજમાથી નવો ઉત્પન્ન કર્યો નથી તેમના જન્મ પહેલા પણ યુગના યુગ થયાં એ મત ચાલ્યો આવતો હતો. શંકરાચાર્ય માત્ર એ મતના છેલ્લા પ્રતિનિધિ હતા રામાનુજના મતને માટે પણ એવીજ હકીકત છે રામાનુજના જન્મ પહેલા પણ વિશિષ્ટાદ્વૈતવાદ અસ્તિત્વમા હતો એ તેમના પોતાનાજ ભાષ્યઉપરથી સાબિત થઇ શકે છે બીજા દ્વૈતવાદી સંપ્રદાયો પણ ઉપર કહેલા બેઉ મતની સાથેજ ભરતખંડમાં પ્રચલિત હતા અને દરેકને પોતપોતાના પ્રતિનિધિઓ હતા. મારી અલ્પ સમજમાં તો એવુ આવે છે કે એ ત્રણ મત પરસ્પર વિરુદ્ધ નથી આપણાં ષડ્દર્શનોમા, ગંભીર તત્ત્વવિચારનો જે મહાન્

ક્રમવિકાસ થએલો આપણે જોઇએ છીએ, તેમનો ધ્વનિ આરંભમા અત્યંત મૃદુ છે, પણ અંતે અદ્વૈત સિદ્ધાંતની મેઘગર્જનારૂપે તે પરિણામ પામે છે. એજ પ્રમાણે આ ત્રણે વાદના સબંધમા પણ છે. મનુષ્યનુ મન એક એકથી અધિક ઉચા આદર્શને ક્રમે ક્રમે ગ્રહણ કરતું કરતું ઉન્નતિના માર્ગમા આગળ વધે છે, અને અંતે સર્વનુ અદ્વૈતવાદની અદ્ભુત એકતામાંજ પર્યવસાન થાય છે, માટે વાસ્તવિકરીતે એ ત્રણે મત પરસ્પર વિરોધી નથી

હકીકત આ પ્રમાણે છતા કહેવાની જરૂર પડે છે કે ઘણા માણસોએ તેઓને પરસ્પર વિરુદ્ધ માનવાની ભૂલ કરેલી છે આપણે જોઇએ છીએ કે અદ્વૈતવાદી આચાર્યોને જે જે શ્લોક અદ્વૈત સિદ્ધાંતના સમર્થક જણાયા તેટલા તેમણે જેમના તેમ રહેવા દીધા છે, પણ બાકીના જે શ્લોકમા દ્વૈતવાદ કે વિશિષ્ટાદ્વૈતવાદનો ઉપદેશ તેમના જોવામા આવ્યો તેમને મારીમચડીને તેમનો અર્થ અદ્વૈતવાદ સાથે મેળવી દીધો છે. એજ પ્રમાણે દ્વૈતવાદી આચાર્યોએ અદ્વૈતવાદાત્મક શ્લોકના અર્થને મારીમચડીને વિકૃત કરી નાખ્યો છે. અલબત્ત, તેઓ આપણા ગુરુતુલ્ય હતા—મહાપુરુષો હતા, તોપણ કહેવાય છે કે **दोषा वाच्या गुरोरपि** 'ગુરુમા પણ જો દોષ હોય તો બતાવવા જોઇએ.' મારો અભિપ્રાય એવો છે કે માત્ર આજ બાબતમા તેમણે મોટી ભૂલ કરી હતી આપણા શાસ્ત્રના અર્થને વિકૃત કરવાની જરૂરજ નથી ધર્મશાસ્ત્રનો અર્થ કરવામાં કોઈ પણ પ્રકારનો અસત્ય માર્ગ લેવાની જરૂરજ નથી. વ્યાકરણના દાવપેચ લગાવીને અર્થનો અનર્થ કરવાની કાંઇપણ જરૂરજ નથી એ શ્લોકોની અંદર આપણા પોતાના વિચાર બળાત્કારે દાખલ કરવાનુ પ્રયોજનજ નથી, કેમકે એવા ઉદ્દેશથી એ રચાયાજ નથી મૂળ શ્લોકો તો ઘણાજ સરળ અને સહેલાઇથી સમજાય એવા છે અને અધિકારભેદનુ રહસ્ય સમજવાથી તેમનો અર્થ ઘણીજ સહેલાઇથી ગ્રહણ કરી શકાય છે

ઉપનિષદ્નો મુખ્ય વિષય એકજ હતો એ વાત તો સત્યજ છે **कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति** "એવો કયો પદાર્થ છે કે જેને જાણવાથી બધાજ વિષયનુ જ્ઞાન થઇ જાય?" વર્તમાન સમયની ભાષામાં કહીએ તો ઉપનિષદ્નો ઉદ્દેશ પરમ એકતાનો આવિષ્કાર કરવાનો છે. બહુત્વની અંદર એકત્વનુ દર્શન કરવા કરતાં શ્રેષ્ઠ જ્ઞાન બીજુ છેજ નહિ તમામ પ્રકારનાં વિજ્ઞાનશાસ્ત્રની રચના આજ પાયાઉપર થએલી છે તમામ પ્રકારનુ મનુષ્યપ્રાપ્ત જ્ઞાન બહુત્વમાં એકત્વનુ અનુસંધાન કરવાના ઉદ્દેશદ્વારાજ ઉત્પન્ન થયુ છે. અત્યારસુધીમાં પ્રાપ્ત થયેલા લૌકિક છૂટાછવાયા અંશ કે જેમને આપણે "વિજ્ઞાન" કહીએ છીએ, તેમનુ કાર્ય જો આ જગતની થોડીઘણી લીલાની અંદર એકત્વનુ અનુસંધાન કરવાનુ હોય, તો પછી આ અપૂર્વ વૈચિત્ર્યપૂર્ણ બ્રહ્માંડ કે જેમાં નામરૂપના હજારો પ્રકારનાભેદ છે, જયાં જડ-

ચૈતન્યના ભેદ છે જ્યાં પ્રત્યેક પ્રાણીની ચિત્તવૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારની છે, જ્યાં પ્રત્યેક સ્વરૂપ બીજા સ્વરૂપથી જૂદાજ પ્રકારનુ છે, અને જ્યાં એક વસ્તુથી બીજી વસ્તુનું જૂદાપણું સ્પષ્ટ જણાઇ આવે છે, એવા બ્રહ્માંડની અંદર એકત્વનો આવિષ્કાર કરવાનો ઉદ્દેશ જે વિજ્ઞાનનો હોય તે કેટલું મહાન્ અને કેટલું દુર્ઘટ હોવુ જોઇએ તેનો ખ્યાલ તમેજ કરી લેશો એ સર્વ ભિન્ન ભિન્ન ભૂમિકાઓ અને ભિન્ન ભિન્ન પ્રકારના અનંત લોકવચ્ચે રહેલી એકતાને શોધી કહાડવાનુ કાર્ય ઉપનિષદોએ માથે લીધુ હતું. આ બાબત તમારે બરાબર સમજી રાખવાની છે

ઉપનિષદ્ જે રીતે બ્રહ્માંડની એકતા સિદ્ધ કરે છે તેને યથાર્થરીતે સમજવાને અરુન્ધતીન્યાયનો ઉપયોગ કરવો પડે છે અરુન્ધતીનો તારો કોઇને બતાવવો હોય તો તેની પાસેનો મોટો, પ્રકાશિત તારો બતાવીને તેની નજર સ્થિર કરાવવી પડે છે, ત્યાર પછીજ તેને આધારે અરુન્ધતીનો તારો જે ઘણોજ સૂક્ષ્મ અને ઝાંખો છે તે જોઇ શકાય છે. એજ પ્રમાણે બ્રહ્મતત્ત્વ જે અત્યંત સૂક્ષ્મ છે, તે સમજાવવાને માટે શરૂઆતમાં કેટલીક સ્થૂળ બાબતો સમજાવ્યા પછીજ ક્રમે ક્રમે વધારે ઉચ્ચ અને સૂક્ષ્મ ઉપદેશ આપી શકાય છે મારા આ કથનની સત્યતા સિદ્ધ કરવાને માટે મારે પ્રમાણ આપવાની જરૂર નહિ હોઇને માત્ર ઉપનિષદ્ તરફજ આંગળી બતાવી દઇશ તોપણ ચાલશે, કેમકે તેના ઉપરથી તમે જાતેજ સઘળુ સમજી શકશો એમા લગભગ દરેક અધ્યાયના આરંભમાં દ્વૈતવાદ–ઉપાસનાનો ઉપદેશ જોવામાં આવે છે શરૂઆતમાં ઇશ્વરને જગતનો ઉત્પન્નકર્તા, પાલનકર્તા અને પ્રલયકર્તા તરીકે વર્ણવ્યો છે તે આપણો ઉપાસ્ય દેવતા છે, આપણો શાસનકર્તા છે તથા બાહ્ય અને આન્તરપ્રકૃતિનો નિયામક છે એમ દર્શાવ્યુ છે, પરંતુ તેમ છતા પણ તેને પ્રકૃતિથી પર ( બહાર ) અને ભિન્ન માનેલો છે એ પછી એક પગલું આગળ વધતા તમે એમાં જોઇ શકશો કે જે આચાર્યે ઉપર કહેલો ઉપદેશ આપ્યો હતો તે હવે જુદાજ પ્રકારનો સિદ્ધાંત સમજાવે છે હવે તે જણાવે છે કે ઇશ્વર પ્રકૃતિની અંદર પણ રહેલો છે, અને તે પછી છેવટે એ બંને ભાવનાઓને પણ રદ કરીને તેજ આચાર્ય આગળ વધતા કહે છે કે કોઇ સત્ય પદાર્થ છે તે તેજ છે કોઇ પણ પ્રકારનો દેશ, કાળ કે વસ્તુથી ભેદ છેજ નહિ **तत्त्वमसि श्वेतकेतो**–હે શ્વેતકેતુ ! તે તુંજ છે. જે ઇશ્વર સમગ્ર જગતની અંદર અને બહાર રહેલો છે, તેજ મનુષ્યમાં પણ આત્મારૂપે રહેલો છે, એ સિદ્ધાંત આ પ્રમાણે છેવટે પ્રકટ થાય છે. આ પ્રમાણે આ સત્યને પ્રકટ કરવામાં લેશ માત્ર સંકોચ કે ઉપેક્ષાવૃત્તિ રાખવામાં આવ્યાં નથી. આ અપૂર્વ સત્યને લોકો માન્ય રાખશે કે કેમ અથવા અન્ય મતવાળા તેની વિરુદ્ધ તકરાર ઉઠાવશે કે કેમ, તે સંબંધી લેશમાત્ર ડર કે દરકાર રાખ્યા વગર સ્પષ્ટ અને નિડર ભાષામા જે સત્ય હતું તે જાહેર કરવામાં આવ્યુ છે. આજે પણ એજ પ્રમાણે એ સત્યનો પ્રચાર કરવામા

કશોજ ભય રાખવાની જરૂર નથી, અને મને વિશ્વાસ છે કે મારામાં બીજી ઘણી વાતની અપૂર્ણતાઓ હશે તે છતાં પણ નિડરપણે સત્યનો પ્રચાર કરવાની તો મારામા હિંમત છે

હવે આપણા વિષયને જ્યાંથી પડતો મૂકયો છે ત્યાંથી તેનું પુન. અનુસંધાન કરીએ. પ્રથમ બે બાબતો સમજી લેવાની જરૂર છે, એક તો જગત્‌ની ઉત્પત્તિનો સિદ્ધાંત કે જે વેદાંતના તમામ સંપ્રદાયોને માન્ય છે, અને બીજું મનોવિજ્ઞાનતત્ત્વ કે જે દર્શનશાસ્ત્રના તમામ સંપ્રદાયના મૂળ આધારરૂપ છે એ બે વિષયોને પ્રથમથીજ સારી રીતે સમજી લેવા જોઇએ. હવે પ્રથમ જગતસૃષ્ટિના સિદ્ધાંતનું સંક્ષેપમાં અવલોકન કરીએ વર્તમાન સમયમાં આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓએ કરેલાં અદ્‌ભુત સંશોધનો જોઇને જાણે અકસ્માત વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ આપણે અચંબામાં ગરકાવ થઈ જઇએ છીએ અને આપણા સ્વપ્નમાં પણ ન આવે એવાં અદ્‌ભુત સત્યોનો આવિષ્કાર થએલો આપણે જોઇએ છીએ, પણ એ સત્યો જેને હાલ આપણે નવી શોધખોળના પરિણામ માનીએ છીએ તે અનેક યુગમા થએલાં સંશોધન માત્ર નવી આવૃત્તિ જેવાંજ છે. જે સત્યોની પ્રાપ્તિમાટે આધુનિક વિજ્ઞાન (સાયન્સ) અંધકારમાં અનેક મુશીબતો વેઠીને આગળ ને આગળ વધે છે એમ કહેવાય છે, તે સત્યો હિંદુસ્તાનના ઋષિઓએ અનેક યુગપૂર્વે શોધી કહાડયાં હતા આધુનિક વિજ્ઞાને થોડા વખતપરજ એક સિદ્ધાંત જાહેર કર્યો છે કે કુદરતની જુદી જુદી શક્તિઓમાં ઐક્ય રહેલું છે તેમણે હમણાંજ શોધી કહાડયું છે કે ઉષ્ણતા, વિદ્યુત્, ચુંબક વગેરે જુદી જુદી શક્તિઓને એક શક્તિમાં પરિણત કરી શકાય છે, અને તેથી કરીને એ શક્તિ લૌકિક ભાષામાં ભલે જુદા જુદાં નામથી ઓળખાય તોપણ વિજ્ઞાન તો તેને એકજ નામથી ઓળખશે હવે સંહિતા, કે જે અતિ પ્રાચીન ગ્રંથ છે, તેની અંદર શક્તિના સંબંધમા આવીજ મતલબનું લખાણ જોવામાં આવે છે ગુરુત્વાકર્ષણનું, ઉષ્ણતાનું, વિદ્યુતનું, ચુંબકનું કે પછી અંતઃકરણની વિચારશક્તિનું બળ—ગમે તે સ્વરૂપમા જુઓ, પણ એ સર્વ એકજ શક્તિના જૂદાં જૂદાં રૂપાંતર છે અને તે શક્તિનું નામ પ્રાણ છે પ્રાણ એટલે શું? પ્રાણ એટલે એક પ્રકારનું આંદોલન. જ્યારે સમગ્ર બ્રહ્માંડનો લય થઇ જાય છે ત્યારે આ અનંત શક્તિના ભંડારનું શું થતું હશે? તેનો શું સંપૂર્ણ લોપ થઇ જતો હશે? કદિ નહિ ધારો કે તેનો લોપજ થઇ જતો હોય તો પછી કોને આધારે જગત્‌નો બીજી વારનો તરંગ ઉત્પન્ન થઈ શકે? ઉત્પત્તિ અને લયની તરંગાકાર ગતિ અનંતકાળથી ચાલી આવી છે—એક તરંગ ઉંચે ઉછળે છે, નીચે પડે છે—વળી ઉછળે છે, વળી નીચે પડે છે—એ પ્રમાણે અનંત યુગ થયાં ચાલ્યુંજ આવે છે આ બ્રહ્માંડના વિકાસને આપણા શાસ્ત્રમાં સૃષ્ટિ એવું નામ આપેલું છે. અંગ્રેજી શબ્દ "ક્રિએશન" અને સૃષ્ટિ એ બંને એક અર્થ-

વાચક નથી. સંસ્કૃત પારિભાષિક શબ્દોનો અંગ્રેજી ભાષામાં જોઇએ તેવો અનુવાદ થઇ શકતોજ નથી, માટે ગમે તેમ કરીને 'સૃષ્ટિ'ને મળતા અર્થવાળો અંગ્રેજી શબ્દ હું વાપરૂં છું 'સૃષ્ટિ'નો ખરો અર્થ 'ઉત્પત્તિ' થતો નથી પણ પ્રકટીકરણ અથવા "જે અવ્યક્ત હતું કે વ્યક્ત થાય છે," એવો થાય છે પ્રલયસમયે આ પ્રાપંચિક જગત્ વધારેને વધારે સૂક્ષ્મ બનીને જે અવસ્થામાંથી તેની પ્રથમ ઉત્પત્તિ થઈ હતી, તે પ્રાથમિક અવસ્થામાં પરિણત થાય છે થોડો સમય આ અવસ્થામાં શાંતપણે રહે છે અને વળી પાછું તેનું ધીમેધીમે પ્રકટીકરણ થાય છે. આપણાં શાસ્ત્રોમાં જગતની સૃષ્ટિ સંબંધી એવો ક્રમ બતાવેલો છે હવે જે શક્તિસમૂહને આપણે પ્રાણ એવું સામાન્ય નામ આપીએ છીએ તેનું શું થાય છે? તે તેના મૂળ પ્રાણમાં પરિણત થાય છે આવી અવસ્થામાં તે લગભગ નિશ્ચેષ્ટ અવસ્થામાં રહે છે વેદનાં સૂક્તોમાં પણ તેના સંબંધમાં એવીજ હકીકત આપેલી છે '**आनीदवातं**' એટલે કે ગતિ વિનાના વાયુની પેઠે આંદોલન ઉત્પન્ન ન થાય એવી સૂક્ષ્મ ગતિરૂપે તે રહે છે આ વાક્યમાં ઉપલાજ તત્ત્વનું નિરૂપણ કરેલું છે વેદના અનેક પારિભાષિક શબ્દોના ખરા અર્થ બેસાડવામાં ઘણીજ મુશ્કેલી નડે છે દાખલા તરીકે 'વાત' શબ્દ લઇએ કોઇ કોઇ ઠેકાણે એ શબ્દને 'વાયુ'ના અર્થમાં વાપર્યો છે, કોઇ ઠેકાણે તેનો અર્થ 'ગતિ' પણ થાય છે લોકો ઘણીવાર આ બે અર્થમાં ગુંચવાડો ઉત્પન્ન કરે છે, માટે હું તમને સાવચેતી રાખવાની સૂચના કરૂં છું હવે આપણે જેને દ્રવ્ય અથવા ઉપાદાન કહીએ છીએ તેનું શું થાય છે તે જોઇએ દ્રવ્યમાત્રમાં શક્તિ ઓતપ્રોતરૂપે રહેલી છે પ્રલયસમયે ભૂતમાત્ર આકાશમાં અથવા 'ઇથર'ના રૂપમાં ફેરવાઇ જાય છે પંચ મહાભૂતમાં સૌથી પ્રથમ ઉત્પન્ન થનાર દ્રવ્ય આકાશ છે એ આકાશ પ્રાણના આંદોલનથી ગતિમાં આવી જાય છે તેને આકાશ કહો, ઇથર કહો કે ગમે તે કહો પણ ભૂતમાત્ર પ્રથમ આકાશનુંજ સ્વરૂપ ધારણ કરે છે આકાશમાં જ્યારે પ્રાણની શક્તિવડે તરંગ ઉત્પન્ન થાય છે ત્યારે તેમાંથી નવી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે એમ કરતા કરતાં આંદોલન વિશેષ ત્વરિત થતાં જાય છે અને ક્રમે ક્રમે તેમાથી ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર વગેરેનાં સ્વરૂપ ઘડાય છે, અને તેથી એ સર્વ પદાર્થો આકાશના નાના મોટા તરંગરૂપજ છે.

અન્ય સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે—

**यदिदं किंच जगत् सर्वं प्राण एजति निःसृतम् ।**

"આ જગતમાં જે કાંઇ પદાર્થ જોવામાં આવે છે તેનું પ્રાણના આંદોલનવડેજ પ્રકટીકરણ થએલું છે" અહીં **एजति** શબ્દને ખૂબ વિચારપૂર્વક વાંચજો **एज्** એટલે કંપવું એ ધાતુમાંથી આ શબ્દ ઉત્પન્ન થએલો છે **निःसृतम्** એટલે પ્રકટ થએલું. **यदिदं किंच** એટલે જગતમાં જે કાંઇ છે તે સર્વ

અહીં સુધી પ્રાપંચિક જગતની સૃષ્ટિસંબંધી સિદ્ધાંતનું આપણે દિગ્દર્શન કર્યું છે.

એનુ સવિસ્તર વર્ણન આપવુ હોય તો બીજી ઘણી બાબતોનો ઉલ્લેખ કરવો પડે તેમ છે કેવી રીતે સૃષ્ટિ થાય છે, પ્રથમ આકાશની રચના થયા પછી તેમાથી બીજા પદાર્થોના સ્વરૂપ કેવી રીતે ઘડાય છે, આકાશનાં અદ્દોલનમાથી વાયુની ઉત્પત્તિ કેવી રીતે થાય છે એવી એવી અનેક બાબતો કહેવાની જરૂર છે આ બધા ઉત્પત્તિક્રમમાંથી એક સામાન્ય સિદ્ધાંત એ બાધી શકાય છે કે સૂક્ષ્મમાથીજ ક્રમે ક્રમે વિશેષ સ્થૂળ પદાર્થો ઉત્પન્ન થાય છે એમ કરતા કરતા આખરે સ્થૂળ ભૂત–બાહ્યસૃષ્ટિ ઉત્પન્ન થાય છે આજ આપણી સ્થૂળ સૃષ્ટિ છે એ સર્વથી બહારની અને છેલ્લી છે તેની પાછળ વધારે સૂક્ષ્મ ઉપાદાન રહેલુ છે. આ પ્રમાણે પૃથક્કરણ કરી જોતાં જણાશે કે આખા જગત્‌ના આપણે સ્થૂળ અને સૂક્ષ્મ એવા બે વિભાગ કરીએ છીએ, તે વાસ્તવિકરીતે એકજ છે, અને એકજ પરમતત્ત્વમાં જગત્‌ના પદાર્થમાત્રને પરિણત કરી શકાય છે. સર્વ શક્તિઓનો સમુદાય પ્રાણ નામની એક શક્તિમા પરિણત થાય છે અને જડસૃષ્ટિ આકાશ નામના એક પદાર્થમાં પર્યવસાન પામે છે હવે એ બેની અદર પણ કોઇ પ્રકારે એકતા સિદ્ધ કરી શકાય એમ છે ? એ બેઉને કોઇ રીતે એક તત્ત્વમા પર્યવસિત કરી શકાય એવો કોઇ ઉપાય છે ખરો ? આ બાબતમા આપણુ આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર ઉત્તર આપવા અસમર્થ છે આ પ્રશ્નનો હજી તેનાથી નિર્ણય થઇ શક્યો નથી, અને જો નિર્ણય કરવોજ હોય તો આપણા મહર્ષિઓએ અનુસરેલી પદ્ધતિપ્રમાણે આધુનિક વિજ્ઞાને જેમ ધીમે ધીમે આકાશ અને પ્રાણ એ બે મૂળતત્ત્વોનુ પુન સશોધન કર્યું, તેજ પ્રમાણે મહર્ષિઓનેજ પગલે પગલે ચાલીને તેમનાજ બાધેલા સિદ્ધાત પર આવવુ પડશે આકાશ અને પ્રાણ એ બેઉની ઉત્પત્તિ એકજ પરમતત્ત્વમાંથી થએલી છે તે સર્વવ્યાપી નિર્ગુણ તત્ત્વ કે જેને પુરાણમાં બ્રહ્મા–ચતુર્મુખ બ્રહ્મા એવુ નામ આપેલુ છે, અને મનો-વિજ્ઞાનમાં જે મહત્ એવી સજ્ઞાથી ઓળખાય છે, તેની અદર આકાશ અને પ્રાણ બેઉનુ મિલન થઇ શકે છે તત્ત્વ–જ્ઞાનની પરિભાષામા જેને મન કહ્યુ છે તે બીજુ કાઇજ નહિ પણ મગજરૂપી જાળમાં આબદ્ધ થએલો આ મહત્‌નો અત્યત અલ્પ અશ છે, અને આખા જગત્‌ના મગજમાં આબદ્ધ થયેલા મહત્‌ના તમામ અશના સરવાળાને આપણે સમષ્ટિ એવા નામથી ઓળખીએ છીએ

હજી પણ પૃથક્કરણ સમાપ્ત થતુ નથી હજી તેને એથીએ વધારે આગળ લઇ જવાનુ છે આપણે હજી એટલાજ સિદ્ધાંતપર આવ્યા છીએ કે આપણે દરેક જણ કાઇ એક ક્ષુદ્ર બ્રહ્માડ છીએ, અને આખુ જગત મળીને એક બૃહત્ બ્રહ્માંડ થાય છે પિંડે તે બ્રહ્માંડે, એટલે કે જે કાંઇ વ્યષ્ટિમાં છે તે સર્વ સમષ્ટિમાં પણ હોવુ જોઇએ, એવુ અનુમાન એ સિદ્ધાંત ઉપરથી કરીએ તો તે સપ્રમાણજ છે. હવે જો આપણે આપણા પોતાનાજ મનનુ પૃથક્કરણ કરીએ અને તેની અદર શુ શું છે તે એકવાર

જાણી લઇએ, તો તેને આધારે સમષ્ટિના મનવિષે પણ સત્ય અનુમાન આપણે સહેલાઇથી બાંધી શકીએ ત્યારે હવે મન એ શુ છે ? વર્તમાન સમયમા પાશ્ચાત્ય દેશોમા ભૌતિક વિજ્ઞાનશાસ્રની ત્વરિત ઉન્નતિ થવાથી, અને શારીર વિજ્ઞાનશાસ્ત્રે પ્રાચીન ધર્મના એક પછી એક કિલ્લા સર કરવા માડયા છે તેને લીધે, ત્યાના લોકોને ઉભા રહેવાનુ સ્થાન પણ મળતુ નથી, કારણ કે આધુનિક શારીરવિજ્ઞાનશાસ્ત્ર પગલે પગલે સિદ્ધ કરતુ જાય છે કે મન અને મગજ એ બેઉ એકજ પદાર્થ છે. આથી કરીને ત્યાના લોકો ગુચવણુમા પડી ગયા છે, પણ હિંદુસ્તાનની પ્રજા તો આ વાત ઘણા સમયથી જાણતી આવી છે તેણે ઘણા સમયથી શોધી કહાડયુ છે કે મન પણ વાસ્તવિકરીતે જડ પદાર્થ છે જો કે શરીરને મુકાબલે તે ઘણે દરજ્જે સૂક્ષ્મ છે. આપણા સ્થૂળ દેહની પાછળ જે સૂક્ષ્મશરીર અથવા મન રહેલુ છે તે પણ વસ્તુત તો જડજ છે. તે દેહના કરતાં સૂક્ષ્મ છે ખરૂ, પરતુ આત્મા તો તે નથીજ

હુ "આત્મા" શબ્દનો અગ્રેજીમાં અનુવાદ કરી શકતો નથી, કેમકે અગ્રેજીમા જેને "સોલ" અથવા "સ્પિરિટ" કહે છે તેના અર્થમા અને આત્માના અર્થમાં દાર્શનિકદષ્ટિએ જોતાં ઘણો તફાવત છે યૂરોપની કોઈ પણ ભાષામા "આત્મા" શબ્દના અર્થનુ પ્રતિપાદન કરે એવો શબ્દજ નથી આ અપૂર્ણતા સુધારવા માટે વર્તમાનકાળમા જર્મન દાર્શનિકોએ "આત્મા" ને માટે "સેલ્ફ" શબ્દ યોજી કહાડયો છે, પણ એ શબ્દ જ્યાંસુધી તમામ સપ્રદાયના પડિતો સ્વીકારે નહિ ત્યાં-સુધી તે વાપરી શકાય નહિ એને "સેલ્ફ" કહો કે ગમે તે કહો પણ જેને આપણે "આત્મા" કહીએ છીએ તેજ એ પદાર્થ છે એ આત્માજ મનુષ્યના શરીરમા રહેલો ખરેખરો મનુષ્ય છે એ આત્માજ જડ મનને પોતાના એક યત્ર તરીકે વાપરે છે, અથવા મનોવિજ્ઞાનની પરિભાષામાં કહીએ તો પોતાના * અતકરણ તરીકે વાપરે છે, અને મન પણ કેટલાક આભ્યતરિક યત્રોની સહાયતાથીજ દેહરૂપી પ્રત્યક્ષ યત્રઉપર કાર્ય કરે છે. હવે એ મન કયી જાતનો પદાર્થ છે ? હમણા થોડાજ સમય પૂર્વે પાશ્ચાત્ય દાર્શનિકોએ શોધ કરી છે કે વાસ્તવિકરીતે નેત્ર એ કાઇ જોનારી ઇન્દ્રિય નથી, પણ એ નેત્રની પાછળ બીજી એક પ્રકારની ઇન્દ્રિય છે તેનાવડેજ આપણે જોઇ શકીએ છીએ એનો જો નાશ થાય તો ભલે કોઇને ઈંદ્રની માફક એક હજાર નેત્રો હોય તોપણ તે કાંઇજ જોઇ શકશે નહિ આપણા તત્ત્વજ્ઞાનમા આ સિદ્ધાતને પ્રથમથીજ સ્વતસિદ્ધ માની લીધો છે અને પછી આગળ વધીને જાહેર કર્યું છે કે દષ્ટિનો અર્થ માત્ર બાહ્યદષ્ટિ એવો થતોજ નથી દર્શન કરવાનુ વાસ્ત-વિક કાર્ય તો આભ્યતર ઇન્દ્રિયોનુ અથવા માથાની અદર આવેલાં મસ્તિષ્ક કેન્દ્રો-

* સામાન્ય ભાષામા વપરાતા મન, ચિત્ત, અતકરણ વગેરે શબ્દો તત્ત્વજ્ઞાનની પરિ-ભાષામા તદ્દન જૂદાજ અર્થમા વપરાય છે એ ખાસ ધ્યાનમા રાખવુ ભા ક

ગુજ છે. તમે તેમને મરજી આવે તે નામ આપો પણ ઇન્દ્રિય શબ્દનો ખરો અર્થ નાક, કાન એવી બાહ્ય ઇન્દ્રિયો થતોજ નથી હવે આ ઇન્દ્રિયસમૂહનો કુલ સરવાળો–તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહીએ તો તેમની સમષ્ટિ તથા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ બધુ મળીને અંગ્રેજીમા જેને "માઇન્ડ" કહે છે તે પદાર્થ બને છે જો કોઇ આધુનિક શારીરશાસ્ત્રી તમને કહે કે મગજ એજ મન છે અને તે મગજ નાના પ્રકારના યત્રો અને ઇન્દ્રિયોનુ બનેલુ છે, તો તમે તેને સાફ સભળાવી દેજો કે અમને એ વાત અજાણી છેજ નહિ. અમારા દેશના તત્ત્વવેત્તાઓને એ વાતની પહેલેથીજ ખબર છે. અમારા ધર્મશાસ્ત્રના તો એ મૂળાક્ષર જેવી છે અમે મન સબધી એટલી બધી વાત જાણીએ છીએ કે તે નવેસરથી જાણવા જતા તમને હજી જમાનાના જમાના વીતી જશે

વારૂ, હવે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એ ચાર શબ્દેનો અર્થ જરા વિચારીએ પ્રથમ અંતઃકરણ એટલે શુ તે તપાસીએ તે ઉપલા ચારેનુ ઉપાદાન છે અને મહત્‌નો એક અંશ છે ઉપલાં ચારે તેની જૂદી જૂદી અવસ્થાઓના નામ છે દાખલાતરીકે ઉનાળાના ખરા બપોરને વખતે એક શાંત, તરગરહિત સપાટીવાળા સરોવરનુ ચિત્ર તમારા મનમાં ઉભુ કરો, અને ધારો કે કોઇએ આવીને તેમા એક પત્થર ફેકયો હવે સરોવરની સપાટી ઉપર તે વખતે શા શા ફેરફાર થશે ? પ્રથમ તો જળઉપર આઘાત થશે, એ એક પ્રકારની ક્રિયા થઇ પછી પાણી ઉછળશે અને પત્થર ઉપર તેટલાજ બળથી પ્રતિક્રિયા કરશે, એ પ્રતિક્રિયાવડે જળમાં તરગ ઉત્પન્ન થશે શરૂઆતમા તો જળ જરાકજ કપિત થશે, પણ પછી બીજીજ પળે તરગના રૂપમાં પોતાના તરફથી પ્રતિક્રિયા કરવા માંડશે હવે અતઃકરણને સરોવરને ઠેકાણે કલ્પી લ્યો, અને બાહ્ય પદાર્થોને સરોવરમાં પડેલા પત્થરની જગ્યાએ માની લ્યો જ્યારે ઇન્દ્રિયોદ્વારા કોઈ પણ બાહ્ય પદાર્થની સાથે અતઃકરણ સમાગમમા આવે છે–બાહ્ય વસ્તુને અદર લઇ જવા માટે ઇન્દ્રિયોની સહાયતા તો જોઇએજ–ત્યારે તેનામા એક પ્રકારનુ આંદોલન ઉત્પન્ન થાય છે, એનેજ સશયાત્મક મન કહે છે. એ પછી જે એક પ્રકારની પ્રતિક્રિયા શરૂ થાય છે, એને નિશ્ચયાત્મક બુદ્ધિ કહે છે. એ બુદ્ધિને અનુસરીને જે ચિતન કરવામા આવે છે તેનુ નામ ચિત્ત છે, અને એ બુદ્ધિની સાથેજ અહજ્ઞાન એટલે અહકાર અને બાહ્ય વસ્તુના જ્ઞાનનો ક્ષણમાત્રમા એક સાથે ઉદય થાય છે એમા ફેરફાર એટલોજ છે કે સરોવરની ઉપર થતા આઘાત બહારથી કોઇ નિમિત્ત મળવાથીજ થાય છે, અને અતઃકરણરૂપી સરોવરની ઉપર જે આઘાત થાય છે તે બહારથીજ તેમજ અદરના ભાગમાથી પણ આવે છે મન વગેરે ઉપલી ચારે પ્રકારની જૂદી જૂદી અવસ્થાઓનુ સામાન્ય નામ અતઃકરણ છે.

અત્યારસુધીમા તમને જે હકીક્ત કહેવામા આવી તેની સાથે એક બીજી બાબત પણ તમારે સારી રીતે સમજી લેવાની છે તેમ કર્યાથી અદ્વૈતવાદનો સિદ્ધાંત સમજવામા તમને ઘણી સરળતા થઇ જશે તમે બધાએ મોતી તો જોયાંજ હશે અને તે કેવી રીતે ઉત્પન્ન થાય છે તે પણ તમે જાણતાજ હશો કાલુ માછલીના કોટલાની અંદર રેતીનો કણ દાખલ થઇ જાય છે, તેથી કરીને માછલીના શરીરમા ચળ ઉત્પન્ન થાય છે, અને તેની પ્રતિક્રિયા કરવામાટે તેના શરીરમાં એક પ્રકારનો રસ પેદા થાય છે, જે બહાર આવીને રેતીની આસપાસ ફરી વળે છે એ રસ અંદરનો અંદર ઠરી જાય છે અને તેનુ મોતી બધાય છે જેમ એ મોતી બધાય છે તેજ પ્રમાણે આપણે આખા જગત્‌ને ઉત્પન્ન કરીએ છીએ જેમ માછલીના શરીરમાં રેતીની નાની કણિકાવડે ચળ ઉત્પન્ન થાય છે તેમ બાહ્ય જગતમાથી આપણા અંતઃકરણ ઉપર માત્ર એક આઘાતજ થાય છે એ આઘાતના અસ્તિત્વનુ ભાન થવામાટે આપણે અંદરથી પ્રતિક્રિયા કરવી પડે છે, અને જ્યારે આપણે પ્રતિક્રિયા કરીએ છીએ ત્યારે આપણા અંતઃકરણનો કાઇક અંશ એ આઘાત તરફ પ્રતિક્રિયારૂપે ફેકીએ છીએ જ્યારે આ વાતનુ આપણને પૂરેપૂરૂ જ્ઞાન થાય છે ત્યારે આપણને પ્રતીત થાય છે, કે આઘાતને પરિણામે આપણા અંતઃકરણે જે આકાર ધારણ કર્યો હોય તેજ આકારમા આપણને આખુ જગત્ દેખાય છે જગત્ બીજુ કાઇજ નહિ પણ આપણાજ મનનુ અમુક રૂપાતર છે આપણને જગતમાં જે કાંઇ પદાર્થો દેખાય છે તેનુ મૂળ સ્વરૂપ કેવુ હશે તે કહી શકાય નહિ આપણે જે જોઇએ છીએ તેજ વાસ્તવિક જગત્ નથી પણ આપણા મનને ધારણ કરેલુ ચોક્કસ સ્વરૂપ તેજ જગત્ છે જે લોકો બાહ્ય જગત સત્ય છે એમ માને છે, તેમને પણ મે હમણા સિદ્ધાત કહ્યો તેનો સ્વીકાર કરવો પડે છે, કારણ કે વર્તમાન સમયમા શારીરવિજ્ઞાન અને મનોવિજ્ઞાનશાસ્ત્રમા થતી શોધખોળોને લીધે એ વાત માન્ય રાખ્યા વગર ચાલે એમ છેજ નહિ જો આપણે બાહ્ય જગતને क કહીએ તો આપણે જગતવિષે જે કાંઇ જાણી શકીએ છીએ, તે એકલો क નહિ પણ “क વત્તા આપણુ પોતાનુ મન” છે. આ જ્ઞાનની ક્રિયાની અંદર મનનો અંશ એટલો બધો વધારે છે કે તેનાથી “क” અંશ તો દબાઇજ જાય છે, અર્થાત્ ‘क’ અંશનુ ખરૂ સ્વરૂપ તો આપણે માટે અજ્ઞાતજ રહે છે, અને તેથી બાહ્ય જગતનુ કદાચ અસ્તિત્વ હોય તોપણ તેનુ અસલ રૂપ કેવુ છે તે આપણે જાણી શકતા નથી આપણા અંતઃકરણદ્વારા તેનો જે આકાર ઘડાય છે–તે જે સ્વરૂપમા પરિણત થાય છે અથવા રૂપાતર પામે છે, તેજ માત્ર આપણે જાણી શકીએ છીએ અંતર્જગત્ સબધી પણ તેમજ છે અને એજ નિયમ આપણા આત્માના વિષયમા પણ લાગુ પડે છે આત્માને જાણવો હોય તોપણ તેને અંતઃકરણદ્વારાજ જાણી શકાય છે. આપણે આત્મા વિષે જે

કાંઈ જાણી શકીએ છીએ તે "આત્મા વત્તા મન" એ સિવાય બીજુ કાંઈ વિશેષ છેજ નહિ, એટલે કે અંતઃકરણદ્વારા આચ્છાદિત થએલા અંતઃકરણવડે અમુક રૂપાંતર અથવા પરિણામ પામેલા આત્માનુંજ આપણને જ્ઞાન થાય છે. એ વિષે વધારે વિસ્તારથી હવે પછી વિવેચન કરીશું, પણ આટલું તો તમારે શરૂઆતથીજ સ્મરણમાં રાખવુ જોઇએ

હવે એક બીજો મુદ્દો સમજી લેવાનો છે આ આપણો દેહ છે તે એક અખંડિત જડ પ્રવાહનું નામ છે. દરેક પળે આપણે તેમાં નવા નવા ઉપાદાન તત્ત્વો ઉમેરતા જઇએ છીએ, અને દરેક પળે તેમાંના કેટલાક તત્ત્વો બહાર નીકળી જાય છે. જાણે તે એક અખંડ પ્રવાહવાળી નદી હોય—દરેક પળે તેના પાણીનો અમુક જથ્થો એક સ્થાનથી બીજા સ્થાન તરફ વહી જતો હોય, અને નવો જથ્થો તેમા દાખલ થયા કરતો હોય તેજ પ્રમાણે આપણા દેહમા પણ થાય છે અને તેમ છતાં પણ આપણે કલ્પનાશક્તિવડે એક આખી નદીની પેઠેજ તેનો વિચાર કરીએ છીએ, અને તેનું પાણી દરેક પળે બદલાતું છતાં આપણે તેને એકની એક સ્થિર નદીની પેઠે ધાર્યા કરીએ છીએ, પણ હવે વિચાર કરો કે આપણે "નદી" એવુ નામ કોને આપીએ છીએ ? દરેક પળે તેનુ પાણી બદલાય છે, તેના કિનારાની આકૃતિમાં ફેરફાર થાય છે, અને તેની આસપાસની ભેખડોમાં, વૃક્ષોમા સર્વમાં ફેરફાર થયાજ કરે છે, ત્યારે પછી નદી એટલે કયો પદાર્થ ? નદી એટલે બીજુ કાંઇજ નહિ પણ ઉપર કહ્યા તે બધા પરિવર્તન ( ફેરફારો )નો સમૂહ-સમષ્ટિ મનના સબંધમા પણ તેમજ છે. આ મતને ક્ષણિક વિજ્ઞાનવાદ કહે છે એ યથાર્થ રીતે સમજાવો ઘણો કઠિન છે; પણ બૌદ્ધદર્શનશાસ્ત્રોમા તેને એવી દૃઢ અને અભેદ્ય યુક્તિદ્વારા સમર્થિત કરીને સિદ્ધ કર્યો છે કે જેથી કરીને એ મત વેદાંતના મતથી કાંઇક અંશે વિરુદ્ધ અને પ્રબળ સિદ્ધાંતરૂપે ઉભો થયો છે એ સિદ્ધાંતનુ ખંડન કરવાની જરૂરજ છે અને આપણે જોઇશુ કે એ કાર્ય એકલા અદ્વૈતવાદવડેજ થઇ શકશે, બીજા કોઇ પ્રકારે થઇ શકે એમ નથી અદ્વૈતવાદવિષે લોકોના મનમા અનેક પ્રકારના ખોટા ખ્યાલ બંધાયલા છે અને ઘણા લોકો તો અદ્વૈતવાદનુ નામ સાભળીને પણ ભડકે છે, તે છતા પણ અદ્વૈતવાદમાંજ જગતનુ કલ્યાણ સમાયલુ છે—અદ્વૈતવાદવડેજ સઘળા મહાન્ પ્રશ્નોનો વિચારપૂર્વક ઉત્તર મળી શકે એમ છે દ્વૈતવાદ અને બીજા વાદ ઉપાસના કરવાના માર્ગ તરીકે ઠીક છે, મનને ઘણોજ સતોષ અને શાંતિ આપે એવા છે અને તેમના દ્વારા મનને ઉન્નત કરવામા સહાય પણ મળતી હશે, પરંતુ જો કોઈ પણ વ્યક્તિને યથાર્થ વિચારશીલ થવાની સાથે સાથેજ ધર્મપરાયણ થવુ હોય તો તેને માટે તો એકલો અદ્વૈતવાદજ છે.

આપણે હમણાં જોઇ ગયા તેમ મનને આપણા દેહની પેઠે નદીતુલ્ય કલ્પી

લઇએ, કે તે એક છેડેથી નિરંતર ખાલી થતુ જાય છે અને બીજે છેડે ભરાતુજ જાય છે, ત્યારે એ નિરંતર થતા ફેરફારની અંદર એવુ કયુ એકત્વ છે કે જેને આપણે આત્મા કહીએ છીએ? વસ્તુસ્થિતિ એવી છે કે આપણા દેહમા અને મનમાં પણ નિરંતર પરિવર્તન થયા કરે છે તે છતા આપણામા કંઇક એવુ પણ છે કે જે અપરિવર્તનીય અને અવિકારી છે વસ્તુઓ સબંધી આપણા વિચારો અવિકારી છે એ વાતમાં આપણો પોતાનો અનુભવજ સાક્ષી પૂરે છે. જ્યારે તેજનાં કિરણ જુદી જુદી દિશાએથી આવીને એક પડદા ઉપર, અથવા દિવાલ ઉપર અથવા તો કોઇ સ્થિર વસ્તુપર પડે છે ત્યારેજ માત્ર તેઓ એકતા ઉત્પન્ન કરી શકે છે, ત્યારેજ માત્ર તેઓ બધાં મળીને સંપૂર્ણ એકત્વ પ્રાપ્ત કરી શકે છે હવે આપણા શરીરયંત્રની અંદર એવો કયો અવિકારી અચળ પદાર્થ છે કે જેની ઉપર જૂદા જૂદા વિચારો પડવાથી સંપૂર્ણ એકતા પ્રાપ્ત કરી શકે? અલબત્ત, મન તો હોઈ શકેજ નહિ, કારણ કે તેની અવસ્થા તો દરેક પળે બદલાતીજ જાય છે ત્યારે તે એવો પદાર્થ હોવો જોઇએ કે જે દેહ અને મનથી જૂદોજ હોય મનુષ્યની અંદર એવુ અવિકારી, અપરિણામી, સર્વ અવસ્થામા નિશ્ચળ કાંઇક હોવુ જોઇએ કે જેના ઉપર આપણા વિચારોનો અને બાહ્ય પદાર્થમાત્રનો આઘાત થતા તેઓ એક અખંડ સ્વરૂપને ધારણ કરે છે, એવુ જે કાંઇક છે તેજ આપણો આત્મા છે, અને આપણે જોઇએ છીએ કે દરેક જડ પદાર્થ—પછી તે મનની માફક અલ્પ અંશે જડ હોય તોપણ તે પરિવર્તનશીલ તો છેજ, અને બાહ્યસૃષ્ટિ અથવા આ સ્થૂળ જડ જગત્ તે પણ આત્માને મુકાબલે અવશ્ય પરિવર્તનશીલ છે, માટે મનુષ્યની અંદર જે અવિકારી, નિશ્ચળ એવુ કાંઇક રહેલુ છે તે જડ પદાર્થનુ બનેલુ હોઇ શકેજ નહિ એ પદાર્થ ચૈતન્યમયજ હોવો જોઇએ તે જડ, પરિવર્તનશીલ અને વિનાશશીલ હોઇ શકેજ નહિ

હવ આપણી સમક્ષ એક બીજો પ્રશ્ન ઉભો થાય છે આ બાહ્ય જગત્‌ની રચના કોણે કરી અથવા આ જડ પદાર્થ કોના દ્વારા ઉત્પન્ન થયા, એ સવાલ ઉઠાવીને *કૌશલવાદના જૂના સવાલવિષે ચર્ચા કરવાનો મારો હેતુ નથી. હુ જે પ્રશ્ન અત્ર

* ઈશ્વરનું અસ્તિત્વ સાબિત કરવામાટે જે જે યુક્તિઓ (દલીલો) વાપરવામા આવે છે તે માહેલી આ એક છે આ જગત્‌મા જે પદાર્થ જોવામા આવે છે તે વિષે વિચાર કરી જોતા તેમની રચના કરવાનો કાઇક હેતુ માલમ પડે છે, માટે એ હેતુને ઉત્પન્ન કરનાર કાઈક ચેતન્ય હોવુ જોઇએ દાખલાતરીકે અક્ષરના બીબાને આપણે અમસ્તા હાથમા ઉછાળ્યા કરીએ તો તે કાંઇ અર્થસૂચક શબ્દના આકારમા ગોઠવાઇ જશે નહિ, અને કદાચ ગોઠવાય તોપણ ભાગ્યે એકાદ શબ્દજ, પણ વાક્યના વાક્ય એમ ને એમ ગોઠવાય નહિ હવે આપણે અમુક ઠેકાણે વાકયના આકારમા ગોઠવેલા અક્ષરના બીબા જોઇએ તો અનુમાન થઈ શકે કે એમની ગોઠવણમા કાઇક

રજુ કરવા માગુ છુ તે જુદાજ પ્રકારનો છે. અત્ર સવાલ તો એજ છે કે મનુષ્યની આતર પ્રકૃતિદ્વારાજ સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે આત્માના અસ્તિત્વ સબધે જેવો સવાલ ઉભો થયો હતો તેવોજ આ પણ છે આપણે સ્વત સિદ્ધાંત તરીકે માની લઇએ કે આત્મા મનુષ્યના દેહ અને મનથી ભિન્ન, સ્વતત્ર અને અપરિવર્તનશીલ પદાર્થ છે, તોપણ સઘળા આત્માઓ વચ્ચે વિચાર, લાગણી અને સહાનુભૂતિ સબધી એકતા જોવામા આવે છે તેનુ કારણ શુ ? મારો આત્મા તમારા આત્મા ઉપર અસર કરી શકે છે તેનુ કારણ શુ ? એવો કયો પદાર્થ છે કે જે દ્વારા મારો આત્મા તમારા ઉપર પોતાનુ કાર્ય કરી શકે છે, અથવા મારા તેમજ તમારા આત્માને એઉને સ્પર્શ કરી શકે છે ? તમારા આત્માવિષે હુ કાઇક જાણી શકુ છુ તે કયી રીતે અને કયા પદાર્થદ્વારા ? આથી કરીને એક અન્ય આત્માના અસ્તિત્વનો સ્વીકાર કરવાની દાર્શનિક આવશ્યકતા ઉભી થાય છે, કારણ કે એવો કોઈ આત્મા હોવો જોઇએ કે જે ભિન્ન ભિન્ન આત્માઓ તથા જડ પદાર્થો ઉપર કાર્ય કરી શકે; જે જગતના અસખ્ય આત્માઓની અદર ઓતપ્રોતપણે રહી શકે, એક એવો મહાન્ આત્મા હોવોજ જોઇએ કે જેનાવડે બીજા બધા આત્માઓ જીવનશક્તિસપન્ન થઇ શકે છે, એકબીજા ઉપર સ્નેહભાવ રાખે છે, એકબીજા તરફ મહાનુભૂતિ દર્શાવે છે અને જેની સહાયતા એકબીજા ઉપર કાર્ય કરી શકે છે. એવા સર્વ-વ્યાપી આત્માને આપણે પરમાત્મા કહીએ છીએ તે આખા જગતનો સ્વામી છે અર્થાત્ ઈશ્વર છે હવે આત્મા જડ પદાર્થનો બનેલો નથી અને તે ચૈતન્યસ્વરૂપ છે તેથી કરીને તે જડ સૃષ્ટિના નિયમોને આધીન નથી અને, જડસૃષ્ટિના નિયમ મુજબ તેને વિષે ધારણા કરી શકાયજ નહિ, માટેજ તે અજય્ય, અસૃષ્ટ, અવિનાશી અને અવિકારી પદાર્થ છે

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन ॥

गीता–अ. २ श्लो. २३–२४.

તે શસ્ત્રોથી છેદાતો નથી, અગ્નિથી બળતો નથી, જળથી ભીજાતો નથી અને વાયુ તેનુ શોષણ કરી શકતો નથી. એવો એ આત્મા અભેદ્ય, અદાહ્ય, ભીજાય નહિ અને શોષાય નહિ એવો, નિત્ય, સર્વવ્યાપી, નિશ્ચળ, અવિકારી અને સનાતન છે

હેતુ છે, અને તેથી તે કોઇક મનુષ્યના મનદ્વારા ગોઠવાયલા હોવા જોઇએ, તેમ જગત્મા સ્થળે સ્થળે હેતુપુરસર ગોઠવેલા પદાર્થો છે માટે ઈશ્વર હોવો જોઇએ આને કૌશલવાદ કહે છે ભા. ક.

ગીતા અને વેદાંતના મત પ્રમાણે આ જીવાત્મા વિભુ છે કપિલના મત પ્રમાણે તે સર્વવ્યાપી છે ભરતખંડમા બીજા કેટલાક સપ્રદાય છે કે જેઓ જીવાત્માને અણુ જેવો માને છે, તોપણ તેમનો સિદ્ધાત તો એવોજ છે કે આત્માનુ મૂળ સ્વરૂપ તો વિભુજ છે, માત્ર વ્યક્ત અવસ્થામાજ તે અણુ જેવો દેખાય છે

હવે એક બીજો મુદ્દો તમારી આગળ રજુ કરૂ છુ કદાચ તમને તે અત્યત વિસ્મયજનક લાગશે, પણ એ વિશેષરૂપે ભારતવર્ષીય ભાવના છે, અને જો ભરત ખડના ભિન્ન ભિન્ન સપ્રદાય વચ્ચે કોઈ સામાન્ય ભાવના હોય તો તે આજ છે માટે મારી પ્રાર્થના છે કે તમે એ બાબત નિ સદેહ સમજી લેજો એ હુ જે કાંઇ વિવેચન કરૂ તે સપૂર્ણ લક્ષપૂર્વક સાભળજો અને બરાબર સ્મરણમા રાખજો, કારણ કે ભરતખડની દરેક લક્ષણગત ભાવનાનો એ મૂળ પાયો છે મુદ્દો આ પ્રમાણે છે તમે અગ્રેજ અને જર્મન પડિતોએ પાશ્ચાત્ય દેશોમા પ્રચલિત કરેલા ભૌતિક ઉત્ક્રાતિવાદવિષે સાભળ્યુ હશે. એ મત એવો છે કે પ્રાણીમાત્રની શરીરરચના વાસ્તવિકરીતે એકસરખી છે આપણે તેમનામા જે ભેદ જોઇએ છીએ તે એકજ મૂળ પદાર્થના જૂદા જૂદા રૂપાતરજ છે એક અખડ શ્રેણીનાં જૂદાં જૂદા સ્વરૂપજ છે ક્ષુદ્રમા ક્ષુદ્ર કીડાથી તે ઉચામાં ઉચી કોટિના પવિત્ર મહાત્માસુધીના સર્વ પ્રાણીઓ વસ્તુત એકજ છે. તેઓ એક એકથી ચડીઆતા બનતા જાય છે અને તે અતે પૂર્ણત્વની પ્રાપ્તિ કરે છે આપણા શાસ્ત્રો પણ એ ઉત્ક્રાંતિવાદ સત્ય માને છે યોગી પતજલિ કહે છે કે **जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात्** । અર્થાત્ એક જાતિ એક શ્રેણીમાં પરિણામ પામે છે—ઉત્ક્રાત થાય છે **परिणामः** એટલે એક વસ્તુનુ બીજીના રૂપમા બદલાઇ જવુ તે જેમ એક શ્રેણીના પ્રાણીઓ અન્ય શ્રેણીમાં પરિણત થાય છે તેમ તોપણ આપણા ઉત્ક્રાતિવાદમાં અને પાશ્ચાત્ય ઉત્ક્રાન્તિવાદમા એક તફાવત છે પતજલિ કહે છે કે **प्रकृत्यापूरात्** એટલે પ્રકૃતિનો અદર પ્રવેશ થવાથી પાશ્ચાત્ય પડિતોનો એવો અભિપ્રાય છે કે પ્રાણીઓમા અદર અંદરની હરિફાઈ, પ્રાકૃતિક અને જાતિવિષયક પસદગીને લીધે એક જાતના પ્રાણીને અન્ય પ્રકારના દેહ ધારણ કરવાની જરૂર પડે છે, પણ આપણા શાસ્ત્રકારો એથી જૂદુજ કારણ બતાવે છે **प्रकृत्यापूरात्**—પ્રકૃતિનો અદર પ્રવેશ થવાથી જાત્યતર થવાનુ જે કારણ આપણા શાસ્ત્રકારોએ બતાવ્યુ છે તે ઉપરથી પ્રતીત થાય છે કે તેમણે યુરોપિયન પડિતો કરતા વધારે સૂક્ષ્મ પૃથક્કરણ કર્યું હોવુ જોઇએ, તેમણે આ વિષે વધારે ઉડા ઉતરીને સશોધન કર્યું હોવુ જોઇએ 'પ્રકૃતિનો અદર પ્રવેશ થવો એટલે શુ ? આપણે માનીએ છીએ કે ક્ષુદ્રમા ક્ષુદ્ર પ્રાણી જેને પ્રાણિવિજ્ઞાનશાસ્ત્રમા "એમિબા" કહેવામા આવ્યું છે, તે ક્રમશ ઉત્ક્રાત થતુ થતુ અતે બુદ્ધ બની જાય છે આ વાત આપણે સ્વીકારીએ છીએ અને તેની સાથે આપણે એમ પણ નિશ્ચયપૂર્વક માનીએ છીએ, કે કોઇ પણ યત્રને અમુક આકૃતિમાં ગોઠવ્યા

વગર તેનાદ્વારા કાર્ય થઇ શકેજ નહિ. હવે એ યત્રને ગમે તે આકૃતિ આપો તોપણ તેના દ્વારા જેટલી શક્તિનુ પરિચાલન થઈ શકે છે તેનો સરવાળો સરખો ને સરખોજ રહે છે જો યત્રને એક છેડેથી શક્તિનો વિકાસ કરવા ચાહતા હો તો તેને બીજે છેડેથી તેમા શક્તિ દાખલ થાય એવી યોજના કરવીજ જોઇએ દાખલા તરીકે તોપના મોમાથી ગોળા છૂટે તે માટે તેનામા બીજે છેડેથી દારૂ ઇત્યાદિ પદાર્થો ભરવાજ જોઇએ * ભલે એ શક્તિ કદાચ બીજા સ્વરૂપમા પ્રકટ થાય પણ તેનો કુલ સરવાળો તો એકનો એકજ રહેવાનો હવે જો પરિણામને એક છેડે બુદ્ધ હોય તો ક્ષુદ્રમા ક્ષુદ્ર જતુ ક્રમશ વૃદ્ધિ પામતા પામતા એક વાર + બુદ્ધ બની જશે, તેથી જો બુદ્ધ ક્રમવિકસિત જતુ હોય તો તે જતુ ક્રમસકુચિત અવ્યક્ત બુદ્ધ પણ હોવુ જોઇએ જો આ બ્રહ્માડ અનત શક્તિના વિકાસસ્વરૂપ હોય તો પ્રલયસમયે એ અનત શક્તિનુ કોઇ બીજા સ્વરૂપમા અસ્તિત્વ રહેવુજ જોઇએ એમ સ્વીકારવુ પડે છે, માટે એ ઉપરથી ફલિત થાય છે કે દરેક આત્મા અનત અને અવિનાશી છે

આપણા પગ તળે સળવળતા ક્ષુદ્રમા ક્ષુદ્ર કીડાથી આરભી મોટામા મોટા અને પવિત્રમા પવિત્ર મહાત્માસુધીના દરેક પ્રાણીની અદર અનત શક્તિ, અનત પવિત્રતા અને સર્વ પ્રકારના ગુણ અનત પ્રમાણમા રહેલા છે તફાવત માત્ર એ સર્વના પ્રકટીકરણમાજ છે ક્ષુદ્ર કીટ એ અનત શક્તિનો અત્યત અલ્પ અશ પ્રકટ કરવા લાગ્યો છે, ત્યારે આપણે તેના કરતાં કાઇક વિશેષ પ્રમાણમા પ્રકટ કરી શકીએ છીએ બુદ્ધ સરખો દેવતુલ્ય મનુષ્ય આપણા કરતા પણ અનેકગણી શક્તિ પ્રકટ કરવાને સમર્થ છે બસ, તફાવત માત્ર આટલોજ છે, પરતુ અનત શક્તિ તો સર્વમાજ રહેલી છે પતજલિજ કહે છે કે "ततः क्षेत्रिकवत् જેમ એક ખેડુત પોતાના ખેતરમાં પાણી વાળતો હોય છે તેમ" પોતાના ખેતરને એક ખુણેથી પાસેના જળાશયનુ પાણી વાળીને ખેતરમા દાખલ કરે છે, પણ તેની સાથે આખુ ખેતર પણ પાણીમા ડૂબી ન જાય તેને ખાતર તેણે કાઇક બધ અથવા પાળ પણ રાખેલ હોય છે જ્યારે પાણીની જરૂર પડે છે ત્યારે તે પાળને તે તોડી નાખે છે

* સાયન્સ નહિ જાણનારને આ દૃષ્ટાતથી સમજાવુ જરા મુશ્કેલ છે, માટે એક સાદુ ઉદાહરણ આપુ છુ ધારો કે એક રતલના પત્થરને જમીન પરથી ઉપાડીને ત્રીસ ફુટ ઉચે મૂક્યો, હવે જો એ પત્થર ઉપરથી પડે તો તેને ઉપર ચઢાવવામા આપણે જેટલુ બળ ખર્ચ્યુ હતુ તેટલાજ બળથી નીચે પડશે અને તેના દ્વારા જો કાર્ય કરાવવામા આવે તો તેટલુ જ કાર્ય આપશે જો તે એક ખીલા ઉપર પડે તો તેને જમીનમા ઉડો દાટી દેશે આ પ્રમાણે શક્તિનો સરવાળો તો સરખોજ રહેવાનો ભા૦ ક૦

+ અત્ર "બુદ્ધ" શબ્દનો અર્થ ગૌતમ બુદ્ધજ નહિ પણ તત્વસાક્ષાત્કાર પામેલો કોઈપણ મહાત્મા એવો થાય છે. ભા૦ ક૦

અથવા બંધ ખોલી નાખે છે એટલે પાણી પોતાના સ્વભાવથીજ ધડધડાટ અંદર ધસ્યું આવે છે. પાણીને અંદર દાખલ કરવાને માટે બહારના કોઈ બળનો ઉપયોગ કરવાનું પ્રયોજન હોતું નથી, કેમકે જળાશયના પાણીમાં અસલથીજ તેવી શક્તિ રહેલી છે આવીજ રીતે આપણી દરેકની પાછળ પણ અનંત શક્તિનો ભંડાર રહેલો છે—અનંત પવિત્રતા, અનંત જીવન, અનંત આનંદના અખૂટ ભંડાર આપણી સર્વ તરફ ભરપૂર પડેલા છે માત્ર પેલો બંધ—પેલી માટીની પાળરૂપી આપણાં મન અને શરીરજ વચમા વિઘ્નકર્તા છે, અને તેથીજ કરીને આપણામાં રહેલી ગુપ્ત શક્તિઓને સંપૂર્ણ અંશે આપણે બહાર લાવી શકતા નથી. જેમ જેમ આપણાં શરીરનાં બંધારણ જડમાથી સૂક્ષ્મ અને વધારે સૂક્ષ્મ તત્ત્વોવાળા બનતા જાય છે, તમોગુણ બદલાઈને રજોગુણ બનતો જાય છે અને રજોગુણ સત્ત્વગુણમા પરિણામ પામે છે, તેમ તેમ ઉપર કહી તે પવિત્રતા અને શક્તિઓ આપણાદ્વારા બહાર આવતી જાય છે, અને તેમ થાય એટલા માટે આપણે આપણા આહારવિહારના સંબંધમાં બહુજ સાવધાન રહેવાની જરૂર છે

આહારવિષે જે નિયમો શાસ્ત્રમા ઘડાયા છે તેનો મૂળ ઉદ્દેશ આપણે ઘણું કરીને ભૂલી ગયા છીએ દાખલાતરીકે બાળવિવાહ—આ વિષય આજના વ્યાખ્યાનને લગતો નથી, તોપણ જેમ આહારના સંબંધમાં આપણે મૂળ ઉદ્દેશને ભૂલી ગયા છીએ તેમ લગ્નના સંબંધમા પણ આપણે ભૂલીજ ગયા છીએ તમારી સમક્ષ બોલવાનો મને ફરી પ્રસંગ મળશે તો કદાચ હું એ વિષે વધારે વિવેચન કરીશ, પણ હાલ તો એટલુંજ કહું છું કે જે મૂળ ઉદ્દેશથી + બાળવિવાહની પ્રથા શરૂ થઈ હતી તે ઉદ્દેશ જો મચવાય, તો તે એવો ઉચ્ચ પ્રકારનો છે કે માત્ર તેના પાલનવડેજ વાસ્તવિક સંસ્કૃતિ ઉત્પન્ન થઈ શકે એમ છે જો દરેક સ્ત્રીપુરુષને ગમે તે સ્ત્રી અથવા ગમે તે પુરુષ સાથે લગ્નસંબંધ બાંધવાની સ્વતંત્રતા આપવામાં આવે અને લગ્નસંબંધ જોડવામાં ઉદ્દેશ માત્ર વ્યક્તિગત સુખનો, પાશવ પ્રકૃતિની પરિતૃપ્તિનોજ રહેવા દેવામા આવે, જો સમાજમા આવાજ પ્રકારની ભાવનાઓનો સ્વચ્છંદે ફેલાવો થવા પામે તો પરિણામ જરૂર વિનાશકારકજ આવે દુષ્ટ પ્રકૃતિના આસુરી સ્વભાવના અર્ધા ગાંડા બાળકોજ એથી જન્મ પામે હાલ લગભગ દરેક દેશમા મનુષ્યો લગ્નસંબંધદ્વારા પાશવ પ્રકૃતિનાજ બાળકો ઉત્પન્ન કરે છે, અને તેઓ મોટા થાય છે ત્યારે તેમને અ-

+ આ ઉપરથી એમ તો નથી સમજવાનું કે સ્વામી વિવેકાનંદ હાલમા ચાલતા બાળલગ્નની હિમાયત કરે છે એ વિષયે તેઓ આગળ ઉપર શું કહે છે તે ધ્યાનમા રાખીને મોટી તુલના કરવાની છે બીજું વ્યાખ્યાનનો વિષય પણ લગ્ન સંબંધી નથી એટલે તેમણે એ વિષયનું બધી બાજુએથી સ્પષ્ટીકરણ કર્યું નથી એ વાત પણ ધ્યાનમા રાખવાની છે

ભા૦ ક૦

કુશમાં રાખવાને અને ગુન્હા થતા અટકાવવાને પોલિસના અમલદારોની સખ્યામા વધારો કરવાની જરૂર ઉભી કરે છે હવે દર વર્ષે હજારો લાખોની સખ્યામાં ઉત્પન્ન થતા ગુન્હેગારોરૂપી જે મોટો વ્યાધિ જનસમાજને લાગુ પડયો છે તેમનો નાશ કરવા જવાથી કાંઇ અનિષ્ટનુ નિવારણ થશે નહિ. એવા ગુન્હેગારોના જન્મજ ન થાય એવો કોઈ ઉપાય હોય તો તેને કામે લગાડયાથીજ આ વિપત્તિ નિર્મૂળ થઇ શકશે, અને તે ઉપાય એજ છે કે લગ્નની ભાવનામા સુધારણા કરવી જ્યાસુધી આપણે સમાજમા રહીએ છીએ ત્યાંસુધી આપણે આપણા લગ્નદ્વારા સમાજ ઉપર શુભ અથવા અશુભ અસર કરીએ છીએજ, માટે અમુક વ્યક્તિએ કોને પરણવુ અને કોને નહિ એ સબધી તેને આદેશ કરવાનો સમાજને અધિકાર છે આ આપણા દેશમા લગ્નની જે પ્રથા પ્રચલિત થયેલી છે તેની અદર ઉચ્ચા પ્રકારના આશય રહેલા છે લગ્નકુડળીમા વરકન્યાની જાતિ, ગણ વગેરે લખેલાં હોય છે તેમને અનુસરીનેજ આપણા હિદુ લોકોમા લગ્નસબધ નક્કી કરવામાં આવે છે વળી પ્રસગોપાત કહી લઉ છુ કે કામોપભોગને પરિણામે જન્મેલો પુત્ર આર્ય નથી એવો મનુ ભગવાનનો અભિપ્રાય છે જે બાળકનુ ગર્ભાધાન અને મરણ, વેદના વિધાનો પ્રમાણેજ થયેલાં હોય તેજ વાસ્તવિક રીતે આર્ય છે આજકાલ ઘણાખરા દેશોમા ખરેખરાં આર્યસતાનની સખ્યા બહુજ અલ્પ છે અને તેનેજ પરિણામે કલિયુગજનિત પાપ અને અનીતિરૂપી અનેક દોષોની ઉત્પત્તિ થયેલી જોવામાં આવે છે ખરેખર એ બધા પ્રાચીન ઉચ્ચ આદર્શોને આપણે તદ્દન ભૂલી ગયા છીએ. એ પ્રાચીન આદર્શો મુજબ વર્તન કરવાને અનુકૂળ બાહ્ય સજોગો પણ નથી અને આપણે પોતે ઘણે અશે શક્તિવાન્ પણ નથી આપણે એ પ્રાચીન આદર્શોના કેટલાક અશને લઇને ઢગધડા વગરનો છબરડો કરી નાખીએ છીએ અત્યત ખેદસહિત જણાવવુ પડે છે કે પ્રાચીન સમયમા જેવા સાત્ત્વિક ગુણવાળાં માતાપિતા હતા તેવાં માતાપિતા પણ હાલમા નથી. જનસમાજ પણ પ્રથમની માફક સુશિક્ષિત નથી, તેમ જનસમાજનો પ્રત્યેક વ્યક્તિ ઉપર એક બીજા પ્રત્યે અસલમા જેવો પ્રેમ હતો તેવો પ્રેમ પણ હવે જોવામા આવતો નથી, પરતુ એ બધુ ગમે તેમ હોય, આપણો વ્યવહાર ગમે તેવો દોષપૂર્ણ હોય તોપણ લગ્નના મૂળ સિદ્ધાતમા તો કશીજ ખામી નથી એ સિદ્ધાંતને વ્યાવહારિક સ્વરૂપ આપવાની રીતમા ખામી હોય અર્થાત્ એવી એક પદ્ધતિ નિષ્ફળ નીવડી હોય તો બીજી ગ્રહણ કરો, પરતુ મૂળ સિદ્ધાંતને જાળવી રાખજો. તેને માર્યો જવા દેશો નહિ. ખાનપાનના સબધમા પણ તેમજ બન્યુ છે. ખાનપાન સબધી ઉદ્દેશનો જે રીતે અમલ થાય છે, તેની સાથે જે નકામી બાબતો ભળી ગઈ છે તે અલબત્ત દૂષિત છે, પણ મૂળ ઉદ્દેશ સાચો છે એ ઉદ્દેશ સનાતન છે અને ચિરકાળપર્યત કાયમ રહેવોજ જોઇએ. તેને નવુ સ્વરૂપ આપીને ફરીને અમલમા મૂકો

આત્માસંબંધી જે તત્ત્વનું હમણાં આપણે વિવેચન કર્યું તેને એક અપવાદ સિવાય ભરતખંડના તમામ સંપ્રદાયો માન્ય રાખે છે. માત્ર દ્વૈતવાદીઓ કે જેમને વિષે હવે પછી વિવેચન કરવામાં આવનાર છે, તેઓજ એથી જૂદા પડે છે તેમનો મત એવો છે કે અયોગ્ય કર્મદ્વારા આત્મા સંકુચિત થઇ ગએલો છે, એટલે તેની તમામ શક્તિઓ તેમજ મૂળ પ્રકૃતિ સંકુચિત અવસ્થામાં છે અને સતકર્મદ્વારા તે પુનઃ મૂળ સ્વરૂપમાં આવી જશે અદ્વૈતવાદીનો એવો મત છે કે આત્માનો કદિ પણ સંકોચ કે વિકાસ થઇ શકતોજ નથી તેનો હાલમાં જે સંકોચ થએલો જણાય છે તે ખરેખરો નહિ પણ કેવળ આભાસમાત્રજ છે વસ્તુતઃ આત્મા જે અવિકારી છે તેનો સંકોચ સંભવેજ નહિ એ બેઉ વાદ વચ્ચે આટલોજ તફાવત છે, પરંતુ દરેક જણ એટલું તો માન્ય રાખેજ છે કે આપણા આત્મામાં અસલથીજ તમામ પ્રકારની શક્તિઓ રહેલી છે, આત્માની અંદર બહારથી કશું તત્ત્વ લાવીને દાખલ કરવાનું છેજ નહિ, તેમ આકાશમાંથી કંઇક આવીને તેનામાં પ્રવેશ કરતું નથી. જે કોઈ શક્તિઓ આત્મા પ્રકટ કરે છે અને કરશે તે સર્વ આત્માની અંદર પ્રથમથીજ રહેલી છે. સ્મરણમાં રાખજો કે આપણા વેદ પ્રેરિત નથી પણ ઉચ્છ્વસિત છે. તેઓ બહારના કોઈ પ્રદેશમાંથી આવ્યા નથી પણ પ્રત્યેક આત્મામાં રહેલા સનાતન નિયમોનું વેદદ્વારા માત્ર પ્રકટીકરણજ થએલું છે. ક્ષુદ્ર કીડીના આત્માની અંદર તેમજ ઇશ્વરની અંદર પણ વેદ એકસરખી રીતે રહેલા છે. એ કીડીનો વિકાસ થઇને તે ઋષિનો દેહ ધારણ કરે એટલે તરતજ તેની અંદરથી વેદના સનાતન નિયમો બહાર પડવા લાગશે આ મહાન્ નિયમ તમારે સારી રીતે સમજી લેવાની જરૂર છે કે આપણામાં અસલથીજ સર્વ પ્રકારની શક્તિઓ રહેલી છે, આપણી મુક્તિનું સાધન અસલથીજ આપણી અંદર છે કોઇ એમ માને કે હાલ આત્મા સંકુચિત અવસ્થામાં છે અથવા આત્મા માયાના આવરણથી ઢંકાયલો છે, તેથી કરીને મૂળ સિદ્ધાંતને જરા પણ ક્ષતિ પહોંચતી નથી. જે કંઇ છે તે તમારા પોતામાંજ છે, બહારથી કશુંજ પ્રાપ્ત કરવાનું નથી. દરેકની અંદર અનંત શક્તિ, અનંત પવિત્રતા ગૂઢપણે રહેલાં છે એટલું તમારે દૃઢપણે માનવુંજ પડશે અને સમય આવતાં દરેકની અંદરથી તે પ્રકટી નીકળશે બુદ્ધ અર્થાત્ આત્મજ્ઞાનીની અંદર જે શક્તિઓ છે તેની તેજ શક્તિઓ પામરમાં પામર મનુષ્યમાં પણ છે અને એક વાર તે પણ બુદ્ધત્વ પ્રાપ્ત કરશે એજ આપણો આત્મતત્ત્વનો સિદ્ધાંત છે

પણ હવેજ બાદ્ધ ધર્મના તત્ત્વદર્શનસાથે તુમુલ યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. બાદ્ધો પણ આપણી પેઠેજ દેહનું પૃથક્કરણ કરીને કહે છે કે દેહ એ એક પ્રકારનો જડ પ્રવાહ છે, અને મનનું પૃથક્કરણ કરીને તેઓ તેને પણ એક જડ પ્રવાહ તરીકેજ માને છે આત્માસંબંધે તેઓ કહે છે કે તેનું અસ્તિત્વ માનવાની કે તેના અસ્તિ-

ત્વ સંબંધે અનુમાન કરવાની પણ જરૂર નથી. આત્મા એક દ્રવ્ય છે હવે એ દ્રવ્ય તથા તેને સલગ્ન થએલા ગુણ એઉની કલ્પના કરવાની જરૂરજ શી છે? અમે તો બસ ગુણ અને એકલા ગુણનેજ માનીશુ જ્યાં એક કારણવડે સંપૂર્ણ વ્યાખ્યા થઇ શકે એમ છે ત્યાં બે કારણ માનવા એ તદ્દન ન્યાયવિરુદ્ધ છે આ પ્રમાણે બૌદ્ધોના વિવાદનો આરંભ થયો અને દ્રવ્યના અસ્તિત્વ સબંધે જે જે મત રચાયા હતા તે સર્વનુ ખંડન કરીને બૌદ્ધોએ તેને ન માન્યા જેઓ એમ માનતા હતા કે દ્રવ્ય અને ગુણ એઉનુ અસ્તિત્વ છે, જેઓ એમ કહેતા હતા કે તમારો આત્મા છે અને મારો પણ આત્મા છે, વળી દરેકનો આત્મા શરીર અને મનથી ભિન્ન છે અને તે દરેક આત્માને સ્વતંત્ર વ્યક્તિત્વ છે, તેમના સિદ્ધાત છિન્નભિન્ન થઇ ગયા અલબત્ત અહી સુધી તો દ્વૈતવાદ બરાબર કામ કરે છે. આપણે હમણા જોઈ ગયા કે સ્થૂળ શરીર છે, વળી તેની પાછળ એક સૂક્ષ્મ શરીર અર્થાત્ મન છે, વળી તે સર્વનો માલિક આત્મા છે અને દરેક આત્માની અંદર ઓતપ્રોત રૂપે રહેલો પરમાત્મા છે. એ બધુ ઠીક છે, પણ મુશ્કેલી તો હવેજ ઉભી થાય છે કે આ આત્મા અને પરમાત્મા એઉ દ્રવ્ય છે અને તેમને દેહ, મનરૂપી ગુણ વળગેલા છે એમ સ્વીકારવું પડે છે હવે હકીકત એ છે કે આજસુધી કોઇએ તે દ્રવ્ય જોયુ નથી, તેમ તેને વિષે કોઇ કલ્પના પણ કરી શકતુ નથી, ત્યારે નહિ જોવાય અને નહિ કલ્પી-શકાય એવા દ્રવ્યનુ અસ્તિત્વ માનવાની જરૂરજ શી છે? શા માટે ક્ષણિકવિજ્ઞાન-વાદીની માફક આપણે પણ ન કહીએ કે × માનસિક તરંગો સિવાય જગત્માં બીજા કશાનુ અસ્તિત્વજ નથી? દ્રવ્ય અને ગુણ સલગ્ન થયાંજ નથી. તેઓ બે મળીને એક વસ્તુમાં પરિણત થયાંજ નથી, પણ સમુદ્રના તરંગની માફક એક બીજાની પાછળ ચાલ્યા આવે છે, તેઓ કદિ પૂર્ણતાને પામ્યાંજ નથી અને તેમનુ કદિ પણ અખંડ એકત્વ થયુ જ નથી મનુષ્ય પણ આવા પ્રકારના તરંગની પરંપરાસ્વરૂપજ છે. એક તરંગ ચાલ્યો જાય છે અને બીજો તરંગ આવીને તેનુ સ્થાન લે છે. એ પ્રમાણે એક પછી એક તરંગો ચાલ્યાજ આવે છે. એ તરંગની નિવૃત્તિ એનુ જ નામ નિર્વાણ

હવે તમે જોઈ શકશો કે આ દલીલની સામે આપણો દ્વૈતવાદ ચૂપ થઇ જાય છે. તેનાથી કોઇ પણ પ્રકારની સામી દલીલ કરી શકાય એમ છેજ નહિ અહી તો દ્વૈતવાદીનો ઇશ્વર પણ ટકી શકતો નથી ઈશ્વર સર્વવ્યાપી છે અને છતાં પણ તે વ્યક્તિવિશેષ છે, હાથ વગર સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે છે, પગ વગર સર્વત્ર ગમન કરી શકે છે અને કુંભકાર માટીનો ઘડો બનાવે છે તેમ તેણે જગત્ નિર્માણ કર્યું છે, એ

×ઇંગ્લંડમા બર્કલિ કરીને એક તત્ત્વજ્ઞ થઈ ગયો છે તેનો પણ આવોજ અભિપ્રાય છે કે જગત્મા માનસિક તરંગોજ સિવાય કાંઇ છેજ નહિ ભા૦ ક૦

બધા વિચાર છોકરમત જેવા છે એમ બૌદ્ધો કહે છે, અને જો ઇશ્વિર આવોજ હોય તો બૌદ્ધ કહેવાને તૈયાર છે કે તેવા ઇશ્વિરનુ અમે પૂજન તો નહિજ કરીએ પણ ઊલટા તેની સાથે યુદ્ધ કરવા પણ તત્પર છીએ આ જગત્ દુ ખપૂર્ણ છે અને જો ઇશ્વિરેજ તે પેદા કર્યું હોય તો અમે તેમની સાથે યુદ્ધ કરીશુ. વળી તમે પોતેજ જોઇ શકશો કે ઉપર કહ્યો તેવા ઇશ્વરનુ અસ્તિત્વ તો ન્યાયવિરુદ્ધજ છે અને ટકી શકે એમજ નથી જગતની અંદર રહેલી અનુપમ કારીગિરી અને તેનો હેતુ જોઇને તેનો કોઈ રચનાર હોવોજ જોઇએ એવુ જેઓ અનુમાન કરે છે તેમની દલીલનુ પણ સહેલાઇથી ખડન થઇ શકે એમ છે, પણ તે કહી બતાવવાનુ અત્યારે પ્રયોજન નથી, તેમ પ્રસ્તુત વિષય સાથે તેને સબંધ પણ નથી. ક્ષણિકવિજ્ઞાનવાદીઓએ એ મતના ટુકડે ટુકડા કરી નાખ્યા અને પરિણામ એ આવ્યુ કે વ્યક્તિવિશેષ ઇશ્વર ટકી શક્યો નહિ.

અદ્વૈતવાદીનો મહામંત્ર એવો છે કે કેવળ સત્યનુજ અવલબન કરવુ અને સત્ય સિવાયનુ બીજુ બધુ ફેકી દેવું **सत्यमेव जयते नानृतं, सत्येनैवपन्था विततो देवयानः।** સત્યનોજ જય છે અસત્યનો કદિ વિજય થતોજ નથી સત્યદ્વારાજ દેવયાનમાર્ગની પ્રાપ્તિ થાય છે અનેક જણ એવા છે કે તેઓ સત્યના વાવટાની પાછળ રહીને કૂચ કરે છે ખરા પણ પોતાનાથી નિર્બળ વ્યક્તિને પોતાના બળથી પદદલિત કરવામાટેજ તેમ કરતા હોય છે તમે પોતેજ ઇશ્વર સબધી દ્વૈતવાદાત્મક વિચારોને માનતા હોવા છતાં ગરીબ બિચારા મૂર્તિપૂજકો સાથે વાદવિવાદ કરો છો. તમે માનો છો કે અમે ઘણાજ યુક્તિવાદી છીએ અને બિલકુલ અંધશ્રદ્ધાળુ નથી તમે તે અભણ મૂર્તિપૂજકને સહેલાઇથી પરાસ્ત કરી શકો ખરા, પણ જો તે સામો થઇને તમારા વ્યક્તિવિશેષ ઇશ્વિરને મૂળમાથી ઉડાવી દે અને તેને સંપૂર્ણ રીતે કાલ્પનિક સાબિત કરી દે તો તમે શુ કરશો ? તમે કહેશો કે અમારી એવા ઇશ્વિર ઉપરજ શ્રદ્ધા છે અને એવી બીજી લૂલી દલીલો ચલાવશો તમે કદાચ તમારા પ્રતિસ્પર્ધીને નાસ્તિક કહીને વગોવશો–નિર્બળ લોકો પરાપૂર્વથીજ તેમ કરતા આવ્યા છે કે વિવાદમાં હાર થાય ત્યારે સામા પક્ષને નાસ્તિક કહેવો જો તમારે યુક્તિવાદીજ થવુ હોય તો સર્વાંશે યુક્તિવાદી થાઓ, પરતુ એકવાર યુક્તિવાદનો અને બીજીવાર શ્રદ્ધાનો આશ્રય લેવો એ ઠીક ન કહેવાય માટે એમ કરવા કરતા તો તમે પોતે જેમ સ્વાધીનતા ઇચ્છો છો અને તમારી શ્રદ્ધામુજબ વર્તન કરવા ચાહો છો તેમ બીજાઓને પણ કરવા દો. તમે ઇશ્વિરનુ અસ્તિત્વ કેવી રીતે સિદ્ધ કરી બતાવશો ?* જેવી રીતે તમે ઇશ્વિરનુ અસ્તિત્વ સિદ્ધ કરશો તેજ રીતે તમારો પ્રતિસ્પર્ધી ઇશ્વિર નથી એમ પૂરવાર કરી બતાવશે તમારો ઇશ્વિર, તેના ગુણ, દ્રવ્ય, સ્વરૂપ, અસખ્ય

* મહાન્ જર્મન તત્ત્વજ્ઞાની કૅન્ટ સાબિત કરી બતાવે છે કે એકની એક જાતની દલીલથી ઈશ્વર છે અને ઈશ્વર નથી એ બેઉ બાબતો પ્રમાણિત થઇ શકે છે. ભા૦ ક૦

આત્મા, તે પ્રત્યેક જીવાત્માનુ સ્વતંત્ર વ્યક્તિત્વ, એ બધાં સાથે તમે ઇશ્વરનુ અસ્તિત્વ કેવી રીતે સાબિત કરી બતાવશો? તમારૂં વ્યક્તિત્વ ક્યાથી આવ્યુ? દેહના સબધમાં તમારૂં પૃથક્ વ્યક્તિત્વ છેજ નહિ તમારા દેહમા એવુ એક પણ તત્ત્વ નથી કે જેને તમે તમારૂ પોતાનુ કહી શકો આ વાત તો આજના વિજ્ઞાનને આધારે પ્રાચીન બૌદ્ધો કરતા પણ તમે વધારે સારી રીતે સમજી શકો છો, એટલે તમારાથી ના પડાય એમ છેજ નહિ× તમે જાણો છો કે જે સ્થૂળ તત્ત્વોનુ તમારૂં શરીર અત્યારે ઘડાયલુ છે તે તત્ત્વો તો એક વાર સૂર્ય ઉપર હતા જે આજ તમારા શરીરમા છે તે આવતી કાલે વૃક્ષ–વેલીઓના શરીરમાં દાખલ થઈ જશે, અને ત્યારે ભાઇ–! તમારૂં વ્યક્તિત્વ ક્યા ગયુ? તમારા મનના સબધમા પણ તેમજ છે તેમા પણ તમારૂં વ્યક્તિત્વ છેજ નહિ અત્યારે તમે અમુક વિચાર સેવો છો અને આવતી કાલે કોઇ બીજીજ જાતના વિચાર કરશો તમે નાના બાળક હતા ત્યારે જેવા પ્રકારના વિચાર કરતા હતા તેવા અત્યારે નથી કરતા જુવાન માણસો જેવા વિચાર કરે છે. તેવાજ વિચાર તેઓ વૃદ્ધાવસ્થામાં નથી કરતા. ત્યારે જે વ્યક્તિત્વનો તમે દાવો કરો છો તે ક્યા છે? જ્ઞાનમા (નિશ્ચયાત્મક બુદ્ધિમાં) જ અમારૂં વ્યક્તિત્વ છે એવી દલીલ પણ નહિ ચાલે, કેમકે જ્ઞાન (બુદ્ધિ) એજ અહકાર–અહભાવના છે અને તમારા અસ્તિત્વનો તો તે એક અત્યત અલ્પ અશમાત્ર છે હુ હમણાં તમારી સાથે વાત કરૂ છુ ત્યારે પણ મારા શરીરની બધી ઇન્દ્રિયો પોતપોતાનુ કાર્ય કરી રહી છે, છતાં તેની મને ખબર સરખી પડતી નથી. જો અમુક વસ્તુનુ જ્ઞાન એજ તે વસ્તુના અસ્તિત્વનુ પ્રમાણ હોય તો મારા શરીરની ઇન્દ્રિયોનુ અસ્તિત્વ હોવુ જ ન જોઇએ, કેમકે મને તેમનુ જ્ઞાન નથી. હવે તમારા વ્યક્તિવિશેષ ઇશ્વરને લઈને તમે ક્યા ઉભા રહેશો? એવા ઇશ્વરનુ અસ્તિત્વ તમે કેવી રીતે પૂરવાર કરી શકશો?

વળી બૌદ્ધો ઉભા થઇને કહેશે કે તમારી માન્યતા ન્યાયવિરુદ્ધ છે, એટલુજ નહિ પણ નીતિવિરુદ્ધ પણ છે, કારણ કે તમારી માન્યતા મનુષ્યને નિર્બળ, અને કાયર બનાવીને બહારની સહાયતાની આશા રાખતા શીખવે છે, અને ખરૂ જોતાં તેવી સહાયતા કોઇ આપતુ તો છેજ નહિ. આ આખુ બ્રહ્માડ પડ્યુ છે અને મનુષ્યે તેને આ સ્વરૂપ આપ્યુ છે સમુદ્રો સાધ્યા છે, ઉજ્જડ વેરાનને ફળદ્રુપ બનાવ્યાં છે. મનુષ્યે સ્વપુરુષાર્થથી ઘણુ કર્યું છે અને હજી બીજુ ઘણુ કરવાને તે શ

× સૂર્યની ઉષ્ણતા અને જીવનપ્રદ તત્ત્વોવડે વનસ્પતિ, અનાજ ઈ૦ થાય છે તેવડે આપણો દેહ બધાય છે વળી પાછા તેજ તત્ત્વો મળ, મેલ અને ઉચ્છ્વાસ ઈ૦ દ્વારા શરીરમાથી બહાર નીકળી જઇ વનસ્પતિના બધારણમા કામ આવે છે આપણા ઉચ્છ્વાસમા જે કાર્બોનિક એસિડ નામનો વાયુ નીકળે છે તેમાથી વનસ્પતિ કાર્બન શોષી લે છે અને તેવડે ઝાડના થડ, પાંદડા વગેરે બને છે ભા. ક.

ક્તિમાન્ છે, છતા બહારની કોઇ કાલ્પનિક વ્યક્તિ—જેને કદિ કોઇએ જોઇ નથી, જેની પાસેથી કદિ કોઇને લેશમાત્ર પણ સહાયતા મળી નથી તેની આશા શા માટે રાખવી ? એવા તદ્દન કલ્પિત વ્યક્તિવિશેષ ઈશ્વરને શા માટે માનવો ? શા માટે તમે જાતેજ ક્ષુદ્ર, પામર, નિર્બળ બની જાઓ છો અને મનુષ્યની ઉચામા ઉચી અવસ્થા, એક ક્ષુદ્ર કૂતરાની માફક તદ્દન કાલ્પનિક વ્યક્તિની આગળ હાથ જોડીને કરગરવામાં રહી છે એમ માનો છો ? " અમે પતિત છીએ, અમે નિર્બળ છીએ, અમે પાપી છીએ, અને જગત્માં નીચામા નીચા અને હલકામાં હલકા છીએ ' એવી કાયરતાભરેલી કાકલુદીઓ અને ભાવનાઓ શા માટે તમે તમારાં અને તમારા બાળકોના મગજમાં ઠસાવી દો છો ? બીજી બાજુએ બૌદ્ધો કહે છે કે તમે આ બધો જુઠ્ઠો બકવાદ કરો છો એટલુજ નહિ, પણ તેમ કરીને તમારી ભવિષ્યની પ્રજાનુ ભયકર અકલ્યાણ કરો છો, કારણ કે યાદ રાખજો કે આખુ જગત્ એક જાતનુ હિપ્નોટિઝમજ છે જેવા તમે પોતાને ધારશો તેવાજ તમે થશો. બુદ્ધ ભગવાન્નો સૌથી પહેલો આદેશ એજ છે કે " તમે તમારે માટે જેવા વિચાર સેવ્યા છે તેવા તમે થયા છો અને હમણા જેવા વિચાર રાખશો તેવાજ તમે ભવિષ્યમા થશો. " જો આ શબ્દોમા સત્ય રહેલુ હોય તો અમે નીચ છીએ, દમ વગરના છીએ, એક અન્ય વ્યક્તિ જે પૃથ્વી ઉપર નહિ પણ આકાશમાં કોઇક ઠેકાણે રહે છે તેની મદદ વગર અમે કોઇ પણ કાર્ય કરવા અસમર્થ છીએ, એવા વિચારને તમારા હૃદયમાં કદિ પણ સ્થાન આપતા નહિ તેમ કર્યાથી પરિણામ એ આવશે કે તમે દિવસે દિવસે વધારે નિર્બળ અને પુરુષત્વહીન થતા જશો " હે ઈશ્વર ! અમે પાપી છીએ ! અમને પવિત્ર કર ! " એવુ વારે વારે બોલ્યાથી તમે આખરે તમારી પોતાની જાતને એવી બનાવી દેશો કે જેથી તમામ પ્રકારનાં પાપ તમારામા દાખલ થઇ જશે બૌદ્ધો કહે છે કે પ્રત્યેક સમાજમાં આપણે જે જે પાપ જોઇએ છીએ તેમાના નેવુ ટકા જેટલા પાપ આ વ્યક્તિવિશેષ ઈશ્વરને માનવાથી અને તેની સામે એક કૂતરાની માફક કાકલુદી કરતાં ઉભા રહેવાથીજ ઉત્પન્ન થયાં છે આ આશ્ચર્યકારક મનુષ્યજીવનનો એક માત્ર ઉદ્દેશ કૂતરા જેવાજ બનવાનો હોય તો ખરેખર એ વિચાર ઘણોજ ભયકર છે બૌદ્ધો વૈષ્ણવોને કહે છે કે જો તમારો આદર્શ, જીવનનુ એક માત્ર લક્ષ્ય અને ઉદ્દેશ તમારા ભગવાનના નિવાસસ્થાન વૈકુંઠમાં જાઇને તેની સામે અનતકાળપર્યંત હાથ જોડીને ઉભા રહેવામાજ હોય, તો બહેતર છે કે તમે બધા ઝેર ખાઇને આપઘાત કરો તેઓ આગળ વધીને એમ પણ કહે છે કે આ પરિણામ અટકાવવાને માટેજ અમે નિર્વાણ કરવાનો પ્રયાસ કરીએ છીએ હુ તમારી સમક્ષ હમણાં એક બૌદ્ધ માફક બોલુ છુ, અને તેમની દલીલો તમારી સમક્ષ રજુ કરૂં છુ. ( આ કાંઇ મારા પોતાના અભિપ્રાય નથી. ) કેટલાક લોકો એમ સમજવા લાગ્યા

છે કે અદ્વૈતવાદવડે સમાજમાં અનીતિનો ફેલાવો થાય છે, માટે સામા પક્ષવાળા કેવી કેવી યુક્તિઓ તમારી સામે ગોઠવી શકે એમ છે તે હુ તમને પહેલેથીજ કહું છુ. આપણે તો એ બેઉ પક્ષની સામા નિડરપણે, દ્રઢતાથી ઉભા રહેવાનુ છે.

વ્યક્તિવિશેષ ઇશ્વર છે અને તેણે આ જગતની રચના કરી છે, આ વાત સાબિત કરી શકાય એમ છેજ નહિ, એ આપણે જોઇ ગયા એવી બાલિશતા ભરેલી વાતોને આજે નાનુ બાળક પણ હસી કહાડશે. કુભાર ઘડો બનાવી શકે છે માટે ઇશ્વરે પણ જગત્ બનાવ્યુ ? જો એમજ હોય તો કુભાર પણ એક જાતનો ઇશ્વર ! અને જો તમને કોઇ કહે કે ઇશ્વરને હાથપગ નથી છતા પોતાનુ કાર્ય કરી શકે છે, તો તમે તેને ગાંડાના દવાખાનામાજ લઇ જજો. આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર તમને સવાલ પૂછે છે કે જે વ્યક્તિવિશેષ ઇશ્વરને તમે માનો છો, જેને તમે જગતનો કર્તા કહો છો, જેને માટે તમે આખી જીદગી સુધી આક્રદ કર્યાજ કરો છો તેણે તમને લેશમાત્ર પણ સહાયતા આપી હતી ખરી ? તમારામાં હિમ્મત હોય તો બોલો. તેઓ તમને દરેક પ્રકારના દાખલાદલીલોસાથે સાબિત કરી બતાવશે કે જે સહાયતા તમને ઇશ્વર પાસેથી મળી છે એમ તમે ધારો છો તે તમને તમારા પોતાના પુરુષાર્થથી પણ મળત વળી તમે આક્રંદ કરવામા તમારી શક્તિનો મિથ્યા વ્યય ન કર્યો હોત તો વધારે સારૂ થાત રડવા કકળવા કરતાં તમારા પોતાના પુરુષાર્થથીજ તમારૂં કાર્ય સિદ્ધ થાત અને જે કાંઇ થયુ છે તે પણ તમે પોતેજ કર્યુ છે તમારા કાલ્પનિક ઇશ્વરે કશુજ કર્યુ નથી વળી આ અનિષ્ટની સાથે બીજુ મોટુ અનિષ્ટ એ સમાયલુ છે કે વ્યક્તિવિશેષ ઇશ્વરને માનતાં પૌરોહિત્ય (બ્રાહ્મણ, પુરોહિત અથવા ધર્મગુરુનો હદબહાર અધિકાર) અને બીજા અનેક અત્યાચાર ધર્મના પ્રદેશમાં પેસી જાય છે. જે જે દેશોમાં આવા પ્રકારની માન્યતા ચાલે છે ત્યા ત્યાં બધે પૌરોહિત્ય અને એવા બીજા અત્યાચારનો ફેલાવો થવા પામ્યો છે બૌદ્ધો કહે છે કે જ્યાંસુધી આવી માન્યતાને પૂરેપૂરી નિર્મૂળ કરી નાખવામાં નહિ આવે ત્યાં સુધી એ અત્યાચારની નિવૃત્તિ થશે નહિ. જ્યાંસુધી જનસમાજમા આવા પ્રકારની માન્યતા ચાલુ રહેશે, જ્યાંસુધી લોકો કોઇ આધિભૌતિક શક્તિને દીનતાપૂર્વક નમન કરતા રહેશે, ત્યાંસુધી પુરોહિતોનુ પ્રાબલ્ય રહેશેજ અને તેઓ અમુક પ્રકારના ખાસ અધિકાર અને લાભ પ્રાપ્ત કરવાનો દાવો કરીને લોકોની પાસેથી બળાત્કારે સન્માન મેળવશેજ વળી ગરીબ બિચારા સામાન્ય મનુષ્યો પણ એથી કરીને ઇશ્વરને પોતાની પ્રાર્થના પહોચાડવાને માટે પુરોહિતરૂપી વકીલની જરૂર સમજીને ઠગાતાજ રહેશે તમે કદાચ ધારો તો બ્રાહ્મણોની સત્તા તોડી શકો, પણ યાદ રાખજો કે જેઓ બ્રાહ્મણોની સત્તા તોડશે તેઓજ પાછા તેમની જગ્યાએ બેસી જશે અને બ્રાહ્મણો કરતાં તેઓ વિશેષ અન્યાય અને અત્યાચાર પ્રવર્તાવશે; કારણ

કે હાલના બ્રાહ્મણોમા તો કાંઇક સહૃદયતા અને ઉદારતા છે, પણ આ નવા બ્રાહ્મણો તો ભયકર અત્યાચાર ચલાવશે જ્યારે કોઇ ભિખારી એકદમ ધનવાન થઇ જાય છે ત્યારે તેના મગજમા એવો તોર આવી જાય છે કે આખા જગતને તરણાને તોલે ગણી કહાડે છે, માટે જ્યાસુધી વ્યક્તિવિશેષ ઇશ્વર ઉપર લોકોની શ્રદ્ધા કાયમ રહેશે ત્યાસુધી તમારે બ્રાહ્મણો અથવા પુરોહિતો વિના ચાલવાનુ જ નથી, અને ત્યાસુધી જનસમાજમા કોઇ પણ રીતે નીતિના ઉચ્ચ આદર્શનો ફેલાવો થાય એ આશા પણ મિથ્યા છે હમેશ જ્યા પૌરોહિત્ય છે ત્યાં અત્યાચાર ખરોજ પૌરોહિત્યની ઉત્પત્તિજ શા કારણથી થઈ? પ્રાચીન કાળમા પુરોહિતો ન હતા દરેક કુટુબનો વૃદ્ધ માણસ કુટુબના પુરોહિતનુ કામ કરતો, પણ બન્યુ એમ કે ઘણા સમયપૂર્વે અમુક શક્તિમાન પુરુષોએ સામાન્ય મનુષ્યોને પોતાની પ્રતિભાવડે અધીન કરી દીધા, અને તેમને કહ્યુ કે જો તમે અમારી આજ્ઞા પ્રમાણે નહિ ચાલો તો અમે તમારો વિનાશ કરીશુ આ રીતે પુરોહિત વર્ગની ઉત્પત્તિ થઇ અને તે આજે જનસમાજમા જડમૂળ ઘાલી બેઠો છે. **समयं वज्रमुद्यतम्** એક માણસે હાથમા વજ્ર ઉગામીને લોકોને કહ્યુ કે જો તમે અમારૂ કહ્યુ નહિ માનો તો માર્યા ગયા જાણજો

વળી બૌદ્ધો કહે છે કે તમે અત્યારસુધી યુક્તિવાદનુ અવલબન કરતા આવ્યા છો અને કહો છો કે જે કાઇ થયુ છે તે કર્મનુ જ પરિણામ છે તમે અસખ્ય જીવાત્માને માનો છો અને તમારા મત પ્રમાણે એ જીવાત્માને જન્મ તેમજ મૃત્યુ નથી બસ, આટલે સુધી તમે યુક્તિ અને ન્યાયપુરસર બોલો છો એમા કાઇ શક નથી કારણ હોય તો કાર્ય પણ હોવુ જ જોઇએ વર્તમાન સમયમા જે કાઇ બને છે તે ભૂતકાળના કર્મનુ પરિણામ છે, અને વર્તમાન સમયમા જે કર્મ થાય છે તેનુ ફળ ભવિષ્યકાળમા ઉત્પન્ન થશે. હિદુ લોકો માને છે કે કર્મ જડ છે, ચૈતન્ય નથી, માટે કર્મનું ફળ લાવવાને કોઇક ચૈતન્યની આવશ્યકતા છે આના જવાબમા બૌદ્ધો કહેશે કે વૃક્ષમાંથી ફળ પ્રાપ્ત કરવાને ચૈતન્યનુ પ્રયોજન છે ખરૂ કે? બીજને જમીનમા દાટો, પાણી સિચો એટલે આપોઆપ તેને ફળ લાગશે એમા કાંઇ ચૈતન્યની જરૂર પડતી નથી. તમે કહેશો કે અસલથી બીજ ઇત્યાદિમાં કાઇક ચૈતન્ય હતું અને તેના વડેજ આ બધુ કાર્ય થયુ છે, પરતુ જીવાત્માઓજ જો ચૈતન્ય છે તો બીજા ચૈતન્યનુ પ્રયોજનજ શુ છે? બૌદ્ધ લોકો જીવાત્માના અસ્તિત્વને માનતા નથી. પણ જૈન લોકો માને છે તેઓ માત્ર ઇશ્વરનેજ માનતા નથી તેઓ તમને કહેશે કે જો જીવાત્માઓજ ચૈતન્ય હોય તોપછી ઇશ્વરને માનવાની જરૂરજ શી છે? હે દ્વૈતવાદી બધુ! તમારો યુક્તિવાદ હવે ક્યાં ગયો? તમારા નીતિતત્ત્વનો પાયો હવે ક્યા રહ્યો? તમે અદ્વૈતવાદ ઉપર મિથ્યા દોષારોપણ કરો છો અને કહો છો કે તેના વડે અનીતિનો પ્રચાર થાય છે, પણ તમે જરા

ભરતખંડના દ્વૈતવાદી સંપ્રદાયોનો ઇતિહાસ જોશો ? તેમણે શું શું કર્યું છે અને હજી પણ કરે છે તે તપાસશો? જો અદ્વૈતવાદીમાં વીશહજાર પાખંડીઓ જોવામાં આવશે તો દ્વૈતવાદી સંપ્રદાયોમાં પણ તેટલાજ નીકળી આવશે ખરી વાત તો એ છે કે અદ્વૈતવાદ કરતાં દ્વૈતવાદના મંડળમાંથી વધારે દુરાચરણી મનુષ્યો જોવામાં આવશે, કારણ કે અદ્વૈતવાદને સમજવામાટે પણ કાંઇક વધારે ઉંચા પ્રકારની બુદ્ધિ અને સંસ્કૃતિની જરૂર રહે છે, અને અદ્વૈતવાદીઓ એકદમ કોઈના ડરાવ્યા ડરી જાય અને કોઇ કહે તે માની દે એવા હોતા નથી ત્યારે હવે હિંદુઓએ કરવું શું ? બૌદ્ધોના પંજામાંથી છૂટા થવાય એમ છે ? તમે વેદના પ્રમાણ ટાંકો પણ બૌદ્ધો કહેશે કે અમે તમારા વેદને માનતા નથી અમારા ત્રિપિટકમાં એવું કાંઇ લખેલું નથી અમારા ત્રિપિટક અનાદિ અને અનંત છે (જોકે બુદ્ધભગવાને પણ ત્રિપિટક લખ્યા નથી તે તો માત્ર ત્રિપિટક બોલી ગયા છે, સનાતન સત્યોની પુનરાવૃત્તિજ કરી છે.) તેઓ એમ પણ કહેશે કે તમારા વેદ અસત્ય છે બ્રાહ્મણોએ બનાવી કહાડ્યા છે, માટે તેમને ફેંકી દો, માત્ર અમારાજ વેદ–ત્રિપિટક સત્ય છે, ત્યારે તમે શું કરશો ?

બૌદ્ધ લોકોની યુક્તિજાલનું છેદન કરીને તેમાંથી મુક્ત થવાનો માત્ર એકજ ઉપાય છે અને તે હું તમને હમણાં કહું છું દ્રવ્ય અને ગુણ વિભિન્ન છે અને તેઓ એક બીજા ઉપર આધાર રાખે છે, એ બૌદ્ધ લોકોની પહેલી તકરાર છે, પરંતુ વસ્તુત તેમ છેજ નહિ અદ્વૈતવાદના મત પ્રમાણે દ્રવ્ય અને ગુણ ભિન્ન નથી તમને "**સર્પ-રજ્જુભ્રમ**" એ પ્રાચીન દૃષ્ટાંત સ્મરણમાં હશે તમે સર્પને જુઓ તે વખતે તમે રજ્જુને (દોરડુ) જોઇ શકોજ નહિ તે વખતે તમારી દૃષ્ટિમાંથી દોરડું તદ્દન અદૃશ્ય થઇ જાય છે કોઇ પણ પદાર્થના દ્રવ્ય અને ગુણને પૃથક્ કરવા એ માત્ર તત્ત્વજ્ઞાની-ઓના મગજમાંથી ઉત્પન્ન થએલો દાર્શનિક વ્યાપાર છે, વસ્તુત તેવું કાંઈ છેજ નહિ. દ્રવ્ય અને ગુણ એવા ભિન્ન પદાર્થોનું વાસ્તવિક અસ્તિત્વજ નથી જો તમે સાધારણ કોટિના મનુષ્ય હો તો તમે કેવળ ગુણજ જોઇ શકશો અને મૂળ વસ્તુનું સ્વરૂપ જોઈ શકશો નહિ જો તમે ઉચ્ચ કોટિના યોગી પુરુષ હો તો તમે કેવળ અસલ દ્રવ્યજ જોઇ શકશો, પણ એકજ વખતે ગુણ અને દ્રવ્ય બેઉ કોઇથી જોઇ શકાય એમ નથી માટે હે બૌદ્ધો ! તમે દ્રવ્ય અને ગુણને માટે જે તકરાર ઉઠાવો છો તેને પાયોજ નથી તમારી તકરાર કેવળ ભ્રાંતિથીજ ઉત્પન્ન થએલી છે હવે જો દ્રવ્ય, ગુણરહિત હોય તો પછી માત્ર એક દ્રવ્યનુંજ અસ્તિત્વ સિદ્ધ થઇ શકે છે. જો તમે આત્મામાંથી તમામ ગુણને છૂટા પાડી શકો અને એ સર્વ ગુણો માત્ર મનમાંજ અસ્તિત્વ ધરાવતા હોઇને તેઓ મનનાજ ગુણ હોવા છતાં આત્મામાં તેમનું મિથ્યાજ આરોપણ થએલું છે એમ સિદ્ધ કરી બતાવો, તો પછી એક કરતાં વધારે આત્મા નથી એમ પણ આપોઆપજ સાબિત થઇ જાય છે, કારણ કે ગુણના પૃથક્-

પણાથીજ એક આત્માની બીજા આત્મા કરતા જૂદાઇ માલૂમ પડે છે એક આત્મા બીજા આત્માથી ભિન્ન છે એ આપણે જાણીએજ શી રીતે ? કેટલાક જૂદાં જૂદા ચિન્હ અને જૂદા જૂદા ગુણવડેજ હવે જ્યાં ગુણનુજ અસ્તિત્વ ન હોય ત્યા પૃથક્-પણુ સમજાયજ કેવી રીતે ? માટે એક કરતા વધારે આત્મા છેજ નહિ. એકજ આત્મા સર્વત્ર વિદ્યમાન છે, અને તેથી તમારે પરમાત્માના અસ્તિત્વની પણ જરૂર નથી તમારો પોતાનો આત્મા એજ પરમાત્મા છે એક અખડ આત્માનેજ પરમાત્મા કહો, જીવાત્મા કહો અગર ગમે તે નામ આપો, પણ તે સર્વ એકજ પદાર્થ છે સાખ્ય અને અન્યાન્ય દ્વૈતવાદના અનુયાયીઓ ! તમે માનો છો કે આત્મા વિભુ-સર્વવ્યાપક છે, છતા એક કરતા વધારે આત્મા છે એમ તમારાથી કહેવાયજ કેમ ? અનત પદાર્થ એક સાથે બે સભવી શકેજ નહિ. અનત સત્તા તો માત્ર એકજ હોઇ શકે આત્મા તો એક છે, અને જે જૂદા જૂદા સ્વરૂપ દેખાય છે તે તો માત્ર તેનો આવિર્ભાવજ છે

આ યુક્તિની સામે બૌદ્ધ દાર્શનિકો નિરુત્તર થઇ જાય છે, પણ કાઇ તેઓનો પરાભવ કરવા માત્રથીજ અદ્વૈતવાદીનુ કાર્ય પૂરૂ થઇ જતું નથી માત્ર શુષ્કમતવાદી-ઓની માફક પોતાના પ્રતિસ્પર્ધીઓનુ ખડન કરવાથીજ પોતાનુ કાર્ય સપૂર્ણ થયુ એમ અદ્વૈતવાદીઓ માનતા નથી અદ્વૈતવાદીઓ ખડન કરવાનુ કાર્ય પણ ત્યારેજ કરવા ઇચ્છે છે કે જ્યારે બીજા મતવાળાઓ છેક નજીક આવીને તેમના સિદ્ધાત ઉપર આક્રમણ કરવા લાગે છે વળી તેઓ ખડનનુ કાર્ય પણ ફક્ત તેમને ઉચકીને દૂર ફેંકી દેવા પૂરતુંજ બજાવે છે, કેમકે તેઓનુ મુખ્ય કાર્ય તો પોતાના સિદ્ધાત દૃઢ પાયા ઉપર સ્થાપન કરવામાજ રહેલુ હોય છે આ પ્રમાણે માની વિરુદ્ધ મતનુ ખડન કરીનેજ બેસી ન રહે અને શાસ્ત્રના પ્રમાણ બતાવીનેજ પોતાનો બચાવ ન કરે એવો જો કોઇ પણ વાદ હોય તો તે માત્ર અદ્વૈતવાદજ છે તેમની દલીલ આ પ્રમાણે છે—તમે કહો છો કે જગત્ એક અવિરત પ્રવાહ છે એ વાત અમે ( અદ્વૈતવાદી ) સ્વીકારીએ છીએ વ્યષ્ટિ માત્ર ગતિમાન છે એ વાત પણ ખરી છે તમે પણ ગતિમાન છો, આ ટેબલ પણ ગતિમાન છે, અને જગતના પ્રત્યેક પદાર્થ ગતિમાન હોઇને સર્વત્ર ગતિ—પરિવર્તનજ જોવામા આવે છે આમ હોવાથીજ આપણે એને સસાર ( સૃ=સરવુ, જવુ, ખસવુ ) તેમજ જગત્ ( ગમ્=જવુ ) કહીએ છીએ, પરતુ જો સર્વત્ર માત્ર ગતિજ ગતિ રહેલી હોય અને તે વિના બીજુ કશુ પણ નજ હોય તો પછી જગત્મા વ્યક્તિત્વ જેવુ પણ કશુ રહેતુજ નથી, કારણ કે " પરિવર્તનશીલ વ્યક્તિત્વ " હોઇ શકેજ નહિ પરિવર્તન અને વ્યક્તિત્વ એ શબ્દોજ પરસ્પર વિરુદ્ધ છે, માટે જગત્મા જેને વ્યક્તિ કહી શકાય એવુ કાંઇ રહેતુજ નથી, કેમકે વિચાર, લાગણી, મન, શરીર, જીવ, જતુ વગેરે સર્વમાં પળે

પળે પરિવર્તન થયાજ કરે છે પણ ધારો કે આપણે આખા જગતને એક અખંડ સમષ્ટિ તરીકેજ ગણીએ સમષ્ટિમા કોઇ જાતનુ પરિવર્તન કે ગતિ જોવામાં આવે છે ? લેશમાત્ર પણ નહિ અમુક પદાર્થ ગતિમા છે એમ આપણે શી રીતે જાણી શકીએ છીએ ? કોઇ મંદ ગતિવાળા અથવા સંપૂર્ણ ગતિહીન પદાર્થની સાથે મુકાબલો કરવાથીજ આપણને ગતિનુ ભાન થાય છે, માટે સમષ્ટિરૂપ જગત્ ગતિહીન અને અવિકારી છે આ પ્રમાણે હોવાથી આપણે પણ આખા જગતની સાથે અભિન્નભાવ અનુભવી શકીએ ત્યારેજ—અને માત્ર ત્યારેજ આપણુ વાસ્તવિક વ્યક્તિત્વ સંભવી શકે છે આખા જગતને આપણી સાથે લીધા વગર આપણુ પૃથક્ વ્યક્તિત્વ હોઇ શકેજ નહિ એટલા માટેજ વેદાતીઓ ( અદ્વૈતવાદી ) કહે છે કે જ્યાંસુધી દ્વૈતભાવના છે ત્યાસુધી ભયને સંપૂર્ણ દૂર કરવાનો ઉપાયજ નથી જ્યારે આપણાથી અમુક વસ્તુ ભિન્ન છે એવુ દૃષ્ટિએ પણ ન પડે, એવો અનુભવ પણ ન થાય, અને જ્યારે માત્ર એક સત્તાનોજ અનુભવ થાય ત્યારેજ ભય માત્ર દૂર થાય છે, ત્યારેજ મનુષ્ય મૃત્યુની અને સંસારની પાર જઇ શકે છે એજ કારણથી અદ્વૈતવાદ ઉપદેશ આપે છે કે સમષ્ટિના જ્ઞાનમાજ મનુષ્યનુ વાસ્તવિક વ્યક્તિત્વ રહે છે, વ્યષ્ટિના જ્ઞાનમા નહિજ. જ્યારે તમે તમારી જાતને આખા જગત્સ્વરૂપ માનો અને એ ભાવનાનો સાક્ષાત્કાર કરો, ત્યારેજ વાસ્તવિક અમૃતત્વની પ્રાપ્તિ થાય છે જ્યારે તમે પોતાને સમગ્ર જગત્સ્વરૂપ અનુભવો ત્યારેજ તમે ભયરહિત અને અમૃતસ્વરૂપ થઇ શકો જ્યારે તમે એવી અવસ્થા અનુભવશો ત્યારેજ તમને જગત્ અને બ્રહ્મ, એ બેઉનો સંપૂર્ણ અભેદ સમજાશે અને ત્યારેજ આપણી વૃત્તિને ચંદ્ર, સૂર્ય, તારા, નક્ષત્રસહિત આખુ જગત એક 'અખંડ' વસ્તુમાં રહેલુ અથવા તે વસ્તુરૂપજ હોવાની પ્રતીતિ થશે

જે લોકો કાંઇક વધારે સારા કર્મ કરે છે અને જરા વધારે સારી મનોવૃત્તિ પ્રાપ્ત કરે છે તેઓને મૃત્યુ પછી એજ વસ્તુમા ઇન્દ્રાદિ દેવતાયુક્ત સ્વર્ગલોકનું દર્શન થાય છે, જેઓ એથી પણ વધારે ઉન્નત દશા પ્રાપ્ત કરે છે તેમને એજ વસ્તુમા બ્રહ્મલોકનુ દર્શન થાય છે, અને જેઓ પૂર્ણસ્થિતિએ પહોચ્યા છે, જેઓ સર્વાંશે સિદ્ધ થયા છે તેમને પૃથ્વી, સ્વર્ગ, બ્રહ્મલોક એવા કોઇ પણ લોકનુ દર્શન ન થતા તેમની દૃષ્ટિમાંથી આખુ બ્રહ્માડ અંતર્હિત થઇ જાય છે અને તેને ઠેકાણે એક માત્ર બ્રહ્મનુજ દર્શન થાય છે

હવે આપણે એ બ્રહ્મને કેવી રીતે જાણી શકીએ ? સંહિતામા આપેલા અનંત દેશકાળના વર્ણનવિષે હું થોડા વખતપર તમને કહી ચૂક્યો છુ, પરંતુ સંહિતામાનુ એ વર્ણન તો માત્ર બાહ્ય જગત્નાજ અનંતત્વનુ હતુ. હવે તો એથી ઊલટું આંતર જગત્ના અનંત જ્ઞાનનુ એટલે કે વિચારસૃષ્ટિના અને ભાવસૃષ્ટિના અનંત-

પણાનું વર્ણન કરવાનું છે સંહિતામાં "અનંતતત્વ આવા પ્રકારનું છે" એવી અસ્તિભાવસૂચક ભાષામાં તેનું વર્ણન કરવાનો પ્રયત્ન કરેલો છે, પરંતુ હવે એવા વિષયનું વર્ણન કરવાનું છે કે જે કરવામાટે ભાષા અસમર્થ છે, અને તેમ હોવાથી "એ અનંતતત્વ આવા પ્રકારનું નથી" એવી નાસ્તિભાવાત્મક ભાષામાં **નેતિ નેતિ** એવા શબ્દપ્રયોગથીજ અનંતતત્વનું વર્ણન કરવાનું શરૂ થાય છે

આ આપણી સન્મુખ આખું બ્રહ્માંડ પડયું છે ધારો કે "તે બ્રહ્મ છે" એમ આપણે સમજીએ, પણ તેથી શું આપણે તેને જાણી શકયા ! બિલકુલ નહિ તમારે આ વિષય બરાબર સમજી લેવાની જરૂર છે વારવાર તમારા મનમાં આ સંદેહ ઉત્પન્ન થશે કે બ્રહ્મ તો છે પણ તેને મારે જાણવો કેવી રીતે ? **विज्ञातारमरे केन विजानीयात्** "હે મૈત્રેયિ ! જાણનારને કેવી રીતે જાણવો ?" નેત્ર બધા પદાર્થોને જોઇ શકે છે પણ નેત્ર શું પોતાને જોઇ શકે છે ? કદિ નહિ, કારણ કે જાણવાની ક્રિયા એ તો એક ઉતરતા પ્રકારની અવસ્થા છે હે આર્યપ્રજાના સંતાનો ! તમે આ વિષય ખાસ કરીને સ્મરણમાં રાખજો, કેમકે એજ આપણા તત્ત્વદર્શનનો મૂળ પાયો છે

આ બાબતમાં પાશ્ચાત્ય તત્ત્વદર્શનનું સ્વરૂપ કાંઇ ઓરજ પ્રકારનું છે તેમના તત્ત્વદર્શનનો આધાર માત્ર એજ સિદ્ધાંત ઉપર છે કે "ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી વધારે ઉચ્ચજ્ઞાન સંભવેજ નહિ" આપણા વેદમાં કહ્યું છે કે વસ્તુનું જ્ઞાન એ ખુદ વસ્તુ કરતાં ઉતરતું જ છે, કારણ કે જ્ઞાન "સીમાબદ્ધ" એટલે કે દિશા કાળ અને કારણવડે મર્યાદિત થએલું હોય છે, નિરપેક્ષ હોતું નથી જ્યારે અમુક પદાર્થવિષે તમે જ્ઞાન પ્રાપ્ત કરો છો ત્યારે તે જ્ઞાન તમારા મનવડે આચ્છાદિત અને મર્યાદિત થયેલું છે મોતીની છીપમાં જે રીતથી મોતી બંધાય છે તેનું દૃષ્ટાંત મેં હમણાંજ તમને કહ્યું હતું તે ફરી યાદ કરો જ્ઞાન મનદ્વારા કેવી રીતે આચ્છાદિત થાય છે તે તમને એ દૃષ્ટાંતવડે સમજાશે તમે એક વસ્તુના સંસ્કાર ગ્રહણ કરો છો અને તેને તમારા સ્વાનુભવમાં ઉતારો છો, પણ તેનું આખું સ્વરૂપ તમે જાણી શકતા નથી તમે જે કાંઇ જાણો છો તે તો માત્ર જ્ઞાનનો વિષય અને તમારૂં મન એ બેઉના સરવાળા જેટલુંજ હોય છે આ નિયમ તમામ પ્રકારની જ્ઞાનક્રિયાના સંબંધમાં લાગુ પડે છે અને તેમ હોવાથી અનંતના જ્ઞાનના સંબંધમાં તેમ પણ લાગુ પડવોજ જોઇએ પરંતુ જે અનંત પરમાત્મા સર્વ પ્રકારના જ્ઞાનનું ઉપાદાન કારણ છે તેને આપણે મનવડે જાણી શકાય તેટલો નાનો-મર્યાદિત કેવી રીતે કરી શકીએ ? જે કેવળ સાક્ષિરૂપ છે, જેના વિના કોઇપણ પ્રકારનું જ્ઞાન સંભવેજ નહિ, જેને કોઇપણ જાતનો ગુણ નથી, અને જે આખા જગતમાં તેમજ આપણા આત્મામાં સાક્ષીરૂપે રહેલો છે, તેને આપણે મનવડે કેવી રીતે મર્યાદિત કરી

શકીએ ? કેવી રીતે જાણી શકીએ ? જે સર્વાંશે અમર્યાદિત છે તેને તે આપણે કેવી રીતે બાંધી શકીએ ?

એ અનંતને જોવામાટે આપણે કદાચ આખું પ્રાપંચિક જગત્ જોઇ વળીએ તોપણ તે સર્વ મિથ્યા ફાંફાં મારવા જેવુંજ છે. આ જીવાત્મા પોતાના મૂળ સ્વરૂપ સુખનું—સદા જ્ઞાનાનંદમય શુદ્ધાત્માનું—પ્રતિબિંબ જોવાને માટે જગતના તમામ પ્રાણિપદાર્થનો દર્પણ તરીકે ઉપયોગ કરે છે. એક પછી એક દરેક પદાર્થમાં તે પોતાનું પ્રતિબિંબ શોધે છે, પરંતુ તે સર્વ અપૂર્ણ લાગવાથી તે છેવટે ઉત્તમ મનુષ્ય (સાંત) તરફ નજર કરે છે. ત્યાંથી તેને સમજાય છે કે સર્વ પદાર્થો સાંત છે અને સાંતની અંદર અનંત આત્માનો પ્રકાશ કદિ પડી શકેજ નહિ. આ પ્રતીત થતાંજ આત્મા પાછે પગલે કૂચ કરવા માંડે છે અને બાહ્યસૃષ્ટિમાં આરોપેલી વૃત્તિઓને સંકેલી લે છે. ખરેખરો ત્યાગ અથવા વૈરાગ્ય આનુંજ નામ છે. ઇન્દ્રિયોના વિષયોમાંથી બહાર નીકળો, તે તરફ નજર સરખી ન કરો. એજ વૈરાગ્યનો મૂળ મંત્ર છે. એજ સર્વ પ્રકારના કલ્યાણનો મૂળ મંત્ર છે, કારણ કે એ વૈરાગ્યરૂપ તપશ્ચર્યામાંથીજ સર્વોત્તમ વસ્તુ પ્રાપ્ત થઈ શકે છે. આ પ્રમાણે જેમ જેમ તમે આવ્યા હતા તે દિશામાં પાછલે પગલે કૂચ કરતા જશો તેમ તેમ જગતના જૂદા જૂદા પ્રકારનાં સ્વરૂપ તમારી નજર આગળ આવતા જશે. જો તમે એ સ્વરૂપોમાં અટકી નહિ પડતા તેમને એક પછી એક છોડતા જશો, તો આખરે તમારૂં જે મૂળ સ્વરૂપ છે તે એકલુંજ અવશિષ્ટ રહેશે, અને એનુંજ નામ મોક્ષ તેનુંજ નામ પરમાત્મપ્રાપ્તિ.

**विज्ञातारमरे केन विजानीयात्** । જાણનારને શી રીતે જાણવો ? એ પ્રશ્નને હજી પણ તમારે સારી રીતે સમજી લેવાની જરૂર છે. જે જાણનાર છે તેને કદિ પણ જાણી શકાયજ નહિ, કારણ કે જો તેનું જ્ઞાન થાય તો તે જ્ઞાનનો વિષય થઇ જાય અને જ્ઞાતા મટી જાય. દર્પણમાં આપણે આપણી આંખનું પ્રતિબિંબ જોઇ શકીએ છીએ પણ તે માત્ર પ્રતિબિંબજ છે, આંખ પોતે તો નથીજ. કોઇ કહે કે જો આપણો આત્મા માત્ર સાક્ષિરૂપજ હોય તો પછી તેથી લાભ શો ? તે આપણી માફક જીવન ધારણ કરી શકતો નથી, હલનચલન કરી શકતો નથી કે જગતના વિવિધ સુખનો ઉપભોગ પણ કરી શકતો નથી ! પરંતુ સાક્ષિસ્વરૂપ આત્મા કેવો આનંદ ભોગવી શકે છે તેની સામાન્ય મનુષ્યોને ખબરજ હોતી નથી. તેઓ આપણને કહે છે કે " હે હિન્દુઓ ! તમે બધા સાક્ષિરૂપજ બની ગયા છો ! તમારી આવી માન્યતાને લીધેજ તમે નિષ્ક્રિય અને નિર્માલ્ય થઇ ગયા છો ! " આ આક્ષેપનો જવાબ એ છે કે ખરી મજાહ તો સાક્ષિજ ભોગવી શકે છે. કુસ્તીના ખેલમાં વિશેષ આનંદ કોણ ભોગવે છે—કુસ્તી કરનાર કે કુસ્તીના જોનાર ? જીવનમાં જેમ જેમ તમે દરેક બાબતમાં સાક્ષિસ્વરૂપ બનતા જશો તેમ તેમજ તમારો આનંદ વધનો

જશે આજ ખરેખરો આનંદ છે આમ કરતાં કરતાં જ્યારે તમે આખા જગતના સાક્ષિરૂપ બની જશો ત્યારેજ તમે અનંત આનંદના ભોક્તા થઇ શકશો, ત્યારેજ તમે મુક્તપુરુષ બની જશો જે પોતાને સાક્ષિસ્વરૂપે અનુભવી ચૂકયો હોય, તેજ ખરેખરો નિષ્કામ કર્મ કરનાર થઇ શકે છે તેજ નિન્દા અને સ્તુતિને એકસરખા ગણીને સ્થિર ચિત્તે પોતાનુ કર્તવ્ય બજાવી શકે છે સ્વર્ગમા જવાની કે લોકોમા યશ પ્રાપ્ત કરવાની કામના રાખ્યા વગર માત્ર એવો મહાત્માજ ખરાં કર્મ કરી શકે છે. ખરેખરા આનંદનો ભોક્તા પણ માત્ર તેજ છે અન્ય પુરુષ ગમે તેટલા વૈભવવાળો હોવા છતા તેના જેવો આનંદનો ભોક્તા બની શકેજ નહિ

અદ્વૈતવાદના નૈતિક અંશની સમાલોચના કરતા જણાય છે કે તેના દાર્શનિક અને નૈતિક સિદ્ધાતની વચમા એક બીજુ પણ તત્ત્વ રહેવુ છે, તેને માયાવાદ કહે છે અદ્વૈતવાદની એકેએક બાબત સારીરીતે સમજતા વર્ષના વર્ષ અને સમજાવતા પણ જાનેક મહિના વીતી જાય તેમ છે માટે હું એ બાબતોનો સામાન્ય ઉલ્લેખજ અત્યારે કરૂ છુ અને આશા રાખુ છુ કે તે માટે તમે મને દરગુજર કરશો આ માયાવાદનો સિદ્ધાત પરાપૂર્વથીજ ઘણો કઠિન મનાતો આવ્યો છે હું તમને સક્ષેપમાજ કહું છુ કે વાસ્તવિકરીતે આ માયાવાદ કોઈ પણ પ્રકારનો વાદ અથવા મત છેજ નહિ દેશ, કાળ અને નિમિત્ત એ ત્રણ સયુક્ત ભાવનાઓનુ એક નામ તે “ માયાવાદ ” છે સમુદ્ર અને સમુદ્રના તરગમા જો કાઇ ભેદ હોય તો તે માત્ર નામ અને રૂપમાંજ છે એ નામરૂપને તરગથી પૃથક્ સત્તા હોતી નથી તેઓ તરગની સાથેજ રહેલા છે એ તરગ શમી જાય એટલે તેની સાથેજ તરગની અદર રહેલા તેના નામરૂપ પણ સદાને માટે લુપ્તજ થઇ જાય, પરતુ સમુદ્રના જળના જથ્થામાં એથી કરીને કોઇ પણ જાતની ન્યૂનતા થવા પામશે નહિ એ નામરૂપાત્મક માયાજ તમારી અને મારી વચ્ચે, મનુષ્યો અને જીવજતુ વચ્ચે, દેવતાઓ અને મનુષ્યો વચ્ચે પ્રભેદ ઉત્પન્ન કરે છે વાસ્તવિકરીતે એ માયાજ આત્માને લાખો પ્રકારનાં પ્રાણીઓના નામરૂપમા આબદ્ધ કરી રાખે છે અને તેઓ માત્ર નામરૂપવડેજ એક બીજાથી પૃથક્ દેખાય છે. જો માયાનુ આવરણ કાઢી નાખો, નામરૂપને દૂર કરો, તો જે તમને અત્યારે નાના પ્રકારના ભેદ જણાય છે તે અદૃશ્ય થઇ જશે અને તમારૂ જે મૂળ સ્વરૂપ છે તેજ માત્ર અવશેષ રહેશે આને માયાવાદ કહે છે એ કોઇ જાતનો મતવાદ નથી પણ જગતમાં જે જે ઘટનાઓ દૃષ્ટિગોચર થાય છે તેનુ યથાર્થ વિવરણ છે વાસ્તવવાદીઓ ( જગતને સત્ય સમજનારા ) કહે છે કે આ ટેબલને અસ્તિત્વ છે એનુ તાત્પર્ય એજ કે ટેબલને તેનુ પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ છે, તેના અસ્તિત્વનો આધાર જગતના બીજા કોઇ પદાર્થ ઉપર નથી અને જો આખા બ્રહ્માડનો કદાપિ નાશ થઇ જાય તોપણ ટેબલ તો રહેવાનુજ ! એક સામાન્ય જ્ઞાન-

વાળો મનુષ્ય પણ સમજી શકશે કે આમ હોવુ અસભવિતજ છે ઈંદ્રિયગ્રાહ્ય જગત્‌ની તમામ વસ્તુઓ એક બીજા ઉપર પરસ્પર આધાર રાખે છે, અને એક બીજાની અપેક્ષા રાખે છે આપણને વસ્તુઓનુ જ્ઞાન થાય છે તેમાં પણ એક ઉપર એક ત્રણ પગથીઆ છે. દરેક વસ્તુને સ્વતત્ર વ્યક્તિત્વ છે, અને તે એક બીજાથી પૃથક્ છે, એવુ જ્ઞાન તે પ્રથમ પગથીયુ છે. વસ્તુ માત્રમા પરસ્પર સબધ શોધી કહાડવો તે બીજું પગથીયુ, અને ત્રીજુ પગથીયુ એ કે વસ્તુ તો ખરૂ જોતા એકજ છે પણ આપણે તેને અનેકરૂપે જોઇએ છીએ.

અજ્ઞાન લોકો શરૂઆતમાં ઇશ્વરસબધી એવો ખ્યાલ કરે છે કે તે આ બ્રહ્માડની બહારના કોઇક સ્થાનમા રહે છે સારાશ એ કે તેમની ઇશ્વરસબધી ભાવના બહુધા માનુષિક ભાવનાથી ભરેલી છે મનુષ્ય જે જે કામ કરે છે, લગભગ તેવાજ કામ તે ઇશ્વર પણ કરતો હોય એવુ તેઓ માને છે, ફેર માત્ર મનુષ્યને મુકાબલે ઇશ્વરના કામ જરા વધારે ઉચા પ્રકારના માને છે એટલોજ ઇશ્વરવિષેનો આ આદર્શ કેવો અપૂર્ણ અને અસગત છે તે આપણે જોઇ ગયા છીએ ત્યાર પછી એના કરતા જરાક ઉચ્ચતર અવસ્થા આવે છે, ત્યારે ઇશ્વરવિષે એવો ખ્યાલ કરવામા આવે છે કે ઇશ્વર એક પ્રકારની સર્વવ્યાપી શક્તિરૂપ છે. એજ સગુણ ઇશ્વરનુ વાસ્તવિક સ્વરૂપ છે ચડીપાઠમાં ઇશ્વરનુ આવુજ સ્વરૂપ કલ્પેલુ છે અત્ર એટલુ સ્મરણમા રાખજો કે દૈવી અને આસુરી બે પ્રકારની પરસ્પર વિરુદ્ધ શક્તિવાળી બે સત્તાઓ– એટલે કે ઇશ્વર અને સેતાન એમ બે શક્તિઓની કલ્પના કરવી એ તો અસગતજ છે, કેમકે એ બને શક્તિઓ સર્વવ્યાપી અને સર્વશક્તિમાન, અનાદિ અને અનત હોઇ શકેજ નહિ. અસ્તિત્વ તો માત્ર એકજ ઇશ્વરનુ માનવુ જોઇએ, અને જો તેમજ કરવુ હોય તો શુભ અને અશુભ, કલ્યાણકારી અને વિનાશકારી સર્વ પ્રકારની શક્તિઓનુ એકજ ઇશ્વરમાં આરોપણ કરવાની હિમત ચલાવવી જોઇએ આ સિદ્ધાતજ યુક્તિસગત હોવાથી તેને ગ્રહણ કરો અને તેના ઉપરથી જે સ્વાભાવિક સિદ્ધાંત બધાય તેને સ્વીકારવા તૈયાર થાઓ

या देवी सर्वभूतेषु शांतिरूपेण संस्थिता ॥
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥
या देवी सर्वभूतेषु शुद्धिरूपेण संस्थिता ॥
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

અર્થાત્ જે શક્તિ સર્વ ભૂતમાત્રમા શાતિ અને પવિત્રતારૂપે રહેલી છે તેને નમસ્કાર કરીએ છીએ તેમ છતા પણ આપણે તેને કેવળ શાંતિસ્વરૂપ માનીએ તો નહિ ચાલે તેને તો સર્વ સ્વરૂપજ કહેવી જોઇએ અને તે ઉપરથી જે સિદ્ધાત નીકળે તેજ કબૂલ રાખવો જોઇએ

"હે માર્ગિ! આ જગત્માં જે કાંઈ આનંદ જોવામાં આવે છે તે સર્વ તેનોજ અંશ છે."

જે જે શક્તિ છે તે ઈશ્વરનીજ છે તમે તેનો મરજીમાં આવે તેવો ઉપયોગ કરી લો. એ શક્તિદ્વારા ચાહે તો શુભ કર્મ કરો અને ચાહે તો અશુભ કર્મ કરો. આ તમારી સામે પ્રકાશ છે. એની મદદથી તમે તમારી કોથળીમાંથી સો રૂપીઆ કહાડીને એક ગરીબ માણસને સુખી કરી શકો, અને બીજો માણસ એજ પ્રકાશની મદદથી તમારા નામની ખોટી સહી પણ કરી શકે પ્રકાશ તો બેઉને સરખી રીતેજ મદદ આપશે. અજ્ઞાનની આ બીજી અવસ્થા છે એના કરતાં પણ ઉંચી એટલે આખરની એક અવસ્થા છે તે એ છે કે ઈશ્વર પ્રકૃતિની બહાર પણ નથી અને અંદર પણ નથી, પરંતુ ઈશ્વર, પ્રકૃતિ, આત્મા અને જગત્ એ એક પર્યાય–સમાનાર્થવાચક શબ્દોજ છે. વાસ્તવિકરીતે બે પદાર્થ છેજ નહિ કેટલાક તત્ત્વજ્ઞાનને લગતા પારિભાષિક શબ્દોને લીધે આપણે ભૂલથાપ ખાઇએ છીએ આપણે એમજ માની બેઠા છીએ કે આપણે શરીર છીએ અને આપણામાં આત્મા છે, અને એ શરીર અને આત્મા એકત્ર થએલા છે, પરંતુ એમ બની શકેજ કેવી રીતે? તમે તમારા પોતાની અંદર પરીક્ષા કરી જુઓ. જો તમારામાંનો કોઈ યોગી હશે તો તે પોતાને ચૈતન્ય સ્વરૂપજ દેખશે તેની દૃષ્ટિએ શરીર તદ્દન અન્તર્હિત થઈ જશે જો તમે સાધારણ કોટિના માણસ હશો તો તમે પોતે દેહ છો, એવી તમારી સમજણ થશે અને તમે ચૈતન્યસ્વરૂપ છો એવું જ્ઞાન તમને થઈ શકશે નહિ મનુષ્યને દેહ છે, આત્મા છે, અને મન, બુદ્ધિ ઇ અનેક પદાર્થો પણ મનુષ્યને છે, એવો ખોટો ખ્યાલ આપણા મનમાં પેસી ગયો છે અને તેથી આપણે એમ માનીએ છીએ કે સર્વ વસ્તુઓ મનુષ્યમાં એકીવખતે રહેલી છે, પરંતુ એક સમયે એક કરતાં વધારે વસ્તુનું અસ્તિત્વ દેખાઇ શકેજ નહિ જ્યારે તમે જડ પદાર્થ જોતા હો તે વખતે ઈશ્વરને જોઈ શકશો નહિ મતલબ કે તે સમયે તમે માત્ર એકલું કાર્ય અર્થાત્ પરિણામજ જોઇ શકો છો, તેના કારણને જોઇ શકતા નથી જે પળે તમે કારણને જોઇ શકશો તેજ પળે તમારી નજર આગળથી કાર્ય અદૃશ્ય થઇ જશે હવે ત્યારે એ સમયે જગત્ ક્યાં ગયું અને તેને કોણે અદૃશ્ય કરી નાખ્યું?

किमपि सततबोधं केवलानंदरूपम् ।
निरुपममतिवेलं नित्यमुक्त निरीहम् ॥
निरवधि गगनाभं निष्कलं निर्विकल्पं ।
हृदि कलयति विद्वान् ब्रह्म पूर्णं समाधौ ॥
प्रकृतिविकृतिशून्यं भावनातीतभावम् ।

समरसमसमानं मानसंबन्धदूरम् ॥
निगमवचनसिद्धं नित्यमस्मत्प्रसिद्धम् । हृदि०
अजरममरमस्ताभाववस्तुस्वरूपम् ।
स्तिमितसलिलराशिप्रख्यमाख्याविहीनम् ॥
शमितगुणविकारं शाश्वतं शान्तमेकम् । हृदि०

"જે જ્ઞાની છે તે સમાધિ અવસ્થામા અનિર્વચનીય, નિત્ય બોધસ્વરૂપ, કેવલ આનંદસ્વરૂપ, ઉપમારહિત, અપાર, નિત્યમુક્ત, નિષ્ક્રિય, અસીમ, આકાશતુલ્ય, અંશહીન, અને ભેદશૂન્ય બ્રહ્મનો હૃદયમા પૂર્ણ અનુભવ કરે છે"

"જે જ્ઞાની પુરુષ છે તે સમાધિ અવસ્થામાં પ્રકૃતિના વિકારરહિત, અચિંત્ય તત્ત્વસ્વરૂપ, સમભાવાપન્ન, નિરુપમ અપરિમેય, વેદવાક્યસિદ્ધ, અને નિરંતર હું એવા જ્ઞાનના વિષયરૂપે પ્રસિદ્ધ પૂર્ણ બ્રહ્મનો હૃદયમા અનુભવ કરે છે"

"જ્ઞાનીપુરુષ સમાધિ અવસ્થામા જરામૃત્યુરહિત, અભાવરહિત, વસ્તુસ્વરૂપ, સ્થિર સાગરતુલ્ય, નામરહિત, ત્રણ ગુણોના વિકારરહિત, અક્ષય શાંત અને એક એવા પૂર્ણ બ્રહ્મનો પોતાના હૃદયમાં અનુભવ કરે છે"

જ્યારે મનુષ્ય આ અવસ્થાને પ્રાપ્ત કરે છે ત્યારે તેની દૃષ્ટિ આગળથી જગત્ અદૃશ્ય થઇ જાય છે

આપણે જોઈ ગયા છીએ કે આ સત્યસ્વરૂપ બ્રહ્મ અજ્ઞાત અને અજ્ઞેય છે, પરંતુ જે અર્થમા +અજ્ઞેયવાદી લોકો લે છે તે અર્થમા તો તે અજ્ઞાત અને અજ્ઞેય નથીજ. ઈશ્વરનુ જ્ઞાન થયુ એમ કહેતામાંજ આપણે તેનુ મહત્વ ઓછુ કરીએ છીએ, કારણ કે અસલથી તમે પોતેજ તે (બ્રહ્મ) છો એક રીતે બ્રહ્મ આ ટેબલ નથી, પણ બીજા દૃષ્ટિબિંદુએ તે ટેબલ પણ છે ટેબલ, ખુરશી, માણસ, પશુ વગેરેના નામ અને રૂપ લઈ લો એટલે જે સત્ય વસ્તુ હશે તેજ અવશિષ્ટ રહેશે તેજ દરેક પદાર્થમાં રહેલુ એવુ પદાર્થમાત્રનુ સત્યસ્વરૂપ છે

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवासि विश्वतो मुखः ॥

"તુ સ્ત્રી છે, તુ પુરુષ છે, તુ કુમાર છે, તુ કુમારી છે, તુ હાથમાં લાકડી લઇને ચાલનાર વૃદ્ધ પુરુષ છે, તેજ આખા જગતમાં જન્મ ધારણ કર્યો છે"

માલક સબમે તુ હે ઓર સબ કુછ તુહી તુ,
સિવા તેરે દૂજા નહિ કુછ ના મે હુ,

+અંગ્રેજીમા જેને "એગ્નોસ્ટિક" કહે છે તે લોકો એટલે ઈશ્વરનુ કદિ પણ જ્ઞાન થઇ શકેજ નહિ, એવો મત ધરાવનારા પુરુષો. તેઓ માત્ર ઇન્દ્રિયજન્યને, બુદ્ધિજન્ય જ્ઞાનનેજ સત્ય માને છે, અને ઈશ્વર બુદ્ધિ તથા ઇન્દ્રિયોથી પર હોવાને લીધે તેમના મત પ્રમાણે તે

તુ [1]અવ્વલ તુ [2]આખર તું [3]જાહિર તું [4] બાતન,
તુ ચંદા તુ સૂરજ તુ તારે તુ દરપન.
તું ચાકર તુ સેવક તુ [5]બંદા તું મૌલા,
તુ [6]ગુલશન તુ [7]ગૂચા તુ બુલબુલ તુ ભમરા,
તુ આશક તુ માશુક તુ [8]નાઝો અદા તું,
તુ ઇશ્ક ઓર મ્હોબત હે ઓર દિલરૂબા તુ.
જો કુછ હે સો તુ હે મુજે ખૂબ સૂઝા,
જીધર દેખતા હુ મે તુ હે ન દૂજા,
તુહી હે તુહી હે તુહી મેને બુઝા,
જો તુજકો મે ઢૂંઢૂ તો મુજકો હુ પાતા +

તુ વસ્તુમાત્રમાં રહેલો છે હુ તે તુ અને તુ તે હુ એજ અદ્વૈતવાદનો મુખ્ય સિદ્ધાન છે એ સબધે હજી થોડુક કહેવાનુ છે આ અદ્વૈતવાદદ્વારાજ સર્વ વસ્તુના મૂળ તત્ત્વનુ રહસ્ય સમજી શકાય છે. યુક્તિવાદ અને વિજ્ઞાનના આક્રમણુ સામે એકલો અદ્વૈતવાદજ અડગ રહી શકે છે અહીંજ આખરે આપણને યુક્તિવાદનો યોગ્ય દઢ પાયો પ્રાપ્ત થાય છે ભારતીય વેદાતવાદીઓ પોતાના સિદ્ધાતપર પહોચવાની શરૂઆતના પગથીઆરૂપે જે દ્વૈતવાદ વગેરે છે તેના ઉપર કોઇપણ પ્રકારનું દોષારોપણુ કરતા નથી તેઓ પોતાના સિદ્ધાતમા દઢ રહીને *અન્ય સર્વ સિદ્ધાતોની સમાલોચના કરીને તેમનુ સમર્થન કરવાનોજ યત્ન કરે છે અદ્વૈતવાદી સારી પેઠે જાણે છે કે બીજા મત પણુ સત્ય છે માત્ર અધિકારભેદે સમજવામાં અને સમજાવવામાંજ જરા ફરક છે સત્ય તો સર્વમા એકજ છે, પરતુ માયાના આવરણુમા થઇને સત્યનુ અવલોકન કરતા તે વિકૃતરૂપે દેખાય છે પરતુ આમ છતા પણુ તે સત્ય તો છેજ. જે બ્રહ્મને અજ્ઞાન લોકો પ્રકૃતિની બહારના પ્રદેશમા અવસ્થિત થએલો માને છે, જે બ્રહ્મને સાધારણુ જ્ઞાનયુક્ત મનુષ્ય જગતમાં અતર્યામીરૂપે જુએ છે અને જે બ્રહ્મને પૂર્ણ જ્ઞાની પોતાના આત્મસ્વરૂપ અથવા જગતસ્વરૂપ અનુભવે છે, તે બ્રહ્મ મૂળે એકજ વસ્તુ છે એકની એક વસ્તુને જૂદા જૂદા દૃષ્ટિકોણુથી જૂદા જૂદા રગનાં કાચના ચશ્મા વડે, જૂદી જૂદી માનસિક અવસ્થાઓમા રહીને જોતા તે જૂદે જૂદે રૂપે દેખાય છે

અજ્ઞેય છે, પરતુ ઇન્દ્રિયાતીત અવસ્થામા ઇશ્વરનુ જ્ઞાન થઇ શકે છે માટે વાસ્તવિક રીતે તે અજ્ઞેય નથી ભા૦ ક૦

(૧) પહેલો (૨) છેલ્લો (૩) પ્રકટ (૪) ગુપ્ત (૫) નોકર (૬) બગીચો (૭) ફૂલનો ગુચ્છ (૮) હાવભાવ

+ હરકોઈ ધર્મ પ્રમાણે એકનિષ્ઠાથી પ્રયત્ન કરનાર આખરે અદ્વૈત અવસ્થાજ અનુભવે છે, એ બતાવવાને એક મુસલમાન ઓલીયાની આ ગઝલ અત્ર ટાકી છે ભા૦ ક૦

વળી આ બાબત છેક આમજ નથી પણ એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં ક્રમે ક્રમે પરિણામ પામે છે વિજ્ઞાની અને સામાન્ય જ્ઞાની વચ્ચેનો તફાવત એવો છે કે, માર્ગમાં કોઇ આશ્ચર્યકારક બનાવ જોવામાં આવે અને અજ્ઞાન માણસોને તેનું કારણ પૂછવામાં આવે, તો નેવું ટકા માણસો કહેશે કે એ કોઈ ભૂતનું કામ હોવું જોઇએ; કેમકે ભૂત, પ્રેત સિવાય બીજું કોઈ કારણ તેમના લક્ષમાંજ આવતું નથી, કારણ કે અજ્ઞાનનું લક્ષણજ એ છે કે, કાર્યની બહારજ કારણને શોધવું. ઉંચેથી એકાદ પત્થર પડે તોપણ તેઓ કહેશે કે તેને કોઇ ભૂતે ફેંક્યો હશે વૈજ્ઞાનિક કહેશે કે ગુરુત્વાકર્ષણ નામે પ્રકૃતિનો જે એક નિયમ છે તેને આધારે એ કાર્ય થએલું છે

વિજ્ઞાન અને ધર્મ વચ્ચે સર્વત્ર કલહ શા માટે ચાલતો હશે? જગતના ઘણા ખરા ધર્મમાં એવું બતાવેલું છે કે જગતમાં જે કાંઇ વ્યાપાર ચાલે છે તેને ચલાવનાર શક્તિ જગતથી જુદી અને બહારની છે. સૂર્યનો અધિષ્ઠાતા એક દેવ છે, તેમ ચંદ્રનો પણ એક જૂદોજ દેવ છે, જૂદા જૂદા વ્યાધિઓના નિયામક પણ જૂદા જૂદા દેવતા છે એ પ્રમાણે લોકોમાં અનંત દેવતાઓની કલ્પના થઇ છે જગતમાં જે જે બનાવો બને છે તે કોઇને કોઇ દેવતા અગર ભૂતદ્વારાજ થાય છે, એવી અજ્ઞાન મનુષ્યોની માન્યતા હોય છે સારાંશ એ કે દરેક વસ્તુનું કારણ તે વસ્તુની બહારથીજ શોધવાની વૃત્તિ સાધારણ મનુષ્યોમાં હોય છે હવે વિજ્ઞાન કહે છે કે દરેક વસ્તુનું કારણ તે વસ્તુની અંદરજ હોવું જોઇએ અને તેમાંથીજ શોધી કાઢવું જોઇએ. જેમ જેમ એ વિજ્ઞાન આગળ ને આગળ પ્રગતિ કરતું જાય છે, તેમ તેમ કુદરતના બનાવોનું કારણ ભૂત અગર દેવતાઓ નથી પણ કુદરતના પોતાના નિયમોજ છે એ વાત મનાતી જાય છે બાહ્યસૃષ્ટિને લગતા ભ્રમ આધુનિક વિજ્ઞાને ભાગી નાખ્યા છે, તેમ ધર્મના વિષયને લગતા ભ્રમ અદ્વૈતવાદવડે છિન્ન ભિન્ન થઇ ગયા છે એટલામાટે અદ્વૈતવાદ બીજા તમામ ધર્મ અને દર્શનો કરતાં વિશેષ વૈજ્ઞાનિક ધર્મ છે અને તેથીજ વિજ્ઞાનના આક્રમણ સામે ટકી રહેવાને શક્તિવાન્ છે. અદ્વૈતવાદ કહે છે કે આ બ્રહ્માંડની રચના કરનાર ઇશ્વર બ્રહ્માંડની બહારનો નથી અથવા જગતથી બહાર રહેનાર કોઇ દૈત્યદ્વારા જગતની ઉત્પત્તિ થઇ નથી વાસ્તવિકરીતે જગતની ઉત્પત્તિ થઇ છે એમ પણ નથી, કારણ કે તે પોતે પોતામાંથીજ પ્રકટ થયું છે, પોતાની મેળેજ તેનો પ્રકાશ થયો છે અને પાછો પોતાનામાંજ તેનો લય થઇ જશે. બ્રહ્મની એક અનંત સત્તા છે અને **तत्त्वमसि श्वेतकेतो।** "હે શ્વેતકેતુ! તે તું જ છે." હવે તમે જોઇ શકશો કે આ એકલોજ ધર્મ ખરેખરો વૈજ્ઞાનિક ધર્મ છે. વર્તમાન સમયના અર્ધશિક્ષિત ભરતખંડમાં આજકાલ વિજ્ઞાન–વિજ્ઞાન–સાયન્સ–સાયન્સ એવો જે બકવાદ મચી રહ્યો છે, જ્યાં ત્યાં બુદ્ધિ અને યુક્તિ, એજ માત્ર પ્રમાણ છે એવું ચારે દિશાએથી સંભળાય છે, દરેક સિદ્ધાંત સ્વીકારવા પહેલાં તેની સાબિતી માગવાની, તેનું કારણ

અને યથાર્થતા તપાસવાની વૃત્તિ જાગ્રત થએલી જણાય છે, તે ઉપરથી હુ એવી આશા રાખુ છુ કે તમારા આખા સપ્રદાયના સંપ્રદાય અલ્પ સમયમા અદ્વૈતવાદી બની જશે કારણ કે માન્ય ગણાતા અમુક શાસ્ત્રોના માત્ર આધારથીજ નહિ પણ શુદ્ધ તર્ક અને યુક્તિની સહાયતાવડે પણ પોતાના સિદ્ધાતને સ્થાપિત કરનાર એકલો અદ્વૈતવાદજ છે અને હુ તમને ભગવાન્ બુદ્ધના શબ્દો કહુ છુ કે "**बहुजनहिताय बहुजनसुखाय**" અનેક માણસોના કલ્યાણ અર્થે, અનેક માણસોના સુખને અર્થે તમે એ મતનો પ્રચાર કરવાને હિમત રાખીને આગળ પડશો જો તમે તેમ નહિ કરો તો તમારા ઉપર નૈતિક ભીરુતાનો આરોપ મૂકીશ જો તમે તમારી નિર્બળતાનો તમારી નૈતિક ભીરુતાનો ત્યાગ ન કરી શકતા હો, જો ખરા સત્યનો જાહેરમા સ્વીકાર કરતાં તમને ભય લાગતો હોય તો બીજાઓને પણ તેમની મરજી માફક વર્તવા દેજો જે સ્વતત્રતા તમે તમારે પોતાને માટે ઇચ્છો છો તે બીજાઓને પણ આપતા રહેજો બિચારા અજ્ઞાન મૂર્તિપૂજકને તોડી પાડતા નહિ તેને રાક્ષસ–પિશાચ કહીને વગોવતા નહિ જેઓ તમારા મત સાથે પૂરેપૂરા એકમત થતા ન હોય તેમના મન ઉપર તમારો મત બળાત્કારે ઠસાવવાને યત્ન કરતા નહિ. યાદ રાખજો કે તમે પોતે પણ નિર્બળ છો. જો તમને પોતાને પણ સમાજનો ભય લાગતો હોય જો તમને પણ પ્રાચીન કાળના વહેમનો ડર લાગતો હોય, તો પછી જેઓ તમારા જેવા જ્ઞાની નથી તેમને તે બાબતોનો કેટલો ડર લાગતો હશે અને તેમના ઉપર એ વહેમના બધન કેટલા દૃઢ થયેલા હશે તેનો ખ્યાલ કરજો આજ અદ્વૈતવાદનુ દૃષ્ટિબિન્દુ છે બીજા પ્રત્યે દયા રાખો પરમતસહિષ્ણુતાનો ગુણ પ્રાપ્ત કરો માત્ર વિવાદ કરવામા કે વિચારમા નહિ પણ અનુભવમા આખુ જગત્ જો આવતીજ કાલે અદ્વૈતવાદી બનવા તૈયાર હોય તો તો ઘણુજ સરસ છે, પરતુ એવો સભવજ નથી, માટે એનાથી કાઇક ઉતરતુ પણ જે થોડુ ઘણુ શુભ થઇ શકે એવુ હોય તે અવશ્ય સિદ્ધ કરો અજ્ઞાન મનુષ્યોનો પ્રેમથી હાથ પકડીને તેમના સામર્થ્યાનુસાર તેમને ક્રમે ક્રમે આગળને આગળ લઇ જાઓ એટલુ નિશ્ચયપૂર્વક માનજો કે ભરતખડમાં ધર્મનો વિકાસ ક્રમોન્નતિના મહા નિયમને અનુસરીને થયેલો છે નિકૃષ્ટ સ્વરૂપમાથીજ તે ધીમે ધીમે પરમ ઉન્નત, પરમ વિશુદ્ધ સ્વરૂપ ધારણ કરતો ગયો છે.

હવે અદ્વૈતવાદના નીતિતત્ત્વવિષે થોડુક વિવેચન કરવાની આવશ્યકતા છે આપણા દેશનો યુવાન વર્ગ હમણાં હમણા અદ્વૈતવાદ ઉપર આક્ષેપ કરવા લાગ્યો છે, કોણ જાણે તેમના મગજમા એ વિષ કોણે રેડ્યુ હશે ? તેઓ કહે છે કે અદ્વૈતવાદ લોકોને અનીતિવાન્ થતા શીખવે છે, કારણ કે જો આપણે બધા એક ઇશ્વરરૂપ હોઇએ તો પછી નીતિપરાયણ થવાની આપણને જરૂરજ શી છે, અને આપણાં પાપાચરણમાટે આપણને શિક્ષા પણ કોણ કરનાર છે ! ખરેખર આ દલીલ કેવળ પાશવ પ્રકૃતિવાળા

મનુષ્યના મુખમાંથીજ નીકળી શકે જે મનુષ્ય ચાબુકના ડરથી અંકુશમાં રહે તે ખરેખર પશુજ હોવો જોઇએ જો તમે એવી પશુની અવસ્થાએજ પહોંચી ગયા હો તો બહેતર છે તમે આત્મહત્યા કરી નાખો ચાબુકના ડરથી અંકુશમા રહો, શિક્ષાના ભયથી નીતિમાન રહો એવા પશુતુલ્ય મનુષ્ય થવા કરતા આત્મહત્યા કરવી એજ વધારે સારો માર્ગ છે શુ તમે શિક્ષાના ભયથીજ નીતિવાન્ રહ્યા છો? અને એ ભય જતો રહે તો તમે પિશાચ જેવા બની જશો? જો એમજ હોય તો તમે 'મનુષ્ય' નામને યોગ્યજ નથી, તમારા ઉપર અત્યારે ને અત્યારે ગોળીબાર કરવા જોઇએ તમારે માટે બીજો રસ્તોજ નથી તમારે હમેશાં ચાબુક અને સોટીના ભયવડેજ સીધે રસ્તે જવુ છે? ખરેખર જો તેમજ હોય તો તમારે માટે ઉદ્ધારનો અને બચવાનો એકકે ઉપાય નથી બીજી વાત એ છે કે નીતિતત્ત્વનું ખરૂ રહસ્ય અદ્વૈતવાદવડેજ સમજાવી શકાય છે "પરોપકાર એજ નીતિતત્ત્વનો પરમ સાર છે" એવો દરેક ધર્મ ઉપદેશ આપે છે, પણ શા કારણથી પરોપકારને એટલુ મહત્ત્વ આપ્યુ છે તે કોઇ કહી શકતુ નથી તેઓ કહે છે કે નિઃસ્વાર્થી થાઓ, પણ શા માટે નિઃસ્વાર્થી થવુ જોઇએ? શુ કોઇ અમુક દેવ અથવા પેગબરે આજ્ઞા કરી છે તેટલાજ માટે? જો તેમજ હોય તો તેનો આદેશ મારે માનવો નથી અમુક શાસ્ત્રમા કહ્યુ છે તે માટે? જો તેમજ હોય તો ભલે, એ શાસ્ત્રો ગમે તે કહે મને તે કબૂલ નથી. ભલેને આખી દુનિયાના શાસ્ત્રો પરોપકારી અને નિઃસ્વાર્થી થવાનુ કહે પણ હુ તેમનો આદેશ સાભળવાને બધાયલો નથી દરેક જણે પોતપોતાનુજ હિત સાધી લેવુ જોઇએ લોકો મોએ તો શાસ્ત્રને માને છે પણ વ્યવહારમા તો શાસ્ત્રની આજ્ઞાનુ છચોક ઉલ્લઘન કરે છે મારે નીતિમાન થવુ જોઇએ તેનુ કાંઇ કારણ બતાવશો? અદ્વૈતવાદની મદદ લીધા વગર આ પ્રશ્નનુ ખરૂ નિરાકરણ કોઇથી થઇ શકે એમ છેજ નહિ

**समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥**

ઇશ્વરને સર્વત્ર સમભાવે અવસ્થિત રહેલો માનીને જે આત્માદ્વારા આત્માની હિંસા કરતો નથી તે પરમગતિને પામે છે

અદ્વૈતવાદ એવો ઉપદેશ આપે છે કે અન્યને ઇજા કરવા જતા તમે તમારી જાતનેજ ઇજા કરો છો, કારણ કે જેમને તમે પારકા ગણો છો તે તમારાંજ સ્વરૂપ છે તમે આ સિદ્ધાંત સમજો કે ન સમજો તોપણ તમે ×સર્વના હાથદ્વારા કાર્ય કરો છો, સર્વના પગદ્વારા ચાલો છો, રાજમહેલમા વિવિધ વિલાસ ભોગવનાર બાદશાહ તમેજ છો, રસ્તામા રખડતા કગાલ ભિખારી પણ તમેજ છો, વિદ્વાન્ પડિત

× **सहस्रशीर्षा सहस्रबाहु** ઇત્યાદિ.

પણ તમેજ છો, અને મૂર્ખ પામર પણ તમેજ છો. નિર્બળ પણ તમેજ છો અને બળવાન્ પણ તમેજ છો. આ સિદ્ધાંતને હૃદયના ઉંડાણુમાં ઉતારો અને બીજાઓ તરફ સહાનુભૂતિ રાખતા શીખો બીજાને ઇજા કરતાં આપણે પોતાનેજ ઇજા કરીએ છીએ, બીજાનુ અહિત કરતા આપણે પોતાનુજ અહિત કરીએ છીએ અને તેથી કરીનેજ આપણે અહિંસાવ્રત લેવુ જોઇએ આજ કારણુથી હુ ભૂખથી પીડાતો હોઉ તોપણ તેની પરવા કરતો નથી, હુ ભૂખે મરૂ છુ એમ હુ કદિ માનતોજ નથી, કારણુ કે હુ લાખો મુખવડે આહાર કરી રહ્યો છુ મારૂ કે મારાઓનુ શુ થશે એવો ક્ષુદ્ર વિચારજ હુ કરતો નથી, કારણુ કે આખુ જગતજ "હુ" અને "મારૂ" છે હુજ પળે પળે આખા જગતનો સર્વ પ્રકારનો આનદ ભોગવી રહ્યો છુ માગે કે જગતનો વિનાશ કોઇથી થઇ શકે એમ છેજ નહિ આજ ખરેખરૂ અમરત્વ છે અદ્વૈતવાદમાંજ નીતતત્ત્વનો આવો યુક્તિપૂર્વક ખુલાસો મળી આવે છે બીજા ધર્મ નીતિનો માત્ર ઉપદેશજ આપે છે, પણુ શામાટે નીતિપરાયણુ થવુ તેનુ કારણુ તેઓ બતાવી શકતા નથી.

હવે અદ્વૈતવાદ અનુસાર વર્તન કરવાથી લાભ શો છે? તે વિચારીએ તેની અદર શક્તિ, પ્રતાપ, વીર્ય રહેલા છે શ્રુતિ કહે છે કે "**श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य: ।**" પ્રથમ આ આત્મતત્ત્વનુ શ્રવણુ કરો આખા જગત્ ઉપર તમે જે હિપ્નોટિઝમ કર્યું છે, જે માયાજાળ પાથરી છે તે સકેલી લો નિર્બળતા ભરેલા વિચાર જગતમા ફેલાવશો નહિ મનુષ્ય નિર્બળ છે એવુ મનમા પણુ લાવશો નહિ તમે નિર્બળ છો એવુ કોઇને પણુ કહેતા નહિ નક્કી યાદ રાખજો કે "નિર્બળતા' એ એક શબ્દની અદર સઘળા પ્રકારના પાપનો સમાવેશ થઇ જાય છે તમામ દુરાચારનુ મૂળ નિર્બળતામાંજ છે જગતમા જે કાઇ અનિષ્ટ છે તે નિર્બળતાને લીધેજ છે નિર્બળતાજ મનુષ્ય પાસે અઘટિત કાર્ય કરાવે છે, અને તેને લીધેજ મનુષ્ય સ્વાર્થપરાયણુ થાય છે, તથા બીજાને નુકશાન કરે છે. એ દોષને લીધેજ મનુષ્ય તેના ખરા સ્વરૂપમાં પ્રકાશી શકતો નથી, માટે આપણે પોતે કોણુ છીએ, આપણુ સત્યસ્વરૂપ શુ છે, એ આપણે દરેકે જાણુવુ જોઇએ રાત્રિદિવસ આપણે આપણા સત્યસ્વરૂપનુજ ચિતન કરવુ જોઇએ. માતાના દૂધમાથીજ **सोऽहम्** શબ્દની તેજોમય વાણીનુ પાન કરવુ જોઇએ **सोऽहम् सोऽहम्** એનુજ નિરતર ચિતન અને રટણુ થવુ જોઇએ. પછી તેનુ મનન કરવુ જોઇએ એ મનનદ્વારા, અને એ વિચારદ્વારા જગતમા કદિપણુ થયા ન હોય એવા અદ્ભુત કાર્ય તમે કરી શકશો

આ અદ્વૈતવાદને વ્યવહારમા કેવી રીતે ઉતારવો? કેટલાએક કહે છે કે એને વ્યવહારમા પરિણુત કરી શકાયજ નહિ, જડસૃષ્ટિમાં એની શક્તિનો પ્રકાશ કદિ થયોજ નથી.કેટલેક અશે આ વાત,સત્ય છે કારણુ કે વેદમા શું કહ્યુ છે તે સાંભળો –

**ओमित्येकाक्षरं ब्रह्म ओमित्येकाक्षरं परम् ।**
**ओमित्येकाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।**

"ૐ એ મહામંત્ર છે ૐ એ આપણી શ્રેષ્ઠ સંપત્તિ છે. જે ૐનું રહસ્ય જાણે છે તેને સર્વ ઇપ્સિત વસ્તુઓ પ્રાપ્ત થાય છે"

માટે પ્રથમ તમે ૐકારનું રહસ્ય જાણી લો–તમે પોતેજ એ ૐકારરૂપ છો તે બરાબર સમજી લો. **तत्त्वमसि**—'તે તુજ છે" એ મહાવાક્યનો ભાવાર્થ હૃદયમાં ઉતારો અને ત્યારેજ તમને જે કોઈ પદાર્થની ઈચ્છા હશે તે તમે પ્રાપ્ત કરી શકશો જો તમારે આ જડસૃષ્ટિમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આજથી દૃઢ ભાવના કરો કે તમે ઉચ્ચ છોજ આથી તમને જેની ઇચ્છા હશે તે પદાર્થ તમારી સન્મુખ આવીને ઉભો રહેશે. માત્ર તમારે પૂર્ણ આત્મશ્રદ્ધાથી તે પદાર્થને આકર્ષવો જોઇએ વિશ્વાસપૂર્વક માનજો કે તમારામાં અનંત સામર્થ્ય છે, અનંત ઐશ્વર્ય છે હું એક સમુદ્રનો ક્ષુદ્ર પરપોટો હોઉં અને તમે કદાચ પર્વત જેવા ઉંચા અને વિશાળ તરંગરાજ હો, પણ તેથી શું થયું? યાદ રાખજો કે આપણો બેઉનો આધાર અનંત મહાસાગર ઉપરજ છે. આપણા સામર્થ્યનો, આપણા પ્રતાપનો મૂળ ભંડાર તો તે અનંત ઈશ્વરજ છે. આપણે બેઉ આપણી મરજીમાં આવે તેટલું સામર્થ્ય એ મહાન્ ભંડારથી પ્રાપ્ત કરીને શક્તિવાન્ થઇ શકીએ છીએ. પ્રથમ તમારા પોતાનામાં અને પછીજ બીજી બધી વસ્તુઓમાં વિશ્વાસ રાખો, એજ અદ્વૈતવાદનું રહસ્ય છે તમે જગતનો ઇતિહાસ જોશો તો જણાશે કે જે જે પ્રજાએ પોતાના સામર્થ્યમાં વિશ્વાસ રાખ્યો છે, તે સબળી બળવાન્ અને પ્રતિષ્ઠાવાન્ થઈ છે તમે દરેક પ્રજાનો ઇતિહાસ જોશો તો માલૂમ પડશે કે દરેક પ્રજામાંથી પણ જે જે વ્યક્તિઓ આત્મશ્રદ્ધાવાન હતી, તે સર્વને સમાજમાં શ્રેષ્ઠ પદવી અને અધિકાર પ્રાપ્ત થયાં છે. એક યુવાન અંગ્રેજ આપણા દેશમાં કારકુની કરવા આવ્યો હતો, અને નાણાંની તંગીને લીધે અથવા બીજા કોઇ કારણને લીધે તેણે બે વાર પોતાના માથા તરફ પિસ્તોલ તાકી હતી, પણ જ્યારે પિસ્તોલ ખાલી ગઈ, આત્મહત્યા થઇ શકી નહિ, ત્યારે તેના હૃદયમાં અત્યંત પ્રબળ શ્રદ્ધા ઉત્પન્ન થઇ કે હું કાંઇક મહત્ત્વનું કાર્ય કરવા જન્મ્યો છું એ માણસ તે હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો સ્થાપનાર લૉર્ડ ક્લાઇવ હતો જો તેણે પાદરીઓનો ઉપદેશ માન્યો હોત અને ક્ષુદ્રકીડાની માફક 'હે ભગવન્! હું દુર્બળ છું. હે ભગવન્! હું પામર છું!' એવું કલ્પાન્ત કર્યું હોત તો તેના શા હાલ થયા હોત? કદાચ તેણે ગાંડાની ઇસ્પિતાલમાં જીંદગી પૂરી કરી હોત તમે પણ ખોટા ઉપદેશ સાંભળીને થોડાઘણા ગાંડા થયા છો મે જગતના દેશેદેશમાં જોયું છે કે દીનતાના નિર્બળતાજનક કુશિક્ષણથી અત્યંત અશુભજ પરિણામ આવ્યું છે, અને એથી કરીને મનુષ્યજાતિ નિર્બળ અને નિર્વીર્ય થઇ જશે એવાં ચિહ્ન દેખાય છે.

આપણાં બાળકો ઉપર પણ એવાજ સંસ્કાર પડે છે અને તેથી તેઓપણ અર્ધાં ગાંડા જેવાં નીવડે તો એમાં શું આશ્ચર્ય ?

આ અદ્વૈતવાદનું વ્યાવહારિક સ્વરૂપ છે માટે તમને ફરીથી આગ્રહપૂર્વક કહું છું કે દૃઢ આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરો જો તમારે ઐહિક સંપત્તિની ઇચ્છા હોય તો એ દિશામાં પણ અદ્વૈતવાદનો ઉપયોગ કરો, લક્ષ્મી તમારી આગળ હાથ જોડીને ઉભી રહેશે જો તમારે બુદ્ધિવાન્ થવું હોય તો બુદ્ધિના પ્રદેશમાં પણ અદ્વૈતવાદનો ઉપયોગ કરો અને તમે જરૂર મહાબુદ્ધિસંપન્ન થઈ શકશો જો તમને મુક્તિની કામના હોય તો આધ્યાત્મિકપ્રદેશમાં એજ સિદ્ધાંતનો ઉપયોગ કરો એટલે તમે મુક્ત થશો, ઈશ્વરરૂપ બની જશો અને પરમાનંદસ્વરૂપ નિર્વાણની પ્રાપ્તિ કરી શકશો પણ અદ્વૈતવાદીઓએ જો ભૂલ કરી હોય તો એજ છે કે તેમણે માત્ર તેનો આધ્યાત્મિક દિશામાંજ ઉપયોગ કર્યો, અને બીજા કોઈ વિષયમાં તેને કામે લગાડયો નહિ. હવે એ ભૂલ સુધારવાનો અને અદ્વૈતવાદને સંપૂર્ણ રીતે વ્યવહારોપયોગી બનાવવાનો સમય આવી પહોચ્યો છે હવે એ રહસ્યને ગુપ્ત રાખશો તે નહિ ચાલે. હવે એ મહાન્ શક્તિ હિમાલયવાસી મહાત્માઓપાસે અને અરણ્યવાસી તપસ્વીઓ પાસેજ સચવાઈ રહેલી ન જોઈએ હવે તો દરેક જણના રોજના જીવનમાં અદ્વૈતવાદનો ઉપયોગ કરવાનો સમય આવી લાગ્યો છે રાજાના મહેલમાં, સાધુસંન્યાસીની ગુફામાં, દરિદ્રમાં દરિદ્ર માણસની ઝુંપડીમાં—સર્વત્ર અદ્વૈતવાદની ચેતનપ્રદ, સંજીવક ભાવનાઓનો પ્રચાર કરો રાજા અને રંક, પંડિત અને મૂર્ખ, રસ્તામાં રખડતા કંગાલ ભિખારીને પણ તેનો ઉપયોગ કરવા દો અદ્વૈતવાદનો જીવનના એકેએક કાર્યમાં, દેશના એકેએક ભાગમાં પ્રવેશ કરાવો એ ચેતનમય પ્રસાદથી આખી પ્રજાને—આખા જગતને બળવાન્ બનાવી દો ગીતામાં કહ્યું છે કે **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।** "આ ધર્મનું અલ્પ અંશે પણ પાલન કર્યાથી મહાન ભયમાંથી મુક્ત થવાય છે," માટે તમે શૂદ્ર હો, સ્ત્રી જાતિ હો, ગમે તે હો તેનો લેશ માત્ર વિચાર કરતા નહિ, કારણ કે શ્રીકૃષ્ણનું વચન છે કે થોડુંક પણ ધર્મનું પાલન કર્યાથી મહત્ કલ્યાણની પ્રાપ્તિ થાય છે માટે હે આર્યસંતાનો ! આળસુની માફક હાથ જોડીને બેસી ન રહો ઉઠો, જાગ્રત થાઓ અને પ્રાપ્તવ્ય સ્થાનને પહોચતા સુધી વિરામ લેવાનો વિચારજ ન કરતા આ અદ્વૈતવાદને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો, તેને જીવનને લગતા એકએક કાર્યમાં લાગુ પાડવાનો સમય આવી પહોચ્યો છે એનો ચારે દિશાએ પ્રચાર કરો અને સ્વર્ગથી મૃત્યુલોક પર્યંત ફેલાવી દો, એવીજ હવે ઈશ્વરની આજ્ઞા છે આપણા પૂર્વજો આપણને આદેશ કરે છે કે આ મહાન્ સત્યસમૂહનો સર્વત્ર પ્રચાર કરો તેને મનુષ્યમાત્રની સામાન્ય સંપત્તિ બનાવો. તમારા પ્રાચીન શાસ્ત્રના ઉપદેશો આખા જગત્માં સચરાચર વ્યાપ્ત થાય, આખું જગત્ વેદાંતની ભાવનાથી

રસબસ બની જાય, એ પવિત્ર આદર્શ સમાજના થરેથરમા સચરી જાય, માણસ માત્રની તે સામાન્ય મિલ્કત બની જાય, મનુષ્યજીવનમાં તે ઓતપ્રોત થઇને તેની નાડીએનાડીમા અને રુધિરના એકેએક બિન્દુમા તેની ( વેદાંતની ) અપૂર્વ ચેતનપ્રદ શક્તિનો સચાર થાય ત્યાસુધી તમારા પૂર્વજોના ઉપદેશની મેઘગભીર ગર્જના જગતના દેશદેશમા ગજવો

કદાચ તમે સાભળીને આશ્ચર્ય પામશો પણ હુ તમને કહુ છુ કે આપણા કરતાં અમેરિકન પ્રજાએ પોતાના કર્મક્ષેત્રમાં વેદાંતનો વિશેષ પ્રમાણમા ઉપયોગ કર્યો છે. જાણ્યે અજાણ્યે પણ તેમણે વેદાતનો જુસ્સો જીવનમાં ઉતાર્યો છે. હુ ઘણીવાર ન્યુયૉર્ક શહેરના સમુદ્રકિનારે ઉભો રહેતો અને દેશદેશથી અમેરીકામા રહેઠાણ કરવાના ઉદ્દેશથી આવતા પરદેશીઓને નિહાળતો. હુ જોતો કે તેઓનુ હીર ચૂસાઈ ગયુ હતું, જુલમના દબાણથી તેમના સ્વાભાવિક જુસ્સા નીચોવાઇ ગયેલા હતા તે બિચારા આશાહીન થએલા, ફાટાંતુટા લૂગડાંની એક પોટલી બગલમાં છૂપાવતા ચાલ્યા આવતા હતા અને શરમ તથા ભયને લીધે કોઈના સામુ જોવાની પણ તેમની હિમત ચાલતી નહિ તે બિચારા, શરમાતા, બ્હીતા, સકોચાતા, માર્ગપર ચાલતા અને જો પોલિસનો સિપાઈ તેમના જોવામાં આવતો તો રસ્તાની બીજી બાજુએ હઠી જતા, પણ અમેરિકાના વાતાવરણની ખુબી તો જુઓ કે છજ મહિનામાં એનાએજ પરદેશીઓ ચોકખા સુશોભિત વસ્ત્ર પહેરીને, છાતીભેર, ટટાર ચલાવા માડે છે અને દરેકની સામે નિડરપણે જોઇ શકે છે હવે તેમને શરમ, ભય, સકોચ, ગ્લાનિ, એમાંનુ કાઇજ નડતું નથી આ અજાયબ જેવો ફેરફાર શાથી થયો ? ધારો કે અમુક માણસ આર્મિનિયા અથવા બીજા કોઈ દેશમાથી આવે છે તેના સ્વદેશમા તેને જુલ્મ અને અન્યાયની ઘાણીમા પીલી નાખવામા આવતો હતો, તેને સત્તાવાળો દરેક માણસ કહેતો કે "તુ ગુલામી હાલતમાં જન્મ્યો છે અને તારે ગુલામજ રહેવુ પડશે જો તે છુટા થવા ધમપછાડ કરી તો કચરાઇજ જઈશ તુ નિરાશાના અધકારમા જન્મ્યો છે અને ત્યાજ રહેજે તારે માટે ઉદ્ધારજ નથી." તેના દેશના વાતાવરણમાજ આવા પ્રકારના ધ્વનિ ગાજી રહ્યા હોય છે "તુ ગુલામી હાલતમા—નિરાશાના અધકારમા આખી જિદગીસુધી સડયાજ કરજે" એવાજ ધ્વનિ તે ચારે દિશાએ સાભળે છે; અને સત્તાવાળા માણસોને દબાવીને, પીલીને તેનુ મનુષ્યત્વ, તેનુ સર્વસ્વ નીચોવી કહાડે છે પણ હવે તો તે ન્યુયૉર્ક નગરમા આવી પહોચ્યો છે સુવેષધારી ભલભલા ગૃહસ્થો તેની સાથે હાથ મેળવીને તેને સન્માન આપે છે ચીથરેહાલ વસ્ત્ર પહેરનાર અને ઉત્તમ પ્રકારના વસ્ત્ર પહેરનાર વચ્ચે આ દેશમા તફાવત ગણાતો નથી તે આગળ જાય છે માર્ગમા એક "રેસ્ટોરાં" ( હોટેલ) આવે છે એક ગૃહસ્થ ટેબલ પાસે બેસીને જમે છે અને ( હૉટેલ ) વાળો તેને તેજ ગૃહસ્થની પાસે તેનાજ ટેબલને

બીજે ખુણે જમવા બેસાડે છે તે નગરમાં ફરે છે અહીં જૂદાજ પ્રકારનું જીવન તેના જોવામાં આવે છે તે જ્યાં જાય છે ત્યાં તેને બીજા મનુષ્યોના જેવાજ સમાન હક્ક અને સમાન સન્માન પ્રાપ્ત થાય છે તે વૉશિંગ્ટન (સંયુક્ત સંસ્થાનોનું પાટનગર) જશે અને ત્યાં ઇચ્છશે તો પ્રેસિડેન્ટની સાથે હસ્તમિલન કરી આવશે. તેની એકલા-ની સાથે નહિ પણ દૂર દૂરના ગામડાંનાં લોકો તથા ફાટાં તૂટાં વસ્ત્ર પહેરીને આવેલા ખેડુતોની સાથે પણ પ્રેસિડેન્ટ આવોજ સદ્વ્યવહાર રાખે છે આ બધાની સામટી અસરથી તેનામાં મર્દાઇના ગુણનો ઉદય થાય, તેનામા સ્વમાનની ભાવના જાગ્રત થાય એમાં શું આશ્ચર્ય ? અમેરિકાના આ સ્વતંત્ર અને સમાનતાભર્યા વાતાવરણના પ્રતાપથી તેનો માયાનો પડદો ઉઘડી જાય છે માયાના આવરણથી, બીજાઓએ તેની ઉપર અજમાવેલા એક પ્રકારના હિપ્નૉટિઝમની અસરને લીધે પોતાને નિર્બળ અને ગુલામ સમજનાર બ્રહ્મ હવે જાગ્રત થયો છે અને મનુષ્યપૂર્ણ જગતમાં પોતાનુ પણ મનુષ્ય તરીકે યોગ્ય સ્થાન છે એમ હવે સમજવા લાગ્યો છે અફસોસ! આપણો દેશ—પવિત્ર ભરતખંડ—જે દેશ વેદાંતની જન્મભૂમિ છે, તેજ ભૂમિમાં જમાનાને જમાના થયા સાધારણ કોટિના લાખો કરોડ માણસો એક પ્રકારની માયા અથવા હિપ્નૉટિઝમની અસર નીચે ઉપર કહી તેવીજ શારીરિક અને માનસિક દુર્દશા ભોગવ્યા કરે છે. તેમને અડકવાથી પણ આપણે ઉચ્ચ વર્ણના લોકો અભડાઇ જઇએ ! તેમની પાસે બેસીએ તો આપણે અપવિત્ર થઇ જઇએ ! બિચારા નિરાશાના અંધકારમાં જન્મ્યા છે અને જીવનપર્યંત તેવીજ હાલતમા રહેશે. પરિણામ એ થયુ છે કે તેઓ અવનતિના કાદવમા ઉંડાને ઉંડા ઉતરતા જાય છે અને માનવજાતિની જેટલી અધોગતિ થઈ શકે તેટલી તેમની થઈ ચૂકી છે * દુનિઆમાં એવો કયો હતભાગી દેશ છે કે જ્યા મનુષ્યો જાનવરની સાથે એક ઓરડામા સૂતા હોય ? અફસોસ ! તે આપણો પોતાનોજ દેશ છે એને માટે બીજા કોઈને દોષ ન દેશો અજ્ઞાન મનુષ્યો એવી ભૂલ કરે છે કે અમુક લોકોએ અમારી આ દશા કરી, પણ તમે તેવી ભૂલ ન કરતા જ્યા કાર્ય છે ત્યાજ તેનુ કારણ હોવુ જોઇએ—બહારના કોઈ સ્થાનમા નહિજ, એવુ મે તમને હમણાંજ કહ્યુ હતુ આપણી દુર્દશાનુ કારણ આપણા દેશમાજ—આપણા પોતાના વર્તનમાંજ છે એ સઘળો દોષ આપણોજ છે.

* કેટલાક વર્ષ પર ઘણુ કરીને ૧૯૦૭ મા ઇંગ્લાંડનો મજૂરપક્ષનો આગેવાન અને હિંદનો હિતેચ્છુ (?) મી કેરહાર્ડી આ દેશની આર્થિક અવસ્થાનો અભ્યાસ કરવા આવ્યો હતો એક ગામડામા તે જઇ ચડ્યો ત્યા એક સ્ત્રી અનાજની છાલાવાળી ઝીણી કણીઓ ( ધુળીયુ ) ના રોટલા બનાવતી હતી કેરહાર્ડીએ તે ચાખી જોયો અને કહ્યુ કે " આવી ચીજ અમારા દેશમા ઢોરને પણ અપાતી નથી " બીજા દેશોમા ઢોર પણ ન ખાય એવો આહાર હિંદના બાળકોને ખાવો પડે છે ! ભા૦ ક૦

જાગ્રત થાઓ ! હિંમતવાન્ બની જાઓ ! એ સઘળી જવાબદારી તમારે પોતાને શિરે વ્હોરી લેવા તૈયાર થાઓ બીજાઓ ઉપર ધૂળ ન ઉરાડો, કારણ કે તમારે જે કાંઇ ખમવુ પડે છે તેના તમે એકલાજ કારણભૂત છો

લાહોરના યુવાન પુરુષો ! મારા શબ્દ ધ્યાનમા રાખજો. આ મહાન્ પાપ (મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ રાખવાનુ) વશપરપરાથી ઉતરી આવેલુ પ્રજાગત દૂષણુ છે, તેની જવાબદારી હવે તમારે શિર છે. જ્યાસુધી તમે એ કલક નહિ ધોઇ નાખો ત્યાં સુધી તમારો ઉદ્ધારજ નથી. તમે હજારો સભાઓ સ્થાપો, વીસ હજાર રાજનૈતિક કલબો, એસોસીએશનો ઉભા કરો, તરેહ તરેહની સસ્થાઓ ઉભી કરો પણુ જ્યાસુધી તમારા હૃદયમા તમારા પ્રત્યેક દેશબાંધવમાટે સહાનુભૂતિ નહિ પ્રગટે અને જે પ્રેમ પોતાનામા સર્વનો સમાવેશ કરે છે, જે હૃદય સર્વને માટે દ્રવે છે, તેવા હૃદય અને પ્રેમની તમે પ્રાપ્તિ નહિ કરો, ત્યાસુધી એ બધુ ફોકટ છે જ્યાસુધી તમે ભગવાન્ બુદ્ધના પ્રેમપૂર્ણ, વિશાળ હૃદયનું હિન્દુસ્તાનની પ્રજાને ફરીથી દર્શન નહિ કરાવો, જ્યાં સુધી તમે શ્રીકૃષ્ણના આદેશને વ્યવહારમાં પરિણુત નહિ કરો, ત્યાંસુધી તમે ઉન્નતિની આશાજ રાખના નહિ ભલે તમે યૂરોપિયન લોકોના, તેમના સમાજનાં, તેમની સભાઓના અનુકરણ કર્યાજ કરો પણુ જ્યાસુધી તેમના હૃદયના ભાવનુ અનુકરણુ નહિ કરો ત્યાસુધી કશુ વળવાનુ નથી ! અત્યારે એક બનાવ જે મે નજરોનજર જોયો હતો તે વિષે કહેવાની મને ઇચ્છા થાય છે એક વાર કેટલાક પ્રબદેશના લોકોને પટાવી ફોસલાવીને અહીના કેટલાક યુરેઝીયન લોકો લડન લઇ ગયા તેમનુ લડનમાં પ્રદર્શન કરીને ખૂબ કમાયા પછી તેમને તેઓ યુરોપના બીજે દેશોમાં લઇ ગયા અને ત્યા તેમને એકલા નિરાધાર પડતા મૂકીને નાસી ગયા આ બિચારા ગરીબ લોકોને યુરોપની ભાષાનો એક અક્ષર પણુ આવડતો ન હતો તેથી તેમની દુર્દશાનો પાર ન રહ્યો તેમને ઑસ્ટ્રીઆના અગ્રેજ એલચીએ વિલાયત પાછા મોકલી દીધા. લડનમાં તેમને કોઇ ઓળખતુ ન હતુ અને બિચારા તદ્દન નિરાધાર, અનાથ અવસ્થામાં આવી પડ્યા હતા એક અગ્રેજ સ્ત્રીને આ વાતની ખબર પડી તેણે એ પરદેશી પ્રબદેશવાસીઓને પોતાના ઘરમા આશ્રય આપ્યો, વસ્ત્ર પહેરાવ્યાં, જમાડ્યા અને તેમને દરેક જરૂરની વસ્તુઓ પૂરી પાડીને તેમની ઉત્તમ બરદાસ્ત કરી એ પછી તેણે આ વાત વર્તમાનપત્રોદ્વારા પ્રસિદ્ધ કરી અને જુઓ તો શુ થયુ ? બીજેજ દિવસે જાણે આખી અગ્રેજ પ્રજા જાગૃત થઇ હોય તેમ આ લોકોને મદદ કરવાને ઉભા કરેલા ફડમાં ઢગલાબધ નાણાં આવવા લાગ્યાં, અને તેવડે તે પરદેશીઓને અનુકૂળતાપૂર્વક તેમને પોતાને દેશ મોકલવામા આવ્યા આવી સહાનુભૂતિના પાયા ઉપરજ અગ્રેજોની રાજનૈતિક અને અન્યવિષયક સસ્થાઓની રચના થઇ છે. તેમના કાર્યનો પાયો આવા પર્વત જેવા દૃઢ પ્રેમ ઉપરજ રચાયો છે, અને બીજાઓ પ્રત્યે

નહિ તો સ્વજાતિ પ્રત્યે તો તેમનો પ્રેમ અગાધ છેજ. તેઓ કદાચ જગતની અન્ય પ્રજાઓને નહિ ચહાતા હોય, પણ સ્વજાતિપ્રત્યે તો તેમની પ્રબળ પ્રેમભાવના છે અને પોતાને બારણે આવેલા પરદેશી તરફ તેઓ ન્યાયી, દયાપરાયણ અને વાજબી વર્તન રાખે છે પશ્ચિમના દરેક દેશમા મારો તે લોકોએ કેવો અદ્દભુત પ્રેમપૂર્ણ સત્કાર કર્યો હતો તે જો હું તમને કહેતા ભૂલી જાઉં તો મારા ઉપર કૃતઘ્નતાનો દોષ આવે. આવા પ્રેમના પાયા ઉપર પ્રજાની ઉન્નતિની પ્રતિષ્ઠા કરે એવાં ઉદાર હૃદય આપણામાં છે ? આપણે તો એવા અધમ છીએ કે એકાદ ભાગીદારી પેઢી ઉઘાડી હોય તો ભાગીઆ એકબીજાને ઠગવાનેજ પ્રયત્ન કરે અને પરિણામે પેઢી દેવાળુ કહાડે તમે અગ્રેજોનુ અનુકરણ કરીને તેમના જેવી સમર્થ પ્રજા બનવાની મોટી મોટી વાતો કરો છો પણ તમારા પાયાજ ક્યાં છે ? આપણે તો રેતી ઉપરજ ઇમારત બાંધીએ છીએ એટલે તે થોડાજ વખતમાં કડડ ભુસ થઇ જાય એમાં શી નવાઈ ?

માટે હે લાહોરવાસી તરુણ પુરુષો ! ફરીથી એકવાર અદ્વૈતનો ઝુંડો ઉઠાવો જ્યાં સુધી તમે સર્વમા અને સર્વત્ર ઈશ્વરનુજ દર્શન ન કરી શકો ત્યાસુધી જે અલૌકિક પ્રેમની જરૂર છે તે તમને બીજી કોઇ પણ ધર્મભાવનાથી નહિ પ્રાપ્ત થાય એક વાર ફરીથી પ્રેમની ધ્વજા ફરકાવો ! **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।** એક વાર ફરીથી જાગૃત થાઓ ત્યાગની ભાવના વગર તમે એક પણ કાર્ય કરી શકશો નહિ જો તમારે બીજાઓને મદદ કરવી હોય તો તમારી જાતને ભૂલી જાઓ ખ્રિસ્તી ધર્મના સૂત્ર મુજબ કહીએ તો તમે ઈશ્વર અને શયતાનને એકીવખતે નહિ ભજી શકો વૈરાગ્યની ભાવના કેળવો તમારા પૂર્વજોએ મહત્ કાર્યો કરવા માટે સસારનો ત્યાગ કર્યો હતો આ જમાનામા પણ ઘણા માણસો પોતાની મુક્તિને માટે સસારત્યાગ કરે છે તમે નવા જમાનાના, નવીન વ્રત ગ્રહણ કરનારા સન્યાસીઓ થાઓ સર્વસ્વનો ત્યાગ કરો, તમારી પોતાની મુક્તિને પણ એકવાર ભૂલી જાઓ અને તમારા દેશબાંધવોની વ્હારે જાઓ. તમે મોટી મોટી વાતો કરવામાં ઘણા કુશળ છો તો આ તમારી સમક્ષ જે વ્યાવહારિક વેદાંત મે મૂકયુ છે તે ગ્રહણ કરવાને તમે તૈયાર છો ? તમારા આ ક્ષુદ્ર જીવનનુ બલિદાન આપવા તૈયાર થાઓ તમારે, મારે અને બીજા હજારો મનુષ્યોને કદાચ અન્નની પણ વિટબણા વેઠવી પડે તો ફિકર નહિ, પરતુ તેમ કરતા પણ જો આપણે સ્વજાતિનુ જીવન ટકાવી શકતા હોઇએ તો શી હરકત છે ? પ્રજાહિતની ખાતર હરેક પ્રકારની મુશીબત ઉઠાવવા તત્પર થાઓ આપણી સમસ્ત પ્રજા દુઃખી મરે છે, અસખ્ય દેશબાંધવોનો શાપ આપણા ઉપર પડેલો છે જ્ઞાનનો અખૂટ ઝરો આપણી પાસે હોવા છતા પણ—આપણે જ્ઞાનની તરસથી પીડાતા આપણા અસખ્ય બધુઓને ગટરનુ ગદુજ પાણી પાઇએ છીએ !

આપણે પેટ ભરીને ખાઇએ છીએ છતા પણ જે અસખ્ય ગરીબ માણસો આપણી નજર આગળ અન્નમાટે ટળવળે છે તેમને આપણે લેશમાત્ર પણ સહાય આપતા નથી ! જે અસખ્ય માણુસોને આપણે અદ્વૈતવાદની મોટી મોટી વાતો સંભળાવીએ છીએ તેમના તરફ આપણે તિરસ્કાર ભરેલી, હલકી વર્તણૂક રાખીએ છીએ જેમને દબાવવાને માટે આપણે લોકાચારની ભયકર રૂઢિ ઉભી કરી છે, જેમને આપણે મોએ મોએ કહીએ છીએ કે તમે અને અમે એક ઇશ્વરનાં સતાન છીએ અને સૌ સરખા છીએ, છતા વ્યવહારમાં એક તિલમાત્ર પણ આપણે તેમની સાથે સમાનતા રાખતા નથી, તે ગરીબ જીવોનો શાપ, તેમની ઉડી હાય આપણા ઉપર છે. × માટે ઉઠો, જાગૃત થાઓ, ગાજી ઉઠો અને આ કલકને ધોઇ નાખો તમારી આ ક્ષુદ્ર જિંદગી એ યજ્ઞમા હોમાઇ જાય તો શુ થઇ ગયુ ? પવિત્ર અને પાપી, સાધુ અને અસાધુ, શ્રીમત અને કગાલ સર્વને માટે મરણુ તો નિર્માણુ થએલુજ છે, શરીર તો કોઇનુ પણ કાયમ રહેવાનુજ નથી, માટે ઉઠો, જાગૃત થાઓ, અને સપૂર્ણરીતે નિષ્કપટી થાઓ આપણા દેશમા કપટ, પાખડ, બોલવાનુ કાંઇ અને ચાલવાનુ કાંઇ એ ભયકર દૂષણુ પેસી ગયુ છે. આપણુને હાલ ચારિત્ર્યની જરૂર છે. આપણુને દઢતા, ચારિત્રબળ અને એકનિષ્ઠાની જરૂર છે, જે સિદ્ધાતને સત્ય માન્યો તેને મડાગાઠની માફક દઢતાથી વળગી રહે અને આખુ જગત્ સામે થાય તોપણુ પાછળ ન હઠે એવા મર્દોની જરૂર છે

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मी· समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

જાગૃત થાઓ, સજ્જ થાઓ, સમય વહી જાય છે અને આપણી શક્તિઓ મિથ્યા વાતોમાજ ક્ષીણુ થઇ જશે. જાગૃત થાઓ નાની નાની બાબતોમાટે, જૂજ જેવા મતમતાતરોને લઇને ખોટા વિવાદ કરવાનુ છોડી દો તમારી સમક્ષ એક મહાન્ કાર્ય પડયુ છે—લાખો મનુષ્યોની અધોગતિ થાય છે—તેમના તરફ લક્ષ આપો. તેમનો ઉદ્ધાર કરો

જ્યારે મુસલમાનો પહેલવહેલા હિન્દુસ્તાનમા આવ્યા ત્યારે હિન્દુઓની સખ્યા હાલના કરતાં કેટલી બધી વધારે હતી ? અને જુઓ હજીપણુ દર વરસે તેમની સખ્યા ઓછી થતી જાય છે એનો પ્રતિકાર નહિ કરો તો દિવસે દિવસે આપણી સખ્યા ઘટતીજ જશે અને છેવટે આપણુ નામનિશાન પણુ નહિ રહે !

+ કહ્યુ છે કે—તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય,
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય

હિન્દુલોકો તેમના અનેક પ્રકારના દોષ છતા જે અદ્‌ભુત તત્ત્વદર્શનના પ્રતિનિધિઓ છે અને જેમનુ સ્વરૂપ તેમણે વિકૃત કર્યું છે છતાં પણ તેમને સાચવી રહ્યા છે, તે તત્ત્વદર્શનનો પણ તેમની સાથેજ વિનાશ થઇ જશે, અને આ અદ્‌ભુત અદ્વૈતવાદ-તત્ત્વદર્શનનો અને અધ્યાત્મજ્ઞાનનો શિરોમણિ-અદ્વૈતવાદ પણ વિલુપ્ત થઇ જશે, માટે જાગ્રત થાઓ અને જગતની આધ્યાત્મિક સંપત્તિના રક્ષણમાટે તમારા બાહુ પ્રસારો તમારા પોતાના દેશમાથીજ કાર્યનો પ્રારંભ કરો આપણને હમણાં ઘણા ઉંચા પ્રકારના જ્ઞાનની જરૂર નથી, પણ અદ્વૈતવાદનો થોડોક અંશ રાજના વ્યવહારમા ઉતરે અને તેથી આપણામા ચેતન અને આત્મવિશ્વાસ પ્રાપ્ત થાય તેનીજ અત્યંત જરૂર છે દેશના જે લાખો માણસો આજ કેટલાક વર્ષ થયાં ભૂખમરો વેઠે છે તેમને પ્રથમ તો પેટભરીને જમાડો અને પછી ધર્મનો ઉપદેશ આપજો લોકો બિચારા અન્ન વગર ટળવળે છે ત્યા આપણે તેમને જગતનુ મિથ્યાપણુ, આત્માનુ અવિનાશીપણુ અને એવી એવી જ્ઞાનની વાતો સંભળાવવા તૈયાર થઇએ છીએ ! * જ્ઞાનવડે કાંઇ ભૂખ ભાગશે ? આપણી પ્રજાને માથે બે મોટા કલંક છે, એક તો આપણી નિર્બળતા અને બીજુ આપણો પરસ્પરનો વિદ્વેષ, આપણું સ્નેહશૂન્ય શુષ્ક હૃદય તમે લાખો ફિલસુફીઓની વાતો કરો, લાખો સંપ્રદાયો બાંધો, પણ જ્યાસુધી તમારૂં હૃદય પારકના દુઃખથી દ્રવે નહિ, જ્યાસુધી વેદના આદેશ મુજબ તમે બીજાઓને તમારા શરીરના અંશસ્વરૂપ સમજો નહિ, શ્રીમંત અને કંગાલ, સાધુ અને શઠ, સર્વને તે સર્વસ્વરૂપ અનંત બ્રહ્મના અંશરૂપ માનો નહિ ત્યાસુધી બધુ ફોકટજ છે

ગૃહસ્થો ! અદ્વૈતવાદના કેટલાક ઉત્તમોત્તમ અંશ મે આજે તમને સમજાવ્યા છે ખરા, પણ તે સમજવા સાથે તેમને અમલમા મૂકવાનો સમય પણ હવે આવી પહોચ્યો છે-એકલા આપણાજ દેશમા નહિ પણ આખા જગતમા તેમને લોકોના જીવનમાં પ્રવેશ કરાવવાનો સમય આવી પહોચ્યો છે આધુનિક વિજ્ઞાન તેના પ્રચંડ હથોડાવડે દરેક દેશના દ્વૈતવાદાત્મક ધર્મોના કાચના પાયા ભાગીને તેના ચુરેચૂરા કરી નાખે છે આપણા એકનાનાજ દેશમાં દ્વૈતવાદીઓએ શાસ્ત્રના શ્લોકોને ખેચી તાણીને વિકૃત કર્યાં છે એમ નથી ( તેમણે શ્લોકોને એવા તો વિકૃત કરી નાખ્યા કે કે મૂળ શ્લોકજ માર્યા ગયા છે-શાસ્ત્ર તે કાંઇ રબર છે કે જેટલુ ખેચો તેટલુ ખેચાય ? ), આપણા એકલાનાજ દેશમા દ્વૈતવાદીઓ પોતાનુ રક્ષણ કરવાને માટે ખૂણાખોચરામા ભરાઈ બેઠા નથી, પરંતુ યૂરોપ અને અમેરિકામા તો એથીએ વધારે એવી ગરબડ થઇ

* એતો જ્ઞાન મને ગમતુ નથી ઋષિ રાયજીરે,
રૂએ બાળક, લાવો, અન્ન, લાગુ પાયજીરે.
( પ્રેમાનંદકૃત સુદામાચરિત્ર )

રહી છે,* માટે ભરતખંડના થોડાક તત્ત્વવિચાર તે દેશોમા પ્રેરવાની જરૂર છે અત્યારથીજ તે વિચાર તે તરફ જવા તો લાગ્યા છે, પણ હજી તેનો દિવસે દિવસે વિશેષ પ્રચાર કરવો જોઇશે, અને પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિઓનુ વેદાંતવડે રક્ષણ કરવું પડશે, કારણ કે પાશ્ચાત્ય દેશોમા જૂની પ્રથાઓ તૂટી ગઇ છે અને નવી પ્રથાનુ મંડાણ થયુ છે–ઈશ્વરને ઠેકાણે કાંચનની પૂજા થવા લાગી છે હાલના સ્પર્ધા અને સુવર્ણના ધર્મ કરતાં તેમનો જૂનો ધર્મજ ગમે તેવો ખામીવાળો હોવા છતા સારો હતો. આવા કાચા પાયા ઉપર ગમે તેવી બળવાન્ પ્રજા પણ ટકી શકે નહિ. જગતનો ઇતિહાસ પૂછે છે કે જેમના પાયા એવા કાચા હતા તે પ્રજાઓ આજ કયા છે? આપણા દેશમા એ સુવર્ણપૂજનની પ્રથા દાખલ ન થવા પામે તેની આપણે પ્રથમ કાળજી રાખવાની છે. માટે દરેકને અદ્વૈત સિદ્ધાંતનો ઉપદેશ આપો કે જેથી કરીને વિજ્ઞાનના ધસારા સામે આપણો ધર્મ ટકી રહે. વળી આપણે એટલુ કરીનેજ સંતોષ માનવાનો નથી, પરંતુ બીજી પ્રજાઓને પણ સહાયતા આપવાની છે તમારા તત્ત્વચિંતન યૂરોપ અને અમેરિકાનો ઉદ્ધાર કરશે, પણ જે વાત સાૈથી વિશેષ અગત્યની છે તેનુ હું તમને ફરીથી સ્મરણ કરાવુ છુ કે અહી તો ખરેખર કાર્યજ બજાવવાનુ છે મોએ મોએથી શાસ્ત્રચર્ચા કરવાની નથી એ કાર્યનો પ્રથમ ભાગ એ છે કે શ્રીકૃષ્ણ ભગવાનના શબ્દો–**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः । निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥** એ આદેશ યાદ રાખીને અજ્ઞાનના અંધકારમા સડતા આપણા લાખો સ્વદેશ બાંધવોની પાસે જઇને, તેમનો હાથ પકડીને તેમને અંધકારમાથી પ્રકાશમા અને અવનતિમાથી ઉન્નતિપર લઇ જવાને પ્રયાસ કરવાનો છે.

# भक्तिसंबंधी तत्त्वविचार

(આ વ્યાખ્યાન સ્વામી વિવેકાનંદે ૧૮૯૭ના નવેમ્બરની ૯ મી તારીખે સાંજે ગ્રેટ બેંગાલ સરકસના તંબુમા આપ્યુ હતુ એ સ્વામીજીએ લાહોરમા આપેલુ બીજુ ભાષણ હતુ લાહોરમા પ્રકટ થતા ટ્રિબ્યૂન પત્રમા એનો સારાંશ પ્રસિદ્ધ થયો હતો. તેનો અનુવાદ નીચે મુજબ છે.)

ઉપનિષદોના ગંભીર નાદ કરતા પ્રવાહની અંદર એક દૂરથી આવતા શબ્દનો

* ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર પ્રમાણે જગતની ઉત્પત્તિ થયે પાંચ કે છ હજાર વર્ષ થયા છે. હવે જ્યારે પુરાતન ઇતિહાસશોધકો વીસ અને પચીસ હજાર વર્ષ પૂર્વના હાથના લખેલા ઇતિહાસ ખંડીએરોમાથી અને સમુદ્રને તળીએથી શોધી લાવે, તો તે જોઇને બાઇબલમા આપેલા ઈતિહાસ ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય એમા શી નવાઇ? ભા૦ ક૦

પ્રતિધ્વનિ આપણા કાનપર અથડાય છે જો કે એનો સૂર ઘણો ઉંચો અને સારી રીતે લખાયલો છે અને તે સમગ્ર વેદાંતગ્રંથમાં સ્પષ્ટપણે જોવામાં આવે છે, તો પણ તે જોઇએ તેવો પ્રબળ નથી ઉપનિષદોનો મુખ્ય ઉદ્દેશ સર્વવ્યાપી પરબ્રહ્મના અસ્તિત્વ અને સ્વરૂપનું વર્ણન કરવાનોજ હોય એવી પ્રતીતિ થતી હોવા છતાં, એ અદ્‌ભુત ગંભીર ભાવનાની વચમાં વચમાં આપણને સુંદર કવિત્વનું પણ દર્શન થાય છે.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं ।
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ॥ (કઠોપનિષદ્)

"ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો નથી, ત્યાં ચંદ્ર કે તારાઓ પ્રકાશતા નથી ત્યાં વિજળીનું પણ અજવાળું હોતું નથી તો પછી અગ્નિની તો વાતજ કેવી?

એ બે અપૂર્વ પંક્તિઓમાં રહેલા હૃદયસ્પર્શી કવિત્વના પ્રભાવથી આપણે ઇન્દ્રિયાતીત પ્રદેશમાં એટલે કે મનના પ્રદેશથી દૂર અત્યંતદૂરના પ્રદેશમાં દાખલ થઇ જઇએ છીએ તે એવો પ્રદેશ છે કે જે સમગ્રભાવે કદિપણ બુદ્ધિનો વિષય થઇ શકતો નથી. છતાં તે સર્વ તરફથી અને સદાકાળ આપણી પાસેને પાસેજ છે! એ મહાન્ ભાવની પાછળ તેની છાયાની માફક અનુસરણ કરનાર એક બીજા પ્રકારનો ભાવ રહેલો છે તે ભાવ એવો છે કે જેને સાધારણ માણસો પણ ધારણ કરી શકે છે, અને તેમના નિત્યજીવનમાં તેનું અનુસરણ વિશેષ ઉપકારક નીવડે છે, તથા માનવજીવનના પ્રત્યેક વિભાગમાં તે પ્રવેશ કરી શકે છે એ ભાવ તે ભક્તિનું બીજ છે સમય જતાં એ ભાવની અત્યંત વૃદ્ધિ થવા પામી છે ઉપનિષદ્‌ની પછીના યુગમાં તે ભાવ સંપૂર્ણ કલાએ પહોચ્યો છે અને તેનું વર્ણન અત્યંત સરળ, સ્પષ્ટ ભાષામાં કરવામાં આવ્યું છે મારૂં આ કથન પુરાણોને ઉપલક્ષીને છે

એ પુરાણોમાં ભક્તિનો સર્વોત્તમ આદર્શ નજરે પડે છે ભક્તિના બીજનું અસ્તિત્વ તો પ્રથમથીજ હતું વેદના સંહિતાવિભાગમાં પણ તે દૃષ્ટિગોચર થાય છે અને ઉપનિષદ્‌માં તેનો કેટલેક અંશે વિકાસ થએલો માલુમ પડે છે, પણ પુરાણમાં તો તેનું વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે આમ હોવાથી ભક્તિ એ કેવા પ્રકારનો ભાવ છે તેનું અવલોકન કરવું હોય તો આપણે પુરાણની સહાયતા લેવી પડશે પુરાણની સત્યતાવિષે અત્યંત ભિન્ન ભિન્ન મત પ્રકટ થઇ ચૂક્યા છે. પુરાણના છૂટા છવાયા અનેક અંશ ટાંકીને તેમની અસત્યતા સાબિત કરવામાટે પુષ્કળ વિવેચન કરવામાં આવ્યું છે, અને ઘણે પ્રસંગે સિદ્ધ કરવામાં આવ્યું છે કે પુરાણની ઘણીખરી બાબતો આધુનિક વિજ્ઞાનશાસ્ત્રના પ્રકાશ આગળ ટકી શકતી નહિ હોવાથી તે અસત્ય છે કેટલેક અંશે એ વાત ખરી પણ છેજ, પરંતુ એ બધા વાદવિવાદને બાજુએ મૂકતાં-પુરાણ માંહેની વૈજ્ઞાનિક, ભૂગોળ અને ખગોળવિદ્યાવિષયક બાબતોને એક બાજુએ મૂકતાં, એની અંદર એક ચોક્કસ તત્ત્વ નજરે પડે છે. ઘણું

ખરા પુરાણનુ જો તમે આદિથી અંતસુધી બારીક દષ્ટિએ અવલોકન કરશો તો જણાશે કે તેમા ઠેકાણે ઠેકાણે ભક્તિનો અંશ ઝળકી નીકળે છે. પુરાણનો ઉદ્દેશજ ભક્તિના સિદ્ધાંતની સ્થાપના કરવાનો છે પુરાણોમા જે સાધુમહાત્માઓના તથા રાજર્ષિઓના ચરિત્ર જોવામા આવે છે તે પણ ભક્તિનાજ ઉદાહરણરૂપ છે અને તેમનાદ્વારા ભક્તિનાંજ રહસ્ય પ્રકટ કરેલાં છે. સૌન્દર્યનાં અને ભક્તિના અનેક પ્રકારના દષ્ટાંત આપીને તેમનુ વિવરણ કરવા પુરાણોનો મુખ્ય ઉદ્દેશ છે

હુ હમણાંજ કહી ગયો છુ કે એ આદર્શ સાધારણ કોટિનાં મનુષ્યોથી પણ ગ્રહણ થઇ શકે એવો હોવાથી તે વિશેષ કલ્યાણપ્રદ છે વેદાંતના અત્યંત ઉગ્ર પ્રકાશને ઝીલી શકે અને તેને હૃદયમાં ધારણ કરી શકે એવા માણસોની સખ્યા પણ હમેશાં બહુજ થોડી હોય છે, તો પછી એ આદર્શને જીવનમા ઉતારી શકે તેવા માણસોની વાતજ શી ? કારણ કે વેદાંતમતનુ અનુસરણ કરનાર પ્રથમ તો અભી નિર્ભય હોવો જોઇએ જેને વેદાંતપ્રદર્શિત માર્ગ ગ્રહણ કરવાની ઇચ્છા હોય તેણે પોતાના હૃદયમાં ભયનુ તો નામનિશાન પણ રહેવા દેવુ ન જોઇએ આપણે સઘળા જાણીએ છીએ કે એ કાર્ય ઘણુ વિષમ છે જેમણે સસારસાથેનો તમામ પ્રકારનો સસર્ગ એકદમ તોડી નાખ્યો છે, જેમના બધન અત્યત અલ્પ થઇ ગયા છે, અને મનુષ્યના હૃદયને દુર્બળ અને ભીરૂ બનાવી દે એવી વૃત્તિઓનો જેમણે સપૂર્ણઅંશે ત્યાગ કર્યો છે, તેમને પણ કોઇ કોઇવાર મનમાં એવો અનુભવ થાય છે કે જેને લીધે તેઓ તે સમયે દુર્બળ, નિર્વીર્ય બનીને મત્રમુગ્ધ સર્પ જેવા નિશ્ચેષ્ટ થઇ જાય છે જ્યારે વસ્તુસ્થિતિ આવી છે ત્યારે જેઓ ચારે બાજુએથી દૃઢ બધનવડે જકડાઇ ગયા છે, જીવનની દરેક દરેક ક્ષણમાં જેઓ અનેક પ્રકારના દાસત્વને લીધે ક્રમે ક્રમે અવનત થતા જાય છે તેઓની માનસિક દુર્બળતાનુ પૂછવુજ શુ ? એવા મનુષ્યોને માટે પુરાણોક્ત ભક્તિવિષયક મનોહર કથાઓજ અત્યત ઉપકારક થઇ પડે છે. તેમના કલ્યાણને માટેજ પુરાણોમા ભક્તિના કોમળ અને કવિમય ભાવ પ્રકટ કરવામાં આવ્યા છે, તેમને માટેજ ધ્રુવ, પ્રલ્હાદ અને બીજા અનેક મહાત્માઓની અદ્ભુત, વિસ્મયકારક કથાઓ આલેખવામાં આવી છે અને લોકો પોતાના જીવનમાં ભક્તિભાવનો વિકાસ કરી શકે એ હેતુથી તેમને માટે અત્યત સરળ, સુલભ માર્ગ બતાવવામાં આવ્યો છે આપણે પુરાણોમાંના વૈજ્ઞાનિક અશને સત્ય માનીએ કે ન માનીએ તોપણ આપણામા કોઇ એવો નથી કે જેના જીવન ઉપર ધ્રુવ, પ્રલ્હાદ તથા એવી બીજા અનેક પુરાણોક્ત મહાત્માઓની જીવનકથાની લેશમાત્ર પણ અસર ન થઇ હોય

પુરાણોની ઉપયોગિતા કેવલ વર્તમાન સમયમાંજ હોય એમ પણ નથી, ગયા જમાનામા અવનત અને ભ્રષ્ટ થએલો બૌદ્ધધર્મ આપણા દેશના જનસમાજને જે ધર્મ તરફથી પ્રેરતો હતો, તેનાથી મુક્ત કરીને વધારે ઉદાર, વધારે ઉન્નત અને સામાન્ય પ્રજા-

વર્ગને વધારે ઉપયુક્ત ધર્મતન્ત્ર વાળનાર પુરાણો.જ હતાં, અને તે માટે આપણે એ ગ્રંથોનો આભાર માનવો જોઇએ.

ભક્તિરૂપી સહજ અને અત્યંત સુલભ ભાવ માત્ર પુસ્તકોમાં લખાય અને વાચનાર વાંચે તેથી કોઇ વિશેષ લાભ નથી, પણ એ ભાવનાનું આપણા દૈનિક જીવનમાં પળે પળે અનુસરણ થવું જોઇએ, કારણ કે આપણે આગળ ઉપર જોઇશું કે ભક્તિભાવનો ક્રમે ક્રમે વિકાસ થતાં છેવટે તે પ્રેમના સર્વોત્તમ રહસ્યરૂપ બની જાય છે. જ્યાંસુધી મનુષ્યની પ્રીતિ વ્યક્તિગત અથવા સ્થૂળ હોય ત્યાંસુધી પુરાણના ઉપદેશની સીમાનું ઉલ્લંઘન થઇ શકેજ નહિ. જ્યાંસુધી મનુષ્ય પોતાની નિર્બળતાને લીધે સહાયને માટે કોઇ પણ વ્યક્તિ ઉપર અવલંબન કરશે, ત્યાંસુધી એક રૂપમાં નહિ તો બીજા રૂપમાં પણ પુરાણોક્ત ભાવનાનો પ્રચાર અને સ્વીકાર ચાલુ રહેશેજ ભલે આપણે તેના નામમાં ફેરફાર કરીએ, ભલે આપણે હાલ સમાજમાં પ્રચલિત થએલાં પુરાણોની નિંદા કરીએ, પણ બીજીજ પળે આપણને તે નહિ તો બીજા એકાદ પુરાણની રચના કરવાની જરૂર પડશેજ પડશે ધારો કે આપણામાં કોઇ મહાપુરુષનો જન્મ થયો અને તેણે બધાં પ્રાચીન પુરાણનો અસ્વીકાર કર્યો, આટલું છતાં પણ એજ મહાપુરુષના અવમાનને પૂરાં વીશ વર્ષ નહિ થાય તેટલામાં તો તેના અનુયાયીઓ પોતાના ગુરુના જીવનના પ્રસંગોને આધારે એકાદ નવીન પુરાણ ઉત્પન્ન કર્યા વગર રહેશેજ નહિ, પુરાણનો ત્યાગ થઇ શકે એમ છેજ નહિ પ્રાચીન પુરાણનો સ્વીકાર કરો કે આધુનિક પુરાણનો સ્વીકાર કરો એટલોજ માત્ર તફાવત છે મનુષ્યનો સ્વભાવ જોતાં એવા પ્રકારનું સાહિત્ય આવશ્યકજ છે જેઓ ખરેખરા પરમહંસની દશા પ્રાપ્ત કરીને, મનુષ્ય તરીકેની સ્વાભાવિક નિર્બળતાનો ત્યાગ કરીને પૂરેપૂરા નિર્ભય બની ગયા હોય, જેમના માયાનાં બંધન તૂટી ગયાં હોય અને જેમની સ્વાભાવિક લાલસાઓ શમી ગઇ હોય, એવા પરમ જીતેન્દ્રિય, પરમ મહિમાવાન્ મહર્ષિતુલ્ય પુરુષોનેજ પુરાણનું પ્રયોજન રહેતું નથી.

સાધારણ મનુષ્યોને સગુણ ઇશ્વરની અથવા વ્યક્તિ-વિશેષ ઇશ્વરની ઉપાસના કર્યા વગર ચાલવાનુંજ નહિ જો તે પ્રકૃતિમાં સાકારરૂપે પ્રકટ થતા ભગવાનનું પૂજન નહિ કરે તો તેને ઠેકાણે *સ્ત્રી, પુત્ર, પિતા, બંધુ, ગુરુ કે એવી કોઇને કોઇ વ્યક્તિની સ્થાપના કરીને તેમાંના કોઇનું પૂજન તેને કરવુંજ પડશે પુરુષ કરતાં સ્ત્રીજાતિને એવા પ્રકારની ઉપાસનાની વિશેષ જરૂર પડે છે તેજનાં આંદોલન થોડાં ઘણાં સર્વત્ર

* ફ્રાન્સનો તત્ત્વજ્ઞ કૉંત લગભગ નાસ્તિક હતો છતાં તેને એકવાર મૃત પત્નિની કબરનું પૂજન કરવાનું મન થઈ આવ્યું હતું મનુષ્યની સામાન્ય પ્રકૃતિજ એવી છે કે તેને પોતાનો પ્રેમ એક યા બીજે ઠેકાણે-ઇશ્વરમાં યા મનુષ્યમાં યા હૃદયમાં અર્પણ કર્યા વગર ચાલતું જ નથી ભા૦ ક૦

છે એ વાત ખરી અંધકારમય સ્થાનમા પણ તેજના આંદોલન અલ્પ પ્રમાણમા હોય છે ખરા. બિલાડી તથા એવા બીજા પ્રાણીઓ અંધકારમા પણ સારી રીતે જોઇ શકે છે તે ઉપરથી સાબિત થાય છે, કે ગમે તેવા અંધકારવાળા સ્થાનમા પણ તેજનો કાંઇક અંશ હોવોજ જોઇએ, પણ જ્યારે તેજના આંદોલન એક સેકન્ડમાં ઓછામા ઓછા અમુક સંખ્યામા થતાં હોય ત્યારેજ તેને આપણે જોઇ શકીએ છીએ નિર્મિત સંખ્યા કરતાં વધારે અથવા ઓછાં આંદોલન થતા હોય તો આપણે તેટલા પ્રકાશથી કોઈ પણ પદાર્થને જોઈ શકતા નથી. આવીજ રીતે આપણે નિર્ગુણ, નિરાકાર સત્તા (બ્રહ્મ) વિષે વાતો કરીએ છીએ ખરા, પણ જ્યાસુધી આપણે સામાન્ય મનુષ્યની કોટિમાં હોઇએ ત્યાસુધી આપણાથી મનુષ્યની અંદરજ ઈશ્વરનુ દર્શન થઇ શકશે આજ કારણને લીધે આપણો ઈશ્વર વિષેનો આદર્શ માનુષી છે, અને આપણે તેની જે રીતે ઉપાસના કરીએ છીએ તે પણ માનુષી છે "મનુષ્યશરીર ઈશ્વરનુ મંદિર છે" એ વાત અક્ષરે અક્ષર સત્યજ છે આથીજ કરીને આપણે જોઇએ છીએ કે દરેક યુગમા, દરેક દેશમા ઘણાખરાં મનુષ્યો મનુષ્યનીજ ઉપાસના કરતા આવ્યાં છે અલબત્ત એમ કરતાં આપણા જનસમાજમા અનેક પ્રકારની અતિશયોક્તિ થએલી છે અને તેમના વિષે સખત ભાષામા ટીકા કરવાની જરૂર પણ છે, પરંતુ તેની સાથે આપણે એટલુ પણ લક્ષમા રાખવુ જોઇએ કે હજીસુધી એ મૂળ ભાવનાના મર્મભાગમાં સડો પેઠો નથી, આટલી આટલી અતિશયોક્તિ છતાં અને મનુષ્યપૂજનની ભાવનાનો દુરુપયોગ થવા છતા પણ હજી તેનુ રહસ્ય માર્યું ગયું નથી, હજી તેનો પાયો મજબૂત અને સલામત છે, તેનો મેરૂદંડ (કરોડનુ હાડકુ) હજી તૂટી ગયો નથી હુ તમને વગર વિચાર્યે પુરાણોક્ત ઉપકથાઓનો તથા તેમના તદ્દન અવૈજ્ઞાનિક (સાયન્સથી વિરુદ્ધ) અંશનો સ્વીકાર કરવાનુ કહેતો નથી દુર્ભાગ્યે પુરાણોની અંદર કેટલાક વામમાર્ગીઓના ભ્રષ્ટ વિચાર દાખલ થઇ ગયા છે તે વિચારોને પણ તમે માનજો એવુ મારા કથનનુ તાત્પર્ય નથી, પણ મારે તમને એજ જણાવવાનુ છે કે એ સર્વ છતા પણ પુરાણોમાં એક ઉત્તમ રહસ્ય છે અને તેને લીધેજ પુરાણો આજ સુધી ટકી રહ્યાં છે પુરાણો સમાજમાં આદર પામે છે તેના અનેક કારણ છે, પરંતુ તેમાં મુખ્ય કારણ એ છે કે તેમનો ઉદ્દેશ ભક્તિભાવને તથા ધર્મની ભાવનાને લોકોના દૈનિક જીવનમાં ઉતારવાનો, તથા તત્ત્વજ્ઞાનના ઉચ્ચ આકાશમા વિચરતા ધર્મતત્ત્વને સાધારણ મનુષ્યો ગ્રહણ કરી વ્યવહારમાં મૂકી શકે એવુ સ્વરૂપ આપવાનો છે.

મનુષ્યવર્ગ હાલમા જે સ્થિતિમાં છે તે સ્થિતિમા તે ઈશ્વરકૃપાથી ન હોત તો વધારે સારૂં થાત, પણ હવે એ સ્થિતિની પ્રતિકૂળતા જોઇને વ્યાકુળ થવાથી લાભ નથી હવે તો એ સ્થિતિમાંથી ઉન્નતિ કેવી રીતે કરી શકાય તેજ વિચારવાનુ છે.

મનુષ્ય પોતાના ચૈતન્યનો અથવા આધ્યાત્મિકતાનો ગમે તેટલો આડંબર કરે તોપણ તે હાલમાં તો સ્થૂળ ભાવનાથી પરિપૂર્ણ છે એ સ્થૂળ ભાવનાવાળા મનુષ્યોનો હાથ પકડીને ધીરે ધીરે તેમને ઉન્નત કરવાના છે અને જ્યાંસુધી તેઓ ચૈતન્યમય અને સંપૂર્ણરીતે ધર્મપરાયણ ન થાય, ત્યાંસુધી એ પ્રયાસ ચાલુ રાખવાનો છે હાલ તો ચૈતન્ય એ શું છે તે સમજવાને પણ નવ્વાણુ ટકા માણસો અસમર્થ છે જે પ્રેરકશક્તિ આપણને કાર્ય કરવાને પ્રેરે છે, અને જે ફળની આપણે અભિલાષા રાખીએ છીએ તે સર્વ સ્થૂળજ હોય છે. હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહું તો 'આપણે અત્યંત સંકુચિત પ્રદેશમાંજ કાર્ય કરવાને શક્તિમાન છીએ.' મનુષ્યની શક્તિ કેટલી મર્યાદિત છે એ વાત પુરાણ લખનારાઓ સારી રીતે જાણતા હતા, તેથીજ તેમના અત્યંત સંકુચિત પ્રદેશમાં કેવી રીતે કાર્ય કરવું તેનો માર્ગ તેઓ બતાવી ગયા છે આવો પ્રકારનો ઉપદેશ આપીને પુરાણોએ લોકોનું જે કલ્યાણ કર્યું છે તે અપૂર્વ અને વિસ્મયજનક છે અલબત્ત, ભક્તિનો આદર્શ ચૈતન્યમય અને આધ્યાત્મિક છે તોપણ તે માર્ગ સ્થૂળ પદાર્થમાં થઈનેજ જાય છે, માટે આ જડ જગતના જે જે પદાર્થો આધ્યાત્મિકતાની પ્રાપ્તિ કરવામાં સહાયભૂત થાય એવા હોય તેમને સર્વને ઉપયોગમાં લેવા પડે છે એમ કરતાં કરતાંજ સ્થૂળ ભાવનાવાળા મનુષ્યો ક્રમે ક્રમે ઉન્નત થઈને આધ્યાત્મિક તત્ત્વને ગ્રહણ કરવા સમર્થ થશે શાસ્ત્રમાં પ્રથમથીજ ન્યાત, લિંગ, ધર્મ કશાનો ભેદ રાખ્યા વગર મનુષ્યમાત્રને વેદ ભણવાનો અધિકાર આપ્યો છે આટલું કહ્યા પછી વધારામાં કહ્યું છે કે જો જડ મંદિરદ્વારા મનુષ્ય ઈશ્વરપ્રતિ વધારે પ્રેમ રાખી શકે એમ હોય તો એવા મંદિરથી હાનિ ન થતાં લાભજ છે જો ઈશ્વરની મૂર્તિનું સ્થાપન કર્યાથી પ્રેમના આદર્શને ઝીલવાનું કાર્ય સરળ થતું હોય તો ખુશીની સાથે, તમારી મરજીમાં આવે તો એકને ઠેકાણે વીશ મંદિર ઉભા કરો ગમે તે પદાર્થદ્વારા જો ધર્મના પરમ લક્ષ્યની પ્રાપ્તિ થતી હોય અને જો તે નીતિવિરુદ્ધ ન હોય તો તેનું તરતજ નિઃશંકપણે અવલંબન કરવું. 'નીતિવિરુદ્ધ ન હોય,' એ વાક્યનો ઉલ્લેખ કરવાનું પ્રયોજન એ છે કે નીતિવિરુદ્ધ વિષય આપણને ધર્મમાર્ગમાં સહાયતા આપવાને બદલે ઉલટા અંતરાયરૂપજ નીવડે છે

ભરતખંડમાં ઈશ્વરની ઉપાસના સમયે મૂર્તિનો ઉપયોગ કરવાની સામે સૌથી પહેલી લડત *કબીરે ચલાવી હતી, પણ બીજી બાજુએ જોતાં જણાય છે કે ભરતખંડમાં જે જે મોટા દાર્શનિકો, તત્ત્વવેત્તાઓ, ધર્મપ્રચારકો થઈ ગયા છે તેઓ ભગવાનને સગુણ અથવા વ્યક્તિરૂપ માનતા ન હતા અને વગર સંકોચે સાધારણ લોકોને તેવોજ ઉપદેશ કરતા હતા, તોપણ તેઓએ મૂર્તિપૂજન ઉપર કોઈ પણ

*" પત્થર પૂજે પ્રભુ મિલે તો કયું નવ પૂજે પહાડ ?
માલાસે જો હરિ મિલે તો કયું ન ફેરવો ઝાડ ? "

પ્રકારનો આક્ષેપ કર્યો નથી ઘણું તો તેઓ એટલુંજ કહેતા કે મૂર્તિપૂજાની ગણના ખાસ ઉંચા પ્રકારની ઉપાસનાવિધિમાં કરતા નહિ. તેમજ કોઇ પણ પુરાણમાં મૂર્તિપૂજાને ઘણું ઉચ્ચ સ્થાન આપ્યુંજ નથી જગતની તમામ પ્રજાઓ કોઇ ને કોઇ રૂપમા મૂર્તિપૂજન કરે છેજ યાહૂદી લોકો જેમના ધર્મશાસ્ત્રમા મૂર્તિપૂજાનો પ્રકટપણે નિષેધ કર્યો છે તેઓ પણ એમ કલ્પના કરે છે કે અમુક પવિત્ર પેટીમા જેહોવાનો આવિર્ભાવ થાય છે અને તે કારણથી તેઓ તે પેટીને અત્યત પવિત્ર માને છે, એટલે તેઓ પણ એક રીતે મૂર્તિપૂજકજ છે આથી કરીને અમુક પ્રજા ઉપર મૂર્તિપૂજકપણાનો આરોપ મૂકીને તેની નિદા કરવી એ છેક અયોગ્ય છે જો પ્રતિમાનુ અથવા બીજા કોઇ પણ જડ પદાર્થનુ પૂજન કર્યાથી પારમાર્થિક લાભ થતો હોય તો તેનો ઉપયોગ કરવામા કશીજ હરકત નથી જડપદાર્થદ્વારા ઇશ્વિરોપાસના કરવી એ અત્યત હલકા પ્રકારની ઉપાસનાવિધિ છે એવુ તો આપણા કોઇ ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટપણે લખેલુ જોવામા આવતુ નથી.

પરતુ એમ પણ કહેવુ પડે છે કે ભરતખડના દરેકે દરેક માણસને પ્રતિમાપૂજન કરવાનુ દુરાગ્રહપૂર્વક દબાણ કરવામા આવે છે. આ વાત એટલી બધી અણઘટતી છે કે તેને સમજાવવાને મારી પાસે પૂરતા શબ્દો નથી દરેક જણે અમુકજ પદ્ધતિથી ઉપાસના કરવી અથવા અમુકજ વસ્તુનુ અવલબન કરીને ઉપાસના કરવી તેવિષે હુકમ કરવાનો બીજાને અધિકાર નથી. એ બાબતમાટે માથાફોડજ શાસારૂ કરવી જોઇએ ? અમુક માણસ કયે માર્ગે પોતાની ઉન્નતિ કરી શકે એમ છે—મૂર્તિપૂજનથી, અગ્નિપૂજાથી કે અમુક સ્તભની ઉપાસનાથી, તે વાત બીજાઓ શી રીતે જાણી શકે ? એ કામ દરેકના ગુરુનુ છે અને ગુરુશિષ્યના સબધદ્વારાજ એ સર્વ બાબત નક્કી થઇ શકે છે ભક્તિવિષયક ગ્રથોમા ઇષ્ટદેવતા સબધે જે નિયમો ઘડયા છે તે દ્વારા આ બાબતનો ખુલાસો મળી શકે છે. સારાશ એ છે કે દરેક જણે પોતાની પ્રકૃતિને અનુકૂળ હોય એવી ઉપાસનાપદ્ધતિનુ અનુસરણ પોતાના ઇષ્ટ દેવતાને પ્રાપ્ત કરવામાટે કરવુ જરૂરનુ છે, અને એ બાબતમા શાસ્ત્ર અથવા ગુરુએ બતાવેલો માર્ગજ તેનેમાટે કલ્યાણપ્રદ છે. આ પ્રમાણે વર્તવાની સાથે દરેક જણે ઉપાસનાના અન્ય માર્ગો તરફ પણ સહાનુભૂતિથીજ જોવુ જોઇએ. જો કે પોતે તો પોતાને બતાવેલી પદ્ધતિદ્વારાજ સાધન કરવાનુ છે એ સાધનદ્વારા સાધક જ્યારે પોતાને ધારેલે સ્થળે પહોચે, જ્યારે તે કેન્દ્રમાં સ્થિત થાય, ત્યાર પછી તેને જડ પદાર્થની મદદની જરૂર રહેતી નથી.

આપણા દેશમા અનેક સ્થાને પ્રચલિત થયેલી કુલગુરુ અથવા વશપરપરાગત ગુરુની પ્રથાના સબધમાં સાવચેતી આપવાના ઉદ્દેશથી થોડુક વિવેચન કરવાની અત્ર જરૂર જણાય છે શાસ્ત્રમાં કહ્યુ છે કે "જે વેદનુ રહસ્ય જાણે છે, જે નિષ્પાપ છે, જે

ધનની લાલસાથી અથવા કોઇ પણ પદાર્થની લાલસાથી શિષ્યને ઉપદેશ આપતો નથી, જેની કૃપા અહૈતુકી એટલે સંપૂર્ણ રીતે નિષ્કામ છે, જેમ વસંતઋતુ વૃક્ષલતા વગેરે પાસેથી કશાની આશા રાખતી નથી છતાં પણ પોતાનો અમલ બેસતાંજ તે ઋતુ તેઓને ફૂલફળથી પરિપૂર્ણ કરી દે છે, તેમ જેમનો સ્વભાવજ લોકોનું કલ્યાણ કરવાનો છે અને તેના બદલામાં જેઓ કશાની આશા રાખતા નથી, જેમનું આખું જીવન લોકોનું કલ્યાણ કરવામાટેજ છે, એવા પુરુષોજ ગુરુ થવાને યોગ્ય છે બીજા નહિ"+ અયોગ્ય ગુરુ પાસેથી જ્ઞાનપ્રાપ્તિની આશા રાખવી એ વ્યર્થ છે, એટલુંજ નહિ પણ તેમની પાસેથી ઉપદેશ ગ્રહણ કરવામાં હાનિ થવાનો પણ ભય રહે છે, કારણ કે ગુરુ એ કાંઇ માત્ર શિક્ષક કે ઉપદેશક નથી, ઉપદેશ આપવો એ તો તેના કર્તવ્યનો અત્યંત અલ્પ અંશ છે આપણે હિંદુ લોકો માનીએ છીએ કે ગુરુ શિષ્યના શરીરમાં અમુક પ્રકારની શક્તિનો સંચાર કરે છે આપણે બાહ્ય સૃષ્ટિમાંથી એક સામાન્ય દૃષ્ટાંત લઇએ-શીતળા ટકાવતી વખતે જો અશુદ્ધ રસી શરીરમાં દાખલ કરવામાં આવી હોય તો તેથી ઉલટું બીજા અનેક પ્રકારના રોગીષ્ટ જંતુઓને શરીરમાં પ્રવેશ કરવાનું સુગમ થઇ પડે છે; તેમ અયોગ્ય ગુરુ પાસેથી ઉપદેશ ગ્રહણ કરવાથી પણ ઉલટા અનેક પ્રકારના ખોટા સંસ્કાર મગજ ઉપર દૃઢ થઇ જવાનો ભય રહે છે. આ પ્રમાણે હોવાથી આપણા દેશમાંથી કુલગુરુની પ્રથા જેમ બને તેમ જલદી નીકળી જવી જોઇએ ગુરુનું કાર્ય એ એક પ્રકારનો ધંધો ન બની જવો જોઇએ એમ થાય એ તદ્દન શાસ્ત્રવિરુદ્ધ છે અને તેનું વેળાસર નિવારણ કરવાની જરૂર છે કોઇપણ માણસ માત્ર વંશપરંપરાથી ચાલતી આવેલી પ્રથાને આધારે ગુરુપણાનો દાવો કરવા નીકળે તો તેને લેશ પણ ઉત્તેજન આપવું જોઇએ નહિ

ખાદ્યાખાદ્યના પ્રશ્નસંબંધે ચર્ચા કરતાં સ્વામીજીએ કહ્યું કે આહારના સંબંધમાં જે સખ્ત નિયમોનું પાલન કરવા તરફ દુરાગ્રહ રાખવામાં આવે છે, તે મોટે ભાગે તો ઉપર ઉપરનોજ છે અને જે મૂળ ઉદ્દેશથી એ નિયમો રચવામાં આવ્યા હતા તેનો તો અત્યારે તદ્દન લોપજ થઇ ગયો છે. આપણા આહારને કોનો સ્પર્શ થાય તો ચાલી શકે, એ પ્રશ્ન સમજાવતાં તેમણે લાંબું વિવેચન કરીને સિદ્ધ કરી બતાવ્યું કે શાસ્ત્રોક્ત સ્પર્શાસ્પર્શના નિયમની અંદર ગંભીર દાર્શનિક તત્ત્વ રહેલું છે, પણ એ ગૂઢ નિયમ સાધારણ માણસોથી રોજના વ્યવહારમાં પાળી શકાય એવો નથી જેમની તમામ વૃત્તિઓ ધર્મમાંજ સ્થિર થએલી છે એવા ઉંચી કોટિના પુરુષો માટેજ એ સૂક્ષ્મ નિયમો જરૂરના છે, અને સાધારણ માણસો પાસે તેમનું પાલન કરાવવું એ કેવળ ભ્રમજ છે, કેમકે ઘણા ખરા સામાન્ય કોટિના માણસોને સ્થૂળ ભોગની તૃપ્તિ થએલી નહિ હોવાથી તેમના ઉપર દબાણ કરીને બળાત્કારે તેમની

+વિવેકચૂડામણિ

પાસે ધર્મના ઉંચા નિયમો પળાવવા એ પરિશ્રમજ મિથ્યા છે

ભક્તિમાર્ગનું અવલબન કરનારમાટે જે જે ઉપાસનાપદ્ધતિઓ બતાવવામા આવી છે તેમા મનુષ્યનુ પૂજન શ્રેષ્ઠ છે જો મનુષ્યપૂજન યોગ્ય રીતે કરવુ હોય તો પોતાની શક્તિ પ્રમાણે એક, બે, બાર કે વધુ ગરીબ માણસોને દરરોજ પોતાને ઘેર નિમત્રીને તેમને સાક્ષાત્ નારાયણ માનીને તેમની શુશ્રૂષા કરવી જોઇએ. મે અનેક દેશની દાન કરવાની પદ્ધતિઓનુ અવલોકન કર્યું છે પણ તે જેવી જોઇએ તેવી સફળ નહિ થવાનુ કારણ એ છે કે તેમનુ રીતસર પાલન થતું નથી "અરે એ ! આ લેતો જા" એવી રીતે કરેલા દાનથી દયાધર્મનો ઉદ્દેશ બર આવતો નથી, ઉલટુ એથી તો અહકારનેજ પોષણ મળે છે, કેમકે એમ કરીને પોતે દાન, ધર્મ કરે છે તેની જગતને જાણ કરાય છે હિદુઓએ ખાસ સ્મરણમાં રાખવું જોઇએ કે સ્મૃતિના અભિપ્રાય પ્રમાણે દાન કરનાર કરતાં દાન ગ્રહણ કરનારનો દરજ્જો ઉંચો છે દાન ગ્રહણ કરનાર તે સમયને માટે સાક્ષાત્ નારાયણસ્વરૂપ છે. આથી કરીને મારા અભિપ્રાય પ્રમાણે જો એવા ધોરણ પ્રમાણે મનુષ્યપૂજન કરવાનો પ્રચાર થાય તોજ તે કલ્યાણકારક નીવડે.× અને તેટલા ગરીબ, આંધળા, અપગ, ભૂખ્યા તરસ્યા માણસો દરરોજ ઘેર ઘેર નેતરાય, તેમનુ ઈશ્વરની પ્રતિમાની માફક પૂજન થાય અને તેમને અન્નવસ્ત્રથી સતુષ્ટ કરવામા આવે તો એ રીતે ઈશ્વરની ઉત્તમ પ્રકારે ઉપાસના કરી ગણાય એ પ્રમાણે, બીજે દિવસે તેના તેજ માણસોને ફરીથી ન બોલાવતાં બીજા ને તેડી લાવવાં જોઇએ. હું કોઇ પણ પ્રકારની ઉપાસના-પદ્ધતિની નિદા કરતો નથી માત્ર મારૂ કહેવાનુ તાત્પર્ય એ છે કે જીવત નારાયણની પૂજા એ સવથી શ્રેષ્ઠ પ્રકારની પૂજા છે અને હિદુસ્તાનના લોકોને માટે ચાલુ સમયમા તો એજ પ્રકાર સર્વથી વિશેષ કલ્યાણપ્રદ છે

વ્યાખ્યાનનો ઉપસહાર કરતાં સ્વામીજીએ ભક્તિની એક ત્રિકોણસાથે સરખા-મણી કરી ભક્તિના પહેલા ખુણાનુ લક્ષણ એ છે કે જેની ભકિત અથવા પ્રેમ શુદ્ધ હોય છે તે બદલાની આશા રાખતો નથી પ્રેમનો ભય હોતો નથી, એ ભક્તિનો બીજા ખુણો છે બદલાની અથવા ફળની કામના રાખીને ઈશ્વરસાથે પ્રેમ જોડવો એ તો ભીખારીનુ કામ છે અથવા વ્યાજ ખાનાર વેપારીનુ લક્ષણ છે ખરા ધર્મની સાથે એને કશોજ સબધ નથી એવી ભિક્ષુકતા એ સ્પષ્ટ રીતે નાસ્તિકતા-નુજ ચિન્હ છે "જે માણસ ગગાને કિનારે કૂવો ખોદવા બેસે તેના જેવો બીજો મૂર્ખ કોણ ?" તેમ ઐહિક વસ્તુને માટે ઇશ્વરના કાલાવાલા કરે તે માણસ પણ

× આ પ્રમાણે અનાથ અથવા દુખી માણસોને ઘેર તેડવાનુ ન બને તો દેશમાંજ જે અનાથાશ્રમો અથવા સેવાશ્રમો છે, તેમને દરમાસે અમુક રકમ મોકલાવાય તો તે તે પણ ઇષ્ટ છે. ભા૦ ક૦

મૂર્ખજ છે. ભક્ત તો હમેશ ઈશ્વરને આ પ્રમાણેજ કહે છે કે " હે પ્રભો ! હું તમારી પાસે કશુંય માગતો નથી પણ તમારે જો કાંઈ જોઈતું હોય તો મારી પાસે જે કાંઈ છે તે આપવા તૈયાર છું " પ્રેમ ભયને તો ઓળખતોજ નથી એક દુર્બળ શરીરવાળી સ્ત્રી રસ્તામાં એકલી જતી હોય તો કદાચ તે કોઈ કૂતરાના ભસવા કે ઘુરકવામાત્રથી ભયભીત થઈને કોઈના ઘરમાં ભરાઈ જશે, પણ જો તેજ સ્ત્રીની સાથે તેનો છોકરો હોય તો તે વખતે કૂતરો તો શું પણ એક સિંહ તેના ઉપર ધસારો કરે તોપણ તે શું નાસી જશે ? કદિ નહિ પુત્રનો જાન બચાવવાને તે સિંહના મોંમાં પહેલીજ ઝંપલાવશે હવે ત્રીજો અને છેલ્લો ખુણો એ છે કે પ્રેમનું લક્ષ્યબિંદુ પ્રેમજ છે ભક્તિની છેવટે એવી સ્થિતિ થઈ જાય છે કે તેને પ્રેમજ સત્ય પદાર્થ જણાય છે અને બીજું બધું અસત્ય લાગે છે ભગવાનના અસ્તિત્વનાં પ્રમાણ શોધવામાટે શાને અથડાવું જોઈએ ? જે જે દશ્ય પદાર્થ છે તે સર્વમાં પણ તે વિરાજમાન છે. જે શક્તિ ચંદ્ર, સૂર્ય અને ગ્રહોને ગતિમાન કરે છે, અને જે સ્ત્રી, પુરુષ તથા પ્રાણીમાત્રમાં, તેમજ સર્વ પદાર્થમાં સ્પષ્ટરીતે માલમ પડે છે તે ઈશ્વરનીજ છે સ્થૂળ પદાર્થોમાં તે ગુરુત્વાકર્ષણરૂપે પોતાનું કાર્ય કરી રહી છે. તે મહાન શક્તિ અણુ અણુમાં વ્યાપી રહી છે તેજ અનંત પ્રેમસ્વરૂપ છે, જગતમાં તેજ શક્તિ અનંત અને સર્વત્ર વ્યાપી રહેલી છે અને તેજ પ્રત્યક્ષ સર્વવ્યાપી ઈશ્વર છે

---

# रजपुतानामां प्रवास

સ્વામીજી લાહોરથી ડેરાડૂન ગયા તેમની શરીરપ્રકૃતિ સારી નહિ હોવાથી ત્યાં રહીને થોડો વખત વિશ્રાન્તિ લેવાનો તેમનો વિચાર હતો આ કારણથી ઘણા માણસો સાથે મેળાપ ન થાય અને જે મળવા આવે તેમની સાથે ઘણી વાતચીત ન કરવી એવી તેમની ઇચ્છા હતી, પણ દબાવતા દબાય નહિ એવી અદ્ભુત શક્તિ જેના હૃદયમાં ઉછળી રહી હોય, તેનાથી ઠરીને બેસાય ખરૂં ? તેમનું નિવાસસ્થાન અત્યંત ગુપ્ત હતું છતાં પણ આવ્યાના સમાચાર લોકોને મળતાજ તેઓના ટોળેટોળાં સ્વામીજીની પાસે આવવા લાગ્યા, અને તેઓ પણ પોતાની તબીયતની દરકાર ન કરતા હમેશનીમાફક નાના પ્રકારના ઉપદેશ આપતા ગયા તેમનો અહીં આવવાનો એક બીજો ઉદ્દેશ હતો તેમના યૂરોપિયન શિષ્ય મિસ્ટર અને મિસિસ સેવીયરને હિમાલયના કોઈ એકાંત સ્થળમાં આશ્રમ બાંધવાને જમીન જોઈતી હતી, પણ અહીં મન પસંદ જગ્યા જડી નહિ. અહી સ્વામીજી પોતાના રિવાજ પ્રમાણે શિષ્યોને દરરોજ રામાનુજ ભાષ્યનું અધ્યયન કરાવતા હતા. વેદાંતના અધ્યયનમાં ઘણીવાર સ્વામીજી

એવા તન્મય થઇ જતા કે એક વાર સેવિયર દપતી તેમને સાંજના ફરવા તેડી જવાને રાહ જોતાં ઉભાં હતાં, પણ સ્વામીજીને તેમનો ખ્યાલ પણ આવ્યો ન હતો

ડેરાડૂનથી ઉપડીને સ્વામીજી પુરાનર આવ્યા અને ત્યાંના વકીલ બ કુબિહારીને ઘેર તેમનો યોગ્યતાપૂર્વક સત્કાર કરવામાં આવ્યો હતો બ કુબિહારી તથા શહેરના ઘણા લોકોએ તેમને વ્યાખ્યાન આપવાને પ્રાર્થના કરી, પણ તેઓ રજપુતાનામા આવેલા ખેતડી ગામમાં જવાને ઘણા ઉત્સુક હતા, તેથી કરીને તેમની પ્રાર્થનાનો સ્વીકાર થયો નહિ.

સાહરાનપુરથી ઉપડીને સ્વામીજી દિલ્હી ગયા અને ત્યાં ચાર પાચ દિવસ થોભ્યા. આ વખતે લોકોનો સત્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા ન હતી—માત્ર પોતાના જૂના શિષ્યો અને મિત્રોને મળવાનેજ ઉત્સુક હતા, તેથી તેમણે શ્રીમ ત લોકોના નિમ ત્રણનો સ્વીકાર ન કરતાં એક જૂના, નિર્ધન શિષ્યને ઘેર મુકામ કર્યો સ્વામીજી અમેરિકા ગયા ત્યાર પહેલાં ઘણા સમયપર પોતે જ્યારે ભરતખંડમા પ્રવાસ કરતા હતા, તે વખતે તેમનો આ શિષ્ય સાથે પરિચય થયો હતો અને તેમના સમાગમથી તેના સ્વભાવમાં ભારે પરિવર્તન થવા પામ્યુ હતુ તે અત્ય ત સરળ સ્વભાવનો અને સ્પષ્ટવક્તા હતો સ્વામીજીને ગુરુજી કહીનેજ સ બોધન કરતો અમેરિકા જતા પહેલાં એક વાર સ્વામીજી આગગાડીમા ત્રીજા ક્લાસના ડબ્બામાં મુસાફરી કરતા હતા ત્રીજા વર્ગના મુસાફરોને પડતી અડચણોથી ક ટાળીને તેમણે આ ગૃહસ્થ પાસે સેકન્ડ ક્લાસની ટીકીટ માગી ને ઉપરથી તેણે કહ્યુ, " કેમ ગુરુજી ! કાંઈ મોજ કરવા તરફ મન ગયુ છે કે શુ ? " અત્યારે એજ ગુરુ યુરોપ, અમેરિકામાં દિગ્વિજય કરીને આવ્યા છે અને ગુરુશિષ્ય પ્રથમની માફક સરળતાથી વાતચીત કરે છે એક દિવસ તેણે કહ્યુ; " ગુરુજી ! હુ લગભગ પાંચ છ મહિના થયા સ ધ્યાપૂજા વગેરે નિત્યકર્મ કરૂ છુ પણ કાંઈ જ્ઞાન મળતુ નથી. " સ્વામીજીએ જવાબ દીધો કે " ઇશ્વરને ભાષાદ્વારા બોલાવો " અર્થાત્ નહિ સમજાય એવી કઠિન સ સ્કૃત ભાષાને બદલે ચાલુ ભાષામાં પ્રાર્થના કરો એમ કહીને ગાયત્રી મ ત્રનો અર્થ તેને સારી રીતે સમજાવ્યો. અહીંની એક કૉલેજના પ્રોફેસર સ્વામીજી પાસે ઘણીવાર આવતા હતા તેમના પરિશ્રમથી દિલ્હીમાં એક સભા ભરવામા આવી હતી સ્વામીજીએ વ્યાખ્યાન ન આપતા લોકોની શ કાઓનુ સમાધાન કર્યું હતુ. દિલ્હી છોડતા પહેલાં તેઓ ત્યાંનો કિલ્લો, કુતુબમિનાર, જૂનુ દિલ્હી વગેરે જોવા લાયક જગ્યાઓ જોવા ગયા હતા; અને પોતાના શિષ્યોને પ્રાચીન ઇમારતોના ભગ્નાવશેષ બતાવીને તે સમયની શિલ્પકળા તથા ઇતિહાસને લગતી અનેક બાબતો સમજાવી હતી આ સમયે થએલી વાતચીત કોઇએ નોંધી લીધી હોત તો તેને આધારે એક મોટુ પુસ્તક લખી શકાત

દિલ્હીથી સ્વામીજી અલવર ગયા. હવે ચારે દિશાએ રજપુતાનાના રેતાળ ડુંગ

રાઓ નજરે પડતા હતા. ટ્રેન રેવારિ સ્ટેશને આવી પહોચી તે વખતે ખેતડીના રાજાએ મોકલેલા માણસો પાલખી, ઊંટ, ગાડી, ઘોડા લઇને હાજર થયાં હતાં ખેતડી જયપુરના તાબાનુ નાનુ રાજ્ય છે જયપુરથી ખેતડી જતાં રેતીના રણમા નેવું માઇલની મુસાફરી કરવી પડે છે રેવારિ સ્ટેશનથી વીશ માઇલની મુસાફરી બચી જાય છે, પણ સ્વામીજીથી ખેતડી જવાયજ શી રીતે ? તેમને અલવર ગયા વગર ચાલે એમજ ન હતુ. જેમણે ઉદ્બોધન માસિકમાં "અલવરમાં વિવેકાનંદ" એ મથાળાનો લેખ વાંચ્યો હશે તેમને વિદિત હશે કે અમેરિકા જતા પહેલાં સ્વામીજી લગભગ એક માસપર્યન્ત રહ્યા હતા ત્યાના ઘણા યુવાન પુરુષો તેમના ચારિત્ર્યથી આકર્ષાઇને તેમના શિષ્ય થયા હતા તેમણે સ્વામીજીને વારવાર નિમંત્રણ કર્યું હતુ તેથી તેમનાથી ના કહેવાયજ કેમ ? અલવરના એ ભક્ત શિષ્યોની સાથે સ્વામીજી ચાર પાચ દિવસ રહ્યા અને એક વ્યાખ્યાન પણ આપ્યુ ત્યાથી તેઓ જયપુર ગયા. અહી પણ ઘણા સારા માણસો તેમનાં દર્શન કરવા આવવા લાગ્યા ખેતડીના રાજાના બંગલામા તેમનો મુકામ હતો પોતાના શિષ્યોને સબોધીને સ્વામીજીએ કહ્યુ કે,' આ ઠેકાણે હુ એકવાર સાધારણ સન્યાસી તરીકે આવ્યો હતો તે વખતે રાજાનો રસોઇઓ મો મચકોડીને મને છેક સાજે ખાવાનુ આપતો હતો આજે એજ માણસ તેના માલીકની આજ્ઞાથી મારી કેવી સેવા કરે છે ? નોકર મારૂ બિછાનુ તૈયાર કરે છે અને કેટલા માણસો મારી આજ્ઞા ઉઠાવવાને હાથ જોડીને ઉભાં રહે છે ? માટે **अवस्था पूज्यते राजन् न शरीरं शरीरिणाम्।**"

જયપુરથી નેવુ માઇલની મુસાફરી કરીને ખેતડી જવાનુ થયું માર્ગ રેતીના રણમા થઇને જતો હતો વચમા થોડે થોડે અતરે પડાવ થતા હતા ત્યાં પણ વેદાતનુ અધ્યયન ચાલુજ રહેતુ કોઇ ઉટ ઉપર કોઈ ઘોડા ઉપર તો કોઇ ગાડીમા બેસીને પ્રવાસ કરતા હતા માર્ગમા અનેક વિષયોપર ચર્ચા થતી અને પુષ્કળ આનદ અનુભવાતો. આ પ્રવાસ દરમ્યાન એક પડાવમા (નિવાસસ્થાન-વિસામો) સ્વામીજીએ ભૂત જોયુ હતુ એવુ તે કહેતા હતા

ખેતડીથી બાર માઇલને છેટે ત્યાના રાજા પોતે સ્વામીજીની રાહ જોતા ઉભા હતા. સૌથી પ્રથમ રાજાએ તેમના ચરણમા પ્રણામ કર્યા અને પોતાની છ ઘોડાની ગાડીમા બેસાડીને ખેતડીમાં તેમની પધરામણી કરી.

આ બાજુએ ગામમાં મહોત્સવ થઇ રહ્યો હતો રાજા પણ થોડો સમય થયાંજ યુરોપમાં પ્રવાસ કરીને પાછા ફર્યા હતા, તેથી પ્રજાએ રાજાનો સત્કાર કરવાને માટે નાના પ્રકારની તૈયારી કરી હતી. એજ અરસામા સ્વામીજીના આવવાથી તેમના ઉત્સાહમાં ઓર વધારો થયો હતો. પુષ્કળ ધામધુમ સાથે તમાશા અને આતશબાજીઓ કરવામાં આવી, માનપત્ર અપાયાં, રાજાજીએ અને સ્વામીજીએ તેના યોગ્ય પ્રત્યુત્તર

આપ્યા. એક પર્વતના શિખરપર બાધેલા બગલામાં સ્વામીજી અને તેમના અનુયાયીઓને ઉતારો આપ્યો હતો.

૧૭ મી ડીસેમ્બરે ત્યાની નિશાળના મકાનમા એક જાહેર સભા ભરવામાં આવી હતી. સ્વામીજીને અને રાજાજીને શહેરની કેટલીક સભાઓએ માનપત્ર આપ્યાં હતાં. એજ દિવસે નિશાળના વાર્ષિક ઇનામનો મેળાવડો હતો. રાજાજી પ્રમુખ હતા. તેમના કહેવાથી સ્વામીજીએ પોતાને હાથે વિદ્યાર્થીઓને ઇનામ આપ્યાં. રામકૃષ્ણમિશન તથા બીજા કેટલાક મડળોએ રાજાજીને જે માનપત્ર આપ્યાં હતા તેના જવાબમા તેમણે સર્વને અને ખાસ કરીને રામકૃષ્ણ મિશનને ધન્યવાદ આપ્યો હતો, કારણ કે મિશનના પ્રમુખ પોતેજ ( સ્વામીજી ) ત્યાં હાજર હતા. રાજાજીએ કહ્યું કે " મારા પહેલાં મારા પિતાએ જે ઉદ્દેશથી નાના પ્રકારનાં લોકોપયોગી કાર્યો કર્યા હતા તે ઉદ્દેશ જળવાય અને તે વિશેષ વિસ્તૃતિ પામે એવી મારી ઇચ્છા છે " તેમણે વિશેષમાં કહ્યું કે " મારા અમલમાં કેળવણી ખાતાની અભિવૃદ્ધિ થઇ છે—આ સાલ ત્રણ નવી શાળાઓ ઉઘાડી છે અને જૂની નિશાળો સારા પાયા પર મૂકવાનો યત્ન કરવામાં આવ્યો છે " દવાખાનામાં પણ જલદી સુધારો કરવાનુ રાજાજીએ વચન આપ્યુ.

રાજાજીનુ ભાષણ પૂરૂ થયા પછી સ્વામીજી બોલવા ઉભા થયા. તેમણે પ્રથમ રાજાજીને ધન્યવાદ આપ્યો અને કહ્યુ કે જો મને એમનુ ઓળખાણ થયુ ન હોત તો ભરતખડની ઉન્નતિમાટે હુ જે કાંઇ કરી શકયો છુ તેમાંનુ કાઇ પણ મારાથી બનત નહિ પછી સ્વામીજીએ પાશ્ચાત્ય અને પ્રાચ્ય આદર્શોની તુલના કરતા કહ્યુ કે પાશ્ચાત્ય દેશનો આદર્શ ભોગવિલાસ છે, ત્યારે આપણો આદર્શ ત્યાગ છે,તેમણે ખેતડીના યુવકવર્ગને સબોધીને કહ્યુ કે પાશ્ચાત્ય આદર્શનો ઉપર ઉપરનો ચળકાટ જોઇને મોહ પામતા નહિ. તમારા આદર્શનેજ તમે દૃઢતાથી વળગી રહેજો તેમણે કહ્યુ કે કેળવણીનો ખરો અર્થ એ છે કે મનુષ્યમાં જે દૈવી અંશ અસલથીજ રહેલો છે તેને પ્રકટ કરવો, માટે વિદ્યાર્થીઓને કેળવણી આપતી વખતે શિક્ષકોએ તેમના ઉપર અગાધ શ્રદ્ધા રાખવી જોઇએ, દરેક બાળકમાં ઇશ્વરીય શક્તિ રહેલી છે એવુ નિશ્ચયપૂર્વક માનવુ જોઇએ, અને એ સુષુપ્તિ અવસ્થામાં પડેલા બ્રહ્મને જાગ્રત કરવાનુ આપણું કર્તવ્ય છે, અને એજ કેળવણીનુ લક્ષ્ય છે એ દરેક શિક્ષકે સ્મરણમાં રાખીને તેને માટેજ પ્રયત્ન કરવો જોઇએ. શિક્ષણ આપતી વખતે શિક્ષકોએ ખાસ લક્ષ આપવા જેવી બાબત એ છે કે બાળકો સ્વતત્રપણે વિચાર કરતાં શીખે એવી પદ્ધતિથી પાઠ આપવા જોઇએ અને એ બાબતમાં તેઓને ઉત્તેજન આપવુ જોઇએ વર્તમાન સમયમા ભરતખંડની અવનતિ થવાનુ કારણ સ્વતત્રપણે વિચાર કરવાની ટેવનો અભાવ એજ છે. જો આ પદ્ધતિથી બાળકોને કેળવણી આપવામા આવશે તો તેઓમાં ખરૂં મનુષ્યત્વ આવશે અને જીવનસગ્રામમાં પોતાના જીવનને લગતા મહાપ્રશ્નને છોડવામાં સફળ થશે.

૨૦ મી ડીસેમ્બરે સ્વામીજીએ પોતાના નિવાસસ્થાનવાળા બંગલામા " વેદાંત-ધર્મ " વિષે લગભગ દોઢ કલાક સુધી એક સુદર વ્યાખ્યાન કર્યું હતુ. શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા કેટલીક યુરોપિયન સ્ત્રીઓ પણ હાજર હતી. રાજાજી પ્રમુખ હતા. અફસોસની વાત એ છે કે ત્યા કોઈ ટૂંકાક્ષરીવિદ્યા (શૉર્ટહેન્ડ) જાણનારો હાજર નહિ હતો તેથી એ વ્યાખ્યાનનો સમગ્ર હેવાલ મળી શકતો નથી સ્વામીજીના એ શિષ્યોએ જે નોધ કરી લીધી હતી તેનો અનુવાદ નીચે મુજબ છે

# वेदांतधर्म

ગ્રીક અને આર્ય, એ બે પ્રાચીન પ્રજાઓ જૂદા જૂદા સંજોગોમા અને પરિસ્થિતિમાં મૂકાયલી હોવાથી જુદી જુદી સસ્કૃતિઓ ઉત્પન્ન કરી શકી ગ્રીક પ્રજાનુ રહેઠાણ એવા પ્રદેશમાં હતું કે જેની કુદરતમાં સઘળુ જ સુદર, સઘળુ જ મધુર, સઘળુ જ પ્રલોભનીય હતુ એવો રમણીય પ્રદેશ અને ત્યાંની બળવર્ધક આબોહવાને લીધે એ પ્રજાએ સસ્કૃતિનો એક ચોકસ, લક્ષણગત આદર્શ ઉત્પન્ન કર્યો બીજી બાજુએ આર્ય પ્રજાનુ વસતિસ્થાન એવા પ્રદેશનુ હતુ કે જેની કુદરતમા રમણીયતાના કરતા ભવ્યતાના અંશ વિશેષ હતા, અને જેના ઉષ્ણ જલવાયુને લીધે ઝાઝો શારીરિક પરિશ્રમ થાય એમ ન હતુ તેથી એ પ્રજાએ વળી તદ્દન જૂદાજ પ્રકારની સસ્કૃતિના આદર્શની રચના કરી ગ્રીક લોકોએ બાહ્ય પ્રકૃતિના અનતતત્વનુ અને આર્ય લોકોએ આંતરિક પ્રકૃતિના અનતતત્વનુ અવલોકન કરવા માડયુ એક પ્રજા બૃહત્ બ્રહ્માંડના અવલોકનમાં નિમગ્ન થઇ ત્યારે બીજી સૂક્ષ્મ બ્રહ્માડ અર્થાત્ પિડના તત્ત્વજ્ઞાનનુ અનુસધાન કરવા તત્પર થઇ જગતની સસ્કૃતિમા આ બેઉ પ્રજાઓએ પોતપોતાના ચોકસ પાઠ ભજવ્યા છે એમા કોઇએ કોઇની પાસેથી કશુ ગ્રહણ કર્યું નથી, પણ જો બેઉ પોતપોતાના વિચાર સરખાવે, અને એક બીજાના પરિચયમા આવે, તો બેશક બેઉને લાભ થાય ખરો આર્ય પ્રજા સ્વાભાવિકરીતે પૃથક્કરણ કરવા તરફ વલણ ધરાવે છે ગણિતશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્રના વિષયોમાં તેમણે અદ્ભુત કાર્ય કર્યું છે. તેમજ મનુષ્યના મનનુ પૃથક્કરણ કરવામા તેઓ પરાકાષ્ઠાએ પહોંચ્યા છે પિથેગોરાસ, સોક્રેટિસ, પ્લેટો, અને મીસર દેશીય નિયોપ્લેટોનિસ્ટ નામના તત્ત્વચિંતકો ઉપર ભારતીય ચિતનની પ્રબળ છાપ પડેલી આપણે જોઇ શકીએ છીએ

ત્યારપછી યુરોપના લોકો ઉપર ભારતીય ચિતનના પ્રભાવના ચિન્હ કેટલેક અંશે જોવામા આવે છે તે વિષે વિસ્તારથી વિવેચન કરતાં સ્વામીજીએ જણાવ્યુ કે, જૂદા જૂદા સમયમાં ભરતખડના ચિંતનની અસર સ્પેન, જર્મની અને યુરોપના બીજા દેશો ઉપર

પ્રબળપણે થએલી છે ઔરંગઝેબના પુત્ર દ્વારા સિકોહે ઉપનિષદ્નો ફારસી ભાષામાં અનુવાદ કર્યો હતો તે ફારસી અનુવાદ યુરોપમાં દાખલ થયો અને તેના ત્યાંની અનેક ભાષામા અનુવાદ થતા ગયા જર્મન તત્ત્વચિંતક શૅાપનહૉર ઉપનિષદ્નો લૅટીન ભાષામાં થએલો અનુવાદ વાંચીને તેમના તરફ ઘણો આકર્ષાયો હતો, અને તેના દર્શન ઉપર ઉપનિષદ્ના તત્ત્વવિચારની ઉંડી અસર થઇ હતી વળી કૅન્ટના તત્ત્વદર્શનમા ઉપનિષદ્ની અસરનાં થોડા ઘણા ચિન્હ જોવામા આવે છે સાધારણ રીતે યુરોપના વિદ્વાનો શબ્દ-વિદ્યાની ચર્ચાને અંગે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા લાગ્યા છે જો કે પૅાલ ડયુસન (એક જર્મન વિદ્વાન્) જેવા કેટલાક પંડિતો છે કે જેઓ કેવળ શબ્દવિદ્યાને માટે નહિ પણ તત્ત્વદર્શનને માટેજ સંસ્કૃત ગ્રંથોનું અવલોકન કરે છે. સંસ્કૃત સાહિત્યમાં નિબદ્ધ થએલું ઉંડું તત્ત્વજ્ઞાન તેમને એ પ્રાચીન ભાષાનો અભ્યાસ કરવા તરફ પ્રેરે છે સ્વામીજીએ આશા બતાવી હતી કે ભવિષ્યમાં સંસ્કૃત ભાષાના અભ્યાસ પાછળ યુરોપના વિદ્વાનો આથી પણ વધારે લક્ષ આપતા થશે. ત્યારપછી તેમણે કહ્યું કે “હિન્દુ” શબ્દ પ્રાચીનકાળમા ચોકસ અર્થસૂચક હતો તે શબ્દવડે સિન્ધુ નદીની આ બાજુની પ્રજા ઓળખાતી હતી અને તે એકજ પ્રજા હતી આથી કરીને એ શબ્દની કાંઇક સાર્થકતા હતી, પણ હમણા તો તે તદ્દન અર્થવગરનો થઇ પડયો છે હાલ તો “હિન્દુ” શબ્દદ્વારા હમણાની હિન્દુ પ્રજા કે તેમનો ધર્મ કશાનો નિર્દેશ થતો નથી; કેમકે હાલમા તો સિન્ધુ નદીની આ બાજુએ અનેક પ્રકારના ધર્મને પાળનારી નાના પ્રકારની પ્રજાઓ વસે છે

ત્યાર પછી વેદસંબંધી જે કહેવા જેવું હતું તે સ્વામીજીએ વિસ્તારથી કહ્યું. તેમણે કહ્યું કે વેદની રચના કોઇ વ્યક્તિદ્વારા થઇ નથી વેદમા સચવાયલા વિચાર ધીમે ધીમે વિકસિત થયા પછી છેવટે તેમનો પુસ્તકના આકારમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. પછીના સમયમા એ ગ્રંથ પ્રમાણભૂત મનાવા લાગ્યો સ્વામીજીએ કહ્યું કે એ પ્રમાણે અનેક ધર્મો અમુક અમુક ગ્રંથોમા નિબદ્ધ થએલા છે અને તેવા ગ્રંથોનો પ્રભાવ પણ અમર્યાદિત છે વેદ હિંદુ લોકોના ધર્મતત્ત્વના મહાન્ ભંડારતુલ્ય છે અને હજારો વર્ષસુધી તેઓને વેદનુંજ અવલંબન કરવું પડશે. તોપણ વેદસંબંધી આપણે જે ખ્યાલ બાંધીએ છીએ તેમા તો ફેરફાર કરવોજ પડશે, અને તેને નવેસરથી પર્વતના જેવા દૃઢ પાયા ઉપર સ્થાપિત કરવા પડશે, વેદનું કદ જેવું તેવું નથી. વેદના મોટા અંશનો તો નાશ થઇ ગયો છે જે જે ઋષિકુળો પાસે વેદના જે જે અંશ હતા તે તે કુળના નાશની સાથે તેમના વેદનો પણ નાશ થઇ ગયો, તો પણ હાલ જેટલો અંશ અવશિષ્ટ છે તે પણ એટલો વિશાળ છે કે આ ઓરડામાં ભાગ્યેજ માઇ શકે. એ વેદની ભાષા અત્યંત પ્રાચીન અને સરળ છે. તેનું વ્યાકરણ પણ એવું અપરિપક્વ અવસ્થામાં છે કે વેદના કેટલાક મંત્રોનો તો બિલકુલ અર્થજ નથી એવું કહેવાય છે.

ત્યાર પછી કર્મકાંડ અને જ્ઞાનકાંડ એવા જે વેદના બે વિભાગ છે તે વિષે વિવેચન કરતા સ્વામીજીએ જણાવ્યું કે કર્મકાંડમાં સંહિતા અને બ્રાહ્મણનો સમાવેશ થાય છે. બ્રાહ્મણની અંદર યજ્ઞ-યાગની હકીકત આપેલી છે. સંહિતાની અંદર અનુષ્ટુપ, ત્રિષ્ટુપ, જગતી એવા એવા છન્દમાં રચેલાં સ્તવન છે. સામાન્ય રીતે તેમાં ઇન્દ્ર, વરુણ અથવા એવા બીજા દેવતાઓની સ્તુતિ કરેલી છે. ત્યારપછી પ્રશ્ન એ થયો કે આ દેવતાઓ કોણ છે? આ બાબતમાં જૂદા જૂદા મત બંધાતા ગયા જે નવા મત ઉભા થયા તેમણે જૂના મતનું ખંડન કર્યું અને એ પ્રમાણે ખંડન મંડનની પરંપરા ચાલ્યાજ કરી.

ત્યાર પછી સ્વામીજીએ ઉપાસના કરવાની પદ્ધતિ સંબંધી જૂદી જૂદી ભાવનાઓ વિષે વિવેચન કરવા માંડ્યું. તેમણે કહ્યું કે પ્રાચીન બાબિલન નગરના લોકોનો આત્મા વિષે એવો ખ્યાલ હતો કે મનુષ્યનું મરણ થયા પછી તેના શરીરમાંથી એક પ્રકારનો દેહ બહાર નીકળી જાય છે, પણ તે દેહને આ સ્થૂળ દેહથી સ્વતંત્ર વ્યક્તિત્વ નથી અને તેનાથી સ્થૂળ દેહની સાથેનો સંબંધ તોડી શકાતો નથી આ "દ્વિતીય શરીર" ને સ્થૂળ શરીરની માફક ભૂખ, તરસ વગેરે હાજતો હોય છે, એવું તેઓ માનતા હતા વળી તેમનો અભિપ્રાય એવો હતો કે સ્થૂળ દેહને કોઈ પણ જાતની ઇજા કર્યાથી આ દ્વિતીય દેહને પણ તેવીજ ઇજા થાય છે, અને સ્થૂળ દેહના નાશની સાથે તેનો પણ નાશ થઇ જાય છે આ માન્યતાને લીધેજ મૃત શરીરનું રક્ષણ કરવાની પ્રથા ઉત્પન્ન થઇ તે ઉપરથી મિસર દેશની જાણીતી * મમી બનાવવાની ક્રિયા, કબરો, સમાધિગૃહો વગેરેની રચના થવા લાગી મિસર, બાબિલન તથા તેની આસપાસના દેશના લોકો તેમજ યાહુદીઓ આ ભાવનાથી આગળ જઇ શક્યા ન હતા. તેમનું જ્ઞાન આત્મતત્ત્વસુધી પહોંચ્યુંજ નથી

પ્રોફેસર મેક્સમૂલરનો અભિપ્રાય એવો છે કે ઋગ્વેદની અંદર પિતૃઓની ઉપાસનાનું લેશમાત્ર ચિન્હ નજરે પડતું નથી મમીની માફક આપણી સામે ફાટે ડોળે જુએ એવા બીભત્સ અને કમકમાટી ઉપજાવે એવાં દૃશ્ય ઋગ્વેદના સમયમાં જોવામાં આવતા નથી તે સમયે મનુષ્ય અને દેવોની વચ્ચે મૈત્રી હતી અને ઉપાસક અને ઉપાસ્યનો સંબંધ ઘણોજ સ્વાભાવિક તથા નિર્માલ્ય તત્ત્વોથી મુક્ત હતો તે વખતની ઉપાસનામાં દુઃખનો, ઉદાસિનતાનો છાયો પણ ન હતો, પરંતુ સ્વાભાવિક આનંદ, હાસ્ય અને તૃપ્તિનાજ ચિન્હ જોવામાં આવતાં સ્વામીજીએ કહ્યું કે વેદસંબંધી ચર્ચા

*મિસર દેશમાં નાઈલ નદીનું પુર આવતું હોવાથી કબરો થઈ શકતી નહિ, અને ઉપર કહેલી માન્યતાને લીધે મૃત શરીર સચવાવું તો જોઈએ, તેથી કરીને ત્યાંના લોકોએ શબ લાખો વખત સચવાઇ રહે એવી દવા શોધી કહાડી વડોદરાના સંગ્રહ-સ્થાનમાં ૩૦૦૦ વર્ષ પૂર્વેનું એક સ્ત્રીનું શબ રાખેલું છે તેને મમી કહે છે બા૦ક૦

કરતાજ મને તે સમયના દેવતાઓના હાસ્યનો ધ્વનિ સંભળાય છે વેદના સમયના ઋષિઓ પોતાના હૃદયનો સપૂર્ણ ભાવ ભાષાદ્વારા વ્યક્ત કરી શક્યા નહિ હોય તો પણ તેઓ સહૃદય હતા, અને તેમણે એવી સસ્કૃતિ પ્રાપ્ત કરી હતી કે તેમને મુકા બલે આપણે પશુતુલ્ય છીએ.

ત્યાર પછી પોતે કહેલી બાબતના સમર્થનમાટે સ્વામીજીએ કેટલાક વૈદિક મત્રોનો ઉચ્ચાર કર્યો—"જ્યા પિતૃઓ નિવાસ કરે છે ત્યાં તેને લઇ જાઓ. એ સ્થાનમા દુઃખ, શોક છેજ નહિ" ઇત્યાદિ આ પ્રમાણે આપણા દેશમા એવો મત બધાયો કે સ્થૂલદેહ જેમ ત્વરાથી ભસ્મીભૂત થઇ જાય તેમ સારૂં એમ કરતા કરતાં લોકોને સમજાતું ગયુ કે સ્થૂળદેહથી ભિન્ન એક સૂક્ષ્મદેહ છે તે સ્થૂળદેહનો ત્યાગ કર્યા પછી એવા સ્થાનમાં જાય છે કે ત્યાં સર્વત્ર આનદ, આનદ અને આનદજ છે, કોઇ પણ પ્રકારનુ દુ ખ છેજ નહિ સૅમિટિક ધર્મ અર્થાત્ ખ્રિસ્તી, યાહુદી અને મુસલમાન ધર્મો, ભય અને કષ્ટની ભાવનાથી ભરપૂર છે. તેઓમા એવી માન્યતા છે કે જો મનુષ્ય ઇશ્વરનુ દર્શન કરે તો તરત મરણ પામે; પરતુ પ્રાચીન ઋગ્વેદનો એવો મત છે કે મનુષ્ય જ્યારથી ઇશ્વરનુ દર્શન કરે ત્યારથીજ તેના વાસ્તવિક જીવનનો આરભ થાય છે.

હવે સવાલ એ પૂછાવા લાગ્યો કે આ દેવતાઓ છે કોણ? ઇન્દ્ર ઘણીવાર મનુષ્યોને સહાયતા આપવા આવતો હતો. કોઇ કોઇ વાર તે હદ ઉપરાત સોમરસનુ પાન કરીને ઉન્મત્ત બની ગયો હતો એવા પણ વર્ણન જોવામા આવે છે વારવાર તેને સર્વવ્યાપી, સર્વશક્તિમાન એવા એવા વિશેષણ પણ લગાડેલાં જોવામા આવે છે વરુણના સબધમાં પણ એવીજ જાતની નાના પ્રકારની ભાવનાઓ કરવામા આવી છે. વળી જે મત્રોદ્વારા એ દેવતાઓનાં વર્ણન કરવામા આવ્યાં છે તે પણ ઘણે ઠેકાણે અપૂર્વ છે અને તેમની ભાષા પણ ઘણીજ ભવ્ય અને મહદ્‌ભાવની ઉદ્દીપક છે. પછી વકતાએ પ્રલયવર્ણનને માટે પ્રસિદ્ધ થએલુ નાસદીય સૂક્ત કે જેની અદર "અધકાર અધકારદ્વારા આચ્છાદિત થએલો છે" એવીરીતે પ્રલયસમયનુ વર્ણન કરવામાં આવ્યુ છે તે ગાઇ સભળાવ્યુ, અને કહ્યુ કે આ ભાવનુ કવિત્વમય ભાષામાં જે મહાપુરુષો વર્ણન કરી ગયા છે તેઓ જો સસ્કારહીન હોય તો આપણે કેવા હોવા જોઇએ? એ ઋષિમુનિઓ ઉપર તેમજ વરુણ, ઇન્દ્ર ઇત્યાદિ ઉપાસ્ય દેવતાઓ ઉપર કોઇ પણ જાતની ટીકા કરવાને હુ અશક્ત છુ એ સઘળા દેવતાઓના દશ્યો સીનેમૅટોગ્રાફના ચિત્રોની માફક એક પછી એક જોનારની નજર આગળથી પસાર થાય છે, પણ સર્વની પાછળના મુખ્ય પડદા ઉપર એક મહાન્ સિદ્ધાંત લખેલો જોવામા આવે છે—**एकं सत् विप्रा बहुधा वदन्ति** "જે છે તે એકજ છે, જ્ઞાનીઓ તેને અનેક રીતે વર્ણવે છે" આ દેવતાઓના વર્ણન ઘણાંજ રહસ્યમય, અપૂર્વ અને મનો-

હર છે, પણ તે એવાં છે કે તેની પાસે જવાય એમજ નથી, કારણ કે રખેને મૃગજળની માફક અલોપ થઇ જાય ! એ દશ્યોને દૂરથીજ નિહાળવાનાં છે; કારણ કે પડદો એટલો બારીક છે કે હાથમાં લઇને જોતાં રખેને આખો પડદો ચીરાઇ જાય!+

એ વિષય ઉપર આગળ વિવેચન કરતા સ્વામીજીએ જણાવ્યુ કે આર્ય લોકોએ પણ ગ્રીક લોકોની માફકજ મનુષ્ય જીવનને લગતા મહાન્ પ્રશ્નોના નિરાકરણમાટે શરૂઆતમા બાહ્ય જગતનુ અન્વેષણ કરવાનો પ્રયત્ન કર્યો હતો. પ્રકૃતિના સુદર દશ્યોની રમણીયતાને લીધે તેમને આસપાસની કુદરતની શોભાનુ અવલોકન કરવાની વૃત્તિ થઇ બહારના જગત્માં જે કાંઇ રમણીય અને ભવ્ય હતુ, તેનું દર્શન કરવા માટે તેમની શોધકવૃત્તિ બહારના પ્રદેશમા ઘૂમવા લાગી, પણ ભરતખડની પ્રજાની વિશિષ્ટતા એ છે કે જે કોઇ દશ્યવડે હૃદયમાં મહદ્દભાવનુ ઉદ્દીપન ન થાય તેની તેમણે કશી દરકારજ કરી નથી. મૃત્યુ પછીની હાલતનુ શુ રહસ્ય છે તે જાણવાની ગ્રીક લોકોને કદિ જિજ્ઞાસા પણ થઇ ન હતી, પણ "હુ કોણ છુ ?" "મરણ પછી મારૂ શુ થશે ?" એ પ્રશ્નો તો આ દેશમાં શરૂઆતથીજ પૂછાવા લાગ્યા હતા. ગ્રીક લોકોએ આ પ્રશ્નનો સતોષકારક ઉત્તર મેળવવાને માટે પ્રયાસજ કર્યો નથી મનુષ્ય મરણ પામે છે અને પછી સ્વર્ગે જાય છે એટલો ઉત્તર તેમને માટે બસ હતો, પણ સ્વર્ગે જવુ એનો અર્થ શો ? એનો અર્થ તેમણે એવોજ કર્યો કે જગત્ની બહાર ચાલ્યા જવુ તેમની વૃત્તિજ બહિર્મુખ હતી તેમને મનથી અન્તર્મુખ્ એવુ કશુ હતુંજ નહિ, જે હતુ તે બાહ્ય જગત્જ હતુ. તેમની શોધક વૃત્તિ હમેશ બાહ્ય જગત્ તરફજ વળતી. જાણે તેઓનુ પોતાનુ સ્વરૂપ પણ પોતાથી બહાર ન હોય (!) એટલે સુધી તેમની વૃત્તિ બહિર્મુખી થઇ ગઇ હતી. આ જગત્ને બરાબર બધી વાતે મળતુ આવે પણ તેમા આ જગત્ના માત્ર સતાપ અને ક્લેશજ ન હોય એવા કોઈ સ્થાનમાં જો તેઓ જઇ ચડતા તો બસ તેઓને પૂર્ણ સતોષ થતો અને પોતાને ઇષ્ટ વસ્તુની હવે પ્રાપ્તિ થઇ ચૂકી અને આથી વધારે શ્રેષ્ઠ સુખ હોઈ શકેજ નહિ, એવુ જ તેઓ માની બેસતા હતા તેમની ધર્મભાવના આટલેથીજ અટકતી હતી, પણ આર્ય પ્રજાનુ મન આટલાથી સતુષ્ટ થાય એમ ન હતુ તેમણે કરેલા પૃથક્કરણમાં તો સ્વર્ગની ગણના પણ આ સ્થૂળ, જડ જગત્માજ થતી હતી હિદુઓના મત પ્રમાણે "જે કાંઇ સયોગજન્ય છે તેનો જરૂર વિનાશ થવોજ જોઇએ." તેમણે બાહ્ય પ્રકૃતિને પ્રશ્ન કર્યો કે "આત્મા શુ છે તે તુ જાણે છે ?" જવાબ મળ્યો "ના" "આત્માનુ અસ્તિત્વ છે ખરૂ ?" કુદરત કહે "મને ખબર નથી" આવો ઉત્તર મળતાં તેઓ કુદરત પાસેથી પાછા ફર્યા, તેમને ખાત્રી થઇ કે બાહ્ય પ્રકૃતિ ગમે તેટલી ભવ્ય અને

+આમ કહેવાનું તાત્પય એ છે કે નિષ્ઠુર વિવેચકની દૃષ્ટિએ વેદનુ અવલોકન કરતા તેનુ સૌન્દર્ય ઉડી જાય છે

રમણીય હતાં પણ તે દિશા અને કાળથી મર્યાદિત થએલી છે પછી એક વાણી સભળાવા લાગી. નવીન, મહાન્, ભવ્ય વિચારોનો તેમના હૃદયમાં ઉદય થવા લાગ્યો. તે વાણીએ કહ્યુ, 'नेति नेति' તે આ નથી, તે આ નથી. પછી અનેક દેવતાઓ એક થઇ ગયા. સૂર્ય, ચદ્ર, નક્ષત્ર, સમગ્ર બ્રહ્માંડ એક બની ગયુ પછી આ નવીન આદર્શને લઇને આધ્યાત્મિક ધોરણ ઉપર ધર્મની રચના કરવામા આવી

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं।
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्नि ॥
तमेव भान्तमनुभाति सर्वं।
तस्य भासा सर्वमिदं विभाति ॥

"ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચદ્ર, તારા કે વિદ્યુતનો પણ પ્રકાશ ત્યાં પડતો નથી, તો પછી સામાન્ય અગ્નિની તો વાતજ શી કરવી ? તે પ્રકાશે છે અને તેના પ્રકાશથી આખુ વિશ્વ ઝળહળી રહ્યુ છે" હવે મર્યાદિત, અપરિપક્વ, વ્યકિતવિશેષ ઇશ્વરનો ખ્યાલ તેમણે છોડી દીધો, હવે સર્વના પાપપુણ્યનો ઇન્સાફ આપનાર ઈશ્વર તેમને ઘણોજ અધુરો લાગ્યો હવે તેમની દષ્ટિ બહિર્મુખી ન થતાં અતરમા વળી **छायातपौ ब्रह्मविदो वदन्ति** આ પ્રમાણે ઉપનિષદ્દ્વારા આત્માસબધી ઉચામાં ઉંચા સત્યો પ્રકટ થયા અને તેથીજ જે સ્થાન યુરોપમા બાઇબલ ભોગવે છે તે સ્થાન હિદુસ્તાનમાં ઉપનિષદોએ પ્રાપ્ત કર્યું છે ઉપનિષદ્નુ સાહિત્ય અત્યત વિશાળ છે અને હિદુસ્તાનમા જે જે સપ્રદાયો ઉભા થયા છે તેમના સિદ્ધાંતની રચના ઉપનિષદોનાજ આધાર ઉપર કરવાની જરૂર પડી છે.

ત્યાર પછી સ્વામીજીએ દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ અને અદ્વૈતવાદની ચર્ચા ઉપાડી. એ દરેક મત ભિન્ન દેખાય છે તોપણ વાસ્તવિકરીતે આત્માના વિકાસની શ્રેણીનાં ચહડતા ઉતરતા પગથીઆ જેવા છે—આત્માનો વિકાસ થતાં તે એક વાદમાથી બીજામાં સક્રમણ કરે છે આ રીતે તેમણે ત્રણેનુ સમાધાન કરવાનો યત્ન કર્યો આત્માની ક્રમોન્નતિમાં સૌથી આખરનુ પગથીયુ સ્વાભાવિકરીતે અદ્વૈતવાદજ છે અને **तत्त्वमसि** મા તેની છેલ્લામાં છેલ્લી અને ઉચામા ઉચી અવસ્થા આવી જાય છે. શકરાચાર્ય, રામાનુજાચાર્ય અને મધ્વાચાર્ય જેવા ભાષ્યકારોએ પણ એક પ્રકારની ભૂલ કરી હતી તે સંબધી સ્વામીજીએ ઉલ્લેખ કર્યો દરેક જણ ઉપનિષદ્ને એક માત્ર પ્રમાણભૂત ગ્રથ તરીકે માનતા ખરા, પણ તેની સાથે તેમનો એવો દુરાગ્રહ હતો કે તેમાં માત્ર એકજ પ્રકારનો ઉપદેશ આપ્યો છે, વિકાસનો એકજ માર્ગ બતાવ્યો છે આથી કરીને શકરાચાર્ય એમ માની બેઠા કે, ઉપનિષદ્માં એકલા અદ્વૈતવાદનોજ ઉપદેશ આપેલો છે અને તે ઉપરાંત તેમાં બીજુ કશુ છેજ નહિ. તેમની આવી માન્યતા હોવાથી જ્યારે જ્યારે તેમણે ઉપાનષદ્મા સર્વાશે દ્વૈતવાદાત્મક શ્લોક જોયા, ત્યારે તે શ્લોકને મારી

મચડીને તેમાંથી અદ્વૈતવાદાત્મક અર્થ ઉપજાવી ક્હાડયો અને ઉપનિષદ્‌મા કેવળ અદ્વૈતવાદનોજ ઉપદેશ છે અને બીજુ સર્વ અસગત અને ન્યાયવિરુદ્ધ છે એવુ તેમણે તર્ક અને ભાષાજ્ઞાનના બળથી સિદ્ધ કરી બતાવ્યુ એજ પ્રમાણે રામાનુજ અને મધ્વાચાર્યે અદ્વૈતવાદાત્મક શ્લોકોની દુર્દશા કરી મૂકી છે અલબત્ત ઉપનિષદ્‌નો મુખ્ય સિદ્ધાંત તો એકજ છે અને તે અદ્વૈત ભાવનાજ છે, પણ તેને ક્રમવાર સિદ્ધ કરી બતાવ્યો છે દ્વૈતમાથી આરભીને ધીમે ધીમે વાચનારને અદ્વૈત ઉપર લઇ જવાય છે.

ભરતખંડમા વર્તમાન સમયમા ધર્મના મૂળતત્ત્વનું, ધર્મની સાચી ભાવનાનુ વિસ્મરણ થયુ છે એ ઘણુજ શોચનીય છે. ધર્મનુ સત્ત્વ ઉડી ગયુ છે અને માત્ર બહારની ક્રિયાઓના ખોખાંજ રહ્યા છે હાલ તો લોકો હિંદુએ નથી ને વેદાંતીએ નથી, પણ "આભડછેટીયા" થઇ ગયા છે હવે તો રસોડા આપણાં મદિર અને રાધવાના વાસણુજ આપણા દેવને ઠેકાણે છે. આ હાલતમા એકદમ ફેરફાર થવાની જરૂર છે. એ ફેરફાર જેમ જલદી થશે તેમ આપણા ધર્મની વિશેષ શુદ્ધિ થશે. ઉપનિષદ્‌નો પૂર્ણ પ્રકાશ દેશમા સર્વત્ર ફેલાવા દો, પણ સાંપ્રદાયિક કલહ લેશમાત્ર પણ ચાલવા ન જોઇએ

સ્વામીજીની પ્રકૃતિ સારી નહિ હોવાથી આટલુ બોલતા તેઓ ઘણા શ્રમિત થઇ ગયા, તેથી તેમણે અરધો કલાક આરામ લીધો તે દરમ્યાન તેમનુ બાકીનુ વ્યાખ્યાન સાંભળવાને આતુર થએલા શ્રોતાઓ શાંતિથી તેમના આવ્યાની રાહ જોતા હતા તેમણે આવીને બીજો અરધો કલાક ભાષણ આગળ ચલાવ્યુ. × ઉપનિષદ્‌ની અદર બે પક્ષીનુ સુદર ઉદાહરણ આપીને જીવાત્મા અને પરમાત્માનો સબધ ઘણીજ ઉત્તમ રીતે સમજાવ્યો છે, તે વિષે વિવેચન કર્યું

ઉપસહાર કરતા સ્વામીજીએ કહ્યું કે અનેકતાની અદર એકતાનુ દર્શન કરવું એનુ નામ જ્ઞાન. જ્યારે કોઇપણ વ્યકિત વિજ્ઞાનના જૂદા જૂદા અગ જેવા કે ઉષ્ણતા વિદ્યુત, ચુબક વગેરેમાં એકતા સિદ્ધ કરી બતાવે છે, ત્યારેજ વિજ્ઞાનની ઉચ્ચ કોટિએ તે પહોચ્યો કહેવાય છે. આ નિયમ ભૌતિક તેમજ આધ્યાત્મિક બેઉ વિષયને લાગુ પડેછે

---

ખેતડીથી પોતાના તમામ શિષ્યો તથા અનુયાયીઓને વિદાય કર્યા. માત્ર એકજ શિષ્યને પોતાની સાથે રાખીને સ્વામીજી જયપુર પાછા આવ્યા રાજાજી પણ સાથે આવ્યા હતા જયપુરમા પણ રાજાના પ્રમુખપણા નીચે એક દેવાલયમા સભા થઇ હતી જયપુરથી નીકળી જોધપુર, અજમેર, ખડવા વગેરે સ્થાનોની મુલાકાત લઇને સ્વામીજી કલકત્તે પાછા આવ્યા.

---

× જુઓ સ્વામી વિવેકાનદ ગ્રથ ૧ લો પૃષ્ઠ ૪૬

# इंग्लांड उपर भारतीय तत्त्वविचारनी थएली असर

(સને ૧૮૯૮ ના માર્ચ માસની ૧૧ મી તારીખે કલકત્તાના સ્ટાર થિએટરમા ઉપર જણાવેલા વિષય ઉપર ભગિની નિવેદિતા (મિસ એમ ઈ નોબલ) જે સ્વામીજીના શિષ્યા હતા તેમણે એક જાહેરવ્યાખ્યાન આપ્યુ હતુ. તે વખતે સ્વામીજી પ્રમુખસ્થાને હતા મિસ નોબલનુ ઓળખાણ કરાવતા તેમણે નીચે મુજબ ભાષણ કર્યું હતુ )

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,—

જ્યારે હું એશિઆખડના પૂર્વના દેશોમા ભ્રમણ કરતો હતો ત્યારે એક બાબત તરફ તમારૂં ધ્યાન વિશેષે કરીને આકૃષ્ટ થયુ હતુ તે બાબત એ હતી કે એશિઆના પૂર્વ તરફના પ્રદેશોમાં ભારતીય તત્ત્વચિતનની અસર સ્પષ્ટપણે થએલી જોવામાં આવતી હતી. જ્યારે ચીન અને જાપાનના દેવાલયોની દિવાલો ઉપર કેટલાક સુપ્રસિદ્ધ સસ્કૃત મત્રો કોતરેલા જોયા, ત્યારે મને કેટલુ આશ્ચર્ય થયું હશે તેનો ખ્યાલ તમેજ કરી લેજો. અને એ લેખની લિપિ પ્રાચીન બંગાળી લિપિને મળતી છે જાણીને તમને પણ ગર્વ અને આનદ થયા વગર રહેશે નહિ આપણા બગ દેશના પૂર્વજોએ ધર્મપ્રચારનુ કાર્ય કેટલા ઉત્સાહપૂર્વક કર્યું હતું તેના સ્મરણસ્તભરૂપે એ લેખો હજી વિદ્યમાન છે

ઉપર જણાવેલા એશિઆના દેશો ઉપરાંત, ભરતખડના તત્ત્વચિતનનો પ્રભાવ અત્યત દૂરના પ્રદેશોમા પણ સુસ્પષ્ટપણે પડેલો છે. પાશ્ચાત્ય દેશોના આચારવ્યવહારના ઉડાં મર્મસ્થળનું અવલોકન કરતા તેમના ઉપર પણ આપણા દેશના વિચારના ચિન્હ હુ નિસદેહપણે જોઈ શક્યો હતો પ્રાચીન સમયમાં ભરતખડના લોકોના વિચાર પૂર્વમા તેમજ પશ્ચિમમા ઘણે દૂર સુધી ફેલાઈ ગયા હતા, એ વાત હવે ઐતિહાસિક સત્ય તરીકે મનાવા લાગી છે. આખુ જગત્ ભરતખડના તત્ત્વવિચારનુ કેટલુ ઋણી છે અને માનવજાતિની પ્રાચીન તેમજ વર્તમાન સમયની સુધારણાને માટે ભરતખડની આધ્યાત્મિક શક્તિએ કેટલુ અગત્યનુ કાર્ય બજાવ્યું છે, તે પણ સર્વને વિદિત છે. આ બધી ભૂતકાળની કથા છે.

હવે વર્તમાન સમયની વાત કરીએ હમણા હુ જગત્‌માં એક અદ્દ્ભુત બનાવ બનતો જોઉ છુ. તે એ છે કે અદ્દ્ભુત પરાક્રમી અને વીર્યવાન્ ઍંગ્લોસૅકસન પ્રજાએ સામાજીક ઉન્નતિ, સસ્કૃતિ અને મનુષ્યત્વના વિકાસને અંગે અલૌકિક સામર્થ્યનું દર્શન કરાવ્યુ છે. હુ તમને એટલે સુધી કહેવાની હિમ્મત ચલાવુ છુ કે એ ઍંગ્લોસેકસન પ્રજાના પ્રતાપથીજ આપણે અત્ર એકત્ર થયા છીએ અને ભરતખડના આ-

ધ્યાત્મિક ચિંતનવિષે સમાલોચના કરીએ છીએ. એ પ્રજાની સહાયતા ન હોત તો આપણે આ કાર્ય કરી શકયાજ ન હોત અને પશ્ચિમના દેશોમાંથી પૂર્વમાં–વિદેશમાંથી સ્વદેશમાં આવતાં હુ જોઈ શકયો છુ કે, એ ઍંગ્લોસેક્સન પ્રજા તેના અનેક દોષ છતા તે પોતાના ચોક્કસ લક્ષણગત ગુણોને લીધે આપણા દેશમા અનેક પ્રકારનુ શુભ કાર્ય કરી રહી છે, અને ખાત્રીપૂર્વક માનું છુ કે આ બે પ્રજાના સમિશ્રનમાથી આટલી મુદતમાજ મહાન્ ફળ નીપજી ચૂકયુ છે બ્રિટીશ પ્રજાની વિસ્તૃતિ અને ઉન્નતિની ભાવના આપણને પણ ઉન્નતિના માર્ગ તરફ જવાને બળપૂર્વક પ્રેરી રહી છે આ ઠેકાણે તમારે સ્મરણમા રાખવાની જરુર છે કે પાશ્ચાત્ય સસ્કૃતિના મૂળ ગ્રીક પ્રજાની સસ્કૃતિમા છે અને ગ્રીક સસ્કૃતિનો મુખ્ય આદર્શ, પ્રકાશ અથવા વિસ્તાર છે આપણે ભારતવાસીઓ વિચારશીલ છીએ, પણ કમનસીબે આપણે એટલુ ઉડુ ચિંતન કરીએ છીએ કે આપણા આદર્શને પ્રકટ કરવાની આપણામા શક્તિજ રહેતી નથી પરિણામ એ થાય છે કે આપણા આદર્શ, આપણા ચિંતનનુ ફળ આપણે જગતસમક્ષ મૂકી શકતા નથી. આથી કરીને આપણી પાસે જે કાઇ હોય તેને જેમ બને તેમ ગુપ્ત રાખવાની વૃત્તિ આપણા પ્રજાલક્ષણમા દાખલ થઇ ગઇ છે શરૂઆતમા આવી સકુચિત વૃત્તિ અમુક વ્યક્તિઓમા થતાં આખરે ઘણી મુદતે આખી પ્રજાનુ જ એવા પ્રકારનુ લક્ષણ થઇ ગયુ છે આપણા વિચારને વ્યક્ત કરવાની શક્તિ આપણે એટલે દરજ્જે ગુમાવી બેઠા છીએ કે દુનિયાની મૃત પ્રજાઓમાં આપણી ગણના થાય છે. આપણા વિચારને પ્રકટ કર્યા વગર આપણી પ્રજાના અસ્તિત્વને ટકાવી રાખવાનો બીજો એકે ઉપાય નથી પાશ્ચાત્ય સસ્કૃતિનો મેરૂદડ (કરોડનુ હાડકુ ) વિસ્તૃતિમા અને પોતાના આદર્શને પ્રકટ કરવામાં છે. ઍંગ્લોસૅક્સન પ્રજાએ ભરતખડ ઉપર જે અસર કરી છે તેમાની એક બાબત ઉપર મારૂ ખાસ ધ્યાન ખેચાય છે. તે એ છે કે તેમણે આપણી પ્રજામા જાગૃતિ આણી છે, આપણા વિચારનો જગતમાં પ્રચાર કરવાનો આપણામા ઉત્સાહ જગાડયો છે, અન્ય પ્રજાઓ સાથે આપણો સમાગમ થઇ શકે એવા સાધન એ મહાપ્રજાએ તૈયાર કર્યાં છે, અને તેદ્વારા આપણા ગુપ્ત ધનને જગતસમક્ષ મૂકવાનો સુયોગ કરી આપીને આપણને એ કાર્યમા પ્રવૃત્ત થવાને પ્રેરે છે. એ પ્રજાએ ભરતખડની ભવિષ્યની ઉન્નતિનો માર્ગ ખુલ્લો કર્યો છે અને આપણા પૂર્વજોના વિચારો હાલ એટલા વિસ્તીર્ણ પ્રદેશમાં પોતાનો પ્રભાવ ફરીથી બેસાડી શકયા છે તે ખરેખર અપૂર્વ અને વિસ્મયજનક છે જ્યારે આપણા પૂર્વજોએ મુક્તિના અને પરમ સત્યના સદેશ જગતને સભળાવ્યા ત્યારે તેમને કેવી કેવી અનુકૂળતાઓ હતી? બુદ્ધ ભગવાને પોતાના વિશ્વવ્યાપી બધુભાવના મહાન્ આદર્શનો કેવી રીતે પ્રચાર કર્યો? તે સમયમાં પણ અહી આ—આપણી પ્રિયતમ માતૃભૂમિમાં અનેક પ્રકારની અનુકૂળતાઓ હતી પ્રાકૃત આનદ પ્રાપ્ત

કરવાનાં, અને આપણા મહાન્ સદેશ જગતને એક છેડેથી બીજા છેડા સુધી સભ-ળાવવાનાં અનેક સાધનો હતા, પણ વર્તમાન સમયમા તો આપણે તેમના કરતાં પણ વધારે દૂરના પ્રદેશમા પહોંચી ગયા છીએ ઍંગ્લોસૅક્સન પ્રજા પણ આપણા સત્યો પ્રાપ્ત કરીને કૃતાર્થ થઇ છે

આ પ્રમાણે ભરતખડ અને પશ્ચિમના દેશો વચ્ચે ક્રિયા અને પ્રતિક્રિયા ચાલી રહી છે અને હુ પ્રત્યક્ષ જોઈ શકચો છુ, કે પશ્ચિમની પ્રજાઓ આપણા ઉપદેશ ગ્રહણ કરવા લાગી છે અરે! એટલુજ નહિ પણ તેઓ તેનો પ્રત્યુત્તર આપવા લાગી છે આટલી થોડી મુદતમાંજ આપણા કાર્યમાં સહાયતા આપવાને ઇગ્લડની પ્રજા પોતાની સર્વશ્રેષ્ઠ બુદ્ધિસપન્ન વ્યક્તિઓ ભરતખડને અર્પણ કરવા લાગી છે મારો મિત્ર મિસ મૂલરનુ નામ ઘણાને પરિચિત હશે એ વિદુષી બાઈ અત્ર આપણી સમક્ષ આ પ્લાટફૉર્મ ઉપરજ બેઠાં છે ઈંગ્લાડના એક કુલીન કુળમાં જન્મેલી ઉચા પ્રકારની કેળવણી પા-મેલી આ સન્નારી ભરતખડ ઉપર અગાધ પ્રેમ રાખે છે, ભરતખડની સેવામા તેણે પોતાનુ જીવન અર્પણ કર્યું છે, અને ભરતખડને પોતાનુ ઘર અને ભારતવાસીઓને તે પોતાના ભાંડુઓ માને છે એક બીજી સુપ્રસિદ્ધ, ઉદારચરિત અંગ્રેજ મહિલાને પણ ઓળખતા હશો તેણે પણ હિદુસ્તાનના કલ્યાણ અને પુનરુજ્જીવનમાટે પોતાનુ સર્વસ્વ અર્પણ કર્યું છે, અને એજ કાર્યમાં મચ્યા રહેવુ એવુ તેનુ જીવનવ્રત છે એ વિદુષી બાઈ મિસિસ એનીબિસેન્ટને ઉદ્દેશીને હુ કહુ છુ તે તમે સમજીજ ગયા હશો. ગૃહસ્થો! આજે આપણે આ પ્લાટફૉર્મ ઉપર બીજી બે અમેરિકન સન્નારી-ઓને જોઇએ છીએ. તેમણે આવાજ પ્રકારનુ જીવનવ્રત લીધુ છે અને હુ તમને નિશ્ચયપૂર્વક કહુ છુ, કે તેઓ આપણા દરિદ્ર દેશની બની શકે તેટલી સેવા બજાવવાને પોતાનુ જીવન અર્પણ કરી ચૂકી છે આ પ્રસગે હુ તમને આપણા એક સ્વદેશબધુનુ સ્મરણ કરાવુ છુ, જેણે અમેરિકા અને ઈંગ્લંડમાં પ્રવાસ કર્યો છે જેના ચારિત્ર્યમા મને ઘણી શ્રદ્ધા છે, જેને હુ ઘણો ચાહુ છુ, જેના તરફ મારા હૃદયમા ઘણી ભક્તિ છે, જે આપણા દેશના ઉત્કર્ષમાટે શાતિ-થી પ્રસિદ્ધિની લાલસા રાખ્યા વગર અવિરતપણે કાર્ય કર્યાજ જાય છે, જેણે આ-ધ્યાત્મિક વિષયમાં સારી પ્રગતિ કરી છે અને જેમને એક ખાસ, અનિવાર્ય રોકાણ ન હોત તો અત્ર હાજર થયાજ હોત તે શ્રીયુત મોહિનીમોહન ચેટરજીનુ હુ તમને સ્મરણ કરાવુ છુ. આજે ઇગ્લાંડે આપણને બહેન માર્ગારેટ નોબલની એક અમૂલ્ય બક્ષિસ આપી છે એ બાઇ પાસેથી આપણે ઘણી સારી આશા રાખીએ છીએ હવે વિશેષ ન બોલતા હુ તમને બ્હેન માર્ગારેટ નોબલનો પરિચય કરાવુ છુ અને હવે તે પોતાનુ વ્યાખ્યાન શરૂ કરશે.

ભગિની નિવેદિતાનુ મનોહર વ્યાખ્યાન પૂરૂં થયા પછી સ્વામીજી પુન. ઉભા

થયા અને બોલ્યાઃ—

મારે હવે થોડુંજ કહેવાનું બાકી છે. આપણને આજના વ્યાખ્યાનમાંથી એક ગ્રહણ કરવા લાયક વિચાર એ પ્રાપ્ત થયો છે, કે આપણે ભારતવાસીઓ પણ કાંઇક ને કાંઇક કાર્ય કરવા સમર્થ છીએ કદાચ ભારતવાસીઓમાંથી બંગાળીઓ એ વાતને હસી કહાડશે, પણ હું તેમ કરતો નથી તમારામાં જાગૃતિ ઉત્પન્ન કરવી, તમને કાર્ય કરવામાટે ઉશ્કેરવા એજ મારૂં જીવનવ્રત છે. તમે અદ્વૈતવાદી હો, વિશિષ્ટાદ્વૈતવાદી હો, દ્વૈતવાદી હો કે ગમે તે વાદી હો, તેની કાંઇ હરકત નથી પણ એક વિષે જેનું આપણને કમનસીબે હમેશ વિસ્મરણ થતું આવ્યું છે તે તરફ હું તમારૂં ખાસ લક્ષ ખેંચવા ઇચ્છું છું. તે એ છે કે "હે માનવી! તું તારા પોતામાં શ્રદ્ધા રાખતો થા" એ ઉપાયથીજ આપણે ઇશ્વર ઉપર પણ શ્રદ્ધા રાખી શકીશું, તમે અદ્વૈતવાદી હો કે દ્વૈતવાદી હો, યોગશાસ્ત્રને માનતા હો કે શંકરાચાર્યના અનુયાયી હો, વ્યાસનું અનુસરણ કરતા હો કે વિશ્વામિત્રનું કરતા હો પણ તમે આત્માશ્રદ્ધા રાખતાં શીખો એ આત્મવિશ્વાસના વિષયમાંજ આપણા દેશનું તત્ત્વચિંતન અન્ય દેશોના તત્ત્વચિંતનથી જૂદું પડે છે આપણા ધર્મ સિવાયના બાકીના તમામ ધર્મની અંદર આત્માને લગભગ શક્તિહીન, પામર, તુચ્છ અને જડ માન્યો છે ત્યારે આપણે ભારતવાસીઓ આત્મા અવિનાશી છે અને અનંતકાળસુધી તે પૂર્ણ અવસ્થામાં રહેશે, એવુંજ માનતા આવ્યા છીએ ઉપનિષદ્‌ના ઉપદેશ આપણે હમેશ સ્મરણમાં રાખવાની જરૂર છે

તમારા જીવનનો મહાન્ ઉદ્દેશ હમેશ યાદ રાખજો આપણા ભારતવાસીઓ ઉપરઅને વિશેષે કરીને બંગાળીઓ ઉપર પાશ્ચાત્ય ભાવનાઓની પ્રબળ અસર થયેલી છે, અને તેના વડે આપણા પ્રજાધર્મનાં મર્મસ્થાનસુધી સડો પેઠો છે. આપણે હમણાં શા કારણથી પાછળ પડી ગયા છીએ? શા કારણથી આપણામાંના નવ્વાણુ ટકા જેટલા માણસોનાં જીવન પાશ્ચાત્ય ભાવનાઓવાળા થઇને પાશ્ચાત્ય જીવનપ્રણાલીમય બની ગયાં છે? જો આપણે બીજી પ્રજાઓની પંક્તિમાં ગારવયુક્ત સ્થાન પ્રાપ્ત કરવું હોય તો આ પરદેશી તત્ત્વોને આપણા હૃદયમાંથી નિર્મૂળ કરવાં પડશે, પણ તેની સાથે હું તમને એમ પણ કહું છું કે જો તમે તમારી પ્રજાની ઉન્નતિ ચાહતા હો તો પશ્ચિમની પ્રજાઓ પાસેથી ઘણું શીખવાની પણ જરૂર છે, તે વાત ભૂલી જતા નહિ આપણે તેમની પાસેથી વિજ્ઞાન અને હુન્નરકળા શીખી લેવાના છે ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન આપણે તેમની પાસેથી ગ્રહણ કરવાનું છે બીજી બાજુએ તેઓને પણ આપણી પાસે ધર્મ અને આધ્યાત્મિક જ્ઞાન લેવા આવવું પડશે આપણે હિંદુઓ જગદ્‌ગુરુ છીએ એટલું સારી પેઠે યાદ રાખવું. આપણે અહીં રાજનૈતિક હકમાટે તથા બીજી ઘણી બાબતોમાટે કોલાહલ મચાવીએ છીએ એ બધું ઠીક છે, પણ એટલું યાદ રાખજો કે રાજનૈતિક હક, સન્માન, અનુકૂળતાઓ એ બધું દોસ્તીના સંબંધદ્વારાજ પ્રાપ્ત થાય છે અને દોસ્તી હમેશ

સમાન પદવીના અને સમાન યોગ્યતાવાળા માણુસો વચ્ચેજ થઈ શકે છે. એમાથી એક પક્ષ હમેશ ભિખારીની માફક 'ભિક્ષાં દેહિ' જ કર્યા કરે તો તેવાની સાથે સામો પક્ષ મૈત્રી કરે ખરો કે? એ બધુ મોએ મોએ બોલી જવુ એમાં કાંઇ મુશ્કેલ નથી પણુ હુ તમને કહુ છુ કે અન્યોન્ય સહાયતા આપ્યા વગર, આપ લે કર્યા વગર આપણે કદિ પણુ સફળ થઇ શકીશુ નહિ, માટેજ હુ તમને કહુ છુ કે તમે અમેરિકા અને ઈંગ્લાંડમા જજો પણુ ભિખારી થઇને ન જતા. ધર્મગુરુ બનીને જજો. વિનિમય—આપલે—નો નિયમ તમે જેમ બને તેમ અમલમાં મૂકજો. જો તમે પશ્ચિમની પ્રજાઓ પાસેથી આ લોકમા સુખ અને આરામ મેળવવાનાં સાધનો શીખો, તો તેના બદલામા અનત કાળપર્યંત સુખ અને આનદ પ્રાપ્ત કરવાના ઉપાય તેમને બતાવજો.

તે ઉપરાત સમગ્ર માનવજાતિના કલ્યાણુને માટે પ્રયાસ કરજો તમારા સાંકડા વિચારો, તમારી સકુચિત ભાવનાઓ છોડી દો તમારા આપમતલબી જૂના વિચારોને રજા આપો દરેકને માટે મરણુ તો સરજાયુ જ છે હુ તમને એક અદ્ભુત ઐતિહાસિક સત્ય કહુ છુ તે વિશેષે કરીને સ્મરણુમા રાખજો, કે એક સમય એવો આવશે કે આખા જગત્‌ની પ્રજાઓ ભરતખડના ચરણુપાસે શિષ્યભાવે બેસવા આવશે અને તેના સાહિત્યમાં સચવાયલા સનાતન સત્યોનો ઉપદેશ ગ્રહણુ કરશે ભરતખડનો કદિ પણુ વિનાશ થવાનો નથી. ચીનનો, જાપાનનો કદિ વિનાશ થવાનો નથી. માટે આપણા જીવનનો મેરૂદડ આપણી આધ્યાત્મિક ભાવનાઓ છે, એ વાત સારી પેઠે યાદ રાખજો હવે તેનુ સ્મરણુ રહે અને આપણે તદનુસાર વર્તન કરીએ તે માટે આપણુને એક માર્ગદર્શકની જરૂર છે જે માર્ગે વિચરણુ કરવાનુ હુ તમને હમણા કહી ગયો છુ તે માર્ગ બતાવનાર ભોમીઆની બહુ જરૂર છે એ ગુરુ તે બીજો કોઇ નહિ પણુ તમારા ધર્મના ઉચ્ચપણુામાં અને તમારા પોતાનામાં પ્રબળ શ્રદ્ધા એજ છે જો તમારામાથી કોઈ આ વાત ઉપર શ્રદ્ધા નહિ કરે, આપણો હિદુધર્મ શુદ્ધ આધ્યાત્મિક ભાવનાથી ભરપૂર છે એ વાત નહિ માનનારો કોઇ છોકરોજ આ સભામાં હાજર હોય તો હુ તેને કહીશ કે તુ હિદુ નથી એક વખત કાશ્મીરના એક ગામડામા મને એક વૃદ્ધ મુસલમાન બાઇનો મેળાપ થયો હતો મે તેને નમ્રતાપૂર્વક પૂછ્યુ, "બાઇ તમે કયો ધર્મ પાળો છો?" તેણે પોતાની ભાષામાં ગારવયુક્ત જવાબ આપ્યો, "ઇશ્વરને ધન્યવાદ આપો! તેની કૃપાથી હુ મુસલમાની છુ" મે પાસે બેઠેલા એક હિન્દુને તેજ સવાલ પૂછ્યો ત્યારે તેણે સાદોજ ઉત્તર આપ્યો કે, "હુ હિદુ છુ" મને કઠોપનિષદ્‌નો ભવ્ય શબ્દ શ્રદ્ધા—અદ્‌ભુત વિશ્વાસ અત્યારે યાદ આવે છે નચિકેતાના જીવનમા શ્રદ્ધાનુ ખરૂં તત્ત્વ—આત્મશ્રદ્ધાનો ખરેખરો જુસ્સો જોવામાં આવે છે. એ શ્રદ્ધાનો—એ યથાર્થ નિર્મળ શ્રદ્ધાનો સિદ્ધાંત પ્રચલિત કરવો એ મારૂં

જીવનવ્રત છે, હુ તમને ફરીથી કહુ છુ કે આ શ્રદ્ધા સમગ્ર માનવજાતિનુ તેમજ સર્વ ધર્મનુ મુખ્ય અગ છે. પ્રથમ તમે આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરો. ધારો કે કદાચ એક વ્યક્તિ સમુદ્રના ક્ષુદ્ર પરપોટા જેવી અને બીજી પર્વત જેવા વિશાળ મહામોજા જેવી હોય, પણ પરપોટો અને મહામોજ, એ બેઉની પાછળ તેમના બેઉના આધારરૂપ અનત મહાસાગર રહેલો છે, તેથી દરેક વ્યક્તિને માટે સારી આશા રાખી શકાય છે મુક્તિનુ દ્વાર દરેકને માટે ખુલ્લુ છે દરેકને વહેલાં મોડાં માયાના બધનમાથી મુક્ત તો થવુ જ પડશે આ આપણુ પ્રથમ કર્તવ્ય છે અનત આશામાથી અનંત મહેચ્છા જન્મ પામે છે જો એ આત્મશ્રદ્ધાનો આપણા હૃદયમાં ઉદય થશે તો વ્યાસ અને અર્જુનનો સમય—જ્યારે માનવજાતિના પરમ કલ્યાણને લગતા ભવ્ય સિદ્ધાંતોનો પ્રચાર થયો હતો તે સમય—તમે ફરીથી આપણા પ્રજાજીવનમા લાવી શકશો આધ્યાત્મિક અતર્દષ્ટિમા તેમજ આધ્યાત્મિક ભાવનામા આપણે ઘણાજ પાછળ પડી ગયા છીએ. ભરતખડ પાસે આધ્યાત્મિકતાનો કદિપણ ન ખૂટે તેવો ભડાર છે—હજી પણ છે તેને લીધેજ—તેના આધ્યાત્મિક મહત્ત્વને લીધેજ ભરતખડને બીજી પ્રજાઓમા શ્રેષ્ઠ સ્થાન મળે છે જો દતકથાઓ અને આશાઓ વિશ્વાસપાત્ર હોય તો જરૂર ભૂતકાળના યશસ્વી દિવસ પાછા આવશે, પણ તેનો આધાર તમારા ઉપર છે.

હે બગ દેશના યુવાનો ! તમે ધનવાન અને મોટા કહેવાતા લોકોના મો સામે જોયા ન કરો જગતમા જે મહત્ કાર્યો થયા છે તે સઘળા નિર્ધન લોકોએજ કર્યાં છે હે બગ દેશના નિર્ધન લોકો ! તમે જાગૃત થાઓ તમે ધારે તે કાર્ય કરવા સમર્થ છો. તમારેજ બધુ કરવાનુ છે તમે નિર્ધન હશો તોપણ તમારે પગલે ચાલવા માટે ઘણા તૈયાર થશે દઢ થાઓ અને તે ઉપરાત સપૂર્ણ રીતે નિષ્કપટ થાઓ તમારા ઉજ્વલ ભવિષ્યમા શ્રદ્ધા રાખો બગદેશના યુવાનો ! હિદુસ્તાનનો ઉત્કર્ષ તમારેજ કરવાનો છે તમે આ વાત માનો યા ન માનો તોપણ જરૂર યાદ રાખજો. આ કાર્ય આજકાલમાજ થઈ જશે એવી ભ્રાતિમા પડતા નહિ, પણ એ વાત બનશે એ તો ચોકકસજ છે. જેટલી શ્રદ્ધા મને મારા દેહના—મારા પોતાના અસ્તિત્વમા છે તેટલીજ મને આ પરિણામ ઉપર છે તેથીજ, હે બગ દેશના યુવાનો ! મારૂ હૃદય તમારા તરફ આકર્ષાય છે તમે નિર્ધન છો માટેજ હુ તમારા ઉપર આધાર રાખુ છુ તમારી પાસે પૈસા નથી તેથીજ તમે કામ કરી શકશો તમારી પાસે કાંઈજ નથી તેથીજ તમે નિષ્કપટ થઈ શકશો અને નિષ્કપટ થવાથી તમે સર્વસ્વનો ત્યાગ કરતા અચકાશો નહિ એજ વાત હુ તમને હમણા કહેવા માગુ છુ માટેજ હુ તમને ફરી ફરીને કહુ છુ કે આજ તમારૂ જીવનવ્રત હો અને એજ મારૂ પણ જીવનવ્રત છે. તમે ગમે તે ધર્મ પાળતા હો, તમે ગમે તે દાર્શનિક મતને માનતા

હો તેની મને દરકાર નથી, હુ તો અત્યારે સાબિત કરવા માગુ છુ કે માનવ જાતિની પૂર્ણતા પ્રત્યે અનત શ્રદ્ધાના પ્રેમસૂત્રથી આપણે બધા ભારતવાસીઓ ગુથાયલા છીએ શ્રદ્ધાનો આખા દેશમા પ્રચાર કરો

# संन्यासनो आदर्श अने तेनुं व्यावहारिक स्वरूप

( ત્યાર પછી સ્વામીજીની પ્રકૃતિ અસ્વસ્થ હોવાને તેમનાથી ઠેકાણે ઠેકાણે ફરીને વ્યાખ્યાન આપવાનુ બની શક્યુ નહિ સન્યાસીઓને માટે મઠ વગેરેની સ્થાપના કરી શિષ્યોને અધ્યયન કરાવવાના તથા એવા પ્રકારના બીજા કેટલાક કાર્ય કરવામા તેમનો સમય જતો હતો, અને ૧૮૯૯ ના જૂન માસની ૨૦ મી તારીખે તેમણે બીજી વાર અમેરિકા તરફ પ્રયાણ કર્યું, તેને પહેલે દિવસે એટલે ૧૯ મી તારીખે બેલુડમઠમા સાજના તેમના શિષ્યો અને ગુરુભાઈઓની એક સભા ભરવામા આવી હતી એ સભા સમક્ષ સ્વામીજીએ અગ્રેજીમા ટુકુ વ્યાખ્યાન આપ્યુ હતુ ઉપર્યુક્ત મઠની ડાયરીમા તેનો સારાશ નોધી લીધેલો છે તેનો અનુવાદ નીચે મુજબ છે )

મારા બધુઓ અને સતાનો !

આ સમય લાબુ ભાષણ આપવાનો કે વકતૃત્વશક્તિ બતાવવાનો નથી માત્ર મારે તમને કેટલીક બાબતો સક્ષેપમા કહેવાનો વિચાર છે અને હું આશા રાખુ છુ કે તમે તે પ્રમાણે અમલ કરશો પ્રથમ તો આપણો ( સન્યાસીનો ) આદર્શ શો છે તે સમજી લેવુ જોઈએ, અને તેને કેવી રીતે વ્યવહારમા મૂકી શકાય તેના ઉપાય શોધવા જોઈએ તમારામાથી જેમણે સન્યાસવ્રત લીધુ છે તેમણે બીજાના કલ્યાણને માટે પરિશ્રમ કરવાનો છે—કારણ કે સન્યાસી શબ્દના અર્થમાજ એવો ભાવ રહેલો છે " ત્યાગ " વિષે લાબુ વ્યાખ્યાન આપવાનો અત્યારે સમય નથી—હુ માત્ર તેનુ લક્ષણ તમને સક્ષેપમાં કહી જાઉ છુ હુ સન્યાસનો અર્થ " મૃત્યુ પ્રતિ પ્રેમ રાખવો" એવો કરૂ છુ સસારી લોકોનેજ જીવવુ ગમે છે સન્યાસીને તો મરણ પ્રિય લાગવુ જોઈએ, એટલે શુ આપણે આત્મહત્યા કરવી ? બિલકુલ નહિ. કારણ કે જેઓ આત્મહત્યા કરે છે તેઓ ખરૂ જોતા મૃત્યુને ઇચ્છતા નથી એવુ ઘણીવાર જોવામા આવે છે કે આત્મહત્યા કરવામા એકવાર નિષ્ફળતા મળતા આત્મહત્યા કરનાર કદિ બીજી વાર તેવુ કામ કરતોજ નથી. ત્યારે મૃત્યુને ચહાવુ એનો અર્થ શો ? તાત્પર્ય એ છે કે આપણુ સર્વને માટે મરણ તો સમજાયેલુજ છે મરણના કરતા વધારે નિશ્ચયપૂર્વક બનાવ બીજો હોઇ શકેજ નહિ ત્યારે કોઈ મહાન્ શુભ ઉદ્દેશને માટે આપણુ જીવન અર્પણ કરીએ તો કેમ ? આપણે આહાર, અધ્યયન વગેરે જે કાઇ

કરીએ તે સર્વ આપણુને આપણી જાતના બલિદાન તરફ પ્રેરે એવા ઉદ્દેશથીજ કરવાં જોઇએ. તમે શરીરની પુષ્ટિને અર્થે આહાર કરો છો, પણુ જો તમે બીજાના કલ્યાણુને માટે શરીરનુ બલિદાન આપવા તૈયાર ન થઇ શકો તો પછી શરીરની પુષ્ટિનુ તમારે શુ પ્રયોજન છે? તમે પુસ્તકોનુ અધ્યયન કરીને તમારા મનને સતેજ રાખો છો, પણુ જો તમે પારકાના કલ્યાણુને માટે તમારા જ્ઞાનનો ઉપયોગ ન કરી શકતા હો તો તમારા અભ્યાસનુ શુ પ્રયોજન છે? કારણુ કે આખુ જગત્ એક અખડ સત્તાસ્વરૂપ છે, તમે તેના એક અલ્પ અશ માત્ર છો માટે તમારા ક્ષુદ્ર અહભાવનો ત્યાગ કરીને તમારા કરોડો બધુઓની સેવા કરવી એજ તમારૂ કર્તવ્ય છે તમે તેમ નહિ કરો તો કુદરતના મહાન્ નિયમનો ભગ કર્યાનો અપરાધ કરશો ઉપનિષદ્‌ના ભવ્ય આદેશનુ તમને સ્મરણુ છે કે?

सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

આ પ્રમાણે તમારે ધીરે ધીરે દેહભાવનો–અહભાવનો ત્યાગ કરવાનો છે. તમારે માટે શરીરભાવનુ મૃત્યુ એજ સ્વર્ગ છે મૃત્યુમાંજ તમામ પ્રકારનુ કલ્યાણુ રહેલુ છે, એથી વિપરીત અવસ્થામા અકલ્યાણુ અને આસુરિપણુ જ છે

હવે એ આદર્શને કેવી રીતે વ્યાવહારિક સ્વરૂપ આપવુ તેનો વિચાર કરીએ પ્રથમ તો તમારે હમેશ સ્મરણુમા રાખવુ કે તમે અસભવિત આદર્શ રાખશો તો ચાલશે નહિ અત્યત ઉચ્ચ આદર્શથી પ્રજા દુર્બળ અને હીનસત્ત્વ થઇ જાય છે બૌદ્ધો અને જૈનોના ધર્મસસ્કારની પછીના જમાનામા એ પ્રમાણેજ બન્યુ હતુ બીજી બાજુએ અત્યત શુષ્ક કાર્યવાહક થવામાં પણુ લાભ નથી જો તમારામા જરા પણુ કલ્પનાશક્તિ નહિ હોય, જો તમારી વૃત્તિઓને નિયમમા રાખનાર એક પણુ આદર્શ તમારી સમક્ષ નહિ હોય તો તમે કેવળ પશુની કોટિમાં આવી જશો, માટે તમારે આદર્શને કદિ પણુ હલકો કરવો નહિ, તેમ એકલા આદર્શનાજ ચિતનમા પડીને કાર્યને ભૂલી જવુ નહિ આપણે બેઉ છેવટની સ્થિતિઓનો ત્યાગ કરીને કલ્પનાશક્તિ અને વ્યવહારકુશળતાની વિચારપૂર્વક મેળવણી કરવી જોઇએ

આપણા લોકોની એક માન્યતા એવી છે એક ગુફામાં બેસીને ધ્યાન કરતાં કરતા મરી જવુ, પણ તમારે વહેલા મોડા જાણુવુજ પડશે કે બીજાઓની અગાઉ મુક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી એ મોટી ભૂલ છે જો તમે તમારા પોતાના બધુઓને મુક્ત કરવાને યત્ન નહિ કરો તો તમે કદિ પણુ મુક્ત થઇ શકશોજ નહિ તમારા જીવનમા પ્રબળ આદર્શપરાયણુતા સાથે પ્રબળ કાર્યકુશળતાનો યોગ કરી દેવો જોઇએ ગભીર ધ્યાનધારણા કરવાને તમે તૈયાર થજો, પણુ બીજીજ પળે સામેના ખેતરમા જઇને જમીન ખેડવાને પણુ તૈયાર રહેજો (આ વાક્ય બોલતાં સ્વામીજીએ

મઠના ખેતરો તરફ આંગળી કરી હતી. ) આશ્રમની કઠણમાં કઠણ બાબતો લોકોને સમજાવવા તૈયાર રહેજો. પણ બીજીજ પળે તમારા ખેતરનો પાક વેચવાને બજારમાં જતાં પણ અચકાતા નહિ. માત્ર અહીંજ નહિ પણ જ્યાં જાઓ ત્યાં હલકામાં હલકું કામ કરવાને–જરૂર પડે તો લોકોના મળમૂત્ર ઉઠાવવાને * પણ તૈયાર રહેવું જોઇએ.

બીજી બાબત તમારે હમેશ એ યાદ રાખવી કે આ મઠનો ઉદ્દેશ મનુષ્ય તૈયાર કરવાનો છે ઋષિપ્રણીત શાસ્ત્રોનું અધ્યયન કરીને સંતોષ માનવાનો નથી. તે ઋષિઓ ચાલ્યા ગયા અને તેમની સાથે તેમના મતમતાંરો પણ ચાલ્યા ગયા છે હવે તો તમારે પોતેજ ઋષિ થવું પડશે. તમે મનુષ્યો છો–જેવા મહર્ષિઓ મનુષ્યો હતા, જેવા આપણા અવતારી પુરુષો પણ મનુષ્યો હતા, તેવા તમે પણ મનુષ્યો છો તમારે તમારા પોતાના પગ ઉપર ઉભા રહેતા શીખવું જોઇએ કેવળ શાસ્ત્રનું અધ્યયન કર્યાથી કાંઇ પણ વળનાર નથી ધ્યાનધારણા કર્યાથી પણ કેટલે દરજ્જે લાભ થનાર છે ? મંત્રતંત્રથી પણ શું વળનાર છે ? તમારે તો આ નવીન પદ્ધતિ–ખરેખરા મનુષ્ય બનાવવાની પદ્ધતિ ગ્રહણ કરવાની છે. મનુષ્ય તો તેનેજ કહેવાય કે જે સાક્ષાત્ બળની મૂર્તિ જેવો બળવાન્ હોય, છતા તેનું હૃદય એક સુકોમળ સ્ત્રીના હૃદય જેવું મૃદુ હોય તમારી આસપાસ જે લાખો માણસો વસે છે તેમને માટે તમારા હૃદયમાં સહાનુભૂતિ ઉત્પન્ન થવી જોઇએ તેની સાથે તમે તમારા નિશ્ચયમા અત્યંત દૃઢ અને અડગ હોવા જોઇએ વળી એટલું પણ યાદ રાખજો કે તમારામા સ્વતંત્રતાનો જુસ્સો અને તેની સાથે આજ્ઞાંકિતપણું, બેઉ હોવાં જોઇએ તમને કદાચ આ કથનમાં પરસ્પર વિરુદ્ધ જેવું લાગશે પણ એ બેઉ વિરુદ્ધ ગુણનો તમારામા યોગ કરવાની જરૂર છે. જો તમારો અધ્યક્ષ તમને નદીમાં ભૂસકો મારીને મગરને પકડવાની આજ્ઞા કરે તો તેના મોમાંથી આજ્ઞા નીકળતાંની સાથેજ તેનો અમલ કરવો, અને તેનું કારણ વગેરે પૂછવા હોય તો પછીજ પૂછી લેવા જો તેમનો આદેશ કદિ ગેરવાજબી હોય તોપણ પ્રથમ તેમની આજ્ઞાનું પાલન કરો અને પ્રતિવાદ કરવો હોય તો પછીજ કરજો આપણા દેશના સંપ્રદાયોમા અને ખાસ કરીને બંગાળામા એક એવો ખાસ દોષ છે કે અમુક મંડળમાં કોઇનો મત જરાક જૂદો પડયો એટલે તરત તે નવોજ પંથ ચલાવવા મંડી જાય છે તેમનામા પરમતસહિષ્ણુતા અને ધૈર્ય છેજ નહિ, માટે હું તમને કહુ છુ કે જે સંઘમાં તમે જોડાયા છો તેનામાં તમે ઉંડી શ્રદ્ધા રાખજો આજ્ઞાનું પાલન ન કરે એવા માણસોની આપણી સંસ્થામાં જરૂરજ નથી. જો કોઇ એવા હોય તો તેમને સખ્ત દિલના થઇને સંઘની બહાર કહાડી

* વૃંદાવન, હરદ્વાર વગેરે સ્થાનોમા રામકૃષ્ણ મિશનના સેવાશ્રમોમા આ આદર્શ સચવાય છે ત્યાંના વિદ્વાન્ સંન્યાસીઓ દરદીને સાક્ષાત્ નારાયણ સમજીને તેમના મળમૂત્ર ઉઠાવે છે

મૂકજો. વિશ્વાસઘાતક દ્રોહીઓ પણ આપણામાં નજરહેવા જોઇએ તમે વાયુના જેવા સ્વતંત્ર પણ વૃક્ષ કૂતથા તરાના જેવા નમ્ર અને આજ્ઞાધીન રહેજો.

# હું શું શીખ્યો છું

(સ્વામીજી અમેરિકાથી લગભગ દોઢ વર્ષે હિંદુસ્તાન પાછા આવ્યા ત્યારે પ્રથમની માફક ધામધૂમ સાથે નહિ પણ ગુપ્તપણે આવ્યા હતા અત્યંત પરિશ્રમને લીધે તેમનુ શરીર છેક લેવાઇ ગયુ હતુ તબીયત જરાક સુધારતા તેઓએ ઢાકા અને આસામ પ્રાંતના ગોહાટીમા જઈ થોડાક વ્યાખ્યાન આપ્યા હતા તેમનો સવિસ્તર હેવાલ તો મળી શકતો નથી,માત્ર ઢાકાથી તેમના કેટલાક શિષ્યોએ "ઉદ્‌બોધન"નામના માસિક પત્રમાટે હેવાલ લખી મોકલ્યો હતો, તે માસિકમાથી ઉતારો આપીને આ ગ્રંથ સમાપ્ત કરવામા આવેછે

(૧૯૦૧ ના માર્ચ માસમા ઢાકામા આપેલુ ભાષણ)

હુ નાના પ્રકારના દેશવિદેશમા ભ્રમણ કરી આવ્યો છુ પણ મારી જન્મભૂમિ બંગદેશના આ ભાગવિષે હુ ઝાઝું જાણતો ન હતો તેમજ આ પ્રદેશની વિસ્તીર્ણ નદીઓ, વિશાળ ફળદ્રૂપ મેદાનો અને રમણીય ગામડા, એ સર્વ મનોરમ દશ્યો જોવાનો પ્રસંગ મને કદિ પ્રાપ્ત થયો ન હતો, તેથી કરીને મને અહીં આવીને આ સર્વ જોતાં જે આનંદ પ્રાપ્ત થયો છે તે હુ તમારી સમક્ષ કૃતજ્ઞતાપૂર્વક જાહેર કરૂ છુ મને ખબર નહોતી કે મારી જન્મભૂમિના જળસ્થળમાં આટલી સુંદરતા, આટલી મોહકતા રહેલી છે, પણ અત્ર આવ્યાથી મને મુખ્ય લાભ એ થયો છે કે જગતના જૂદા જૂદા દેશો જોઇ આવ્યા પછી હુ મારી માતૃભૂમિની રમણીયતા વિશેષ આનંદ સાથે અનુભવી શકુ છુ તેજ પ્રમાણે ધર્મવિષયક સત્યના અનુસંધાનમાટે હુ અનેક સંપ્રદાયો જોઇ વળ્યો છુ *મે એવા સંપ્રદાયોનો અનુભવ લીધો છે કે જેમણે વિદેશી પ્રજાઓની ભાવનાઓને પોતાની માની લીધી છે મે ,પોતે પણ પારકા ધર્મને બારણે જઇ સત્યને માટે 'ભિક્ષા દેહિ'નો પોકાર કર્યો હતો, કેમકે હુ નહોતો જાણતો કે મારા પોતાનાજ દેશનો ધર્મ આપણો પ્રજાધર્મ આવો રમણીય અને ભવ્ય છે હિંદુધર્મ જગતના બીજા તમામ ધર્મો કરતા આત્માને વિશેષ શાંતિ અને તૃપ્તિ આપી શકે એવો છે તે મને કઇક પાછળથીજ માલુમ પડયુ હતુ આથી કરીને હુ શ્રદ્ધાસંપન્ન છતા પણ મારા કેટલાક સ્વદેશબાંધવોને આપણા ધર્મની ઉપેક્ષા કરતા જોઉં છુ ત્યારે મને અત્યંત ખેદ થાય છે આપણા મહિમાવાન્ દેશમા યુરોપિયન

* આ ટીકા બ્રહ્મસમાજને ઉદ્દેશીને છે કેશવચંદ્રસેનવાળી સમાજમા હિંદુ કરતા ખ્રિસ્તી ધર્મના તત્ત્વો વિશેષ છે સ્વા૦ વિવેકાનંદ યુવાવસ્થામા એ સમાજના સભાસદ હતા ભા૦ કર્તા

ભાવનાઓનો પ્રચાર થવાથી ધર્મભાવનાને અત્યંત પ્રતિકૂળ નીવડે એવા નિરીશ્વરવાદ અથવા અજ્ઞેયવાદમાજ કેટલાક કેળવાયલા લોકો પોતાનુ જીવન પસાર કરે છે.

વર્તમાન સમયમાં પણ આપણા દેશમાં એવા ધર્મસુધારકો છે કે જેઓ હિંદુ પ્રજાનો પુનરુદ્ધાર કરવાના ઉદ્દેશથી આપણા ધર્મને પુન સુવ્યવસ્થિત કરવાનો યત્ન કરે છે, પરંતુ તે તેમના પ્રયાસનુ પરિણામ સુવ્યવસ્થાને ઠેકાણે દુર્વ્યવસ્થા ઉત્પન્ન કરે છે બેશક, તેમનામાં ઘણા વિચારશીલ પુરુષો છે, પણ પોતે શુ કરે છે અને તેનુ પરિણામ શુ આવશે તેનો કશોજ વિચાર કર્યા વગર કેવળ અંધશ્રદ્ધાથીજ બીજાઓનુ અનુકરણ કરે એવા પણ ઘણા માણસો છે આ પ્રકારના સુધારકોને આપણા ધર્મની અંદર વિદેશી તત્ત્વો દાખલ કરવાની ઘણી હોસ છે, તેઓ એક "મૂર્તિપૂજા" ને પકડી બેઠા છે અને હિંદુધર્મ મૂર્તિપૂજન કરવાનો આદેશ કરે છે માટે તે અસત્ય છે એમ ઠરાવી દે છે આ મૂર્તિપૂજાનુ સ્વરૂપ કેવુ છે, તે સારૂ છે કે નઠારૂ છે, તેની તપાસ કરવાની તેઓ તસ્દીજ લેતા નથી માત્ર એક "મૂર્તિપૂજા" શબ્દના આધારથીજ હિંદુધર્મ અસત્ય છે એમ કહીને તેઓ તેને વગોવી નાખવા મથે છે. વળી આપણે ત્યા એક બીજો એવો વર્ગ છે કે જેઓ દરેક હિંદુ આચાર અને તેની ધર્મક્રિયાનુ રહસ્ય હાલના સાયન્સને આધારે લોચા લાપસી વાળીને સમજાવવાનો યત્ન કરે છે તેમના મત પ્રમાણે બધામાજ સાયન્સ છે જ્યા હોય ત્યા વિજળી, ચુંબક, આંદોલન અને એવી એવી બાબતોજ તેઓ લાગુ પાડી દે છે કદાચ જતે દહાડે તેઓ ઈશ્વરને પણ વિજળીનાં આંદોલનના સમૂહ તરીકે ઠોકી બેસાડે તો તેમાં નવાઇ પામવા જેવુ નથી ! ભલે, જગદંબા તેમના ઉપર કૃપા કરો ! તરેહ તરેહની પ્રકૃતિના મનુષ્યોદ્વારા તેજ પોતાનુ ધાર્યું કાર્ય કરાવી લેતી હશે.

આ બેઉ વર્ગથી ઊલટો એક પ્રાચીન સંપ્રદાય છે તેઓ કહે છે કે "ભાઇ ! મને તમારા પાંડિત્યમાં–તમારા સાયન્સમાં કશી સમજ પડતી નથી અને સમજવાની કશી દરકાર પણ નથી. અમારે તો ઇશ્વરનુ કામ છે, આત્માનુ કામ છે. અમારે તે ઇન્દ્રિયાતીત પ્રદેશમા જવાનુ છે કે જ્યાં જગત્ નથી, જ્યા સુખદુ ખનાં દ્વંદ્વો નથી, જ્યાં સચ્ચિદાનંદ વિના બીજુ કાંઇ છેજ નહિ" તેઓ તેમને કહેશે કે "ગંગામા સ્નાન કર્યાથી મુક્ત થવાય છે એ અમે શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ" અનન્ય ભાવથી, અનન્ય શ્રદ્ધાથી રામ, શિવ, વિષ્ણુ, એવા ઈશ્વરના કોઇ પણ સ્વરૂપની ઉપાસના કર્યાથી મોક્ષ થશેજ એમ અમે માનીએ છીએ એ સુદૃઢ, શ્રદ્ધાસંપન્ન પ્રાચીન સંપ્રદાય મને માન્ય છે એમ હુ ગર્વસહિત કહી શકુ છુ વળી એક ત્રીજા પ્રકારના મનુષ્યો પણ મારા જોવામાં આવ્યા છે તેઓ કહે છે કે, સંસારમા પણ રચ્યાપચ્યા રહો અને સાથે સાથે ઈશ્વરનુ ભજન કરતા રહો. હુ કહુ છુ કે તેઓ દંભી છે તેઓ પોતાના હૃદયની ઇચ્છા જાહેર કરવાની હિંમત ચલાવતા નથી. (લોકોની હાએ

હા કરી પોતાનામાંના ટકા ઉપજાવીને પૈસા તથા પૂજા તેમને મેળવવી હોય છે ) એ વિષે સાધુ પુરુષોનું શું કથન છે ?

રામ તહાં નહિ કામ હૈ, કામ તહાં નહિ રામ,
એક સાથ દોઉ ના મિલે, રવિરજની એક ઠામ

અલમસ્ત, જેના હૃદયમાં ઈશ્વરપ્રેમ જાગ્રત થયો છે ત્યાં સંસારવાસના રહી શકેજ નહિ જ્યાં સૂર્ય છે ત્યાં અંધકાર હોઇ શકેજ નહિ માટેજ સાધુ મહાત્માઓ કહે છે કે જો તમારે ઈશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો કાંચનકામિનીનો ત્યાગ કરો. **विषयं-विषवत् त्यज।** વિષયનો વિષની માફક ત્યાગ કરો આ સંસાર શૂન્ય છે, પોકળ છે, અસ્તિત્વરહિત છે તમે ગમે તેટલાં ફાંફાં મારો પણ સંસારનો* ત્યાગ કર્યા વિના તમે કદિ ઈશ્વરને પામી શકશોજ નહિ. જો તમે તેમ ન કરી શકતા હો તો સાફ કહેજો કે અમે એટલા કાચા અને નિર્બળ છીએ, પણ અમે સંસારમાં રહ્યા છતાં ઈશ્વરમાંજ મન રાખીએ છીએ એવો વૃથા દંભ નહિ કરતા તમારી મિથ્યા બડાઇ મનાવવાને ખાતર ત્યાગના ભવ્ય આદર્શને હલકો ન પાડતા, મુડદાને સોનાના વરખથી ઢાંકવાને પ્રયત્ન કરતા નહિ, મહાત્માઓ આદેશ કરી ગયા છે કે જો તમારે આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવી હોય, ઈશ્વરનું દર્શન કરવું હોય તો તમારૂં પહેલું કર્તવ્ય એ છે કે તમારા પોતાનાજ વિચાર સાથે સંતાકુકડીની રમત રમવી છોડી દો તમારી જાતને ઠગો નહિ તમારો દંભ, તમારા પોતાનાજ વિચારના પ્રદેશમાં તમે જે ચોરી, દગલબાજી કરો છો તે છોડી દો

હું શું શીખ્યો છું ? આ પ્રાચીન સંપ્રદાય પાસેથી હું કયો ઉપદેશ પામ્યો છું ? હું શીખ્યો છું કે—

**दुर्लभं त्रयमेवैतत् देवानुग्रहहेतुकम् ॥**
**मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥**

“ આ ત્રણ પદાર્થ દુર્લભ છે. તે માત્ર ઈશ્વરની કૃપાથીજ પ્રાપ્ત થાય છે એક તો મનુષ્યજન્મ, બીજું મુમુક્ષુપણું અને ત્રીજો મહાત્માનો સમાગમ. ”

પ્રથમ તો મનુષ્યત્વ–મનુષ્યજન્મ થવો જોઇએ, કારણ કે મુક્તિને પ્રાપ્ત કરવાનો સુયોગ મનુષ્યજન્મદ્વારાજ થાય છે બીજું જરૂરનું સાધન મુમુક્ષુત્વ છે જો કે આ પણ દેશમાં ચાલતા ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની પદ્ધતિમાં ફેર છે, જો કે અમુક વ્યક્તિઓ એવું પણ પ્રતિપાદન કરે છે કે જ્ઞાન પ્રાપ્ત કરવાનો અમારો અધિકાર બીજાઓ કરતા વિશિષ્ટ પ્રકારનો છે અને અમારા સાધન સર્વોત્તમ છે. જો કે મનુષ્યો વચ્ચે અધિકાર પરત્વે ઘણો ભેદ જોવામાં આવે છે, તોપણ સાધારણ અસ્ખલિતપણે એમજ કહી શકાય છે કે મુમુક્ષુતા વિના ઈશ્વરનો સાક્ષાત્કાર થઇ શકેજ

* સંસારવિષયક કામનાઓનો

નહિ. એ મુમુક્ષુતા એટલે શું ? મોક્ષને માટે પ્રબળ ઉત્કંઠા—સુખદુઃખના સામ્રાજ્યમાંથી મુક્ત થવાની ઉત્કટ ઇચ્છા—આ સંસારપ્રત્યે પૂર્ણ વૈરાગ્ય—જ્યારે ઇશ્વરનું દર્શન કરવાની આવી અદમ્ય લાલસા જાગે, ત્યારેજ તમારે જાણવું કે હવે આપણે પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને અધિકારી થયા છીએ ત્રીજી જરૂરની બાબત મહાત્માઓનો સમાગમ છે. સાધુપુરુષો જેમણે પરમતત્ત્વની પ્રાપ્તિ કરી લીધી છે તેમના જીવન અનુસાર આપણા જીવનનું ઘડતર કરવાનો સુયોગ એવા પુરુષોના સમાગમથીજ પ્રાપ્ત થાય છે તીવ્ર વૈરાગ્ય અને ઇશ્વરદર્શનની પ્રબળ ઉત્કંઠા એ બે પણ પૂરતા નથી ગુરુદ્વારા દીક્ષા લેવાની પણ જરૂર છે, કેમકે અસ્ખલિતપણે, જમાના ને જમાના થયા ગુરુપર પરાથી ચાલી આવેલી એક અદ્ભુત શક્તિના ભંડારની સાથે ગુરુદ્વારા આપણું જોડાણ થાય છે. સાધકે પોતાના ગુરુને અથવા આચાર્યને પોતાનો પરમ ઉપદેશક, પરમ બંધુ અને માર્ગદર્શક ગણવો જોઇએ. ગુરુની દીક્ષા આધ્યાત્મિક માર્ગમા પ્રગતિ કરવાને પરમ આવશ્યક અને અનિવાર્ય સાધન છે

પણ ખરો પ્રશ્ન તો એ છે કે મારે કોને ગુરુ માનવો ? **श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ।** " જે વેદના રહસ્ય જાણે છે, નિષ્કલંક ચારિત્ર્યવાન્ છે, તૃષ્ણારહિત છે અને બ્રહ્મને જાણનારમા શ્રેષ્ઠ છે." શ્રોત્રિય—વેદને જાણનાર એટલે માત્ર શાસ્ત્રનાં પોથાં ભણી ગએલો પુસ્તકપંડિત નહિ પણ તેના ઉંડા રહસ્યને જાણનાર, તેનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કરનાર, અને બ્રહ્મને જાણવો એટલે કે બ્રહ્મરૂપ બની જવું તે

" પોથી પઢ પોપટ ભયો, પંડિત ભયો ન કોઇ,
એકો અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોઇ. "

પુસ્તકપંડિતો જરાએ કામના નથી આજકાલ બધાને ગુરુ થઇ જવાની બહુ હોસ હોય છે, ભિખારીને પણ લાખો રૂપીઆનું દાન કરવાની મરજી થાય છે ગુરુનું બીજું લક્ષણ નિષ્કલંક ચારિત્ર્ય જોઇએ વળી તે **अकामहत** એટલે તૃષ્ણારહિત હોવો જોઇએ. બીજાઓનું કલ્યાણ કરવા સિવાય જેના જીવનનો બીજો કશો ઉદ્દેશજ ન હોય, જે અહૈતુક દયાસિંધુ હોય, જે કીર્તિ, ગુરુપણું અથવા બીજા કોઇ પણ સ્વાર્થજન્ય ઉદ્દેશ વગર લોકોના ઉદ્ધારનેજ માટે ધર્મોપદેશ આપવા તત્પર હોય, તેજ ગુરુપદને યોગ્ય છે અને એવાજ ગુરુપાસેથી દીક્ષા લેવાનો શ્રુતિ આદેશ કરે છે. જે બ્રહ્મને સારી રીતે જાણે છે—જેણે તેનો અપરોક્ષ અનુભવ કર્યો છે, બ્રહ્મજ્ઞાન જેને હસ્તામલકવત્ થઇ ગયુ છે એવા ગુરુની સાથે આધ્યાત્મિક યોગ થવાથી ઇશ્વરપ્રાપ્તિ-ઇશ્વરસાક્ષાત્કાર સુલભ થઇ પડે છે

દીક્ષા લીધા પછી સાધકને સતત અભ્યાસની જરૂર છે. પોતાના ઇષ્ટસ્વરૂપનું ધ્યાન કરવાની જે પદ્ધતિ ગુરુએ બતાવી હોય તે પ્રમાણે પૂર્ણ ઉત્કંઠાસહિત ચાલુ

અભ્યાસ કરીને સત્યને જીવનમાં પરિણત કરવાની અત્યંત આવશ્યકતા છે. તમને ઇશ્વરપ્રાપ્તિમાટે અત્યંત વ્યાકુળતા હોય અને ગુરુની પ્રાપ્તિ પણ થઇ હોય તોપણ તેની સાથે જો તમે અભ્યાસ ન કરો, તમને ગુરુએ જે શીખવ્યું હોય તે પ્રમાણે સતત અભ્યાસ ન કરો તો પછી તમે સાક્ષાત્કાર કરવાની આશા રાખતાજ નહિ. જ્યારે આ ત્રણે બાબતો તમારામાં પૂર્ણપણે એકત્રિત થશે ત્યારેજ તમે લક્ષ્યબિંદુએ પહોંચી શકશો

માટે હે હિન્દુઓ ! હે યશસ્વી આર્ય પ્રજાના સંતાનો ! હું તમને ખાસ ભાર મૂકીને કહું છું કે આપણા ધર્મનો મહાન્ આદર્શ, હિન્દુ પ્રજા તરીકેનો આપણો ભવ્ય આદર્શ જે આપણને સંસારથી પાર જવાને પ્રેરે છે—એકલા સંસારનીજ નહિ પરંતુ સ્વર્ગની પણ ઉપેક્ષા કરવાનો આદેશ કરે છે, તે આદર્શનું તમે કદિ પણ વિસ્મરણ કરતા નહિ આપણો પરમ આદર્શ તો સંસાર અને સ્વર્ગ, શુભ અને અશુભ, પાપ અને પુણ્ય સર્વની પાર જઇને, આ પ્રાપંચિક જગતથી અતીત એવા પરમ ધામમાં જઇને સત્ ચિત્ આનંદનો અપરોક્ષ અનુભવ કરવાનોજ છે.

---

# आपणो जन्मप्राप्त धर्म

પ્રાચીન કાળમાં આપણા દેશે આધ્યાત્મિક ભાવનાઓમાં અદ્ભુત ઉન્નતિ કરી હતી આજે તે ભૂતકાળના ઇતિહાસનું આપણે જરા સ્મરણ કરીએ, પણ ભૂતકાળના ગૌરવનું ચિંતન કરવામાં એક મોટું જોખમ એ રહેલું છે કે તેથી નવું કાર્ય કરવાને આપણે શક્તિહીન થઇએ છીએ અને માત્ર અસલના ગૌરવનું સ્મરણ કરીને મિથ્યા અભિમાનથી ફૂલાઇને આળસુ અફીણીઆની માફક જીવન પ્રસાર કરીએ છીએ. આપણે એ આપત્તિમાં ન પડીએ તેને માટે સાવધાન રહેવાની જરૂર છે અલબત્ત, પ્રાચીન કાળમાં આપણા દેશમાં સત્યનો અપરોક્ષ અનુભવ કરનાર ઘણા મહર્ષિઓ થઇ ગયા છે, પણ તેમનું સ્મરણ કરીને જો આપણે સંગીન લાભનીજ પ્રાપ્તિ કરવી હોય તો આપણે પણ તે મહર્ષિઓના જેવા થવાને યત્ન કરવો જોઇએ નહિ તો ભૂતકાળના ગૌરવનું સ્મરણ કર્યાથી લાભ કરતાં નુકમાન વધારે છે પુરુષાર્થ કરશો તો તમે સઘળા ઋષિ થઇ શકશો એટલુંજ નહિ પણ આપણા દેશમાં કદિ પણ આજસુધી ન થયા હોય એવા અપૂર્વ મહિમાવાન, પ્રાચીન ઋષિઓથી પણ શ્રેષ્ઠ બની જશો એવો મારો દૃઢ વિશ્વાસ છે પ્રાચીન કાળમાં આપણા પૂર્વજોએ જે કાર્ય કર્યાં હતાં તે અપૂર્વ અને અદ્ભુત હતાં તેમનું હું અભિમાનપૂર્વક સ્મરણ કરું છું. વર્તમાન સમયમાં થએલી આપણી દુર્દશા જોતાં પણ હું હતાશ થતો નથી, પણ

આપણું ભવિષ્ય એવું ઉજ્જવળ અને મહિમાવાન છે કે મારી કલ્પનામાં તેનું ચિત્ર ઊભું કરવાથી મને એક પ્રકારનું આશ્વાસન મળે છે, કારણ કે મેં જોયું છે કે બીજનું નવું વૃક્ષ બનતા પહેલા તેના સ્વરૂપમાં પૂરેપૂરૂ પરિવર્તન થઇ જાય છે અરે ! એટલુંજ નહિ પણ આપણે તેને પ્રત્યક્ષરીતે સડી જઇને નાશ પામતુ જોઇએ છીએ, પણ એજ બીજમાંથી મહાન્ શુભફલદાતા વૃક્ષ જન્મ પામે છે એજ પ્રમાણે આપણી વર્તમાન સમયની અવનત દશામાં, આપણા ધર્મના ભવિષ્યના ગૌરવનું બીજ છુપાઇ રહ્યું છે તેનો અંકુર ફૂટવાની તૈયારી થાય છે અને મને વિશ્વાસ છે કે પહેલાના કરતા પણ તે વિશેષ પ્રૌઢ અને મહિમાવાન્ ફળને જન્મ આપશે

હવે જે ધર્મ આપણને જન્મથી પ્રાપ્ત થયો છે તેની અંદર સર્વ સામાન્ય તત્ત્વો કયા કયા છે તે વિષે આપણે જરા વિચાર કરીએ પ્રથમ દૃષ્ટિએ તો ભિન્ન ભિન્ન સંપ્રદાયો વચ્ચે મોટા મોટા મતભેદ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ આપણામાના કેટલાક અદ્વૈતવાદી છે, કેટલાક વિશિષ્ટાદ્વૈતવાદી છે અને કેટલાક દ્વૈતવાદી પણ છે કેટલાક લોકો ઇશ્વરના અવતારને માને છે, કેટલાક મૂર્તિપૂજક છે અને કેટલાક ચોકખા નિરાકારવાદી છે આપણા સાંસારિક રીતરિવાજોમાં પણ જોઇએ તેટલા પ્રભેદ છે જાટ લોકો મુસલમાન અથવા ખ્રિસ્તીની સાથે લગ્નવ્યવહાર રાખે તોપણ તેઓ જ્ઞાતિ બહાર ગણાતા નથી. તેઓ વગર હરકતે હિન્દુમંદિરોમાં પ્રવેશ કરી શકે છે. પંજાબના ગામડાંઓમાં એવો રિવાજ છે કે ડુક્કરનું માંસ ભક્ષણ ન કરે તે હિન્દુજ ન કહેવાય નેપાળની અંદર બ્રાહ્મણો ચારે વર્ણમાંથી કોઇ પણ વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે. બંગાળામાં બ્રાહ્મણથી પોતાની પેટા ન્યાતની બહારના અન્ય બ્રાહ્મણની કન્યા સાથે પણ લગ્ન થઇ શકતુ નથી આ પ્રમાણે જોવા જઇએ તો આપણી વચ્ચે અનેક નાના મોટા મતભેદ છે, પણ તેમ છતા પણ એક બાબતમાં આપણે બધા હિન્દુઓ એકમત થઇએ છીએ કે કોઈ પણ હિન્દુ ગોમાંસનો આહાર કરવા ઇચ્છતો નથી એજ પ્રમાણે ભિન્ન ભિન્ન સંપ્રદાયોની માન્યતાઓમા પણ ઘણાં સામાન્ય તત્ત્વો છે, કે જેથી તેમની એકતા જણાઇ આવે છે

શાસ્ત્રોવિષે અવલોકન કરતાં એક બાબત મારૂ ખાસ ધ્યાન ખેંચે છે, તે એ છે કે જે ધર્મોને એક અથવા અનેક શાસ્ત્રોનો આધાર છે તેજ ત્વરાથી પ્રગતિ કરે છે, અને તેમની ઉપર જુલ્મ અને અત્યાચારના વરસાદ વરસ્યા છતાં પણ તેઓજ આજદિનસુધી ટકી રહ્યા છે ગ્રીક લોકોનો ધર્મ, ઘણોજ સુંદર હતો છતાપણ શાસ્ત્રના આધાર વગર અલ્પ સમયમા હતો ન હતો થઇ ગયો, પણ બાયબલના પ્રાચીન વિભાગના આશ્રયને લીધે યાહુદી લોકોના ધર્મનું ચેતન હજીસુધી ક્ષીણ થયુ નથી. તેજ પ્રમાણે હિન્દુધર્મ પણ હજીસુધી અક્ષત રહ્યો છે તેનુ કારણ આખા જગતમાં સર્વથી પ્રાચીન શાસ્ત્રો—વેદનો તેને આધાર છે એ વેદના બે મુખ્ય વિભાગ છે. એક

કર્મકાંડ અને બીજો જ્ઞાનકાંડ કર્મકાંડનો, સુભાગ્યે કે દુર્ભાગ્યે હાલ વપરાશ ઘણો ઓછો થઇ ગયો છે, માત્ર દક્ષિણમાંજ કેટલાક બ્રાહ્મણો અજ ( બકરો ) નુ બલિદાન આપીને હજીસુધી અસલની પદ્ધતિ પ્રમાણે યજ્ઞો કરે છે, અને એ કર્મકાંડના થોડા ઘણા છૂટા છવાયા અવશેષ વૈદિક ક્રિયાઓમાં તથા શ્રાદ્ધ, લગ્ન એવા કાર્યમા વપરાતા મંત્રોમાં જોવામાં આવે છે એટલુંજ; પણ હવે તેને પ્રાચીન સ્વરૂપમાં ફરીથી સ્થાપિત કરવાનો સંભવજ નથી કુમારિલ ભટ્ટે એકવાર તેવો પ્રયત્ન કરી જોયો હતો પણ તેમાં નિષ્ફળતાજ મળી હતી

જ્ઞાનકાંડ, જે વેદનો સર્વોત્તમ અંશ મનાય છે તેમા ઉપનિષદ્નો સમાવેશ થાય છે અને વેદાંત એવા નામથી તે પ્રસિદ્ધ છે જ્યારે જ્યારે કોઇ પણ આચાર્ય શ્રુતિનુ પ્રમાણ ટાંકે છે ત્યારે તે હમેશ ઉપનિષદ્માંથી લીધેલુ હોય છે એ વેદાંત હવે હિન્દુઓનો પ્રજાધર્મ છે. જો કોઈ પણ સંપ્રદાયને આ દેશની પ્રજાની દઢ શ્રદ્ધા પ્રાપ્ત કરવી હોય તો તેને પોતાની સત્યતા વેદાંતના આધારેજ સાબીત કરવાની જરૂર પડે છે. દ્વૈતવાદી, અદ્વૈતવાદી ગમે તે સંપ્રદાયના આચાર્યને પણ ઉપનિષદ્નોજ આધાર બતાવવો પડે છે તેમ ન કરે તો સનાતન ધર્મની કોટિમાં તેમની ગણના થાયજ નહિ. વૈષ્ણવોને પણ પોતાના સિદ્ધાંતની સાબીતીમાટે ગોપાલતાપનીય ઉપનિષદ્ બતાવવું પડે છે જો કોઇ નવીન સંપ્રદાયને એમ માલમ પડે છે કે આપણા સિદ્ધાંતને ટેકો આપે એવુ એક પણ ઉપનિષદ્ નથી, તો તેઓ નવુ ઉપનિષદ્ ઉપજાવી પ્રાચીન ઉપનિષદ્ના સાહિત્યમા ઘુસાડી દઇને તેને પ્રાચીન શાસ્ત્ર તરીકે મનાવતાં અચકાતા નથી. એવા ઘણા ઉપનિષદ્ આજસુધીમાં રચાયા છે

હવે વેદના સંબંધમાં કહેવાનુ એ છે કે હિન્દુઓના મત પ્રમાણે તેમની રચના કોઇ પણ સમયમા મનુષ્યદ્વારા થઇજ નથી તેમનો મત એવો છે કે ઇશ્વરના અનંત જ્ઞાનનો સમૂહ વેદમા નિબદ્ધ થએલો છે. કોઇ વાર ઋષિઓદ્વારા તે પ્રકટ થાય છે તો કોઇ વાર અવ્યક્ત દશામાં રહે છે, પણ એ છે તો સનાતન, અનાદિ અને અનંત. શંકરાચાર્ય એક ઠેકાણે લખે છે કે **यो वेदेभ्योऽखिलं जगत् निर्ममे ।** " જેણે ( ઈશ્વરે ) વેદના જ્ઞાનદ્વારા આખા બ્રહ્માંડની રચના કરી " વેદના પ્રણેતાને કોઇએ કદિ જોયોજ નથી અને તેના વિષે અનુમાન કરવાનુ પણ બને તેમ નથી ઋષિઓ તો માત્ર એ મંત્રોના સનાતન નિયમોના દ્દષ્ટાજ હતા. વેદના સત્યોનો અનંત જ્ઞાનરાશિ જે અનાદિ કાળથી અસ્તિત્વમાંજ છે તેનો ઋષિઓએ માત્ર સાક્ષાત્કાર કર્યો હતો.

એ ઋષિ કોણ હતા ? વાત્સ્યાન કહે છે કે " જે કોઇ વ્યક્તિ શાસ્ત્રમા બતાવેલી પદ્ધતિ પ્રમાણે ધર્મનો અપરોક્ષ અનુભવ કરે છે, તે જન્મથી મ્લેચ્છ હોય તોપણ તે ઋષિ છે. " આજ ધોરણ મુજબ, વસિષ્ઠ જેમનો જન્મ વારાંગનાને પેટે થયો હતો, વ્યાસ જે માછીના પુત્ર હતા, નારદ જે એક દાસીના પુત્ર હતા

અને તેમનો પિતા કોણ તે તો જાણવામાંજ નથી; એવાઓ પણ ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યાથી મહર્ષિઓ ગણાયા છે. જેમણે સત્યનો અનુભવ કર્યો છે તેમની બાબતમાં જાતિ અને વર્ણનો વિચાર કરવો એ ઉચિતજ નથી. મેં હમણાં કહ્યા તેવા માણસો જ્યારે ઋષિની પદવી પામી શક્યા ત્યારે તમે વર્તમાન સમયના કુલીન બ્રાહ્મણો તેમના કરતા પણ વધારે ઉચુ પદ પ્રાપ્ત કરી શકો એ શુ અસભવિત છે ? એ ઋષિત્વ પ્રાપ્ત કરવામાટે સતત પ્રયત્ન કરો આખરની અવસ્થાએ પહોચતાંસુધી વિરામ લેતા નહિ અને તમે જોશો કે આખુ જગત્ તમારા ચરણમા મસ્તક નમાવવા તૈયાર થશે. ઋષિ થાઓ ! એજ સામર્થ્યની ખરી ચાવી છે

વેદ એકલાજ આપણા ધર્મના પ્રમાણભૂત ગ્રથો છે અને તેમનુ અધ્યયન કરવાનો દરેક માણસને અધિકાર છે + શુક્લ યજુર્વેદમાં લખ્યુ છે કે **यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः।ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय।** દરેક માણસને વેદ ભણવાનો અધિકાર નથી એવી મતલબનુ પ્રમાણ વેદમાથી કોઈ બતાવી શકો છો? પુરાણોમાં એમ કહ્યુ છે ખરૂ કે અમુક જ્ઞાતિને વેદની અમુક શાખા ઉપરજ અધિકાર છે અને અમુક જ્ઞાતિઓને વેદ ભણવાનો મુદ્દલે અધિકાર નથી; અથવા એવુ પણ લખ્યુ છે કે વેદનો અમુક ભાગ સત્યયુગને માટે અને અમુક ભાગ કલિયુગને માટે છે, પણ યાદ રાખજો કે વેદમા તેમ કહ્યુ નથી આ માત્ર પુરાણોમાંજ તેમ કહેલુ છે, પરતુ શુ નોકર પોતાના માલિકને આજ્ઞા કરી શકે ખરો ? સ્મૃતિ, પુરાણ, તત્ર એ સર્વ શાસ્ત્રો જ્યાસુધી વેદની સાથે એકમત થતા હોય ત્યાસુધીજ માન્ય રાખવાના છે, પણ જયા તેઓ વેદથી જુદા પડે ત્યા તેમને અપ્રમાણ ગણીને વર્જ્ય કરવાના છે હાલમા તો આપણે વેદ કરતાં પણ પુરાણોને ઉચો અધિકાર આપી બેઠા છીએ વેદનો અભ્યાસ બગાળામાથી લગભગ નીકળી ગયા જેવો થઈ ગયો છે. દેશમાં ઘેરેઘેર શાલિગ્રામની સાથે વેદનુ પૂજન થાય, અને આબાલવૃદ્ધ સર્વ સ્ત્રીપુરુષો વેદનુ અધ્યયન કરે એવો દિવસ ફરીથી જોવાની મને પ્રબળ ઇચ્છા છે

વેદના સબધમા પાશ્ચાત્ય પડિતો જે મત જાહેર કરે છે તે હુ માની શકતો નથી તેઓ વેદની રચના અમુક કાળ ઉપર થએલી ઠરાવે છે, બીજે દિવસે એ મત ઉડી જાય છે અને વળી વેદની રચનાનો સમય એકાદ હજાર વર્ષ પાછળ ઠેલાય છે અને એ પ્રમાણે તેઓ ગણત્રી કર્યાજ જાય છે પુરાણ સબધે તો હુ તમને કહી ગયો છુ કે જેટલે અશે પુરાણ વેદની સાથે એકમત થતાં હોય તેટલેજ અશે તેમને માન્ય ગણવાનાં છે. પુરાણોમા વેદના મતથી વિરુદ્ધ હોય એવી ઘણી બાબતો છે દાખલાતરીકે પુરાણોમાં એવા વર્ણન જોવામા આવે છે અમુક રાજા અગર અમુક ઋષિ દશ હજાર વર્ષ જીવ્યો હતો, અમુક વીશહજાર વર્ષ જીવ્યો હતો, પણ વેદમા

+ શુક્લ યજુર્વેદ, માધ્યન્દિનીય શાખા, ૨૬ મો અધ્યાય, મત્ર ૨ જો

તો ચોકખું લખેલું છે કે शतायुर्वै पुरुषः । " મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું હોય છે. " હવે આ બેમાંથી કયો મત આપણે કબૂલ રાખવો ? બેશક, વેદનોજ આવા કેટલાક અસંગત લખાણ છતાં પણ હું પુરાણની નિંદા કરવા ચહાતો નથી. તેઓની અંદર યોગ, ભક્તિ, જ્ઞાન અને કર્મસંબંધી ઘણુંજ સુંદર, પ્રોજ્જ્વલ ઉપદેશો અને જ્ઞાનનો ભંડાર છે હવે તંત્રના સંબંધમાં વક્તવ્ય એ છે કે " તંત્ર " શબ્દનો અર્થ શાસ્ત્ર થાય છે. દાખલાતરીકે કાપિલતંત્ર સામાન્યરીતે તંત્ર શબ્દનો ઉપયોગ ઘણા સંકુચિત અર્થમાં થાય છે. જે રાજાઓએ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો અને જેમણે અહિંસા ધર્મનો ચારે દિશાએ પ્રચાર કર્યો હતો, તેમના અમલમાં વૈદિક યજ્ઞો લગભગ બંધ પડી ગયા જેવા થયા હતા, કારણ કે રાજસત્તાના ભયને લીધે પ્રાણીની હિંસા કરવાની કોઇ હિંમત ચલાવતું નહિ, પણ પાછળથી બૌદ્ધ લોકોના સમાજમાંજ ખાસકરીને જેઓ હિંદુધર્મમાંથી તરતના બૌદ્ધ થયા હતા તેમનામાં યજ્ઞયાગના અંશો દાખલ થવા લાગ્યા, અને તેમના અનુષ્ઠાન ગુપ્તપણે થતા ગયા આમાંથીજ તંત્રની ઉત્પત્તિ થઇ છે તેમની અંદર વામાચાર જેવાં ભયંકર, ધિક્કારવા યોગ્ય, ભ્રષ્ટ વિધાનો પેશી ગયા છે, તેમને બાદ કરીએ તો લોકો માને છે તેટલાં તંત્ર ખરાબ નથી તેમની અંદર પણ ઘણી ઉંચી વેદાંતની ભાવનાઓ છે વાસ્તવિકરીતે વેદના ' બ્રાહ્મણ ' વિભાગના સ્વરૂપમાંજ થોડો ઘણો ફેરફાર કરીને તેનો તંત્રની અંદર સમાવેશ કર્યો છે હાલનાં આપણા પૂજા વગેરેના વિધાનો તેમજ કર્મકાંડને લગતી બીજી ક્રિયાઓ તંત્ર મુજબજ કરવામાં આવે છે

હવે આપણા ધર્મના મુખ્ય સિદ્ધાંતોવિષે જરા વિચાર કરીએ ભિન્ન ભિન્ન સંપ્રદાયોના ધર્મવિષયક મત વચ્ચે પ્રભેદ અને વિવાદ હોવા છતાં પણ તેમની અંદર ઘણા સામાન્ય તત્ત્વો છે એ નિર્વિવાદ છે પ્રથમ તો દરેક જીવ, જગત્ અને ઈશ્વર એ ત્રણ પદાર્થોને માને છે ઈશ્વર એ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનાર સનાતન સત્તા છે સાંખ્ય મત સિવાયના બીજા બધા દાર્શનિક મતને આ સિદ્ધાંત માન્ય છે બીજું સામાન્ય તત્ત્વ આત્મા અને તેના પુનર્જન્મને લગતું છે અસંખ્ય વ્યક્તિગત જીવાત્માઓ પુનઃ પુનઃ નવા દેહ ધારણ કરીને પોતાના કર્મ પ્રમાણે જન્મ-મરણના ચક્રમાં ભ્રમણ કરે છે આને સંસારવાદ અથવા પુનર્જન્મનો સિદ્ધાંત કહે છે ત્રીજું સામાન્ય તત્ત્વ એ છે કે જગતને અનાદિ અને અનંત માનવામાં આવ્યું છે કેટલાકનો મત એવો છે કે મૂળ એકજ વસ્તુના આ ત્રણ રૂપાંતરો છે કેટલાક એ ત્રણે પૃથક્ પદાર્થો છે એમ માને છે કેટલાકનો એથી પણ જરા જૂદા પ્રકારનો મત છે, પણ એ ત્રણના અસ્તિત્વ સંબંધે તો મતભેદ છેજ નહિ

અત્ર ખાસ સ્મરણમાં રાખવા જેવી બાબત એ કહેવા માગું છું કે અનાદિ કાળથી હિન્દુઓનો મત એવો છે કે આત્મા મન કરતા જુદોજ પદાર્થ છે; પાશ્ચાત્ય

વિદ્વાનો મનથી આગળ જઈ શકયાજ નથી. તેઓને હજી જગત્ સુખથી પરિપૂર્ણ લાગે છે અને તેથી કરીને તેઓના મનથી તે જગતજ યથેચ્છ સુખનો ઉપભોગ કરાવનાર છે. પ્રાચ્ય પ્રજા જન્મથીજ શીખતી આવી છે કે પળે પળે બદલાતો સંસાર દુ:ખથી પરિપૂર્ણ છે અને તેમ હોવાથી તે અસત્ય છે અને તેના ક્ષણિક ઉપભોગને માટે આત્માના શાશ્વત સુખનો ભોગ આપવો એ ખોટનોજ વેપાર છે. આજ કારણને લીધે પાશ્ચાત્ય પ્રજા, મંડળો સ્થાપીને મોટા પાયા ઉપર ઉદ્યોગ કરવામાં ખાસ કુશળતા ધરાવે છે, ત્યારે પ્રાચ્ય પ્રજાઓ આંતરિક જગતનાં રહસ્ય ઉકેલવામાં હમેશ સાહસિકતા બતાવે છે

હવે આપણે હિન્દુધર્મને લગતી બીજી એકાદ બે બાબતોવિષે વિચાર કરીએ, એક બાબત ઈશ્વરના અવતારની છે વેદની અંદર માત્ર મત્સ્યાવતારનોજ ઉલ્લેખ છે. આ મત સર્વને માન્ય હોય યા ન હોય તેનો અત્ર વિચાર કરવાનોજ નથી માત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે અવતારવાદ એ એક પ્રકારની વીરપૂજા છે મનુષ્યમાં ઈશ્વરનું દર્શન કરવું એ ખરેખરો ઈશ્વરસાક્ષાત્કાર છે હિન્દુઓ કુદરતદ્વારા કુદરતના પેદા કરનાર ઈશ્વરને પામતા નથી, પણ મનુષ્યદ્વારા મનુષ્યના ઈશ્વરની સમીપ જાય છે (કારણ કે સમગ્ર કુદરતમાં મનુષ્યના જેવો અદ્ભુત અને શ્રેષ્ઠ એકે પદાર્થ નથી).

બીજી બાબત મૂર્તિપૂજનની છે જે + પંચ દેવતાનું પૂજન આપણા શાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે દરેક શુભ કર્મને અંગે કરવામાં આવે છે, તેમને બાદ કરતાં બાકીના તમામ દેવતાઓ ઉપર્યુક્ત પાંચ દેવતાઓની જૂદી જૂદી સ્થિતિનાજ નામ છે, અને એ પાંચ પણ એકજ ઈશ્વરના ભિન્ન ભિન્ન સ્વરૂપજ માત્ર છે મૂર્તિપૂજાને દરેક શાસ્ત્રમાં ઉપાસનાનું નિકૃષ્ટ સ્વરૂપ ગણ્યું છે, પણ તેથી કરીને એવું ફલિત થતું નથી કે મૂર્તિપૂજન કરવું અયોગ્યજ છે હાલમાં ચાલતા મૂર્તિપૂજનમાં અલબત્ત ઘણી જાતના નિકૃષ્ટ તત્ત્વો ભળી ગયાં છે તોપણ હું તેની નિંદા કરતો નથી મને પોતાને તો મૂર્તિપૂજને અત્યંત આભારી બનાવ્યો છે જો તે પરમ આસ્તિક અને ચુસ્ત મૂર્તિપૂજક બ્રાહ્મણ (રામકૃષ્ણ પરમહંસ) ની પવિત્ર ચરણરજનો આશ્રય મને ન મળ્યો હોત તો હું આજે કયાં હોત !

જે સુધારકો મૂર્તિપૂજાની સામે લડત ચલાવે છે અથવા જેને તેઓ જડ વસ્તુનું પૂજન કહીને વખોડે છે, તેમને હું કહું છું કે " બંધુઓ ! તમે પોતે કોઈ પણ જડ પદાર્થની સહાયતા વગર નિરાકાર ઈશ્વરની ઉપાસના કરવા શક્તિવાન્ હો તો ભલે તમે તેમ કરો, પણ તમારા બીજા બંધુઓ જે તમારી માફક નિરાકાર ઈશ્વરનું ધ્યાન કરવા અસમર્થ છે તેમને નિંદો નહિ તેમને તેમના ઉપાસનામાર્ગમાંથી ચલિત કરવાનો પ્રયત્ન કરો નહિ. ધારો કે કોઈ એક પ્રાચીન સમયનું ભવ્ય અને પરમ સુંદર

+ વિષ્ણુ, શિવ, સૂર્ય, શકિત અને ગણપતિ

મંદિર બેદરકારીથી અથવા વપરાશમાં નહિ આવ્યાથી જીર્ણ થઇ ગયું હોય, તેની અંદર કચરાના ઢગલા ઠેકાણે ઠેકાણે જામી ગયા હોય, તેના અમુક ભાગ પડું પડું થઇ ગયા હોય, પણ તેથી શુ તમે ટુકડે ટુકડા કરી નાખશો ? તેની મરામત કરાવીને અને માંહેનો કચરો સાફસુફ કરાવીને તેનો ફરીથી જીર્ણોદ્ધાર કરવો એ તમારૂં કર્તવ્ય છે, કે આખુ મકાન જમીનદોસ્ત કરીને તેની જગ્યાએ ઇમારત ચણવાની એકાદ નવીન પદ્ધતિ, જેના સ્થાયીપણાવિષે હજી ઘણો સંદેહ છે તે પદ્ધતિ પ્રમાણે નવેસરથી મંદિર બાંધવા જશો ? આપણે તેનો સંસ્કાર કરવાનો છે, એટલે કે તેમાં ઘટતી મરામત કરાવીને, કચરો સાફ કરાવીને તેને વાપરવા યોગ્ય સ્થિતિમા લાવવાનુ છે સુધારણાનું કામ બસ આટલા પૂરતુજ છે. જૂના મકાનને નવુ સ્વરૂપ અપાઇ રહે એટલે હે સુધારક બંધુઓ ! તમારૂં કામ પૂરૂ થાય છે જો તમે આ કામ કરી શકતા હો તો કરો, અને નહિ તો તેનાથી હાથ ઉઠાવો ” આપણા દેશના સુધારકો ઉપર કહ્યું તેમ ન કરતાં પોતાનો નવો સંપ્રદાયજ સ્થાપવા મથે છે અલબત્ત. મારે કહેવુ જોઇએ કે તેમણે કેટલુક કામ ઘણુ સારૂ કર્યું છે. ઇશ્વર તેમનું કલ્યાણ કરો ! પણ હુ તેમને એમ પૂછું છુ કે તમે હિન્દુ થઇને હિન્દુસમાજથી શા માટે છૂટા પડવા ઇચ્છો છો? હિન્દુ એ નામ ધારણ કરવામા તમારે મગરૂર થવુ જોઇએ હિન્દુ એ નામ તમારી શ્રેષ્ઠ સંપત્તિ છે છતાં તમે હિન્દુ કહેવડાવતાં શા માટે શરમાઓ છો ? હે દેવોના સંતાનો ! હે મારા સ્વદેશ બાંધવો ! આ આપણા પ્રજાધર્મનુ જહાજ યુગના યુગ થયાં પોતાની સંસ્કૃતિ લઇને દેશેદેશ સફર કરી રહ્યુ છે અને આખા જગતનુ તેદ્વારા કલ્યાણ કરી રહ્યુ છે જીવનના મહાસાગર ઉપર સેંકડો મહિમાવાન શતક થયા આ જહાજ સફર કરે છે અને લાખો કરોડો આત્માઓને દુ:ખમાથી મુક્ત કરીને સામેના સુખમય કિનારે લઇ જાય છે હવે આજે કાં તો તમારા પોતાના દોષથી અગર ગમે તે દોષથી, એ વહાણમા ગાબડુ પડયુ છે અથવા તો તેને નુકસાન લાગ્યુ છે. તમે પોતે એજ વહાણમાં બેઠેલા છો હવે તમારૂં કર્તવ્ય શુ છે ? શુ તમે અંદર અંદર ગાળાગાળી કરશો અથવા વહાણને શાપિત કરશો કે બધા એકત્ર થઇને જે ગાબડુ પડયું છે તેને દુરસ્ત કરવા મંડી જશો ? આપણા ધર્મનો પુન ઉત્કર્ષ કરવામાટે જો આપણે પોતાનુ લોહી રેડવુ પડે તો તેને માટે પણ તૈયાર થાઓ, અને જો તેમ કરતા આપણે નિષ્ફળ થઇએ તો ભલે આપણે બધા શાપને ઠેકાણે એક બીજાને આશીર્વાદ આપતા આપતા એકસાથેજ ડુબી મરીએ.

હવે હુ બ્રાહ્મણોને કહુ છુ કે “ જન્મનુ અને કુળનુ જે મિથ્યાભિમાન તમે રાખી રહ્યા છો તે એકદમ છોડી દો. તમારાજ શાસ્ત્ર પ્રમાણે જોઇએ તો તમે હવે બ્રાહ્મણો રહ્યાજ નથી, કારણ કે તમે ઘણા લાંબા વખતથી વિધર્મી રાજાઓના અધિકાર નીચે રહ્યા છો. જો તમે તમારાં શાસ્ત્રોને માનતા હો તો ઉપલા કારણને

થીધે અત્યારેજ તુષાનલ સળગાવીને તેમા બળી મરીને તમારાં પાપનુ પ્રાયશ્ચિત્ત કરો. કુમારિલ ભટ્ટ બૌદ્ધોનો વિનાશ કરવાના હેતુથી બૌદ્ધ ધર્મગુરુઓના શિષ્ય થયા હતા, તેમનો તેમણે વિનાશ તો કર્યો પણ બૌદ્ધનુ દાસત્વ કર્યાનુ પાપ ધોવાને માટે તેમણે તુષાનલમાં પ્રવેશ કરી પોતાના દેહનુ બલિદાન આપ્યુ હતુ. જો તમારામાં તેમ કરવાની હિંમત ન હોય તો પછી સરળપણે કહી દો કે આટલી બાબતમા અમારૂ મનોબળ ઓછુ અને દેશની એકેએક વ્યક્તિને માટે જ્ઞાનનો માર્ગ ખુલ્લો કરી દો સમાજનાં બધનોવડે જકડાયલા, અવનત થએલા લોકસઘને તેમના સ્વાભાવિક અને વાજબી હક્ક પાછા આપો "

---

# शुं आत्मा अमर छे?

(ન્યૂયૉર્ક મૉર્નિંગ એડ્વર્ટાઈઝર નામના પત્રમા ઉપરોક્ત પ્રશ્નવિષે જે ચર્ચા ઉભી થઈ હતી તેના સબધમા સ્વામીજીએ એ પત્રદ્વારા આ લેખ પ્રગટ કર્યો હતો.)

"विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति"।

"એહ અવ્યયનો નાશ, કોઈયે ન કરી શકે" ભગવદ્દગીતા ૨, ૧૭

મહાભારત નામના સસ્કૃત મહાકાવ્યમાં એક એવી કથા છે કે એકવાર યુધિષ્ઠિરને ધર્મે પ્રશ્ન પૂછયો કે જગતમા સર્વથી વિશેષ આશ્ચર્યકારક શુ છે? ત્યારે તેમણે જવાબ આપ્યો કે, મનુષ્યો પોતાની આપસપાસ પ્રત્યેક પળે મૃત્યુનાં દૃષ્ટાત જુએ છે, છતાં પોતે અમર છે એવીજ માન્યતા તેને રહ્યા કરે છે એજ મને સર્વથી વિશેષ આશ્ચર્યકારક લાગે છે. તત્ત્વજ્ઞાનના ભિન્ન ભિન્ન અનેક સપ્રદાયોએ જૂદા જૂદા યુગમાં એ માન્યતાને શિથિલ કરવામાટે અનેક પ્રકારની દલીલોનો ઘણો સબળ પ્રયોગ કર્યો હતો, તે છતાં ઈંદ્રિયગમ્ય અને અતીન્દ્રિય સૃષ્ટિની વચ્ચે આવેલો અનાદિ ગૂઢ પડદો તોડવામાં નિષ્ફળતાજ મળી છે અને લોકો એવી રીતેજ વર્તતા આવ્યા છે કે જાણે અમે અમર છીએ

આ પ્રશ્નનો આપણે જીવનપર્યંત અભ્યાસ કર્યા કરીએ તોપણ મનુષ્યની અબાધિત વિચારશક્તિને સતોષ થાય એવી રીતે જીવન અને મૃત્યુના સિદ્ધાતને સિદ્ધ કરવાને, તેમજ આત્મા અમર છે અથવા નથી, એ બેમાથી એક પણ સિદ્ધાતને નિશ્ચયાત્મકપણે સાબીત કરવાને આપણે કદિ સમર્થ થઇશુ નહિ. મનુષ્યજીવનના શાશ્વતપણા અથવા તેના અલ્પજીવીપણાવિષે આપણે ગમે તેટલાં ભાષણો આપીએ, ચર્ચાઓ કરીએ, નિબધો લખીએ, હિમાયત કરીએ, એક એકથી વધારે ગૂંચવણ ભરેલા દર્શનશાસ્ત્રના નવા નવા પારિભાષિક શબ્દો યોજી કહાડીએ, અને "આપણે

એ પ્રશ્નનુ છેવટનુ નિરાકરણ કરીજ નાખ્યુ છે અને હવે એ વિષે કશુ નવુ કહેવાનુ રહેતુ નથી” એવી ખોટી ભ્રાન્તિથી આપણા હૃદયને ઠગીને ભલે આપણે ઘડીભર નિશ્ચિતપણે બેસીએ, કદાચ જગતમાં ચાલતી અનેક વિચિત્ર ધાર્મિક કુમાન્યતાઓ-માંની એકાદને આપણે આપણા તમામ માનસિક બળથી ચુસ્તપણે વળગી રહીએ અથવા તેમ ન કરીએ તો એવી કુમાન્યતાઓ કરતા પણ વિશેષ ભયકર વૈજ્ઞાનિક કુમાન્યતાઓના ગુલામ બની જઇએ, ઉપર કહેલી જૂદી જૂદી અવસ્થાઓમાંથી ગમે તે એકને આપણે આપણી પોતાની કરી લઇએ છતા આખરે આપણને એમજ માલમ પડશે, કે વિચારશક્તિ અને શ્રદ્ધા વચ્ચેનો આ સગ્રામ સનાતનકાળથી ચાલ્યો આવે છે અને કદાચ વિચારશક્તિ થોડો વખત વિજયી થતી જોવામા આવે છે, તોપણ આખરે તો જ્યા તે પ્રથમ પરાજિત થઇ હતી ત્યાને ત્યાંજ આવીને બેસે છે અને મનુષ્યના અમરત્વનો પ્રશ્ન તો હજારો વર્ષપર હતો તેવો ને તેવોજ વિવાદિત રહે છે

પરતુ આ તુમુલ સગ્રામ અને મન્થનની પાછળ એક અત્યત મહત્વની બાબત આજદિન સુધી અપ્રતિહતપણે જેમની તેમ ઉભેલી જોવામા આવે છે, કે આપણુ મન આપણા અતિમ વિનાશનો ખ્યાલ સરખો પણ લાવી શકતુ નથી ઉપર જણાવેલા મહાભારતના પ્રસગમાં પણ એજ આશ્ચર્યકારક સત્ય બતાવવામા આવ્યુ છે, અને તે દર્શાવી આપે છે કે આપણા વિનાશની કલ્પના કરવામાટે પણ આપણને આપણાથી તટસ્થપણે—સાક્ષીરૂપે ઉભા રહેવાની જરૂર પડે છે

આ અદ્દ્ભુત સત્યનુ રહસ્ય સમજવાનો યત્ન કરતા પહેલા એક વાત તો પ્રથમથીજ જાણી લેવી જોઇએ, કે આ સત્યના ઉપર આખા જગતનો આધાર છે બાહ્ય જગતનુ શાશ્વતપણુ આતર્જગતના શાશ્વતપણા સાથે અનિવાર્યરીતે સકળાયલુ છે, અને એક સૃષ્ટિનુ શાશ્વતપણુ સ્થાપન કરીને બીજી સૃષ્ટિના અસ્તિત્વનો ઇનકાર કરવામાટે ગમે તેવી સબળ દલીલ ઘડી કહાડવામા આવે તોપણ એ દલીલ ઘડનારને પોતાનેજ પ્રતીત થશે, કે જગતના આદિ કારણના એક અગ તરીકે બાહ્ય તેમજ આંતર્ જગતના શાશ્વતપણાનો સ્વીકાર કર્યા વગર તેની પોતાનીજ દલીલની સકલનાનો એક પણ વિચાર ઉત્પન્ન થવો અશક્ય છે તેની સાથે ઊલટ પક્ષે આ આ પણ એક ઉઘાડુ સત્ય છે કે જ્યારે આપણુ મન તેની સીમાઓને ઓળગી જાય છે, ત્યારે જગતમાં પ્રતીત થતો દ્વૈતાભાસ ઓછો થતા થતા છેક અવિચ્છિન્ન એકતામા પરિણામ પામે છે, અને નિર્વિશિષ્ટ બ્રહ્મનુ વિશિષ્ટ સ્વરૂપ જે બાહ્ય જગત્ છે તે એકલુંજ જોનાર વ્યક્તિને પોતાને માટે તો અસ્તિત્વ ધરાવે છે અને તેનુ એકલાનુજ તેને જ્ઞાન થઇ શકે છે એથી ભિન્ન જગતનુ અસ્તિત્વ હોય તોપણુ તેને માટે તે નકામુ છે, કેમકે તે વિષે તે કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ નથી. આથી કરીને આપણે દૃશ્ય જગતના વિનાશની કલ્પના કરી શકતા હોઇએ તોજ

આપણા પોતાના વિનાશની કલ્પના આપણાથી થઇ શકે

આટલે સુધીની દલીલ તો સાદી અને સહેલી છે, પણ ખરી મુશ્કેલી હવે ઉભી થાય છે. સાધારણરીતે હુ મારા દેહથી જૂદો હોઉ એવી કલ્પનાજ મારાથી થઇ શકતી નથી મારા પોતાના શાશ્વતપણાની કલ્પનાની અદરજ "હુ આ દેહ છુ" એવી કલ્પના પણ આવ્યા વગર રહેતી નથી, પણ દેહ તો અશાશ્વત છે—આખા દશ્ય જગતની માફક પ્રતિપળે બદલાતો પદાર્થ છે એ વાત પણ ઉઘાડીજ છે

ત્યારે આપણે જે શાશ્વતપણાની વાત કરીએ છીએ તે કોનુ અને કેવા પ્રકારનુ છે?

આપણા જીવનની સાથે એક બીજુ પણ આશ્ચર્યકારક સત્ય ગૂથાયલુ છે કે જે સત્યના વગર કોઇ પણ જીવી શકે નહિ, કે જીવનનો આનદ ભોગવી શકે નહિ, આ સત્ય તે "આપણે સ્વાધીન છીએ" એવી આપણી માન્યતા છે.

આપણી દરેક પ્રવૃત્તિને ગતિ આપનાર આજ સત્ય છે. એના ઉપરજ આપણા દરેક વ્યાપારનો આધાર છે એના વડેજ આપણા પરસ્પરના સબધ નક્કી થાય છે, એટલુજ નહિ પણ મનુષ્ય જીવનના બધારણનુ મુખ્ય અગજ એ છે બુદ્ધિપ્રધાન સ્વાધીનતાના આ સિદ્ધાત ઉપર આક્રમણ કરીને તેને તેના પ્રદેશમાથી ધીમે ધીમે કહાડી મૂકે છે આજ સુધીના તેના મનાતા પ્રદેશને બુદ્ધિવાદે એક એક કરીને ઝૂટવી લીધા છે અને કાર્ય–કારણની મજબૂત સાકળોવડે એ જીતાયલા પ્રદેશને ચારે બાજુએથી સજ્જડ બાધીને જકડી લીધો છે છતા એ ચિરસ્થાયી સ્વાધીનતા મનુષ્યબુદ્ધિના પાપળાને તિરસ્કારથી હસી કહાડે છે અને જગતના શાશ્વત્ નિયમ અને તેના પરિણામોના ભારે બોજા નીચે તેને કચરી નાખવાને બુદ્ધિવાદ ગમે તેટલો યત્ન કરે છે, તોપણ એ અથાગ બોજા નીચેથી ડોકીયુ કહાડી તેના અસ્તિત્વની સાક્ષી પૂરે છે બનવુ પણ એમજ જોઇએ મર્યાદિત પદાર્થની વ્યાખ્યા બાધવામાટે અમર્યાદિત પદાર્થની વધારે વિશાળ ભાવનાઓની જરૂર છે મર્યાદિતને મર્યાદિતવડે અને કાર્યકારણવડેજ સમજાવી શકાય આટલુ છતા પણ પ્રથમની મુશ્કેલી તો ઉભીને ઉભીજ રહી! જેને અમર્યાદિત કહીએ છીએ તે કોણ છે? દેહ? મન? શુ દેહ અને મન પણ આ જગતના અન્ય પદાર્થોના માફક જગતના નિયમોને આધીન છે એમ સૌ કોઇ જાણે છેજ!

હવે જે પ્રશ્નને આપણે અત્યારે ચર્ચીએ છીએ તે બે પરસ્પર વિરુદ્ધ પ્રશ્નોમાં વિભક્ત થઇ જાય છે, કાં તો આ જગત્ એક અનત પરિવર્તનશાળી તત્ત્વોનો સમૂહ છે અને તે ઉપરાત તેમા કાઇ વિશેષ છેજ નહિ તે કાર્યકારણના નિયમોની સાથે અવિચ્છિન્નપણે બધાયલુ છે અને તેના એક પણ અણુમા તેનુ પોતાનુ સત્ત્વ નથી. છતાં પણ તે શાશ્વતપણાનો અને સ્વાધીનતાનો મનમાંથી નહિ ભૂસી શકાય એવો આભાસ ઉભો કરી શકે છે, એ એક આશ્ચર્યકારક ઘટના છે, અથવા તો એમ પણ

હોઇ શકે કે આપણા પોતાનામા તેમજ જગત્માં એક એવુ શાશ્વત અને સ્વાધીન તત્ત્વ છે, કે જેથી કરીને મનુષ્યસ્વભાવમાં વણાઇ ગએલી શાશ્વતપણાની અને સ્વાધીનતાની મૂળ માન્યતા મિથ્યા આભાસ છે એમ કહી શકાય નહિ આ હકીકત જે આપણી નજર આગળ છે તેને વધારે વિશાળ અનુમાનોદ્વારા સમજાવવી એ વિજ્ઞાનનુ કર્તવ્ય છે, પણ પોતાની માન્યતાની સાથે બંધ બેસતી કરવાને માટે મૂળ હકીકતમાથી અમુક અંશને રદ કરવાની પદ્ધતિને વૈજ્ઞાનિક પદ્ધતિ તો કહી શકાયજ નહિ

હવે જો જગત્‌ની સમાલોચના કરતી વખતે સદાની અને અત્યંત આવશ્યક જે સ્વાધીનતાની ભાવના છે, તેને નકામી ગણીને સમાલોચનાના પ્રદેશમાથી કહાડી નાખવામા આવે તો મૂળ હકીકતના એક ભાગનુ વિવરણ કરવા જતાં બીજા ભાગને રદ કર્યાનો દોષ આવે છે, અને તેથી એવી રીતે સમાલોચના કરવાની પદ્ધતિ ખોટી છે

તેથી કરીને હમણા આપણે બે જે પ્રશ્નો તારવી કહાડયા હતા તેમાંનો બીજો માનવા જેવો છે તે એ કે આપણી સ્વભાવસિદ્ધ માન્યતા પ્રમાણે આપણામાં એક શાશ્વત અને સ્વાધીન તત્ત્વ રહેલુ છે

પણ એ તત્ત્વ કયુ ? તે શરીર તો હોઇ શકેજ નહિ, મન પણ ન હોઇ શકે, કેમકે શરીરનો પણ પળે પળે નાશ થયા કરે છે અને મનનુ સ્વરૂપ પણ બદલાયા કરે છે જેમ શરીર અમુક અમુક તત્ત્વોનો સમુદાય છે તેમ મનની બનાવટ પણ તેવીજ છે, અને તેથી કરીને પરિણામરહિત અવ્યય અવસ્થા તેમનાથી પ્રાપ્ત થઇ શકેજ નહિ આમ છતાં પણ આ પરિવર્તનશાળી શરીરરૂપી આવરણની અંદર તેમજ સૂક્ષ્મ પદાર્થના બનેલા મનના આવરણની અંદરજ અમર આત્મા રહેલો છે, કે જે આત્માજ મનુષ્યનુ વાસ્તવિક સ્વરૂપ છે અને તે શાશ્વત, નિત્ય અને મુક્ત છે

મન અને જડ દ્રવ્યના બનેલા સ્થૂળસૂક્ષ્મ દેહોના થરને ભેદીને એ આત્માનીજ સ્વાધીનતા બહાર ડોકીયા કરે છે, સમયે સમયે પલટાતા નામ અને રૂપના આવરણમા થઇને તેનુ નિત્યમુક્ત અસ્તિત્વજ વારવાર ગાજી ઉઠે છે તેની સનાતનતા, આનંદ, શાંતિ અને વિભૂતિ અજ્ઞાનના ગાઢામા ગાઢા પડદાઓને પણ ભેદીને બહાર પ્રકાશી નીકળે છે અને પોતાનુ અસ્તિત્વ સાબીત કરે છે. તે આત્માજ મનુષ્યનું સત્ય સ્વરૂપ છે તેજ જરા, મરણ અને ભીતિ રહિત, સર્વદા મુક્ત, એક અદ્વિતીય સનાતન આત્મા છે

બહારની કોઇ પણ શક્તિની જેને કશી અસર ન પહોંચે, જેની અવસ્થામા કશો પણ ફેરફાર ન થઇ શકે, તેનેજ સ્વાધીન કહી શકાય જે તમામ અવસ્થાઓથી પર અને પરિણામરહિત છે, કાર્ય કારણના બંધનોથી મુક્ત છે, અને જગત્‌ના નિયમોથી અબાધ્ય છે તેજ સ્વાધીન હોઇ શકે. બીજા શબ્દોમા કહીએ તો જે પરિણામરહિત

હોય તેજ મુક્ત છે અને તેજ શાશ્વત છે. તેજ

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

ભગવદ્‌ગીતા ૨, ૨૦

"એ આત્મા કદિ પણુ જન્મતો નથી, કે મરતો નથી તેમજ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એમ પણુ નથી. એ આત્મા તો અજન્મા સદાકાળ રહેનારો, શાશ્વત અને પુરાતન છે, જેથી શરીર હણુવાથી તે હણુાતો નથી."

# पुनर्जन्म

( ન્યૂયૉર્ક મેટફિઝિકલ જર્નલના સને ૧૮૯૫ ના માર્ચના અંકમા સ્વામીજીએ પ્રસિદ્ધ કરેલો લેખ )

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥
બહુ મારા વીત્યા જન્મો, ને તારા પણુ અર્જુન !
તે સર્વે યે હુ જાણુ, ન જાણે તુ પરતપ !

ભગવદ્‌ગીતા ૪, ૫

દરેક યુગમા અને દરેક પ્રદેશમા મનુષ્યની વિચારશક્તિને જે જે મહા પ્રશ્નોએ ગૂચવણુમા નાખી છે તેમાં સૌથી કૂટમા કૂટ પ્રશ્ન મનુષ્યને પોતાનેજ લગતો છે જગત્‌ના જે જે અસખ્ય ગૂઢ ભેદો ઉકેલવામાટે માનવજાતિએ પોતાની તમામ માનસિક શક્તિઓનો ઉપયોગ કર્યો છે, તેમાં સાથી જૂનામાં જૂનો પ્રશ્ન—માનવજાતિના ઇતિહાસના આરભ કાળથી ચર્ચાતો—ઘણોજ ગૂઢ પ્રશ્ન—તેની પોતાની પ્રકૃતિવિષેનો છે. તમામ પ્રશ્નો કરતા સર્વથી વધારે મહત્ત્વનો છતા સૌથી વધારે વિષમ પ્રશ્ન જો હોય તો તે આ છે. મનુષ્ય જે કાંઇ જ્ઞાન ધરાવે છે, જે જે ઇચ્છાઓ કરે છે, જે જે પ્રવૃત્તિઓ આદરે છે તે સર્વના મૂળસ્થાન અને ભડારરૂપ આ પ્રશ્ન છે, છતાં મનુષ્યની પોતાની પ્રકૃતિના ભેદો ઉકેલવામાટે જગતના સર્વશ્રેષ્ઠ બુદ્ધિમાન મનુષ્યો આ પ્રશ્નને ગૌણુ માનીને તે વિષેની અન્વેષણા અને સમાલોચના છોડી દે એવો વખત હજી આવ્યો નથી અને આવશે પણુ નહિજ

જે સત્યની સાથે મનુષ્યના પોતાના અસ્તિત્વનો સબધ અત્યત નિકટનો છે, તે શોધી કહાડવાની તેમને જો કે તીવ્ર જિજ્ઞાસા છે, આંતર્‌જગત્‌ના ચોક્કસ ધોરણુવડે બાહ્યજગત્‌ની વ્યાખ્યા બાંધવાની તેમને જો કે ઘણીજ પ્રબળ ઇચ્છા છે,

ક્ષણે ક્ષણે પરિવર્તન પામતા જગતની અંદર રહેલા કોઇ અવ્યય અને પરિણામ રહિત તત્ત્વની શોધ કરવાની સ્વાભાવિક અને અનિવાર્ય અગત્ય તેમને જણાય છે; છતા પણ મનુષ્યજાતિએ પોતાના પ્રયાસ દરમ્યાન કેટલીકવાર સુવર્ણને ઠેકાણે કચરોનાજ ખાચકા ભર્યા છે અર્થાત્ સત્યની પ્રાપ્તિ ન કરતા તેમણે અસત્યમા અને વહેમમાંજ ગોથાં ખાધા છે બુદ્ધિ અને વિચારશક્તિના કરતાં પણ વધારે ઉચા આદેશથી પ્રેરાઇને મનુષ્યજાતિએ આ વિષય પરત્વે શોધખોળ ચલાવી છે, તોપણ પોતાની અંદર રહેલા દિવ્ય અંશનો ખરો મર્મ સમજવામા તેમને ઘણીવાર નિષ્ફળતાજ મળી છે. આટલુ બધુ થયુ છે છતા પણ જ્યારથી આ દિશામા અન્વેષણા કરવાનો આરંભ થયો ત્યારથી આજદિન સુધીમાં કોઇ કોઇ પ્રજાએ, તેમ કોઇ કોઈ વ્યક્તિએ સંયના મૂળસ્થાન સુધી પહોચીને સત્યનો પ્રકાશ જગત્ સમક્ષ ધર્યો ન હોય એવો પણ એકે યુગ વીત્યો નથી

આ પ્રશ્નની સાથે નિકટનો સબંધ ન હોય એવી આજુબાજુની અને બિનજરૂરી બાબતોનુ એકતરફી, ઉપર ઉપરનુ અને વહેમાયલી આંખે અવલોકન કર્યાથી, તેમજ જૂદા જૂદા સંપ્રદાયોની ઘણી વિચિત્ર અને અસ્પષ્ટ માન્યતાઓથી કંટાળીને, તથા પુરોહિતવર્ગે ઇરાદાપૂર્વક અને પદ્ધતિસર ઉભી કરેલી ભયકર કુમાન્યતાઓથી ત્રાસ પામીને, હાલના તેમજ પ્રાચીનકાળના અનેક વિચારવંત માણસોએ આ પ્રશ્નની અન્વેષણા નિરાશાપૂર્વક છોડી દઇને તેને નિરર્થક અને નિષ્ફળ ગણી કહાડયો હોય એવા ઉદાહરણ પણ અનેક છે ભલે દાર્શનિકો આ પ્રશ્નની શોધ કરનારને હસે અને ધુતકારી કહાડે, ભલે પુરોહિતો યુક્તિ-પ્રયુક્તિથી કે ચક્રના જોરથી ધર્મની દુકાન ધમધોકાર ચલાવે, પણ જેઓ કેવળ સત્યનાજ નિષ્કામ ઉપાસકો છે, જેઓ નિડર અને નિર્લોભી છે, જેઓ પોતે મેળવેલા જ્ઞાનનુ વાણિજ્ય કરવા ઇચ્છતા નથી તેઓને તો આખરે સત્યનો સાક્ષાત્કાર થવાનોજ

વ્યક્તિને જ્ઞાનયુક્ત બુદ્ધિનો ઉપયોગ કરતા કરતાજ આખરે જ્ઞાનના પ્રકાશની ઝાખી થાય છે, અને જો કે એ જ્ઞાનનુ ઝરણુ ધીમે ધીમે વહીને આખી પ્રજાના ચરેચરમા સચરી જતા લાબો સમય લાગે છે તોપણ તેમ થયા વગર રહેતુજ નથી તત્ત્વચિંતકોના જીવનચરિત્રો અવલોકતા ઉચી કોટિના મનોબળવાળા પુરુષોએ સત્યની પ્રાપ્તિને માટે જે બળપૂર્વક પ્રયત્ન કર્યા હોય છે તેનુ દર્શન થાય છે, અને પ્રજાઓના ઇતિહાસ જોતા એ સત્યને આખો પ્રજાવર્ગ કેવી રીતે ધીમે ધીમે ગ્રહણ કરીને આખરે તેને પ્રજાકીય સ્થાયી ભાવનાનુ રૂપ આપી દે છે તેની પ્રતીતિ થાય છે

મનુષ્યજાતિએ પોતાના સબધમા જે જે ભાવનાઓ બાધી છે તેમા "આત્મા એ શરીરથી તદ્દન જૂદુ અને અવિનાશી તત્ત્વ છે" એ ભાવના જગત્મા સૌથી વિશેષ બહોળો ફેલાવો પામી છે, અને ઉપર કહ્યા તેવા આત્માના અસ્તિત્વમા જેમને

શ્રદ્ધા છે તેઓમાંથી ઘણા વિચારશીલ માણસો એવુ પણ માને છે કે જીવાત્મા તેના વર્તમાન જન્મ પહેલાં પણ અસ્તિત્વ ભોગવતો હોવો જોઇએ.

મનુષ્યજાતિની જે જે પ્રજાઓમા અમુક પ્રકારનુ ધર્મ અને તત્ત્વજ્ઞાનનુ સુવ્યવસ્થિત બંધારણ જોવામાં આવે છે, તેઓ સર્વ આ સિદ્ધાત સ્વીકારે છે સુસસ્કારી દેશોના ઘણાખરા તત્ત્વચિંતકોનો વર્તમાન ધર્મ " આત્માનુ આ જન્મ પહેલા બિલકુલ અસ્તિત્વ હતુંજ નહિ " એવુ માનતો હોવાથી તેમને પૂર્વજન્મની ભાવના સામે સખ્ત વિરોધ રાખવાનુ નાનપણથીજ શિક્ષણ મળ્યુ હતુ, પરંતુ તે છતા પણ તેમણે પૂર્વજન્મના સિદ્ધાતની તરફેણમાજ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે આ ભાવના હિન્દુ અને બૌદ્ધધર્મનો તો પાયોજ છે પ્રાચીન મિસર દેશના સસ્કાર પામેલા લોકોની પણ એવીજ માન્યતા હતી પ્રાચીન ઇરાનીઓ પણ વિચાર કરતા કરતા આવાજ અનુમાનપર આવ્યા હતા ગ્રીક તત્ત્વચિંતકોએ પોતાના દર્શનશાસ્ત્રનુ મડાણજ આ ભાવના ઉપર રચ્યુ હતુ યાહુદી લોકોનો ફેરિશી નામનો પુરોહિત વર્ગ આ સિદ્ધાત સ્વીકારતો હતો, અને ઇસ્લામી ધર્મનો સુફી સપ્રદાય પણ લગભગ એકકે અવાજે પૂર્વજન્મની માન્યતાને સાચી તરીકે જાહેર કરતો હતો

પ્રજાવર્ગમા અમુક પ્રકારની માન્યતાઓ ઉત્પન્ન થવામાટે તેમજ લોકોના હૃદયમા તેવી માન્યતાઓના મૂળ ઉડા જાય તે માટે ચોકકસ જાતના વાતાવરણની જરૂર હોય છે ઉપર જણાવ્યુ છે તેમ હાલ જો કે આપણે સ્વાભાવિક રીતેજ આત્માને દેહથી પૃથક્ માનીએ છીએ, પરંતુ તે વાત તો ક્યાંય રહી, પણ માત્ર "શરીરના એક અશ તરીકે તે શરીરના મરણ પછી હયાત રહે છે" એટલા અનુમાન પર આવતા પણ પ્રાચીન પ્રજાઓને અનેક જમાના જેટલો સમય લાગ્યો હતો. ત્યાર પછી " એ અશ શરીરથી જુદોજ છે અને કાયમને માટે રહે છે " એ વિચારનો સ્વીકાર થતા તેથી પણ વધારે લાબા જમાના વીતી ગયા આખરે એમ કરતા કરતાં જ્યારે વિચારકો એવા સિદ્ધાતપર આવી લાગ્યા કે ઉપર જણાવેલા અશનો શરીર સાથેનો સબધ માત્ર થોડાજ વખતમાટેનો છે, ત્યારેજ અને જે પ્રજાઓના વિચારકો આવા સિદ્ધાત પર આવ્યા તેઓમાજ અનિવાર્ય પ્રશ્ન પૂછાવા લાગ્યો કે એ અશ શરીરની ઉત્પત્તિ અગાઉ ક્યા હતો અને શરીરના પતન પછી ક્યા જાય છે ?

પ્રાચીન યાહુદીઓએ તો આત્માવિષે આવો પ્રશ્ન ઉઠાવવાની તસ્દી લીધીજ નહોતી તેઓ તો નિશ્ચિતપણે એમજ માનતા હતા કે મરણની સાથે સાથેજ મનુષ્યના જીવનનો ઇતિહાસ પૂરો થાય છે. પ્રાચીન યાહુદીઓની આ વિષયપરની માન્યતાવિષે વિવેચન કરતા કાર્લ હેકલ કહે છે તે સત્ય છે—" [૧]યાહુદી લોકોને

૧ યાહુદીઓને તેમના મૂળવતન પાલેસ્ટાઇનમાથી દેશનિકાલ કર્યા હતા અને તેઓ

દેશનિકાલ કરવામા આવ્યા ત્યારે પહેલા પ્રાચીન ૨બાઇબલના જે વિભાગ લખાયા હતા તેમા જો કે તેઓ શરીરથી ભિન્ન એવા જીવનતત્ત્વનો ઉલ્લેખ કરે છે, અને તેને " નેફેશ " " રૂઆખ " અથવા 'નેશામા" એવુ નામ આપે છે, તોપણ આ શબ્દોનો અર્થ આત્મા કરતાં પ્રાણને વિશેષ મળતો છે. તેઓને દેશનિકાલ કરવામા આવ્યા ત્યાર પછીના યુગના પાલેસ્ટાઇનના યાહુદીઓના લેખોમા પણ વ્યક્તિગત આત્માના અમરત્વવિષે ઉલ્લેખ કરવામા આવ્યો છે, તોપણ તેની અદરની ભાવના તો એજ છે કે આત્મા એટલે ઇશ્વરમાથી બહિર્ગત થતું જીવનતત્ત્વ-પ્રાણ, તે શરીરના અવસાન પછી ઇશ્વરીય "રૂઆખ" મા વિલીન થઇ જાય છે. "

પ્રાચીન મિસરદેશની તેમજ ખાલ્ડિયાની પ્રજાઓએ પણ આત્માવિષે પોતપોતાની ચોકકસ ભાવનાઓ ઉપજાવી કહાડી હતી, તોપણ પ્રાચીન આર્યપ્રજાની, ઇરાનીઓની, ગ્રીક લોકોની તેમજ આર્યજાતિની અન્ય ઉપશાખારૂપ પ્રજાઓની આત્મા વિષેની ભાવનાઓથી તે તદ્દન ભિન્નજ પ્રકારની હતી. છેક પ્રાચીન કાળથીજ આર્યપ્રજા જેમા ઇરાનીઓ અને ગ્રીક લોકો આવી જાય છે તેમની ભાવના કરતા અનાર્ય એટલે સસ્કૃત ભાષા સાથે જેમને કશો સબધ નથી એવી યાહુદી વગેરે સેમિટિક પ્રજાઓની ભાવના કેવળ જૂદીજ પડી જાય છે એ બેઉ પ્રજાઓની પ્રેતસસ્કાર કરવાની રીતમાં જે જુદાપણુ છે તેનું કારણ પણ આજ છે અનાર્ય પ્રજાઓ મૃતદેહને કાળજીપૂર્વક દાટીને અથવા મિસરવાસીઓની માફક ઘણીજ ચતુરાઇથી અને પરિશ્રમ લઇને મૃત દેહનુ "મમી" બનાવીને તેને લાંબા કાળસુધી સાચવી રાખે છે, ત્યારે ઉલટપક્ષે આર્યપ્રજાઓ તેને દહન કરીને અથવા બીજી રીતે તેનો તરતને તરતજ નિકાલ કરી નાખે છે.

આજ બાબતવિષે વિચાર કરતાં તમામ ભેદનો ખુલાસો થઇ જાય છે કે ઇજીપ્શિયન, આસિરિયન કે બાબિલોનિયન પ્રજામાથી કોઇ પણ અનાર્યપ્રજા, આર્યપ્રજાની સહાયતા વગર અને ખાસ કરીને હિન્દુઓની સહાયતા વગર શરીરથી ભિન્ન અને સ્વતત્ર એવા આત્મતત્ત્વની ભાવના પ્રાપ્ત કરી શકી નથી. જો કે ગ્રીક પડિત હેરોડોટસ લખે છે કે આત્માના અમરત્વની ભાવનાનો સૌથી પ્રથમ સ્વીકાર કરનારા મિસરવાસીઓ હતા આ અભિપ્રાયને ટેકો આપવા માટે મિસરવાસીઓના ધર્મસિદ્ધાતનો સાર આપતા તે વિદ્વાન્ લખે છે કે " શરીર પચતત્ત્વમાં મળી ગયા પછી જીવાત્મા નવો જન્મ ધારણ કરવા માટે જાનવરોના શરીરમા પ્રવેશ કરે છે, અને એ પ્રમાણે તે જીવાત્મા તમામ ભૂચર, ખેચર અને જળચર પ્રાણીઓના શરીરમાં ક્રમવાર

મિસરમા જઇ વસ્યા હતા

૨ બાઈબલના બે ભાગ છે-પ્રાચીન અને અર્વાચીન પ્રાચીનભાગને યાહુદીઓ માને છે અને અર્વાચીન ભાગને ખ્રીસ્તીઓ માને છે

પ્રવેશ કરીને આખરે ત્રણ હજાર વર્ષ પછી મનુષ્યશરીરમાં પુન. દાખલ થાય છે." હેરોડોટસના મત પ્રમાણે મિસરવાસીઓની આત્માવિષે આવા પ્રકારની ભાવના હતી; છતાં વર્તમાન સમયમાં મિસર દેશના પ્રાચીન ઇતિહાસની જેઓ શોધખોળ ચલાવે છે તેઓ જણાવે છે, કે એ દેશના સામાન્ય પ્રજાવર્ગની ધર્મભાવનામાં પુનર્જન્મની ભાવના બિલકુલ જોવામાં આવતી નથી એ ઉપરાંત મેસ્પેરો એ એર્મન તથા બીજા મિસરના ઇતિહાસના સંશોધકોએ જે શોધખોળ કરીને પરિણામ જાહેર કર્યાં છે તે જોતાં પણ મિસરવાસીઓએ પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકાર્યો હોય એવું અનુમાન થઇ શકતું નથી

મિસરની પ્રજાના મત પ્રમાણે આત્મા એટલે શરીરનીજ એક પ્રતિકૃતિ છે કે જેને શરીરથી પૃથક્ અસ્તિત્વજ નથી, અને જે શરીર સાથેના પોતાનો સંબંધ તોડીજ શકતું નથી. જ્યાંસુધી શરીર હયાત રહે છે ત્યાંસુધીજ તે શરીરની સાથે અસ્તિત્વમાં રહે છે અને જો કોઇ કારણથી મૃત શરીરનો નાશ થાય,તો તેની સાથેજ એ આત્મતત્ત્વનું પણ મરણ થાય છે અને પછી તેનું કાંઇ નામનિશાન રહેતું નથી. મરણ પછી આત્મા જગતમાં ગમે ત્યાં ફરી આવે છે, પણ હમેશાં રાત્રે જ્યાં શબ પડયું હોય ત્યાંજ પાછો આવે છે. તેને ભૂખતરસ લાગે છે તથા તેનું જીવન ઘણુંજ દુ:ખમય હોય છે, કેમકે તેને જિંદગીની મોજમઝાઓ ભોગવવાની લાલસાઓ હોવા છતાં તે પોતાની ઇચ્છા તૃપ્ત કરી શકતો નથી. એમ કરતાં કરતાં જો મૃત દેહના એકાદ અવયવને ઇજા થાય તો આત્માના શરીરના તે ભાગને પણ તેવાજ પ્રકારની ઇજા થાય છે. મિસરદેશના લોકો પોતાના સગાવહાલાંના મૃતશરીરને અત્યંત કાળજીપૂર્વક સાચવી રાખતા હતા તેનું આજ કારણ છે રણની સૂકી હવાને લીધે મૃત શરીર જલદી નાશ ન પામે તેટલા માટે પ્રથમ તો તેઓ તેમને રણમાંજ દાટવાનું પસંદ કરતા, કેમકે તેમ કર્યાથી તેમના મત પ્રમાણે જેટલા વધુ સમય સુધી શરીર સચવાય તેટલું આત્માનું આયુષ્ય પણ લંબાય

સમય જતાં એ લોકોના એક દેવતાએ મૃત શરીરનું +"મમી" બનાવવાની ક્રિયા શોધી કહાડી. આ ક્રિયાવડે શ્રદ્ધાવાન લોકો તેમના પૂર્વજોના શબને લગભગ અનંતકાળસુધી સાચવી રાખતા, અને તેઓ માનતા કે આ પ્રમાણે મૃતદેહને સાચવ્યાથી તેઓ તેમના પૂર્વજોના આત્માનું જીવન ગમે તેવું દુ:ખમય હોવા છતાં અનંતકાળપર્યંત ચાલુ તો રાખી શકે છેજ

દેહનો ત્યાગ કર્યા પછી તે આત્માઓ જગતના જીવનક્રમમાં કશો ભાગ લઇ

+ શબના ઉપર અમુક દવાઓના લેપ કરી ,તેના ઉપર પાટા બાંધ્યાથી તે હજારો વર્ષસુધી સડયા વગર સચવાઇ રહે છે એવું ૩૦૦૦ હજાર વર્ષનું જૂનું "મમી" વડોદરાના સંગ્રહસ્થાનમાં છે તે હજી સારી હાલતમાં છે ભા૦ ક૦

શકતા નહિ હોવાથી જગત્ તરફ દષ્ટિ કરીને હમેશા કલ્પાંત કર્યા કરતા અને જગ-તનાં સુખ ભોગવવાને અશક્ત હોવાથી ઘણાજ નાસીપાસ થતા. એવો એક દેહમુક્ત આત્મા કહે છે કે, "ઓ મારા બધુ! મનુષ્યજીવન બહુ અલ્પ છે. એટલા વખતમા જે આનંદ ભોગવ્યો તે ખરો. માટે ભાઇ! યથેચ્છ ખાનપાન કરજે, મન માન્યો દારૂ પીજે, સ્ત્રીઓ સાથે પ્રેમ કરજે, હરેક પ્રકારની મજા ભોગવી લેજે, રાત દિવસ આનંદ ભોગવવામાં કચાસ રાખતો નહિ, તારા હૃદયમા શોકને માટે અવકાશજ રાખતો નહિ અને જેટલુ સુખ ભોગવાય તેટલું ભોગવી લેજે; કારણ કે મૃત્યુ પછીનું જીવન તો નિદ્રા અને અધકારથી ભરપૂર છે. એવા જીવનમા દાખલ થયા પછી આત્માઓ તેમના "મમી" ઉપર પડયા પડયા ઉંઘ્યા કરે છે, તેઓ પોતાનાં સગાને તથા ઇષ્ટ મિત્રોને જોવા માટે જાગૃત થઇ શકતા નથી, પોતાનાં માબાપને ઓળખીને બોલાવી શકતા નથી, અને પોતાની સ્ત્રીઓ તથા બાળકોને પણ તદ્દન વિસરી જાય છે તમે બધા પૃથ્વીપરના રહેવાસીઓ તાજુ, ચળકતુ, સ્વચ્છ અને પ્રોત્સાહક પાણી પી શકો છો, પણ અમારે માટેતુ પાણી પ્રવાહી ગદકી જેવુજ દેખાય છે આ મૃત્યુની ખોમા હુ જ્યારથી આવ્યો છુ ત્યારથી હુ કોણ છુ અને ક્યા છુ તેનુ પણ મને વિસ્મરણ થઇ ગયુ છે મને તમે જરા વહેતુ પાણી પીવા આપો નદીને કિનારે મારૂ માથુ ઉત્તર દિશા તરફ રાખીને મને સુવાડજો કે જેથી કરીને પવનની શીતળ લહરી મારા શરીરને સ્પર્શ કરે અને મારા શોકથી તપેલા હૃદયને કાઇક શાતિ મળે" મિસરવાસીઓ પરલોકગત આત્માની જિંદગીવિષે આવા ખ્યાલ ધરાવતા હતા

શરીરનો ત્યાગ કર્યા પછી આત્મા કેવી અવસ્થામા રહે છે તે વિષે ખાલ્ડિયાના રહેવાસીઓ પણ મિસરના લોકોની માફક ઝાઝી કલ્પના કરવાની તસ્દી લેતા નહિ, તોપણ તેમના મત પ્રમાણે આત્મા શરીરની પ્રતિકૃતિરૂપજ હતો અને મરણ પછી મૃતદેહની સાથે બધાયલોજ હતો આત્મા શરીરથી પૃથક્ થયા પછી પણ અશરીર અવસ્થામા અસ્તિત્વ ભોગવી શકે એવો ખ્યાલ તેમને આવી શકતોજ નહિ, અને એક કાળ મૃતદેહ પુન સજીવન થશે એવી પણ તેઓ આશા રાખતા હતા તેઓની દતકથાઓમા અલબત્ત એવી એક કથા છે કે ઇસ્તર નામની એક દેવી ઘણાજ જોખમ અને પરિશ્રમ ખેડીને પોતાના પતિના મૃતદેહને પુન સજીવન કરાવી શકી હતી પરતુ એ લોકોમાના "અત્યત શ્રદ્ધાવાન્ ભક્તો પોતાના ઇષ્ટ મિત્રોને પુનઃ સજીવન કરાવવામાટે દેવળે દેવળે આક્રન્દ કરતા ફરતા હતા, તોપણ તેમની આશા સફળ થતી ન હતી"

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે પ્રાચીન મિસરવાસીઓની તેમજ ખાલ્ડિયનોની આત્માવિષેની ભાવના મૃતદેહથી અથવા તેની કબરથી તદ્દન પૃથક્

શકે શક્તીજ ન હતી ઐહિક જીવન એજ સર્વોત્તમ અને આનંદપ્રદ છે એમ તેઓમા મનાતુ અને અશરીર આત્માઓ પુન દેહમા પ્રવેશ કરીને જગતના લ્હાવા લેવાની તકમાટે હમેશાં આતુરતાથી રાહ જોતા, અને તેમના જગતના સ્નેહી સબધીઓ આ દુ:ખી, કગાલ અને પડછાયા જેવા શરીરના આયુષ્યને જેમ બને તેમ વધારે વધારે લબાવવામા પોને સહાયભૂત થાય છે એવી શ્રદ્ધાપૂર્વક આશા રાખતા, અને એ અર્થે પોતાના પરલોકગત પ્રિયજનને પોતાની માન્યતા પ્રમાણે બનતી મદદ કરતા.

જે પ્રજા આવી કનિષ્ઠ પ્રકારની ભાવના કરતાં વધારે વિશાળ અને ઉદારભાવના ગ્રહણ કરવાને અસમર્થ હોય છે, તેમનામાં આત્માવિષેનુ વધારે ઉચા પ્રકારનુ જ્ઞાન ઉદ્ભવે એવો સભવજ નથી મૃતદેહ અને કબરના કરતા વધારે દૂર તેઓ જઇ શકેજ નહિ એવી પ્રજાના ધર્મશાસ્ત્રોમાંથી વિશુદ્ધ આત્મજ્ઞાન મેળવવાની આશા રાખી શકાયજ નહિ

હવે આપણે આત્મજ્ઞાન સબધી વધારે ઉચા પ્રકારની ભાવનાઓના મૂળ શોધવામાટે એક બીજી પ્રજા તરફ દૃષ્ટિ કરીએ. એ તેજ પ્રજા છે કે જેમનો પરમેશ્વર પરમ દયાળુ અને સર્વવ્યાપક છે, જે તેજોમય, સૌમ્ય અને સહાય આપવા તત્પર એવા અનેક દેવોદ્વારા વ્યક્ત થાય છે ઇશ્વરને સૌથી પ્રથમ પિતા તરીકે આ પ્રમાણે સબોધન કરનાર આજ પ્રજા છે કે, " જેમ એક પિતા પોતાના પ્રિય પુત્રનો હાથ પકડીને તેને ચલવે છે તેમ હે ઇશ્વર ! તુ મારો હાથ પકડીને મને ચલવજે" એ પ્રજાના મત પ્રમાણે મનુષ્યજીવન આશા અને ઉલ્લાસભર્યું હતુ, નિરાશાના ઘેરા વાદળ તેમની દૃષ્ટિમર્યાદામા ઝઝુમતાં ન હતાં, તેમના ધર્મવિચાર બીજી પ્રજાઓની માફક અત્યત પરિતપ્ત મનુષ્ય વચમા વચમા કોઇવાર સુખની ઝાખી થતા ગાડાની માફક ઉશ્કેરાઇ જઇને ત્રૂટક ત્રૂટક અસ્પષ્ટ ઉદ્ગાર કહાડે તેવા ન હતા, પણ સુદર પાકથી હરિયાળા દેખાતા ખેતરો અને અરણ્યોની મધમધતી સુવાસથી ભરપૂર હતા, અને આટલે વર્ષે પણ આપણને તે પૂર્વના જેવીજ તાજી હાલતમા પ્રાપ્ત થાય છે જેમના સ્તવન ઉગતા સૂર્યના પહેલા કિરણવડે સુવર્ણરસે રસાતી પૃથ્વીને અભિનદન આપવામાટે વૃક્ષોવૃક્ષથી બહાર નીકળી આવેલા પક્ષીઓના કલરવની માફક કુદરતી, આનદપૂર્ણ અને જેવા મનમા ઉત્પન્ન થયા તેવા ને તેવાજ " નરી સરળતા"થી ભરપૂર છે આજે એસી સૈકા વીતી ગયા છતા પણ હજી સ્વર્ગમાંથી સભળાતા તાજા આદેશની માફક આપણને તેમના સ્તવનનો ધ્વનિ સભળાય છે—એવી પ્રાચીન આર્યપ્રજા તરફ આપણે હવે દૃષ્ટિ કરીએ.

" મને તે મૃત્યુ અને જરારહિત પ્રદેશમા મૂકી આવો કે જ્યા સ્વર્ગનો પ્રકાશ સદાને માટે ઝળહળી રહ્યો છે, " "જ્યા વિવસ્વત્ રાજાનો પુત્ર રહે છે, જ્યા સ્વર્ગનું ચાવિત્રમાં પવિત્ર સ્થાન છે તે દિવ્ય પ્રદેશમાં મને અમરત્વ આપીને રહેવા દો, "

"જે પ્રદેશમા આત્માઓ યથેચ્છપણે વિચરણ કરે છે ત્યા આનદમય સ્થાનમા મને અમરત્વની પ્રાપ્તિ કરાવીને વસવા દો." આવી ઢબની પ્રાર્થનાઓ આર્યલોકોના અત્યત પ્રાચીન ઋગ્વેદની સહિતામા જોવામા આવે છે તે ઉપરથી એ પ્રજા મરણ પછીની અવસ્થા વિષે કેવા પ્રકારની કલ્પના કરતી હતી તેનો ખ્યાલ આવી શકે છે.

અહિ આપણે જોઇશુ તો અનાર્ય અને આર્યપ્રજાની ભાવનાઓમા આસમાન જમીન જેટલો તફાવત માલમ પડશે, અનાર્ય લોકોના મનથી શરીર અને જગત્ એજ માત્ર સત્ય અને ઇષ્ટ છે મરણ વખતે શરીરમાથી જે જરાક જેટલુ જીવન-તત્ત્વ બહાર નીકળી જાય છે અને જે ઇન્દ્રિય વિષયક સુખનો ઉપભોગ ન કરી શકવાથી અત્યત કગાલ અને દુખમય અવસ્થામા રહે છે, તેથી "જો શરીરને સભાળપૂર્વક જાળવી રાખવામા આવે તો કદાચ તેનો અને શરીરનો પુન સયોગ થઇ શકે એવી તેઓ શ્રદ્ધાપૂર્વક આશા રાખતા હતા" આમ હોવાથી સજીવ મનુષ્યના કરતા તેના મૃતદેહને જાળવવા તરફ તેઓ વધારે લક્ષ આપતા હતા એથી વિરુદ્ધ આર્યપ્રજાઓની માન્યતા એવી થતી ગઇ કે જે તત્ત્વ મરણ વખતે શરીરમાથી બહાર નીકળી જાય છે તેજ મનુષ્યનો વાસ્તવિક અશ છે અને શરીરથી વિમુક્ત થયા પછી તે વધારે સારા જીવનનો ભોક્તા થાય છે, અને જે આનદ પોતે જ્યારે શરીરરૂપી પિજરામા કેદ પૂરાયલો હતો ત્યારે ભોગવી શકતો ન હતો તે હવે એ સુખેથી ભોગવી શકે છે આથી કરીને મૃતદેહને અગ્નિદાહ કરીને જેમ બને તેમ જલ્દીથી તેઓ નિકાલ કરી નાખતા.

આત્માના સ્વરૂપવિષેના સત્ય જ્ઞાનનુ બીજ અહિજ જોવામા આવે છે. "મનુષ્યનો પ્રકૃત અશ શરીર નહિ પણ તેનો જીવાત્મા છે અને જીવાત્મા શરીર સાથે જોડાઇને તેમજ તેનાથી પૃથક્ પણ રહી શકે છે" એવી ભાવનામાથીજ આત્માની સ્વતત્રતા અને મુક્ત દશાવિષેના ઉચ્ચ વિચારો ઉત્પન્ન થઇ શકે છે "જીવાત્મા શરીરથી છૂટો પડ્યા પછી જે તેજોમય શરીર (સૂક્ષ્મદેહ)ના આવરણમા ઢકાયલો રહે છે તે તેજોમય શરીરથી પણ આર્યોની કલ્પના આગળ વધી, અને આત્મા નિરાકાર સ્વતત્ર વ્યક્તિ છે" એવુ આત્માનુ સત્ય સ્વરૂપ જાણવામા આવ્યુ ત્યારેજ પેલો અનિવાર્ય પ્રશ્ન ઉપસ્થિત થયો કે એ આત્મતત્ત્વની ઉત્પત્તિ ક્યાથી થઇ?

ભરતખડમાથીજ અને આર્યપ્રજામાથીજ આત્માના પૂર્વજન્મનો, તેના અમરત્વનો તથા તેના સ્વતત્ર વ્યક્તિગત અસ્તિત્વનો વિચાર સૈ

મિસર દેશના પ્રાચીન ઇતિહાસ વિષે જે શોધખોળ થઇ છે તે દ્વારા "આત્માનું પૃથ્વી ઉપરના જીવન પહેલાનુ અને પછીનુ સ્વતંત્ર અને વ્યક્તિગત અસ્તિત્વ રહે છે" એવુ લેશમાત્ર પણ પ્રમાણ મળી આવ્યુ નથી. એ દેશના કેટલાક ગુપ્ત વિદ્યાના ગ્રથોમા આવી ભાવના જોવામાં આવે છે ખરી, પણ તે સર્વનું મૂળ

ઉત્પત્તિસ્થાન તો હિંદુસ્તાનજ હોય એમ જણાય છે.

કાલ હેકલ નામનો વિદ્વાન લખે છે કે " જેમ જેમ આપણે મિસર દેશનાં ધર્મશાસ્ત્રોનો વધારે ઉંડો અભ્યાસ કરતા જઈએ છીએ તેમ તેમ આપણને સ્પષ્ટ પ્રમાણ મળતાં જાય છે, કે સામાન્ય પ્રજાવર્ગના પુનર્જન્મની ભાવનાનો લેશમાત્ર પણ સ્વીકાર થતો ન હતો અને તે ભાવનાને તદ્દન વિજાતીય તરીકે ગણવામાં આવતી હતી ગુપ્તવિદ્યાના કોઇ કોઇ ગ્રંથમા એ સંબંધી કેટલુક લખાણ છે ખરૂ પણ તે મિસર દેશના ઓસિરિસ ધર્મની અંતર્ગત બાબતો નથી, પરંતુ હિંદુશાસ્ત્રો-માંથી લઈને ત્યા દાખલ કરવામા આવેલી છે "

ત્યાર પછીના યુગ તરફ નજર કરીએ તો અલેક્ઝાન્ડ્રિયા નગરમા વસતા યાહુદી લોકો વ્યક્તિગત આત્માના સિદ્ધાંતથી સારી રીતે માહિતગાર હતા તેઓના ફેરિશી નામના પુરોહિતો પણ આગળ કહ્યા મુજબ વ્યક્તિગત આત્માને માનતા હતા, એટલુજ નહિ પણ એ આત્મા અનેક દેહોમા પ્રવેશ કરીને નવા નવા જન્મ ધારણ કરે છે તે પણ તેઓ માનતા હતા ઇસુખ્રિસ્તને તેની પૂર્વે થઇ ગએલા અમુક પયગંબરના અવતાર તરીકે શા કારણથી માનવામા આવે છે તેનુ કારણ આ ઉપરથી સહેલાઇથી સમજી શકાય છે. ઇસુખ્રિસ્તે પોતે તો જોન ધી બાપ્ટિસ્ટ વિષે બોલતા ઘણાજ સ્પષ્ટ અને સીધા શબ્દોમા કહ્યુ હતુ, કે તે ઇલિયાસ નામના પયગંબરનો અવતાર છે " જો તમે તે સ્વીકારશો તો જે ઇલિયાસ અવતરવાનો હતો તે એ જ છે. " મેથ્યુ, ૧૦, ૧૪

આત્મા અને તેના વ્યક્તિગત અસ્તિત્વવિષે યાહુદી લોકોમાં જે ભાવના પ્રવેશ કરવા પામી હતી તે ઉઘાડી રીતે મિસરવાસીઓના ઉંચા પ્રકારના ગુપ્ત વિદ્યાના ગ્રંથોમાથી પ્રાપ્ત થઇ હતી, અને એ ગ્રંથોનાં મૂળ તો હિંદુ ધર્મશાસ્ત્રોજ છે. આવી ભાવના અલેક્ઝાન્ડ્રિયાદ્વારાજ પશ્ચિમની પ્રજાઓમા શાથી ફેલાઇ તેનુ કારણ દેખીતુજ છે બૌદ્ધ તવારિખો જોતાં જણાય છે કે બૌદ્ધ ધર્મોપદેશકો અલેક્ઝન્ડ્રિયા અને એશિયા માઇનોરના પ્રદેશમા પોતાના ધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરી આવ્યા હતા.

ગ્રીક પ્રજાને પુનર્જન્મનો સિદ્ધાંત સમજાવનાર સૌથી પહેલો દાર્શનિક પાઇથે-ગોરાસ હતો ગ્રીક પ્રજા મૂળથી આર્ય કુળનીજ હતી તે મૃતદેહને અગ્નિદાહ કરતી અને વ્યક્તિગત આત્માનુ અસ્તિત્વ સ્વીકારતી હતી, તેથી કરીને પાઇથેગોરાસનો પુનર્જન્મનો સિદ્ધાંત તેમણે વગર અડચણે માન્ય રાખ્યો એપુલેજસના મત પ્રમાણે પાઇથેગોરાસ હિંદમા આવ્યો હતો અને બ્રાહ્મણો પાસે તેણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો.

આટલા વિવેચન ઉપરથી સ્પષ્ટ થાય છે કે જે જે પ્રજાઓ આત્માને સ્વતંત્ર અને મનુષ્યના વાસ્તવિક સ્થાયી અંશ તરીકે માનતી હતી, માત્ર દેહને સજીવન

બનાવનાર તત્ત્વ તરીકે નહિ, તેઓને આત્માના પૂર્વ અસ્તિત્વને પણ માન્યા વગર ચાલતુ જ નહિ, અને પોતે સ્વતંત્ર અને વ્યક્તિગત આત્માને માને છે અને મૃતદેહને નિરૂપયોગી માને છે, એ વાતને એક રીતે વ્યાવહારિક સ્વરૂપ આપવાને તેઓ મૃતદેહને બાળી નાખતા. આમાં માત્ર એકજ પ્રજા અપવાદરૂપે છે ઇરાની પ્રજા આર્યકુળની હોવા છતા, સેમિટિક પ્રજાના રિવાજની લેશમાત્ર અસર વગરની મૃતદેહનો નિકાલ કરી નાખવાની તેણે એક જુદીજ પદ્ધતિ શોધી કહાડી હતી આટલું છતાં પણ મૃતદેહને છેલ્લા સંસ્કાર કરવાનુ સ્થાન જેને પારસીઓ "દખમુ" કહે છે તે શબ્દ તો दह्–બાળવુ એ ધાતુ ઉપરથીજ ઉત્પન્ન થએલો છે

સંક્ષેપમા જે પ્રજાએ મનુષ્યની આંતર પ્રકૃતિનુ પૃથક્કરણ કરવાની તસ્દી લીધી નથી તેઓ શરીરનેજ સત્ય પદાર્થ માનીને તેની આગળ જઇ શકી નથી, અને કેટલીકવાર એથી આગળ વધવાને બળવાન અંતઃપ્રેરણાને અધીન થઇને તેઓ તર્ક કરવા જતી તોપણ મનુષ્યશરીર કોઈ કાળે, કોઇપણ રીતે અવિનાશી થઇ શકે એવી સ્થૂળ ભાવનાનો તેઓ કદી પણ ત્યાગ કરી શકી નથી

એથી ઉલટ પક્ષે જે પ્રજાએ પોતાની લગભગ તમામ માનસિક શક્તિઓ મનુષ્યની અંદર રહેલા વિચાર કરનાર અંશનુ સંશોધન કરવા પાછળ રોકી હતી, તે ભરતખંડની આર્યપ્રજાએ થોડાજ સમયમાં શોધી કહાડ્યુ કે જે તેજોમય મનુષ્યદેહની શોધ તેમના પૂર્વજો કરી રહ્યા હતા તેની પણ પર આત્મા રહેલો છે, અને તે આત્માજ ખરેખરો મનુષ્ય છે તેજ સ્થૂળદેહને ધારણ કરે છે અને દેહ જીર્ણ થતા તેનો પરિત્યાગ કરે છે

હવે પ્રશ્ન એ ઉઠે છે કે શુ એ આત્મતત્ત્વને કોઇએ કોઇ કાળે ઉત્પન્ન કર્યું હશે? જો ઉપત્તિ એટલે "જ્યા કાંઇજ ન હતુ ત્યાં નવીન વસ્તુનુ પેદા થવુ" એમ માનીએ તો ઉપલા પ્રશ્નનો ખુલ્લો જવાબ એજ છે કે એ આત્મતત્ત્વ કદિ ઉત્પન્ન થયુજ નથી આ આત્મા જન્મ અને મરણરહિત છે તે કોઇપણ અન્ય પદાર્થોના મિશ્રણથી બન્યો નથી, પણ એક સ્વતંત્ર, અવ્યય અને અવિનાશી તત્ત્વ છે, અને તેમ હોવાથી તેની ઉત્પત્તિ થતી નથી, તેમ નાશ પણ થઇ શકતો નથી એ આત્મા જૂદી જૂદી અવસ્થાઓને પ્રાપ્ત થયા કરે છે

ત્યારે હવે સવાલ એ પૂછવામાં આવે છે કે અત્યારસુધી એટલે આ દેહમાં તેણે પ્રવેશ કર્યો ત્યાર પહેલાં તે ક્યા હતો? આ પ્રશ્નનો જવાબ હિંદુસ્તાનના તત્ત્વવેત્તાઓ એવો આપે છે કે "એ આત્મા સ્થૂળ ભાષામા કહીએ તો જુદા જુદા દેહોમાથી પસાર થતો આવ્યો છે, અથવા આધ્યાત્મિક પરિભાષામા કહીએ તો જૂદીજૂદી માનસિક ભૂમિકાઓમા થઇને ભ્રમણ કરતો આવ્યો છે."

હિંદુસ્તાનના તત્ત્વવેત્તાઓ પુનર્જન્મનો જે સિદ્ધાંત રજુ કરે છે તેને માટે વેદની

બહારનાં પ્રમાણુ છે ખરાં ? અલબત્ત, છેજ, અને આપણે હવે પછી જોઇશું કે જગત્‌ના અન્ય સર્વમાન્ય સિદ્ધાંતોમાટે જેવાં સગીન પ્રમાણુ છે તેવાંજ આ સિદ્ધાંતને માટે પણ છે, પરતુ તે પ્રમાણુ આપતા પહેલાં યુરોપના કેટલાક મોટામા મોટા દાર્શનિકો પુનર્જન્મની બાબતમા કેવો અભિપ્રાય દર્શાવી ગયા છે તે પણ આપણે જરા જોઇ લઇએ

આત્માના અમરપણાવિષે ચર્ચા કરતાં આઇ. એચ ફિચ્ટે કહે છે કે —

"મરણ પછી જીવન અખડિતપણે ચાલુ રહે છે એ માન્યતાનુ ખડન કરવાને માટે કુદરતમાં કેવા પ્રકારનો નિયમ જોવામા આવે છે, તે બતાવીને તેની સાથે આત્માનુ સામ્ય દેખાડી આત્મા પણ બીજા પદાર્થોની માફક નાશવત છે એવી તકરાર કરવામાં આવે છે. જે જે પદાર્થો અમુકકાળે ઉત્પન્ન થયા છે તેનો અમુક કાળે નાશ પણ થવોજ જોઇએ એવી એક અત્યત સામાન્ય દલીલ છે, આથી કરીને જો આત્મા શરીરના અવસાન પછી અસ્તિત્વ ભોગવતો હોય તો શરીરની ઉત્પત્તિ પહેલા પણ તેનુ અસ્તિત્વ હોવુજ જોઇએ આ અનુમાન દોષરહિત છે પણ એના વડે આત્માના અનત જીવનના સિદ્ધાંતનું ખડન થઇ શકતુ નથી, એટલુજ નહિ પણ તેનાથી તો ઉલટો વિશેષ આધાર મળે છે આધ્યાત્મિક તેમજ ભૌતિકશાસ્ત્રનો મહા નિયમ છે કે, "કોઇ પણ પદાર્થની ઉત્પત્તિ તેમજ વિનાશ થઇ શકેજ નહિ.' આ નિયમને બરાબર સમજી લેવાની જરૂર છે એ નિયમને આધારે સર્વ કોઇ સમજી શકશે કે આત્મા શરીરદ્વારા વ્યક્ત થયો તે પહેલા પણ અસ્તિત્વમાં તો હોવોજ જોઇએ "

જર્મન તત્ત્વવેત્તા શોપનહોર પોતાના એક ગ્રથમા પુનર્જન્મવિષે ચર્ચા કરતા લખે છે કે,—

"વ્યક્તિને માટે જેમ નિદ્રા છે તેમ મનુષ્યની 'સકલ્પ' શક્તિને માટે મૃત્યુ છે. એકનુ એકજ વ્યક્તિત્વ જો આત્માની સાથે હમેશને માટે જોડાયલુ રહે તો તે અનત કાળપર્યંત કાર્યને લાયક રહી શકેજ નહિ, અને અમુક વખત વીત્યા પછી આત્મા સ્મરણુશક્તિને તેમજ પોતાના વ્યક્તિત્વની ઉપાધિને ત્યજી દેછે, એનુજ નામ મહાનિદ્રા છે. એ મૃત્યુરૂપી લાંબી નિદ્રા લીધા પછી પાછો તે જૂદાજ પ્રકારની માનસિક શક્તિઓ મેળવીને પુન મનુષ્યરૂપે અવતાર ધારણુ કરે છે આ પ્રમાણે એક પછી એક અવતાર લેવાની ક્રિયા તે ખરૂ જોતા સકલ્પશક્તિને માટે જાગ્રત સ્વપ્નતુલ્ય છે એ સકલ્પશક્તિ પણ આત્માની માફકજ અવિનાશી છે, પણ આત્મા જેમ આગળને આગળ પ્રગતિ કરે છે તેમ અનેકાનેક નવા નવા અવતારોમાં પ્રાપ્ત થતા જ્ઞાનવડે તે એવી તો જ્ઞાનમય બને છે કે અતે તે શૂન્યરૂપ થઇ જાય છે."

મહાન્ અંગ્રેજ તત્ત્વવેત્તા હ્યૂમ—જો કે નિરીશ્વરવાદી હતો પણ અમરત્વવિષેના નાસ્તિકવાદથી ભરપૂર એવા એક—પોતાના નિબંધમાં લખે છે કે, "આવા પ્રકારના સિદ્ધાંતોમાં પુનર્જન્મનો એકલોજ સિદ્ધાંત એવો છે કે જેની દલીલ તત્ત્વચિંતકો એકદમ ધુતકારી કહાડયા વગર સાંભળી શકે."

લેસિંગ નામનો એક બીજો તત્ત્વવેત્તા એક કવિની આંતરદૃષ્ટિથી આ પ્રશ્નનું અવલોકન કરતાં પૂછે છે કે, "પુનર્જન્મનો સિદ્ધાંત સૌથી વધારે પ્રાચીન છે માટે શું તે હાસ્યાસ્પદ ગણાવો જોઇએ? વિતંડાવાદી તત્ત્વચિંતકોએ એ સિદ્ધાંતને ચૂંથી નાખીને છેક વિત્ત વગરનો કરી મૂક્યો તે પહેલા સરળપણે વિચાર કરનારા તત્ત્વજ્ઞ પુરુષો એ સિદ્ધાંતને એકદમ માન્ય ગણવા લાગ્યા, તેથી શું તેનું મહત્વ ઓછું થઇ જાય છે? × × × × જ્યાસુધી નવા નવા અનુભવો અને નવું નવું જ્ઞાન મેળવવાની આરામાં શક્તિ હોય ત્યાંસુધી તે પ્રાપ્ત કરવામાટે હું શા માટે ફરી ફરીને આ જગતમા ન આવું? શું એકજ જન્મની અંદર મને આટલું બધું જ્ઞાન અને અનુભવ મળી જાય છે કે બીજીવાર આવવાની જરૂરજ રહે નહિ?"

આત્મા કે જે શરીરની ઉત્પત્તિની અગાઉ અને પછી પણ વિદ્યમાન હોય છે તે ફરી ફરીને અનેક શરીરોમા પ્રવેશ કરે છે, એ માન્યતાના પક્ષમા તેમજ વિરુદ્ધમાં અનેક પ્રકારની દલીલો રજુ કરવામા આવી છે દરેક યુગના મોટા મોટા વિચારકોએ પુનર્જન્મના સિદ્ધાતનો પ્રચાર કરવાનું બીડું ઝડપ્યું છે, અને આપણી બુદ્ધિ આ ગુંચવાડા ભરેલા પ્રશ્નનો ઉકેલ જેટલે અંશે કરી શકે છે તેટલેસુધી જોતા તો એમજ સમજાય છે કે આત્મા શરીરની ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વ ભોગવતો હોવોજ જોઇએ બૌદ્ધધર્મના "માધ્યમિક" શાખાના વિચારકોના અભિપ્રાય પ્રમાણે એમ સ્વીકારીએ કે આત્મા એક સ્વતંત્ર વ્યક્તિ નથી પણ "સ્કંધ"નુ મિશ્રણ છે, પરંતુ તે મતના વિચારકોને પણ પોતાના સિદ્ધાંતને મજબૂત કરવામાટે તેનુ પૂર્વનું અસ્તિત્વ તો માન્ય રાખવુંજ પડે છે

"જેને અનંત અસ્તિત્વ છે તે પદાર્થ કોઇ કાળે પેદા થઇ શકેજ નહિ" એ દલીલ એવી સંગીન છે કે તેનુ ખંડનજ થઇ શકે તેમ નથી "ઈશ્વર સર્વશક્તિમાન હોવાથી તે નહિ બનવા જેવા કાર્ય પણ કરી શકે" એવી દલીલવડે ઉપરની દલીલને તોડવાનો યત્ન કેટલેક ઠેકાણેથી કરવામા આવે છે, અને મોટા મોટા વિચારશીલ પુરુષોને મોઢેથી પણ જ્યારે આવી બાલિશતાભરેલી અને અસંબદ્ધ દલીલ સાંભળવામાં આવે છે ત્યારે અલબત્ત ઘણો ખેદ ઉત્પન્ન થાય છે

પ્રથમ તો ઇશ્વર તમામ દૃશ્ય જગતનો એક માત્ર આદિકારણ છે એમ સ્વીકાર્યા પછી મનુષ્યાત્માના ચોક્કસ ધર્મોનુ કારણ શોધી કહાડવુ એજ મુખ્ય સવાલ ઉત્પન્ન થાય છે, અને એ સઘળા યંત્રવત્ બન્યે જાય છે એવી માન્યતા તો પૂરેપૂરી અસ-

બદ્ધ કરે છે એવા પ્રકારની દલીલ રજુ કરનાર બીજુ કાંઇજ નહિ પણ પોતાનું અજ્ઞાનજ પૂરવાર કરે છે એવી રીતે તો જે જે વિષયોનું આપણે જ્ઞાન ધરાવીએ છીએ તેને લગતી તમામ શંકાઓને તેનો વાજબી ઉત્તર આપ્યા વગર ઉડાવી દેવાય, અને તત્ત્વાનુસંધાનનો અને જ્ઞાનમાત્રનો દરવાજોજ એકસામટો બંધ થઇ જાય.

બીજી રીતે જોતા, ઇશ્વરના સર્વશકિતમાનપણાની દલીલ કેવળ શબ્દનીજ ભૂલભૂલામણી છે જેને આપણે કારણ માનીએ છીએ તે જે પરિણામનુ વ્યાપક હોય તેટલે દરજ્જેજ તે પરિણામનુ અથવા કાર્યનુ કારણ હોઇ શકે અને તેટલેજ દરજ્જે આપણે તે સમજી શકીએ એવી રીતે વિચારતા આપણને અનંત કાર્યનુ–પરિણામનુ જેટલુ અપૂર્ણ જ્ઞાન છે તેટલુજ તેના સર્વશકિતમાન કારણરૂપ ઇશ્વરવિષેનુ પણ હોઇ શકે. વળી કારણવિષેનો આપણો ખ્યાલ અપૂર્ણ હોવાથી આપણો ઇશ્વરવિષેનો ખ્યાલ પણ અપૂર્ણજ રહી જાય છે ત્રીજો મુદ્દો એ છે કે જ્યાસુધી આપણે ઉપરના પ્રશ્નનો એટલે મનુષ્યાત્માના જૂદા જૂદા ધર્મોનો વધારે સપ્રમાણ ખુલાસો આપી શકતાજ હોઇએ તો પછી “શૂન્યમાંથી વસ્તુનુ પેદા થવુ” અને “અમુક કાળમાં અનંત પદાર્થનુ ઉત્પન્ન થવુ” એવી અસંબદ્ધ અને અસંભવિત વાતો રજુ કરવાની જરૂર રહેતી નથી

આત્માના પૂર્વના આસ્તિત્વની સામે કહેવાતો સંગીન અને મહત્વનો વાંધો એવો બતાવવામા આવે છે કે ઘણા ખરા મનુષ્યો આ વાતથી તદ્દન અજાણ્યાં છે જેઓ આ તકરારને સાચી માને છે તેમનીજ ફરજ છે કે મનુષ્યાત્માનુ તમામ અસ્તિત્વ તેની સ્મરણશક્તિમાંજ સમાયેલુ છે એમ તેમણે સાબીત કરી બતાવવુ જો સ્મરણ એજ માત્ર પૂર્વના અસ્તિત્વનો પૂરાવો હોય તો આપણા જીવનના જેટલાં જેટલા વર્ષોનો ઇતિહાસ આપણને અત્યારે યાદ નથી તે તે વર્ષોમા આપણે જીવ્યાજ નથી એમ માનવુ પડે । વળી જે જે લોકો મૂર્છાને લીધે અથવા બીજા કોઇ કારણથી પોતાનો પાછલો ઇતિહાસ ભૂલી ગયા હોય તો તે પણ અસ્તિત્વ ભોગવતાજ ન હતા એમ માનવુ પડે ।

આત્માનુ પૂર્વકાળમા અસ્તિત્વ હોવુ જોઇએ એવુ અનુમાન જે મુદ્દાઓને આધારે તત્ત્વવેત્તાઓ કરે છે તે નીચે પ્રમાણે છે —

પ્રથમ તો જગત્માં એકબીજા મનુષ્યો વચ્ચે અનેક પ્રકારની ભિન્નતાઓ જોઇએ છીએ તેનુ કારણ શુ ? ન્યાયી અને પરમદયાળુ પરમેશ્વરના રાજ્યમા એક બાળક એવા અનુકૂળ સંજોગોમા જન્મે છે કે જેથી કરીને તે પરિણામે જનસમાજને ઘણુ ઉપયોગી અને લાભદાયક નીવડે છે, ત્યારે તેજ ઘડીએ અને કદાચ તેજ શહેરમાં બીજુ બાળક એવા પ્રતિકૂળ સંજોગોમાં અવતરે છે કે જેથી કરીને તે કોઇ પણ રીતે ઉત્તમ મનુષ્ય બની શકેજ નહિ. વળી આપણે એવા પણ બાળકોના દાખલા જોઇએ છીએ કે જેઓ તેમની પોતાની લેશમાત્ર પણ કસુર વગર આખી

જિંદગીસુધી દુઃખજ ભોગવ્યા કરે છે આમ હોવાનું કારણ શું ? શા માટે એમ થવું જોઇએ ? એ કોના અજ્ઞાનનું અથવા પાપનું પરિણામ છે ? જો પોતાના સંજોગોને માટે બાળક પોતેજ જવાબદાર ન હોય તો પછી તેના માબાપના સારા અથવા માઠા કર્મના ફળ તે તેણે શામાટેજ ભોગવવાં જોઇએ ?

આ જગત્માં તે જેટલું દુઃખ વેઠે છે તેના પ્રમાણમાં પરલોકમાં તેને વિશેષ સુખ અને આનંદ ભોગવવાની તક મળે છે એવો કાચો ઉત્તર આપવો, અથવા તો આ વિષય મનુષ્યબુદ્ધિથી નહિ સમજી શકાય એવો ગહન છે એમ કહીને મૂળ સવાલને ઉડાવી દેવો તે કરતાં આપણું અજ્ઞાન જાહેર કરવું એજ વધારે સારૂં છે આપણા કોઇપણ અપરાધ વગર બીજા બહારના કોઇપણ કારણને લીધે આપણે દુઃખ વેઠવું પડે એ ન્યાય તેમજ નીતિની વિરુદ્ધ છે, એટલુંજ નહિ પણ એ દુઃખના બદલામાં ભવિષ્યમાં સુખની પ્રાપ્તિ થશે એવી દલીલ પણ ટકી શકતી નથી

કંગાલ હાલતમાં અને પ્રતિકૂળ સંજોગોમાં જન્મેલા કેટલાં બધા ભાગ્યહીન મનુષ્યો વધારે ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાને ફાંફાં મારે છે ! છતાં તેઓ જે સંજોગો નીચે મૂકાયા છે તેમાંથી છૂટી શકતાજ નથી. જો પ્રતિકૂળ સંજોગોમાં જન્મેલા મનુષ્યોને વધારેને વધારે અધોગતિએ જવું પડે તો તેથી શું ભવિષ્યમાં તેમની નીચતાના બદલામાં તેમને સુખ મળવું જોઇએ ? જો એમજ હોય તો પછી આ જગત્માં જેમ માણસ વધારે પાપી તેમ પરલોકમાં વધારે આનંદનો ભોક્તા થવો જોઇએ

મનુષ્ય આત્માનું સ્વાતંત્ર્ય અને તેની ભવ્યતા સિદ્ધ કરવાને માટે અને આ જગત્માં જે જે ભિન્નતાઓ અને ભયાનક દોષો જોવામાં આવે છે, તેનું સમાધાન કરવાને માટે એકજ રસ્તો છે કે એ સઘળાની તમામ જવાબદારી ન્યાયસર તેના કર્તા ઉપર એટલે કે આપણા પોતાના સ્વતંત્ર કર્મ ઉપરજ મૂકવી શૂન્યમાંથી આત્માની ઉત્પત્તિ થાય છે એવી દલીલ કરવામાં પણ પ્રારબ્ધવાદ અને નિર્ણયવાદને સ્વીકારવાજ પડે છે અને દયાળુ પરમેશ્વરને ઠેકાણે ભયંકર, નિર્દય અને કદિ પણ પ્રસન્ન ન થાય એવા પરમેશ્વરનું પૂજન કરવાનું ઠરે છે વળી ઈશ્વરે આત્માને ઉત્પન્ન કર્યો છે એ સિદ્ધાંત તથા એમાંથી ઉદ્ભવતા પ્રારબ્ધવાદ અને નિર્ણયવાદને લીધે પણ ખ્રિસ્તી અને મુસલમાન પ્રજાઓમાં એક એવી ભયંકર ભાવના દાખલ થવા પામી છે, કે તેઓના ધર્મને નહિ સ્વીકારનાર અન્ય પ્રજાઓની કતલ કરવી એ પણ વાજબીજ લાગી છે અને તેનેજ લીધે જગત્માં અનેક દાળાનળ સળગ્યા અને હજી પણ સળગે છે

પણ પુનર્જન્મના સિદ્ધાંતના બચાવમાં નૈયાયિક પંડિતો જે એક બીજી દલીલ રજુ કરે છે તે અમને ઘણી સચોટ લાગે છે કે આપણા અનુભવોનો કદિ નાશ થઇ શકે નહિ આપણા કર્મ જો કે દેખીતી રીતે તિરોભાવને પામ્યા હોય એમ લાગે છે, તોપણ તેઓ અદૃષ્ટરૂપે રહે છે અને છેવટે તેઓ આપણી પ્રવૃત્તિરૂપે પ્રકટ થાય

છે. દાખલાતરીકે નાના બાળકો પણ અમુક પ્રકારની વૃત્તિઓને લઇનેજ અવતરે છે

જો વારવાર થતાં કર્મને પરિણામે અમુક પ્રકારની વૃત્તિઓ બધાતી હોય તો તે વૃત્તિઓ આપણામાં જન્મથી જોવામાં આવે છે તેનુ કારણ પણ આ ઉપરથી સમજાવી શકાય એમ છે. આપણી જન્મસિદ્ધ વૃત્તિઓ આ જન્મમા તો પ્રાપ્ત થઇજ નથી, તેથી કરીને તેમની ઉત્પત્તિ પૂર્વના કોઇક જન્મમા થયેલી હોવી જોઇએ વળી આપણી કેટલીક વૃત્તિઓ ખાસકરીને મનુષ્યજાતિનાજ સકલ્પજનિત કાર્યના પરિણામરૂપ હોય એમ સ્પષ્ટ જણાય છે. હવે એવી કેટલીક વૃત્તિઓ જો આપણામા જન્મથીજ હોય તો જે કર્મવડે એ વૃત્તિઓ ઉત્પન્ન થઇ તે કર્મ આપણે ભૂતકાળમાજ કર્યાં હોવા જોઇએ, એટલે કે આપણે આ જન્મ ધારણ કર્યો ત્યાર પહેલા પણ મનુષ્યકોટિમાં હોવા જોઇએ.

આપણી હાલની જિદગીમા જે વૃત્તિઓ જોવામા આવે છે તેનુ મૂળ કારણ પૂર્વકાળના સકલ્પજનિત કાર્યો હોવાં જોઇએ એટલી બાબતમા ભરતખડના પુનર્જન્મવાદીઓ તેમજ હાલના પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદવાળા પડિતો એકજકામત ધરાવે છે. ફેર માત્ર એટલોજ છે કે હિદુ પડિતો આત્માના અસ્તિત્વામા શ્રદ્ધાવાન્ હોવાથી તેઓ એ વૃત્તિઓને આત્માએ પૂર્વકાળમા કરેલા પ્રયત્નોના પરિણામરૂપ માને છે, ત્યારે ઉત્ક્રાંતિવાદવાળા પડિતો જડવાદી હોવાને લીધે એવુ માને છે કે હાલના મનુષ્યોના પૂર્વજોએ લીધેલા અનુભવોના વશપરપરાથી ઉતરી આવતા પરિણામરૂપ એ વૃત્તિઓ છે. આત્મા શૂન્યમાથી ઉત્પન્ન થયો છે એવા સિદ્ધાતને માનનારાઓને તો આ જમાનામા જગ્યાજ આપી શકાતી નથી

હવે યુદ્ધ માત્ર બે પક્ષ વચ્ચે છે એક બાજુએ પૂર્વજન્મોના સચિત કરેલા અનુભવોના પરિણામરૂપે આત્મામા અમુક પ્રકારની વૃત્તિઓ ઉદ્દભવે છે અને એ અનુભવોનો કર્તા તેમજ હાલની વૃત્તિઓનો માલીક એકજ, અભિન્ન આત્મા હોવાનુ માનનારા પુનર્જન્મવાદીઓ છે, અને બીજી બાજુએ "મનુષ્યની તમામ વૃત્તિઓનુ મૂળ યત્ર તેનુ મગજ છે અને એ વૃત્તિઓનુ મૂળ કારણ તેના પૂર્વજોથી પ્રાપ્ત થયેલા સૂક્ષ્મ જીવનકોષ છે" એવુ માનનારા જડવાદીઓ છે હવે આ બે પક્ષમાથી અતે કોનો વિજય થશે તેટલુજ માત્ર જોવાનુ છે

પુનર્જન્મ અને વશપરપરાગત જીવનકોષની પ્રાપ્તિ એ બે વચ્ચેનુ યુદ્ધ તે ખરૂં જોતાં ચેતનવાદ અને જડવાદનુજ યુદ્ધ છે જો વશપરપરાગત જીવનકોષની પ્રાપ્તિવડે મનુષ્યના તમામ જીવનવ્યાપારનો ખુલાસો થઇ શકતો હોય, તો જડવાદનો પૂરેપુરો વિજય છે અને આત્માના અસ્તિત્વને માનવાની કશી જરૂર નથી, પરતુ જો પૂરેપુરો ખુલાસો ન થઇ શકતો હોય તો પૂર્વ કાળના અનુભવોના સસ્કાર આ જન્મમાં આત્મા ધારણ કરે છે એ સિદ્ધાંતજ નિર્વિવાદપણે સાચો માનવો પડે છે.

આ પ્રમાણે એક બાજુએ જડવાદ છે અને બીજી બાજુએ પુનર્જન્મવાદ છે. ત્રીજો માર્ગ નથી. આ બેમાથી કયો સિદ્ધાંત ગ્રહણ કરવો તેનો આપણેજ વિચાર કરી લેવો

# वर्तमान हिंदुस्तान

(૧૮૯૯ ના માર્ચમા ઉદ્‌બોધનને માટે સ્વામીજીએ લખેલા બંગાળી લેખનુ ભાષાંતર)

વૈદિક પુરોહિતો પોતે યજ્ઞ સંબંધી મંત્રો જાણતા અને તેથી કરીને તેઓ બીજા કરતા શ્રેષ્ઠ મનાતા આ મંત્રોના પ્રભાવવડે દેવતાઓ તેમના સ્વર્ગભુવનમાંથી નીચે ઉતરી આવીને યજમાને× આપેલા ખાદ્ય અને પેય પદાર્થોનો સ્વીકાર કરતા અને તેની મનકામના સંપૂર્ણ કરતા આથી કરીને રાજા તેમજ પ્રજાવર્ગ બેઉ પોતપોતાના સાંસારિક સુખની પ્રાપ્તિને માટે આ પુરોહિત વર્ગ તરફ આશાની નજરથી જોતો સોમવલ્લિનુ+ પુરોહિત લોકો પૂજન કરતા અને મંત્રોચ્ચારના બળવડે એ વેલી વધતી વળી દેવોને પણ યજમાને અર્પણ કરેલો સોમવલ્લિનો રસ ઘણો પ્રિય હોવાથી તેઓ યજમાન તરફ કૃપા રાખતા અને તેની મનકામના પૂર્ણ કરતા આ પ્રમાણે પુરોહિતો દેવોની કૃપાને લીધે ઘણા બળવાન બની ગયા અને માનુષી શક્તિને તુચ્છ લેખવા લાગ્યા, કારણ કે દેવોના બળ આગળ મનુષ્યબળનુ શુ ગજુ ? જગત્ ઉપર તમામ પ્રકારની સત્તા ધરાવનાર મોટા મોટા રાજાઓ પણ પુરોહિતો આગળ હાથ જોડી ઉભા રહેતા. પુરોહિતોનો કૃપાકટાક્ષ મોટામા મોટી મદદ મનાતી, તેનો સામાન્ય આશીર્વાદ રાજ્યના અર્થભંડાર જેટલો કિંમતી મનાતો, અને દુનિયાના કોઇ પણ પદાર્થ કરતા તેની કિંમત વધારે ઉંચી અંકાતી પુરોહિતો કોઇવાર મૃત્યુ અને વિનાશથી ભરપૂર કાર્યોમાં સામેલ થવાનો રાજાને આદેશ કરતા, કોઇવાર મિત્રની માફક તેને ડહાપણ ભરેલી સલાહ આપતા, કોઇવાર ઘણીજ કુટિલ અને સૂક્ષ્મ રાજ્યતંત્રની જાળ પાથરીને તેમા રાજાને સહેલાઇથી પકડી લેતા આ પ્રમાણે અનેકવિધ કાર્યોમા કુશળ બનેલા પુરોહિતોએ રાજસત્તાને સ્વાધીન કરી લીધી હતી, એ ઉપરાંત રાજાને તેમની વધારે દહેશત એટલા માટે લાગતી કે તેની પોતાની, તેના કુટુંબની અને તેના પૂર્વજોની કીર્તિ પુરોહિતની કલમના એક સપાટાની સાથે સ્થાપિત થાય અથવા હમેશને માટે ભુંસાઇ જાય એમ હતુ; કારણ કે ઇતિહાસ લખનાર

× યજ્ઞ કરનાર

+ વેદમા સોમવલ્લિનો વારવાર ઉલ્લેખ કરવામા આવે છે યજ્ઞ કરતી વખતે આ છોડવાનો રસ દેવોને આપવાનો રિવાજ હતો.

પણ પુરોહિતોજ હતા ભલેને, કોઇ રાજા મહા શક્તિશાળી હોય પોતાની કારકીર્દી દરમ્યાન ઘણી કીર્તિ પ્રાપ્ત કરી હોય અને પ્રજાને પોતાના પુત્રપુત્રી સમાન ગણતો હોય; છતાં પણ જો તેણે પુરોહિત વર્ગની કૃપા પ્રાપ્ત ન કરી તો તેનો યશ તેના મૃત્યુની સાથેજ હમેશને માટે ભુસાઇ જવાનો, અને આખા જગતે જેને સન્માન આપવુ જોઇએ એવા તેના સર્વોત્કૃષ્ટ ગુણો અને ઉપયોગિતા કાળની મહાગુફામાં દટાઇ જવાની. બીજા હાથપર જે રાજાઓ ઘણા વર્ષ સુધી ચાલે એવા મોટા પાયા ઉપર યજ્ઞો આદરે, અશ્વમેધ વગેરે યજ્ઞો કરે, અને પુરોહિતો ઉપર દ્રવ્યનો વર્ષાદ વરસાવે તેઓના નામ ઇતિહાસમા સુવર્ણ અક્ષરે લખાતાં પુરોહિતોના કૃપાપ્રસાદનુ એવુ ફળ મળતું પ્રિયદર્શી ચક્રવર્તી સમ્રાટ્ અશોકની ગમે એટલી મહત્તા હોવા છતા પુરોહિતોના લખેલા ઇતિહાસમા તો માત્ર તેના નામનો ઇસારોજ કરવામાં આવ્યો છે, અને પરીક્ષિતનો દીકરો જનમેજય જેણે રાજસૂય યજ્ઞ કર્યો હતો તેનુ નામ પુરાણોદ્વારા એકે એક હિંદુને પરિચિત છે.

રાજ્યનુ રક્ષણ કરવામાટે, પોતાના તેમજ પોતાના વીર સરદારોના વિવિધ પ્રકારના વિલાસોને તૃપ્ત કરવામાટે, અને તે ઉપરાંત સર્વશક્તિમાન્ પુરોહિતોને સતુષ્ટ કરવામાટે પોતાની તિજોરી સભભર કરવાને—જેમ સૂર્ય પૃથ્વીમાંથી ભેજ ચૂસી લે છે તેમ—રાજા પોતાની રૈયતની દોલત ચૂસી લેતા બ્રાહ્મણો કરમુક્ત હતા, શૂદ્રો તો દાસ હતા તેથી કરીને રાજાની દૂઝણી ગાયો, તેમનો ખાસ શિકાર એકલા વૈશ્યો એટલે કે ખેડુતો, પશુપાલકો અને વ્યાપારીઓજ હતા.

હિંદુ તેમજ બૌદ્ધ રાજાઓના વખતમા પ્રજાવર્ગે રાજ્યવહીવટમાં ભાગ લીધો હોય એવુ જોવામાં આવતુ નથી યુધિષ્ઠિર જેવા કેટલાક શાણા રાજાઓ વૈશ્યો અને શૂદ્રોને ઘેર જતા એ વાત પણ ખરી છે, અયોધ્યાની ગાદી ઉપર યુવરાજ તરીકે રામચંદ્રનો અભિષેક કરવાની પ્રાર્થના પણ રૈયત તરફથીજ થઇ હતી, વળી સીતાની વર્તણૂક ઉપર ટીકા પણ રૈયતેજ કરી હતી, પરંતુ રાજ્ય વહીવટના બંધારણમાં એક નિયમ તરિકે પ્રજાને પોતાનો મત સીધીરીતે દર્શાવવાનો હક્ક આપવામા આવ્યો હતોજ નહિ પ્રજાવર્ગનુ બળ કોઇ પણ પ્રકારની પદ્ધતિ વગર અને ઘણીવાર પરોક્ષ તેમજ અવ્યવસ્થિતપણે બહાર આવવાની કોશીષ કરતું. લોકોને હજી પોતાની સત્તાનુ ભાન થયુ ન હતુ, તેમજ પ્રજાએ પોતાના બળને એકત્ર કરીને એક દિશામા સંપસંપીને કામ કરવાનો કદિ પ્રયત્ન કર્યો ન હતો અને તેમ કરવા જેટલી તેમનામા દક્ષતા પણ ન હતી જે પ્રકારની શક્તિ અને ચાતુર્યવડે નાનાં છૂટાં છવાયાં બળને એકત્ર કરીને તેમાંથી મહાબળવાન્ શક્તિનો ઓઘ ઉત્પન્ન કરાય છે, તે બાબતનું તેમને લેશમાત્ર પણ જ્ઞાન ન હતું.

આ વસ્તુસ્થિતિ યોગ્ય નિયમોને અભાવે હતી તેમ ન હતું. નિયમો તો હતા,

પદ્ધતિઓ હતી, રાજ્યના વિવિધ અંગોની પરિચાલનામાટે જૂદા જૂદા નિયમો સ્પષ્ટરીતે ઘડવામાં આવ્યા હતા, તેમજ મહેસુલ ઉઘરાવવામાટે, લશ્કરની વ્યવસ્થા માટે, ન્યાય ખાતાના વહીવટને માટે ઝીણામા ઝીણી વિગતો વિચારીને નિયમો બાંધવામા આવ્યા હતા, પણ ઋષિની આજ્ઞા કે જે પ્રમાણભૂત મનાતી હતી અને જે ઋષિના મધ્યસ્થપણા મારફતે પ્રકટ થએલી સાક્ષાત્ ઈશ્વરનીજ આજ્ઞા હતી તેના ઉપર એ સર્વનો આધાર હતો એ કાયદાઓ ઘણા સખત અને સ્થિતિસ્થાપકતા વગરના હતા એમ કહીએ તો ખોટુ નથી આવા સજોગોમાં લોકો પ્રજાવર્ગના સામાન્ય કલ્યાણના કોઈ પણ હેતુની સિદ્ધિને માટે એકત્ર થઈને કામ કરતા શીખે, અથવા રાજાએ રૈયત પાસેથી અનેક પ્રકારના કર લઈને ભરેલી તીજોરી ઉપર પ્રજાનો હક્ક છે એવો ખ્યાલ પણ તેઓ બધા મળીને કરી શકે, રાજ્યની આવક અને ખર્ચ ઉપર અંકુશ રાખવાને પ્રજાને પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે એવી અભિલાષા પણ તેમના હૃદયમાં જન્મે તેવો સભવ ન હતો, કારણ કે પ્રજાએ એવી વાતોમા શામાટે વચ્ચે પડવુ જોઈએ? રાજ્યની આબાદી અને સુસ્થિતિમાટે ઋષિલોકોને દેવો તરફથી મળતી સૂચનાઓ બસ નથી?

વળી કાયદાઓ તો હતા પણ તે ચોપડીઓમા હતા ચોપડીઓમા લખેલા કાયદાઓ અને તેના વાસ્તવિક અમલની વચ્ચે આસમાન જમીનનો તફાવત હતો, કારણ કે કાયદાઓનો ઉપયોગ કરનાર રાજાઓજ હતા સ્વાર્થપરાયણ રાજાઓ તેનો ગમે તેમ અમલ કરતા અને તેને અંકુશમા રાખનાર પ્રજાના અવાજનુ બળ હતું નહિ રામચદ્ર જેવા પ્રજાહિતૈષી રાજાઓ હતા, પરતુ +અગ્નિવર્ણ જેવા હજારો રાજાઓ ઉત્પન્ન થયા પછી એકાદ રામચદ્ર દર્શન આપતો હતો અને * ચડાશોક જેવા અનેક રાજાઓ થઈ ગયા પછી એકાદ * ધર્માશોક જન્મ લેતો પ્રજાને નવજીવન આપનાર અકબર જેવા નૃપતિઓ વિરલ છે, પરતુ તેમનુ રુધિર ચૂસી જનાર ઔરંગઝેબ જેવા અનેક હોય છે કદાચ બધા રાજાઓ યુધિષ્ઠિર, રામચદ્ર, ધર્માશોક અને અકબર જેવા દેવાશી, હોઈ તેમના માયાળુ છત્ર નીચે પ્રજા સુખી અને સુરક્ષિત હોય અને તેઓ પ્રજાને પોતાના બાળકની માફક સભાળતા હોય, તોપણ જે બાળક

+ એ સૂર્યવશી રાજા હતો. તે પોતાના અતપુરની બહાર નીકળતોજ નહિ રાજાનાં દર્શન કરવાને ઉત્સુક પ્રજા વર્ષમાં અમુક દિવસ રાજા અતપુરની બારીએથી પોતાનો પગ બહાર કાઢે તેનાં દર્શન કરીને સતોષ માનતી એ રાજા અત્યત વિષયાસક્તિથી ઉત્પન્ન થયલા ક્ષયરોગથી મરણ પામ્યો હતો

* એ બેઉ એકજ અશોકના નામ છે શરૂઆતમા તેણે પોતાના ભાઈઓને મારી નખાવ્યા તેથી તે ચડાશોક કહેવાયો, પણ પાછળથી તેના જીવનમા પરિવર્તન થતા તેણે અનેક ધર્મકાર્યો કર્યા તેથી તે ધર્માશોક કહેવાવા લાગ્યો

આની કેડેજ બેસીને ફર્યા કરે અને માનોજ આપેલો કોળીઓ ખાયા કરે, તેનામાં ચાલવાની અને પોતાનો ખોરાક પોતાને હાથે ખાવાની શક્તિ આવતી નથી જે માણસ હમેશાં બીજાના રક્ષણ નીચે રહે છે તેનામાં સ્વસરક્ષણ કરવાની શક્તિ સારી રીતે જાગૃત થઇ શકતીજ નથી. શરીરે અત્યત બળવાન અને તરુણ પુરુષ પણ જો તેના માબાપ તેનુ નાના બાળકની માફક જતન કર્યા કરે તો ગમે એટલો મોટો હોય તોપણ સ્વભાવે બાળક જેવોજ રહે છે. લાબા કાળથી આપણા દેશમા ઘણાખરા દૈવાશી રાજાઓ રાજ્ય કરતા હોવાથી અને રૈયતનુ રક્ષણ અને પોષણ કરવાનુ કામ તેમને એકલાનેજ સોંપેલુ હોવાથી, પ્રજાવર્ગને સ્વરાજના પાઠ ભણવાનો પ્રસગ મળતો ન હતો. એવી પ્રજા પોતાની જરૂરની દરેક વસ્તુને માટે રાજા ઉપરજ આધાર રાખતી હોવાથી અને પોતાના સામાન્ય સરક્ષણ અને કલ્યાણને માટે તેમને પ્રયત્ન કરવાની જરૂર ન હોવાથી ધીમે ધીમે બળ અને ચેતન વગરની થતી ગઇ.

જ્યારે કોઇ પણ દેશનો રાજ્યવહીવટ મહાન્ દ્રષ્ટાઓ અને ઋષિઓની ઇશ્વિરીય બુદ્ધિથી પ્રેરાયલા જ્ઞાનના પરિપાકરૂપ શાસ્ત્રોની મર્યાદાનુસાર ઘડાયલા કાયદાઓ પ્રમાણે ચલાવવામા આવે, તો એવી રાજ્યપદ્ધતિથી તવગર તેમજ ગરીબનુ, જ્ઞાની તેમજ અજ્ઞાનીનુ, રાજાનુ અને રૈયતનુ—સર્વનુ કલ્યાણ થવુ જ જોઇએ, પણ આપણે જોઇ ગયા છીએ કે એ કાયદાઓનો વ્યાવહારિકરીતે નહિ જેવો અમલ થાય છે. પોતાના દેશના રાજ્યકારભારમાં રૈયતનો અવાજ હોવોજ જોઇએ એવુ આધુનિક પાશ્ચાત્ય પ્રજાઓનુ રાજનૈતિક સૂત્ર મનાઈ ચૂકયુ છે, અને જેની છેલ્લી ગર્જના અમેરિકાના સ્વતત્ર થયલાં રાજ્યોએ મેઘગભીર સ્વરે જગતને સભળાવી હતી કે, " આ દેશના લોકનુ રાજ્યતત્ર લોકોવડે અને લોકોના કલ્યાણને માટેજ ચાલવું જોઇએ " આ સિદ્ધાતનો હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસમા પૂરેપૂરો અસ્વીકાર થતો હતો એમ તો કહી શકાયજ નહિ આ દેશમાં આવી ગયલા ગ્રીક તેમજ બીજા પ્રવાસીઓએ ઘણા છૂટા છવાયા નાના સ્વતત્ર રાજ્યો જોયાં હતા અને બૌદ્ધ સાહિત્યમા પણ એવી મતલબના ઘણા ઉલ્લેખ જોવામા આવે છે હિન્દુસ્તાનમા ઘણા ગામડાંઓમાં હજી પણ પચાયતનુ જે ધોરણ જોવામાં આવે છે તેમા વધારે નહિ તો સ્વરાજ્યનુ બીજ તો હતુંજ, પણ કમનસીબે એ બીજ હમેશા બીજની દશામાંજ રહ્યુ. તે જમીનમાં વવાયુ ખરૂ, પણ તેમાંથી વૃક્ષ ઉદ્ભવ્યુ નહિ સ્વરાજ્યની આ ભાવના બીજરૂપ અવસ્થામાથી આગળ વધવા પામી નહિ અને જનસમાજમા તેનો પ્રચાર પણ થયો નહિ. ધાર્મિક સસ્થાઓ તરફ નજર કરીશુ તો બૌદ્ધધર્મના ભિક્ષુઓના મઠોમા સ્વરાજની ભાવનાનો પૂર્ણ વિકાસ થયો હતો એની પુષ્કળ સાબીતી મળી આવે છે. હજી પણ આ પચાયતનુ ધોરણ અને સ્વરાજના સિદ્ધાતો નાગા સાધુઓના સપ્રદાય ઉપર કેવો અધિકાર ભોગવે છે, તેઓ " પચની સત્તા " ને કેવુ

સન્માન આપે છે, તેના પોતાના મંડળની મર્યાદામાં દરેક સાધુના વ્યક્તિસ્વાતંત્ર્યના હક્ક કેવા જળવાય છે, અને તેમણે અંદર અંદર એકત્ર થઇને કાર્ય કરવાનું કેવું સુવ્યવસ્થિત ધોરણ રચ્યું છે, તે જોઇને આપણને અજાયબી થયા વગર રહે નહિ.

બૌદ્ધધર્મનો આવિર્ભાવ થતા આખા દેશ ઉપર જે પ્રબળ પ્રવાહ વહેવા લાગ્યો હતો તેના આઘાતથી પુરોહિતોની સત્તા નિર્મૂળ થઇ ગઇ અને રાજ્યસત્તા વધારે બળવાન બનતી ગઇ બૌદ્ધ સાધુઓ સંસાર ત્યાગી હતા અને વસ્તીની બહાર મઠમાં રહેતા હોવાથી તેઓ સંસાર અને રાજકાર્યને લગતી બાબતોમાં લેશમાત્ર પણ માથું મારતા નહિ. શાપની ધમકી આપીને અને મંત્રપ્રયોગથી અસાધારણ રીતે બળવાન બનાવેલા બાણવડે રાજસત્તાને પોતાના પગ નીચે રાખવાની તેમને ઇચ્છા પણ નહતી, તેમ એ દિશામાં તેમણે યત્ન સરખો પણ કર્યો ન હતો. તેમનામાં સંકલ્પશક્તિનો અંશ રહેવા પામ્યો હોય તોપણ તેને સિદ્ધ કરવાનું કામ તો અસંભવિતજ થઇ પડયું હતું, કારણ કે બૌદ્ધધર્મે સોમરસનું પાન કરનારા અને બલિનો ભક્ષ કરનારા દેવોને તેમના પદ ઉપરથી ગબડાવી પાડયા હતા અને તેમની શ્રેષ્ઠતાનું ખંડન કરી નાખ્યું હતું. બુદ્ધની અવસ્થા બ્રહ્મા અને ઇંદ્રની અવસ્થા કરતા પણ અનેકગણી શ્રેષ્ઠ છે, મોટા મોટા દેવો પણ એવી અવસ્થાએ પહોંચેલા મહાપુરુષની પૂજા કરવાને સ્પર્ધા કરે છે, એ અવસ્થા પ્રાપ્ત કરવાનો મનુષ્યમાત્રનો જન્મસિદ્ધ હક્ક છે, એ અવસ્થા સર્વને માટે ખુલી છે અને તે વર્તમાન જીવનમાંજ પ્રાપ્ત કરી શકાય છે, એવો બૌદ્ધધર્મ સ્પષ્ટ અવાજ બોધ કરતો હતો. આવી રીતે દેવોની પદવી ઉતરી પડી એટલે પુરોહિતોની શ્રેષ્ઠતા કે જે દેવો ઉપરજ આધાર રાખતી હતી તે સ્વાભાવિક રીતેજ લુપ્ત થઇ ગઈ

તેજ પ્રમાણે રાજસત્તારૂપી બળવાન્ મત્ત જેવા અશ્વની લગામ પણ હવે વૈદિક પુરોહિતોના મજબૂત હાથમાંથી છૂટી બનીને પોતાની મરજીમાં આવે તેમ નિરંકુશપણે વર્તન કરવા લાગી એ જમાનામાં રાજસત્તાનું કેન્દ્ર યજુર્વેદના મંત્રોચ્ચાર કરીને યજ્ઞ કરાવનારા અને સામવેદના મંત્રો ગાનારા પુરોહિતોના હાથમા ન હતું. તેવીજ રીતે એક બીજાથી અલગ થયેલા નાના સ્વતંત્ર રાજ્યો ઉપર રાજ્ય કરનારા ક્ષત્રિઓના હાથમા પણ ન હતું. હિન્દુસ્તાનના એક છેડાથી બીજા છેડાસુધી જેના રાજ્યનો વિસ્તાર હતો અને જેમના વિશાળ સામ્રાજ્યોની સીમા મહાસાગરવડે બંધાતી હતી, એવા ચક્રવર્તી રાજાઓના હાથમા હવે રાજસત્તા આવી હતી. આ જમાનાના યુગનાયકો હવે વિશ્વામિત્ર કે વસિષ્ઠો ન હતા, પણ ચંદ્રગુપ્ત અને અશોક જેવા પરાક્રમશાળી રાજવીરો હતા બૌદ્ધયુગમાં ભરતખંડ ઉપર સાર્વભૌમ રાજ્ય સ્થાપન કરનાર નૃપતિઓએ જેટલી દેશની કીર્તિ વધારી હતી, તેટલી બીજા કોઇ પણ યુગમા કોઇ પણ નૃપતિએ વધારી નથી. આ યુગનાં છેવટનાં

વર્ષોમાં પાછો રજપુતોની સત્તાનો ઉદય થાય છે અને હિન્દુધર્મના વર્તમાન સ્વરૂપનું દર્શન થાય છે. બૌદ્ધધર્મની પડતી થયા પછી રજપુતોની સત્તાનો ઉદય થતાં ભરતખંડની રાજ્યસત્તા, જેણે અત્યારસુધી નિષ્કલંક કીર્તિ પ્રાપ્ત કરી હતી, તે હજારો નાનાં નિર્બળ રાજ્યોમાં વિભક્ત થઇ ગઇ.

આ પ્રમાણે રાજ્યદંડ રજપુત રાજાઓના હાથમા આવતાં પુરોહિત વર્ગે ફરીથી પોતાનું ગુમાવેલુ સ્થાન પ્રાપ્ત કરી લીધુ ખરૂ, પણ તે રાજ્યસત્તાના પ્રતિસ્પર્ધી તરીકે નહિ, પરંતુ તેના સહાયક તરીકેજ તેઓ વર્તન કરી શકતા હતા. પુરોહિતો અને મુકુટધારી રાજાઓ વચ્ચે પોતપોતાની શ્રેષ્ઠતા સ્થાપન કરવાના ઇરાદાથી જે લડત વેદના કાળમા શરૂ થઇને અનેક જમાના થયા ચાલી આવી હતી, અને જૈનો અને બાદ્ધોએ કરેલા પરિવર્તન દરમ્યાન જે પૂર જોસમા મચી રહી હતી તેનો હવે હમેશને માટે અંત આવ્યો. પુરોહિતો અને રાજાઓ, જેઓ આખા દેશમાં સર્વથી વિશેષ સત્તાવાન્ હતા તેઓ હવે એક બીજાને અનુકૂળ થવા લાગ્યા પણ હવેના રાજાઓમાં અસલના રાજાઓનુ ક્ષાત્રતેજ અને વીર્ય, તેમજ બ્રાહ્મણોમા તેમના પૂર્વજોના બ્રહ્મવર્ચસ્ અને તપશ્ચર્યા, એમાનુ કશુ રહ્યુ ન હતુ એ બેઉ જાતિએ પોતપોતાના મૂળ સ્વાભાવિક ગુણો ગુમાવ્યા હતા એથી કરીને સ્વાભાવિક રીતે જે પરિણામ આવવુ જોઇએ તે પ્રમાણે આ બેઉ શક્તિઓનો સંયોગ થવાથી તેમનો ઉપયોગ એક બીજાના સ્વાર્થની તૃપ્તિમાં થવા લાગ્યો, અને બેઉના સામાન્ય શત્રુઓ જે તે વખતના બૌદ્ધ લોકો હતા તેનો વિનાશ કરવામા અને એવીજ જાતના બીજા કેટલાક કામોમા તેમની શક્તિનો વ્યય થઇ ગયો. આવા સ્વાર્થી હેતુથી પ્રેરાઇને જે લોકો એકસંપી કરે છે તેઓમા અમુક પ્રકારના દુર્ગુણો આવ્યા વગર રહેતા નથી એ નિયમ મુજબ પુરોહિતો તેમજ રાજાઓ જનસમૂહનાં રુધિર ચૂસીને તેમને નિ:સત્વ કરી નાખવાના, શત્રુવર્ગ તરફ વેર રાખવાના, પારકાની મિલ્કતને જોરજુલમથી પચાવી લેવાના વગેરે વગેરે અપરાધો કરવા લાગ્યા. અસલની માફક રાજસૂય અને એવા બીજા યજ્ઞો ફરીથી થવા લાગ્યા, પરંતુ તેઓ હવે સહૃદયતાના અભાવે ઉપહાસજનક થઇ પડયા પરિણામ એ આવ્યુ કે તેઓ દંભી અને ખુશામતીયા અનુયાયીઓના ગુલામો બની ગયા, અને મંત્ર તંત્ર વગેરેને લગતી ક્રિયાઓ અને અનુષ્ઠાનોમાં નિરંતર રચ્યાપચ્યા રહેવાથી મુસલમાનોના આક્રમણ સામે ઘણી સહેલાઇથી પરાજિત થઇ ગયા

વેદના જમાનામાં પોતાની શ્રેષ્ઠતા સ્થાપન કરવાને પુરોહિત વર્ગે રાજસત્તાની સામે જે કલહ આરંભ્યો હતો અને જે અનેક યુગ સુધી ચાલુ રહ્યો હતો, તેને ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાની અલૌકિક શક્તિ અને બુદ્ધિના બળથી વધારે નહિ તો પોતાની હયાતીસુધી તો વારીજ રાખ્યો હતો બ્રાહ્મણોની સત્તા જૈન અને બૌદ્ધધર્મે ઉપજાવેલા પરિવર્તન દરમ્યાન હિન્દુસ્તાનમાથી તદ્દન નિષ્ક્રિય થઇ જવા આવી હતી, અથવા

તો બળવાન્ પ્રતિસ્પર્ધી ધર્મોને આધીન થઇને ટગુમગુ થઇ રહી હતી રજપુતોના ઉદય પછી જ્યારે તેમનુ રાજ્ય મિહીરવંશના તથા બીજા રાજાઓના સમયમાં આખા હિન્દુસ્તાનમા વ્યાપી ગયું હતુ, ત્યારે બ્રાહ્મણોએ પોતાની ગુમાવેલી સત્તા ફરીથી પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો, અને તેમ કરવા જતાં મધ્ય એશિયામાંથી તુરતની આવેલી અસભ્ય અને ક્રૂર જાતિઓની ખુશામત કરવા લાગ્યા તેમને રાજી કરવામાટે તેમના અનેક નિંદ્ય અને ભયંકર રિવાજો અને ધર્મવિધિઓને તેઓ દાખલ દેશમાં કરવા લાગ્યા તે ઉપરાંત આ અજ્ઞાન અનાર્ય લોકોને સહેલાઇથી છેતરવાના ક્રમમાં બ્રાહ્મણો ખંત રાખીને મંડેલા હોવાથી તેમણે નવા નવા મંત્રો અને તંત્રો પણ રચ્યાં, અને તેમને આધારે દેશમા ઘણી નહિ સમજાય એવી ભેદી ક્રિયાઓ અને વિધાનોને હિન્દુધર્મમાં સ્થાન મળ્યુ તેમ કરવા જતા તેઓ પોતાનુ અસલનુ શાણપણુ, બળ અને ચેતન તથા લાંબા સમયથી પ્રાપ્ત કરેલી પવિત્રતા એ સઘળુ ગુમાવી બેઠા

તેને પરિણામે તેમણે આખા આર્યાવર્તને ઘણુાજ અનીતિવાન્, ભયંકર, નિંદ્ય અને અત્યંત જંગલી જેવા રિવાજોથી પરિપૂર્ણ કરી મૂક્યો, અને એવા રિવાજોને અને વહેમોને તેઓએ પુષ્ટિ આપવાથી તેમને એ કૃત્યને એવી યોગ્ય અચૂક શિક્ષા થઇ, કે તેથી કરીને તેઓ આત્મબળ અને ચેતનરહિત બનીને નિર્બળમા નિર્બળ બની ગયા પશ્ચિમ દિશાએથી મુસલમાનોના આક્રમણરૂપી વાવાઝોડાની એક ફૂંક લાગતામાંજ તેમનુ આખુ બંધારણ ચૂર્ણવિચૂર્ણ થઇ ગયુ, તેમાં આશ્ચર્ય જેવુ કાંઇ હતુજ નહિ આ પ્રમાણે બ્રાહ્મણોના આધિપત્યનો અંત આવ્યો અને તેનો ફરીથી ઉદય થશે કે નહિ તે કહી શકાતુ નથી.

મુસલમાનોના અમલ દરમ્યાન બ્રાહ્મણોના છિન્ન ભિન્ન થઇ ગએલા બળને પુનઃ એકત્રિત કરીને તેનુ સંગઠન કરવાનો પ્રયત્ન તદ્દન અસંભવિત જેવોજ હતો. મહંમદ પેગંબર પોતે પણ દરેક પ્રકારના પુરોહિત વર્ગના કટ્ટા વિરોધી હતા, અને તેથી તેમણે તેમની સત્તાનો સંપૂર્ણ નાશ થાય એવી આજ્ઞાઓ અને નિયમો ઘડયા હતા. મુસલમાની રાજ્યમાં રાજા પોતેજ પ્રજાનો મુખ્ય ધર્મગુરુ મનાતો હતો, ધાર્મિક પ્રશ્નોમા પણ તેનો નિર્ણય પ્રમાણભૂત ગણાતો હતો, અને પછી જ્યારે એ રાજાએ ચક્રવર્તી સમ્રાટનુ પદ પ્રાપ્ત કર્યું ત્યારે તો આખી મુસલમાની આલમ ઉપર આધિપત્ય ભોગવવાની અભિલાષા તેના હૃદયમા ઉદ્દભવી હતી મુસલમાની દૃષ્ટિમાં ખ્રિસ્તી અને યાહુદી ઘણા તિરસ્કારને પાત્ર લાગતા ન હતા બહુ તો તેમને તેઓ અલ્પ શ્રદ્ધાવાન્ ગણતા હતા, પણ હિન્દુઓ તરફ તો તેમનુ વર્તન જૂદાજ પ્રકારનુ હતું તેમના અભિપ્રાય પ્રમાણે હિન્દુઓ મૂર્તિપૂજકો અને અત્યંત ઘૃણાપાત્ર કાફરો હોવાથી તેઓ આ લોકમાં પાક મુસલમાનોને હાથે કતલ થવાનેજ યોગ્ય હતા, અને પરલોકમાં તેમને માટે નરકની અનંતકાળ પર્યંત યાતના નિર્માણ થઇ હતી. આવા સંજોગોમાં

મુસલમાન રાજ્યકર્તાઓ બ્રાહ્મણો તરફ ઘણોજ અનુગ્રહ બતાવે તો કદાચ તેમને વગર હરકતે જીવતા રહેવા દે એટલુ જ. ઘણીવાર તો તેમના તરફ આટલી પણ રહેમ નજર ન રાખવી જોઇએ એવો વિચાર તે રાજ્યકર્તાઓને આવી જતો ! જરાક ઉગ્ર અને અસામાન્ય ધર્મભાવનાવાળો મુસલમાન બાદશાહ ગાદીએ આવતો કે તરતજ આ કાફર લોકોની કતલરૂપી રાજસૂય યજ્ઞ (!)નો સમારભ કરવામા આવતો

આ પ્રમાણે તદ્દન જૂદોજ ધર્મ પાળનાર અને જૂદાજ પ્રકારના રીતરિવાજોવાળા વિદેશી રાજાઓના હાથમા હવે રાજસત્તા આવી, અને બીજી બાજુએથી પુરોહિત વર્ગ સમાજના નિયામક અને શાસકના સત્તાધારી સ્થાન ઉપરથી પદભ્રષ્ટ થઇ ગયો. હવે તો મનુ અને બીજા સ્મૃતિકારોને ઠેકાણે કુરાન અને તેમાં દર્શાવેલા કાયદાઓનો અમલ થવા લાગ્યો હતો સસ્કૃત ભાષાના સ્થાન ઉપર ફારસી અને અરબી ભાષાએ અધિકાર કરી લીધો હતો સસ્કૃત ભાષા ફક્ત જીતાયલા અને હીણાયલા હિન્દુઓના ધાર્મિક સાહિત્યમા તથા ધર્મની બાબતોમાજ વાપરી શકાતી. અપમાનિત થએલા પુરોહિતો અને પડિતોના વ્યવસાયમાજ તે મૃતપ્રાય જીવન ગાળવા લાગી. પુરોહિતો પોતે પણ બીજો ઉંચા પ્રકારનો વ્યવસાય ન મળવાથી લગ્ન, શ્રાદ્ધ વગેરે સામાન્ય ક્રિયાઓ કરવામાજ ગુથાઇ ગયા, અને તે પણ મુસલમાન બાદશાહો મહેરબાનીની રાહે કરાવવા દે તોજ.

વેદના અને તેની લગોલગ પછીના યુગમાં પુરોહિતોની સત્તાના અત્યત ભારે દબાણને લીધે રાજસત્તાનો પૂર્ણ આવિર્ભાવ થઇ શક્યો ન હતો, તે રાજસત્તા હવે બૌદ્ધધર્મે ઉત્પન્ન કરેલા વિપ્લવને પરિણામે બ્રાહ્મણોનુ આધિપત્ય છિન્ન ભિન્ન થઇ જવાથી ભરતખડમા પૂર્ણ કળાએ પ્રકાશવા લાગી બૌદ્ધ સામ્રાજ્યનો ધ્વસ અને મુસલમાની સત્તાનો ઉદય, એની વચગાળાના સમયમાં રાજસત્તા રજપુતોદ્વારા ફરીથી જોર કરવા લાગી હતી, પણ અતે તેને નિષ્ફળતા મળી હતી. પુરોહિત વર્ગે વૈદિક યજ્ઞયાગાદિકના જમાનામા પોતે ભોગવેલા આધિપત્યને ફરીથી પ્રાપ્ત કરવાનો યત્ન કર્યો એજ આ નિષ્ફળતાનુ મૂળ કારણ હતુ એટલી મુખ્ય બાબતો વાચકે ગ્રહણ કરી હશે.

બ્રાહ્મણોના આધિપત્યને પદદલિત કરીને મુસલમાન રાજ્યકર્તાઓએ મૌર્ય, આંધ્ર, ગુપ્ત અને ક્ષત્રપવશીય રાજાઓના સમયની જાહોજલાલીનુ ઘણે અશે ફરીથી દર્શન કરાવ્યુ

આથી કરીને કુમારિલ ભટ્ટ, શકરાચાર્ય અને રામાનુજાચાર્ય જેવા મહર્ષિઓએ છિન્ન ભિન્ન થએલી બ્રાહ્મણોની સત્તાને ફરીથી સ્થાપિત કરવાને કરેલા યત્નો નિષ્ફળ નીવડયા, અને બ્રાહ્મણોને કેટલાક સમય સુધી રજપુત રાજાઓના શસ્ત્રની સહાય મળ્યા કરવા છતાં પણ જૈન અને બૌદ્ધધર્મોનો ધ્વસ કરીને બ્રાહ્મણધર્મને સુગઠિત

કરવાને જે જે પ્રયત્નો તેમણે કર્યાં, તે બધા મુસલમાની અમલ દરમ્યાન વ્યર્થ ગયા અને તેમની સત્તાને એવો પ્રબળ આઘાત પહોંચ્યો કે તેઓમાં ફરીથી ચેતન પ્રકટાવવાનું સામર્થ્યજ રહ્યું નહિ આ યુગમા બ્રાહ્મણો અને રાજકર્તાઓ વચ્ચેનો કલહ બંધ પડી ગયો હતો, પણ રાજાઓ પોતેજ એક બીજા ઉપર આધિપત્ય ભોગવવાને અંદર અંદર લઢીને એક બીજાના બળને ક્ષીણ કરવા લાગ્યા હતા. એ યુગના છેવટનાં વર્ષોમાં મુસલમાનોના પ્રાબલ્યની સામે શીખ અને મરાઠાઓદ્વારા હિન્દુધર્મ પુન માથુ ઉંચકવા સમર્થ થયો, પરંતુ એ કાર્ય પણ લડાયક જાતિઓએજ આદર્યું હતુ અને તેમાં બ્રાહ્મણો તરફથી કશી સહાય મળી ન હતી, તેમજ એ નવી જાગૃતિમા ભાગ લેવા તેઓ આગળ આવી શકયા નહોતા બ્રાહ્મણોની સત્તાનો પૂરેપૂરો ધ્વંસ થયાની વિશેષ સાબિતી તો એ હતી કે જ્યારે શીખ લોકો કોઇ પણ બ્રાહ્મણને પોતાના સંપ્રદાયમાં દાખલ કરતા, ત્યારે તેને પોતાના બ્રાહ્મણ તરીકેના ચિન્હોનો જાહેરમા ત્યાગ કરવાની અને શીખ સંપ્રદાયનાં ચિન્હો ધારણ કરવાની ફરજ પાડતા હતા

આ પ્રમાણે બ્રાહ્મણો અને રાજાઓની પરસ્પર વિરુદ્ધ શક્તિઓનો એક બીજા ઉપર યુગના યુગ પર્યંત આઘાત પ્રત્યાઘાત ચાલુ રહ્યા પછી છેવટે થોડાંક સૈકાં સુધી રાજસત્તાએ જય મેળવ્યો ખરો, પણ તે ભરતખંડના ક્ષત્રિય રાજાઓએ નહિ પરંતુ એક વિદેશીય અને વિધર્મી પ્રજાના રાજ્યકર્તાઓએ મેળવ્યો હતો. ત્યારપછી મુસલમાન બાદશાહોના અમલનાં છેવટના વર્ષોમા ભરતખંડના ઇતિહાસની રંગભૂમિ ઉપર એક તદ્દન નવીન અને બળવાન્ પ્રજાએ દર્શન આપ્યુ અને તેણે આર્યપ્રજાના જીવન ઉપર ધીરે ધીરે પોતાનો પ્રભાવ પાડવા માંડયો

આ વિદેશી સત્તા એવી નવીન છે, તેની પ્રકૃતિ અને કાર્યપદ્ધતિ હિંદુસ્તાનની પ્રજાને માટે એવી વિજાતીય છે, તથા તેનો ઉદય અને વિસ્તાર એવી અકલ્પનીય ત્વરાથી થતો ગયો છે, તેમજ તેનું બળ એવુ અસામાન્ય અને અજય્ય છે કે જેથી ઘણા થોડાજ વખતમા તેણે આખા હિંદુસ્તાનને પોતાની સત્તા નીચે કેવી રીતે લાવી નાખ્યો તે વિષે હિંદની પ્રજા આશ્ચર્ય સાથે તર્ક કરવા છતાં હજી પણ એ તેના કાર્યરહસ્યનો ઘણોજ થોડો અંશ જોઇ શકી છે. આ સત્તા કોણ તે હિંદુસ્તાનના લોકોને કહેવુ પડે તેમ નથી, તોપણ વધારે સ્ફુટ કરવાને સૂચવીશ કે હું ઇંગ્લંડે સ્થાપેલા ભારતીય સામ્રાજ્યવિષે ઉલ્લેખ કરું છુ

ઘણાજ પ્રાચીન સમયથી ભરતખંડની અથાગ દોલત અને રસાળ ભૂમિને લીધે અનેક બળવાન્ વિદેશી પ્રજાઓમા તેને સ્વાધીન કરવાની લોભવૃત્તિ જાગૃત થઇ હતી, અને ઘણાં સૈકાઓ થયાં હિંદુસ્તાન વારાફરતી અનેક પરદેશી પ્રજાઓનો શિકાર થતો આવ્યો હતો, એટલે ઇંગ્લંડ પણ આ રસાળ અને સમૃદ્ધ દેશને પોતાનો કરી લે એમાં નવાઇ શી?

ઘરબાર વગરના, નિર્ધન, પરંતુ આધ્યાત્મિક શક્તિરૂપી પ્રચંડ આયુધથી સજ્જ થએલા, ધર્મતત્ત્વના અગાધ જ્ઞાનથી પ્રતિષ્ઠિત બનેલા અને વિનાશકારી શાપરૂપી અત્યંત ભયાનક શસ્ત્રવડે બળવાન્ બનેલા પુરોહિતો આગળ મોટા મોટા મુકુટધારી નૃપતિઓને ત્રાસથી થરથર ધ્રૂજતા જોવાનો ભરતખંડની પ્રજાને ઘણા જૂના કાળથી અભ્યાસ પડી ગયો હતો. ગર્જના કરતા સિંહને જોઇને જેમ ઘેટાંનુ ટોળુ ભયગ્રસ્ત થઇને નાસભાગ કરે તેમ ભયસૂચક સૈનિક બળથી મદોન્મત્ત સર્વશક્તિમાન રાજકર્તાઓની નાનામાં નાની આજ્ઞાનુ મૂગે મોંડે પાલન કરવાની તેને ટેવ પડી ગઇ હતી, એટલે ઈંગ્લંડ જેવા દેશના થોડાક એકસંપી વૈશ્યો ( વ્યાપારીઓ ) વિશાળ સમુદ્રો અને મહાસાગરો ઓળગીને આવા એક તદ્દન અજાણ્યા પ્રદેશમા વ્યાપાર અર્થે આવે, ત્યાર પછી પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને ધનના જોરવડે પ્રાચીન અને સુદૃઢ હિંદુ તેમજ મુસલમાન રાજ્યોને પોતાના પક્ષમાં વાળી શકે, અને આખરે એ બેઉની મૂર્ખાઇનો લાભ લઇને પોતાના હાથમા તેમને પૂતળાની માફક નચાવી શકે, એટલુંજ નહિ પણ તેમને પૂર્ણ રીતે અધીન બનાવી શકે અહીનાજ શસ્ત્ર, શૌર્ય અને બુદ્ધિબળનો ઉપયોગ તેમના દેશને સમૃદ્ધ કરવાના કામમા કરી શકે અને વળી તે દેશના બળવાન અને પ્રતિષ્ઠાવાન્ ઉમરાવોના વંશજો ઇસ્ટ ઇન્ડિયા કંપની નામની વેપારીઓની પેઢીના નોકર તરીકે હિંદુસ્તાનમા આવવાના સુયોગને પોતાની ઉંચામાં ઉંચી અભિલાષાની પૂર્ણાહુતિ સમજે—આ બધી ઘટનાઓ ખરેખર હિંદુસ્તાનના લોકોને માટે તો નવીન અને આશ્ચર્યકારકજ હતી.

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો થોડે ઘણે અંશે તમામ મનુષ્યજાતિઓમાં જોવામા આવે છે અને એ ત્રણ ગુણને લઇને બધીજ સુધરેલી જનસમાજોમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિઓ હમેશાં બંધાય છે એ ત્રણે ગુણની વહેચણી કોઈ પણ જનસમાજમા એકસરખી નથી થતી તેથી કરીને જૂદા જૂદા દેશોમા અને જૂદા જૂદા યુગોમા કોઇવાર એ ત્રણમાંથી અમુક એક, અથવા બે ગુણ ધરાવનારી વ્યક્તિઓની સંખ્યામા અને સામર્થ્યમાં હમેશા વધઘટ થતી જોવામાં આવે છે. કોઈ કોઈ દેશમાં ઉપર કહી તે ચાર જાતિઓ પૈકી કોઇ પણ એક જાતિનું પ્રાબલ્ય અને સંખ્યા વધી જાય છે તેથી કરીને તે બીજી ત્રણ જાતિઓ ઉપર ઉપરીપણુ ભોગવી શકે છે. કેટલોક સમય વીતી ગયા પછી વળી એમાની બીજી કોઇ જાતિ વિશેષ બળશાળી બને છે. પણ જગતના ઇતિહાસનુ બારીકીથી અવલોકન કરતા સમજાય છે કે કુદરતના અમુક કાયદા મુજબ દરેક જનસમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિઓ વારાફરતી એક પછી એક બળવાન બનીને જગત્ ઉપર અધિકાર ભોગવે છે.

ચીન, બાબીલન, મિસર અને ખાલ્ડિયાની પ્રજાઓ, તથા આર્યો, ઇરાનીઓ,

યાહુદીઓ, આરબો વગેરે તમામ પ્રાચીન પ્રજાઓના ઇતિહાસ જોતાં જણાય છે કે ઇતિહાસના આરંભના યુગમાં ઉપર કહેલી દરેક પ્રજાના બ્રાહ્મણો એટલે પુરોહિતો સાર્વભૌમ સત્તા ભોગવતા હતા. ત્યાર પછી ક્ષત્રિયોની સત્તાનો યુગ મંડાયો. તેમણે અબાધિત રાજકર્તા તરીકે અથવા તો -ઉમરાવ વર્ગમાંથી પસંદ કરેલા અમુક અમુક સરદારોની રાજસત્તા ધરાવનાર સભારૂપે ઘણા સમય સુધી પોતાનો અમલ વર્તાવ્યો. આધુનિક પાશ્ચાત્ય પ્રજાઓ જેમાં ઈંગ્લંડ અગ્રસ્થાન ભોગવે છે તેમનામાંજ જગતના ઇતિહાસમા પહેલીજ વાર વ્યાપારથી સમૃદ્ધ થએલો વૈશ્ય વર્ગ દેશના રાજ્યતંત્ર ઉપર પોતાનો અધિકાર જમાવતો થયો.

પ્રાચીન સમયનાં ટ્રોય અને કાર્થેજનાં રાજ્યો અને તેમને મુકાબલે કાંઈક આધુનિક ગણાય એવા વેનિસ ઇત્યાદિ નાનાં વાણિજ્યપ્રધાન રાજ્યો પણ ઘણાં બળવાન્ બનવા છતા તેમનામાં પણ વૈશ્ય વર્ગની સત્તા વાસ્તવિકરીતે જામી શકી ન હતી.

ખરૂ જોતા પ્રાચીન સમયમા રાજકુટુંબના હાથમાજ વ્યાપારનાં સૂત્રો હતા. તેઓજ સામાન્ય પંક્તિના લોકોને અને ઘણીવાર પોતાના નોકરોને વ્યાપાર કરવા મોકલતા હતા, અને એ વ્યાપારનો સઘળો નફો પોતેજ ખાઈ જતા હતા રાજાઓએ નીમેલા ચોક્કસ માણસો સિવાય બીજા કોઇને દેશનો રાજ્યકારભાર કે તેને લગતી બીજી કોઇ પણ બાબતમાં હિસ્સો તો શુ, પણ પોતાનો અભિપ્રાય દર્શાવવાની પણ પરવાનગી આપવામાં આવતી ન હતી મિસર જેવા અત્યંત પ્રાચીન દેશોમા પુરોહિત વર્ગે માત્ર થોડા વખત સુધી આધિપત્ય ભોગવ્યુ હતુ ત્યાર પછી ત્યા પણ પુરોહિતો રાજસત્તાને અધીન થયા અને તેમના માત્ર સહાયક તરીકેજ કાર્ય કરતા થયા. ચીન દેશમા ૧કૉન્ફ્યુશિયસની સર્વોપરિ બુદ્ધિવડે રાજસત્તા એવી મક્કમ પાયા ઉપર સ્થાપિત કરવામાં આવી હતી, કે તે સમયથી અત્યારસુધી એટલે લગભગ વીસ શતકસુધી પુરોહિત વર્ગને તે સંપૂર્ણ અંશે પોતાને સ્વાધીન રાખતી આવી છે, અને સર્વ પ્રકારની સત્તા પોતાનાજ હાથમાં રાખી બેઠેલા ટીબેટના લામાઓને પણ રાજકુટુંબના ગુરુઓ હોવા છતાં ચીનના શહેનશાહને દરેક બાબતમાં અધીન રહીનેજ તેમને જીવન ગુજારવુ પડે છે.

હિંદુસ્તાનમાં પણ રાજસત્તાએ પુરોહિત વર્ગ ઉપર વિજય મેળવ્યો અને પોતાનો અપ્રતિહત અધિકાર પ્રવર્તાવ્યો, પરંતુ દુનિયાની બીજી સુધરેલી પ્રજા કરતાં હિંદુસ્તાનમા આ પ્રસંગ ઘણો મોડો બનવા પામ્યો, તેથી કરીને ચીન, મીસર, બાબીલન અને બીજા મોટા રાજ્યોની સ્થાપના થયા પછી ઘણે વરસે ભારતીય સામ્રાજ્યનો

- અમુક ઉમરાવોની મંડળીવડે રાજકાર્ય કરવાની પ્રથા ગ્રીસમા હતી

૧ ચીનમા ચાલતા ધર્મનો સ્થાપનાર અને સ્મૃતિકાર

પાયો નખાયો. પુરોહિત વર્ગ ઉપર પોતાનો અધિકાર બેસાડવામાં રાજસત્તાને પૂરેપૂરી નિષ્ફળતા મળી હોય એવું દૃષ્ટાંત ફક્ત યાહુદીઓના ઇતિહાસમાંથી મળી આવે છે.

યાહુદીઓમાં તો વૈશ્યો પણ કદિ આગળ આવી શક્યા નથી. પુરોહિતોની બેડીઓમાંથી છૂટા થવાનો યાહુદીઓના સામાન્ય પ્રજાવર્ગે પ્રયત્ન કર્યો, પરંતુ તેઓ એક બાજુએ બળવાન રોમન સામ્રાજ્યના બહારના દબાણને લીધે અને બીજી બાજુએ તેમનાથી વિરુદ્ધ ખ્રિસ્તી ધર્મ જેવી ધાર્મિક શક્તિઓના ઉદયથી તેમના આંતર્જીવનમા થયેલી અવ્યવસ્થાને લીધે સમૂળા કચરાઇ ગયા જેવી રીતે જૂના જમાનામાં લાંબા યુદ્ધો પછી પુરોહિતોની સત્તા રાજસત્તાને અધીન થઇ ગઇ, તેવી રીતે વર્તમાન સમયમાં થોડાજ વર્ષથી ઉત્પન્ન થયેલી વૈશ્ય વર્ગની સત્તાના સખ્ત પ્રહારવડે અનેક રાજમુકુટ ધૂળ ચાટતા થયા છે, અને અનેક રાજદંડોના કકડે કકડા થઇ ગયા છે. કેટલાક સુધરેલા દેશોમા કેટલાક રાજાઓને થોડી ઘણી રાજસત્તા ભોગવવા દેવામા આવે છે અને તેઓ બાદશાહી ઠાઠ અને જાહોજલાલીથી હરે ફરે છે, પરંતુ તેમને નીભાવનાર તો મીઠું, તેલ, ખાંડ, કોલસા, દારૂ વગેરે પદાર્થો વેચીને અઢળક દોલત સંપાદન કરનાર વૈશ્યોજ છે અને રાજાઓને જે બહારનો ઠાઠ, વૈભવ અને સત્તા ધારણ કરવા દેવામા આવે છે, તે ફક્ત રાજ્યની શોભાને માટે અને અંદરખાનેથી ખરેખરી રાજસત્તા ધારણ કરનાર વૈશ્યોની કીર્તિ વધારવાને માટેજ હોય છે

આ બળવાન્ વૈશ્ય સત્તા છેક વર્તમાન સમયમાજ ઉદય પામી છે જેની આજ્ઞાવડે દુનિયાના એક ભાગમાથી બીજા ભાગમાં એક પળવારમા વિજળી સંદેશા લઇ જાય છે, મહાસાગરના પર્વત જેવા મહામોજાઓ ઉપર જેના રાજમાર્ગ છે, જેના ઇશારાથી એક દેશમાથી બીજા દેશમા વ્યાપારને યોગ્ય પદાર્થોની લાવજા થયા કરે છે અને જેની આજ્ઞા સાભળીને મોટામા મોટા રાજાઓ કંપી ઉઠે છે, તે મહા બળવાન્ વૈશ્ય સત્તાના ઉચ્ચતમ શિખર ઉપર ઇંગ્લંડનુ ભવ્યરાજ્યાસન સ્થપાયેલુ છે

તેથી કરીને ઇંગ્લંડે હિંદુસ્તાન જીત્યુ તેમા આપણને ઘણી વાર કહેવામા આવે છે તેમ જીસસનો કે બાઇબલનો પ્રતાપ નથી, તેમજ એ જીત મોગલ કે પઠાણોની જીત જેવી નથી, પરંતુ જીસસ અને બાઇબલના નામ પાછળ, ભવ્ય રાજમહેલો, ધરતી ધ્રૂજાવતા હાથી, રથ, ઘોડા અને પાયદળના અસંખ્ય સૈન્યો, રણવાદ્યના પ્રચંડ નિનાદ, નોબત અને પડઘમના ગડગડાટ, રાજમુકુટનો ઝળકાદાર દેખાવ—એ સર્વમાં ચેતન પ્રેરનાર ઈંગ્લાંડનુ જે મહાજન છે તેજ છે. ધૂમાડાથી કાળા થયલા કારખાનાના ભુંગળાં જેની જય ધ્વજા છે, વ્યાપારીઓ જેના સૈનિકો છે, જગતના બજાર જેના રણક્ષેત્ર છે અને લક્ષ્મી પોતેજ જેની રાજરાણી છે એવા ઇંગ્લંડના મહાજનનોજ એ સઘળો વિજય છે. એટલા માટેજ મેં અગાઉ કહ્યું હતુ કે ઇંગ્લંડે

હિંદુસ્તાન જીત્યુ એ બનાવ ઘણોજ નવીન, અપૂર્વ અને આશ્ચર્યકારક છે. આ મહાબળવાન્ સત્તા સાથે હિંદુસ્તાનનો સંયોગ થવાથી હિંદુસ્તાનના ઇતિહાસમાં કેવાં કેવાં પરિવર્તન થશે અને તેને પરિણામે તેનો ભાવિ ઇતિહાસ કેવુ સ્વરુપ ધારણ કરશે તેનુ અનુમાન પાછલા ઇતિહાસપરથી થઇ શકતુ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણો એક પછી એક જગત્માં સાર્વભૌમ સત્તા ભોગવે છે એવુ મે પ્રથમ કહ્યુ હતુ એ ચારમાંથી કોઇ પણ વર્ણની સત્તા જ્યારે પૂર્ણકળાએ આવે છે ત્યારે તે દ્વારા લોકોનુ કલ્યાણ થાય એવાં તેમજ હાનિ પહોંચે એવાં પણ કેટલાક કાર્યો થઇ જાય છે.

પુરોહિતોની સત્તાનો પાયો સૈનિકબળ ઉપર નહિ પણ બુદ્ધિબળ ઉપર હોવાથી તેમની સત્તાનો ઉદય થતાની સાથે દેશમાં સાહિત્યના અને બુદ્ધિને લગતા અભ્યાસનો પુષ્કળ ફેલાવો થવા પામે છે ઇન્દ્રિયોથી જે પર છે એવી આધ્યાત્મિક સૃષ્ટિ સાથે સમાગમમાં આવવાની તેમજ તેની પાસેથી સહાય મેળવવાની દરેક મનુષ્યને હમેશાં ઉત્કંઠા રહે છે, પણ સામાન્ય કોટિના ઘણાખરા માણસોથી એ સૃષ્ટિમાં પ્રવેશ કરી શકાતો નથી માત્ર થોડાક મહાન્ આત્માઓ જેઓ પોતાની ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ સંયમ રાખી શકે છે અને જેમના સ્વભાવમા સત્ત્વગુણનુ પ્રાધાન્ય હોય છે, તેઓજ જડ પદાર્થોના દુર્ભેદ્ય પડદાને ભેદીને ઇન્દ્રિયાતીત વિષયોનો સાક્ષાત્કાર કરી શકે છે. સૂક્ષ્મ સૃષ્ટિમાં થતી ક્રિયાઓ તેઓજ જાણી શકીને ત્યાંના સંદેશ જગતને સંભળાવે છે અને ત્યાં જવાનો માર્ગ બીજાઓને બતાવે છે આવા મહાન્ આત્માઓ તે પ્રાચીન કાળના જગદ્ગુરુઓ, મનુષ્યસમાજના નેતાઓ અને નિયામકો પુરોહિતો છે.

સાચા પુરોહિતો દેવોને ઓળખે છે અને દેવોની સાથે વાર્તાલાપ પણ કરી શકે છે, તેથી કરીને જગત્મા તેઓ દેવતુલ્ય પૂજાય છે સંસારને લગતા કોઇ પણ વિષયના વિચારથી તેઓ તદ્દન મુક્ત રહે છે પોતાના નિર્વાહને માટે તેમને પરિશ્રમ કરવાની જરૂર હોતી નથી ઉત્તમમા ઉત્તમ ખાવાપીવાના પદાર્થો દેવોને અર્પણ કરવામા આવે છે અને દેવોના સાક્ષાત્ પ્રતિનિધિઓ પુરોહિતો હોવાથી પુરોહિતોના મુખદ્વારાજ દેવો એ પદાર્થો ગ્રહણ કરે છે. જાણ્યે કે અજાણ્યે પણ સમાજ પુરોહિત વર્ગને પુષ્કળ અવકાશ આપે છે, તેથી કરીને તેમને ધ્યાનસ્થ થવાને અને ઉંચા પ્રકારના વિચારનુ ચિંતન કરવાનો ઉત્તમ સુયોગ મળે છે. જ્ઞાન અને વિદ્યાનો વિકાસ પુરોહિતોની સત્તાના સમયમાં થાય છે તેનુ આજ કારણ છે વળી એક બાજુએ વિકરાળ સિંહરૂપી રાજસત્તા અને બીજી બાજુએ ભયભીત થયેલા ઘેટાં જેવો પ્રજાવર્ગ એ બેની વચમા બ્રાહ્મણસત્તા ઉભી રહે છે. તે સત્તાના હાથમા આધ્યાત્મિક શક્તિઓથી ભરપૂર જે રાજદંડ રહેલો છે, તેના વડે ગરીબ રૈયતપર

વિનાશસૂચક છલંગ મારવા તૈયાર થયલો સિંહ અંકુશમાં રહે છે ધન અને સૈન્યના મદથી ઉન્મત્ત થયેલી રાજસત્તાનો અગ્નિ ઘણો પ્રચંડ હોઇને પોતાના માર્ગમાં અંતરાય રાખનાર પદાર્થમાત્રને ભસ્મીભૂત કરવા સમર્થ છે, પણ જેમાં વર્ષાદ પડતાંની સાથેજ દાવાનળ હોલવાઈ જાય છે તેમ ધન અને સૈન્ય વગરના પરંતુ પોતાની આધ્યાત્મિક શક્તિ ઉપર નિર્ભર રહેનારા કૌપીનધારી ઋષિના એક શબ્દમાત્રથીજ રાજસત્તા રંક બની જાય છે બ્રાહ્મણ સત્તાના ઉદયની સાથે સાથેજ સંસ્કૃતિનો પ્રથમ યુગ આરંભાય છે, પાશવપ્રકૃતિ ઉપર દૈવી પ્રકૃતિનો અને જડ પદાર્થ ઉપર ચેતનનો પહેલવહેલો વિજય જોવામાં આવે છે, અને કુદરતના નિયમોને સંપૂર્ણ રીતે આધીન એવા હાડમાસના બનેલા મનુષ્ય શરીરમાં રહેલી દિવ્ય શક્તિઓનો પ્રકાશ પહેલીવાર પ્રકટ થાય છે જડપદાર્થ અને ચેતનશક્તિનો ભેદ શોધી કહાડનાર પુરોહિતો છે, આ જગતનો સૂક્ષ્મ જગત્ સાથે સમાગમ કરાવી આપનાર પણ તેઓજ છે, મનુષ્યને ઈશ્વરનો સંદેશ પહોચાડનાર પણ તેઓજ છે, અને રાજા અને પ્રજાને સાધનાર પૂલની માફક ઉભા રહેનાર પણ તેઓજ છે તેમનાં આધ્યાત્મિક શક્તિ, જ્ઞાન અને વિદ્યા પ્રત્યેની અનન્ય ભક્તિ અને તીવ્ર વૈરાગ્ય એ સર્વવડે આખા જગતના કલ્યાણ અને શ્રેયનો પહેલો ફણગો પોષાય છે અને તેમના આત્મબલિદાનવડે તેના ઉપર જલસિંચન થાય છે દરેક દેશમા પુરોહિત વર્ગને સાથી વધારે સન્માન મળી તેમનુ અત્યંત ભક્તિપૂર્વક પૂજન થાય છે તેનુ આજ કારણ છે, અને એજ કારણને લીધે એવા મહાત્માઓનું નામસ્મરણ પણ આપણે પવિત્ર માનીએ છીએ

પણ આ બધાની સાથે કેટલાક અનિષ્ટ પરિણામો પણ ઉત્પન્ન થાય છે જીવનની સાથેજ હમેશાં મૃત્યુના બીજ પણ વવાય છે પ્રકાશ અને અંધકારનાં દ્વંદ્વો અનાદિકાળથી જોડાજોડજ ચાલ્યા આવે છે બ્રાહ્મણસત્તાના ઉદયને પરિણામે એવા કેટલાક અનિષ્ટ પરિણામો હસ્તીમા આવ્યાં હતા કે જેને વખતસર દાબી દેવામાં ન આવે તો તેમાથી સમાજનો વિનાશ થયા વગર રહેજ નહિ સ્થૂળ પદાર્થોદ્વારા કામ કરનારી શક્તિ તો સર્વને અનુભવગમ્યજ હોય છે શસ્ત્રોના પ્રહારમાં અથવા અગ્નિ અને વિજળીની દાહક શક્તિમા જે મહા બળવાન સ્થૂળ શક્તિ રહેલી છે તેને હરકોઇ જોઈ અને જાણી શકે છે, તેના અસ્તિત્વમા તેમજ તેના ખરાપણામાં કોઇને સંદેહ હોતો નથી, પણ તે શક્તિનો મૂળ ભંડાર અને જે સાધનદ્વારા તે વ્યક્ત થાય છે તે સાધન એ બંને બહુજ સૂક્ષ્મ અને અદૃશ્ય હોય છે. જ્યારે અમુક શબ્દના ઉચ્ચારણમાં, શબ્દોના ઉચ્ચાર કરવાના ચોક્કસ પ્રકારમા, અમુક ગૂઢ મંત્રોના માનસિક જપમા અથવા એવીજ જાતની અમુક માનસિક ક્રિયાઓ અને સાધનોમાં અદ્ભુત શક્તિ રહેલી જોવામા આવે છે, ત્યારે જેમની શ્રદ્ધા બીજી કોઈ રીતે ડગે નહિ તેઓ પણ ડોલી ઉઠે છે.

પરંતુ એ સાધન અને શક્તિનો દુરુપયોગ પણ થઇ શકે છે. જ્યારે વિપત્તિ, ભય, ક્રોધ, ઇર્ષ્યા, વૈર અને મનુષ્યહૃદયમાં રહેલા બીજા અધમ પ્રકારના જુસ્સાઓ પોતાનું કાર્ય કરવાને માટે સ્થૂળ હથીઆરો અને સ્થૂળ ક્રિયાનો ઉપયોગ ન કરતા સ્તંભન, ઉચ્ચાટન, વશીકરણ, મારણ વગેરે ભેદભરેલી ક્રિયાઓનો ઉપયોગ કરે છે, ત્યારે એવી ક્રિયાઓ કરનાર જેઓ હમેશાં ઘણુંજ ગૂઢ અને લોકથી નહિ સમજી શકાય એવું ભેદભરેલું જીવન ગુજારતા હોય છે તેમની આસપાસ રહેલા ભેદનો પડદો વધારે ગાઢ અને અસ્પષ્ટ બને છે એવાં માણસોને સીધો અને સરળ ઉપાય સૂઝતો નથી. અને સૂઝે તોપણ તેમણે લાંબા વખતસુધી સેવેલી કુટિલતાને લીધે તેમને હાથે વક્ર નીતિનોજ અંગીકાર થાય છે તેઓ સચ્ચાઇનો અંશ ગુમાવે છે અને તેમનાં હૃદય ઘણુંજ સંકુચિત બની જાય છે તે ઉપરાંત વધારે ભયંકર પરિણામ એ આવે છે કે, "જે શક્તિવડે મે દેવોને વશ કર્યા છે, જે શક્તિવડે હું શરીરના અને મનના વ્યાધિ ઉપર જય મેળવી શકું છું, જે શક્તિવડે ભૂતો, પિશાચો અને દૈત્યોને વશ કરીને તેમની પાસે પોતાની આજ્ઞાનું પાલન કરાવી શકું છું, તે શક્તિને મારે શામાટે બીજાને આપવી જોઇએ ? કઠોર તપશ્ચર્યા કરીને મે એ શક્તિઓ મોંઘે મૂલે મેળવી છે, એ મહા મૂલ્યવાન્ શક્તિઓ મેળવવાને મે ધન, કીર્તિ, મોટાઇ અને તમામ પ્રકારના સાંસારિક સુખોપભોગનો ત્યાગ કર્યો છે, તે શક્તિ શામાટે હું બીજાને આપું ?" સ્વાભાવિક રીતે પુરોહિત વર્ગ આવા પ્રકારના વિચાર કરે છે વળી આ શક્તિઓ તદ્દન સૂક્ષ્મ હોવાથી તેમને ગુપ્ત રાખવાની જોઇએ તેટલી અનુકૂળતા હોય છે. આ પ્રમાણે સંજોગોના ગુંચવણ ભરેલા ચક્રમાં ગુંચવાઇ જઇને મનુષ્યસ્વભાવ કુદરતી રીતેજ વિકૃતિ પામે છે, અને ગોપન કરવાનો અભ્યાસ પડી જવાથી અંતે તે અત્યંત સ્વાર્થી અને દંભી બનીને એવા દુષ્ટ સ્વભાવના નાશકારક પરિણામોનો ભોગ થઇ પડે છે સમય જતાં પોતાની શક્તિઓને ગુપ્ત રાખવાની ઇચ્છાનો તેમના પોતાના ઉપરજ પ્રત્યાઘાત થાય છે જ્ઞાન અને શક્તિઓનો જેવો જોઇએ તેવો ઉપયોગ અને ફેલાવો ન થવાથી તેમનો ધીમે ધીમે ક્ષય થતો જાય છે, અને જે કંઇ થોડું ઘણું રહી જાય છે તે યોગ્ય પુરુષાર્થથી નહિ પણ કોઇક અલૌકિક રીતે પ્રાપ્ત થયેલું છે એવી ખોટી માન્યતા લોકોના મનમા ઉત્પન્ન થાય છે આથી કરીને નવું જ્ઞાન, નવા વિચાર, નવી વિદ્યા પ્રાપ્ત કરવાને જે પ્રયત્નો થવા જોઇએ તે સદંતર બંધ થઇ જાય છે, એટલુંજ નહિ પણ જે કંઈ સચવાઇ રહ્યું હોય તો તેને તાજું રાખવા જેટલી અને તે ક્યાંઈ ન જાય તેટલા પૂરતી પણ ચેષ્ટા કરવામા આવતી નથી. પરિણામે પુરોહિત વર્ગ તેમના પૂર્વજોનું જ્ઞાન અને તેમની અડગ આત્મશ્રદ્ધા એ બેઉ તત્ત્વો ગુમાવે છે, અને પછી પોતાના પૂર્વજો કેવા હતા તેનાં મિથ્યા ગુણગાન કરવા માંડે છે અને જે કીર્તિ, અધિકાર, સન્માન અને શ્રેષ્ઠતા તેમના

પૂર્વજો પામતા હતા તે પોતાને પણ પ્રાપ્ત થાય તેને માટે મિથ્યા વલખા મારવા લાગે છે આ બધાના પરિણામે પુરોહિત વર્ગનો બીજી ન્યાતો સાથે ભારે ઝગડો ઉત્પન્ન થાય છે

પ્રકૃતિનો એક એવો નિયમ છે કે જ્યારે જ્યારે નવીન અને બળવાન્ શક્તિ જાગ્રત થાય છે, ત્યારે ત્યારે તે જીર્ણ અને બળહીન થયેલી વ્યક્તિઓને જીતીને તેનુ સ્થાન ગ્રહણ કરવાનો યત્ન કરે છે. પ્રકૃતિનુ એવુ નિર્માણ છે કે, "જીવન-વ્યવહાર ચલાવવાને માટે જેઓમા પૂરતુ જીવનતત્ત્વ હોય અને તેમાથી પણ જેઓ સર્વથી વિશેષ બળ અને ચેતનવાન હોય તેમનેજ જીવતા રહેવા દેવા અને બાકીના નિ સત્ત્વ ખોખાઓને જગતમા રહેવામાટે અયોગ્ય ગણીને બહાર ફેકી દેવા " આ નિયમ પ્રમાણે પ્રાણીઓમાં અને પ્રજાઓમા અ દર અ દર રસાકસી ઉત્પન્ન થાય છે અને અ તે જેઓ પોતાના બળવડે તથા બીજા કેટલાક ગુણોવડે જીવવામાટે સર્વથી વિશેષ યોગ્ય ઠરે છે, તેઓજ જીવતા રહીને બાકીનાઓ માર્યા જાય છે પુરોહિત વર્ગ અને બીજી વર્ણો વચ્ચે જે રસાકસી ઉત્પન્ન થઇ હતી તેનુ પરિણામ પણ શુ આવ્યુ તે આપણે જોઇએ છીએજ.

પુરોહિત વર્ગના ઉદયના સમયમાં વૈરાગ્ય, મનોનિગ્રહ અને તપશ્ચર્યા એ ત્રણ જે તેમના મુખ્ય ગુણો હતા તેમનો ઉપયોગ તેઓ શુદ્ધ સત્ય જ્ઞાનની પ્રાપ્તિમાટેજ કરતા હતા, પણ ત્યાર પછીના જમાનામાં જ્યારે તેમની સત્તાનો ક્ષય થવા લાગ્યો ત્યારે એના એજ ગુણ તેઓ બીજી ન્યાતો ઉપર પોતાની સત્તા દૃઢ કરવામા પોતાના અમુક ખાસ અધિકારોને કાયમના કરી લેવામા અને પોતાના ઉપભોગના સાધનોની વૃદ્ધિ કરવાના કામકાજમાં કરવા લાગ્યા. જે આધ્યાત્મિક શક્તિના પ્રભાવવડે તેમનુ આખા દેશ તરફથી સન્માન અને પૂજન થતું હતુ તે દિવ્યશક્તિની અધોગતિ કરીને તેને છેક નીચામા નીચા કાર્યમા વાપરવા લાગ્યા. તેઓ જીવનનુ લક્ષ્ય વીસરી ગયા, મુકરર સિદ્ધાંત વગર ગમે તેમ જીવનવ્યવહાર ચલાવવા લાગ્યા અને તેમ કરીને જેમ કરોળીઓ પોતાની રચેલી જાળ પોતાનીજ આસપાસ વીટાનો જાય છે, તેમ પુરોહિતો પોતાનીજ પાથરેલી જાળનો ભોગ થઇ પડયા જે બેડીઓ બીજાઓને પગે પહેરાવવામાટે તેમણે અનેક પેઢીઓથી અત્ય ત કાળજીપૂર્વક ઘડવા માંડી હતી, તેજ બેડીઓનાં ઉપરા ઉપરી બ ધનોવડે હવે તેમના પોતાનાજ પગ બ ધાઇ ગયા છે અને તેનાથી અનેક રીતે તેમની ઉન્નતિ અટકી પડી છે "સેકડો જાતની વિચિત્ર વિધિઓ, ક્રિયાઓ અને સ સ્કારો, એ શરીર અને મનની શુદ્ધિનાં બાહ્ય સાધનો છે," એમ લોકોને સમજાવીને આખી જનસમાજને આ ક્રિયાઓ અને વિધિઓરૂપી અસ ખ્ય બેડીઓવડે જકડી લેવાની ઇચ્છાથી તેમણે આ કપટજાળ આખા દેશ ઉપર પાથરી હતી, પણ તેમાં હવે તેઓ પોતેજ સપડાઇ ગયા છે એ વિધિઓ અને

ક્રિયાઓવડે તેઓ માથાથી તે પગસુધી બધાઇ ગયા છે, અને તેમાંથી છૂટા થવાનો લેશમાત્ર પણ સંભવ ન લાગવાથી તેઓ એવીને એવીજ હાલતમાં ઘોરવા લાગ્યા છે. તેઓ તેમાથી છૂટા થઇ શકે એ બહુજ મુશ્કેલ છે તેમનુ જીવનજ એ ક્રિયાઓ અને વિધિઓની સાથે એવુ ઓતપ્રોત થઇ ગયુ છે, કે એ ક્રિયાઓને તેમનામાંથી ખેચી કહાડવામા આવે તો હાલના બ્રાહ્મણોનુ તેમણે પોતે માની લીધેલુ બ્રાહ્મણ-પણુ પણ નીકળી ગયા વગર રહેજ નહિ. મનુષ્યમાત્રમાં સ્વાભાવિકરીતે પ્રગતિ કરવાની પ્રબળ ઇચ્છા રહેલી હોવાથી "જ્યાંસુધી પોતે આ ખરાબ બેડીઓમાં જકડાઇ રહેશે ત્યાસુધી પોતાની લેશમાત્ર પ્રગતિ થઇ શકવાની નથી." એમ સમજી કેટલાક બ્રાહ્મણોએ જોર કરીને આ બેડીઓ તોડી નાખવા માંડી છે. દ્રવ્યની પ્રાપ્તિ કરવાના હેતુથી બીજી નાતોનો ધધો તેઓ ગ્રહણ કરે છે, પણ તેવા માણસો પાસેથી તેમના પુરોહિતો તરીકેના (ક્રિયાઓ કરાવવા વગેરેના) અધિકાર સમાજ ખુચવી લે છે જે બ્રાહ્મણો શિખા રાખતા નથી, તેમના પૂર્વજોના રીતરિવાજનુ પાલન કરતા નથી અને યુરોપીયન જેવો પોશાક પહેરીને પશ્ચિમના રિવાજો ગ્રહણ કરીને અર્ધા હિંદુ અને અર્ધા સાહેબ જેવા થઇને ફરે છે, તેમના બ્રાહ્મણત્વમા સમાજને શ્રદ્ધા રહેતી નાથી, પરતુ તે છતાં પણ હિંદુસ્તાનના જે જે ભાગમાં અંગ્રેજી રાજ્યનો અમલ સ્થપાયાથી નવી કેળવણીની શરૂઆત થઇ ગઇ છે, અને પૈસો કમાવાના નવા નવા સાધનો ઉઘડવા લાગ્યાં છે ત્યા હજારો બ્રાહ્મણોના છોકરા વંશપરપરાનો યાજ્ઞિક અને શુકલનો ધધો છોડી દેવા લાગ્યા છે, અને બીજી ન્યાતોના ધધા ગ્રહણ કરીને વધારે સારી કમાણી કરતા થયા છે. આને પરિણામે પુરોહિત-વર્ગના રીતરિવાજો જે હજારો વર્ષની વંશપરપરાથી ચાલ્યા આવ્યા છે તે નાબુદ થતાં થતા થોડાજ સમયમા તદ્દન અદ્રશ્ય થઇ જશે એવાં ચિન્હો જોવામા આવે છે

ગુજરાતમાં બ્રાહ્મણોની દરેક ન્યાતમાં બે વર્ગ પડી ગયા છે, એક વર્ગ શુકલ-વૃત્તિ કરે છે અને બીજો વર્ગ જે ગૃહસ્થ કહેવાય છે તેઓ નોકરી, વેપાર વગેરે ગમે તે ધધો સ્વીકારે છે શુકલવૃત્તિ કરનારાજ "બ્રાહ્મણ" કહેવાય છે અને બાકીનાઓ અસલના બ્રાહ્મણોના વંશજો હોવા છતા પણ શુકલવૃત્તિ કરનારાઓ સાથે કન્યા-વ્યવહાર રાખતા નથી. દાખલા તરીકે નાગરોમા જેઓ "નાગર બ્રાહ્મણ" કહેવાય છે તેઓજ માત્ર દાન-દક્ષિણા લે છે અને ક્રિયા-કર્મ કરાવે છે બાકીના પોતાને એકલા "નાગર" જ કહેવડાવે છે. તેઓમાના ઘણા ખરા સરકારી નોકરી કરે છે અથવા વૈશ્ય જ્ઞાતિને લગતા અન્ય વ્યવસાયમાં જોડાયા છે. પણ આવા વિભાગ ગુજરાતમાં લાંબા સમય સુધી નહિજ નભી શકે એવુ મને સમજાય છે, કારણ કે "નાગર બ્રાહ્મણો" ના પુત્રો પણ અગ્રેજી કેળવણી લેતા થયા છે અને ધીમે ધીમે શુકલ-વૃત્તિનો ત્યાગ કરીને સરકારી નોકરી અથવા વેપાર રોજગાર કરવા લાગ્યા છે. ઘણાજ

ધર્મચુસ્ત પંડિતોને પણ તેમની કમાણી ઘટી જવાથી પોતાના છોકરાઓને સરકારી શાળાઓમાં અને પાઠશાળાઓમાં ભણવા મૂકવાની જરૂર પડતી જાય છે, અને વખતને માન આપીને વકીલ દાક્તરના અથવા એવા કોઈક વૈશ્યને લગતા વ્યવસાયો સ્વીકારવા લાગ્યા છે જો થોડો વખત અત્યારની માફકજ ભરતખંડની પ્રજાનો જીવનપ્રવાહ વળો જશે તો દેશમાં પુરોહિત વર્ગને તો ઉભા રહેવાની જગ્યા મળશે કે નહિ તે એક ગંભીર અને વિચારણીય પ્રશ્ન છે. પુરોહિત વર્ગની પ્રતિષ્ઠા અને સત્તાને ઉતારી પાડયાનો આરોપ પુરોહિતોના પોતાના ઉપરજ ન મૂકતા જેઓ અમુક વ્યક્તિ કે મંડળ ઉપર મૂકે છે, તેમણે જાણવુ જોઇએ કે કુદરતના ચોક્કસ અનિવાર્ય નિયમ પ્રમાણે પુરોહિતોએ પોતાના વિનાશના બીજ પોતાને હાથેજ વાવ્યા હતા, અને તેનાં ફળ તેઓને ભોગવવાં પડે એમા કશુંજ આશ્ચર્ય નથી જે જે લોકો ઉચ્ચ જ્ઞાતિ અગર કુળમાં પોતે જન્મ્યાનુ મિથ્યાભિમાન રાખે છે અને અમુક અધિકાર તો પોતાનાજ હોવા જોઇએ એવો દાવો કરે છે, તેઓ પોતાની ચિતા પોતાને હાથેજ સળગાવે છે

સત્તાનો સંચય કરવાની જેટલી જરૂર છે તેટલી બલકે તેથી પણ વધારે જરૂર તેનો સદુપયોગ કરવાની છે જીવન ટકાવી રાખવામાટે હૃદયમા લોહીનો સંચય થવો તો જોઇએજ, પણ એ લોહી ત્યાંને ત્યાંજ ન રહેતા આખા શરીરમાં ફરવુ જોઇએ તેમ જો ન થાય તો તત્કાળ મૃત્યુ થયા વગર રહે નહિ એવી રીતે સમાજની સુસ્થિતિને માટે પણ અમુક વખતે ચોક્કસ જ્ઞાતિઓમાજ અથવા કુટુંબોમાજ જ્ઞાન અને સત્તા પૂરી મૂકવાનુ અત્યંત આવશ્યક હોય છે, પરંતુ ભવિષ્યમા સમાજના એકએક અંગમાં તેનો સંચાર થઇ જાય એજ તેમ કરવાનો હેતુ હોય છે જો તે પ્રમાણે ન થાય તો થોડાજ વખતમા સમાજ છિન્નભિન્ન થઇને વિનાશ પામે એ નિઃસંશય વાત છે

બીજી બાજુએ જોઇશુ તો રાજા સિંહ સમાન છે તેનામાં સિંહના સારા અને માઠા ગુણો પણ રહેલા છે પોતાની રુધિરપાન કરવાની વૃત્તિ તૃપ્ત કરવા સારૂ, બિચારા ઝાડપાલો ખાઇને નિર્વાહ કરનારા નિર્દોષ પ્રાણીઓના હૃદયને ચીરવામાટે તેનો ભયંકર પંજો જ્યારે લાગ આવે ત્યારે તત્પરજ હોય છે એથી ઉલટુ લોકોક્તિ એવી છે કે સિંહ ઘરડો થાય અને ભૂખે મરતો હોય તોપણ તેને શરણે આવેલા નબળામાં નબળા જાનવરને પણ તે કદિ ઇજા કરતો નથી તો રાજાની બાબતમા પણ તેમજ છે રાજવંશીય સિંહના ઉપભોગની આડે આવવા પ્રજા એક પળવાર પણ વૃત્તિ કરે તો તેમનુ આવી બન્યુજ જાણવુ, પણ જો તેઓ તેની આજ્ઞાને નમ્રપણે અધીન રહે તો તેમનો વાંકો વાળ પણ થતો નથી પ્રાચીન યુગની વાત કોરે મૂકીને એકલા વર્તમાન યુગનું અવલોકન કરતાં જણાશે કે કોઇપણ સમાજની એવી સુસ્થિતિ થઇ નથી, કે અનેકના કલ્યાણને માટે વ્યક્તિએ આપેલા આત્મબલિદાનનો

અને આખી સમાજ અથવા દેશના, કલ્યાણને માટે એકે એક વ્યક્તિએ એકનિષ્ઠાથી સંપસપીને કાર્ય કરવુ એવી વૃત્તિનો કોઇપણ ઠેકાણે ભેગો અને પૂર્ણતમ સાક્ષાત્કાર થતો હોય. આજ કારણથી સમાજે પોતેજ ઉભા કરેલા રાજાની જરૂર જણાય છે. રાજા એક એવુ મધ્યબિંદુ છે કે જેની અંદર સમાજનાં છૂટાંછવાયા બળ એક કેન્દ્રની માફક સ્થિર થાય છે, અને ત્યાંથી પછી આખા દેશને અને સમાજને શક્તિથી ભરપૂર કરવામાટે બધે વહેવા માંડે છે. ઇતિહાસના આરંભના યુગમા—બ્રાહ્મણોના આધિપત્યના જમાનામા જ્ઞાનની પ્રાપ્તિ કરવામાટે સૌથી પહેલી વાર કેટલાક લોકોમા તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઇ હતી, અને એ ઉગતી અભિલાષાને ત્યાર પછીના જમાનામા નિરંતર અને કાળજીપૂર્વક પ્રયત્ન કરીને પોષવામા આવી હતી. તેવીજ રીતે ક્ષત્રિયોના ઉદયકાળમા વિલાસનાં સાધન પૂરાં પાડે એવા ધંધાઓ પાછળ લોકોનુ મજબૂત વલણ થવા લાગ્યું, અને લોકોની જાગૃત થયેલી વિલાસની વાસનાને તૃપ્ત કરવાને જે જે પ્રયત્નો થતા ગયા તેમાંથી વિજ્ઞાન, હુન્નર અને લલિતકળાઓની ઉત્પત્તિ અને અભિવૃદ્ધિ થઈ.

પ્રાચીન કાળમાં મનુષ્યસમાજનુ જીવન જ્યારે ઘણુજ સાદુ અને અકૃત્રિમ હતુ ત્યારે રાજા અને રૈયત બધા એક સરખા સામાન્ય ઝુંપડામાંજ વસતા હતા, પણ ધીમે ધીમે રાજાના કામમાં વધારો થતો ગયો અને તેની મુલાકાતે ઘણાં માણસો આવવા લાગ્યા, તેથી કરીને એકજ ઓરડાનુ ઝુંપડુ તેને નાનુ પડવા લાગ્યુ વળી રૈયતના મકાનોથી રાજાનુ મકાન નોખુ પડી જાય એવુ અને રાજાના દરજ્જાને યોગ્ય ભભકાદાર મકાન તૈયાર કરવાની જરૂર ગણાવા લાગી શુ આખી પ્રજાનો શિરોમણિ મુકુટધારી રાજા સામાન્ય ઝુંપડામા રહી શકે ખરો ? શુ રૈયતનો સામાન્ય ખોરાક તેના બાદશાહી ઉદરને તૃપ્ત કરી શકે ખરો ? જેના દરજ્જાની તુલના જગત્ ઉપર કોઇની પણ સાથે થઇ શકતી નથી જે નરદેહરૂપી મંદિરની અંદર રહેલો જીવાત્મા સાક્ષાત્ ઇશ્વર કહેવાય, એવા રાજાના ઉપભોગના પદાર્થો ઉપર નજર કરવી એ પણ સામાન્ય મનુષ્યને માટે મહાપાતક ગણાતુ, તો પછી તેવા ઉપભોગ ભોગવવાનો વિચાર કરવાની તો વાતજ શી ? રાજાનો દેહ એવો પવિત્ર ગણાતો કે તેને કોઇપણ જાતના પાતકનો સ્પર્શ થઇ શકે નહિ. કેટલાક દેશમાં તો એમ પણ મનાય છે કે રાજાને મૃત્યુ પણ સ્પર્શ કરી શકતુ નથી રાજાની માફક રાણીના દેહની આસપાસ પણ આવાજ પ્રકારની પવિત્રતાનો અને દિવ્ય તેજનો અંબાર કલ્પવામા આવે છે, અને તેથી કરીને સામાન્ય મનુષ્યની તો દૃષ્ટિ પણ તેના ઉપર ન પડે—અરે, તેના સૌંદર્ય ઉપર સૂર્ય પણ નજર ન રાખી શકે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે છાજવાળા દરિદ્ર ઝુંપડાને ઠેકાણે ભવ્ય રાજમહેલોની ઉત્પત્તિ થવાનુ આજ કારણ છે સુમધુર અને સુરસિક કલાપૂર્ણ સંગીત જાણે સ્વર્ગમાંથી આવતુ

હોય તેમ એ રાજમહેલમાં સંભળાતું અને ગ્રામ્ય મનુષ્યના કર્ણકટુ કોલાહલને શાંત કરી દેતું. રમ્ય ઉદ્યાનો, મનોહર વિલાસકુંજો, સુલલિત ચિત્રોથી ભરપૂર ચિત્રશાળાઓ, અત્યંત મનમોહક મૂર્તિઓ અને ઘણુંજ બારીક અને મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો એ સર્વની ધીમે ધીમે ખીલવણી થતી ગઇ અને તેથી કરીને જંગલોનું અકૃત્રિમ સૌંદર્ય અને ગ્રામ્યવાસીઓનો સાદો જાડો પોશાક વગેરે ધીમે ધીમે અદૃશ્ય થતા ગયા. હજારો બુદ્ધિશાળી માણસો ખેડુતનો મહેનતભરેલો ધંધો છોડી દઇને ઉપર કહેલી નૂતન કળાઓમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા લાગ્યા. આ દિશામાં તેમની બુદ્ધિને ઘણો સારો અવકાશ મળતો ગયો અને શારીરિક શ્રમ કર્યા વગર તેઓ વધારે સારો પગાર મેળવવા લાગ્યા. ગામડાઓ ધીમે ધીમે તૂટતાં ગયાં અને નગરોની વસ્તીમાં વધારો થતો ગયો.

અમુક કાળસુધી સંસારના ભોગવિલાસ તૃપ્તિ થતાપર્યંત ભોગવ્યા પછી અત્યંત વિષય ભોગને પરિણામે સંસાર ઉપર વૈરાગ્ય અને નિર્વેદ ઉત્પન્ન થવાજ જોઇએ તે પ્રમાણે હિંદુસ્તાનના રાજાઓ પણ તેમની ઉત્તરાવસ્થામાં વૈરાગ્ય અનુભવવા લાગ્યા. તેઓ સંસારના ભોગવિલાસથી ઘેરાઈ ગએલા હોવાથી ઘડપણ આવતાં એકાંત અરણ્યમાં વાસ કરીને મનુષ્યજીવનને લગતા ગંભીર પ્રશ્નોનું ચિંતન કરવામાં નિમગ્ન થતા. આવા પ્રકારનો ત્યાગ અને ગંભીર ચિંતન એ બેનું સામટું પરિણામ એવું થયું કે તેઓ ગુંચવણ ભરેલી ક્રિયાઓ અને વિધિઓ તરફ સખત તિરસ્કાર બતાવવા લાગ્યા, અને ઉપનિષદ્, ભગવદ્ગીતા તેમજ જૈન અને બૌદ્ધોનાં શાસ્ત્રોમાં પ્રતિપાદિત કરેલા ઉંચામાં ઉંચાં આધ્યાત્મિક સત્યો તરફ તેમનો અનુરાગ પ્રબળ થતો ગયો. પુરોહિતો અને રાજાઓ વચ્ચે કલહ થવાનું આ પણ એક કારણ નિવડયું. ઘણીજ ગુંચવણભરેલી અને અઘરી ક્રિયાઓ અને વિધિઓની કિંમત ઘટી જાય તો પુરોહિતોના ધંધાને મોટો ધોકો પહોંચે તેમ હોવાથી સાધારણરીતે દરેક દેશમાં અને દરેક યુગમાં પ્રાચીન રીતરિવાજોને જાળવી રાખવાને પુરોહિત વર્ગ હમેશાં કટિબદ્ધ રહે છે, અને કેટલીકવાર જ્યારે સીધા ઉપાયો નિષ્ફળ નીવડે છે ત્યારે અપ્રમાણિક ઉપાયો યોજતાં પણ તેઓ અચકાતા નથી. તેમની સામે બીજી બાજુએ ક્ષાત્ર તેમજ આધ્યાત્મિક શક્તિથી બળવાન્ બનેલા જનક જેવા રાજર્ષિઓ મથન કરી રહ્યા હતા. આ બેઉ પક્ષ વચ્ચે જે કલહ ચાલ્યો હતો તેનું વિસ્તારપૂર્વક વિવેચન આગળ થઇ ગયું છે.

જેવી રીતે તમામ જ્ઞાન અને વિદ્યા એક મધ્યબિંદુમાં એટલે પોતાનામાંજ સ્થિર કરવાને પુરોહિત વર્ગ ઉત્સુક હોય છે, તેવીજ રીતે તમામ પ્રકારની ઐહિક સત્તાને એક કેન્દ્રમાં એટલે પોતાનામાં વાળવામાટે રાજવર્ગ પણ નિરંતર ઉદ્યમ કરતો રહે છે. અલબત્ત, બેઉમાં સત્તા કેન્દ્રીભૂત થાય તેથી સમાજને લાભ છે, અમુક કાળે સમા-

જના સામાન્ય કલ્યાણને માટે એ એઉની જરૂર છે, પણ તે માત્ર સમાજના બાળપણના યુગ દરમ્યાનજ જ્યારે સમાજ કિશોર વયમાંથી સક્રાંત થઈને નવચેતનવંત યૌવનનાં ચિન્હો ધારણ કરવા માંડે છે, ત્યારે પણ તેને નાનપણનાં નાનકડા સાંકડા ઝભલાં જોરજુલમથી પહેરાવવાનો પ્રયત્ન કરવામા આવે, અને તેમ કરીને તેનો ઝડપથી થતો વિકાસ મર્યાદિત કરવામા આવે, તો સમાજ પોતાનાજ બળથી એ બંધનોને એકદમ તોડી નાખે છે અને આગળ પ્રગતિ કરે છે, અથવા જો તેનાથી એ બંધનો તોડી શકાતાં નથી તો તેના ખીલતા શરીરનો ધીમે ધીમે સંકોચ થતો જાય છે અને એમ કરતાં કરતાં અસલની સંસ્કૃતિ વગરની અવસ્થાએ ફરીથી તે જઈ પહોંચે છે

રાજા એ રૈયતનો પિતા છે અને રૈયતને તેણે પુત્રવત્ ગણવી જોઈએ રૈયતે પણ રાજાને સન્માન આપી તેની આજ્ઞાનું પાલન કરવુ જોઈએ. રાજાએ પ્રજાના કલ્યાણ તરફ દૃષ્ટિ રાખીને નિષ્પક્ષપાતપણે રાજ્ય કરવુ જોઈએ જે નિયમ દરેક કુટુંબને લાગુ પડે છે તેજ નિયમ સમાજને પણ લાગુ પડે છે, કારણ કે સમાજ પણ ભિન્ન ભિન્ન કુટુંબોનો સમુદાયજ છે "**प्राप्ते तु षोडशे वर्षे पुत्रमित्र समाचरेत्**" જેમ પુત્ર સોળ વર્ષનો થતા પિતાએ તેની સાથે મિત્રભાવે વર્તવુ જોઈએ, તેમ પ્રજાની બુદ્ધિનો પણ અમુક દરજ્જે વિકાસ થતા રાજાએ પણ તેની સાથે સમાન વ્યવહાર કરવો જોઈએ શુ મનુષ્યસમાજ હમેશા બાળકની બાળકજ રહે છે? શુ તે કદિ યૌવનમા આવતીજ નથી? ઇતિહાસ સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે અમુક વખતે દરેક સમાજ પુખ્ત વયે પહોચે છે અને તે વખતે તેને યોગ્ય સ્વાતંત્ર્ય નથી મળતું તો રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે ભયંકર ઝગડો ઉત્પન્ન થાય છે આ ઝગડામાં પ્રજા પક્ષની ફતેહ ઉપરજ તેના જીવનનો, તેની વિસ્તૃતિનો અને તેની સંસ્કૃતિનો આધાર રહે છે સમાજમાં મોટા પરિવર્તનો ઉત્પન્ન કરનાર પ્રસંગો હિન્દુસ્તાનમાં પણ વારવાર બનતા આવ્યા છે, પણ અહીંયાં તે પ્રસગોની ઉત્પત્તિ ધર્મદ્વારા થાય છે, કારણ કે ધર્મજ હિન્દુસ્તાનનું જીવન છે. ધર્મ એજ આ દેશની ભાષા અને તેની તમામ પ્રવૃત્તિઓની ચાવી છે ચાર્વાક, જૈન, બૌદ્ધ, શંકર, રામાનુજ, કબીર, નાનક, ચૈતન્ય, બ્રહ્મસમાજ, આર્યસમાજ—આ દરેક સરિતાના પૂરમાં ધર્મનુ વેગભર્યું, ઉછળતું, ઘુઘવતુ પૂર જોસભેર બહાર નીકળે છે, દેશને હલાવી નાખે છે અને તેની પાછળ સમાજની જરૂરિયાતોને પૂરી કરવાની હીલચાલો ઉભી થાય છે. જો કશા અર્થ વગરના અમુક મંત્રો બબડી જવાથીજ તમામ મનકામના પૂર્ણ થઇ શકતી હોય, તો પછી મુશ્કેલીઓ સામે બાથ ભરવાની અને પરિશ્રમ ઉઠાવવાની વૃત્તિ કોઇને ઉદ્ભવેજ નહિ કોઇ પણ જનસમાજમા આવી અત્યંત અપકારક અને વિષમય માન્યતા એકવાર પ્રવેશ કરવા પામે છે એટલે ધીમે ધીમે તે સમાજ ચેતનહીન બનતી જાય છે. તેની પ્રવૃત્તિઓ બંધ થવા માંડે છે અને અંતે તે નિસત્ત્વ બનીને

મૃત્યુને શરણ થઈ જાય છે. હિન્દુસમાજને આવા પ્રકારના વિનાશમાથી બચાવી લેવાનેજ ચાર્વાકે પોતાની તીખી ચાબુક લગાવી હતી અને પચ ઇન્દ્રિયોવડે અનુભવી ન શકાય એવા કોઇ પણ પદાર્થનુ અસ્તિત્વ સ્વીકારવાની દૃઢપણે ના પાડી હતી જ્યારે સમગ્ર હિન્દુપ્રજા પશુયજ્ઞ અને બીજી અનેક પ્રકારની યજ્ઞયાગાદિ ક્રિયાઓના અસહ્ય બોજા નીચે કચરાઇ જઇને છેક નિર્માલ્ય નિસત્વ બની જતી હતી, તે વખતે શુદ્ધ આચાર વિચાર અને ઉમદા ધાર્મિક તત્ત્વો ઉપર રચાયલા જૈન ધર્મે દેશમા મહાન્ પરિવર્તન ઉપજાવ્યુ ન હોત તો આપણા પૂર્વજોની કેવી દુર્દશા થઇ હોત ? વળી પ્રતિષ્ઠાવાન્, સત્તાવાન ઉચ્ચ વર્ણના લોકોના જુલમ નીચે કચરાતા કરોડો નીચ વર્ણના લોકોનો બૌદ્ધ ધર્મ સિવાય બીજુ કોણ ઉદ્ધાર કરી શકત? સમય જતા એજ બૌદ્ધ ધર્મમાં તેના સર્વ દેશીયપણાને લીધે અનેક અસભ્ય, અનાર્ય પ્રજાઓ ભળી ગઇ અને તેમણે શુદ્ધ બૌદ્ધ ધર્મમા ઘણીજ ભયકર, બીભત્સ, અશ્લીલ ક્રિયાઓ દાખલ કરી પરિણામે આ પિશાચવત્ લોકોના ભયકર પદાઘાતથી સમગ્ર ભારતવર્ષ કપાયમાન થઇ ગયો ત્યારે શકરાચાર્ય અને તેમના પછી રામાનુજ પ્રકટ થયા, અને તેમણે સમાજને અસલની સુસ્થિતિએ ફરીથી લઇ જવાનો બનતો પ્રયત્ન કર્યો તેમના પછીના યુગમાં એટલે મુસલમાન રાજ્યકર્તાઓના સમયમા કબીર, નાનક અને ચૈતન્યનો, અને ઓગણીશમા શતકમાં આર્યસમાજ તેમજ બ્રહ્મોસમાજની સ્થાપના ન થઇ હોત તો ભરતખડમાં હિન્દુઓ કરતાં ખ્રિસ્તિ અને મુસલમાનોની સખ્યા ઘણીજ વધી જાત એમાં બિલકુલ શક નથી.

અનેક જૂદા જૂદાં તત્ત્વોના બનેલા શરીરને માટે અને વિચારોના અનત તરગોને પ્રેરનાર મનનેમાટે પૌષ્ટિક આહાર ઘણોજ જરૂરનો છે, છતાં જે ખોરાક શરીરને નિભાવવા અને મનને મજબૂત કરવામાટે ખાવામાં આવે તે ખોરાકનું જો બરાબર રીતે પાચન ન થાય, તો શરીરના અવયવોની ક્રિયાઓમા ઉલટો વિક્ષેપ આવે છે અને તેજ ખોરાક પ્રાણઘાતક વિષતુલ્ય બની જાય છે

સમષ્ટિના જીવનમા "વ્યક્તિના જીવનનો સમાવેશ થાય છે અને સમષ્ટિના સુખમાજ વ્યક્તિનુ સુખ રહેલુ છે સમષ્ટિમાથી તદ્દન અલગ અને નિર્લેપ રહી શકે એવી કોઇ વ્યક્તિની કલ્પના અસભવિત છે" આ એક સનાતન સત્ય છે અને એના ઉપર વિશ્વ ટકી રહ્યુ છે અનત સમષ્ટિની સાથે સકડાઇને સર્વની સાથે ધીરેધીરે પ્રગતિ કરવી, સર્વની સાથે પૂર્ણ એકતા અનુભવવી, સર્વ પ્રત્યે નિરતર અતકરણપૂર્વક સહાનુભૂતિ રાખવી, તેમના સુખે સુખી અને દુખથી દુખી થવુ એજ વ્યક્તિનુ કર્તવ્ય છે કર્તવ્ય છે એટલુજ નહિ પણ એ કર્તવ્યનુ જો પાલન કરવામાં ન આવે તો તેનો જરૂર વિનાશ થાય છે, અને પાલન કરવાથી તેને અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. કુદરતનોજ આવો નિયમ છે અને કુદરતની આખમાં કોઇનાથી ધૂળ

નાખી શકાય એમ નથી. સમાજને લાંબા વખતસુધી ભોળવી ઠગી શકાતી નથી. સમાજના બહારના થર ઉપર કાદવ કચરાના કદાચ ઢગના ઢગ જામી ગયા હોય તોપણ છેક ઊંડાણમાં તો વિશ્વવ્યાપી પ્રેમ અને સહાનુભૂતિનાં બળવાન આંદોલન ઉત્પન્ન કરનારો સમાજનો આત્મા તો હમેશાં જ્વલતજ હોય છે. પૃથ્વીની માફક સમાજ પણ ધીરજ રાખીને અમુક સમયસુધી અત્યાચાર ઉપર અત્યાચાર સહન કર્યા કરે છે, પણ આખરે લાંબી મુદત પછી પણ જાગૃત તો થાય છેજ; અને જાગૃતિ થવાની સાથેજ સમાજમાં એવું અદ્‌ભુત બળ પ્રકટે છે કે જેના આઘાતથી લાખો વર્ષથી સ્વાર્થપરાયણ નીતિને લીધે જામી ગએલા કચરાને એક સપાટાની સાથે દૂર ફેંકી દે છે.

આ મહાન્ સત્યની આપણે ઉપેક્ષા કરતા આવ્યા છીએ. આપણી ભૂલને માટે આપણે હજારોવાર ઠોકરો ખાઇએ છીએ તોપણ આપણી મૂર્ખતા અને જડતા ઘણી ગાઢ થઇ ગઇ છે અને આપણી નીચ વૃત્તિઓદ્વારા તેમને પુષ્ટિ મળતાં આપણે એ સત્યને આપણા પગ તળે દબાવી રાખીએ છીએ સમાજને ઠગવાનો આપણે પ્રયત્ન કરી જોયો, પણ તેમ કરવા જતાં આપણે પોતેજ ઠગાયા એવો આપણને હજારો વખત અનુભવ થયો, તોપણ હજી આપણે એનો એજ અખતરો ફરીથી કરવા સંકોચાતા નથી ખુદ કુદરતને છેતરવાને આપણે મથીએ છીએ એ કેટલી મૂર્ખાઇ છે? આપણી પોતાનીજ જાતને પોષવી અને આપણા એકલાનાજ સુખમાટે યત્ન કરવો એમાજ જિંદગીની સાર્થકતા રહેલી છે, એવું આપણે આપણી સંકુચિત ભાવનાને લીધેજ માની બેઠા છીએ

જ્ઞાન વિદ્યા, ધન, બળ, અધિકાર અને એ સિવાય જે કાંઇ કુદરત આપણને પ્રાપ્ત કરાવે છે અથવા પ્રાપ્ત કરવાનો સુયોગ મેળવી આપે છે, તે વખત 'આવે લોકહિતમાટે વ્યય કરવા સારૂજ આપણને મળ્યા છે એમ સમજવું જોઇએ આપણે આ મહત્વની વાત ભૂલી જઇને કુદરતે આપણને સોંપેલી થાપણ ઉપર " મારી એકલનીજ " એવો સિક્કો લગાવી દઇએ છીએ અને તેમ કરતાની સાથેજ આપણા વિનાશના બીજ આપણે હાથેજ વાવીએ છીએ.

રાજા આખી પ્રજાના સમગ્ર બળનું મધ્યબિન્દુ છે, પણ તેમાંથી જે બળનો સંચય કરવામા આવ્યો છે તેમાં વધારો કરીને પોતાને મળ્યું તે કરતા હજારગણું વધારીને પ્રજાના કલ્યાણને માટે ખર્ચવા અને આખી પ્રજામાં વહેંચી નાખવામાટે તેણે તત્પર રહેવું જોઇએ, પણ તેમ ન કરતાં રાજકર્તાઓ અભિમાનથી આંધળા બની જઇ પોતાને દેવતુલ્ય માને છે, અને *વેન રાજાની માફક લોકો તરફ તિરસ્કા-

* વેન રાજાની કથા ભાગવતમાં છે એ રાજા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ કરતા પોતાને શ્રેષ્ઠ માનતો હતો અને પ્રજા પાસે દેવોને ઠેકાણે પોતાનું પૂજન કરાવતો

રની નજરથી જોઇને એમજ માની લે છે કે તેઓ તો રાજાના ચરણુમાં આળોટ-નારા કંગાલ જીવડાઓજ છે. રાજાની ઇચ્છા—પછી તે વાજબી હોય કે ગેરવાજબી હોય પણ તેની સામે થવું એ પ્રજાને માટે મહાન્ પાતક છે, એ સૂત્ર પણ રાજાઓ રૈયત પાસે પળાવે છે પરિણામે તેઓ રૈયતના પાલક પિતા મટી જઇ રૈયતને રેસી નાખ-નાર બને છે રૈયતને પોષવાને બદલે તેઓ તેનું રુધિર ચૂસનારા થાય છે જો પ્રજા નિર્બળ અને ચેતન વગરની હોય તો રાજાનો અત્યાચાર તે મૂગે મોડે ખમી રહે છે, અને પરિણામે રાજા અને પ્રજા બેઉની ક્રમશ અવનતિ થવા માંડીને બને દુર્દશાની નીચામાં નીચી પાયરીએ જઇ પહોચે છે, અને છેવટે અન્ય બળવાન પ્રજાનો સહે-લાઇથી શિકાર થઈ પડે છે, પણ જો પ્રજા સ્વમાનવાળી અને બળવાન હોય તો રાજા અને પ્રજા વચ્ચે ભયંકર કલહ ઉત્પન્ન થઇને રાજાના અત્યાચાર સામે પ્રજા એવો તો જોસભેર પ્રત્યાઘાત કરે છે, કે તેના આચકાની સાથેજ રાજાનો મુકુટ, રાજ-દંડ અને રાજછત્ર કાગળના રમકડાની માફક ઉડી જઈ પ્રાચીન વસ્તુઓના સંગ્રહ-સ્થાન સિવાય બીજે શોધ્યાંએ જડતાં નથી.

રાજા અને પ્રજાના કલહને પરિણામે અથવા રાજાના અત્યાચારના પ્રત્યાઘાત-રૂપે વૈશ્ય વર્ગની અત્યંત બળવાન શક્તિનો જન્મ થાય છે એ શક્તિના એક ભ્રૂક્ષેપ-થીજ રાજાધિરાજો સિંહાસન ઉપર બેઠેલા હોવા છતાં ભયથી થરથર ધ્રૂજી ઉઠે છે એ વૈશ્ય વર્ગના હાથમાં એક સુવર્ણપાત્ર હોય છે, તે લેવાની આશાએ રાજાઓ તેમજ નિર્ધન માણસો દીનતાપૂર્વક તેમનું અનુસરણ કરે છે, પણ બેઉમાંથી એકેના મનોરથ ફળતા નથી

બ્રાહ્મણો કહે છે કે, "જ્ઞાન એ સર્વોત્તમ બળ છે, અને અમે જ્ઞાનના ભંડાર છીએ, માટે સમાજે અમારી આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ " અલબત્ત, કેટલાક કાળસુધી તો બરાબર ઉપર કહ્યું તેમજ ચાલતું આવ્યું, પણ પછી ક્ષાત્રબળનો ઉદય થયો. તેમણે કહેવા માંડયું કે—" અરે બ્રાહ્મણો ! અમે ક્ષત્રિઓ અમારા શસ્ત્રવડે તમારૂ રક્ષણ કરતા ન હોત તો તમે જગતમાં જીવતા પણ રહ્યા હોત ખરા કે? માટે સર્વો-પરિપણું તો અમારૂજ હોવું જોઇએ, તમારૂં નહિ " એમ કહેતાંની સાથેજ તેમની ઝણઝણાટ કરતી તલવાર મ્યાન બહાર નીકળીને ઝણકવા લાગી તે જોતાંની સાથેજ સમાજે અવનત મસ્તકે તેનું સર્વોપરિપણું મંજૂર રાખ્યું, અને વિદ્યાના ઉપાસકો (પુરોહિતો) તો સર્વથી પહેલાજ રાજસત્તાના ઉપાસકો બની ગયા ત્યારપછી

હતો. ઋષિઓએ એની પાસે જઇને આવા મિથ્યાભિમાનનો ત્યાગ કરવાને ઘણો ઉપ-દેશ આપ્યો હતો, પણ તેણે સર્વનું અપમાન કર્યું અને આજ્ઞા કરી કે મારૂજ પૂજન કરો. આથી ઋષિઓના શાપાગ્નિથી તે બળીને ભસ્મ થઇ ગયો હતો

વૈશ્યોના પ્રાબલ્યનો જમાનો આવ્યો. તેઓ કહેવા લાગ્યા કે, " તમે બેઉ મૂર્ખ છો ! જેને તમે સર્વવ્યાપક તેજોમય દેવતા કહો છો તે જ્યોતિર્મય અને સર્વ શક્તિમાન્ સુવર્ણ દેવતા તો અમારાજ હાથમાં છે. જુઓ, તેની કૃપાથી અમે પણ તેના જેટલાજ શક્તિવાન્ છીએ. અરે બ્રાહ્મણો ! સુવર્ણ દેવના પ્રતાપવડે અમે તમારૂં જ્ઞાન, વિદ્યા, તપ, ધ્યાન બધુએ ખરીદી લઇશુ અરે રાજાઓ ! અમારા ઇષ્ટદેવ સુવર્ણની કૃપાના બળવડે તમારા શસ્ત્ર, તમારૂ શૌર્ય, તમારૂ રણકૌશલ્ય એ બધાં અમારી સેવામાં, અમારા મનોરથને પૂર્ણ કરવામા વપરાવા લાગશે. જુઓ આ અમારાં વિશાળ અને ધમધોકાર કામ કરતા કારખાના ! એ અમારા મધપૂડા છે શૂદ્રોરૂપી લાખો કરોડો મધમાખીઓ નિરંતર પરિશ્રમ કરીને અમારા મધપૂડાઓને મધથી પરિપૂર્ણ કરે છે એ મધ ઉપર કોનો અધિકાર છે તે તમે જાણો છો ? એ મધ અમારૂજ છે—અમે અમારાજ ઉપયોગ અને લાભ માટે મધપૂડામાથી મધનુ એકે એક ટીપુ નીચોવી લઇશુ "

બ્રાહ્મણો અને ક્ષત્રિઓના ઉદયકાળમાં જ્ઞાન અને સસ્કૃતિનો બહોળો ફેલાવો થવા પામ્યો હતો, તેવી રીતે વૈશ્યોના ઉદય કાળમા સ્વાભાવિકરીતે ધનનો પુષ્કળ જમાવ થતો જાય છે વૈશ્યોની સત્તાની મૂળ ચાવી સુવર્ણમુદ્રામા રહેલી હોય છે. તેના ખણખણાટમાં એવી અજબ મોહિની રહેલી છે કે ચારે વર્ણના લોકો તેનાથી મત્રમુગ્ધ બની જાય છે વૈશ્યોને હમેશાં દહેશત એટલીજ રહે છે કે રખેને બ્રાહ્મણવર્ગ તેમની દોલત—જે તેમનુ સર્વસ્વ છે તે ઠગી ન લે અથવા ક્ષત્રિઓ તેમના શસ્ત્રબળથી ઝુટવી ન લે આથી કરીને આત્મસરક્ષણ કરવાના હેતુથી સઘળા વૈશ્યો એકદિલથી વર્તે છે દેશની સઘળી દોલત તેમનાજ હાથમા હોય છે. બીજાઓને નાણુ ધીરીને તેમની પાસેથી જે આકરા વ્યાજ તેઓ ઉપજાવે છે, તે જાણે તેમના હાથમાં એક ભયકર શસ્ત્ર હોય તેમ જાણી સઘળા તેમનાથી ડરતા રહે છે પૈસાના બળવડે વૈશ્યો રાજસત્તાને પણ અકુશમા રાખે છે પોતાની દોલતને વધારવાના પ્રયાસમાં રાજસત્તા અતરાય ન નાખે તે માટે વૈશ્યો હમેશા સાવધાન રહે છે, છતા રાજસત્તા ક્ષત્રિયોના હાથમાથી ખસીને શૂદ્ર વર્ગના હાથમાં જાય આવુ વૈશ્યો કદિ પણ ઇચ્છતા નથી

એવો એક પણ દેશ નથી કે જ્યાં આ વૈશ્યોએ પગપેસારો ન કર્યો હોય. તેઓ પોતે તો તત્ત્વજ્ઞાનરહિત હોય છે અને વ્યાપાર ચલાવવામા નિરતર મશગૂલ રહે છે, તોપણ તેઓ દ્વારા જ્ઞાન, વિદ્યા, કળા અને સસ્કૃતિ એક દેશમાથી બીજા દેશમા જવા પામે છે. બ્રાહ્મણો અને ક્ષત્રિયોના આધિપત્યના યુગમાં સમાજના આંતર ભાગમાં જે વિદ્યા, કળા, જ્ઞાન, અને સસ્કૃતિનો જમાવ થયો હતો, તે હવે વ્યાપારના રાજમાર્ગદ્વારા દુનિયાના એકેએક વ્યાપારના સ્થળમાં વહેચાવા લાગ્યાં છે.

વૈસ્ય વર્ગની ઉન્નતિ ન થઇ હોય તો એક દેશની સસ્કૃતિ, કળા, વિલાસની સામગ્રીઓ, ખાદ્ય પદાર્થો, એ સર્વને બીજા બીજા દેશમાં કોણ લઇ જાત?

પણ જેમના પરિશ્રમ ઉપર બ્રાહ્મણોનુ જ્ઞાન, ક્ષત્રિઓનુ શૌર્ય અને વૈશ્યોની સમૃદ્ધિ એકસરખીરીતે આધાર રાખે છે તે શૂદ્ર વર્ગની શી સ્થિતિ છે? જેઓ સમાજનુ પ્રધાન અગ છે છતાં હમેશાં દરેક દરેક દેશમાં "અધમ જાતિના" જ ગણાતા આવ્યા છે, તેમનો ઇતિહાસ શુ કહે છે? જે જ્ઞાન ઉપર ઉચ્ચવર્ણના લોકોનોજ અધિકાર છે તે જ્ઞાન મેળવવા શૂદ્રો પ્રયત્ન કરે તો તેવા ગભીર અપરાધને માટે "તેમની જીભ કાપી નાખવી અથવા તેમના માસનું છેદન કરવુ." એટલી માત્ર નજીવી શીક્ષા દયાળુ હૃદયની (!) હિન્દુસમાજે જેમને માટે ઠરાવી છે તે હિદુસ્તાનના "હાલતાં ચાલતાં મુડદાં" અને અન્ય દેશના "ભારવાહી પશુઓ"–તેમની શી અવસ્થા છે? હિદુસમાજની પોતાનીજ હાલ કેવી દુર્દશા થએલી છે? શૂદ્રોની વાત એક બાજુએ મૂકીએ પણ તેમના બ્રાહ્મણો,–અધ્યાત્મવિદ્યાના ભડારરૂપ બ્રાહ્મણોજ આજે ક્યાં છે? આજે તો હિદુસ્તાનના ગુરુઓના સ્થાન ઉપર યુરોપીઅન પડિતો બિરાજે છે, અને ક્ષત્રિઓને ઠેકાણે અગ્રેજ અમલદારો છે અને વૈસ્ય પણ જેમની રગેરગ વાણિજ્ય વૃત્તિથી ભરપૂર છે એવા અગ્રેજ વ્યાપારીઓજ છે! તેથી કરીને હિદુસ્તાનમા તો માત્ર શૂદ્રોજ–"ભારવાહી પશુઓ" જ રહેલા છે ઘોર અધકારનો અભેદ્ય પડદો સર્વના ઉપર સરખીરીતે પથરાઇ રહ્યો છે દેશમા નથી આત્મશ્રદ્ધા, નથી દૃઢ આગ્રહ, નથી સાહસિકતા અને નથી વીર્ય અને પરાક્રમ. શરીર અને મન બેઉ નિર્બળ, નિ સત્ત્વ બની ગયાં છે અન્ય પ્રજાના અપમાન અને તિરસ્કારને બધાએ ઘોળી પીધા છે. તેમની સ્વમાનની લાગણી બહેરી થઇ ગઇ છે પરાધીનતા અને દાસત્વ તેમને લેશમાત્ર પણ ખૂચતા નથી તેમના હૃદયમા પ્રેમ, શ્રદ્ધા અને પુરુષત્વનો છાંટો સરખો પણ નથી આખો દેશ નિર્જીવ, મૃતદેહસમાન બની ગયો છે માત્ર રહ્યા છે એક બીજાની પ્રબળ ઇર્ષ્યા અને અદર અદરનાં વેર ઝેર તથા આડે અવળે રસ્તે એક બીજાનુ નિકદન કહાડવાની વિષમય નીચવૃત્તિ, અને કૂતરાની માફક બળવાન વ્યક્તિના પગ ચાટીને ખુશામત કરવાની પામરતા!! સડી ગએલા પાણીમા જેમ લીલ બાઝે તેમ સડી ગએલી હિદુસમાજમા આ કોહવાણનો થર જામી ગયો છે હવે તો પોતાની દોલત અને સત્તાથી બીજાને આંજી નાખવાનો પ્રયત્ન કરવામાંજ ઉચામાં ઉચી અભિલાષાની તૃપ્તિ મનાય છે, પોતાની ઇચ્છાઓને તૃપ્ત કરવામાજ ભક્તિની સીમા આવી રહી છે, ક્ષણિક પદાર્થોનો સચય કરવામાંજ ડહાપણ મનાય છે, ભ્રષ્ટ અને ભયકર ક્રિયાઓમાંજ યોગસિદ્ધિનો સમાવેશ થાય છે, બીજાઓનુ દાસત્વ કરવુ એજ કર્તવ્ય મનાવા લાગ્યુ છે, પરદેશીઓની વાંદર નકલ કરવી એજ સસ્કૃતિની નિશાની મનાય છે, ગાલિપ્રદાન કરવાની કુશળતામાંજ વક્તા-

ની વક્તૃત્વશક્તિ અને શ્રીમંતોની હદ ઉપરાંતની ખુશામત કરવામા અથવા નીતિ ભ્રષ્ટ અને બીભત્સ વર્ણનો કરવામાજ સાહિત્યવિશારદ સાક્ષરોની કુશળતા અંકાય છે ! જ્યા દેશમાં આવીજ વસ્તુસ્થિતિ છે ત્યાં પછી શૂદ્રવર્ગની તો વાતજ શી કરવી? આખી પ્રજાજ શૂદ્રની પંક્તિએ પહોચી ગઇ છે! બીજા દેશોના શૂદ્રો હવે જરા તરા જાગૃત થવા લાગ્યા છે, પણ તેમને હજી જોઇએ તેવી કેળવણી મળી નથી અને પરસ્પર વૈરભાવ જે શૂદ્રવર્ગનો એક સામાન્ય દોષ છે તેમાથી તેઓ મુક્ત થયા નથી. તેમની સંખ્યા બીજી વર્ણો કરતા વધારે છે, પણ તેથી શું થયું ? જે સંપના બળથી દશ માણસો એક લાખ માણસોનું બળ દાખવી શકે છે તે સંપ હજી તેમનામાં નથી આવ્યો અને તેથી તેઓ કુદરતના નિયમ મુજબ બીજાનાજ અધિકાર નીચે રહેવાને લાયક ઠરે છે

પણ હજી તેમને માટે આશા છે જમાનાની પ્રબળ અસરને લીધે બ્રાહ્મણો તથા બીજી ઉચ્ચ જ્ઞાતિઓ અવનત થતી થતી શૂદ્રોની કોટિએ પહોંચવા લાગી છે, અને શૂદ્રો પોતે ધીરે ધીરે ઉન્નત થતા જાય છે જે યુરોપમા એકવાર રોમન બાદશાહોથી પદદલિત થએલા શૂદ્રોજ વસતા હતા તેજ યુરોપ આજે વૈશ્ય અને ક્ષાત્રભાવથી પરિપૂર્ણ થઇ ગયો છે. ચીન જે એકવાર અત્યંત બલિષ્ઠ હતું તે આપણી નજર આગળજ ઝપાટાબંધ શૂદ્રની અવસ્થાએ પહોચતુ જાય છે જ્યારે થોડાં વર્ષ અગાઉનુ કશા હિસાબ વગરનુ જાપાન ઝપાટાબંધ ઉંચે ચહડતુ જાય છે અને શૂદ્રત્વને ફેંકી દઇને બ્રાહ્મણ, ક્ષત્રિયોના ગુણ ધારણ કરતુ જાય છે વર્તમાન ગ્રીસ અને ઇટાલી પણ લાંબી ઉંઘ લીધા પછી જાગૃત થઇને ક્ષાત્રભાવ બતાવવા લાગ્યા છે અને સ્પેન, તુર્કસ્તાન તથા બીજા કેટલાક દેશો ઘણો વખત પ્રભાવ બતાવીને હવે નમતુ પાસુ કરવા લાગ્યા છે આ બધા બનાવો વિચાર કરવા જેવા છે.

છતા ભવિષ્યમા એવો વખત આવી પહોંચશે કે જ્યારે આખો શૂદ્ર વર્ગ પોતે શૂદ્ર રહીનેજ ઉન્નત થવામાટે જોર કરશે, એટલે કે હમણા જેમ કોઇ કોઇ શૂદ્રો વૈશ્ય કે ક્ષત્રિયના ગુણ સંપાદન કરીને ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરે છે તેમ નહિ, પણ તમામ દેશના શૂદ્રો-વૈશ્ય અને ક્ષત્રિયોના ગુણ ધારણ કર્યા વગર માત્ર પોતાના શૂદ્રત્વના બળ વડેજ-સમાજમા નિરંકુશ અધિકાર ભોગવતા થશે આ ઉગતી સત્તાના પહેલા કિરણનો ઉજાશ તો પાશ્ચાત્ય દેશોમા ચમકારા મારવા લાગ્યોજ છે, અને નવા સંજોગોનું પરિણામ શુ આવશે તે પ્રશ્ને ત્યાંના વિચારકોને ગૂચવાડામાં નાખ્યા છે જે મહાન્ સામાજિક પરિવર્તન ભવિષ્યમા થનાર છે તેની આગાહીનુ સૂચન કરનાર [1]સોશિયા-

[1] મનુષ્ય માત્રની દોલતની સરખી વહેંચણી કરીને ગરીબ અને તવંગરનો ભેદ ભૂંસી નાખવો, અને મનુષ્યમાત્રની સમાનતાને વ્યાવહારિક સ્વરૂપ આપવુ એ આ મંડળનો હેતુ છે

લિઝમ ²ઍનાર્કિઝમ અને ³નિહિલિઝમ વગેરે બળવાન મંડળોએ દર્શન આપવા માંડયું છે. જમાનાના જમાના થયાં શૂદ્રવર્ગ ઉપર એવુ અસહ્ય દબાણ કરવામા આવ્યુ છે કે તેને પરિણામે તેમનુ મનુષ્યત્વ નીચોવાઈ ગયું છે, તેઓ છેક્જ દીન અને પામર બની ગયા છે તેઓ કાં તો કૂતરાની માફક ઉચ્ચવર્ણના લોકોના પગ ચાટીને તેમની ખુશામત કરે છે, અથવા તો તેમની સામા થઈને છેક નિષ્ઠુર પશુના જેવુ આચરણ કરે છે. તેની મહેચ્છાઓ અને તેમના અભિલાષોને કદિ પણ ઉત્તેજન મળ્યુ નથી તેમને હમેશા નાસીપાસ કરીને ઉતારી પાડવામા આવ્યા છે, તેથી કરીને સ્વાભાવિક રીતેજ તેમનામા દૃઢ આગ્રહની અને પોતાના કાર્યમાં અંતસુધી મંડ્યા રહેવાની ટેવની ખામી છે

પાશ્ચાત્ય દેશોમા કેળવણીનો ઘણો પ્રચાર થયો છે, તોપણ હજી શૂદ્રોની ઉન્નતિ કરવાના માર્ગમાં અનેક પ્રકારની અડચણો છે સૌથી મોટી અડચણ તો એ છે કે અમુક પ્રકારના ગુણદોષ વંશપરંપરાથી વધારે ઓછા પ્રમાણમા ઉતરી આવે છે તે ધોરણે ત્યા જ્ઞાતિઓ મુકરર થાય છે. અમુક માણસ અમુક વર્ગમા જન્મ્યો તેથીજ કરીને તેનામા અમુક ગુણ અથવા દોષ હોવા જોઇએ એવી માન્યતાના આધારે અસલના જમાનામાં આપણા દેશમા જ્ઞાતિઓનુ બંધારણ બંધાતુ હતુ, તેથી બિચારા શૂદ્રોના હાથપગ બંધાઇ જતા હતા. તેમને ધન પ્રાપ્તિ કરવાની, ઘટતુ જ્ઞાન મેળવવાની અને કેળવણી લેવાની લેશમાત્ર પણ તક આપવામાં આવતી નહિ તે ઉપરાંત તેમને એક ખાસ ગેરલાભ એ થતો કે જ્યારે જ્યારે શૂદ્રવર્ગમાથી કોઈ અસાધારણ બુદ્ધિ અથવા શક્તિસંપન્ન પુરુષો ઉત્પન્ન થતા, ત્યારે ત્યારે ઉચ્ચ વર્ણના સત્તાવાન અને પ્રતિષ્ઠાવાન લોકો તેવા માણસોને મોટી મોટી પદવીઓથી નવાજી નાખતા અથવા તો તેમને પોતાની શ્રેણીમાજ લઈ લેતા આથી કરીને તેમની દોલતનો તથા તેમના બુદ્ધિબળનો લાભ તેમની જ્ઞાતિના શૂદ્રોને નહિ, પણ તેમનુ અશુભ કરનારા અન્ય જ્ઞાતિના મનુષ્યોનેજ મળતો, અને બિચારા શૂદ્રો તો હતા તેવીને તેવીજ હાલતમા રહેતા આ અન્યાય આટલેથીજ અટકતો ન હતો, પણ ઉચ્ચ વર્ણમાંથી હલકા અને સમાજના કચરા જેવા માણસોને બહિષ્કૃત કરીને શૂદ્રોની પંક્તિમા ધકેલી મૂકવામા આવતા આથીકરીને શૂદ્ર વર્ગમા તો અધમ માણસોનોજ વધારો થયા કરતો

શૂદ્રોની કોટિમાંથી ઉચ્ચ વર્ણમા દાખલ થયા હોય અને સમાજમા અત્યંત માનનીય સ્થાન ભોગવતા હોય એવા અનેક દાખલા પુરાણ, મહાભારત વગેરે પ્રાચીન

૨–૩ રાજકર્તાઓ તથા તેમના અમલદારોના ખૂન કરવા અને તેમ કરીને પ્રજાને ભયમુક્ત કરવી એ આ બેઉ મંડળોનો ઉદ્દેશ છે રૂશિયામા નિહિલઝમ પક્ષ ઘણો બળવાન છે

ઇતિહાસગ્રંથોમાંથી મળી આવે છે. [1]વસિષ્ઠ [2]નારદ, [3]સત્યકામ, જાબાલ, [4]વ્યાસ, [5]કૃપાચાર્ય, [6]દ્રોણ, [7]કર્ણ અને બીજા અનેક પુરુષોનો જન્મ કાં તો હલકી કોમમાં થયો હતો, અથવા તેમનાં માબાપજ જાણ્યામા ન હોવાથી તેમનાં જ્ઞાન અથવા શૌર્યને લીધેજ તેમને બ્રાહ્મણ અથવા ક્ષત્રિયની પંક્તિમાં બેસાડવામાં આવ્યા હતા, પણ તેમની અંગત ઉન્નતિ થવાથી વારાંગના, દાસી, માછી કે સારથીના વર્ગને લાભ થયો હોય એમ જણાતુ નથી વળી પદચ્યુત થએલા બ્રાહ્મણો, ક્ષત્રિઓ અને વૈશ્યોને શૂદ્રોના વર્ગમાં ઉતારી પાડવામાં આવવાથી શૂદ્રોની સંખ્યામા હલકી પ્રતિના માણસોની ભરતી થયાજ કરતી હતી, અને તેના ઉત્તમોત્તમ માણસો ચાલ્યા જતા.

હાલ એ સ્થિતિ બદલાઈ ગઇ છે. શૂદ્ર માબાપને પેટે જન્મેલો માણસ ગમે તો લક્ષાધિપતિ હોય કે મહાન્ પંડિત હોય, તોપણ તેનાથી શૂદ્રોની પંક્તિમાંથી બહાર ઉંચી ગણાતી જ્ઞાતિઓમાં ભળી શકાતુ નહિ હોવાથી તેનાં જ્ઞાન, બુદ્ધિ અને ધનનો લાભ તેની ન્યાતના લોકોનેજ મળે છે અને તે ન્યાતના શ્રેયને માટેજ તેનો ઉપયોગ થાય છે હિંદુસ્તાનમા ચાલતા વંશપરંપરાગત જ્ઞાતિબંધારણને લીધે કોઈ પણ જ્ઞાતિથી તેની મુકરર કરેલી સીમા ઓળંગાતી નહિ હોવાથી જ્ઞાતિની સાંકડી મર્યાદામા આવેલા લોકોની અવસ્થામા ધીમેથી પણ ચોક્કસપણે સુધારો થવા પામે છે જ્યા સુધી હિંદુસ્તાન જ્ઞાતિનો ભેદ ગણ્યા વગર તમામ રૈયત તરફ સમાન દૃષ્ટિથી જોનાર રાજ્યસત્તાની નીચે રહેશે, ત્યાંસુધી આજ પ્રમાણે હિંદુસ્તાનના નીચલા વર્ગોની હાલત ધીમે ધીમે સુધરતી જશે. સમાજનુ નેતાપણુ ગમે તો વિદ્યાનો ઇજારો રાખનાર બ્રાહ્મણોના હાથમા હોય અથવા તો ધન કે શસ્ત્રોના જોર ઉપર નિર્ભર રહેનારા વૈશ્યો કે ક્ષત્રિઓના હાથમાં હોય, તોપણ પ્રજાકીય બળનો ખરેખરો આધાર તો હમેશા શૂદ્રો ઉપરજ હોય છે જે જ્ઞાતિ સમાજની નેતા હોઇને સત્તાના મૂળરૂપ શૂદ્રોની સાથેનો પોતાનો સંબંધ જેટલા પ્રમાણમાં તોડી નાખે, તેટલા પ્રમાણમા

૧ વસિષ્ઠના પિતા બ્રહ્મા હતા, માતા જાણ્યામાં નથી ૨ નારદની મા પાણીયારી હતી, બાપ જાણ્યામા નથી ૩. સત્યકામ જાબાલની મા પણ જાબાલ નામની એક દાસી હતી અને બાપ કોણ તે જાણ્યામા ન હોવાથી તેના નામની સાથે તેની માનુ નામ લખાય છે ૪ વ્યાસના પિતા પરાશરમુનિ હતા અને મા મત્સ્યગંધા નામની એક માછીની કુમારી કન્યા હતી. ૫. કૃપાચાર્યના પિતા શરદ્વન ગૌતમ નામના ઋષિ હતા અને મા જાનપદી નામની એક દેવી હતી ૬ દ્રોણના પિતા ભરદ્વાજ નામના બ્રાહ્મણ ઋષિ અને માતા એક દેવી હતી ૭ કર્ણની માતા કુંતીએ કૌમાર અવસ્થામાં સૂર્યથી ગર્ભ ધારણ કર્યો હતો અને તરતના અવતરેલા બાળક કર્ણને પાણીમાં ફેંકી દીધો એક સારથીને દયા આવવાથી તેને ઘેર લઇ ગયો અને ત્યાર પછી તે સારથીનાજ ઘરમાં ઉછરીને મોટો થયો.

તે નિર્બળ થયા વગર રહેતી નથી. છતાં વિધિની ક્રૂરતા એવી વિચિત્ર છે અને માયાની મોહજાળ એવી અટપટી છે કે તેમની પાસેથી આ સત્તા પરોક્ષરીતે કે અપરોક્ષરીતે, સીધે રસ્તે કે આડે રસ્તે, છળપ્રપંચથી કે જોરજુલમથી કે સ્વેચ્છાથી એકવાર લેવામા આવ્યા પછી સત્તાધારી વર્ગ તે લોકોની અવગણનાજ કરે છે. આ શૂદ્ર વર્ગ જેમની અંદર બ્રાહ્મણોની સત્તાને ઉત્પન્ન કરનારૂ એન્જીન હતુ, તેમનાથી જ્યારે વખત જતા બ્રાહ્મણો તદ્દન વિમુખ થઇ ગયા ત્યારે એજ શૂદ્રોના બળથી બળવાન થએલા ક્ષત્રિઓએ તેમની સત્તાને ઉથલાવી નાખી, પછી એજ ક્ષત્રિયોએ પોતાને સંપૂર્ણ રીતે સ્વતંત્ર માનીને પોતાની અને શૂદ્રોની વચ્ચે નહિ ઓળંગાય એવુ અંતર પાડી દીધુ, એટલે તરતજ તેઓની સત્તાનો પણ ધ્વંસ થયો અને વૈશ્ય-વર્ગ જેમણે શૂદ્રોની સાથે વધારે નિકટનો સહકાર સાધીને શક્તિ સંપાદન કરી હતી, તેમના હાથમા ક્ષત્રિય રાજાઓ પુતળાની માફક નાચવા લાગ્યા છે હવે વૈશ્યોએ પોતાની ધારેલી ઇચ્છા પૂર્ણ કરી છે તેથી તેઓ પણ હવે શૂદ્રોની મદદની વિશેષ દરકાર કરતા હોય એમ લાગતુ નથી, અને તેઓ પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિઓની માફક શૂદ્રોથી અળગા થતા જાય છે આ પ્રમાણે વર્તન કરવાથી વૈશ્યોની સત્તાના પણ ૧ વિનાશનાં બીજ વવાય છે. શૂદ્રજાતિમા તમામ પ્રકારની શક્તિનો ભંડાર છે, તોપણ તેઓમા એક બીજા વચ્ચે એવુ અંતર રહેલુ છે કે તેઓ પોતાના વાજબી હક્ક પણ ગુમાવી બેઠા છે જ્યાસુધી તેમના પરસ્પરના સંબંધ આવા રહેશે ત્યાસુધી તેમની હાલતમા ફેરફાર થઇ શકવાનો નથી

કોઇ કોઇ વખત લોકોને એક બીજા તરફ આકર્ષણ કરનાર અને તેમને સુદૃઢ સમૂહરૂપે બાંધી રાખનાર શક્તિ કાંતો સર્વના ઉપર આવી પડેલી સામાન્ય આપત્તિ-માંથી, અથવા તો અમુક તરફ બધાને એક સરખો ધિક્કાર અથવા પ્રેમ હોય તો તેમાંથી ઉદ્ભવે છે આજ નિયમને વશ થઇને શિકારી જાનવરોના ટોળાં બંધાય છે, અને માણસો પણ પોતપોતાના મંડળો, જ્ઞાતિઓ અથવા પ્રજાઓના રૂપમા જોડાઇને એકત્ર થાય છે પોતાના દેશ અને દેશના લોકો તરફનો અત્યંત પ્રેમ કે જે બીજા દેશના લોકો તરફ કટ્ટા શત્રુત્વરૂપે પ્રકટ થાય છે,—જેમકે ગ્રીસના લોકોનો ઇરાન તરફ, રોમનોનો કાર્થેજ તરફ, આરબ લોકોનો *કાફીર તરફ, સ્પેનના લોકોનો

૧ યુરોપમાં કારખાનાના માલિકો અને મજૂર વચ્ચે કલહની શરૂઆત ઘણા સમયથી થવા લાગી છે. ગુજરાતમાં પણ થોડાજ વખતપર આવાજ પ્રકારનાં ચિહ્નો પ્રકટ થયા હતાં. જે મજુરોના પરિશ્રમથી ધનવાનો ધનવાન બન્યા છે તેજ મજુ-રોના જીવનને સુધારવાનો પ્રયત્ન ધનવાનો નહિ કરે, તો તેમની સત્તાનો પણ નાશ થયા વગર નહિ રહે

* હાલમા એ સંબંધો કેટલાક કારણોને લીધે બદલાયા છે પ્રજાઓના રાજનૈતિક સંબંધ કદિપણ કાયમના રહી શકતાજ નથી ભા. ક.

મૂરલોક તરફ, ફ્રાન્સના લોકોનો સ્પેન તરફ, ઈંગ્લાંડ અને જર્મનીના લોકોનો ફ્રાન્સ તરફ અને અમેરિકાનો ઇંગ્લાંડ તરફ આ પ્રમાણે જે વૈરભાવ જોવામા આવે છે, તેથી શત્રુપ્રજાની સામે યુદ્ધ કરવામાટે દેશમા એવી એકતા ઉત્પન્ન થાય છે કે જેથી કરીને એક પ્રજા બીજી પ્રજા કરતા શ્રેષ્ઠ બની શકે છે.

સ્વાર્થમાથીજ સ્વાર્થત્યાગની ભાવના ઉત્પન્ન થાય છે. એકલુ પોતાનુ હિત જાળવવામાટે પણ સમાજના હિત તરફ દરેકને પ્રથમ નજર રાખવી પડે છે આખી પ્રજાના કલ્યાણમાંજ એકનુ કલ્યાણ છે અને આખી પ્રજાના હિતમાજ દરેક વ્યક્તિનુ હિત રહેલુ છે. ઘણા માણસોના સહકાર વગર કોઈ પણ કાર્ય ભાગ્યેજ સિદ્ધ થઇ શકે આત્મરક્ષણનુ કાર્ય પણ એક બે હાથે થઇ શકતુ નથી પોતપોતાનુ હિત જાળવવામાટે એકબીજાને મદદ કરવાના હેતુથી ઘણા માણસોનુ મ ડળ બ ધાય છે અને તેઓ એકબીજા સાથે સહકાર સાધે છે, એવા દાખલા દરેક પ્રજામા અને દરેક દેશમા જોવામા આવે છે અલબત, સ્વાર્થની મર્યાદા જૂદા જૂદા દેશોમાટે સ કુચિત કે વિશાળ હોય છે એ વાત ખરી છે હિ દુસ્તાનના લોકોને માટે તો અત્યારે ઉંચામાં ઉંચી અભિલાષા અને શ્રેયની ભાવના માત્ર પુષ્કળ છોકરા ઉત્પન્ન કરવામા, ટુકડો રોટલો મેળવવામાં અને ઉંચી ઉંચી ન્યાતના લોકોની ધાર્મિક પ્રવૃત્તિને દખલ ન પહોચે તે વાતની કાળજી રાખવામાજ સમાઈ જાય છે હાલના હિ દુસ્તાનના માણસોને તો આ કરતાં વધારે સારી અભિલાષાની કલ્પના પણ આવી શકતી નથી તેમને મનથી જીવનની ઉંચામા ઉંચી અવસ્થા માત્ર ઉપલીજ બાબતોમા છે.

ભરતખ ડના હાલના રાજ્યત ત્રમા અમુક દોષો છે ખરા, પણ તેની સાથે તેનાથી કેટલાક મહત્ત્વના ફાયદાઓ પણ છે મોટામા મોટો ફાયદો એ છે કે પાટલીપુત્રના મહારાજ્યની પડતી થયા પછી આખા હિ દુસ્તાનપર કોઈ બળવાન રાજકર્તાનો અમલ પ્રવર્ત્યો હોય તો તે માત્ર અ ગ્રેજી રાજ્યના સમયમાજ છે, અને ખાસકરીને વૈશ્ય પ્રજાના આધિપત્ય નીચે હિ દુસ્તાન આવી જવાથી વૈશ્યજાતિને લગતી સ્વાભાવિક, અદમ્ય સાહસિકતાને લીધે જેમ વાણિજ્યના પદાર્થો દુનિયાના એક દેશમાથી બીજા દેશમા જતા આવતા થયા છે, તેવીજ રીતે દુનિયાના જૂદા જૂદા દેશોના વિચારો અને ભાવનાઓ પણ હિ દુસ્તાનની રગેરગમા ઘુસી જવા લાગ્યાં છે. એમાથી કેટલીક ભાવનાઓ અને કેટલાક વિચારો હિ દુસ્તાનને માટે હિતકર છે તો કેટલાક નુકશાનકારક પણ છે, અને કેટલાક વિચારો એવા પણ છે કે જેથી હિ દુસ્તાનના વતનીઓનુ હિત અને આવશ્યકતાઓ પરદેશી પ્રજાથી સમજી શકાયજ નહિ

હાલની અવસ્થામા જે કઇ શુભ અને અશુભ છે તે બન્નેના સમૂહને તપાસી જોતા તેમાંથી હિ દુસ્તાનની ભવિષ્યના જાહોજલાલીનુ ચોક્કસ ચિન્હ નજરે પડે છે એક બાજુએ તેની જૂની પ્રજાકીય ભાવનાઓ અને બીજી બાજુએ તેનામાં બળપૂર્વક દાખલ

કરેલા નવા વિચિત્ર વિચારો. એ બેના વચ્ચે જે આઘાત પ્રત્યાઘાત ચાલી રહ્યા છે તેના સ્વાભાવિક પરિણામરૂપે હિંદુસ્તાન પોતાની લાંબી ગાઢ નિદ્રામાંથી ધીમે ધીમે જાગૃત થતું જાય છે. હિંદુસ્તાનના હાથે ભૂલો તો થવાનીજ ભૂલો થાય તેમાં તેને ઝાઝું નુકશાન પણ નથી. આપણા દરેક કામમા આપણી ભૂલચૂકોજ આપણા ખરેખરા ગુરુઓ છે. જે ભૂલ કરે છે તેજ સત્યના રસ્તા ઉપર જઈ શકે છે. ઝાડ કદિ ભૂલ કરતુ નથી તેમ પત્થર પણ કોઈ પણ પ્રકારની ચૂક કરતો નથી, જાનવરો પણ કુદરતના મુકરર કાયદાઓનો જવલ્લેજ ભગ કરે છે. માત્ર માણસ એકલોજ ભૂલને પાત્ર છે, પણ એ માણસજ એક કાળે ઈશ્વર અથવા ઈશ્વરના અવતારરૂપ ગણાવા લાગે છે જો આઠે પહોરની અને જન્મથી તે મરણ સુધીની આપણી દરેક ક્ષણની પ્રવૃત્તિ, દરેક વિચાર અને એવી તમામ ઝીણી મોટી બાબતો કોઈએ અગાઉથી મુકરરજ કરી દીધી હોય અને એ પ્રમાણે મુકરર કરેલી હદની મર્યાદામાં રહીનેજ આપણે જીવન વ્યતીત કરવાનુ હોય, અને એ નિયમોનો અતિક્રમ કરતા આપણને વારવાને માટે કુદરતના કાયદાની તલવાર હમેશાં આપણે માથે ઝઝુમ્યાજ કરતી હોય, તો તો પછી સ્વતત્રપણે વિચારવા કે કરવા જેવુ કઇ પણ રહે ખરૂ કે? અમુક માણસ બુદ્ધિશાળી અથવા મહાન્ વિચારક શાથી થાય છે? કારણ કે તે વિચાર કરે છે, તર્ક કરે છે અને સકલ્પ કરે છે વિચાર કરવાના. અભ્યાસ વગર બુદ્ધિની ક્ષીણતા થાય છે, તમોગુણ વધે છે, મગજ સુસ્ત અને જડ થઇ જાય છે અને આત્મામા દિનપ્રતિદિન જડતા વધી જતા જડવત બની જવાય છે છતા હિંદુસ્તાનમા દરેક ધર્મગુરુ અને સામાજિક નેતા સમાજને નિયમમાં રાખવામાટે નવા નવા કાયદાઓ અને શાસનો ઘડયાજ કરે છે!! શુ હજી પણ આપણા દેશને માટે પૂરતા નિયમો ઘડાયા નથી? શુ હજી પણ નવા નવા નિયમોની જરૂર છે? ઉલટુ જે નિયમો છે તેજ વધારે પડતા હોઇને તેના દબાણને લીધે પ્રજા કચડાઈ ગઇ છે અને વિનાશ તરફ ધસી જાય છે આમ છતાં કોઇ તેનો વિચારજ કરતુ નથી

જ્યાં રાજસત્તા નિરકુશ અને અમર્યાદિત છે, ત્યા જીતાયલી પ્રજા તરફ રાજ્ય કરનાર પ્રજા એટલો બધો તિરસ્કાર બતાવતી નથી એવા અમર્યાદિત રાજતત્ર નીચે રૈયતના માંહોમાહેના હકની સમાનતા જળવાય છે. રાજસત્તા ઉપર અકુશ મૂકવાનો કે તેના કાર્ય ઉપર શક લાવવાનો કોઇને પણ હક હોતો નથી આથી કરીને બીજી જ્ઞાતિઓ કરતા અમુક જ્ઞાતિ વધારે હક ભોગવે એવો સભવ ઓછો રહે છે, પણ કોઈ જીતાયલી પ્રજા ઉપર પરદેશી પ્રજાસત્તાક રાજ્યનો અમલ હોય અથવા પ્રજાની ઇચ્છાને વશ રહેલા-બધાયલા પરદેશી રાજાનો અમલ હોય તો રાજ્ય કરનાર અને રૈયતની વચ્ચે ઘણુજ મોટુ અતર પડી જાય છે આવા સયોગમાં જીતાયલી પ્રજાને તાબે રાખવામાં રાજ્યની શક્તિ અને સાધનોનો જે વ્યય કરવો પડે છે, તે

ન કરતાં જો તેનો ઉપયોગ જીતાયલી પ્રજાના કલ્યાણ અર્થેજ કરવામાં આવે તો થોડા વખતમાં થોડી મહેનતે પ્રજાનું ઘણું ભલું થઇ શકે. રોમન બાદશાહોના સમયમાં તેમના જીતાયલા દેશો જેટલા સુખી હતા તેટલા તેઓ રોમન પ્રજાસત્તાક રાજ્યના અમલ દરમ્યાન ન હતા આજ કારણથી ખ્રિસ્તી સાધુ સેન્ટપૉલને જો કે તે જીતાયલી યાહૂદી પ્રજામા જન્મ્યો હતો, તોપણ પોતાના કેસની તપાસ રોમન પાદશાહ સીઝર કરે એવી અરજ કરવાની રજા આપવામાં આવી હતી અમુક અંગ્રેજ આપણને "કાળા" કહે, 'દેશી' કહે અને અણસુધરેલા જગલી ગણીને ધિક્કારે તો તેથી ચમકી ઉઠવાનું નથી. આપણા દેશમાંજ જ્ઞાતિભેદને લીધે આપણે એક બીજા તરફ કેવો અયોગ્ય તિરસ્કાર અને મિથ્યાભિમાન ધરાવીએ છીએ ? જો બ્રાહ્મણોના પક્ષમાં કોઇ મૂર્ખ અશિક્ષિત ક્ષત્રિય રાજા ફસાઈ જાય તો શૂદ્રો તરફ અનુગ્રહ (!) કરીને તેમની જીભ કપાવી નખાવવાના પ્રયોગ ફરીથી કર્યા વગર રહે ખરા કે ? હમણા હમણાં હિંદુસ્તાનના પૂર્વભાગમા જૂદી જૂદી ન્યાતના લોકો તેમની વર્તમાન સામાજિક સ્થિતિ સુધારવામાટે એક બીજા તરફ સહાનુભૂતિ બતાવવા લાગ્યા છે અને મહારાષ્ટ્રમા બ્રાહ્મણો મરાઠાઓનાં ગુણગાન કરે છે, છતા તેમના હેતુના નિસ્વાર્થપણામાં દેશના નીચી કોમના લોકોને હજી સદેહ રહે છે. ઈંગ્લડના પ્રજાવર્ગમાં એક એવો વિચાર ફેલાવા લાગ્યો છે કે જો હિદુસ્થાન બ્રિટીશ સામ્રાજ્યથી છૂટુ પડી જાય તો તેથી ઈંગ્લડની પ્રજાના હકમા ભારે નુકશાન થવા સભવ છે, અને તેથી ગમે તેમ કરીને પણ હિદુસ્થાનમા અગ્રેજી અમલ જાળવી રાખવોજ જોઇએ આને માટે તેઓને સારામાં સારો ઉપાય એ જડયો છે કે બ્રિટીશ પ્રજાની કીર્તિ અને પ્રતિષ્ઠાની છાપ દરેક હિદવાસીના હૃદયમા ઘણીજ તાજી રાખવી જોઇએ આવો હસવા જેવો અને દયાજનક વિચાર અગ્રેજ પ્રજાના મનમાં સચોટ રીતે ઠસતો જાય છે તે જોઇને એક બાજુએ હસવુ આવે છે, ત્યારે બીજી બાજુએ દિલગીરીનાં આંસુ આવે છે ! હજી પણ તેઓ આ ભાવનાને જેમ બને તેમ વધારે ને વધારે અમલમા મૂકતાજ જાય છે પોતાના અડગ ધૈર્ય, ચીવટ, જવલત પ્રજાકીય ઐક્ય, એ ગુણોવડે અગ્રેજ પ્રજાએ હિદુસ્તાનનું રાજ્ય મેળવ્યુ છે, અને તેમની તીક્ષ્ણ વ્યાપારી બુદ્ધિ સાથે સાયન્સના જ્ઞાનની મિલાવટ થવાથી રત્નની ખાણ જેવા હિદુસ્તાન દેશને પણ તેમણે ઇગ્લડના એક બજાર જેવો બનાવી દીધો છે, અને જ્યાંસુધી અગ્રેજ પ્રજામા ઉપર કહ્યા તે પ્રજાકીય ગુણો કાયમ રહેશે ત્યાંસુધી હિંદુસ્તાનમાં અગ્રેજી અમલને લેશ માત્ર પણ હાનિ પહોંચે એમ નથી, એ મોટી વાત અહીના અગ્રેજો જાણે ભૂલીજ ગયા હોય એમ જણાય છે જ્યાંસુધી અંગ્રેજ પ્રજાના પ્રજાકીય લક્ષણ તરીકે ઉપર કહેલા ગુણો કાયમ રહેશે, ત્યાંસુધી હિંદુસ્તાન જેવા હજારો રાજ્ય તેમના હાથમાંથી જાય તોપણ તેઓ તેવાં બીજાં હજારો નવા

રાજ્યો મેળવી શકશે પણ એ પ્રજાકીય ગુણના ઝરાના મૂળમાંજ જો કાંઈ વિકૃતિ થઈ તો અંગ્રેજ પ્રજાની કીર્તિ અને પ્રતિષ્ઠાના સોનેરી અક્ષરે જાહેરનામાં ચોડવાથી રાજ્યની રક્ષા થાય ખરી ? અંગ્રેજોમા ઉપર કહેલા ગુણો પ્રજાકીય લક્ષણ તરીકે રહેલાજ છે તો પછી અર્થ વગરની લુખી "પ્રતિષ્ઠા"ને ખાતર આટલી બધી શક્તિનો અને સાધનોનો વ્યય કરવો વાજબી નથી એને બદલે પ્રજાના કલ્યાણમાટેજ એટલી શક્તિનો ઉપયોગ કરવામાં આવતો હોત તો રાજ્ય કરનાર પ્રજા તેમજ રૈયત બેઉનુ અત્યત ભલુ થયુ હોત.

હિંદુસ્તાન હવે બીજી પ્રજા સાથેના સઘર્ષણથી ધીમે ધીમે જાગૃત થતું જાય છે એવું આગળ કહેવામા આવ્યુ છે. આ જાગૃતિને પરિણામે વર્તમાન સમયમાં સ્વતત્ર વિચાર કેટલેક અશે ઉત્પન્ન થવા લાગ્યા છે. એક બાજુએ આધુનિક પાશ્ચાત્ય વિજ્ઞાન કરોડો સૂર્યના એક સામટા તેજથી આખને આંજી નાખે છે, અને પ્રત્યક્ષ ઈંદ્રિયગમ્ય કુદરતી શક્તિઓનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરીને એકઠી કરેલી પ્રમાણભૂત વિજ્ઞાનની બાબતોનો વિજળીક રથ હિદુસ્તાનની પ્રજા આગળ ધમધોકાર દોડ્યો આવે છે, બીજી બાજુએ આપણા પૂર્વજોની આશા અને ચેતનપ્રદ દતકથાઓનુ સ્મરણ તથા હિદુસ્તાન જ્યારે કીર્તિના શિખર ઉપર હતો, તે સમયના ઇતિહાસના પડઘા કે જેને આપણા દેશના તેમજ બહારના મહર્ષિઓએ ઇતિહાસના ભડારમાથી શોધીને પ્રકટ કર્યા છે, કે જે અનતકોટિ વર્ષો થયા હિદુસ્તાનની પ્રજાની પ્રત્યેક નાડીમા વિશ્વવ્યાપી પ્રેમની ચેતનાનો સચાર કરતા આવ્યા છે જે પ્રાચીન કથાઓ દેવો પણ ઇર્ષ્યા કરે એવી અસામાન્ય બુદ્ધિ, અદ્વિતીય શૌર્ય અને ઉચ્ચતમ આધ્યાત્મિકતાનુ દર્શન કરાવે છે તે કથાઓ હજી પણ હિદના હૃદયમા નવી નવી આશાઓ પ્રકટાવી રહી છે. એક બાજુએ હડહડતો જડવાદ, અમુક લોકોના હાથમા વધતી જતી દોલત, રાક્ષસી યાત્રિક શક્તિઓની બનાવટ અને પરદેશી સાહિત્યને લીધે ઉત્પન્ન થયલુ ઇદ્રિયોપભોગ તરફ વલણ, એ બધાએ મળીને દેશમાં બળવાન ક્ષોભ ઉત્પન્ન કર્યો છે, બીજી બાજુએ ઉપર કહ્યા તેવા બેસુરા ધ્વનિના કર્ણભેદી કોલાહલની વચ્ચે ધીમે પણ અસ્પષ્ટ અવાજે હિંદુસ્તાનના પ્રાચીન દેવોના મર્મભેદી રુદનનો સ્વર સભળાય છે પશ્ચિમથી આયાત થતી વિચિત્ર પ્રકારની વિલાસની સામગ્રીઓ-ઉંચામા ઉચા શરાબ, કિમતીમાં કિમતી ખોરાકની ચીજો, ભપકાદાર વસ્ત્ર, ભવ્યવિલાસભવનો, નવીન પ્રકારના વાહનો, નવા રિવાજો અને નવી ફેશન મુજબના વસ્ત્રાલકાર પહેરીને નિર્લજ્જ સ્વતત્રતાનું અભિમાન રાખતી આજની કેળવાયલી સ્ત્રીઓ સમાજમા ફરે હરે છે-તે સર્વથી હિંદુસ્તાનની પ્રજામાં પૂર્વે નહિ અનુભવાયલી વાસનાઓ જાગૃત થાય છે. વળી બીજી તરફ દૃશ્ય બીજી જાતનુ દેખાય છે, અને તેમની ( ઉપર જણાવ્યા જેવી સ્ત્રીઓની ) જગ્યાએ સીતા, સાવિત્રી જેવા ઉગ્ર ધર્મવ્રત અને તપશ્ચર્યાઓ, ઋષિઓના વનવાસ, ગેરૂઆ રગના

વસ્ત્ર પહેરીને અર્ધ નગ્નાવસ્થામાં ફરતા સન્યાસીનો વેશ, સમાધિ અને આત્મતત્ત્વનું સેવન, એ સર્વ જૂના સસ્કારોને તાજા કરે છે અને પશ્ચિમની તુચ્છ વિલાસસામગ્રી ઉપર કરોડો દૃષ્ટિપાત કરે છે એક બાજુએ સ્વાર્થસાધના ઉપર બંધાયલી પાશ્ચાત્ય પ્રજાઓની સ્વતંત્રતા અને બીજી બાજુએ હિંદુસમાજનો સ્વાર્પણનો આદર્શ એ બેઉની વચ્ચે સ્પર્ધા થવા લાગી છે આ પ્રચંડ મંથનના સમયમાં હિંદુસમાજમાં ભારે ઉથલપાથલ થાય એ સ્વાભાવિક છે. પશ્ચિમનો આદર્શ વ્યક્તિસ્વાતંત્ર્ય છે, અર્થ પ્રાપ્તિ કરાવે એવી કેળવણી તેની ભાષા છે અને રાજનીતિ એ તેનુ સાધન છે, ત્યારે બીજી બાજુએ હિંદનો આદર્શ મુક્તિ છે, પવિત્ર વેદ તેની ભાષા છે અને ત્યાગ તેનુ સાધન છે એકવાર વર્તમાન હિંદનુ મન ડગમગે છે અને તે કહે છે કે, "ભવિષ્યના અનિશ્ચિત આધ્યાત્મિક કલ્યાણના મોહમાં પડીને હું આ લોકનું પ્રત્યક્ષ સુખ શામાટે ગુમાવુ છુ," પરંતુ તેજ વખતે તેના હૃદયમાં કોઈ ગેબી અવાજ સંભળાય છે કે– **इह संसारे स्फुटतर दोष । कथमिव मानव तव संतोष ॥** અર્થાત્ હે માનવ ! આ સંસાર કે જે ખુલ્લેખુલ્લા દોષોથી ભરેલો છે, તેમાથી તને સાચો સંતોષ કેમ કરીને મળવાનો હતો ?

એક બાજુએ નવીન હિંદુસ્તાન પોકાર કરે છે કે, "અમને પતિ-પત્નીની પસંદગી કરવાનુ સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવુ જોઈએ, કારણ કે જે લગ્ન સંબંધ ઉપર અમારી ભવિષ્યની જીંદગીના સુખદુઃખનો આધાર છે તે અમારી પોતાનીજ મરજી પ્રમાણે નક્કી કરવાનો અમને હક્ક રહેવો જોઈએ." તો બીજી બાજુએ પ્રાચીન હિંદુસ્થાન આજ્ઞા કરે છે કે "લગ્નસંબંધ ઇન્દ્રિયવિલાસમાટે નહિ પણ માનવજાતિને કાયમ રાખવાને પ્રજોત્પત્તિ કરવામાટે છે હિંદુ પ્રજાનો લગ્નનો આદર્શ આવા પ્રકારનો છે સારા સંતાનને જન્મ આપીને તમે સમાજના ભવિષ્યના હિતસાધનમા સહાયભૂત થાઓ છો, અને નઠારી પ્રજાને જન્મ આપીને તમે સમાજનુ અહિત કરો છો, તેથી કરીને તમારી પ્રજાની બાબતમા તમે સમાજના જવાબદાર છો માટે તમારે કોને પરણુવુ અને કોને ન પરણુવુ એ નક્કી કરવાનો હક્ક સમાજનો છે જે લગ્નવિધિથી સમાજનુ હિત સચવાતું હશે તે લગ્નવિધિ સમાજ મંજૂર રાખશે માટે આખી સમાજના સુખને ખાતર પોતાના એકલાના સુખ અને વિલાસની લાલસાનો ત્યાગ કરો "

એક બાજુએ નવીન હિંદુસ્તાન કહે છે કે, "પશ્ચિમની પ્રજાના વિચારો, તેમની ભાષા, તેમનો ખોરાક, તેમનો પોશાક અને તેમના રીતરિવાજો ગ્રહણ કરીએ તો આપણે પણ તેમના જેવાજ બળવાન બનીએ" ત્યારે બીજી બાજુએ પ્રાચીન હિંદુસ્તાન ચેતવે છે કે, "ઓ મૂર્ખાઓ ! માત્ર અનુકરણ કર્યાથીજ કોઈ પારકા વિચારો પોતાના થતા નથી. જેને તમે પોતે પેદા નહિ કરો તે તમારૂ થઈ શકવાનુ નથી. સિંહનું ચામડું ઓઢવાથી ગધેડો સિંહ બની શકતોજ નથી."

એક બાજુએ નવીન હિંદુસ્તાન કહે છે કે, "પશ્ચિમની પ્રજાઓ જે કાંઇ કરે છે તે બધુ સારૂંજ કરે છે; નહિ તો તેઓ આવી સારી સ્થિતિએ પહોચી શકેજ કેવી રીતે?' ત્યારે તેના ઉત્તરમાં પ્રાચીન હિંદુસ્તાન કહે છે કે, "વિજળીનો પ્રકાશ ઘણો તેજસ્વી તો છે, પણ તે ક્ષણવારજ ટકી શકે છે, અરે છોકરાઓ! તમારી આંખો એવા પ્રકાશથી અંજાઇ ગઇ છે, માટે સાવધાન થાઓ! છેતરાશો નહિ!"

ત્યારે શુ આપણે પશ્ચિમની પ્રજાઓ પાસેથી કશુંજ શીખવાનુ નથી? શુ સરખી રીતે આપણે આપણી અવસ્થા સુધારવાને કશો પ્રયત્નજ કરવાનો નથી? શુ આપણે પૂર્ણ છીએ? શુ આપણામા કશી ખામીજ નથી? શુ આપણી સમાજનુ બંધારણ બધી રીતે દોષરહિત છે? તેનામાં સુધારાને માટે કશો અવકાશજ નથી? નહિ, તેમ તો નથીજ. હજી આપણે ઘણુ ઘણુ નવુ શીખવાનુ છે, જીવીએ ત્યાસુધી વધારે ને વધારે સારા થવામાટે, વધારે ઉચા પ્રકારનાં સુખ પ્રાપ્ત કરવામાટે સતત પ્રયત્ન કર્યા કરવોજ જોઇએ પ્રયત્ન એજ મનુષ્યજીવનનો હેતુ છે જે પ્રજા પ્રયત્ન નથી કરતી, કોઇ પણ જાતની હિલચાલ નથી કરતી, તે મૃતવત્ છે શ્રીરામકૃષ્ણ પરમહંસ ઘણીવાર કહેતા કે, "જત દિન બાચી, તત દિન શીખી."—હુ જીવીશ ત્યાંસુધી શીખ્યાજ કરીશ જે મનુષ્ય અગર જે પ્રજા હવે કશુજ શીખવાનુ નથી એમ માને છે, તે મૃત્યુના મુખમાજ છે એમ જાણવુ અલબત્ત આપણે પાશ્ચાત્ય પ્રજાઓ પાસેથી ઘણી બાબતો શીખી લેવાની છે, પરંતુ તેમ કરવામા કેટલુક જોખમ પણ છે

એક કાચી બુદ્ધિવાળો તરુણ પુરુષ શ્રીરામકૃષ્ણ પરમહંસ આગળ હમેશા હિંદુશાસ્ત્રની નિંદા કરતો હતો, પણ એક દિવસ તેણે ભગવદ્‌ગીતાના વખાણ કર્યાં તે ઉપરથી શ્રીરામકૃષ્ણે કહ્યુ કે, "કોઇ યુરોપીયન પંડિતે ગીતાના વખાણ કર્યાં હશે તે ઉપરથીજ આ સાહેબ ગીતાના વખાણ કરે છે!"

ઓ હિંદુસ્તાન! તારે માટે આવીજ મોટી દહેશત છે. પશ્ચિમનુ અનુકરણ કરવાની મોહિનીવડે તારી બુદ્ધિ ભ્રમિત થઈ ગએલી છે, તેથી કરીને તર્કથી, તુલનાથી, વિવેકથી કે શાસ્ત્રના આધારથી શુ સારૂ છે અને શુ નઠારૂ છે તે નક્કી કરવાનું તને ભાન નથી, અને જે કોઇ વિચારને, વસ્તુને અથવા રિવાજને અંગ્રેજ લોકો અનુમોદન આપે તે બધાજ સારા અને જેને તે લોકો ધિક્કારે તે બધાએ તેને નઠારા લાગે છે! અફસોસ! મૂર્ખાઈ અને નિર્બળતાની આ કરતા વધારે સ્પષ્ટ સાબિતી શી હોઇ શકે?

પશ્ચિમના દેશોમા સ્ત્રીઓ ગમે ત્યાં છૂટથી હરી ફરી શકે છે માટેજ એ રિવાજ સારો છે! તેઓ પોતાનો પતિ જાતે પસંદ કરી લે છે માટેજ એ રિવાજ ઉચામાં ઉચી સંસ્કૃતિનુ પગથીયુ છે! પશ્ચિમના લોકોને આપણો પોશાક, આપણા અલંકાર, આપણો ખોરાક અને આપણા રીતરિવાજ પસંદ નથી માટેજ તે સર્વ નઠારૂ છે! તે લોકો મૂર્તિપૂજાને પાપ કહે છે, માટેજ તે મોટામાં મોટુ પાપ છે! તેઓ કહે છે કે

એક દેવની ઉપાસના કર્યાથી ઉંચામા ઉંચુ આધ્યાત્મિક ફળ પ્રાપ્ત થાય છે, માટે ચાલો આપણાં દેવદેવીઓને ગંગામાં ફેંકી દઇએ ! પશ્ચિમના લોક કહે છે કે જ્ઞાતિબંધન નુકશાનકારક છે માટે બધી જ્ઞાતિનો શંભુમેળો કરી દઇએ ! તેઓ કહે છે કે બાળલગ્ન એ તમામ દુ:ખનુ મૂળ છે માટેજ આપણે પણ બાળલગ્ન હાનિકારક છે એમ સ્વીકારીએ ! મતલબ કે અમુક રિવાજો સ્વીકારવા યોગ્ય છે કે નહિ તેની આપણે આપણી બુદ્ધિથી તો ચર્ચાજ કરતા નથી સ્ત્રીસ્વાતંત્ર્ય, મૂર્તિપૂજા, જ્ઞાતિભેદ કે બાળલગ્ન, એ સર્વ સારા છે કે નઠારા છે તેનો નિર્ણય કરવાનુ કામ હુ અત્યારે માથે લેતો નથી, પણ આપણા જે રીતરિવાજોને પશ્ચિમની પ્રજા નાપસંદ કરે માટેજ તે ખરાબ છે એમ માની લેવાનો આપણને જે કુટેવ પડતી જાય છે તેની સામેજ હુ અત્યારે સખત પોકાર ઉઠાવુ છુ

લેખકને પોતાને પશ્ચિમની સમાજનો થોડો ઘણો જાતિઅનુભવ છે. એ અનુભવ ઉપરથી તે એવા પાકા નિશ્ચયપર આવ્યો છે કે પાશ્ચાત્ય સમાજના અને હિંદુસમાજના આદર્શ અને જીવનપ્રણાલિ વચ્ચે એવો ચોકખો ભેદ છે, કે એ લોકોના નમુના ઉપર હિંદુસ્તાનમાં સમાજનું બંધારણ રચવામા આવે તો તેમા નિષ્ફળતા મળ્યા વગર રહેજ નહિ જે લોકો કદિ પશ્ચિમની સમાજમાં રહ્યા નથી અને તે દેશોમાં સ્ત્રીપુરુષોના સંમિલનને લગતા જે જે નિયમો અને પ્રતિબંધો ઘડવામા આવેલા હોઇને તેને લીધે તે દેશોની સ્ત્રી જાતિની પવિત્રતા જળવાઈ રહે છે, તે બાબતથી પૂરેપૂરા અજ્ઞાન હોવા છતા જેઓ આ દેશમાં સ્ત્રીપુરુષોને વગર પ્રતિબંધે એકત્ર થવાની ભલામણ કરે છે, તેમની સાથે હુ જરા પણ એક મત થતો નથી

મે પશ્ચિમના દેશોમા જઇને જોયુ છે કે, ગ્રીક, પોર્ટુગીઝ, સ્પેનીશ વગેરે યુરોપની ઉતરતા દરજ્જાઓની પ્રજાઓના લોકો જો વિલાયતમાં જન્મે છે, તો તેઓ પોતે અંગ્રેજ હોવાનો દાવો કરે છે બળવાન્ પ્રવાહમાં ભળી જવાની બધાને વૃત્તિ થાય છે. તેજસ્વી પુરુષનુ તેજ થોડુ ઘણુ પોતા ઉપર વક્રીભવન થઇને પડે અને પારકાના તેજથી પોતે પણ કંઇક તેજસ્વી દેખાય, એવો હમેશા નિર્બળ પ્રજાને અભખરો થાય છે જ્યારે હુ હિંદવાસીઓને અંગ્રેજોના પોશાકમાં સજ્જ થએલા જોઉ છુ ત્યારે મારા મનમાં એવો વિચાર આવે છે, કે આ લોકોને હિંદુપણાની અને હિંદુસ્તાનના અજ્ઞાન, પામર, નિરક્ષર અને હીણાયલા લોકોની સાથે પોતાનુ સગપણ છે તે વાત પણ જાહેર કરતા શરમ આવતી હશે !

અરે હિંદુસ્તાન ! પરદેશી પ્રજાઓનો તિરસ્કાર, તેમનુ અનુકરણ કરવાની નીચ વૃત્તિ, પારકા ઉપર આધાર રાખવાની પામરતા, તારૂ દાસત્વ, તારી નિર્બળતા, અંદર અંદરનો દ્વેષ, મિથ્યાભિમાન અને દુષ્ટતા–આવી આવી સામગ્રીને સાથે લઇને શુ તું સંસ્કૃતિના ઉંચામા ઉંચા શિખરપર જવાની ઉમેદ રાખે છે ? આવા પ્રકારનીજ

તૈયારી કરીને શું તું બળવાન્ બનવાની અભિલાષા રાખે છે? જે સ્વાતંત્ર્ય માત્ર શૂરવીર અને નિડર પ્રજાઓજ ભોગવી શકે તે તું શું તારી શરમભરેલી ભીરુતાવડે મેળવવાની આશા રાખે છે? ઓ હિંદુસ્તાન! સીતા, સાવિત્રી અને દમયતી એ તારી સ્ત્રીજાતિનો આદર્શ છે એ તું ભૂલતો નહિ, તારો ઇષ્ટદેવ યોગીઓનો યોગી, અને ત્યાગી ઉમાપતિ શંકર છે તે તું ભૂલતો નહિ, તારૂ લગ્ન, તારી દોલત અને તારી જિંદગી ઇંદ્રિયવિલાસમાટે કે તારા અંગત સુખને માટે નથી તે તું ભૂલતો નહિ, જગદમ્બાની વેદિમા હોમાવાને માટેજ તું જન્મ્યો છે તે તું ભૂલતો નહિ, તારા દેશનું સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપી માતૃત્વનોજ પડધો છે તે તું ભૂલતો નહિ, અંત્યજો, અજ્ઞાનીઓ, કંગાલ લોકો, મૂર્ખાઓ, મોચીઓ, ચામડીઆઓ અને ભંગીઆઓ પણ તારા લોહીના સગાઓ છે, તારા ભાઇઓ છે, તે તું ભૂલતો નહિ હે હિંદવાસી! હિંદુસ્તાનના વીરપુત્ર તું બહાદુર થા, હિંમતવાન્ થા, તું હિંદુ છે તે માટે મગરૂર થા અને મગરૂરીથી જગતને જાહેર કર કે, "હું હિંદુ છું, હિંદુસ્તાનમા જન્મ્યો છુ અને દરેક હિંદવાસી મારો ભાઇ છે" તું કહેજે કે, "અજ્ઞાન, અભણ અને કંગાલ હિંદી—હિંદનો બ્રાહ્મણ અને ભંગીયો, એ સર્વ મારા ભાઇઓ છે" ઓ હિંદવાસી! તારી પોતાની કેડ ઉપર એક માત્ર લંગોટીજ રહેલી હોય તોપણ તું ગર્વથી મોટે સાદે કહેજે કે, "દરેક હિંદી મારો ભાઈ છે, અને હિંદનું જીવન જ મારૂ જીવન છે, હિંદના દેવોજ મારા ઉપાસ્ય છે, હિંદની સમાજ એ મારા બાળપણનું પારણું છે, જુવાનીની વિલાસભૂમિ છે અને ઘડપણની સ્વર્ગસમી કાશી છે." ઓ મારા ભાઇ! તું જગતને કહેજે કે "હિંદુસ્તાનની પવિત્ર ભૂમિ એજ મારી સ્વર્ગભૂમિ છે અને હિંદુસ્તાનનું કલ્યાણ એજ મારૂં કલ્યાણ છે" "હે ગૌરીપતિ! હે જગદંબા! મને ખરૂં પુરુષત્વ આપજો. હે સર્વ પ્રકારના બળ ઐશ્વર્યના ભંડાર! મારી નિર્બળતાનો, મારી ભીરુતાનો નાશ કરજો અને મને ખરો મર્દ બનાવજો" આ મહામંત્રનો હે ભારતીય જન! તું રાત દિવસ જપ કરજે

---

# वर्तमान हिंदुस्तानने लगतो महा प्रश्न अने तेनुं निराकरण

ભારતીય પ્રજાની વિશાળ કાર્યકારિણી શક્તિ, તે શક્તિદ્વારા તેમણે કરેલા અનેક પ્રકારના કાર્યો, તેમનું અખૂટ આત્મબળ, જૂદી જૂદી શક્તિઓના બળવાન આઘાત અને પ્રત્યાઘાતની મિશ્ર ગુંથણી, અને એક દિવ્ય પ્રજાનું ગંભીર ચિંતન—એ સર્વના

વર્ણનોથી ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ ભરપૂર છે. રાજ્યકર્તાઓ અને મોટા મોટા શહેનશાહોના ઇતિહાસ, જનસમાજનાં ચિત્રો, રાજ્યકર્તાઓએ વખતો વખત પોતાની દુષ્ટ મનોવૃત્તિઓથી પ્રેરાઇને પ્રજા ઉપર જે અત્યાચાર કર્યા હોય તેની તવારિખો, શુભ અથવા અશુભ મનોવૃત્તિથી ઉત્પન્ન થએલાં કાર્યોનાં ચિત્રો અને તે વખતની સમાજ ઉપર તેમનાથી થએલી અસરો, એવો જો ઇતિહાસ શબ્દનો અર્થ થતો હોય તો હિંદુસ્તાનમા તેવો ઇતિહાસ છેજ નહિ, પણ અમુક રાજાઓ અને ચક્રવર્તી રાજાઓના જીવનના પ્રસંગો અને તેમની વંશાવળીઓનાં વર્ણનો કરતાં હિંદુસ્તાનના ધાર્મિક સાહિત્યના ભંડારની પ્રત્યેક લીટી, તેના કાવ્યનો મહાસાગર, તેના દર્શનશાસ્ત્રો અને વિજ્ઞાનશાસ્ત્રો આપણને વધારે સ્પષ્ટરીતે બતાવી આપે છે, કે લાખો મનુષ્યના સમૂહરૂપ તે મહાન આર્યપ્રજા સંસ્કૃતિનો અરુણોદય થયો તે પહેલા પણ શરીરની કુદરતી જરૂરિયાતો પૂરી પાડવાના હેતુથી, તેમજ કુદરતના સૌંદર્યથી મોહિત થઇને પોતાના અજય્ય મનોબળનો કુદરત ઉપર વિજય મેળવવામાં ઉપયોગ કરીને, ભિન્ન ભિન્ન રસ્તે અને ભિન્ન ભિન્ન ઉપાયોવડે સંસ્કૃતિના માર્ગમાં કયી કયી સ્થિતિએ વખતો વખત ઉભી હતી, અને ક્યારે ક્યારે અને કેટલી કેટલી આગળ વધતી ગઇ અને અંતે આ મહત્ત્વને સ્થાને બેસી શકી, યુગના યુગ સુધી તેમણે કુદરત સાથે જે યુદ્ધ આરંભ્યુ હતુ તેમાં તેમણે તેના ઉપર અસંખ્ય ફતેહો મેળવીને જે ઢગલાબંધ વિજયધ્વજાઓ પ્રાપ્ત કરી હતી, તે પ્રતિકૂળ પ્રસંગોવડે ઉત્પન્ન થયેલા તોફાની વાવાઝોડાના આઘાતથી હાલ કેટલોક વખત થયાં ફાટેલી હાલતમાં જોવામા આવે છે, અને કાળચક્રનો ઘસારો તેમના ઉપર પડ્યો છે તોપણ હજી તેઓ પ્રાચીન હિંદુસ્તાનની કીર્તિ જાહેર કરી શકે એવી હાલતમા છે.

આ બળવાન પ્રજા મધ્ય એશિયામાથી, યુરોપના ઉત્તર ભાગમાથી કે ધ્રુવ પ્રદેશમાથી કે બીજા પ્રદેશમાથી ઉતરી આવીને હિંદુસ્તાનમા વસી છે, કે પવિત્ર આર્યભૂમિ પહેલેથીજ આ પ્રજાની નિવાસભૂમિ હતી તે નક્કી કરવાને પૂરતાં સાધન નથી વળી હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની બહાર વસતી આ મહાન્ પ્રજાને કુદરતના કાયદાઓને અનુસરીને પોતાના અસલ રહેઠાણમાથી ખસવુ પડયુ અને પછી તે કાળક્રમે પોતાનુ વતન છોડીને યૂરોપ અને બીજા ભાગોમાં જઇને વસી હતી કે કેમ, વળી આ પ્રજા શ્યામ વર્ણની હતી કે ગૌર વર્ણની હતી, કાળી આંખવાળી હતી કે ભૂરી આખવાળી હતી, સોનેરી વાળવાળી હતી કે કાળા વાળવાળી હતી, આ બધી બાબતોને પ્રમાણથી સિદ્ધ કરવાને પૂરતાં સાધન નથી, માત્ર સંસ્કૃતભાષા યૂરોપની કેટલીક ભાષા સાથે જે સામ્ય ધરાવે છે, તેમાંથીજ પ્રાચીન ઇતિહાસના તત્ત્વવેત્તાઓ ખોવાયલા ઇતિહાસની સાકળો બેસાડવાનો યત્ન કરે છે આવીજ રીતે બધા વર્તમાન હિંદવાસીઓ તે આર્ય પ્રજાના શુદ્ધ વંશજો છે, કે તેમના લોહીમાં

બીજી પ્રજાઓનાં લોહી ભળી ગયાં છે, અને તેમની કઇ કઇ જાતિમાં વિદેશી તત્ત્વ ભળી જવા પામ્યું છે તે પણ નિશ્ચયાત્મકપણે સાબીત કરી શકાતુ નથી, છતાં આપણે આ સવાલોનો આખરનો જવાબ આપી શકીએ એમ નથી. તેથી આપણને કોઇ જાતનુ નુકશાન હોય એમ પણ નથી.

પણ એક વાત સારીપેઠે યાદ રાખવા જેવી એ છે કે તે પ્રાચીન આર્ય પ્રજાની જે જાતિ ઉપર સંસ્કૃતિના સૂર્યનો પ્રથમ ઉદય થયો, જેમનામાં ગભીર ચિંતન તેના પૂર્ણ પ્રકાશમાં ઝળકવા લાગ્યુ, તે જાતિનાં લાખો બાળકો, તેની ભાવનાઓ અને તેના આદર્શોના વારસો, હજી પણ લગભગ તેવાજ પ્રકારનુ જાતીય લક્ષણ ધરાવનારા આ દેશમા વસે છે; અને હજી પણ તેમના પૂર્વજોની ભાવનાઓ અને તેમના આદર્શોને ઝીલવા તેઓ સર્વદા ઉત્સુક છે એ આર્ય પ્રજાના વિચારનો પ્રવાહ પર્વતો, નદીઓ અને મહાસાગરોને પણ ઓળગીને, દિશા અને કાળની મર્યાદાઓને પણ ઓળગીને બહાર વહેવા લાગ્યો હતો અને હજી પણ જગતની અન્ય પ્રજાઓની વિચારસૃષ્ટિમા—કેટલીકમાં સ્પષ્ટરૂપે અને કેટલીકમાં અત્યત સૂક્ષ્મરૂપે—વહેતો જોવામા આવે છે એ સર્વદેશીય પ્રાચીન સપત્તિનો મોટો ભાગ આપણને પ્રાપ્ત થયો છે

ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ખૂણા ઉપર એક નાનો પણ કુદરતની તમામ શોભાઓથી રળીયામણો લાગતો ઘણોજ રમણીય દેશ આવેલો છે તેની આસપાસ સુઘટિત અને સુરમ્ય દ્વીપમાલા આવી રહી છે, ત્યાં મનોહર દેખાવના સર્વાંગસુદર, સુદૃઢ અવયવવાળા, બળવાન બાહુવાળા અને મનની દૃઢતા અને સતત પ્રવૃત્તિ કરવાની ટેવવાળા લોકો વસતા હતા તેમની વસ્તી તો થોડી હતી પણ તેમણે પોતાની બુદ્ધિવૈભવથી, બાહુબળથી અને ચારિત્ર્યસપત્તિવડે જગતની મહાપ્રજાઓમા સ્થાન મેળવ્યુ છે શિલ્પવિદ્યામા, ચિત્રકળામા અને સ્થાપત્યકળામા, સારાંશમા જડ પદાર્થદ્વારા સૌંદર્ય પ્રકટ કરવાની શક્તિમા તેઓ અદ્વિતીય હતા તે ઉપરાંત તેમનામા આશ્ચર્યકારક બુદ્ધિબળ અને કાર્યદક્ષતાનો સયોગ થયો હતો બીજી પ્રાચીન પ્રજાઓ તેમને યવન કહેતી, પણ તેઓ પોતાને ગ્રીક કહેતા આ મુઠીભર પણ શક્તિસપન્ન અને આશ્ચર્યકારક પ્રજાનો ઇતિહાસ માનવજાતિના ઇસિહાસમા ઘણો અપૂર્વ છે. જગતના કોઇ પણ ભાગમાં કોઇ પણ પ્રજાએ પ્રાચીન સમયથી માડીને તે આજ દિન સુધીમા લૌકિક વિષયનાં શાસ્ત્રોમાં, એટલે કે સામાજીક, યુદ્ધનીતિવિષયક અને રાજનૈતિક વિષયોમા તેમજ સ્થાપત્ય વગેરે કળાઓમાં કોઈ પણ જાતની પ્રગતિ કરી હોય તો તેમના કાર્યમાં પ્રાચીન ગ્રીક પ્રજાનો અશ આવેલો હોવોજ જોઇએ. આપણે પ્રાચીન ઇતિહાસની વાત કોરે મૂકીએ અને માત્ર વર્તમાનકાળનો વિચાર કરીએ આપણે બગાળીઓ ઘણા ગર્વિષ્ટ છીએ, આપણે ઘણા સુસસ્કૃત છીએ એવો દાવો કરીએ

છીએ, છતાં પણ છેલ્લા પચાશ વર્ષ થયાં આપણે આ યવન ગુરુઓનેજ પગલે ચાલીએ છીએ અને તેમનો જે કિંચિત્ પ્રકાશ યૂરોપના સાહિત્યદ્વારા આપણને મળે છે તેજ પ્રમાણે આપણે આપણા ઘર અજવાળીએ છીએ, પરંતુ વર્તમાન યૂરોપ પણ દરેક બાબતમા પ્રાચીન ગ્રીકનો ચેલો અથવા તેનુ બચ્ચુ છે. તે એટલે સુધી કે ઇંગ્લાંડના એક જ્ઞાની પુરુષે એવો ઉદ્‌ગાર કહાડયો છે કે, "જે કાંઇ કુદરતે બનાવેલુ ન હોય તે ગ્રીક લોકે બનાવેલું હોવુ જોઇએ "

હિંદુસ્તાન અને ગ્રીસરૂપી એક બીજાથી ઘણે દૂર આવેલા પર્વતોમાથી આર્ય-પ્રજા અને યવન પ્રજાની બે મહાન્ નદીઓ વહેવા લાગી આર્યપ્રજાના પ્રવાહમા આધ્યાત્મિક ભાવનાઓના પૂર વહે છે, ત્યારે જગત્મા જે કાંઇ સુંદર અને સુલલિત છે તેના આદર્શોથી ગ્રીકપ્રજાનો પ્રવાહ ભરપૂર છે એ બે પ્રજાઓ વખતોવખત એક બીજાના સમાગમમાં આવતી ગઇ છે, અને જ્યારે જ્યારે એવો સુયોગ પ્રાપ્ત થાય છે ત્યારે આ બે ભિન્ન ભિન્ન સંસ્કૃતિના સમાગમથી બુદ્ધિવિષયક અને આધ્યાત્મિક ભરતીનો પ્રચંડ જુવાળ જનસમાજમાં ઉછળે છે, અને તે દ્વારા સંસ્કૃતિની મર્યાદા વધારે વિશાળ બને છે અને મનુષ્યના વિશ્વવ્યાપી પ્રેમના અને બંધુતાના બંધનો દૃઢ થતા જાય છે.

પ્રાચીન સમયમા એકવાર હિંદુસ્તાનના તત્ત્વવિચારનો ગ્રીક લોકોની કાર્યદક્ષતા સાથે સમાગમ થવાથી પારસિક, રોમન અને બીજી મહા પ્રજાઓની ઉત્પત્તિ થઇ હતી. વળી સીકંદરના આક્રમણ પછી આ બે મહાન્ જળઘોધ એકઠા થવા પામ્યા હતા અને તેમાંથી ઉત્પન્ન થતા આધ્યાત્મિક ભાવનાના પૂરે ખ્રિસ્તી ધર્મનું સ્વરૂપ લઇને અડધી દુનિયામા ધર્મભાવનાની રેલછેલ કરી નાખી ત્યાર પછી એક પ્રસંગે તેમનો બીજીવાર સમાગમ થતા આરબ પ્રજાની સંસ્કૃતિ અને આબાદી થવા પામી કે જે દ્વારા વર્તમાન યૂરોપીય સંસ્કૃતિનો પાયો નખાયો. હવે આપણાજ સમયમાં આ બે મહાન્ શક્તિઓના સમાગમનો સુયોગ ફરીથી ઉભો થયો છે, અને આ વખતે તેમના કાર્યનુ મધ્યબિંદુ હિંદુસ્તાન છે

હિંદુસ્તાનનુ વાતાવરણ પૂરેપૂરી રીતે નિવૃત્તિની ભાવનાથી ભરપૂર છે યવન પ્રજાનો જાતિસ્વભાવ પોતાના સામર્થ્યનુ પ્રકટીકરણ કરવાનો છે એક પ્રજા ગંભીર ધ્યાનનિમગ્ન છે, ત્યારે બીજી પ્રજામાં " શુ કરીને કુદરતપર અધિકાર ભોગવવુ " એવી ભાવનાથી પ્રેરાઇને નિરંતર પ્રવૃત્તિ કરવાનો ઉત્સાહ જ્યા ત્યા નજરે પડે છે. એક પ્રજાનુ જીવનસૂત્ર "ત્યાગ" છે, ત્યારે બીજીનુ "ભોગ" છે. એક પ્રજાની તમામ શક્તિઓ બહારથી અંદર વળે છે, ત્યારે બીજીની અંદરથી બહાર આવે છે જ્યારે આત્મજ્ઞાન એજ એક પ્રજાનો જ્ઞાનનો સરવાળો છે, ત્યારે બીજી પ્રજા અનાત્મ પદાર્થોનુ જ્ઞાન મેળવતા ધરાતીજ નથી. એક મોક્ષની કામના રાખે છે ત્યારે બીજીને

રાજનૈતિક સ્વાતંત્ર્ય જોઇએ છે, એકને સાંસારિક ઉપભોગ મળે કે ન મળે તેની પરવા નથી, ત્યારે બીજી પ્રજાનુ લક્ષ્ય આ દુનિયાનેજ સ્વર્ગતુલ્ય કેવી રીતે બનાવવી તે તરફજ ચોટેલું છે, એકને અનંતકાળના આનંદની જિજ્ઞાસા છે અને જગતના ક્ષણિક ઉપભોગ તરફ તે નજર પણ કરતી નથી, ત્યારે બીજી પ્રજા અનંતકાળના આનંદના અસ્તિત્વ વિષે પણ શકમંદ હોવાથી અથવા તો તે આનંદ ઘણોજ દૂર જાણીને બને એટલા જગતના ઉપભોગની પ્રાપ્તિ કરવા પાછળજ પોતાની શક્તિ રોકે છે

આ જમાનામા તો મનુષ્યપ્રજાના આ બેઉ નમુના નાશ પામ્યા છે અને તેમના શારીરિક અને માનસિક સંતાનોરૂપે તેમના કાર્યો—તેમના વિચારો હયાત છે યુરોપ અને અમેરિકા આ યવન પ્રજાઓના સંતાનો છે અને પિતાના કરતા પુત્ર સવાઇ કરે તેમ તેઓ પોતાના પ્રદેશમાં યવન પ્રજાના કરતા પણ ઘણા આગળ વધી ગયા છે તેમના કાર્યકલાપથી એ યવનપ્રજાનું નામ વિશેષ ઉજ્વળ બન્યુ છે, ત્યારે ભરતખંડના આધુનિક વતનીઓ, મહાન્ આર્યપ્રજાના સંતાનો, તેમના પૂર્વજોને કીર્તિ અપાવે એવા રહ્યા નથી. આમ છતા રાખથી ઢંકાયલો અગ્નિ જેમ અંદરથી સળગતો હોય છે તેમ હાલના હિંદવાસીઓના હૃદયમા તેમના પૂર્વજોનો હોમાગ્નિ વિદ્યમાન રહેલો છે, અને ઇશ્વરકૃપાથી યોગ્ય વખતે તે ફરીથી પોતાનો પ્રભાવ બતાવશે પણ ખરોજ

પ્રશ્ન એ છે કે, જ્યારે એ પ્રાચીન હોમાગ્નિ સહસ્રશિખાએ ભભુકી ઉઠશે ત્યારે તેમાંથી શુ પરિણામ આવશે ?

શુ યજ્ઞકુંડમાથી નીકળતા ધૂમ્રરાશિવડે ભરતખંડનુ આકાશ ફરીથી આચ્છાદિત થઇ જશે ? શુ યજ્ઞપશુઓના લોહીવડે પોતાને યશસ્વી માનનાર માણસો ફરીથી પ્રકટ થશે ? શુ ગોમેધ, અશ્વમેધ, પતિના મરણ પછી અથવા તેની ગેરહાજરીમાં તેના ભાઇદ્વારા સંતાન ઉત્પત્તિ કરીને વંશરક્ષણ કરવાનો રિવાજ અને એવી બીજી પ્રથાઓ પાછી ફરીથી અમલમાં મૂકાશે ? શુ બૌદ્ધધર્મ પ્રચારકોની ભરતી આખા હિંદુસ્તાનપર ફરી વળીને જ્યાં ત્યા મોટા મોટા મઠ અને સ્તૂપ ઉભા કરશે ? શુ મનુની આજ્ઞાઓનુ પાછુ ફરીથી પાલન થશે ? અથવા તો અમુક ખોરાક ન ખવાય અને તેમાં પણ એક પ્રાંતમાં એક ચીજ ખપે, ને બીજા પ્રાંતમા ન ખપે એવા વિચિત્ર મતભેદનુ આખા દેશ ઉપર ચક્રવર્તી સામ્રાજ્ય હાલ છે તે ચાલુ રહેશે ? શુ જ્ઞાતિભેદ કાયમ રહેશે અને જ્ઞાતિનુ નિરાકરણ મનુષ્યના જન્મ ઉપરથીજ થયા કરશે કે તેના ગુણ ઉપરથી ? અમુક વસ્તુને અડકાય અને અમુક વસ્તુને ન અડકાય તેનો નિર્ણય અડકનારની પોતાની શુદ્ધિ અશુદ્ધિ ઉપરથી થશે કે હાલ જેમ બંગાળામાં અને મદ્રાસ તરફ ચાલે છે તે સ્થિતિ ચાલુ રહેશે, અથવા તો પંજાબમા થયુ છે તેમ એવી જાતના ભેદ ભુસાઇ જશે ? મનુના સમયમાં થતું હતુ તેમ અમુક વર્ણનો માણસ પોતાનાથી એક પદવી ઉતરતી

વ્યક્તિ સાથે લગ્નસબંધ જોડી શકતો, અને એજ પ્રમાણે હજી નેપાળમાં થાય છે, તે પ્રથા શુ ફરીથી દાખલ થશે ? અથવા તો શુ બગાળામા અને બીજા પ્રાંતોમાં થાય છે તેમ લગ્નવ્યહવારમાં જ્ઞાતિના જે અનેક નાના નાના વિભાગો પડી ગયા છે તે વિભાગનો મર્યાદા ન ઓળગવાનો રિવાજ છે તેજ ચાલુ રહેશે ? દેશના અમુક ભાગમાં જ્ઞાતિભેદ વધારે ચીવટથી પળાય છે, તેમજ અમુક ભાગમાં તેના તરફ ઓછું લક્ષ્ય આપવામાં આવે છે, વળી પ્રાંત પ્રાતના રિવાજો ઘણા જૂદા જૂદા પ્રકારના છે, એટલુજ નહિ પણ એકજ પ્રાતની જૂદી જૂદી જ્ઞાતિઓના રિવાજો વચ્ચે ઘણોજ તફાવત છે આ સઘળુ ધ્યાનમા લેતાં ઉપલા પ્રશ્નોનો ઉત્તર આપવાનુ કામ ઘણુ જ મુશ્કેલીભર્યું છે.

ત્યારે ભવિષ્યમા થશે શુ ?

જવાબ એ છે કે જે આપણી પાસે અત્યારે નથી અને કદાચ આપણા પૂર્વજો પાસે પણ ન હતું તે આપણે પ્રાપ્ત કરવુ જોઇએ જે પદાર્થ યવન પ્રજા પાસે હતો, અને જેના પ્રબળ અદ્દિલનથી પ્રેરાઇને આજે આખા જગતને ચેતનમય કરી નાખનાર પ્રચડ વિદ્યુતપ્રવાહ યુરોપમાથી વહેવા લાગ્યો છે તેની આપણને જરૂર છે આ-પણ તે જુસ્સાની જરૂર છે, સ્વાતત્ર્યપ્રેમની જરૂર છે, સ્વાશ્રયની જરૂર છે,અડગ ધૈર્યની જરૂર છે, કાર્યદક્ષતાની જરૂર છે, આખી પ્રજા એકજ ઉદ્દેશથી કાર્ય કરે એવા સુવ્યવસ્થિત નિયમની જરૂર છે અને પોતાની સ્થિતિમાં વખતો વખત સુધારો કરવાની ઉલટની જરૂર છે ભૂતકાળ તરફ હમેશાં નજર ઓછી કરવાની ટેવ જરા ઓછી કરીને આપણે ભવિષ્ય તરફ નજર રાખીને આપણી દૃષ્ટિમર્યાદાનો અનત વિકાસ કરવો જોઇએ, અને પગથી માથા સુધી, નાડીએ નાડીમા અને રગેરગમા ઉછળી રહેતો રજોગુણનો પ્રબળ જુસ્સો આપણામાં પ્રકટ કરવાની જરૂર છે

ત્યાગ અને વૈરાગ્ય કરતા વધારે શાંતિ આપનાર બીજુ કાઇજ નથી, શાશ્વત સુખને મુગાબલે સસારનુ ક્ષણિક સુખ કશા હિસાબમાં નથી, સત્ત્વગુણદ્વારા જે બળ પ્રાપ્ત થાય છે તેટલુ બળ બીજા ગુણથી નથી મળતુ, આત્મજ્ઞાનને મુકાબલે બીજા બધા વિષયનાં જ્ઞાન કેવળ અજ્ઞાન જેવા છે આ સર્વ બાબતો ખરી છે, પરતુ હુ એ પૂછુ છુ કે, વર્તમાન સમયમા સત્ત્વગુણ પ્રાપ્ત કરનાર મનુષ્યો ભરતખડમાં કેટલા છે તે મને કહેશો ? ભેદભાવના બધનો તોડી અભેદ અનુભવનારા ઉદાર આત્માઓ હિદુસ્તાનમાથી કેટલા નીકળી આવશે ? જે દૂરદર્શી જ્ઞાનવડે જગતનાં સુખ મિથ્યા સ્વપ્નવત્ સમજાય છે તેવું જ્ઞાન મેળવવાને કેટલાં માણસો આપણા દેશમાં ભાગ્યશાળી છે ? ઇશ્વરનુ સૌન્દર્ય અને તેની વિભૂતિનુ ધ્યાન ધરતા દેહનુ પણ ભાન ભૂલી જાય એવા મહાનુભાવ પુરૂષો ત્રીસ કરોડની વસ્તીને મુકાબલે અત્યારે અહી છેક નહિ જેવાજ છે, અને એટલા ગણ્યા ગાઠયા માણસો મુક્ત દશા અનુભવે તેટલા

માટે શું બાકીનાં કરોડો સ્ત્રીપુરુષોને સંસારના ચાલુ બંધનો અને ધર્મની રૂઢિઓના ચક્ર નીચે કચરાવા દેવા?

અને તેમ કરવાથી દેશને લાભ પણ શો છે? સત્ત્વગુણનો ઢોંગ કરીને આખો દેશ ધીમે ધીમે ઘોર તમોગુણના સમુદ્રમાં ડૂબતો જાય છે તે તમે જોઇ શકતા નથી? મૂર્ખમા મૂર્ખ અને જડમા જડ માણસ પણ મનોવિકાર અને ક્રિયારહિત નિર્ગુણ બ્રહ્મજ્ઞાનની જીજ્ઞાસાને બહાને પોતાનાં આળસ અને અજ્ઞાન છુપાવે છે. એદીપણામાજ જન્મેલા અને એદીપણામાજ જીંદગી ગુજારનારા જીવડાઓ વૈરાગ્યના ઢોંગ કરીને કામ કરવાની પોતાની નાલાયકીને છુપાવી રહ્યા છે, પૈશાચિક વૃત્તિવાળા માણસો પણ પોતાનાં ઘાતકી કામોને ધર્મના અંગ અને તપશ્ચર્યા તરિકે ગણાવવા મથે છે, કોઇ પોતાના દોષ જોતું નથી અને બીજાઓ ઉપર આરોપ મૂકવા તૈયાર રહે છે, અમુક ગ્રંથો મ્હોડે કરનાર જ્ઞાની કહેવાય છે, બીજાના વિચારોને પોતાના તરીકે લખી કે બોલી જનાર મોટા વિચારક કહેવાય છે અને અમારા પૂર્વજો આવા હતા તેનું સ્મરણ કરવામાંજ કીર્તિની પરાકાષ્ઠા આવી રહી છે—આટલું આટલું સ્પષ્ટ હોવા છતા "આખો દેશ હડહડતા તમોગુણમા દિનપ્રતિદિન ડૂબતો જાય છે" તેની વધારે સાબિતી તમારે શી જોઇએ છે?

માટે સત્ત્વગુણથી તો આપણે ઘણાજ દૂર નીકળી ગયા છીએ ખરેખરી પરમહંસદશા પ્રાપ્ત કરવા જેઓ હજી લાયક નથી થયા, પણ જેઓ લાયક થવાની આશા રાખે છે તેમને માટે પણ રજોગુણ—સખ્ત પ્રવૃત્તિ કરવાનો જુસ્સો ઘણોજ ઉપકારક છે. કોઇ પણ વ્યક્તિ તમોગુણમાથી નીકળવામાટે રજોગુણની અવસ્થામાથી પસાર થયા વગર પૂર્ણ સત્ત્વગુણમય અવસ્થા પ્રાપ્ત કરી શકેજ નહિ ભોગની તૃષ્ણાનું પૂરેપૂરૂ શમન થયા વગર યોગ સાધી શકાયજ કેવી રીતે? ભોગના વિવિધ પ્રલોભનો તરફ તીવ્ર વૈરાગ્યનો ઉદય થયા વગર ત્યાગની ભાવના સાધી શકાયજ કેવી રીતે?

હિન્દુસ્તાનમાં જેમ રજોગુણ લગભગ નથી તેમ પાશ્ચાત્ય દેશોમા સત્ત્વગુણનો પણ તેવોજ અભાવ છે, તેથી કરીને પાશ્ચાત્ય પ્રજાઓના શાશ્વત જીવનનો આધાર હિન્દુસ્તાનમાથી તે દિશાએ વહી જતા સત્ત્વગુણના ગ્રહણ કરવા ઉપર રહેલો છે જો તેઓ સત્ત્વગુણને નહિ ઝીલે તો તેમનુ અસ્તિત્વ, પણ લાંબો વખત ટકશે નહિ, એવીજ રીતે આપણે પણ આપણા દેશમાં ઘર કરી રહેલા તમોગુણને રજોગુણવડે દબાવી નહિ દઇએ તો આપણા સંસારવ્યવહારને નિભાવવા પૂરતા સાધનો પણ આપણને પ્રાપ્ત થશે નહિ વળી પરલોક વિષેના જે ઉચ્ચ આદર્શો અને મહેચ્છાઓ આપણે સેવીએ છીએ, તેના સાક્ષાત્કારમા પણ સખ્ત વિઘ્નો નડયા વગર રહેશે નહિ.

ઉદ્‌બોધન* પત્રનો મુખ્ય હેતુ એજ છે કે આ બેઉ શક્તિઓનો એટલે રજો-

* રામકૃષ્ણ મિશન તરફથી બંગાળી ભાષામા શરૂઆતમા પાક્ષિક અને પાછળથી

ગુણ અને સત્ત્વગુણનો યોગ્ય પ્રમાણમાં સયોગ કરાવવાના કાર્યમાં સાધનભૂત બનવુ.

પરતુ તેમ કરવા જતા એક મોટો ભય એ રહેલો છે કે પાશ્ચાત્ય પ્રજાની ભાવનાના ધસારાથી યુગના યુગ થયાં અત્યત પરિશ્રમથી પ્રાપ્ત કરેલાં આપણા કિમતી રત્નો ધોવાઇ જવાનો સભવ છે. તેના પ્રચંડ જોરથી ઘૂમતા વમળમાં પડીને ભારતીય પ્રજાને એટલે દરજ્જે આત્મવિસ્મરણ થઈ જાય અને તેનુ પરિણામ એવુ પણ આવે કે ભરતભૂમિ પુણ્ય તીર્થરૂપ મટીને ઐહિક સુખની પ્રાપ્તિમાટે થતા યુદ્ધોની રણભૂમિ બની જાય ! વળી બીજો એ પણ ભય છે કે પાશ્ચાત્ય પ્રજાનુ અનુકરણ કરવાના મોહમા તેમના અનેક નહિ ઇચ્છવા જેવા અને આપણા દેશને માફક પણ ન આવી શકે એવા રિવાજો તરફ આસક્તિ વધી જાય, અને તેથી કરીને આપણા પ્રજાકીય આદર્શો અને રિવાજો નિર્મૂળ થઇ જઇને આ લોકમાં અને પરલોકમાં જે પ્રિય અને મૂલ્યવાન્ છે તે બધુ ગુમાવી બેસીએ. આવુ અનિષ્ટ પરિણામ ન આવે તે માટે આપણી પ્રજાકીય સપત્તિ હમેશાં આપણી નજર આગળ રહેવી જોઇએ કે જેથી કરીને છેક નીચામાં નીચી શ્રેણીનો હિન્દુ પણ તેના પૂર્વજોથી પ્રાપ્ત થયેલી સપત્તિ કયી છે તે જાણી અને જોઈ શકે આ સાધ્યને પ્રાપ્ત કરવામાટે આપણે પ્રયત્ન કરવાનો છે, અને તેની સાથે દેશની બહારથી પણ જે પ્રકાશ આપણને મળી શકે તેને આવકાર નિસ કોચપણે આપવો જોઇએ ભલે પ્રકાશનાં કિરણ બહારથી આવ્યા કરે, ભલે ચાર દિશાએથી તેજના ઓધ વરસી રહે, પશ્ચિમ દિશાએથી આપણા દેશ તરફ ભલેને પ્રકાશનાં પૂર વહેવા લાગે—તેથી આપણે કંઈ ડરવાનુ પ્રયોજન નથી જે નિર્બળ છે, દૂષિત થએલુ છે, તે નાશ થવાને સરજાયલુજ છે આપણુ પોતાનુ તેવુ કેટલુક નાશ પામે તેથી આપણને નુકસાન નથી જે બળવાન્ છે, જીવનપ્રદ છે, તેજ અવિનાશી છે, તેનો નાશ કોઈ કાળે પણ થનાર નથી

સનાતન હિમરાશિના મુકુટથી જેના શિખરો શણગારાયા છે એવા હિમાલય પર્વતમાંથી ગર્જના કરતા, ઉછળતા હજારો જળધોધ વહે છે, અસખ્ય બરફની નદીઓ ઉત્પન્ન થાય છે, નાના મોટા અસખ્ય ઝરણાઓ અને વહેળાઓ ચારે દિશાએ દોડવા માડે છે અને તે બધા એકત્ર થઇને પાણીનો એક મહાન્ સમુદાય બને છે, અને તે દેવગગા મદાકિનીરૂપે પ્રચડ વેગથી મહાસાગર તરફ ધસી જાય છે, તેવીજ રીતે અસખ્ય સાધુ પુરુષોના હૃદયમાથી અને જૂદા જૂદા દેશોમા ઉત્પન્ન થએલા બુદ્ધિસપન્ન મહાપુરુષોના મગજમાથી ઉત્પન્ન થએલા વિચારો, આદર્શો અને આત્મબળના પ્રવાહો મનુષ્યની ઉચા પ્રકારની પ્રવૃત્તિઓનુ કેન્દ્રસ્થાન અને કર્મભૂમિ

---

માસિકના સ્વરૂપમા સને ૧૮૯૯ની સાલથી ઉદ્‌બોધન નામનુ માસિક પ્રકટ થવા માડ્યુ હતુ, અને હજી પણ ચાલે છે તેના ઉપોદ્‌ઘાત તરીકે સ્વામી વિવેકાનદે બંગાળીમા પહેલો લેખ લખી મોકલ્યો હતો તેનું આ ભાષાતર છે.

ભરતખંડમા એકત્ર થયાં છે અત્યારે આશ્ચર્યકારક સુયોગ પ્રાપ્ત થયો છે વિજળી,આગગાડી, આગબોટ અને છાપખાનાના જમાનામાં જૂદા જૂદા દેશની ભાવનાઓ પ્રથાઓ રિવાજો, જાતિના આદર્શો, વિજળીની ઝડપથી દેશમા બધે ફેલાવા લાગ્યાં છે દેશમા અમૃતનાં પૂર દાખલ થવા લાગ્યા છે, પણ સભાળજો, સાથે ઝેરની નદીઓ પણ છે બહારથી ઘણુ ગ્રહણુ કરવા જેવુ આવે છે, પણ તેમા ત્યાગ કરવા જેવા તત્ત્વો પણ હોય છે એ ભરતીના વેગને અટકાવવાની તાકાત હિન્દુસમાજમા નથી. તેમણે પ્રથમ પુષ્કળ કોલાહલ કર્યો અને ભારે ઝગડા મચાવ્યા, પણ ચારે દિશાએથી જૂદે જૂદે રૂપે પશ્ચિમની જે અસરો આ દેશપર થવા લાગી છે અને તેને પરિણામે પ્રજાની ભાવનામા જે પરિવર્તન થાય છે અને થશે તેને અટકાવી શકાશ એમ છેજ નહિ સચામાંથી ( મુસલમાન, ખ્રિસ્તી, અત્યજ કે ગમે તે જાતિના માણસને હાથે ચલાવતા )ગળાઇ આવેલા નળનાં પાણી, હાડકાની રાખથી શુદ્ધ કરેલી ખાડ–લોકો મોંડેથી બબડતા જાય છે પણ નિરાતે ઉપયોગમા લેતા જાય છે ધીરે ધીરે આપણા ઘણાજ જૂના અને ઘણાજ વહાલા કરી લીધેલા રિવાજો એક પછી એક ઘસાઈને ખરી પડતા જાય છે, અને તેમને જાળવવાનુ આપણામા સામર્થ્ય નથી ! પણ સામર્થ્ય શા માટે નથી ? શુ સત્ય નિર્બળ છે ? નહિ, નહિ, તેમ નથી, પણ જે રીતરિવાજો પાશ્ચાત્ય રાજ્યની, પાશ્ચાત્ય કેળવણીની અને પાશ્ચાત્ય કાયદાની અસરથી ખરી પડવા લાગ્યા છે તે ખરા આચાર નહિ પણ અનાચાર હોય એમ પણ શુ બનવા જોગ નથી ?

**બહુજનહિતાય, બહુજનસુખાય** અનેકના કલ્યાણુ અને સુખને માટે નિસ્વાર્થપણે પ્રેમ અને ભક્તિપૂર્વક ઉદ્‌બોધનપત્ર દરેક સ્વદેશવત્સલ અને મહાનુભાવ વિદ્વાનોને આવા પ્રશ્નોની ચર્ચા અને નિરાકરણુ કરવાનુ નિમત્રણુ કરે છે કોઇ પણ વ્યક્તિ, સમાજ કે સપ્રદાય તરફ દ્વેષ અગર વિરુદ્ધતા રાખ્યા વગર તેમજ કટુ અને અસભ્ય ભાષા કોઇને માટે પણ નજ વાપરવી એવી પ્રતિજ્ઞા લઇને, તે સર્વને પોતાથી બની શકે તેટલી બધી સેવા અર્પણુ કરે છે

ઉદ્યોગ કરવો એ અમારા અધિકારની વાત છે પરિણામ પ્રભુને હાથ છે અમે તેની પ્રાર્થના કરીએ છીએ–" હે અનત પરમાત્મા ! અમને આધ્યાત્મિક જ્ઞાન આપજે હે અનત બળશાળી ! અમને બળવાન્ બનાવજે. હે અનત વીર્યવાન્ શક્તિ ! અમને વીર્યવાન્ કરજે ",

# જ્ઞાન-તેનું મૂળ અને પ્રાપ્તિ

( સ્વામી વિવેકાનંદજીએ ઉદ્‌બોધનમાટે ૧૮૯૪ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે લખી મોકલેલો લેખ )

જ્ઞાનના મૂળ ઉત્પત્તિ સ્થાન સબંધે ઘણા સિદ્ધાંતો અત્યારસુધીમાં રજુ થયા છે. ઉપનિષદો કહે છે કે, દેવમણિ બ્રહ્માજી પાસે તમામ પ્રકારના જ્ઞાનનો ભંડાર હતો, જે તેમણે પોતાના શિષ્યો આગળ પ્રકટ કર્યો અને તે જ્ઞાન એક યુગના ઋષિઓ બીજા યુગના ઋષિઓને પરંપરાથી આપતા ગયા છે જૈન લોકોનો એવો મત છે કે, એક કલ્પ કે જેનું પૂરેપૂરૂ માપ નિશ્ચિત નથી તોપણ એકથી બે હજાર મહાપદ્મ જલધિ જેટલાં વર્ષનો મનાય છે, તે દરેક કલ્પમાં કેટલાક દૈવી અને પૂર્ણ આત્માઓ જન્મ લે છે. તેઓ જિન કહેવાય છે અને તેમના દ્વારા મનુષ્યસમાજને માટે જ્ઞાનના દરવાજા વખતો વખત ઉઘડે છે બાકીના સામાન્ય મનુષ્યો જીનત્વને પામી શકતા નથી તેઓ બહુ તો મુક્ત દશા સુધીજ જઇ શકે છે. બૌદ્ધ ધર્મવાળાઓ માને છે કે , અમુક સમયને અંતરે બુદ્ધો એટલે અનંત વિશ્વવ્યાપી જ્ઞાન ધરાવનારા જ્ઞાની પુરુષો જન્મ લે છે તેઓ એવા અવતારની રાહ પણ જુએ છે અને બુદ્ધત્વ પ્રાપ્ત કરવાનો બધાને અધિકાર છે એમ માને છે. પુરાણોક્ત ધર્મ પાળનારા હિન્દુઓ પણ ઈશ્વરના અવતારની જરૂર માને છે એવા અવતારી પુરુષો તેમના બીજા કામો ઉપરાંત એક વિશેષ કામ એ કરતા કહેવાય છે કે, યુગધર્મની આવશ્યકતા પ્રમાણે યોગ્ય ફેરફાર કરીને આધ્યાત્મિક જ્ઞાનને ફરીથી સંસ્થાપિત કરે છે. હિન્દુસ્તાનની બહાર નજર કરતા ઘણીજ ઉંચી ભૂમિકાઓમાંથી મૃત્યુલોકમા જ્ઞાનનો પ્રકાશ લાવનાર મહાત્મા ઝરથોસ્તના દર્શન થાય છે તેવીજ રીતે હઝરત મુસા જીસસ ક્રાઇસ્ટ અને મહમ્મદ પેગબર, વગેરે જે બધાને ઈશ્વરીય આદેશ થયો હતો, તેમણે પોતપોતાની સ્વતંત્ર પદ્ધતિએ દિવ્ય જ્ઞાનનો સંદેશ અવનત થએલી મનુષ્યજાતિને સંભળાવ્યો છે

તેઓ જગતમાં અમુક કાર્ય કરવાને અવતર્યા હતા. પૌરાણિક અવતારોમાટે પણ તેમજ કહેવાય છે આ મહાપુરુષોની કોટિએ પહોચવાની ઇચ્છા રાખવી એ સામાન્ય મનુષ્યને માટે ગાંડપણુજ ગણાય છે

બાઇબલમા એવી કથા છે કે, નિષિદ્ધ ફળ ખાધાથી આદમને જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી. જેહોઆ ( યાહુદીઓનો ઈશ્વર ) ની કૃપાવડે જોહાને સામાજિક શાસ્ત્રનુ જ્ઞાન મળ્યુ હતુ હિન્દુસ્તાનમા એવુ મનાય છે કે, જ્ઞાનના દરેક વિભાગનો એક એક અધિષ્ઠાતા દેવ હોય છે. દરેક શાસ્ત્રનો મૂળ પ્રણેતા કોતો કોઇ દેવ અથવા પૂર્ણ

અવસ્થાએ પહોચેલો ઋષિ હોય છે ચમારના નીચમા નીચ હુન્નરથી તે ધર્મગુરુના ઉચામા ઉચા અને પવિત્ર કાર્ય સુધીની દરેક વિદ્યાની સફળતાનો આધાર અમુક અમુક દેવોની કૃપા ઉપરજ રહેલો છે, ગુરુ વિના જ્ઞાન સભવેજ નહિ જ્યાસુધી ગુરુની અથવા તેમના પરપરાગત શિષ્યની પ્રસાદી તરીકે અને તેનાજ મુખદ્વારા અપરોક્ષરીતે જ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ, ત્યાંસુધી વાસ્તવિક જ્ઞાનનો અનુભવ થઈ શકેજ નહિ

વળી વેદાતીઓ તથા કેટલાક અન્ય સપ્રદાયના તત્ત્વચિતકો માને છે કે જ્ઞાનને બહારથી પ્રાપ્ત કરવાનુ છેજ નહિ તે તો દરેક આત્મામાં કુદરતી રીતે રહેલુજ છે અને તેના ઉપર મનુષ્યમાત્રનો જન્મસિદ્ધ હક છે મનુષ્યનો આત્મા એ અનંત જ્ઞાનનો ભડાર છે તે સ્વયપ્રકાશિત છે તેને પ્રકાશિત કરવાને બહારના કોઇ પદાર્થની જરૂર નથી કેટલાક સંપ્રદાયનો એવો મત છે કે, આ અનતજ્ઞાન હમેશા તેટલુંને તેટલુંજ હોય છે અને તે કદિપણ લુપ્ત થતુ નથી સાધારણ મનુષ્યને એ જ્ઞાન હોતુ નથી, પણ તેનુ કારણ એ છે કે, તેના દુષ્કર્મોનુ એક પ્રકારનુ આવરણ તેના જ્ઞાનચક્ષુ આગળ આવી ગયુ છે, પણ આ આવરણ ખસી જતાંજ તેને આપોઆપ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે એથી ઉલટો બીજા કેટલાક સપ્રદાયનો એવો મત છે કે, આ અનત જ્ઞાન દરેક મનુષ્યના આત્મામા બીજરૂપે રહેલુ છે, પણ દુષ્કર્મોને લીધે તે અત્યત સંકુચિત થઇ ગએલુ છે. પુણ્ય કર્મ કરીને જો ઇશ્વરની કૃપા મેળવાય તો તેનો ફરીથી વિકાસ થવા માડે છે મનુષ્યની અદર રહેલી અનત શક્તિ અને જ્ઞાનનો વિકાસ કરવાની શાસ્ત્રોમા અનેક પ્રકારની પદ્ધિત બતાવી છે જેવી કે—ભક્તિ, નિષ્કામકર્મ, અષ્ટાગ યોગની સાધના, મૂળ સ્વરૂપનુ નિરતર ધ્યાન વગેરે • વગેરે આ બધા ઉપરથી આપણે છેવટે એવા નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે ઉપર બતાવેલી પદ્ધતિમાંની કોઇપણ એક અથવા તેમનુ પાલન કર્યાથી મનુષ્યને ધીરે ધીરે પોતાના મૂળ સ્વભાવનુ જ્ઞાન થવા લાગે છે અને અનતશક્તિ અને અનતજ્ઞાન જે તેનામાં બીજરૂપે અથવા ગુપ્ત રહ્યા હોય છે તેનો આખરે પૂર્ણ વિકાસ થઇ જાય છે

પાશ્ચાત્ય તત્ત્વચિતકોએ મનુષ્યનુ મન કે જે જૂદે જૂદે અનતરૂપે પોતાની શક્તિનો આવિર્ભાવ કરી શકે છે, તેનુ પૃથક્કરણ કર્યું છે અને એવો સિદ્ધાત બાંધ્યો છે કે, એ મનુષ્યનુ મન અને દેશ, કાળ કારણના એક બીજા ઉપર . પરસ્પર આઘાત પ્રત્યાઘાત થયાથી અત્યત ઉચી કોટિનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ ઉદ્ભવ્યા વગર રહેતી નથી તેઓ એટલે સુધી કહે છે કે, મનુષ્ય દઢતા અને આત્મબળના પ્રતાપે દિશા અને કાળના પ્રતિકૂળ બંધનને પણ તોડી નાખે છે, બળવાન આત્મા દેશ અને કાળના ગમે તેવા પ્રતિકૂળ સજોગમાં પણ પોતાના આત્મબળવડે દરેક વિઘ્નો ઉપર જય મેળવે છે. શરૂઆતમા કોઈ પણ વ્યક્તિ ગમે એટલી નિર્બળ હોય

તોપણ જો તે દૃઢતાથી પોતાના કાર્યમા અવિરત પ્રવૃત્ત રહે તો અંતે પોતાના લક્ષ્યબિંદુએ પહોંચ્યા વગર રહેજ નહિ દાખલાતરીકે તદ્દન અસંસ્કૃત અને અજ્ઞાન જંગલી પ્રજાઓ તરફ નજર કરો નિરંતર પરિશ્રમ કર્યાથી તેઓએ સંસ્કૃતિના પ્રદેશમાં ઝપાટાબંધ પ્રગતિ કરી છે અને પોતાની અજ્બ્યશક્તિને લીધે આજે ઉંચામા ઉંચુ સ્થાન ભોગવે છે નરમાસનુ ભક્ષણુ કરનાર જંગલીઓના પુત્રો આજે સુસભ્ય અને સુઘડ નાગરિકો બન્યા છે, બ્રિટીશ અમલના પ્રતાપે અસંસ્કૃત સંતાલ પ્રજાના વંશજો યુનિવર્સિટિઓની પરીક્ષામાં ઉચ્ચ વર્ગના વિદ્યાર્થીઓ સાથે સારી રીતે હરિફાઈ કરી શકે છે, અને તેમ થવાથી પિતાના ગુણદોષ બાળકોમાં ઉતરે છે એવુ વર્તમાન વૈજ્ઞાનિકો પોતાની અધુરી શોધને પરિણામે જે માને છે, તે વાત ઉપરથી હવે ધીમે ધીમે વિશ્વાસ ઉઠતો જાય છે

અમુક વર્ગના માણુસો નિશ્ચયપૂર્વક એમ માને છે કે અનાદિ કાળથી જ્ઞાનનો ભંડાર ચાલ્યો આવે છે, જેમા ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળના જ્ઞાનનો સમાવેશ થાય છે તેઓ એમ માને છે કે, આ જ્ઞાનભંડારની ચાવી માત્ર તેમના પૂર્વજો પાસેજ હતી અને તે પ્રાચીન ઋષિઓ જેમણે એ જ્ઞાન સૌથી પ્રથમ પ્રાપ્ત કર્યું હતુ, તેમણે પોતાના વંશજોનેજ એ જ્ઞાનની ચાવી અને તેનુ રહસ્ય વારસામાં આપ્યાં છે એથી કરીને એ જ્ઞાનના ખરા માલિક તેઓ એકલાજ છે, અને બાકીની તમામ પ્રજાઓએ તેમને સન્માન આપવુ જોઇએ એમ તેઓ માને છે

આપણે એવા મહાપુરુષોને પૂછીશુ કે જે લોકોના પૂર્વજો તમારા પૂર્વજો જેવા ન હતા તેમના શા હાલ થવાના ? ત્યારે જવાબ મળે છે કે, "તેમની દુર્ગતિ થયા વગર રહેશે નહિ" વળી કેટલાક વધારે દયાળુ અંતઃકરણવાળા એમ કહે છે કે, "એમની ઇચ્છા હોય તો ભલે તેઓ આવીને અમારી સેવા કરે, એ સેવાના બદલામાં તેઓ બીજે અવતાર અમારા દેશમા જન્મ લેશે. બસ આથી વધારે તેમને આશા આપી શકાય નહિ" વળી આપણે તેમને પૂછીએ કે, "તમારા પૂર્વજોના સ્વપ્નમાં પણ ન હતી એવી હુન્નરકળાની વર્તમાન પ્રજાઓએ તદ્દન અપૂર્વ શોધો કરી છે, અને તમારા પૂર્વજોને તે કળાઓનુ જ્ઞાન હતુ એની જરા પણ સાબીતી નથી એ વાતમાં તમારે શુ કહેવુ છે ?" તો તેઓ જવાબ દે છે, "વાહ ! અમારા પૂર્વજોને એ બધી વિદ્યાઓ આવડતી હતીજ, પણ કાળે કરીને એ વિદ્યાનુ જ્ઞાન દેશમાથી લુપ્ત થઇ ગયુ છે તેથી કરીને અમને તે મળી શકતુ નથી. તમારે તેની સાબીતી જોઇએ છે ? ત્યારે લ્યો સાંભળો આ શ્લોક" એમ કહીને ગમે તેવો એકાદ શ્લોક બોલી દે છે, પરંતુ નવીન સંસ્કારવાળા માણુસોને માત્ર પ્રત્યક્ષ પ્રમાણુજ ગ્રાહ્ય હોવાથી તેઓ આવા ઉત્તર અને પ્રમાણોને હસી કાઢે છે.

સામાન્યરીતે તમામ પ્રકારનુ જ્ઞાન બે ભાગમા વિભક્ત થઈ શકે છે. એક

અપરા વિદ્યા એટલે લાકિક પદાર્થોનુ જ્ઞાન અને બીજી પરાવિદ્યા એટલે આધ્યાત્મિક જ્ઞાન, પહેલા પ્રકારની વિદ્યા નાશવાન વસ્તુઓને લગતી છે અને બીજી આત્માને લગતી છે આ બેઉ પ્રકારના જ્ઞાનમાં અલબત ઘણોજ તફાવત છે અને જે રીતે એક પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઇ શકે તે રીતે બીજા પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી. બન્ને જૂદી જૂદી પદ્ધતિ અને સાધનોથી પ્રાપ્ત થઈ શકે છે. વળી જ્ઞાનની તમામ શાખાપ્રશાખાઓની પ્રાપ્તિને માટે પણ એકજ સામાન્ય રીત બતાવી શકાતી નથી. બેઉ વચ્ચે જે ભેદ છે તે માત્ર અંશભેદ છે, વસ્તુભેદ નથી. ઐહિક અને આધ્યાત્મિક જ્ઞાન એક બીજાથી તદ્દન વિરુદ્ધ અને એક એકનુ ખડન કરનાર છે એમ માની લેવાનુ નથી, પણ ખરૂ જોતાં બેઉ એકજ છે અનતજ્ઞાન જે નાનામાં નાના રજકણુથી તે મોટામા મોટા બ્રહ્માસુધી સર્વત્ર સપૂર્ણરૂપે જોવામાં આવે છે, તેના ક્રમોન્નતિ માર્ગના એ બેઉ જૂદાં જૂદાં પગથીઆ છે. જ્યારે આ અનંત જ્ઞાનનો આવિર્ભાવ નીચલી ભૂમિકામાં થાય છે ત્યારે આપણે તેને ઐહિકજ્ઞાન કહીએ છીએ, અને ઉચી ભૂમિકામા થાય છે ત્યારે તે જ્ઞાન આધ્યાત્મિક કહેવાય છે

બધી જાતનુ જ્ઞાન તો કેટલાક અલૌકિક મહાપુરુષોનેજ પ્રાપ્ત થએલુ હોય છે અને આવા વિશિષ્ટ શક્તિવાળા મહાપુરુષો ઇશ્વિરની આજ્ઞાથી, અથવા કુદરતના ઉચા પ્રકારના નિયમોને વશ વર્તી અથવા તો નિર્માણ થયલા કર્મના અમુક ક્રમાનુસાર જગત્મા અવતાર ધારણ કરે છે, અને આ મહાપુરુષોદ્વારાજ જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે એ સિવાય બીજો માર્ગ નથી" જો ઉપલી માન્યતા સાચી અને નિર્દોષ હોય તો પછી કોઈ પણ નવીન અને અપૂર્વ સત્યનુ શોધન કરવાને માટે પ્રબલ પુરુષાર્થ કરવાની જરૂરજ રહેતી નથી. વળી એમ માની લેવાથી તો મનુષ્ય જાતની જિજ્ઞાસા બુદ્ધિને ઉત્તેજન અને વ્યાયામ ન મળવાથી આખરે તે કટાઇ જઇને સમાજમાંથી સશોધન વૃત્તિજ જતી રહે વળી એથી વધારે ખરાબી એ થાય છે કે જ્યારે કોઈ એક વ્યક્તિ નવીન દિશામા પ્રયત્ન કરે છે ત્યારે સમાજ તેની સામે થાય છે અને તેના ઉત્સાહ અને પ્રયત્નને દબાવી દે છે એથી કરીને શોધનવૃત્તિ મરી જાય છે. મનુષ્યજાતિના કલ્યાણનો માર્ગ ઉપર કહેલા સર્વજ્ઞ મહાપુરુષોએજ હમેશને માટે નિર્માણ કરી રાખેલો છે એવુ જ્યા મનાય છે, ત્યા " એ માર્ગની સીમાથી લેશમાત્ર પણ દૂર જવાથી પોતાનો વિનાશ થશે " એવો સમાજને કુદરતી રીતે ભય રહે છે. એથી કરીને આત્મસરક્ષણને માટે તે તમામ વ્યક્તિઓને સખ્ત કાયદાવડે અને શિક્ષાની ધમકી આપીને પોતાના નિયમોને પૂરેપૂરા અધીન રહેવાની ફરજ પાડે છે તમામ મનુષ્યોને ઉપર કહેલા માર્ગના સાંકડા ચીલામા અધીનપણે જકડાઈ રહેવાની સમાજ ફરજ પાડી શકે, તો મનુષ્યની સ્થિતિ આખરે યત્રવત્ બની ગયા વગર રહે નહિ. મનુષ્યના જીવનનાં એકે એક કાર્ય જો પહેલેથી નિર્માણુજ થયાં હોય તો વિચાર

કરવાની શક્તિનો વિકાસ કરવાની જરૂરજ શી છે? સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર વર્તનને માટે પૂરતો આવકાશજ રહેતો નથી, અને તેમ થવાથી થોડા વખતમા મનુષ્યને તેની ઉચ્ચ શક્તિઓનો ઉપયોગ કરવાની તક ન મળવાથી આખરે તે નિષ્ક્રિય બની જાય છે, નવીન વિચારો ઉત્પન્ન કરવાની શક્તિ ક્ષીણ થાય છે અને એક પ્રકારની તામસિક અને વિષજનિત ઘેનથી ભરેલી નિર્જીવતા આખી પ્રજામાં પથરાઈ જાય છે આમ થતાં તે પ્રજા સપાટાબંધ અધોગત થતી જાય અને વર્તમાન પ્રજાનો વિનાશ થોડા સમયમાં થયા વગર રહેતો નથી એથી ઉલટુ જો આપણે તેનાથી વિરુદ્ધ સિદ્ધાંતને સત્ય માનીએ કે, " જે સમાજની પ્રવૃત્તિ ઉપર કહેલા ઇશ્વરપ્રેરિત મહાત્માઓની આજ્ઞાવડે મર્યાદિત થએલી નથી, તેજ સમાજનો સૌથી વિશેષ અભ્યુદય થવો જોઇએ, " તો હિંદુઓ, ચીનાઓ, ઇજીપ્શ્યનો, ઇરાનીઓ, ગ્રીક અને રોમન લોકો તથા પ્રાચીન અને વર્તમાન કાળની બીજી મહાન્ પ્રજાઓ જેમણે પોતપોતાના યુગાચાર્યોનુ અનુસરણ કર્યું છે, તેમની પાસેથી સંસ્કૃતિ, જ્ઞાન અને સંપત્તિ ચાલ્યાં જવાં જોઇએ અને આફ્રિકાના ઝુલુ લોકો, કાફર અને હોટેન્ટાટ પ્રજાઓ તથા આન્દામાન અને ઓસ્ટ્રેલીયાની અસભ્ય જાતિઓ જેઓ અત્યાર સુધી નિરંકુશપણે જીવન ગાળે છે તેમને તે પ્રાપ્ત થવા જોઇએ

આ બધી બાબતોનો વિચાર કરતાં દરેક મનુષ્યમા અને પદાર્થમાત્રમા જ્ઞાન મૂળથીજ રહેલુ છે, એ એક અનાદિ સત્ય સિદ્ધાંત છે, તોપણ " જગતના મહાપુરુષો જે માર્ગ બતાવે છે તેમા કંઇક વિશેષ મહત્તા છે અને ગુરુશિષ્યની પરંપરાથી જે જ્ઞાન ચાલ્યુ આવે છે તેમાં વિશેષ રહસ્ય રહેલુ છે " એટલું તો સ્વીકારવુ જ પડશે જ્ઞાનના એકંદર સરવાળામા એ બેઉ પોતપોતાનો ફાળો આપે છે અને આપણે એ પ્રત્યેકની મહત્તાના પ્રમાણમાં કિંમત આંકવીજ જોઇએ, પરંતુ સદ્ગુરુઓ પ્રતિ ભક્તિ અને પ્રેમના આવેશમા તણાઈ જઇને તેમના શિષ્યો અને અનુયાયીઓ વિવેકની મર્યાદા સાચવી શક્યા નથી, તેથી ગુરુભક્તિની વેદી આગળ અજાણપણે તેમનાથી સત્યનુ બલિદાન અપાઇ ગયું છે, અને એ મહાપુરુષોના જીવનને તથા તેના હેતુને ન સમજી શકવાથી તેઓ તેમને જગત્ સમક્ષ ખોટા સ્વરૂપમાં રજુ કરે છે આથી કરીને પરિણામ એ આવે છે કે તેઓના ઉપદેશમાં ગુરુભક્તિનો અંશ જોઇએ તે કરતાં વધી જાય છે અને વ્યક્તિની ખાતર સત્ય સિદ્ધાંત માર્યા જાય છે.

એક બીજી વાત સામાન્યરીતે એ જોવામાં આવે છે કે જ્યારે મનુષ્ય ઉપર ઋણુ તેવું વલણ લેવાથી પોતાનુ આત્મબળ ખોઈ બેસે છે, ત્યારે તે પોતાના પૂર્વજોની મોટાઈ અને કીર્તિનુ આળસુની માફક સ્મરણ કર્યા ઉપરાંત વિશેષ કાંઈજ કરી શકતો નથી તેનુ ભક્ત હૃદય તેના પૂર્વજોને સંપૂર્ણપણે અધીન રહેવાનો નિરંતર પ્રયત્ન કરતા કરતાં અંતે પૂરેપૂરૂ નિર્બળ બની જાય છે, અને આખરે તે

એવી સ્થિતિએ જઈ પહોંચે છે કે જ્યારે પોતાની નિર્બળતાને લીધે તેના નિર્માલ્ય પણ ભક્તિપૂર્ણ હૃદયને પોતાનાં પૂર્વજોની મિથ્યા બડાઈ કર્યા કરવી એજ તેના જીવનનો મુખ્ય આધાર સમજાય છે. આપણા પૂર્વજો સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હોય એ વાત કદાચ સાચીજ હોય, તોપણ હાલ તો કાળે કરીને આપણે તે જ્ઞાન ગુમાવી બેઠા છીએ અને તેથી સિદ્ધ થાય છે કે, આપણે એવા પ્રતાપી પુરુષોના નાલાયક તનુજોજ આપણા પ્રમાદને લીધે અથવા બીજા કોઈ દોષને લીધે એ જ્ઞાન ગુમાવનાર હોવા જોઇએ,અને તેથી આપણા પૂર્વજો પાસે જેજ્ઞાન હતુ તે અત્યારે હતા નહોતા જેવુ છે, કારણ કે આપણને તે કામ આવે એમ નથી આપણા દેશમા એ જ્ઞાન હતુ અને પાછળથી અદૃશ્ય થઈ ગયુ છે, એવી વાતો કરવાથી આપણને કશો લાભ નથી જો આપણે તેને પુન પ્રાપ્ત કરવુ હોય તો નવેસરથીજ પ્રયત્ન કરવો જોઇએ અને આપણા પૂર્વજોએ જે પરિશ્રમ લીધો હતો તેવો આપણે અત્યારે ફરી લેવો જોઇએ

નિર્મળ અને વિક્ષેપરહિત અંતઃકરણમાં આધ્યાત્મિક જ્ઞાનનો પ્રકાશ આપોઆપ પડે છે એ વાત તદ્દન સાચી છે અને આત્મ–જ્ઞાન બાહ્ય જગત્માંથી પ્રાપ્ત નથી થતુ એ વાત પણ સત્ય છે, પણ અંતઃકરણને નિર્મળ અને વિક્ષેપરહિત કરવા માટે નિરંતર અભ્યાસ કરવાની અને લાંબા વખતસુધી નીચ મનોવૃત્તિઓ અને લાલચોની સામે મહાભારત યુદ્ધ કરવાની જરૂર છે ભૌતિકજ્ઞાનના પ્રદેશમા થતી નવી નવી શોધખોળના મૂળ તપાસતાં એમ જોવામા આવે છે કે, પ્રકૃતિના જે મહાન્ સત્યો શોધકો વારંવાર શોધી કહાડે છે તે તેમના મગજમા વિદ્યુત્–પ્રકાશના ઝબકારની માફક એકાએક આવિર્ભાવ પામે છે, અને પછી તેને ગ્રહણ કરીને પદ્ધતિસર ગોઠવવાનુજ કર્તવ્ય બાકી રહે છે, પણ અસંસ્કૃત જંગલી મનુષ્યના મગજમા એવા સત્યોનો પ્રકાશ કદિ પણ ઝબૂકી ઉઠતો નથી તેનુ કારણ એટલુંજ છે, કે અમુક વિષયનો અવિરત અભ્યાસ અને લાંબા કાળસુધી અનન્ય ચિંતન કરીને વૈજ્ઞાનિક શોધકો એક પ્રકારની અત્યંત ઉગ્ર તપશ્ચર્યા સાધે છે, અને તેથીજ જે વિષય પાછળ તેઓ લાગે છે તેને લગતા સત્યોનો પ્રકાશ તેમને પ્રાપ્ત થાય છે

જેને આપણે અલૌકિક ઈંદ્રિયાતીત અથવા પ્રેરણાજનિત જ્ઞાન કહીએ છીએ તે બીજુ કાંઇ નહિ, પણ જ્ઞાનપ્રાપ્તિ કરવાની સામાન્ય શક્તિઓના ઉચ્ચતમ વિકાસનુજ પરિણામ છે. અને તે લાંબા તથા નિરંતર અભ્યાસથીજ પ્રાપ્ત થાય છે. સાધારણ અને અસાધારણ વ્યક્તિ વચ્ચે જે તફાવત છે તે માત્ર પોતાની માનસિક શક્તિનો આવિર્ભાવ કરવાની વધતીઓછી કુશળતાનોજ છે પ્રથમ બુદ્ધિના પ્રદેશમાં પ્રયત્ન કર્યાથી અંતે બુદ્ધિ, મન અને ઇન્દ્રિયોથી પર એવા જ્ઞાનનો પ્રકાશ પણ થઇજ જાય છે

મનુષ્યમાત્રમા અનંત પૂર્ણપણે રહેલુ તો છેજ પણ માત્ર તેનો આવિર્ભાવ થયો નથી. ઉંચામા ઉંચા પ્રકારની સાધુતા, પવિત્રમા પવિત્ર ઋષિની અવસ્થા,

અવતારી પુરુષોના જેટલી શક્તિ અથવા તો સ્થૂલ પ્રદેશમાં વિજય મેળવનારા વીર પુરુષોનુ સામર્થ્ય—એ સર્વ શક્તિઓ મનુષ્યમાત્રમા બીજરૂપે સુષુપ્ત દશામાં પડેલી છે, અને હરકોઇ તેનો આવિર્ભાવ કરી શકે છે એ પૂર્ણતાને પ્રકટ કરવા માટે સમયની અને સાચી દિશામાં પ્રયત્ન કરવાનીજ જરૂર છે જે સમાજમા એકવાર મહાપુરુષો ઉત્પન્ન થયા હતા તે સમાજ તેવા મહાપુરુષોને ફરીથી ઉત્પન્ન કરે એ તદ્દન સભવિત છે વળી મહાન યુગાચાર્યોના છત્ર નીચે રહેવાથી અમુક સમાજ જેટલી પ્રગતિ કરી શકે તેટલી કેવળ પોતાના સ્વાશ્રયથી કરી શકતી નથી, પણ તેની સાથે એમ પણ કબૂલ કરવુ પડશે કે, જે સમાજમા એવા શક્તિસપન્ન નેતાઓ હાલ નથી ત્યા તેઓ પ્રકટ થશે અને ભવિષ્યમા તેઓ સમાજને પ્રથમના જેવીજ ત્વરિત ગતિથી ઉન્નતિના માર્ગ તરફ દોરી જશે

---

# पाउहारी बावानुं टुंकुं जीवनवृत्तांत

દુ ખમાં સડતા જગતને સહાયતા કરવી એ કાર્ય મહાન્ અને અત્યત અગત્યનુ છે એવુ બતાવનાર બુદ્ધ ભગવાને સ્થાપેલા ધર્મના બીજા પણ કેટલાએક અગો છે, પરતુ હાલ આપણે તે અગોને બાજુ મૂકીશુ. “ કેવળ સ્વાર્થમય જીવનને વળગી રહેવુ એમા તો પૂર્ણ નિષ્ફળતાજ રહેલી છે.” એ સત્યનો સાક્ષાત્કાર કરવા માટે બુદ્ધને પણ વર્ષોના વર્ષો સુધી આત્માવલોકન કરવું પડયુ હતુ એમના કરતા વિશેષ નિ સ્વાર્થી અને અવિશ્રાંતપણે જગતની સેવા કરનાર મહાત્મા આપણી કલ્પનામા પણ આવી શકે એમ નથી, એટલુજ નહિ પણ વસ્તુનુ સત્ય સ્વરૂપ સમજવાને તેમના જેટલો પરિશ્રમ કરનાર પણ બીજો કોઇ નર પાકયો નથી. સર્વકાળમાટે આ એક સામાન્ય નિયમ છે કે જેમ કાર્ય વિશેષ મહત્ત્વનુ હોય છે તેમ તે કાર્યને પ્રેરનાર આત્માનુ આત્મબળ પણ વિશેષ હોય છે કુશળતાથી ઘડાઇને તૈયાર થયેલી યોજનાને વ્યાવહારિક સ્વરૂપ આપવામા તથા તેના દરેક નાનામોટા અગને પૂર્ણ કરવામાં કદાચ વિશેષ એકનિષ્ઠ આત્મબળની જરૂર ન પડે, પણ કાર્ય કરવાને પ્રેરણા કરનાર મૂળ બળ તો એ એકાગ્રતાની મૂર્તિરૂપજ હોય છે નાના કાર્યોમાટે કદાચ રૂઢ થયેલી પદ્ધતિનુ અનુસરણ પૂરતુ ગણાય, પણ જે આઘાતથી પાણીમાં નાની તરંગાવલિ ઉત્પન્ન થાય છે તેના કરતા બળવાન મોજા ઉત્પન્ન કરનાર શક્તિ તો કોઇક ભિન્ન પ્રકારનીજ હોય છે, કે જે શક્તિના અલ્પ અશવડે પણ નાની તરગાવલિ ઉપજાવી શકાય છે મનના વ્યાપારના મૂળરૂપ ભૂમિકાઓમા કાર્યરૂપી મહાન્ મોજા ઉત્પન્ન થઈ શકે, તે પહેલાં સત્યને—તદ્દન સાચા અમિશ્રિત સત્યને

શોધીને પોતાનુ કરી લેવાની જરૂર છે. જો કે તેમ કરતાં હૃદયના એકેએક તાર તૂટી જાય, સ્વાર્થરહિત અને સત્ય હેતુને સમજવામાટે કદાચ શરીરના એકેએક અવયવનો ભોગ આપવો પડે તોપણુ માર્ગ તો એજ છે સમય જતા એ સૂક્ષ્મ અને અદૃશ્ય આત્મબળની આસપાસ સ્થૂળ પદાર્થો ખેચાઇને એકત્ર થવા માંડે છે અને એમ કરતા કરતાં જે પ્રથમ માત્ર વિચારજ હતા તે સ્થૂળ કાર્યનુ સ્વરૂપ લે છે, જે કારણુ હતુ તે કાર્યરૂપ, પરિણામરૂપ પામે છે અને પ્રથમ જે માત્ર સભવિત દેખાતુ હતું તે પ્રત્યક્ષ થાય છે

હજારો પ્રતિકૂળ સજોગોને લીધે અટકી રહેલુ મૂળ કારણુ વહેલુ મોડુ પરિણામરૂપે પ્રત્યક્ષ થયા વગર રહેતુજ નથી, અને એક બળવાન્ વિચાર જે આરભમા ગમે તેટલો શક્તિહીન દેખાતો હોય તોપણુ એકવાર વાસ્તવિક કાર્યના પ્રદેશમાં તે વિજયી થયા વગર રહેતોજ નથી ઇંદ્રિયસુખમાટેના પદાર્થોની ઇચ્છા જે ધોરણે પૂરી પડે છે તે ધોરણે એકાદ મહાન્ અને નિષ્કામ વિચારની તુલના કરવી વાજબી નથી

પ્રાણીઓ જેમ નીચી કોટિના હોય છે તેમ તેઓ ઇંદ્રિયજન્ય સુખમા વિશેષ આબદ્ધ થએલા હોય છે અને તેમના જીવનનો મોટો ભાગ ઇન્દ્રિય ભોગમાંજ વ્યતીત થાય છે મનુષ્યમા રહેલા પાશવ અશને—ઇન્દ્રિયસુખની લોલુપતાને જે સસ્કૃતિ દૂર કરે છે, અને શરીરના બહારના સુખ કરતાં મનની ઉચી ભૂમિકાઓમાં પ્રાપ્ત થતા આનદના સ્વમને જે સસ્કૃતિ મનુષ્યની આગળ રજુ કરે છે, તેનુજ નામ ખરી સંસ્કૃતિ કહી શકાય

મનુષ્યને આ વસ્તુનુ જ્ઞાન સ્વાભાવિક રીતેજ હોય છે દરેક અવસ્થામા આ બાબત વિષે કદાચ તે વિચાર ન બાંધી શકે એ ખરૂ છે ભાવનામય જીવન વિષે માણુસોમા ભિન્ન ભિન્ન અભિપ્રાય પણુ જોવામા આવે છે, છતા પણુ દરેક મનુષ્યમા ભાવનાનુ અનુસરણુ તો સ્વીકારાયલુ હોય છેજ અનેક પ્રકારના અતરાયો હોવા છતાયે મનુષ્ય ભાવનાના બળવડેજ આગળ પ્રગતિ કરે છે ચમત્કાર કરનારને, વૈદ્યને, જાદુગરને, ધર્મોપદેશકને તેમજ વૈજ્ઞાનિક પડિતોને મનુષ્ય સન્માન આપે છે, તેનુ પણુ આજ કારણુ હોય છે ઇન્દ્રિયાતીત ઉચ્ચ પ્રદેશમા સચરવાની શક્તિ ઉપરથીજ મનુષ્યનો વિકાસ માપી શકાય છે, અને જેમ જેમ એવી ભૂમિકામા વધારે વખત રહીને ભાવનારૂપી પ્રાણુવાયુને તે પોતાના જીવનમા જેટલે અશે દાખલ કરી શકે છે તેટલે અંશેજ તે સસ્કૃતિ પામેલો મનાય છે

જીવનની સ્થૂળ આવશ્યકતાઓ પૂરી કરવામા માણુસને જેટલો વખત ગાળવો પડે છે, તે સિવાયના બાકીના વખતમા સસ્કૃતિ પામેલા મનુષ્યને કહેવાતા સુખનો એટલે કે ઇન્દ્રિયોના ઉપભોગનો કટાળો આવે છે એ વાત અવલોકન કરતા સ્પષ્ટ માલમ પડે છે, અને એવા પણુ દૃષ્ટાંત જોવામા આવે છે કે મનુષ્ય જેમ જેમ

આગળ વધતો જાય છે, તેમ તેમ જીંદગીની જરૂરીઆતોને લગતા ક્રમોમાં પણ તેનો ઉત્સાહ મંદ પડતો જાય છે

વિલાસના વિષયોને પણ ભાવના અને આદર્શના ધોરણે એક એકથી ઉંચા ક્રમમાં ગોઠવી શકાય છે, અને જેટલે અંશે વિલાસના સાધનોમાં ભાવનામય જીવનને સ્થાન મળે છે તેટલે અંશે તેમાં પણ કલાનું તત્ત્વ ઉમેરાયલુંજ હોય છે. દરેક ઉંચા પ્રકારની કળા આજ ધોરણે રચાય છે

"—આ જગત્માં એક પ્રકારની ચેતના પ્રવેશ કરે છે અને આપણને પ્રત્યક્ષ થતા જૂદા જૂદા રૂપમાં આવિર્ભાવ પામે છે, છતાં પણ એ ચેતના આ દૃશ્ય જગત્ કરતાં પણ વિશેષ વ્યાપક છે" અલબત્ત અનંત ગણી વ્યાપક છે અને એની અમર્યાદિત ભાવનાનો એક ઘણોજ ક્ષુદ્ર અંશ માત્ર આ જડ પદાર્થની ભૂમિકામાં પ્રવેશ કરી શકે છે. તેના વડે મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય છે, એ કરતાં તેનો જે મહાન્ અને અકલ્પ્ય અંશ રહેલો છે તેને સામાન્ય મનુષ્યો સ્પર્શ પણ કરી શકતા નથી એ અતીંદ્રિય તત્ત્વ હમેશાં આપણી નજરની બહાર હોય છે અને તેને જડ સૃષ્ટિમાં ઉતારવાના મનુષ્યો જ્યારે જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે તેમાં તેમને નિષ્ફળતાજ મળે છે આથી કરીને એ તત્ત્વને જો પ્રાપ્ત કરવું હોય તો તેને આપણી ભૂમિકામાં ન ઉતારતાં આપણેજ તેની ભૂમિકામાં ઉપર જવાનો યત્ન કરવો જોઇએ એ સિવાય બીજો માર્ગ નથી જો એમાંથી પ્રાપ્ત થતો આનંદ ભોગવવો હોય, એનો પ્રકાશ ઝીલવો હોય અને આપણા જીવનના ધબકારાની જગતના આદિ કારણ સાથે એકતા કરવી હોય, તો આપણે ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાઓમાં જવાનો યત્ન કરવો જોઇએ

માત્ર જ્ઞાનવડેજ આ અદ્ભુત પ્રદેશમાં પ્રવેશ કરાય છે જ્ઞાનવડેજ મનુષ્ય પશુની અવસ્થામાંથી દેવની અવસ્થામાં પ્રવેશ કરી શકે છે જે જ્ઞાન અંતે આપણને એવા એક પરમ તત્ત્વની સાથે ઐક્ય કરાવે કે, "જેને જાણ્યા પછી બાકીનું બધું જ જાણી શકાય છે" જે જ્ઞાનનું પણ જ્ઞાન છે, જેના પ્રભાવવડે ભૌતિક વિજ્ઞાનમાં ચેતના આવે છે તે "પરાવિદ્યા" એજ ઉંચામાં ઉંચા પ્રકારનું જ્ઞાન છે, તેજ મનુષ્યને પૂર્ણ ભાવનામય જીવન ગાળવાનું સામર્થ્ય અર્પે છે. જે પ્રજાએ આ જ્ઞાનને પરાવિદ્યા એવું નામ આપ્યું છે તેને ધન્યવાદ આપવો ઘટે છે

આ તત્ત્વ દૃશ્ય જગત્માં તેના ખરા સ્વરૂપમાં ભાગ્યેજ જોવામાં આવે છે, તો પણ તેનું અસ્તિત્વ તો છેજ ઉત્તમ ભાવનાને વિકારી ન થવા દેતાં દૃષ્ટિગોચર રાખવી એ આપણું કર્તવ્ય છે. પછી ભલે આપણે તેના તરફ ઉતાવળે પગલે વધીએ કે કીડીને વેગે જઇએ, પણ તે ભાવના તો આપણી સન્મુખ હમેશાં રહેવીજ જોઇએ આપણે આપણી દૃષ્ટિ આગળ જડતાનો પડદો આવવા દઇને તેના પ્રકાશને ઘણીવાર અટકાવીએ છીએ, તોપણ આપણા દરેક કાર્યમાં તેની થોડી ઘણી અસર

થયા વગર રહેતીજ નથી.

સ્થૂળ સૃષ્ટિનુ વાસ્તવિક મૂળ ભાવનામાંજ છે આપણી પહેલાંની ભાવનાજ આપણા આધુનિક જીવનમા સચરી રહેલી છે, આધુનિક જીવનરૂપ બની રહેલી છે આપણે તત્ત્વવિચાર કરતા હોઇએ અથવા તો જીદગીને લગતાં સ્થૂળ કાર્યોમાં રોકાયલા હોઇએ ત્યારે પણ આ ભાવનાથી આપણે તદ્દન બહિર્મુખ તો થઇ શકતાજ નથી આપણે તેનો પ્રભાવ જાણીએ કે ન જાણીએ તોપણુ તેના પ્રકાશના કિરણુ જગતના સ્થૂળ આવરણુના નાનાં છિદ્રોમાં થઇને પણુ આપણા ઉપર સીધી અથવા આડકતરી રીતે ઘણીવાર પડયા વગર રહેતાંજ નથી આપણુ દરેક કાર્ય તે કિરણોના પ્રકાશવડેજ કરાય છે અને દરેક પદાર્થ ઉપર તેનો પ્રકાશ જેટલે અશે પડે છે તેટલે અંશેજ તે સુદર અથવા બેડોળ બને છે આપણે જેવા હાલ છીએ તેવા બનાવનાર પણુ એ ભાવનાજ છે અને ભવિષ્યમાં આપણે જેવા થઇશુ તેવા કરનાર પણુ તેજ છે. એ ભાવનાના પ્રભાવથી આપણે પૂરેપૂરા આચ્છાદિત છીએ તેનુ અસ્તિત્વ આપણુને હર્ષ અને શોકને પ્રસગે, ઉદાર તેમજ નીચ કાર્યોમા અને આપણા સદ્‌ગુણોમા તેમજ દુર્ગુણોમા—દરેકમા પ્રતીત થાય છે

વળી સ્થૂળ કાર્ય ઉપર જેમ ભાવનાનો અધિકાર છે તેમ ભાવનાનુ સ્વરૂપ ઘડવામાં આપણા કાર્યનો અશ પણુ ઓછો નથી ભાવનાનુ સત્ય અને ઉચ્ચતાપણુ તે જ્યારે કાર્યમાં પરિણામ પામે છે, ત્યારેજ પ્રત્યક્ષ થાય છે. ભાવનાનો પરિપાક તેનાથી થતા કાર્ય ઉપરથીજ જાણી શકાય છે

કાર્યવડેજ ભાવના પ્રત્યક્ષ રીતે અનુભવી શકાય એવુ સ્વરૂપ ધારણુ કરે છે અને આપણાથી ગ્રહણુ કરી શકાય તેવી બને છે કાર્યોના પગથીઆ ઉપર થઇનેજ આપણે ભાવના તરફ ચઢતા જઇએ છીએ અને તેવડે આપણા કાર્યમાં આપણુને ઉત્સાહ પ્રાપ્ત થાય છે.

પોતાની ઉચ્ચ ભાવનાને જીવનમા ઉતારી શકે તેવો મનુષ્ય ભાવનાનુ સુદરમા સુદર શબ્દોમા વર્ણુન કરનારા અને પોતાની બુદ્ધિના પ્રભાવવડે સારા સારા સિદ્ધાંતોનુ દોહન કરનારા હજારો મનુષ્યો કરતા વધારે બળવાન્ છે.

દર્શનશાસ્ત્રોનો જો ધર્મની સાથે યોગ કરવામાં ન આવે અને એ શાસ્ત્રોના રહસ્યને થોડે ઘણે અશે પણુ વ્યાવહારિક સ્વરૂપ આપનારા અનેક મનુષ્યો ન મળી આવે તો માત્ર વાણી અને વિચારમાંજ પૂરાઇ રહેલાં શાસ્ત્રો મનુષ્યજાતિને કશા ઉપયોગનાં નથી; અથવા બહુ તો બુદ્ધિવિષયક વ્યાયામ તરિકેજ તે ઉપયોગમાં આવે છે.

બધા માણસો ભાવનાની સાથે વ્યવહારની એકતા કરી શકતા નથી, પણુ કેટલાક ઉચી કોટિના આત્માઓજ તેમ કરી શકે છે સાધારણુ માણસો તો જેમ વધારે ઉડો વિચાર કરતા જાય છે તેમ તેમ તેમની કાર્યશક્તિ મદ થતી જાય છે અને

એકલા કાર્યમાંજ તલ્લીન થવાથી વિચાર કરવાની તેમજ આદર્શ ઘડવાની શક્તિ ક્ષીણ થાય છે. મોટા મોટા વિચારકો જગત્મા સુદર ભાવનાઓજ મૂકી ગયા છે અને તે ભાવનાઓ કાર્યનુ સ્વરૂપ લે તેને માટે લાબા સમયની અપેક્ષા રહે છે, તેનું કારણ પણ આજ છે તેમની ભાવનાઓ ગ્રહણ કરીને તેમને કાર્યનુ સ્વરૂપ આપવા માટે અને જગત્માં તેમનો પ્રચાર કરવા માટે કાર્યદક્ષ માણસો જન્મે ત્યાંસુધી તેમને રાહ જોવી પડે છે, પણ આ શબ્દો લખતી વખતે મારી નજર આગળ અર્જુનના મહાન્ સારથીની મૂર્તિ ખડી થાય છે તે જાણે યુદ્ધ કરવા તત્પર થયેલાં બન્ને સૈન્યની વચ્ચે કવચ અને આયુધ ધારણ કરીને પોતાના પાણીદાર ઘોડાઓને કાબૂમા રાખતા રથમા ઉભા છે, તેમની તીક્ષ્ણદૃષ્ટિ વિશાળ સૈન્ય ઉપર ફરી વળે છે અને જાણે બેઉ પક્ષના સૈન્યોની ઝીણામા ઝીણી વિગતની ક્ષણવારમા તુલના કરે છે, તેની સાથે જાણે ભયભીત થયલા અર્જુનને વિદ્યુતાત્મક શક્તિથી નવચેતન આપનાર શબ્દો જે તેમના બીજા કાર્યો કરતા વધારે અદ્દભુત હતા, તે મારે કાને અથડાય છે તે કહે છે કે, " હે અર્જુન, જે પ્રવૃત્તિમાં નિવૃત્તિ ભોગવે છે અને નિવૃત્તિમા પ્રવૃત્તિ આરભે છે તેજ જ્ઞાની છે, તેજ યોગી છે, અને તેજ વાસ્તવિક અકર્તા છે

ઉપરના સૂત્રમાં સર્વોચ્ચ અને સપૂર્ણ આદર્શ સમાયલો છે, પણ ઘણાજ થોડા માણસો તેનો અનુભવ કરી શકે છે, તેથી આપણે તો જે જૂદી જૂદી વ્યક્તિઓએ પોતાના જીવનમા મનુષ્યત્વની પૂર્ણતાની જે જે કળાઓનુ દર્શન કરાવ્યુ છે તેનો સ્વીકાર કરીનેજ સતોષ માનવાનો છે

ધર્મોના ઇતિહાસ જોતાં આપણને કેટલાક મનુષ્યો જ્ઞાનસમાધિમા લીન થયેલા, કેટલાક માનવજાતિની સેવાપરાયણ, કેટલાક આત્મસાક્ષાત્કારમાટે બલાર્પણ કરનારા અને કેટલાક અત્યંત દીન અને નમ્ર પ્રકૃતિના પુરુષોનુ દર્શન થાય છે

આપણી કથાના નાયકમા આશ્ચર્યકારક દીનતા અને ઉગ્ર સાક્ષાત્કારની ભાવના હતી કાશી પાસે આવેલા નાના ગામડામા એક બ્રાહ્મણને ઘેર તેનો જન્મ થયો હતો તેનુ મૂળ નામ જાણ્યામા નથી પણ ઉત્તરાવસ્થામાં લોકો તેમને પાઉહારી બાવાના નામે ઓળખતા હતા નાની વયમા તે ગાઝીપુરમા પોતાના કાકાને ઘેર રહેતા અને વિદ્યાભ્યાસ કરતા

વર્તમાન સમયમા હિદુ સાધુઓ ચાર વિભાગમા વહેચાઇ ગયા છે—સન્યાસીઓ, યોગીઓ, વેરાગીઓ અને માર્ગીઓ, સન્યાસીઓ, શકરાચાર્યના અનુયાયી હોઇ અદ્વૈતવાદી હોય છે યોગીઓ અદ્વૈતવાદનો સ્વીકાર તો કરે છે પણ તેઓ જે પ્રકારે યોગસાધન કરે છે તે જૂદા પ્રકારનુ હોવાથી તેઓ સન્યાસીઓથી જૂદા પડી જાય છે વેરાગીઓ રામાનુજાચાર્ય અથવા કોઇ બીજા વૈષ્ણવાચાર્યના અનુયાયી હોઇ

દ્વૈતવાદને માને છે, અને માર્ગીઓ દ્વૈતવાદ તેમજ અદ્વૈતવાદ બેમાંથી ગમે તેનો છૂટથી સ્વીકાર કરે છે અને તેમના સંપ્રદાયની ઉત્પત્તિ મુસલમાન પાદશાહોના વખતમાંજ થએલી કહેવાય છે પાઉહારી બાવાના કાકા રામાનુજના એટલે શ્રી સંપ્રદાયના વૈષ્ણવ હતા. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા ગંગાને કિનારે ગાઝીપુરથી ઉત્તરમા બે માઇલને છેટે તેમની કેટલીક જમીન હતી ત્યા તેઓ રહેતા હતા પોતાને ઘણા ભત્રિજા હોવાથી તેમણે પાઉહારી બાવાને દત્તક લઇને પોતાની પાસે રાખ્યા અને પોતાના મરણ પછી તેને વારસો આપવાનો ઇરાદો રાખતા હતા

પાઉહારી બાવાના આ સમયના જીવનવિષે ઘણું જાણવામા આવ્યુ નથી, તેમજ તે મોટપણે જે વિશેષ લક્ષણોવડે ઘણા નામાંકિત થયા તેના અંકુરો તે વખતે ફુટયા હોય એવુ માનવાને પણ કશુ કારણ નથી માત્ર વ્યાકરણ, ન્યાય અને પોતાના સંપ્રદાયના ગ્રંથોનો તે વખતે તેઓ ઘણોજ શ્રમ લઈ અભ્યાસ કરતા એટલુજ જાણી શકાય છે તે ચંચળ, આનંદી અને ટીખળી સ્વભાવના હતા અને ઘણીવાર તેમના અડપલાથી સહાધ્યાયીઓની લાગણી દુખાય તેટલે દરજ્જે પણ તેમની મશ્કરીઓ ચાલુ રહેતી

આ પ્રમાણે જે બાળક ભવિષ્યમા એક સતપુરુષ થવાનો હતો તેની બાલ્યાવસ્થા પસાર થઇ. જૂની પદ્ધતિના હિંદુસ્તાનના વિદ્યાર્થીઓની ઢબે તે અભ્યાસ કર્યા જતા હતા. પોતાના અભ્યાસ તરફ અસાધારણ લક્ષ અને ભાષાઓનુ જ્ઞાન મેળવવા તરફ ખાસ વલણ એ બે ગુણો શિવાય આ સરળ, આનંદી અને રમતીઆળ વિદ્યાર્થીના જીવનમાં એવુ કશુ પણ અસાધારણ લક્ષણ ન હતુ કે ભવિષ્યમાં તે અત્યંત ગંભીરરૂપ ધારણ કરશે, અને તેનુ જીવન ઘણુજ આશ્ચર્યકારક અને ઉગ્ર ત્યાગમા પરિસમાપ્ત થશે તેની આગાહી કરી શકાય ત્યાર પછી તેના જીવનમા એક પ્રસંગ એવો બન્યો કે જેથી કરીને આ તરુણ વિદ્યાર્થીને જિંદગીમાં પહેલીજવાર મનુષ્યજીવનની ગંભીરતા સમજાઇ, તેનુ લક્ષ જે અત્યાર સુધી પુસ્તકોમાંજ હતુ ત્યાથી બહાર નીકળીને પોતાની વિચારસૃષ્ટિનુ સૂક્ષ્મ પૃથક્કરણ કરવામાં રોકાયુ અને ધર્મમાથી પુસ્તકીઆ જ્ઞાન ઉપરાંત વિશેષ અનુભવ પ્રાપ્ત કરવાની વૃત્તિ થઈ એ બનાવ તેના કાકાના મરણનો હતો. એક સ્નેહાળ આત્મા જેના તરફ તેના યુવાન અંતઃકરણનો પ્રેમ એકજ ધારાએ વહન કરતો હતો, તે ચાલ્યો જવાથી તેના સ્નેહી હૃદયને શોકનો સખત આઘાત થયો અને પોતાને પડેલી ખોટ પૂરવાને જેનામાં કદિ પણ પરિવર્તન થતુ નથી એવા સ્થાયી અને સનાતન તત્ત્વની શોધ કરવા માંડી.

હિંદુસ્તાનમા ગુરુ વિના કોઇ પણ કાર્ય થઈ શકતુ નથી, હિંદુઓના મત પ્રમાણે પુસ્તકો તો બહારના ખોખા છે. ખરેખરૂ જ્ઞાન યાને જીવનપ્રદ રહસ્યો તો માત્ર ગુરુ અને શિષ્યની પરંપરાદ્વારાજ પ્રાપ્ત થઈ શકે છે, આ નિયમ દરેક કળા

અને વિજ્ઞાનના વિષયને લાગુ પડે છે, અને ધર્મમા તો તે વિશેષ રીતે પળાતો જોવામાં આવે છે

છેક પ્રાચીન કાળથી ભરતખડમા જ્ઞાનપિપાસુ અને મુમુક્ષુ વ્યક્તિઓ હમેશાં આતર્જીવનના ભેદોનો સતત અને અસ્ખલિત રીતે અભ્યાસ કરવા માટે એકાંતનુ સેવન કરતી આવી છે, અને આજે પણ ત્યાં એવુ એક પણ અરણ્ય, પર્વત કે તીર્થ નથી કે જ્યા દતકથા પ્રમાણે કોઈ મહર્ષિએ નિવાસ કર્યો ન હોય

આપણા દેશમાં એક એવી કહેવત પ્રચલિત છે કે, "વહેતુ પાણી અને ફરતો સાધુ નિર્મળ હોય છે," આથી કરીને જેઓ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને સાધુ જીવન ગાળવાનુ વ્રત લે છે, તેઓ ભરતખડના જુદા જુદા પ્રાંતોમાં આવેલા તીર્થોની યાત્રા કરવામાં ઘણો વખત ગાળે છે આમ કરવાથી તેમનુ જીવન શુષ્કન બનતા જુદા જુદા ગામમા વસતા લોકોને જ્ઞાન પ્રાપ્ત કરવાની સગવડ મળે છે ભરતખંડને ચાર ખૂણે આવેલાં પવિત્ર તીર્થોની યાત્રા કરવી એ તો દરેક સાધુનુ કર્તવ્યજ ગનાય છે

આપણો તરુણ બ્રહ્મચારી જ્યારે પર્યટન કરવા નીકળ્યો ત્યારે ઉપર કહેલી બધી બાબતોનો તેણે વિચાર કર્યો હતો, પણ તે ઉપરાત તેનો મુખ્ય હેતુ પોતાના હૃદયમાં જાગેલી જ્ઞાન મેળવવાની તૃષાને તૃપ્ત કરવાનો હતો તેમના પ્રવાસવિષે વિશેષ માહિતી મળી શકતી નથી, પણ રામાનુજ સપ્રદાયનુ સાહિત્ય દ્રાવિડી ભાષામા લખાયલું છે તે ભાષાનુ, અને ચૈતન્યના વૈષ્ણવ સપ્રદાયનુ સાહિત્ય જે ભાષામાં છે તે બગાળી ભાષાનુ તે સારૂ જ્ઞાન ધરાવતા હતા, તે ઉપરથી અનુમાન થઇ શકે છે કે, દક્ષિણ તેમજ બગાળામાં તેઓ ઘણો વખત રહ્યા હશે

પણ તેમના જૂના મિત્રો તેમણે અમુક સ્થાનમા કરેલા નિવાસને ઘણુ મહત્ત્વ આપે છે તે સ્થાન કાઠિયાવાડમાં આવેલો ગિરનાર પર્વત છે તેઓ કહે છે કે આ ઠેકાણે પાઉહારી બાવાએ યોગાભ્યાસની પ્રથમ શરૂઆત કરી હતી

આ પર્વત પ્રાચીન સમયમા બૌદ્ધ સાધુઓનુ પવિત્ર તીર્થ હતુ તેની તળેટીમાં એક પ્રચડ ખડક ઉપર "દેવોના પ્રિય" ચક્રવર્તી રાજા અશોકના આદેશો કોતરાયલા છે તેથી નીચે ઘણા સૈકાઓથી વિસારે પડેલા, ઝાડીથી ઢકાઇ ગયલા અને ગિરનારની ટેકરીઓ તરીકે માનવામા આવેલા વિશાળ બાજઠગોળ આકૃતિના સ્તૂપો જોવામા આવે છે વળી જેનો બૌદ્ધધર્મ પોતાના સપ્રદાયનુ માત્ર નવીન રૂપાતરજ છે એમ માને છે અને દિગ્વિજયી બૌદ્ધધર્મ વર્તમાન હિંદુધર્મમા ઓતપ્રોત થઈ ગયો, ત્યાં સુધી જે સપ્રદાયના અનુયાયીઓએ સ્થાપત્ય કળાના પ્રદેશમાં નહિ સમજી શકાય તેવા કારણને લીધે પ્રવેશ કર્યો ન હતો તે જૈનધર્મના લોકો પણ આ પર્વતને પવિત્ર માને છે. વળી એ ગિરનાર પર્વત પરમ અવધૂત ગુરુ દત્તાત્રેયના નિવાસથી પાવન થયલો છે એવુ હિંદુઓનુ પણ માનવુ છે, અને લોકકથા પ્રમાણે હજી પણ

મહાન્ યોગીઓ અને સિદ્ધપુરુષો અધિકારી પુરુષોને એ પર્વતના પ્રદેશમા દર્શન આપે છે

આ તરુણ બ્રહ્મચારીના જીવનનો બીજો અગત્યનો પ્રસંગ એ છે કે ગંગાકિનારે કાશીની પાસે એક સન્યાસીના શિષ્ય બનીને પોતે યોગસાધના કરતા હતા તે વિષેનો છે એ સન્યાસી નદીકિનારે ભેખડની અંદર ઉંડી ગુફા ખોદીને રહેતા હતા. પાઉહારી બાવા ઉત્તરાવસ્થામાં ગાઝીપુર પાસે ગંગાને કિનારે ઉંડી ગુફા ખોદાવીને તેમા બેસીને જે યોગસાધનાઓ કરતા હતા, તેની શરૂઆત અહીંથીજ થયેલી હોવી જોઇએ. યોગીઓ હમેશા ગુફામાં અથવા એવીજ કોઇ જગ્યાએ રહેવાની સલાહ આપતા આવ્યા છે, કારણ કે ત્યા ઘણી ગરમી હોતી નથી, તેમજ એકાગ્રતાનો ભંગ કરે એવા અવાજો પણ કાને આવતા નથી

વળી એજ અરસામાં તેઓ કાશી જઇને કોઇ સન્યાસી પાસે અદ્વૈતવાદનો અભ્યાસ કરતા હતા એવુ પણ જાણ્યામા છે.

એજ પ્રમાણે અનેક વર્ષો સુધી પર્યટન, અભ્યાસ અને સાધના કર્યા પછી તે તરુણ બ્રહ્મચારી પોતાના મૂળ નિવાસસ્થાનમા પાછા આવ્યા જો તેના કાકા જીવતા હોત તો એક પ્રાચીન મહર્ષિએ પોતાના પુત્રના ચહેરામા જે તેજનો ચમકાર જોયો તે તેજનુ તેને પોતાના જુવાન ભત્રિજામા દર્શન થાત, અને તે ઋષિની પેઠેજ બોલત કે, "વત્સ! આજે તારો ચહેરો બ્રહ્મતેજથી દેદીપ્યમાન થઇ રહ્યો છે." પણ હવે તો તેને આવકાર આપનાર તેના બાળપણુના સહાધ્યાયીઓજ રહ્યા હતા, કે જેઓમાના ઘણા ખરા ક્ષુદ્ર વિચાર અને ક્ષુદ્ર સસારબંધનમા ફસાઇ પડ્યાજ હતા, તેમ છતા તેઓ પણ પોતાના એકવારના રમતના અને અભ્યાસના સોબતીના ચારિત્ર્ય તેમજ કાન્તિમા વિસ્મયકારક અને ગૂઢ પરિવર્તન તેમજ દર્શનમાત્રથીજ જોનારને દીન બનાવી દે એવી શક્તિ જોઇ શક્યા પણ તેથી કરીને તેના જેવા થવાની તેમને કોઇને ઇચ્છા થઇ નહિ, તેમજ આ પરિવર્તનનુ કારણ શોધવાની પણ તેમને જિજ્ઞાસા થઈ નહિ

એ દરમ્યાન આ સતના વિશેષ લક્ષણો હવે દિવસે દિવસે વધારે સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યા તેણે પોતાના કાશીનિવાસી ગુરુની પેઠે એક ગુફા ખોદાવી અને તેમા કલાકોના કલાક સુધી રહેવા માંડયુ ત્યાર પછી આહારના સબંધમાં તેણે એક ઉગ્ર તપશ્ચર્યા શરૂ કરી. આખો દિવસ તે પોતાના નાના આશ્રમમાં કામ કરતા, પોતાના ઇષ્ટદેવ રામચંદ્રની સેવા કરતા, સ્વાદિષ્ટ ભોજન બનાવતા, રાંધવામાં તે નિપુણ હતા એમ કહેવાય છે તમામ પ્રસાદ લોકોને વહેચી આપતા, રાત પડતાં સુધી તેમની જૂદે જૂદે પ્રકારે સેવા કરતા અને જ્યારે બધા સુઇ જતા ત્યારે છાનામાના બહાર નીકળી ગંગા તરીને સામે પાર ચાલ્યા જતા. ત્યાં આખી રાત યોગસાધના અને પ્રાર્થનામાં ગુજારતા, પરોઢીએ મુકામપર આવીને સૌને જગાડતા, અને એ પ્રમાણે જનસેવા કરવાનો

તેનો કાર્યક્રમ પાછો શરૂ થતો

એ દરમિયાન તેમનો આહાર દિવસે દિવસે કમી થતો ગયો અને એમ કહેવાય છે કે, આખરે તે ફક્ત કડવા લીંબડાનાં થોડાંક પાન કે મરચાં ઉપરજ નિર્વાહ કરવા લાગ્યા. પછી દરરોજ રાત્રે સામા કિનારે જંગલમાં જવું છોડી દીધું, અને ગુફામાં વધારે વધારે રહેવા લાગ્યા. એમ કહેવાય છે કે તે ગુફાની અંદર દિવસના દિવસ અને મહિનાના મહિના બેસીને ધ્યાનમાં નિમગ્ન રહેતા. આટલી લાંબી મુદત સુધી તે શું ખાઈને રહેતા તે કોઈ કહી શકતું નથી, તેથીજ લોકોએ તેમને પવન આહારી એવું નામ આપ્યું, અને તેના ઉપરથી પાઉહારી એવું રૂપાંતર થયું.

તેમણે પોતાના જીવનમાં આ સ્થાન કદિ છોડ્યુંજ નથી. માત્ર એકવાર ગુફામાં એટલો બધો વખત પડી રહ્યા કે, તે અંદરના અંદર મરી ગયા હશે, એમ લોકોએ માની લીધું પણ ઘણા દિવસ પછી બાવાજી બહાર આવ્યા અને એક ભંડારો કરીને ઘણા સાધુઓને જમાડ્યા.

ધ્યાનસ્થ અવસ્થા સિવાય બાકીનો વખત તે પોતાની ગુફાની ઉપરની ઓરડીમાં રહેતા, અને ત્યાં પોતાને દર્શને આવેલા લોકોની સાથે વાતચીત કરતા. તેમની કીર્તિ ઘણી ફેલાવા લાગી અને ગાઝીપુરના અફીણ ખાતાના અમલદાર રાય ગગનચંદ બહાદૂર જે પોતાની સ્વાભાવિક ઉદારતા અને ધર્મપરાયણતાથી સર્વને પ્રિય થઈ પડ્યા છે, તેમની મારફતે મને આ મહાત્મા સાથે ઓળખાણ થયું.

હિંદુસ્તાનના એમના જેવા બીજા મહાત્માઓની પેઠે લોકોનું ધ્યાન ખેંચાય એવી જાતની બાહ્ય પ્રવૃત્તિ જોવામાં આવતી ન હતી. ભરતખંડમાં શબ્દોવડે નહિ પણ પોતાના જીવનવડેજ ઉપદેશ આપવાની પદ્ધતિ છે, અને તેનું આ મહાત્મા પણ ઉદાહરણ હતા. આવા મહાત્માઓ એમ માને છે કે જેઓ તૈયાર થઈને આવ્યા હોય છે, તેમનામાંજ સત્યજ્ઞાન પ્રવેશ કરીને શુભ ફળ આપનારૂં નિવડે છે. આવા વિચારના માણસો જાહેર ભાષણોદ્વારા લોકોને ઉપદેશ આપવાથી તદ્દન વિરૂદ્ધ હોય છે, કારણ કે તેઓની એવી દઢ માન્યતા હોય છે કે શબ્દો નહિ પણ સાધનજ (અંતરની પવિત્રતાજ) સત્યની પ્રાપ્તિ કરાવે છે. તેમના મત પ્રમાણે બાહ્યધર્મવડે ઉત્તમ સામાજિક જીવન ગાળવાનું બળ મળતું નથી, પણ ધર્મનો ખરો અર્થ "જીવનમાં અન્વેષણ કરવાનો દઢ આગ્રહ અને અંતે તેનો સાક્ષાત્કાર" એજ છે. તેઓ કહે છે કે અહીં આ જન્મમાંજ ધર્મના સત્યનો સાક્ષાત્કાર કરવો જોઈએ અને પરલોકમાં ઈશ્વરદર્શન થશે એમ માનીને મરણની રાહ ન જોવી જોઈએ.

એકવાર મેં આ મહાત્માને પૂછ્યું કે, "તમે જગતને મદદ કરવા ગુફાની બહાર કેમ નીકળતા નથી?" ત્યારે તેમણે પ્રથમ તો સ્વાભાવિક નમ્રતાથી અને પોતાના વિનોદપ્રિય સ્વભાવ પ્રમાણે નીચેનો ઉત્તર આપ્યો:—

એક માણુસ બહુ દુષ્ટ હતો. એક વાર તે અમુક ગુન્હો કરતાં પકડાયો અને તે ગુન્હાની શિક્ષા તરીકે તેનું નાક *કાપી નાખવામાં આવ્યું. પોતાનો નાક વગરનો ચહેરો લોકોને બતાવતાં તેને શરમ આવવાથી અને તેને પોતાની જાતપર પણ કંટાળો આવવાથી તે જંગલમાં ચાલ્યો ગયો, અને જ્યારે જ્યારે તે પોતાની નજીકમાં લોકોને જતા આવતા જોતો ત્યારે ધ્યાનસ્થ દેખાવાનો ઢોંગ કરતો. આમ કરવાથી લોકો તેનાથી દૂર રહેવાને બદલે ટોળાબંધ આવવા લાગ્યા. આ અદ્ભુત મહાત્માને પુષ્કળ સન્માન મળવા લાગ્યું અને થોડા વખતમાં તે ઘણી સારી રીતે અને વગર મહેનતે ગુજરાન ચલાવવા લાગ્યો. એમ કરતાં કરતા ઘણા વર્ષ નીકળી ગયા. આખરે આ શાંત ધ્યાનસ્થ મહાત્માને મોઢેથી ઉપદેશ સાંભળવાની લોકોની આતુરતા વધવા લાગી અને એક તરુણ પુરુષ તો તેની પાસેથી દીક્ષા લેવાને પણ અધીરો બન્યો. સંજોગો એવા ઉભા થયા કે આ કામમાં એક દિવસનો પણ વિલંબ કર્યાથી તેણે સાધુ તરીકે જે ખ્યાતિ મેળવી હતી તેને મોટો ધોકો પહોંચે એમ હતું, તેથી આખરે તેણે મૌનભાવનો ત્યાગ કર્યો અને તે ઉત્સાહી તરુણ પુરુષને કહ્યું કે આવતી કાલે સારો અસ્તરો લઇને આવજે. પોતાના મનની ઉમેદ પાર પાડવાનો વખત નજીક આવ્યો છે એમ જાણી તે બિચારો હરખભેર બીજે દહાડે અસ્તરો લઇને આવ્યો. પછી પેલા નાકકટ્ટા મહારાજ પોતાના શિષ્યને એકાંતમાં લઇ ગયા અને પેલા અસ્તરાવડે તેનું નાક કાપી નાખ્યું અને ગંભીર અવાજે કહ્યું, "વત્સ, મેં આ સંપ્રદાયની આજ રીતે દીક્ષા લીધી છે, અને તેજ પ્રમાણે તને પણ તે આપું છું. તને પણ જ્યારે તક મળે ત્યારે આજ પ્રમાણે બીજાઓને દીક્ષા આપતો રહેજે." પેલા માણુસથી શરમના માર્યા લોકોને ખરી વાત કહેવાઇ નહિ અને તેણે પોતાના ગુરુની આજ્ઞાનું યથાશક્તિ પાલન પણ કર્યું. એમ કરતાં કરતાં નાકકટ્ટા સાધુઓનો એક સંપ્રદાય ઉભો થયો. હું પણ એક એવો સંપ્રદાય સ્થાપું એવું તમે ઇચ્છો છો ?"

ત્યાર પછી એકવાર જ્યારે તે વિશેષ ગંભીર ભાવમાં હતા ત્યારે એજ સવાલ મેં તેમને ફરીથી પૂછ્યો હતો, તે વખતે તેમણે કહ્યું કે, "શું માત્ર શરીરવડેજ બીજાઓને સહાય આપી શકાય એમ તમે માનો છો ? શરીરનો ઉપયોગ કર્યા વગર પણ એક માણુસ મનવડે બીજા લોકોના મન ઉપર કલ્યાણકારક અસર નીપજાવી શકતો નથી ?"

બીજે પ્રસંગે મેં તેમને પૂછ્યું કે, "તમે મોટા યોગી છો છતાં પણ શા માટે હોમ અને રઘુનાથજીની પ્રતિમાની સેવા કરો છો ? એવા કર્મ તો માત્ર કનિષ્ઠ પ્રકારના સાધકને માટેજ છે." ત્યારે તેમણે જવાબ આપ્યો કે, "દરેક જણ જે કંઈ કર્મ કરે છે તે પોતાનાજ લાભને માટે કરે છે એમ તમે શા માટે માની લો છો ? શું બીજાના લાભને માટે પણ કર્મ ન કરી શકાય ?"

એક વિશ્વાસપાત્ર માણુસને મોઢેથી મે સાંભળ્યુ છે કે તેમને સાપ કરડયો હતો અને લોકોએ તેમને મરી ગયેલા ધારીને તેમના જીવ્યાની આશા છોડી દીધી હતી, પણુ કેટલીક વારે તે શુદ્ધિમા આવ્યા અને લોકોએ તેમને એ વિષે પૂછ્યુ ત્યારે તેમણે એટલોજ જવાબ આપ્યો કે સાપ પરમાત્માનો દૂત હતો.

તેમની અત્યત દીનતા, નમ્રતા અને પ્રેમમય પ્રકૃતિ જોતાં આ વાત માની શકાય એવી છે દરેક પ્રકારની શારીરિક પીડાઓને તે ઈશ્વરના દૂતરૂપેજ માનતા અને પોતાના શરીરને અત્યત કષ્ટ થતુ હોય તોપણુ કોઈ પણુ જાતના મદવાડને ઈશ્વરના દૂત સિવાય બીજુ નામ દેતા નહિ

તેમના શાત પ્રેમ અને નમ્રતાની આસપાસના લોકો ઉપર ઘણી અસર થઇ હતી. એ પ્રદેશના ગામડાંમાં મુસાફરી કરનાર માણુસને ત્યાંના લોકો ઉપર આ મહાત્માએ જે છૂપી અસર કરી છે તેની ખાત્રી થયા વગર રહેતી નથી.

છેલ્લા કેટલાંક વરસથી તો તે કોઇને દર્શન પણુ આપતા નહિ ગુફામાથી બહાર નીકળ્યા પછી પણુ લોકોની સાથે આડુ બધ બારણુ રાખીનેજ વાત કરતા જ્યારે તેમના ઓરડામાથી હોમનો ધૂમાડો નીકળતો અથવા પૂજાને માટે તૈયાર કરવામાં આવેલી વસ્તુઓનો ખખડાટ સભળાતો ત્યારેજ બાવાજી ગુફાની બહાર આવ્યા છે એવુ લોકોને જણાતુ

એમના આશ્રમમા એકવાર એક ચોર ચોરી કરવા આવ્યો હતો, પણુ આ મહાત્માને જોતાજ તે એટલો બધો ભયભીત થઇ ગયો કે, પોતે ચોરેલા માલનું પોટલું એમને એમ પડતું રહેવા દઇને નાઠો, પણુ બાવાજી એ પોટલુ લઇને ચોરની પાછળ કેટલાક માઇલ સુધી લાગલાગટ દોડયા પછી તેને પકડી પાડયો અને પોટલુ ચોરના પગ આગળ મૂકીને હાથ જોડીને આંસુ ભરેલી આખે ઘણાજ કાલાવાલા કર્યા કે, "ભાઇ, તુ આ માલ લઈ જા, એ તારો છે, મારો નથી."

તેમનામાં એક ખાસ લક્ષણુ એ હતુ કે ગમે તેવુ હલકામા હલકુ કામ માથે લીધુ હોય તોપણુ તે કામ કરવામા પૂરેપૂરા તલ્લીન બની જતા જેટલી કાળજી અને એકાગ્રતાથી રઘુનાથજીની પૂજા કરતા તેટલીજ કાળજી અને એકાગ્રતાથી પૂજાના વાસણો પણુ માજતા તે પોતેજ એકવારે બોલી ગયા હતા કે, "સાધનને લક્ષ્ય માનીને તેના પ્રતિ પણુ લક્ષ્યના જેટલોજ પ્રેમ અને કાળજી રાખવાં જોઇએ " આ સિદ્ધાત જે તેમના દરેક કાર્યનો મૂળ મત્ર છે, તેના તે પોતે ઉદાહરણુરૂપ હતા

એમની દીનતા અસામાન્ય પ્રકારની હતી તેનામા ગ્લાનિ કે શોકની છાયા પણુ ન હતી. એકવાર એમણે પોતેજ મને એક શ્લોક સુદર રીતે સમજાવ્યો હતો તે શ્લોકના ભાવનો તેમણે સાક્ષાત્કાર કર્યો હોય તે પ્રમાણે તેમના હૃદયમાંથી દીનતા સ્વાભાવિકરીતે પ્રકટ થતી હતી. "હે રાજા ! જેઓ કશાને પોતાનુ માનતા નથી,

જેમણે પોતાપણાની તમામ ઇચ્છાઓને નિર્મૂળ કરી છે, અને આ આત્મા મારો છે એવા ભાવને પણ હૃદયમાંથી ઉખેડી નાખ્યો છે એવા સર્વસ્વ ત્યાગી પુરુષોનું ધન પરમાત્મા છે.”

તેઓ કદિ અપરોક્ષરીતે કોઇને ઉપદેશ કરતા નહિ, કારણ કે તેમ કરવા જતાં પોતાને ગુરુભાવ ધારણ કરવો પડે અને સામા માણસ કરતા પોતે વધારે ઉચા દરજ્જાના છે એમ માનવુ પડે પણ જો તેમના આત્માના ઊંડાણમા રહેલા જ્ઞાનના ભંડારની ચાપ જરાક દબાવવામા આવતી તો તેમાથી અનત જ્ઞાનનો ખજાનો નીકળી પડતો. પણ તે છતા તેમના ઉત્તર હમેશા અપરોક્ષરૂપેજ કહેવાતા

તેઓ શરીરે ઉચા અને હૃષ્ટપુષ્ટ હતા તેમની એક આખ ગયેલી હતી અને વૃદ્ધ થયા હતા તોપણ ઉંમરના પ્રમાણમા એટલા બધા વૃદ્ધ દેખાતા ન હતા એમના જેવો મધુર અવાજ મે કદિ સાભળ્યો નથી તેમના જીવનના શેષ ભાગના છેલ્લા દશ કે તેથી પણ વધારે વર્ષ દરમ્યાન તેઓ લોકોને દર્શન આપતા નહિ તેમના ઓરડાના બારણા આગળ થોડાક બટાટા અને ઘી મૂકી રાખવામા આવતાં અને સમાધિમાથી ઉઠયા પછી જ્યારે તે પોતાના ઉપલા ઓરડામાં આવતા, ત્યારે કોઈ કોઇ વાર રાત્રે પેલી વસ્તુઓ લેતા જેટલો વખત ગુફામા રહેતા તે દરમ્યાન તેમને આહારની કશી જરૂર જણાતી નહિ.

આ પ્રમાણે યોગવિદ્યાનો અભ્યાસ કરવામા તેમનુ શાત, મધુર તથા પવિત્રતા, દીનતા અને પ્રેમના જીવત આદર્શરૂપ જીવન પસાર થઇ ગયુ.

તેમની ઓરડીમાથી હોમાગ્નિનો ધૂમાડો બહાર આવતો તે ઉપરથી તે પોતાની ગુફામાંથી બહાર આવ્યા છે એવુ લોકોને માલુમ પડતુ એ વાત આગળ કહેવાઈ ગઇ છે એક દિવસ તે ધૂમાડામાથી માસ બળતુ હોય તેવી લોકોને વાસ આવી તેનુ કારણ તેમનાથી સમજાયુ નહિ જ્યારે એ વાસ વધવા લાગી અને ધૂમાડાના પણ ગોટેગોટ ઓરડામાથી નીકળવા લાગ્યા ત્યારે તેમણે ઓરડાના બારણા તોડી નાખ્યાં અને જોયુ તો યોગીરાજે હોમાગ્નિમા પોતાની છેલ્લી આહુતિ તરીકે પોતાના દેહનુ જ બલિદાન આપ્યુ હતુ બસ થોડાજ વખતમા તેમનુ શરીર ભસ્મીભૂત થઈ ગયુ

“મૂર્ખ લોકોને મહાપુરુષોના કાર્યો અદ્‌ભુત લાગે છે અને સામાન્ય મનુષ્યોથી તેમના કાર્યોનો હેતુ સમજાતો નથી તેથી એવા મૂર્ખ લોકો મહાપુરુષોને નિંદે છે” એ કવિ કાલિદાસના શબ્દોનુ આ પ્રસગે સ્મરણ થાય છે.

પણ હુ એમને જેટલે દરજ્જે ઓળખતો હતો તે ઉપરથી એવુ અનુમાન કરવાનું સાહસ કરૂ છુ, કે એમને પોતાનો અતકાળ નજીક આવેલો જણાયો હશે અને મરણ પછી પણ લોકોને શ્રમ આપવાનુ તેમને ઠીક ન લાગ્યાથી તેમણે પૂર્ણ શુદ્ધિમા આર્ય લોકોને કરવાનો છેલ્લો યજ્ઞ પણ સ્વહસ્તેજ કર્યો.

એ સદ્ગત મહાત્માએ મને ઘણોજ ઉપકૃત કર્યો છે અને તેમના જીવનનુ આ ટુકુ વૃત્તાંત જો કે નિર્માલ્ય છે તોપણુ જે મહાત્માની મે એકવાર ભક્તિ અને પ્રેમપૂર્વક સેવા કરી હતી તેમનેજ અર્પણુ કરૂ છુ

# खेतरीना महाराजाना मानपत्रनो जवाब

( મહારાજાએ ટપાલરસ્તે પ્રથમ જે માનપત્ર અમેરીકામા સ્વામીજીપર મોકલેલુ તેનો સ્વામીજીએ નીચે પ્રમાણે જવાબ ત્યાથી લખી મોકલ્યો હતો )

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

આવાં પરિવર્તન તેમના ચોક્કસ તાલસ્વર સાથે વારવાર જગતમા થયાજ કરે છે, તેની અસર તેના પ્રદેશમાં આવી જતા એક એક અણુ ઉપર થોડી ઘણી તો થાય છેજ, પણ જે અણુઓમા તે અસર ગ્રહણુ કરવાનુ ખાસ વલણુ હોય છે તેમના ઉપર તો એવા પરિવર્તનની અસર સ્પષ્ટ રીતે જણાઇ આવે છે

સમગ્ર વિશ્વને અવલોકતાં જણાય છે કે જગતનો અવિર્ભાવ થવા પહેલા જગતની મૂળ શક્તિઓનુ સમતોલપણુ હતુ. આ તો સમતોલપણાનો ભગ થતાજ તેને પુન સામ્યાવસ્થામા લઇ જવાને એક પછી એક એમ અનેક ગતિઓ ઉત્પન્ન થવા લાગે છે, અને પરિણામે આપણે જેને દૃશ્ય જગત્ કહીએ છીએ તેનો આવિર્ભાવ થાય છે આવી સ્થિતિ જ્યાસુધી એ સામ્યાવસ્થામા આવે ત્યાસુધી કાયમ રહે છે તેવીજ રીતે આપણી પૃથ્વીના મર્યાદિત પ્રદેશમા પણુ ભિન્ન ભિન્ન સ્વરૂપોની ઉત્પત્તિ અને તેમાથી ઉત્પન્ન થતુ અનિવાર્ય પરિણામ જોવામા આવે છે આમ હોવાથી અનેકતામાથી એકતામાં જવાની પ્રવૃત્તિ જ્યાસુધી મનુષ્ય મનુષ્યની કોટિમા રહેશે અને એમા વર્ગભેદ, જાતિભેદ અને વ્યક્તિભેદ જોવામા આવશે ત્યાસુધી કાયમજ રહેશે

આ જગતમા શક્તિની વહેચણી નિષ્પક્ષપાતપણે અને જૂદી જૂદી પ્રજાઓનુ સમતોલપણુ સચવાય એવી દીર્ઘદૃષ્ટિથી કરવામા આવી છે, તેથી કરીને દરેક પ્રજા જાણે અમુક પ્રકારની શક્તિઓને ઉત્પન્ન કરીને તેનો ફેલાવો કરવાનુ કામ કરનાર આશ્ચર્યકારક યત્ર જેવી બની ગઇ છે દરેક પ્રજાની બીજી અનેક પ્રકારની સપત્તિમાથી આ ચોક્કસ શક્તિ એવી જૂદી પડી જાય છે, કે તે ઉપરથી અમુક પ્રજા અમુકજ પ્રકારની શક્તિ ધરાવે છે એવુ લક્ષણુ થઈ ગયુ છે મનુષ્યસ્વભાવનુ અમુક લક્ષણુ જ્યારે ઘણાજ બળથી આવિર્ભાવ પામે છે ત્યારે જો કે તેની થોડી ઘણી અસર તો બધાને થાય છે, તોપણુ જે પ્રજામાં તે લક્ષણુ ઉતરેલુ હોય તેને

તો હલમલાવીજ નાખે છે. તે પ્રજા એ આંદોલનનુ કેન્દ્રસ્થાન બને છે અને સાધારણુ રીતે ત્યાંથીજ તે ગતિમાન થાય છે તેથીજ કરીને જ્યારે જ્યારે ધાર્મિક બળનો આવિર્ભાવ થાય છે ત્યારે ત્યારે હિંદુસ્તાન ઉપર તેની બળવાન અસર થાય છે, કારણુ કે હિંદુસ્તાન વારવાર મહાન્ ધાર્મિક પરિવર્તનોનુ કેન્દ્રસ્થાન બન્યુ છે અને ધર્મની એ શાશ્વત લીલાભૂમિ છે

જેના વડે પોતાના આદર્શની સિદ્ધિ થાય તેનેજ દરેક માણુસ સત્ય માને છે. જેટલી વસ્તુઓના પૈસા ઉપજાવી શકાય તેટલીજ વસ્તુઓને પૈસાનો મોહ રાખનારા જીવો સાચી માને છે, અને જેના પૈસા ન ઉપજે તેને મિથ્યા માને છે. જેના વડે પોતાના જાતિભાઇઓ ઉપર અધિકાર ભોગવવાની મહેચ્છા તૃપ્ત થાય તેનેજ સત્તાલોભી માણુસો સત્ય ગણે છે અને બીજુ બધુ તેમને મનથી મિથ્યા છે સારાંશ કે, જે જે પદાર્થોવડે પોતાના જીવનની મહેચ્છા તૃપ્ત થાય એવુ ન હોય તે પદાર્થોને માણુસો અસ્તિત્વ વગરનાજ માને છે

પોતાની તમામ શક્તિઓ દ્રવ્ય, કીર્તિ અથવા બીજા કોઇ સ્થૂળ ઉપભોગની પ્રાપ્તિમાજ ખર્ચવી એવો જેમનો ઉદ્દેશ છે, જેઓ શસ્ત્રબદ્ધ યોદ્ધાઓના આક્રમણુનેજ પ્રજાકીય બળનુ ચિહ્ન માને છે અને ઇન્દ્રિયજન્ય સુખમાજ જીવનના તમામ સુખ સમાયલા સમજે છે, તેમને હિંદુસ્તાન એક વિશાળ, ઉજ્જડ, ચેતનહીન રણુ જેવુ જણુાય અને એ દેશની પ્રત્યેક પ્રગતિ જીવનસહારકજ લાગે, કેમકે તેમના જીવનનો અર્થજ ઉપર કહ્યો તેવો છે પણુ ઇંદ્રિયાતીત પ્રદેશમાથી વહેતા અમૃતના ઝરણાનુ પાન કર્યાથી જેમના જીવનની તૃષા પરિતૃપ્ત થઇ છે, જેમણે કનક, કામિની અને કીર્તિનાં ત્રેવડાં બધનોને સાપની કાચળીની પેઠે કાઢીને ફેંકી દીધાં છે, જેઓ પોતાના આત્મામાજ અત્યત શાતિ અનુભવે છે, વિષયવાસનામા જકડાયલા જીવો જેને "ઉપભોગ" કહે છે તે ઉપભોગને જેઓ મેલા ચીથરા જેવા સમજીને પામર જીવોના કલહ અને ઈર્ષ્યાઓ તરફ જે ઉન્નત આત્માઓ પ્રેમ અને કરુણાની દૃષ્ટિથી જુએ છે, પુર્વજન્મના પુણ્યના પરિપાકને લીધે જેમની દૃષ્ટિમાથી અજ્ઞાનના પડળ ઉતરી ગયા છે અને જેઓ નામરૂપની ભૂલભૂલામણીથી ન ભૂલતાં સત્ય વસ્તુનુ દર્શન કરી શકે છે, એવા આત્માઓ જ્યા જ્યાં હશે ત્યાં તેમને માટે જગતની માતામહી અને આધ્યાત્મિકતાના ભડારરૂપ આર્યભૂમિ આ વિકારી જગતમાં સનાતન તત્ત્વના જિજ્ઞાસુઓને આશાનુ કિરણુ આપતી જણુાશે

મનુષ્યજાતિનો મોટો ભાગ એવો છે કે તેમની દૃષ્ટિને બધ બેસતા આવે એવા સ્થૂળ સ્વરૂપમા જો પ્રજાકીય શક્તિનો આવિર્ભાવ જુએ, તોજ તેઓ તેનુ રહસ્ય સમજી શકે. તેમને મન તો યુદ્ધનો કોલાહલ અને તેથી કરીને લોકોમા વ્યાપી

રહેલુ ચેતન, લશ્કરી બળ અને વિજયને પરિણામે મેળવેલી લૂટ એજ વાસ્તવિક છે; અને મનુષ્યજીવનની બીજી કેટલીક વિભૂતિઓ જે વાવાઝોડાના તોફાનની માફક જ્યા ત્યાં નાશ અને ઉપદ્રવ મચાવતી ઘૂમી ન રહે તેને તેઓ ચેતનહીનતાજ સમજે છે. એવા લોકોને મન બિચારો હિંદુસ્તાન—આજે સૈકાને સૈકા થયા પરદેશીઓના પગ તળે દબાયો છે, સ્વતંત્ર થવા માટે સામે થવાની જેને આશા પણ નથી, તેમ ખ્યાલ પણ નથી, જેની પ્રજામા લેશમાત્ર પણ સુદૃઢ વ્યવસ્થા નથી, જેને દેશભક્તિનો ખ્યાલ સરખો પણ નથી × એવો હિંદુસ્તાન તેમને સડી ગએલા, ગંધાતા નિર્જીવ હાડકાનો ઢગલો જણાય એમા શી નવાઈ ? એમ કહેવાય છે કે જેઓ જીવવાને યોગ્ય હશે તેઓજ માત્ર આ જગતમા ટકી શકશે જો એમજ છે, તો સાધારણ લોકોના અભિપ્રાય પ્રમાણે જે પ્રજા જીવવા માટે સૌથી નાલાયક છે, તે આખી દુનિયામા કોઇ પણ પ્રજાને માથે પડી નથી એવી વિપત્તિ અને જુલમો વેઠવાને અને તે સઘળુ છતા પોતાની હયાતિ ચાલુ રાખવાને શક્તિવાન્ થઈ હશે

ભરતખંડની પ્રજાનુ જાતીય બળ તેના ધર્મમા રહેલુ છે અને જ્યાંસુધી હિંદુ પ્રજા તેમના પૂર્વજોએ વારસામાં આપેલી ધાર્મિક ભાવનાનુ વિસ્મરણ નહિ કરે ત્યાં સુધી જગતમા એક પણ શક્તિ એવી નથી કે એ પ્રજાનો નાશ કરી શકે

હમણા આપણા દેશમા એવો પવન વાયો છે કે જેઓ દેશના ભૂતકાળ તરફ વારવાર દૃષ્ટિ કરે છે તેઓ નિંદાને પાત્ર થાય છે એમ કહેવાય છે કે વારવાર ભૂતકાળનુ સ્મરણ કર્યાથીજ હિંદુસ્તાનની અધોગતિ થઇ છે મને તો આ અભિપ્રાય સત્યથી પૂરેપૂરો વિરુદ્ધ લાગે છે હિંદુસ્તાનની પ્રજાને જ્યાસુધી તેમના ભૂતકાળનુ વિસ્મરણ થયુ હતું ત્યાસુધીજ તે ચેતનહીન અવસ્થામા પડી રહી હતી પણ ફરીથી જ્યારે તેમની દૃષ્ટિ ભૂતકાળપર પડી કે તરતજ આખા દેશમા જ્યા ત્યા નવીન ચેતના સ્ફુરવા લાગી ભૂતકાળમાથીજ ભવિષ્યનુ બંધારણ થાય છે અને તે જોતા ભૂતકાળ ફરીથી ભવિષ્યકાળરૂપે જન્મ લે છે

એટલા માટે હિંદુપ્રજા તેમના ભૂતકાળનુ જેમ જેમ વધારે અવલોકન કરતી જશે તેમ તેમ તેનુ ભવિષ્ય વધારે ઉજ્વલ બનતુ જશે, અને પ્રજાની પ્રત્યેક વ્યક્તિને જે માણસ વધારે ભૂતકાળનુ દર્શન કરાવશે તેણે દેશ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે એમ હુ માનીશ ભરતખંડની હાલ અધોગતિ થઈ ગઈ છે તેનુ કારણ તેના પ્રાચીન રીતરિવાજો હાનિકારક હતા એમ નથી, પણ ખરૂ કારણ એ છે કે એ રિવાજોનું યથાર્થ પાલન થઈ શકયુ નથી

---

× છેલ્લા દશાવીશ વર્ષમા અહિની પ્રજામા જે આંદોલન વધતા જાય છે તેની અગાઉના સમય અને સ્થિતિમા આ લેખ લખાયલો છે એ વાત અહિ સ્મરણમાં રાખવાની છે મંત્રી સ સા

હિંદુસ્તાનમાં સામાજિક બંધારણોનુ સારી રીતે અવલોકન કરનાર દરેક જણ જાણે છે કે તેમા વખતો વખત મહાન્ ફેરફાર થતા આવ્યા છે

એ સામાજિક નિયમોની ઉત્પત્તિને સમયે તેના ઉત્પાદકોના મગજમા એક મહાન્ યોજનાનુ ચિત્ર રમી રહેલુ હતું, અને સમય જતા તેનો ધીમે ધીમે વિકાસ થાય એવી તેમની ઇચ્છા હતી. હિંદુસ્તાનના પ્રાચીન મહર્ષિઓ તેમના યુગની દૃષ્ટિમર્યાદાથી એટના બધા આગળ વધીને જોતા હતા, કે તેમના વ્યાવહારિક જ્ઞાનનો પ્રજાવર્ગ સ્વીકાર કર તે પહેલા અનેક જમાના વીતવાની જરૂર હતી તેમના વંશજો પોતાના પૂર્વજોએ ઘડેલી ભવ્ય અને વિશાળ યોજનાનુ સ્વરૂપ પૂરેપૂરૂ સમજી ન શકયા તે પણ ભરતખંડની અધોગતિનુ એક કારણ છે

હિંદુસમાજમા ઘણા પ્રાચીન કાળથી બે જાતિઓ—બ્રાહ્મણો અને ક્ષત્રિઓ ઘણી બળવાન્ બનેલી છે, તેમનુ સર્વોપરિપણામાટે લાબા સમયસુધી ચાલ્યુ આવેલુ યુદ્ધ પ્રાચીન ઇતિહાસ જોતા સર્વનુ ધ્યાન ખેંચે છે.

એક બાજુએ પ્રજાવર્ગ ઉપર અનિયંત્રિત સત્તા ભોગવવાને અને પ્રજાને પોતાની કાયદેસર તાબેદાર માનવાને તત્પર થયલી ક્ષત્રિય જાતિની સામે બ્રાહ્મણ વર્ગ લડવા તત્પર થયો, ત્યારે બીજી બાજુએ પુરોહિત વર્ગના ધાર્મિક જુલમો સામે અને લોકોને કાયમને માટે પોતાની સત્તાવડે બાધી લેવાને બ્રાહ્મણોએ રચેલા અસંખ્ય પ્રકારના કર્મકાંડો અને વિધિઓને અંકુશમા રાખવાને ક્ષત્રિયવર્ગ પોતાના તમામ બળથી મંથન કરી રહ્યો હતો.

આપણી પ્રજાના ઇતિહાસના શરૂઆતના યુગમા આ દ્વંદ્વ યુદ્ધ ચાલવા લાગ્યુ, અને તેમની અમર શ્રુતિમાં પણ સ્પષ્ટરીતે જોઇ શકાય છે વચમા જ્યારે શ્રીકૃષ્ણે જ્ઞાન અને ક્ષાત્રબળની આગેવાની લીધી ત્યારે થોડા વખત સુધી શાતિનો યુગ પ્રવર્ત્યો એ યુગનુ મહાન ફળ તત્ત્વજ્ઞાન, સ્વતંત્રતા અને ધર્મના પરમ રહસ્યરૂપ ભગવદ્દગીતા છે છતા કલહનુ મૂળ કારણ અને તેનુ પરિણામ પણ શરૂ રહ્યું, કેમકે અજ્ઞાન અને નીચલા વર્ગ ઉપર આધિપત્ય ભોગવવાનો બ્રાહ્મણોનો અને ક્ષત્રિયોનો લોભ નિર્મૂળ થયો ન હતો અને તેથી જૂના કલહે ફરીથી ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું તે વખતના ઇતિહાસનુ જે જૂજ સાહિત્ય હાલ ઉપલબ્ધ છે અને તેની અંદર એ સમયના મહાન્ યુદ્ધના અસ્પષ્ટ પડઘા આપણને સંભળાય છે આખરે ક્ષાત્રવર્ગના જ્ઞાનબળનો અને વ્યક્તિસ્વાતંત્ર્યનો વિજય થયો, કર્મકાડને હમેશને માટે સખ્ત ફટકો વાગ્યો અને તેનુ સર્વોપરિપણુ ગયુ તે ગયુ જ

આ જાગૃતિને ઇતિહાસમા "બૌદ્ધધર્મનો ઉદય" એવુ નામ આપેલું છે. ધર્મના પ્રદેશમા તેણે લોકવર્ગને કર્મકાંડના બંધનોમાથી મુક્ત કર્યો અને રાજનૈતિક પ્રદેશમાથી ક્ષત્રિઓએ બ્રાહ્મણોની સત્તાને તોડી નાખી.

પ્રાચીન હિંદુસ્તાનના સાૌથી મોટા બે મહાનપુરુષો—બુદ્ધ અને કૃષ્ણ ક્ષત્રિઓ હતા એ ખાસ ધ્યાનમા લેવા જેવુ છે, અને વિશેષ ખુબીની વાત એ છે કે, ઈશ્વરના અવતારરૂપ આ બેઉ પુરુષોએ જાતિ કે લિંગનો વિચાર કર્યા વગર દરેકને માટે જ્ઞાનના દરવાજા ઉઘાડા મૂક્યા

બૌદ્ધધર્મમાં અજાયબ જેવુ નૈતિકબળ હતુ, છતા પણ આગળ જતા તેનામા ખંડન કરવાનું વલણ વધારા પડતુ થઈ પડયુ હતુ, અને તે કાર્યમાં તેનુ ઘણુ બળ ખર્ચાઇ જવાથી અંતે તેની જન્મભૂમિમા તો તેનો સમૂળો નાશ થઈ ગયો એ પછી તે ધર્મના જે રડયા ખડયા અવશેષ રહ્યા હતા તે એવા કર્મકાંડો અને કુસંસ્કારોથી ભરપૂર હતા કે, જે ખામીઓનુ બાદ્ધધર્મે ખંડન કર્યું હતુ, તેના કરતાં પણ એ અવશેષો સેંકડોગણી ખામીવાળા થઇ ગયા વેદના કાળથી પ્રચલિત થયેલા પશુયજ્ઞનુ ખંડન કરવામા બાદ્ધધર્મને કેટલેક દરજ્જે વિજય મળ્યો હતો, પણ લાબા વખત પછી તેનો ખરો જુસ્સો ઉડી જતા એજ ધર્મ આખા દેશના મંદિરો, મૂર્તિઓ અને સાધુઓના અસ્થિ રાખવામાટે બંધાયલા સ્તૂપોથી ભરી દીધો. વળી એ ધર્મમા વર્ણભેદ મુદ્દલ નહિ હોવાથી આર્ય પ્રજા, મોગોલ પ્રજા અને અનાર્ય પ્રજાનો એવો શંભુમેળો થઇ ગયો કે, તેનાથી જાણ્યે અજાણ્યે દેશમા ભયંકર અને બીભત્સ વામાચારની ક્રિયાઓ દાખલ થઇ ગઇ, અને ખાસ કરીને આજ કારણને લીધે બુદ્ધ ભગવાન્ જેવા મહાન્ ઉપદેશકે પ્રેરેલા ધર્મના એ નિર્જીવ અવશેષને ઉડાવી દેવાની શંકરાચાર્યને અને તેના સંન્યાસીઓને જરૂર પડી

આ પ્રમાણે બુદ્ધ ભગવાને વહેવરાવેલો જીવનપ્રવાહ કાળે કરીને સડી ગએલા ગંધાતા ખાબોચીયા જેવો બની ગયો, અને શંકરાચાર્યનો જન્મ થતા સુધી કેટલાક સૈકાંલગી હિંદુસ્તાનને એ દુરાચારમાથી મુક્ત કરનારની રાહ જોવી પડી હતી અને પરિણામે શંકરાચાર્યે અને તેમના પછી થોડા થોડા વખતને આતરે જન્મેલા રામાનુજ અને મધ્વાચાર્યે એ સડાને દેશમાથી પૂરેપૂરો કહાડી નાખ્યો, એટલે કે હિંદુસ્તાનના ઇતિહાસનુ એક નવુ પ્રકરણ શરૂ થયુ પ્રાચીન સમયના ક્ષત્રિયો અને બ્રાહ્મણો હવે કાર્યક્ષેત્રમાંથી વિદાય પામ્યા હતા હિમાલય અને વિંધ્યની વચ્ચેનો પ્રદેશ, આર્ય પ્રજાનુ નિવાસસ્થાન, બુદ્ધ અને કૃષ્ણની જન્મભૂમિ, રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓની જનેતા હવે શાંત નિશ્ચેષ્ટ બની ગઈ, અને દેશને છેક બીજે છેડેથી જૂદીજ ભાષા બોલતી અને રૂપે રંગે પણ જૂદી છતા પ્રાચીન બ્રાહ્મણોના વંશજ હોવાનો દાવો કરતી દક્ષિણની પ્રજાએ સડી ગયેલા બૌદ્ધ ધર્મનુ ખંડન કરનાર ધર્મવીરો ઉત્પન્ન કર્યો

ત્યારે આર્યાવર્તના + બ્રાહ્મણો અને ક્ષત્રિયોનુ શુ થયુ ? તેઓમાંના ઘણા ખરા તો અદૃશ્ય થઈ ગયા હતા અને ક્ષત્રિય અને બ્રાહ્મણોના વંશજો હોવાનો

+ વિંધ્યનો ઉત્તરનો પ્રદેશ

દાવો કરનાર રહી ખડી વર્ણસંકર જાતિ રહી હતી તે એ લોકોના “**एतद्देश प्रसूतस्य सकाशादग्रजन्मनः।** એટલે આ દેશમા જન્મેલા બ્રાહ્મણોની પાસે જગતના બધા લોકોએ ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ ” એવા ગર્વિષ્ટ અને આપવડાઈ ભરેલા દાવા છતાં પણ તેમને અત્યત દીનતાપૂર્વક દક્ષિણના આચાર્યોના શિષ્યો બનવુ પડ્યુ એનુ પરિણામ એ આવ્યુ કે દેશમા વેદની પુન સસ્થાપના થઇ, દેશના ઇતિહાસમાં અપૂર્વ મનાય એવી વેદાતની ભરતી ચારે દિશાએ ફરી વળી, અને ગૃહસ્થો પણ આરણ્યકોનો અભ્યાસ કરવા લાગ્યા

બૌદ્ધ જાગૃતિમાં ક્ષત્રિઓ ખરેખરા આગેવાન બન્યા હતા અને તેઓમાના લાખો માણસોએ બૌદ્ધ ધર્મનો અગીકાર કર્યો હતો સુધારણા કરવાના તથા પરધર્મીઓને પોતાના ધર્મમાં વાળવાના અત્યત ઉત્સાહને લીધે લોકોમા બોલાતી ભાષાઓનીજ સસ્કૃત ભાષાના ભોગે પુષ્કળ ખીલવણી થઇ, અને તેથી કરીને ક્ષત્રિય વર્ગનો મોટો ભાગ વૈદિક સાહિત્યમાથી અને સસ્કૃત ભાષાના જ્ઞાનથી વિમુખ થઇ ગયો આમ થવાથી દક્ષિણ હિદુસ્તાનમાથી જે સુધારણની ભરતી વહેવા લાગી, એ ભરતીનો લાભ એકલા પુરોહિતવર્ગને અમુક અશે મળ્યો, પણ સંસ્કૃત નહિ જાણનાર પ્રજાના મોટા ભાગને તેની અસર પહોચી નહિ પરિણામ એ થયુ કે હિદુસ્તાનના કરોડો માણસો પહેલાના કરતા પણ વધારે સખ્ત બધનોથી જડકાઇ ગયા

પરાપૂર્વથી ક્ષત્રિયવર્ગથી હિદુ પ્રજાનો મેરુદડ બનતો આવ્યો છે, અને વિજ્ઞાન અને સ્વાતત્ર્યના સમર્થ આધારરૂપ નીવડયો છે દેશમાથી કુસસ્કારને કહાડી નાખવાને એણે વારવાર સખ્ત પોકાર ઉઠાવ્યા છે, હિદુસ્તાનના ઇતિહાસના તમામ યુગમા પુરોહિતવર્ગની એકહથ્થુ સત્તાની સામે લોકવર્ગનુ રક્ષણ કરવાને એ જાતિ અભેદ્ય કિલ્લારૂપ બનતી આવી છે

પણ જ્યારે એજ ક્ષત્રિયવર્ગનો મોટો ભાગ અજ્ઞાનમાં ગોથા ખાવા લાગ્યો અને તેમનો કેટલોક ભાગ મધ્ય એશીયાની અનાર્ય જાતિ સાથે લગ્નસબધ જોડીને વર્ણસકર બની ગયો, અને તે ઉપરાત તેમણે હિદુસ્તાનમા પુરોહિતવર્ગની સત્તાને દઢ કરવાને શસ્ત્રોનુ બળ પણ વાપરવા માડયુ ત્યારે હિદુ પ્રજાના દુખનો ઘડો ભરાઇ ગયો તે દિવસથી ભરતખડની અવનતિ ઝપાટાબધ થવા લાગી

હવે જ્યાસુધી એ ક્ષત્રિયવર્ગ ફરીથી જાગૃત બનીને પોતાની તેમજ બીજાઓની બેડીઓ તોડી નહિ નાખે ત્યાસુધી ભરતખડની પ્રજા ઉન્નતિને માર્ગે ચઢી શકનાર નથી. હિદુસ્તાનનુ સત્યાનાશ કાઢનાર પુરોહિતવર્ગ પણ અધોગતિએજ પહોંચ્યો છે પોતાના જાતિભાઇઓની અવનતિ કરવા જનાર પોતે પણ અવનતિના ખાડામાં પડયા વિના રહેતોજ નથી.

રાજાજી, સારી પેઠે યાદ રાખજો કે તમારા પૂર્વજોએ મોટામા મોટુ સત્ય એ શોધી

કહાડયુ છે કે આખુ જગત્ એક અગરૂપ છે એથી કરીને બીજાને નુકશાન કરનાર પોતે પણ નુકશાનમાં ઉતર્યા વગર રહેતોજ નથી બ્રાહ્મણો અને ક્ષત્રિઓએ કરેલા અન્યાય અને અત્યાચારનો બદલો તેમને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે મળ્યો છે, અને એક હજાર વર્ષ થયા ચાલી આવતી ગુલામગિરી અને અધોગતિ એ સચિત થએલા પાપનો, કર્મના અચળ કાયદાને લીધે થએલો દડ છે

તમારા એક પૂર્વજ જે ઇશ્વરના અવતારરૂપ મનાય છે તેમણે કહ્યુ છે કે.—"જેનુ ચિત્ત આખા જગતની એકતાનુ ધ્યાન કરવામાં તલ્લીન રહે છે, તે જીવતો છતા પણ મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે" આપણે બધા આ સિદ્ધાતને માનીએ છીએ શુ એ શબ્દો મિથ્યા અને અર્થ વગરના છે? આપણે તેમને મિથ્યા માનતા નથી અને મિથ્યા છે પણ નહિ તેથી કરીને જાતિ અને ચિન્હની સાથે ગુણનો પણ વિચાર કર્યા વગરજ આખી સષ્ટિની અખડ, નિર્વિશેષ એકતાની સામે જે કઈ પ્રયત્ન કરવામા આવે તે ભયકર ભૂલ છે, અને એ એકતાની ભાવનાનો જ્યાસુધી ફરીથી સ્વીકાર નહિ થાય ત્યાંસુધી ઉદ્ધાર થનાર નથી

હે મહાનુભાવ નરેશ, તમે વેદાતના શિક્ષણનુ અનુસરણ કરજો તેને તમારા જીવનમા ઉતારજો અમુક ભાષ્યકારોએ કરેલા એકપક્ષી અર્થ પ્રમાણે નહિ પણ તમારા અત કરણમા રહેલો અતર્યામી તમને જે અર્થ પ્રેરે તેનોજ સ્વીકાર કરજો તે ઉપરાત સર્વ પદાર્થોમા, પ્રાણીમાત્રમા એકતા અનુભવવાના અને ભૂતમાત્રમાં એક ઇશ્વરનુ દર્શન કરવાના મહાનિયમનુ અનુસરણ કરજો

મુક્તિનો આજ માર્ગ છે ભેદમાત્ર બધનકારક છે. દેશની તમામ વ્યક્તિની એકતા અને સમાનતા સ્વીકાર્યા વગર કોઇ પણ મનુષ્ય અથવા પ્રજાને સામાજિક કે રાજનૈતિક સ્વાતત્ર્ય મળતુ નથી, તેમજ માનસિક અને આધ્યાત્મિક સમાનતા સ્વીકાર્યા વગર આધ્યાત્મિક પ્રદેશમા મુક્તિ પ્રાપ્ત થઇ શકતી નથી

મનુષ્યપ્રજાની અધોગતિના ત્રણ મુખ્ય કારણો ગણાવીએ તો અજ્ઞાન, અસમાનતા અને લોભ છે, અને એ ત્રણે એક બીજાની સાથે એવા સકળાયલા છે કે એક બીજાની પાછળ ચાલ્યાંજ આવે છે

ઘણા માણસો કદાચ એવી દલીલ લાવશે કે આ નિયમ તો સન્યાસીઓને માટે છે પણ અમે તો ગૃહસ્થો છીએ અલબત્ત, ગૃહસ્થાશ્રમીઓને બીજા ઘણા પ્રકારનાં કર્તવ્યો કરવાનાં હોવાથી તેઓ પૂર્ણ અશે એકતા અનુભવી ન શકે, તો પણ તેમણે પોતાની દષ્ટિ આગળ એવો આદર્શ તો રાખવોજ જોઇએ, કારણ કે સમાજમાત્રનો, આખી મનુષ્યજાતિનો, પ્રાણીમાત્રનો અને સમસ્ત જગતનો આ સામાન્ય આદર્શ છે કમનશીબની વાત એ છે કે જાણે ભેદભાવનાદ્વારાજ એકતાની સિદ્ધિ થતી હોય, અથવા અન્યાયના આચરણથીજ ન્યાયનુ પાલન થતુ હોય

અથવા એવો ભ્રાન્તિ ભરેલો વિચાર લોકોના મન ઉપર ઠસી ગયો છે.

મનુષ્યસ્વભાવ અને માનવજાતિનુ અકલ્યાણ થવાનું આજ કારણ છે. ભેદ-ભાવના એજ તેમના તમામ દુખોની જનેતા છે. ભૌતિક અને આધિભૌતિક બંધનો એમાંથીજ ઉત્પન્ન થાય છે

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽत्मानं ततो याति परां गतिम् ॥

"સર્વમા સમાન રીતે ઈશ્વરને રહેલો જોનાર આત્માવડે આત્માને હણતો નથી તે પરમગતિને પામે છે" મુક્તિનો સામાન્ય માર્ગ ઉપરના નાના શ્લોક દ્વારા બતાવવામા આવ્યો છે.

હે ક્ષત્રિયો ! તમે ભરતખડની પ્રાચીન કીર્તિના સ્તભરૂપ છો તમારી અવનતિ થતાજ સમસ્ત પ્રજાની અવનતિ થએલી છે ક્ષત્રિઓ અને બ્રાહ્મણોના વશજો એક બીજા સાથે સહાનુભૂતિથી કામ કરવા લાગશે અને સત્તા અને દ્રવ્યોનો દુરુપયોગ કરવાની વૃત્તિને વશ ન થતાં નિર્બળની સહાય કરવાના, અજ્ઞાનીને જ્ઞાન આપવાના અને આપણા પૂર્વજોની માતૃભૂમિને તેની પાછલી કીર્તિ પુન પ્રાપ્ત કરવાના મહા યજ્ઞમા એક બીજા સાથે જોડાશે તોજ દેશનો ફરીથી ઉદય થઇ શકશે

આ કાર્યને માટે હાલનોજ સમય અત્યત અનુકૂળ છે દેશના ઉદયનુ ચક્ર ફરીથી ગતિમા આવવા લાગ્યુ છે, હિંદુસ્તાનમા આધ્યાત્મિક ભાવનાના તરગો ઉત્પન્ન થવા લાગ્યા છે, અને હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે એ બધા થોડાજ વખતમાં છેક દૂરના દેશમાં પહોચશે એવુ કુદરતનુ નિર્માણ છે હિદુસ્તાનમાંથી એક મહાધ્વનિ પ્રગટ થયો છે તેના પડઘા દિવસે દિવસે વધારે બળવાન્ બનીને જગતમાં પથરાતા જાય છે તે અવાજમા પૂર્વે થઇ ગએલા તમામ મહાત્માઓના ધ્વનિનુ સમિલન હોવાથી તે સર્વથી વિશેષ પ્રતાપવાન્ છે જે મહાધ્વનિ સરસ્વતી નદીને કિનારે વસતા મહર્ષિઓને એકવાર સભળાયો હતો, જેના પડઘા પર્વતરાજ હિમાલયના શિખરે શિખરેથી પ્રતિધ્વનિત થયા હતા અને જે અવાજે નીચેના મેદાનોમાં કૃષ્ણ, બુદ્ધ અને ચૈતન્યદ્વારા પ્રકટ થઇને આખા દેશમા આધ્યાત્મિક પૂરની રેલછેલ મચાવી હતી તે અવાજ ફરીથી સભળાયો છે જૂના દ્વાર ફરીથી ઉઘડયા છે. જ્ઞાનના તેજોમય પ્રદેશમા જેને દાખલ થવુ હોય તે થાઓ સર્વને માટે માર્ગ મોકળો થયો છે

મારા પરમપ્રિય નરેશ ! તમે સનાતનધર્મના આધારરૂપ જીવત સ્તભોના અને તેનુ રક્ષણ કરનાર તથા તેને આશ્રય આપનાર નૃપતિઓના વશજ છો. તમે રામ અને કૃષ્ણના પવિત્ર કુળમાં જન્મ લીધો છે તમે એ દરવાજાની બહાર રહેશો ? તેમ બની શકશેજ નહિ. ધર્મને ફરીથી જાગ્રત કરવાના મહાકાર્યમાં તમેજ સર્વથી

આગળ આવશો એમ હુ આશા રાખુ છુ હે રાજા અજીતસિહ ! જ્યારે હું તમારો વિચાર કરૂં છુ, જ્યારે હું તમારા કુળમા રહેલુ જ્ઞાન અને તેની સાથે ઉચ્ચ પ્રકારના, એક સાધુ પુરુષને પણ ગર્વ ઉપજાવે એવા ચારિત્ર્યબળની અને તે ઉપરાત મનુષ્યજાતિ પ્રત્યે નિસીમ પ્રેમની મેળવણી એ સર્વનો જ્યારે વિચાર કરૂં છુ, ત્યારે મને લાગે છે કે સનાતનધર્મની પુન સંસ્થાપનાનુ સ્વરૂપ ઘણુ ભવ્ય થશે અને તમારા જેવા નિપુણ નેતા આ પવિત્ર કાર્યમા યોગદાન કરવા તત્પર થયા છે તો તેની પુર્ણાહુતિ સફળ થયા વગર રહેશે નહિ

તમારા ઉપર અને તમારા સર્વ કુટુબીઓ ઉપર નિરતર શ્રી રામકૃષ્ણના આશીર્વાદની વૃષ્ટિ થાઓ અને તમે અનેક લોકોનુ કલ્યાણ કરવા તથા સત્યનો પ્રચાર કરવા દીર્ઘાયુષ્ય ભોગવો એવી હમેશા પ્રાર્થના કરતો,

તમારો વિવેકાનંદ.

---

# डॉक्टर मेक्समूलर

( ૧૮૯૬ ના જુનની ૬ ઠ્ઠી તારીખે લડનથી બ્રહ્મવાદિન્ માટે મોકલાવેલો લેખ )

જે કે **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એટલે

" કર્મમાંજ અધિકાર તાહરે,
ના, નથીજ ફલમાહિ તે કદી "

એવોજ આપણા બ્રહ્મવાદિન્ માસિકનો આદર્શ છે છતા કોઇ પણ સાચા દીલથી કામ કરનાર આત્મા જગતનુ ધ્યાન ખેચ્યા વગર અને થોડો ઘણો પણ પ્રસિદ્ધિમાં આવ્યા વગર કોઇ પણ જાતની પ્રવૃત્તિ સમાપ્ત કરી શકતોજ નથી

આપણે આપણા કાર્યની શરૂઆત ઘણી ઉત્તમ રીતે કરી છે અને આપણા શુભેચ્છકોએ બતાવેલી દઢતા અને અત કરણની સાચી લાગણીમાટે તેમની જેટલી પ્રશસા કરીએ તેટલી ઓછી છે, હેતુની શુદ્ધતા અને પોતાની માન્યતાને વ્યવહારમાં મૂકવાનુ આત્મબળ એ બે ગુણવડે વિજય મળે છે, અને થોડા માણસોના સમુદાયમા પણ જો આ બે ગુણ હોય તો તેઓ પોતાનાથી અનેકગણા માણસો ઉપર પણ પોતાનો પ્રભાવ પાડી શકે છે

આધ્યાત્મિક ઓજસ્‌ની પ્રાપ્તિને માટે ઇચ્છા બતાવનારા બગભગતોથી સો ગાઉ દૂર રહેજો તે એવી અપ્રાપ્ય વસ્તુ છે એટલા માટે નહિ, પણ આજના વખતમાં એવી ઇચ્છા રાખનારાઓમાના નેવુ ટકા માણસોનો અદરનો હેતુ શરીરસુખ, ધન અથવા કીર્તિ મેળવવાનોજ હોય છે, અને બાકીના દશ ટકા રહ્યા તેમને જ્ઞાની કે

યોગીના કરતાં વૈદ્યની વિશેષ જરૂર હોય છે.

સૌથી પહેલુ મહત્ત્વનુ કામ એ કરવાનુ છે કે સમાજમા આપણા કાર્યની અને હેતુની ઉત્તમતાને લીધે આપણી પ્રતિષ્ઠા દઢ થએલી હોવી જોઇએ આ નિયમ વ્યક્તિને તેમજ મડળોને બેઉને સરખીરીતે લાગુ પડે છે જગત્ દરેક નવીન પ્રવૃત્તિ તરફ-પછી તે પ્રવૃત્તિ ભલે આધ્યાત્મિક હોય તોપણ-શકાની નજરથી જુએ તો તેથી મનની શાંતિનો ભગ થવા દેતા નહિ બિચારૂ જગત્ કેટલી બધી વાર ઠગાયુ છે સસાર કોઈ પણ વધતી જતી પ્રવૃત્તિ તરફ શકની નજરથી જુએ તો પરિણામે તે પ્રવૃત્તિને તેથી લાભજ છે, અને એકલો શક ન બતાવતા જો જગત તેની સામે જરા જરા વૈરભાવ બતાવવા લાગે તો વળી તેથી વધારે લાભ છે. જો આપણી આ પ્રવૃત્તિવડે જગતમાં કોઈ પણ પ્રકારના સત્યનો પ્રચાર થવાનો હશે અથવા તો તેના વડે સમાજની કોઇ પણ આવશ્યકતા પૂર્ણ થવાની હશે, તો થોડાજ વખતમાં જગત્ આપણને અન્યાય આપવાને બદલે ધન્યવાદ આપવા લાગશે અને આપણને તિરસ્કારથી ન જોતા પ્રેમ અને શ્રદ્ધાથી જોતા શીખશે આજના જમા-નામાં લોકોનુ સામાન્ય વલણ એવુ છે કે અમુક ધર્મભાવનાને સ્વીકારતી વખતે તેઓની નજર એવી ધર્મભાવનાથી પ્રાપ્ત થતા સામાજિક અથવા રાજનૈતિક લાભ ઉપરજ હોય છે, માટે એવા માણસોથી સાવધાન રહેજો ધર્મ તે ધર્મની ખાતરજ હોવો જોઇએ જે ધર્મ માત્ર ઐહિક લાભના સાધન તરીકેજ કામ લાગે તે ધર્મજ ન કહેવાય ભલે તેને બીજુ ગમે તે નામ આપવુ હોય તો આપે માણસે ઇન્દ્રિયોનુ સપૂર્ણ સુખ વગર સકોચે ભોગવવુ એજ મનુષ્યજીવનનો અતિમ હેતુ છે એવો મત બાંધવો તે ઇશ્વરને અને મનુષ્યજાતિને પૂરેપૂરૂ અપમાન પહોચાડવા જેવુ છે

જેનામાં સત્ય છે, પવિત્રતા છે અને નિઃસ્વાર્થતા છે તેને કચરી નાખે એવુ એક પણ બળ આ લોકમા કે પરલોકમા છેજ નહિ આ ત્રણ ગુણથી બળવાન્ થયલો એકજ આત્મા તેની સામે ઉભા થયેલા આખા જગતની સાથે ટક્કર લઇ શકે છે

તે ઉપરાંત સમાધાન કરવાની ટેવથી એટલે લોકવર્ગને રાજી કરવાના હેતુથી સત્યને વિકૃત કરવાની નબળાઇથી પણ દૂર રહેજો એ ઉપરથી એમ નહિ સમજતા કે તમારે જેની તેની સાથે વિરુદ્ધ ભાવજ બતાવવો, પણ હુ તમને એટલુંજ કહું છુ કે તમારે અનુકૂળ તેમજ પ્રતિકૂળ પ્રસગોમા તમારા સિદ્ધાતને ચુસ્તપણે વળગી રહેવુ, અને તમારા અનુયાયીઓની સખ્યામાં વધારો કરવાની લાલચને વશ થઇને લોકોના તરગો સાથે તમારા સિદ્ધાંતોને બધબેસતા કરવાનુ કાયરપણુ કરવુ નહિ યાદ રાખજો કે તમારો 'આત્મા આખા જગતને અવલબન આપવાને સમર્થ છે. હવે તમારે કોના સહાયતાની જરૂર હોઇ શકે ? પ્રેમ, આત્મબળ અને ધૈર્ય રાખી રાહ જુઓ તમારા કાર્યમાં સહાય કરનારા લોકો કદાચ હમણા નહિ હોય તોપણ-

વખત આવે તમને તેવા માણસો મળી આવ્યા વગર રહેનારજ નથી આપણે ઉતાવળા શામાટે થવુ જોઇએ ? મહાન્ કાર્યોને ગતિમા મૂકનાર બળ શરૂઆતમા લગભગ અદૃશ્યજ હોય છે

કોણ ધારતુ હતુ કે બંગાળાના અપ્રસિદ્ધ ગામડાના દરિદ્ર બ્રાહ્મણને પેટે જન્મ લેનાર છોકરાનુ જીવન અને તેના ઉપદેશ–વચન થોડાજ વરસમાં આપણા પૂર્વજોએ સાભળ્યા પણ ન હતા એવા દૂરના દેશોમાં ફેલાઇ જશે ? હુ આ કથન ભગવાન્ રામકૃષ્ણને ઉદ્દેશીને કહું છુ ઓગણીસમી સદી નામના માસિકમા પ્રોફેસર મેક્ષમૂલરે શ્રી રામકૃષ્ણ વિષે એક લેખ લખ્યો છે, એટલુજ નહિ પણ જો તેમને જોઇતા સાધન આપવામા આવે તો તેમના જીવનચરિત્ર× અને ઉપદેશ વિષે એક પુસ્તક લખવાને પણ તે તૈયાર છે એ શુ તમે જાણો છો ? પ્રો. મેક્ષમૂલર એક અદ્દભુત વ્યક્તિ છે મે તેની થોડા દિવસપરજ મુલાકાત લીધી હતી હું તેની મુલાકાતે નહિ પણ તેની યાત્રાએ ( અર્થાત્ તેના દર્શને ) ગયો હતો, કારણ કે જે કોઇ શ્રી રામકૃષ્ણને ચાહે છે તે પુરુષ હોય, યા સ્ત્રી હોય ગમે તે ધર્મ પાળતો હોય અને ગમે તે જાતનો હોય તોપણ હું તેના દર્શનને તીર્થયાત્રા જેટલુ પવિત્ર માનુ છુ

**मद्भक्तानां च ये भक्ता ते मे भक्ततमा मताः।** એટલે જેઓ મારા ભક્તોના ભક્ત છે તેઓને હુ ઉત્તમમા ઉત્તમ ભક્ત માનુ છુ.

બ્રહ્મોસમાજના આગેવાન સ્વર્ગસ્થ કેશવચદ્રસેનના જીવનમાં એકાએક અત્યત મહત્ત્વનો ફેરફાર જેને લીધે થયો તે ગુપ્ત બળ કોનુ હતુ તે વિષે મને પ્રથમ પ્રો મેક્ષમૂલરે પ્રશ્ન કર્યો, અને ત્યાર પછી કહ્યુ કે, જ્યારથી કેશવના જીવનમાં પરિવર્તન થયુ ત્યારથી હુ શ્રીરામકૃષ્ણના જીવન અને ઉપદેશનો શ્રદ્ધા અને ભક્તિથી અભ્યાસ કરતો આવ્યો છુ મે કહ્યુ, "પ્રોફેસર સાહેબ, હમણા તો રામકૃષ્ણના હજારો ભક્તો થઈ ગયા છે " તેમણે કહ્યુ, "એવા પુરુષની ભક્તિ નહિ થાય તો થશે પણ કોની ?" પ્રો મેક્ષમૂલર પ્રેમ અને મમતાની સાક્ષાત્ મૂર્તિ છે તેમણે મને અને મી સ્ટર્ડીને જમાડયા પછી ઑક્સફર્ડની કેટલીક કૉલેજો અને ત્યાની પ્રસિદ્ધ બોડલીઅન લાયબ્રેરી બતાવી મને ઠેઠ સ્ટેશન સુધી વળાવવા આવ્યા અને તેમણે કહ્યુ કે હુ તમારા તરફ જે પ્રેમ બતાવુ છુ તેનુ કારણ એ છે કે શ્રી રામકૃષ્ણના શિષ્યો કાંઇ દરરોજ મળી આવતા નથી

આ મુલાકાતથી મને ખરેખર નવુજ જ્ઞાન પ્રાપ્ત થયુ પ્રોફેસરનુ નાનુ સુદર ઘર, તેના આગણાઆગો રમણીય બગીચો અને તેની અદર નિવાસ કરતો શાન્ત ગભીર અને પ્રસન્ન મુખમુદ્રાવાળો વયોવૃદ્ધ મહર્ષિ મેક્ષમૂલર ! સીત્તેર વર્ષની ઉમર થઇ

×એ પુસ્તક પ્રસિદ્ધ થઇ ચુકયુ છે અને લૉંગમેન્સની કંપનીએ બહાર પાડયુ છે

હતી, છતા પણ તેનુ ભવ્ય કપાળ નાના બાળકના કપાળના જેવુ કરચલી વગરનુ હતુ અને તેના ચહેરા પરની એકે એક રેખા તેના આત્માના ઉંડાણમા રહેલા આધ્યાત્મિક ખજાનાની સાક્ષી પૂરતી હતી પોતાના પતિનો લાંબા સમય સુધી ચાલુ રાખેલો અને આતુરતા ઉત્પન્ન કરે એવી દિશામાં કરેલો પ્રયત્ન, જેની સામે પ્રથમ વિરોધ અને તિરસ્કાર બતાવવામા આવ્યા હતા, પણ અંતે હિંદુસ્તાનના પ્રાચીન મહર્ષિઓના તત્ત્વચિંતન માટે લોકોમા ભક્તિ ઉત્પન્ન કરવામા જે પ્રયત્ન વિજયી થયો હતો, તેમા જીવનભર સહાય આપનારી તેની બુદ્ધિમતી ઉદાર ચરિત સ્ત્રી, તેના ઘરના બગીચાના વૃક્ષો અને પુષ્પો, તેમા વ્યાપી રહેલી શાંતિ અને પવિત્રતા એ સર્વની મારા મન ઉપર એટલી બધી અસર થઇ કે મારી કલ્પના હજારો વર્ષના જમાના ઓળંગીને પ્રાચીન હિંદુસ્તાનના જે યશસ્વી યુગમા બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ વસતા હતા, વસિષ્ઠો અને અરૂંધતીઓ જેવા વાનપ્રસ્થાશ્રમી જ્ઞાન અને વૈરાગ્યવાન્ દંપતીઓ વસતા હતાં તે સમયનુ દર્શન કરવા લાગી.

મે મેક્ષમૂલરમાં પંડિત કે ભાષાતત્વવિદ્દનુ દર્શન ન કર્યું, પણ જે પોતાના જીવનની પ્રત્યેક પળે બ્રહ્મની સાથે પૂર્ણ ઐક્ય અનુભવતો હોય અને જેનુ હૃદય આખા વિશ્વને આલિંગવા વિકસી રહેતુ હોય એવા આત્માનુ મને દર્શન થયુ જ્યારે બીજા પંડિતો નિરસ સૂકા રણમા અથડાયા કરે છે ત્યારે એણે ખરેખરા જીવનપ્રદ તત્ત્વનો પાતાળી કૂવોજ ફોડયો છે

**आत्मानं वै विजानीथ अन्यान् वाचं विमुञ्चथ।**

"એકલા આત્માનેજ ઓળખો, બીજો તમામ બકવાદ જવા દો" એવો ઉપનિષદ્નો મહાધ્વનિ તેના હૃદયના ધબકારા સાથે એકતાનતા કરી રહ્યો છે

પોતે જગપ્રસિદ્ધ પંડિત અને તત્ત્વવેત્તા મનાતો, છતા પણ તેના પાંડિત્ય અને ફિલસુફિવડે તેમને દિનપ્રતિદિન વિશેષ સ્પષ્ટપણે બ્રહ્મસ્વરૂપ અનુભવવામા સહાયતા મળી છે. તેની અપરાવિદ્યા એ પરાવિદ્યા પ્રાપ્ત કરવાનુ સાધન થઈ પડી છે, પાંડિત્યનુ આવુજ પરિણામ આવવુ જોઇએ **विद्या ददाति विनयं।** વિદ્યાવડે વિનય આવે છે, જે પાંડિત્યવડે ઉંચામા ઉંચા સત્યનુ દર્શન ન થાય તે કશા ખપનુ નથી.

વળી હિંદુસ્તાનપર તેનો કેટલો બધો પ્રેમ! હુ મારી જન્મભૂમિમાટે તેના સોમા ભાળ જેટલોપ્રેમ રાખી શકતો હોઉં તોપણ કેવુ સારૂ! અદ્ભુત સામર્થ્યવાન અને તેની સાથે નિરંતર પ્રવૃત્તિ કરી શકે એવી માનસિક શક્તિવાળા આ પંડિતે પચાસ કરતા વધારે વર્ષ થયા ભરતખંડના તત્ત્વચિંતનના પ્રદેશમાં પોતાનું જીવન વ્યતીત કર્યું છે, અને સંસ્કૃત સાહિત્યના અનંત અરણ્યના વિવિધરંગી દૃશ્યો ખરા અંતઃકરણનાં પ્રેમપૂર્વક અને ઉંડી જિજ્ઞાસાથી તપાસ્યાં છે એમ કરતા કરતા એની અસર તેના આત્માના ઉંડાણ સુધી પહોંચી ગઇ છે અને તેનું આખુ જીવન

તદ્રૂપ બની ગયુ છે

પંડિત મેક્ષમૂલર વેદાંતીઓનો વેદાંતી છે તેણે વેદાંતના અનેક પ્રકારના સંવાદી અને વિસંવાદી સ્વરોમાંથી, તેના સંગીતના આત્મારૂપ મૂળ સ્વરનો ધ્વનિ ઝીલ્યો છે વેદાંતનુ સત્ય સ્વરૂપ જે જગતના તમામ ધર્મ અને સંપ્રદાયોને પ્રકાશ અર્પે છે અને તમામ ધર્મની ફિલસુફી કેવળ તે પરમ સત્યનાં વ્યાવહારિક સ્વરૂપમાત્ર છે, તેને તેણે પોતાના જીવનમા ઓતપ્રોત કરી નાખ્યુ છે, અને શ્રી રામકૃષ્ણ પરમહંસે પણ શુ કર્યું હતુ ? તે કોણ હતા ? તે પ્રાચીન તત્ત્વજ્ઞાનની, ભરતખંડના પ્રાચીન ઇતિહાસની મૂર્તિરૂપ હતા, અને હવે પછીની ભારતીય પ્રજા આખા જગત્ સમક્ષ જ્ઞાનની રોશની ધરનાર થવા પામશે તેનુ દર્શન કરાવતા હતા કહેવત છે કે, રત્નની પરીક્ષા ઝવેરીજ કરી શકે છે. ભરતખંડના તત્ત્વદર્શનના આકાશમાં ઉગતા દરેક નવીન નક્ષત્રના સ્વરૂપ અને મહત્ત્વને ખુદ ભરતખંડની પ્રજા સમજી શકે તે પહેલાં આ પાશ્ચાત્ય મહર્ષિ તેનુ અવલોકન કરે, અને તેના તેજની સ્તુતિ કરે એમાં આશ્ચર્ય જેવુ કાંઇ છેજ નહિ

મે તેમને પૂછ્યુ કે, " તમે હિંદુસ્તાનમા ક્યારે આવનાર છો ? જેણે અમારા પૂર્વજોના તત્ત્વચિંતનોને તેમના સત્ય સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવાનુ મહત્ કાર્ય કર્યું છે તેને દરેક હિંદવાસી પ્રેમથી આવકાર આપશે " આ સાંભળતા તે મહર્ષિના ચહેરા ઉપર એક પ્રકારનુ તેજ પથરાઇ ગયુ તેની આંખમા એક અશ્રુબિંદુ ચળકયુ તેણે ધીરેથી માથુ હલાવ્યુ અને મુખમાંથી નીચેનુ વાકય ધીરે નીકળી ગયુ –" જો હુ ત્યાં આવુ તો પછી પાછો નહિ ફરૂં તમારે મારા દેહને અગ્નિદાહ કરવો પડશે " બીજા પ્રશ્નો પૂછવા એ તે મહાત્માના હૃદયમા રહેલી પવિત્ર પણ ગૂઢ ભાવનાને વિના અધિકારે પૂછવા જેવુ હતુ

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम् ।
भावस्थिराणि जननांतर सौहृदानि ॥

" તેના હૃદય સાથે જડાઇ ગએલા પૂર્વ જન્મોના સ્નેહનુ તેને સ્મરણ થતુ હશે " તેનુ જીવન જગતને કલ્યાણકારક નીવડયુ છે અને તે આ ભૂમિકાનો ત્યાગ કરે તે પહેલાં અનેક વર્ષોપર્યંત જીવે એવા આશીર્વાદ સાથે આ લેખ પૂર્ણ કરૂ છુ

## जर्मन वेदांती पोलड्युसन

( ૧૮૯૬ ના બ્રહ્મવાદિન્‌મા પ્રકટ થએલો લેખ )

એક અસાધારણ સ્થિતિના પાદરીના આઠ બાળકોમાંનો એક જે તે વખતે તરુણ

વિદ્યાર્થી હતો, તેણે પ્રોફેસર લાસેનનુ તદ્દન નવાજ પ્રકારની ભાષા અને તેના સાહિત્ય વિષે ભાષણ સાભળ્યાને દશ કરતાં વધારે વર્ષ વીતી ગયાં છે એ વખતે યુરોપના સારા સારા વિદ્વાનોને પણ સસ્કૃત ભાષા ઘણીજ અપરિચિત હતી એ વ્યાખ્યાનોને માટે સ્વાભાવિક રીતે ફી લેવામા આવતી ન હતી, કારણ કે આજ પણ યુરોપના કોઇપણ વિશ્વવિદ્યાલયમા વિશ્વવિદ્યાલય તરફથીજ જો આશરો ન મળ્યો હોય તો સસ્કૃત શીખવીને કોઈ પણ પડિત પોતાનો નિર્વાહ ચલાવી શકે એમ નથી

જર્મનીમા સસ્કૃત સાહિત્યનો સૌથી પ્રથમ સ્વાદ ચાખનાર સાહસિક જર્મન પડિતોમાનો લાસેન લગભગ છેલ્લો હતો ખરેખર એ પડિતો ઘણા સાહસિકજ હતા, નહિ તો તે જમાનામા જર્મનીના વિદ્વાનોને જ્ઞાન મેળવવાની શુદ્ધ અને નિસ્વાર્થી કામના સિવાય હિદુસ્તાનના સાહિત્યને ખેડવામા બીજો કશો લાભ ન હતો વયોવૃદ્ધ પડિત લાસેન શાકુન્તલ નાટકના એક અક ઉપર વ્યાખ્યાન કરતો હતો, અને જે તરુણ વિદ્યાર્થીનુ નામ આ લેખને મથાળે મૂક્યુ છે, તે સર્વ કરતાં વધારે આતુરતાથી અને એકાગ્રતાથી એ વ્યાખ્યાન સાંભળતો હતો વ્યાખ્યાનનો વિષય અલબત ઘણોજ રસિક અને જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવો હતો, પણ તે કરતાં વધારે આશ્ચર્યકારક તો તે તદ્દન નવીન જણાતી ભાષા હતી, અને સસ્કૃત વ્યજનોના ઉચ્ચાર કરવાનો જન્મથી અભ્યાસ જેમને નથી એવા યૂરોપિયન પડિતોને સસ્કૃત શબ્દોનો ઉચ્ચાર કરતાં જે મુશ્કેલી પડે છે, તે મુશ્કેલીએજ આ તરુણ વિદ્યાર્થીને મોહિત કરી નાખ્યો વ્યાખ્યાન પૂરૂ થતા તે ઘેર ગયો, પરતુ રાતની નિદ્રાવડે તેના મનમાંથી આગલા દિવસના વ્યાખ્યાનની અસર ભુસાઈ નહિ તેને એ ભાષણથી ખરેખર તદ્દન નવીન દુનિયાની ઝાખી થઇ હતી, અને આજસુધી જોએલા સર્વ દેશો કરતા વિશેષ ભવ્ય દેશનુ ચિત્ર તેના મગજ ઉપર સચોટ પડયુ હતુ તેના તરફ તેને એવુ અજાયબ જેવુ આકર્ષણ થતુ હતુ કે, તેવુ તેના તરુણ અને નવીન ઉત્સાહથી ભરેલા હૃદયમા કદિ પણ અનુભવાયુ ન હતુ

સ્વાભાવિકરીતે તેના સગાંઓ ઘણીજ આતુરતાપૂર્વક ઇચ્છતા હતાં કે તેની અત્યત તીક્ષ્ણ બુદ્ધિનો વિકાસ થાય અને તે કોઇ પ્રતિષ્ઠિત ધધામા જોડાઇને માન, યશ, સારો પગાર અને ઉચો દરજ્જો ભોગવવા ભાગ્યશાળી થાય પણ હવે તેને સસ્કૃતની લગની લાગી હતી તે જમાનામા તો યૂરોપિયન પડિતોમાના ઘણા થોડાનેજ એ ભાષાના નામની પણ ખબર હતી, અને એ ભાષા શીખીને ધન પ્રાપ્તિ કરવી એ વાત તો મેં હમણાંજ કહી છે, તેમ આજે પણ અશક્ય છે આટલુ છતાં સસ્કૃત શીખવાની તેની ઘણીજ પ્રબળ ઇચ્છા થઇ હતી. હાલના હિદુસ્તાનના વિદ્યાર્થીઓને સસ્કૃતનો અભ્યાસ કરવાનાં જેવાં સારા સાધન અને અનુકૂળતાઓ છે તે જોતાં આ પરદેશી પડિતોના સસ્કૃત ભાષા પ્રત્યેના પ્રેમનો અને તેમના સ્વાર્પણનો

ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે, છતા પણ હજી કાશી, નવદ્દીપ તથા બીજા કેટલાક સ્થાનોમાં કેટલાક વૃદ્ધ તેમજ તરુણ પંડિતો અને ખાસ કરીને સંન્યાસીઓમાં જ્ઞાન નીજ ખાતર જ્ઞાન મેળવવાની શુદ્ધ નિષ્કામ ભક્તિનાં ઉદાહરણ જોવામાં આવે છે હાલના લગભગ યૂરોપિયન જેવા બની ગએલા હિંદુ વિદ્યાર્થીઓના અભ્યાસનાં સાધનો અને વિલાસમય જીંદગીનો એક અંશ પણ ચાખ્યા વગર અને તેમને અભ્યાસની જે અનુકૂળતાઓ મળે છે તેના હજારમા ભાગની પણ અનુકૂળતા વગર એ જૂની ઢબના વિદ્યાર્થીઓ ઝાંખા, ફફડતા તેલના દીવા પાસે રાતોની રાતો સુધી હાથે લખેલી પોથીઓ વિચારતા બેસે છે એ દીવાનુ અજવાળુ એવુ તો ઝાંખુ હોય છે કે, તેવા અજવાળામા વાચ્યાથી આપણા હાલના શહેરી વિદ્યાર્થીઓને તો આખે સૂઝવુ પણ મુશ્કેલ થઇ પડે એકાદ સારી અને નહિ મળી શકે એવી પોથીની શોધ કરવા અથવા કોઈ પ્રસિદ્ધ પંડિતનો સમાગમ કરવા તેઓ સેંકડો માઇલ પગે ચાલીને અને ભિક્ષાન્ન માગીને પ્રવાસ કરે છે એકજ ઇષ્ટ વસ્તુ “જ્ઞાનપ્રાપ્તિ” ની પાછળ તેઓ પોતાની તમામ શારીરિક અને માનસિક શક્તિઓને કેન્દ્રીભૂત કરે છે અને એ પ્રમાણે વરસોના વરસ માથે પળીયા આવતા સુધી અને ઘડપણને લીધે શરીર જર્જરિત થતાં સુધી તેઓ જ્ઞાનપ્રાપ્તિના મહાયજ્ઞમાથી લેશ પણ વિરામ લેતા નથી. આવા આત્મબળથી બળવાન્ બનેલા કેવળ જ્ઞાનનાજ નિષ્કામભક્ત વિદ્યાર્થીઓ હજી પણ આપણા દેશમાથી અદૃશ્ય થયા નથી ભરતખંડ હાલ તેની જે સંપત્તિને માટે મગરૂર છે તે તેના પ્રાચીન કાળના સુયોગ્ય પુત્રોએ કરેલી ઉપર કહી તેવાજ પ્રકારની તપશ્ચર્યાનુ પરિણામ છે, અને હાલના વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓના કાર્યો સાથે ભરતખંડના પ્રાચીન વિદ્યાર્થીઓનુ ઉંડુ તેમજ સંગીન જ્ઞાન અને તેમની અસર તેમજ નિષ્કામ ભક્તિનો મુકાબલો કર્યાથી ઉપર કહેલા કથનનુ સત્ય આપો આપ સમજાઇ જશે જો ભરતખંડના વિદ્યાર્થીઓએ જગની અન્ય પ્રજાઓમા પોતાના ઇતિહાસપ્રસિદ્ધ પૂર્વજોને છાજે એવુ સ્થાન પ્રાપ્ત કરવુ હોય તો શુદ્ધ જ્ઞાનને માટે સરળ નિષ્કામ અને અનન્ય ભક્તિ તેમજ પોતાના અંતઃકરણમા ઉત્પન્ન થતા સાચા વિચારોને નિડરપણે અને સરળપણે જાહેર કરવાનુ આત્મબળ આપણા દેશના જીવનમા ફરીથી સચરાચર ભરાઈ જવુ જોઇએ જ્ઞાન પ્રત્યે આવીજ અનન્ય ભક્તિવડે જર્મન પ્રજા જગતની પ્રજાઓમા સર્વોપરિ અને પ્રગતિમાન પ્રજાઓમાની એક ગણાવા લાગી છે

જે જર્મન વિદ્યાર્થીનો ઉલ્લેખ આપણે કરી ગયા છીએ તેના હૃદયમા સંસ્કૃત શીખવાની અદમ્ય ઇચ્છા ઉત્પન્ન થઈ હતી સંસ્કૃત શીખવુ એ તેને માટે ઘણોજ લાંબો વખત લે તેવુ અને દુર્ઘટ કાર્ય હતું તેના સંસ્કૃતના અભ્યાસના ઇતિહાસમાં જગતના અનેક યશસ્વી થયેલા પંડિતોના ભગીરથ પરિશ્રમ, તેમની વિટંબણાઓ,

તેમનો અદમ્ય ઉત્સાહ અને તેની સાથે આવા મહાભારત કાર્યને કુશળતાથી પૂર્ણ કર્યાથી પ્રાપ્ત થયેલી કીર્તિ એ સર્વનુ અહીઆ પુનરાવર્તનજ થયુ હતુ આ પ્રમાણે તેણે વિજય મેળવ્યો અને હવે આ પૉલડ્યુસન જે કીલના વિશ્વવિદ્યાલયનો અધ્યાપક છે તે એકલા યૂરોપમાજ નહિ પણ આખા હિંદુસ્તાનમા જાણીતો થયો છે. યુરોપ તેમજ અમેરિકાના ઘણા સસ્કૃત પંડિતોને હું ઓળખુ છુ તેમાંના કેટલાક વેદાતદર્શન તરફ સહાનુભૂતિની નજરથી જુએ છે હું તેમની તીક્ષ્ણ બુદ્ધિને, વિચારશક્તિને અને તેમના નિષ્કામ પ્રયાસને ધન્યવાદ આપુ છુ, પણ આ પૉલડ્યુસન, જે પોતાનેજ સસ્કૃતમાં દેવસેન કહેવડાવવાનુ વધારે પસદ કરે છે, તે અને વયોવૃદ્ધ પડિત મેક્ષમૂલર એ બે જણે ભરતખડના અને ભરતખડના તત્ત્વદર્શનના સાચામા સાચા ભક્તો તરીકે મારા મન ઉપર ઘણી ઉડી અસર કરી છે આ ચુસ્ત વેદાતીની તેના નિવાસસ્થાન કીલમા મે લીધેલી પહેલી મુલાકાત, તેની મધુર પ્રકૃતિની પત્ની જેણે તેની સાથે હિંદુસ્તાનમાં મુસાફરી કરી હતી, અને તેની પ્રિયતમ પુત્રી, તેમનો સમાગમ તેમની સાથે જર્મની અને હૉલડમા થઇને મારી લડન સુધીની મુસાફરી અને ત્યાર પછી લડનમાં તેમજ લડનની આસપાસના ગામોમા અમારી થયેલી મુલાકાતો એ સર્વને હુ મારા જીવનના ઘણાજ મધુર સમય તરીકે ગણ્યા કરીશ.

યૂરોપના સસ્કૃત પડિતોમાના પ્રાચીનવર્ગે સસ્કૃતના અભ્યાસમાં અન્વેષક બુદ્ધિ કરતા કલ્પનાનો વિશેષ ઉપયોગ કર્યો હતો. તેઓ ઘણુ થોડુ જાણી શક્યા હતા, અને એ થોડા જ્ઞાનમાથી તેઓ મોટા ફળની આશા રાખીને ઘણીવાર તે અલ્પજ્ઞાનના મોટી કિંમત આંકતા હતા તે એટલે સુધી કે, તે જમાનામા "શાકુન્તલ" નાટકને હિંદુસ્તાનના ઉંચામાં ઉંચા તત્ત્વદર્શન તરીકે દર્શાવનારૂ વિચિત્ર અને હસવુ આવે એવુ કથન કરનારા પડિતો પણ હતા ! ત્યાર પછી પણ સ્વાભાવિક રીતે આંધળી ભક્તિનો પ્રત્યાઘાત થયો અને જેમને પડિતો નજ કહી શકાય એવા ઉપલકીયા વિવેચકો ઉત્પન્ન થયા તેમનુ સસ્કૃતનુ જ્ઞાન નહિ જેવુ જ હતુ. તેઓ એવુ જ માનતા હતા કે, સસ્કૃત સાહિત્યમાંથી કશુ તત્ત્વ હાથ લાગે એમ નથી, એટલુ જ નહિ પણ તેઓ પૂર્વની દરેકે દરેક બાબતનો ઉપહાસ કરતા હતા તેમની પૂર્વે થએલા પંડિતો સસ્કૃત સાહિત્યમા જ્યા ત્યાં હીરા અને માણેકજ જોતા હતા. તેમની અસબદ્ધ અને કલ્પનામિશ્રિત કથાઓનુ ખડન કરતા આ નવીન વિવેચકોએ એથી ઊલટા પ્રકારની ભૂલ કરી. તેઓએ પણ એવી કેટલીક અટકળો કીધી, કે જે તદ્દન નિર્મૂલ અને ઘણે પ્રસગે છેકજ પાયા વગરની હતી એવુ કહીએ તો તેમના ઉપર સખ્ત આક્ષેપ મૂક્યો નહિજ કહેવાય વળી આવા ઉતાવળીયા, ઉપલકીયા અને પૂર્વની પ્રજાઓ પ્રત્યે સહાનુભૂતિ વગરના પડિતો અને વિવેચકોને તેમની દુષ્ટતામા વિશેષ ઉત્તેજન મળવાનુ કારણ એ હતું, કે તેઓ જે લોકો સમક્ષ પોતાની શોધનુ પરિણામ જાહેર

કરતા હતા તેમની આ વિષયપરત્વે તુલના કરવાની યોગ્યતામાં મોટી લાયકાત એ હતી કે, તેઓ સસ્કૃતનો એક અક્ષર પણ જાણતા ન હતા ! આવા પ્રકારના અન્વેષકોની શોધખોળમાં ઘણો વિચિત્ર ગોટાળો ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ છે. હિંદુસ્તાનની પ્રજા ઉપર આ પંડિતોની શોધખોળની અસર અત્યંત આઘાત ઉત્પન્ન કરે એવી થઇ સસ્કૃતિના જે જે અગોને આર્ય પ્રજા પોતે ઉત્પન્ન કરેલાં અને પોતાનાં માનતી હતી તે સર્વ વિદેશી પ્રજાઓના સાબીત થયા ! તેના કળાકૌશલ્યનો યશ એક પ્રજાને મળ્યો, તો તેના સ્થાપત્યનો યશ બીજી પ્રજાને અને તેની પાસે પ્રાચીન કાળમા જે કઇ વિજ્ઞાનનુ સાહિત્ય હતું તેનો યશ ત્રીજી પ્રજાને મળ્યો તેમજ આ પડિતમન્યોએ એટલેસુધી સાબીત કરી દીધુ કે, આર્ય પ્રજાનો ધર્મ પણ કોઇ પરદેશી પ્રજા પાસેથી પ્રાપ્ત થયેલો હતો ! આ પ્રમાણે ગતાનુગતિક રીતે શોધખોળ કરનારા વિવેકબુદ્ધિરહિત પડિતોનો એક જમાનો પૂરો થયા પછી વધારે સારી સ્થિતિ દેખાવા લાગી હવે સર્વને સમજાયુ છે કે, એકલા વ્યાપારમાજ નહિ પણ પૌર્વાત્ય પ્રજાઓના ઇતિહાસની શોધખોળ કરવા માટે પણ સગીન અને પરિપક્વ જ્ઞાનની મૂડી વગર એકલાજ સાહસથી આદરેલી પ્રવૃત્તિવડે ઉપર કહી તેવી હાસ્યાસ્પદ નિષ્ફળતાજ પ્રાપ્ત થાય છે, અને હિદુસ્તાનની પ્રાચીન કથાઓમાં ઘણા લોકોની કલ્પનામાં પણ ન આવે એવુ અવશ્ય કઇક છે, તેથી કરીને તેને એકદમ વગર વિચારે ધુતકારી કાઢવી જોઇએ નહિ

હવે યુરોપમાં સદ્‌ભાગ્યે નવીન પ્રકારના સસ્કૃત પડિતો ઉત્પન્ન થવા લાગ્યા છે. તેઓ વિદ્વાન, ભરતખડની સસ્કૃતિ તરફ સહાનુભૂતિ અને ભક્તિવાળા છે. તેઓનુ જ્ઞાન વધારે ગભીર હોવાથી તેઓ સહાનુભૂતિવાળા છે અને ઉચી કોટિના મનુષ્યો હોવાથી તેમના હૃદયમા વિશેષ શ્રદ્ધા અને ભક્તિભાવ છે એ જૂના અને નવા સપ્રદાયને સાધનાર સાંકળરૂપે માન્યવર પડિત મેક્ષમૂલર બિરાજે છે આપણા ભારતવાસીઓ ઉપર યુરોપના બીજા પડિતો કરતા મેક્ષમૂલરે વિશેષ ઉપકાર કર્યા છે. તેણે તરુણ વયમા જે મહાભારત કાર્ય આદર્યું અને વૃદ્ધાવસ્થામા પૂર્ણ વિજય સાથે સમાપ્ત કર્યું તે કાર્યની વિશાળતા જોતા મને આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેતુજ નથી કોઇની પણ સહાય વગર, આપણે હિદુઓ ભાગ્યેજ વાચી શકીએ એવા અક્ષરે લખાયલી, અને જે ભાષા શીખતા આપણા દેશના લોકોને પણ આખી જીદગી પર્યંત સતત પરિશ્રમ લેવો પડે છે, તે ભાષાની જૂની હસ્તલિખિત પોથીઓના અભ્યાસ અને શોધનમાં મશગૂલ બની ગએલા આ ખરેખરા સરસ્વતી ઉપાસક પડિતનો ખ્યાલ કરો. મહિને પાંચ રૂપીઆનો પગાર લઇને પોતાનુ જ્ઞાન વેચનારા ભૂખડી બારસ જેવા સસ્કૃત શાસ્ત્રીની તેને મદદ ન હતી. આજકાલ “ તદ્દન નવીન શોધખોળ (!) ” નાં પુસ્તકોના ઉપોદ્‌ઘાતમાં માત્ર આ વિદ્વાનના નામનોજ ઉલ્લેખ

જોવામા આવે છે, પણ એણે દિવસના દિવસ અને ઘણીવાર મહિનાના મહિના સુધી એકાદ પાઠાન્તર નક્કી કરવામાટે અથવા તો સાયણાચાર્યના ભાષ્યના એક શબ્દ અથવા વાક્યનો ખરો અર્થ નક્કી કરવામાટે (એમણે પોતેજ મને કહ્યુ હતુ કે,) તનતોડ જહેમત ઉઠાવી હતી આટલો ભગીરથ ઉદ્યોગ કરીને તેણે વૈદિક સાહિત્યના ગીચ અરણ્યમા પ્રવાસ કરવાનો બીજા વિદ્વાનોમાટે માર્ગ સુગમ કરી આપ્યો. આ તેના સાહસિક કાર્યનો અને તેની મુશ્કેલીઓનો ખ્યાલ કરો અને પછી તેની તુલના કરજો અલબત્ત, તેણે જે જે લખ્યુ છે તે બધુ આપણે સ્વીકારીજ લેવુ જોઇએ એમ કહેવાનો મારો હેતુ નથી. એવો સ્વીકાર થઇ શકેજ નહિ, પરતુ એટલું તો સર્વને કબૂલ કરવુજ પડશે કે, આપણા પૂર્વજોના સાહિત્યને જાળવી રાખવા, તેમનુ રહસ્ય સમજાવવા અને તેમાં સમાયલા સત્યોનો પ્રચાર કરવા આપણા દેશનો કોઇ પણ પંડિત પ્રયાસ કરવાની આશા રાખી શકે તે કરતા મેક્ષમૂલરે હજારગણો વિશેષ યત્ન કર્યો છે, અને વિશેષ ખૂબી તો એ છે કે આ સઘળુ કાર્ય તેણે પ્રાચીન વૈદિક સાહિત્ય પ્રત્યે પૂર્ણ પ્રેમ અને ભક્તિથી પ્રેરાઇનેજ કર્યું છે.

આ નવીન પ્રગતિના અથવા ભરતખડના પ્રાચીન સાહિત્યને જૂદા દૃષ્ટિકોણથી જોવાના સપ્રદાયના અગ્રેસર વિદ્વાનનુ સ્થાન જો મેક્ષમૂલરને આપીએ, તો પૉલડ્યુસનને તેના પછીના જમાનાના પડિતોનો અગ્રનાયક ગણવો પડશે પ્રથમના જમાનાના પડિતોને કેવળ ભાષાશાસ્ત્રના અભ્યાસનેજ મોહ હોવાથી આપણા દેશના પ્રાચીન સાહિત્યનો ગુપ્ત રત્ન–ભડાર અને અમૂલ્ય આધ્યાત્મિક ભાવનાઓ તરફ તેમનુ લક્ષ ગયુજ ન હતુ મેક્ષમૂલરે તેમાના કેટલાક બહાર આણ્યા અને જગત્ સમક્ષ રજુ કર્યા, અને વળી પ્રથમ પક્તિના ભાષાશાસ્ત્રી તરીકે પોતાની પ્રતિષ્ઠાને બળે જગતનુ ધ્યાન તે તરફ ખેચવામા વિજયી થયો ડ્યુસન ભાષાશાસ્ત્ર ઉપરના મોહથી મુક્ત હતો અને પ્રાચીન ગ્રીસ તેમજ જર્મન તત્ત્વવેત્તાઓના દર્શનોથી સારી રીતે પારગત હેઈ એક તત્ત્વવિચારકને યોગ્ય તાલીમ પામેલો હોવાથી તેણે હિમતભેર ઉપનિષદોના ઉડા તત્ત્વચિતનોમા નિમજ્જન કર્યું. ઉપનિષદોની મીમાસા તેને ઘણીજ સતોષપ્રદ અને ન્યાયપુરસર જણાઇ અને આ અનુભવ જગતને તેણે નિડરપણે જાહેર કર્યો વેદાતવિષે પોતાનો સાચો અભિપ્રાય વગર સકોચે જાહેર કરનાર પડિતોમા ડ્યુસન સર્વથી વધારે સ્પષ્ટવક્તા છે. "લોકો શું કહેશે?" એવો સકોચ અને ભય બીજા વિદ્વાનોની માફક તેને નથી આપણને તો હાલ સત્યને નિડરપણે સ્પષ્ટ વાણીમા જાહેર કરનાર બહાદૂર આત્માઓની જરૂર છે અને ખાસ કરીને હાલ યૂરોપમાં તો તેવા નિડર વિદ્વાનોની ઘણીજ જરૂર છે, કેમકે અન્ય પ્રજાઓના રીતરિવાજ તેમજ માન્યતાઓ જે યૂરોપની પ્રજાના મોટા ભાગને અણગમતી હોય છે, તેમને તેમના સાચા સ્વરૂપમાં જાહેર ન કરતા લોકમતના ભયને તથા બીજા

કેટલાક કારણોને લીધે વિદ્વાનો ઘણીવાર લોચાલાપશી વાળીને સત્યને વિકૃત કરી નાખે છે. એટલાજ માટે નિર્ભયપણે, વગર સંકોચે કેવળ સત્યનુંજ પ્રતિપાદન કરનાર મેક્ષમૂલર અને ડ્યુસનને હજારવાર ધન્યવાદ ઘટે છે આપણે તેની સાથે એમ પણ ઇચ્છીશું કે જેવી નિડરતાથી તેમણે આપણા પ્રાચીન સાહિત્યની ખુબીઓ બતાવી છે તેટલીજ નિડરતાથી તેઓ આપણી ખામીઓ, અર્વાચીન કાળમા આપણા દેશના તત્ત્વચિંતનોમા દાખલ થઈ ગએલા સડા અને વેદાંતતત્ત્વને વ્યવહારમા મૂકવા જતા આપણી પ્રજાએ કરેલી ભૂલો આપણને બતાવે. આપણા દેશમા હમણા કેટલોક વખત થયાં કેળવાયલા વર્ગમા એવો જુસ્સો ફેલાયો છે, કે તેને લીધે તેઓ એક ક્ષુદ્રતમ વહેમની અંદર શાસ્ત્રનું ગંભીર રહસ્ય સમાયલું છે એમ સમજીને તેમને ચુસ્તપણે વળગી રહેવાની ભૂલ કરે છે, ત્યારે બીજી બાજુએ તેથી છેક સામે પાટલે બેસી જનારા માણસોને આપણા ધર્મમા, પ્રજામાં, ઇતિહાસમા કશું સારૂ દેખાતુંજ નથી, તેથી તેઓ તેના ઉપર નિર્દયમાં નિર્દય પ્રહાર કરે છે અને આપણી સામાજિક અને ધાર્મિક ભાવનાઓને તોપને ધડાકે ઉડાવી દેવાનું ઇચ્છે છે, તેમને બેઉને સાચો ઉપદેશ આપવા મેક્ષમૂલર અને ડ્યુસન જેવા નિષ્કપટ અને સ્પષ્ટવક્તા શુભેચ્છકોની આજના સમયમા અત્યંત જરૂર છે

# कर्मयोग--प्रकरण पहेलुं

## કર્મનો માનવસ્વભાવ સાથે સબંધ

" કર્મ " એ શબ્દ સંસ્કૃતના "કૃ" એટલે " કરવું " એ ધાતુમાથી નીકળેલો છે આપણે જે જે કાંઇ કરીએ છીએ તે સર્વ કર્મ પૂર્વકાળના કર્મોના કહેવાય છે વળી પ્રત્યેક ક્રિયાના પરિણામ અથવા ફળને પણ " કર્મ " શબ્દથી ઓળખવામા આવે છે, પરંતુ આ સ્થળે તો આપણે એ શબ્દનો અર્થ " વર્તમાન ક્રિયા " એવોજ સમજવાનો છે. આપણા પૌર્વાત્ય તત્ત્વવેત્તાઓના મત પ્રમાણે અધ્યાત્મ જ્ઞાન મેળવવું એજ મનુષ્યજન્મની ઇતિકર્તવ્યતા છે ઇન્દ્રિયજન્ય સુખ મેળવવું એ કાંઈ મનુષ્યનું અંતિમ સાધ્ય નથી, પણ પૂર્ણ જ્ઞાની બની સ્વતં સુખરૂપ થવું એજ ખરૂં સાધ્ય છે. ઇંદ્રિયજન્ય સુખ અને તે સુખના સાધનરૂપ પદાર્થો-વિષયો નાશવંત હોવાથી તેને પ્રાપ્ત કરવામાંજ સર્વ ઇતિકર્તવ્યતા સમજવી એ બહુજ મોટી ભૂલ છે, છતા અજ્ઞાન અર્થાત્ વિપરીત જ્ઞાનને લીધે બિચારાં મનુષ્યો ભળતાજ વિષયોમા

સુખ માની લઇ વગર વિચારે મોટા પ્રયત્નો કરે જાય છે, અને એજ આ દુનિયાના સર્વ દુખોની ઉત્પત્તિનુ મૂળ કારણુ છે આમ કર્યા કરનારને થોડા સમય પછી માલૂમ પડે છે કે આપણે જે દિશામા કાર્ય કરીએ છીએ તેમા સુખ નથી, પણ “ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ ” એજ સુખનું મૂળ છે અને સુખ અને દુખ એ બન્ને આપણા ભોમીયા ( નેતાઓ ) છે જ્ઞાનપ્રાપ્તિને માટે સુખ અને દુખ એ બન્ને ઉપયોગી છે સુખ તેમજ દુખના ભિન્ન ભિન્ન અનુભવોથી જીવાત્માપર ભિન્ન ભિન્ન સસ્કાર પડે છે, અને એવા એકઠા થએલા સસ્કારોજ આગળ જતા મનુષ્ય-સ્વભાવની પ્રકૃતિરૂપે બને છે આપણે કોઇ પણ મનુષ્યના સ્વભાવનુ સૂક્ષ્મ અવલોકન કરીશુ તો તેમા તેની પ્રવૃત્તિઓનો અને તેનાથી તેના મનપર પડેલા સસ્કારોનો સરવાળો સ્પષ્ટરીતે દેખાઇ આવશે મતલબ કે મનુષ્યનો સ્વભાવ યાને પ્રકૃતિ બધાવામાં સુખના તેમજ દુખના બને પ્રકારના અનુભવો કાર્ય કરે છે, એટલુંજ નહિ પણ કેટલીક વખત તો સુખના કરતા દુખથી મનુષ્યને અધિક જ્ઞાનપ્રાપ્તિ થાય છે. જગત્મા થઈ ગએલા મહાન્ પુરુષોનાં જીવનચરિત્રો તરફ દૃષ્ટિ કરીશુ તો જણાશે કે તેઓમાના ઘણાખરાઓ સુખના કરતાં દુખથી, સપત્તિ કરતા વિપત્તિથીજ અને સ્તુતિ કરતા નિંદાથીજ વધારે જ્ઞાની અને પ્રભાવશીલ થયા છે

પ્રત્યેક મનુષ્યની અદર જ્ઞાનનો જન્મથીજ નિવાસ હોય છે, એ કાંઈ બહારથી આવનારી વસ્તુ નથી, એનો વાસ તો અદરને અદરજ હોય છે અમુક મનુષ્ય અમુક જાણે છે, એમાં તાત્ત્વિક ભાષાથી વિચાર કરતાં ‘અમુક મનુષ્ય અમુક પ્રગટ કરે છે અથવા વ્યક્ત કરે છે’ એમજ સમજવુ, કેમકે એમાં વાસ્તવિકરીતે જોતા તે મનુષ્ય અગાધ જ્ઞાન અને સામર્થ્યના ભડારરૂપ પોતાના આત્મા અને અતકરણ વચ્ચેનો પડદોજ માત્ર તેટલે અશે દૂર કરે છે અથવા તો તે પડદાને લીધે અવ્યક્ત રહેલા જ્ઞાનને વ્યક્ત કરે છે આપણે કહીએ છીએ કે ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો ત્યારે શુ તે ગુરુત્વાકર્ષણ ન્યૂટનની વાટ જોઈ કોઈ ખૂણામા બેસી રહ્યુ હતુ? તે તો તેના પોતાના જ્ઞાનભડારમાં પ્રથમથીજ હતુ એ ભડાર તરફ તે વળ્યો અને તેણે તે વ્યક્ત કર્યું સસારમા * જે જે જ્ઞાન ભાસે છે તે સર્વ એવી રીતે મનુષ્યના અતરાત્મામાંથીજ વ્યક્ત થયેલુ છે. આ આખા જગત્મા પણ માઇ શકે નહિ એવડો મોટો ગ્રથભડાર પ્રત્યેક મનુષ્યના અતરાત્મામા ભરેલો છે

બાહ્ય વસ્તુસ્થિતિઓ તો માત્ર સૂચના અને પ્રસગરૂપજ છે કે જે આપણા મનને આપણા પોતાના અતરાત્માનો અભ્યાસ કરવા તરફ જાગ્રત કરે છે–પ્રેરે છે. વૃક્ષપરથી ફળનુ પતન થવાના બનાવે ન્યૂટનને પ્રેરણા થઈ ન્યૂટને તે પ્રેરણા ઉપર વિચાર–મનન કર્યું અને પરિણામે નિર્ણય કર્યો કે જે નિર્ણયને આપણે ગુરુત્વાકર્ષણનો

* अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ ભ. ગીતા.

નિયમ કહીએ છીએ એ નિયમનુ જ્ઞાન કાંઇ તે ફળમા, વા પૃથ્વીના ગર્ભમા અથવા તો કોઇ બીજી બાહ્ય વસ્તુમા નહિ પણ તેના અંતકરણમાંજ રહેલુ હતુ દરેકે દરેક જ્ઞાનનો ભંડાર મનુષ્યના અંતરમાંજ છે પછી તે જ્ઞાન આધ્યાત્મિક હો વા લૌકિક. એ જ્ઞાનનુ પ્રકટીકરણ ન થયુ હોય ત્યાંસુધી તે એમ ને એમ અવ્યક્ત –આચ્છાદિતજ રહે છે, અને જ્યારે એ આચ્છાદન (અંતઃકરણમા ભળી ગએલા મળ અને વિક્ષેપને) દૂર કરવામા આવે છે ત્યારે આપણને આપોઆપજ ક્રમશ જ્ઞાનની પ્રાપ્તિ થતી જાય છે એ અંતરાય જેમ જેમ દૂર થતો જાય છે, તેમ તેમ જ્ઞાન વધારે વ્યક્ત થતું જાય છે જે મનુષ્યના અંતઃકરણમાથી એ દોષ દૂર થયા હોય છે તે જ્ઞાની કહેવાય છે, અને જેનામા એ દોષ દૂર થયા નથી તે અજ્ઞાની કહેવાય છે જે મનુષ્યમાંથી એ વિકાર સર્વાંશે અને સદાને માટે દૂર થયા હોય છે તે મહાજ્ઞાની અથવા સર્વજ્ઞ કહેવાય છે જગત્પર એવા સર્વજ્ઞ–મહાજ્ઞાની પુરૂષો અનેક થઇ ગયા છે, અને અનેક થશે ચકમકમા જેમ અગ્નિ ગુપ્ત રહેલો છે તેમ જ્ઞાન પણ પ્રત્યેક અંતઃકરણ-માં ગુપ્ત રહેલુ છે જેમ ઘર્ષણનો યોગ થતાજ ચકમકમાંનો અગ્નિ બહાર નીકળે છે તેમ જ્ઞાન પણ નિર્મળતા સાથે એકાગ્રતાનુ ઘર્ષણ કરાવનારા પ્રસંગનો યોગ પ્રાપ્ત થતાજ વ્યક્ત થાય છે

આપણા કર્મો અને મનોવિકારની પણ એવીજ સ્થિતિ છે–આપણા અશ્રુ અને હાસ્ય, શોક અને આનંદ, દુઃખ અને સુખ, શાપ અને આશીર્વાદ, સ્તુતિ અને નિંદા એ પ્રત્યેકનુ સૂક્ષ્મરીતે અવલોકન કરીશુ તો માલુમ પડશે કે અનેક ક્રિયાઓ અને અનુભવોના ઘર્ષણના યોગથીજ–આપણા પોતાનાજ અંતરમાથી ઉદ્ભવ્યા છે, અને એ સર્વનુ પરિણામ તેજ આપણો સ્વભાવ–પ્રકૃતિ છે એ નાના પ્રકારના ઘર્ષણનેજ કર્મ યા ક્રિયાની સંજ્ઞાથી ઓળખવામા આવે છે “ કર્મ ” એ શબ્દનો વ્યાપક અર્થ લેતા મનુષ્ય પોતાની શક્તિને વ્યક્ત કરવામાટે જે જે માનસિક વા શારીરિક ક્રિયાઓ કરે છે તે સર્વનુ નામ “ કર્મ ” જ છે આ વ્યાપક અર્થ પ્રમાણે આપણે સઘળો સમય કર્મ કર્યાંજ કરીએ છીએ. હુ તમારી આગળ ભાષણ કરૂ છુ, એ પણ કર્મ છે તમે સાંભળો છો, એ પણ કર્મ છે આપણે શ્વાસ લઇએ છીએ, તે પણ કર્મ છે આપણે ચાલીએ છીએ, તે પણ કર્મ છે મતલબ કે દરેક ક્રિયા માનસિક યા શારીરિક જે કાંઈ આપણે કરીએ છીએ તે સર્વ કર્મજ કહેવાય છે, અને તે દરેક કર્મ આપણા ઉપર કાઇને કાંઈ છાપ પાડી જાય છે

કેટલાંક કર્મ એવા હોય છે કે જે અનેક નાના નાનાં કાર્યોના સમુદાયથી બનેલા હોય છે સમુદ્રકિનારે ઉભા રહીને પાષાણની સાથે અથડાતાં મોજાને આપણે સાંભ-ળીએ છીએ તો એક મોટો ધ્વનિ સંભળાય છે, પરંતુ આપણે જાણીએ છીએ કે તે દરેક મોજુ નાના નાના અસંખ્ય મોજાનું બનેલુ છે, અને એ દરેક નાનુ મોજુ

પણ થોડો થોડો અવાજ કરતુ હોવા છતા જ્યારે તેવા અનેક મોજા એકત્ર થઇ એક મોટુ મોજુ બંધાય છે, ત્યારેજ તેમનો એકત્ર અવાજ સાભળી શકાય છે. એવીજ રીતે હૃદયનો પ્રત્યેક ધબકારો પણ કર્મ છે. આ પ્રમાણે કેટલાંક નાના કર્મને પણ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ જો તમારે કોઈ મનુષ્યના સ્વભાવનુ યોગ્ય નિરીક્ષણ કરવાની જીજ્ઞાસા હોય, તો પ્રથમ તેના કોઈ મોટા-પ્રખ્યાત કાર્યો તરફ દૃષ્ટિ ફેંકશો નહિ, કારણ કે મૂર્ખ માણસ પણ કોઇક પ્રસગે શૂરવીર બની જાય છે કોઇવાર એકાદ કૃપણ મનુષ્ય પણ કર્ણથી વધે તેવો દાનેશ્વરી દેખાઇ જાય છે પ્રત્યેક મનુષ્યના જીવનમાં એવો એકાદ પ્રસગ આવે છે કે જ્યારે કાઇક અસાધારણ કાર્ય તે કરી શકે છે, માટે તેનાં નિત્યના સામાન્ય કર્મોનુજ નિરીક્ષણ કરો એટલે તેના સ્વભાવનુ ખરૂ સ્વરૂપ માલૂમ પડી આવશે અમુક સયોગોને લીધે સામાન્ય મનુષ્ય પણ મહાન્ કાર્યો કરી શકે છે, પણ ખરો મહાન્ પુરુષ તો તેજ છે કે જેના નાનામાં નાના ગુપ્ત કાર્યો પણ કાળજી અને રહસ્યયુક્ત હોય છે.

મનુષ્યના બંધારણ અને સ્વભાવનુ નિરીક્ષણ કરતા તેમના કર્મ એ એક મુખ્ય અને અજબ વસ્તુ છે દરેક મનુષ્ય ઇશ્વરના અશરૂપ હોવાથી જગત્ના કેન્દ્રરૂપ છે અને તેથી જાણે તેના તરફ જગત્ની સર્વ શક્તિઓ ખેચાઇ આવતી હોય અને તેને પોતામા સચિત કરીને પાછો કર્મરૂપે તેને જગત્ તરફ વહેવરાવતો હોય એમ માલૂમ પડે છે પ્રત્યેક મનુષ્ય આ કેન્દ્રરૂપ હોઇને એનુ સ્વરૂપ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન હોવાથી ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે વિશ્વની અનેકવિધ શક્તિઓ તેના તરફ ખેચાઇ આવે છે, અને પાછી તેને ક્રિયારૂપે તે બહાર પાડતો ચાલે છે સારૂ અને ખોટુ, સુખ અને દુખ ઇત્યાદિ સર્વ દ્વદ્વો એ શક્તિના સારા યા ખોટા ઉપયોગનુજ નામ અને પરિણામ છે બહારની શક્તિઓને ખેચવાનો જેમ મનુષ્યના અતરમા સ્વભાવ રહેલો છે, તેમ તેને યોગ્ય વા અયોગ્ય રૂપ આપીને પાછી જગત્ તરફ વહેવરાવવાનો પણ તેનામા સ્વભાવ છે.

સમસ્ત જગત્ના જે જે કાર્યો અને હીલચાલો આપણા જોવામા આવે છે, તે સર્વ માનવવિચારોનાજ પ્રત્યક્ષ સ્વરૂપો છે. મનુષ્યમા અદૃશ્યરૂપે રહેતી ગુપ્ત ઇચ્છા-શક્તિનાજ એ સર્વ વ્યક્ત સ્વરૂપો છે યત્રો, શસ્ત્રો, શહેરો, વહાણો અને લડાયક આગબોટો ઇત્યાદિ સઘળી દૃશ્યમાન વસ્તુઓ એ સર્વ ઇચ્છાશક્તિનાંજ વ્યક્ત સ્વરૂપો છે મનુષ્યમાત્રમા એ ઇચ્છાશક્તિ સ્વભાવથીજ રહેલી હોય છે, અને એ સ્વભાવ દરેક મનુષ્યનો પોતપોતાના કર્મને અનુસરીનેજ ઘડાયલો હોય છે આથી આ સિદ્ધાત નિર્માણ થાય છે કે જેવાં કર્મ હોય તેવોજ સ્વભાવ અને જેવો સ્વભાવ તેવીજ ઇચ્છા હોય મતલબ કે જેવા કર્મ હોય તેવીજ ઇચ્છા હોય આ જગત્મા જે જે મહાન્ સમર્થ અને પ્રચડ શક્તિવાળા પુરુષો થયા છે તેઓ સઘળા ભગીરથ કર્મો કરવાવાળા, પ્રચડ

ઇચ્છાશક્તિવાળા અને મોટી ઉથલપાથલ કરવાની શક્તિ ધરાવનારા સમર્થ આત્માઓ હતા. આ ઇચ્છાશક્તિ તેઓએ અનેક જન્મ જન્માતરોના સતત ઉદ્યોગ અને પરિશ્રમથી પ્રાપ્ત કરેલી હોય છે બુદ્ધ અથવા ક્રાઇસ્ટના જેવી મહાન્ પ્રચંડ અને પવિત્ર ઇચ્છાશક્તિ કોઈ એકાએક મેળવી શકાય નહિ આ શક્તિ વારસારૂપે મળતી હોત તો આપણે જાણીએ છીએજ કે તેઓના પિતા કોણ હતા ? એટલુ પણ જાણવામા નથી કે તેઓના વડીલે મનુષ્યપ્રાણીના ભલાને માટે એક શબ્દ પણ ઉચ્ચાર્યો હોય. જગત્‌માં જોસફ જેવા લક્ષાવધિ સુથારો થઈ ગયા છે અને હાલમા પણ છે. બુદ્ધના પિતાના જેવા પણ હજારો રાજાઓ થઇ ગયા છે જો વંશપરંપરાજન્ય સંસ્કારોનોજ સિદ્ધાંત કોઈ કહેતા હોય તો કયા એ ક્ષુદ્ર રાજા કે જેની આજ્ઞાને ભાગ્યેજ એના નોકરો પણ ખરા મનથી માન્ય કરતા હોય, અને ક્યા એનો પુત્ર બુદ્ધ કે જેની પૂજા લગભગ અર્ધું જગત્ ખરા અંતરથી કરે ? ક્યા એ સામાન્ય સુથાર અને ક્યાં તેનો એક પુત્ર કે જેને કોટચાવધિ મનુષ્યો ઈશ્વર માનીને પૂજા કરે ? કહો આમા ક્યા સિદ્ધાંતની ઘટના કરશો ? વંશપરંપરાનો સિદ્ધાંત તો હજારો માઇલ દૂરજ રહેશે તે પ્રચંડ ઈચ્છાશક્તિ કે જેને બુદ્ધ અને જીસસ ક્રાઇસ્ટે સમસ્ત જગત્‌મા પ્રસારી તે ક્યાથી આવી ? એ મહાન્ પ્રચંડ સત્ત્વનો સમુદાય તેમને ક્યાથી પ્રાપ્ત થયો ? એ શક્તિ અનેક યુગયુગાન્તરોમા સંચિત કરેલી અને ક્રમે ક્રમે વૃદ્ધિ પામી છેવટે આ જગત્‌મા બુદ્ધ અને ક્રાઈસ્ટના રૂપમા પ્રકટ થઈ હતી, કે જેની સત્તા આજે પણ તેવીને તેવીજ કાયમ છે

આજે આપણુને જેવા સ્વભાવ અને શરીર તેમજ બહારના શુભાશુભ સંયોગ પ્રાપ્ત થએલા છે તે સર્વ આપણા પોતાના કર્મનાજ પરિપાકરૂપ છે જગત્‌મા એની મેળે મેળે તો કદિ પણ કશુ આવી મળતુ જ નથી કુદરતનો એ અબાધિત અને અનાદિસિદ્ધ નિયમ છે કેટલીક વખત આપણુને એથી ઉલટુ ભાસે છે, પણ લાબા વખતના અનુભવથી એ અજ્ઞાન દૂર થતા બરાબર ખાત્રી થઇ જાય છે

મનુષ્ય ધનવાન્ થવાને માટે ભલે આખી જીંદગીપર્યંત ફાફા માર્યા કરે, અને હજારો લોકોને છેતરે પણ અંતમા એને માલૂમ પડે છે કે પોતે ધનવાન્ ન થઈ શક્યો, અથવા થઇ શક્યો તો તેટલુ ધન મેળવવાથી જે સુખ મેળવવાનું કલ્પેલુ તે સુખ તેમાથી મળી શકે તેમ નથી, અને તેથી એટલુ જીવન ફાફા મારવામાં વ્યર્થ ગુમાવીને નફામા માત્ર તેની પાછળ જે શ્રમ–પ્રપંચ વગેરે વેઠ્યુ તેજ મળ્યુ છે. એવામા રોગ, ઘડપણ કે બીજી ઉપાધિ આવી ઘેરે છે એટલે તો પછી તેનુ જીવન અત્યંત કંટાળાભરેલુ અને દુખકર થઇ પડે છે વળી પ્રાપ્ત થએલા ધનનો પણ દાન અને ભોગમાં ઉપયોગ ન કરાય તો પરિણામે તે ધનનો અથવા તેના માલીકનો નાશ તો થાય છેજ મતલબ કે શારીરિક ઉપભોગનેમાટે આપણે હજારે વસ્તુઓ ભેગી કરી

શકયા હઇએ તોપણ તેમાથી જેટલીનો આપણે ઉપભોગ લઈ શકીએ છીએ અથવા બીજાઓના હિતાર્થે દાન કરી શકીએ છીએ, તેટલીજ વસ્તુઓ ખરેખર આપણી કહી શકાય તેમ છે વારસામા મોટી દોલત આપી જનારાઓનુ ધન પણ વારસોને મોજશોખ અને અજ્ઞાન આળસમાં નાખીને બે પાચ પેઢીમા ઉડી જાય છે કોઈ મૂર્ખ જગત્માનાં સઘળા પુસ્તકો ખરીદી એક મોટી લાયબ્રેરી બનાવે, પણ એ તો માત્ર જેટલાં પુસ્તકો વાચવાને પાત્ર હશે તેટલાંનોજ ઉપભોગ કરી શકશે, અને એ પાત્રતા કર્મથીજ પ્રાપ્ત કરેલી હોય છે આપણી પાત્રતા અને શકિત એ આપણા કર્મથીજ નિર્માણ થાય છે

આપણી આજે જે સ્થિતિ છે તે આપણે પોતેજ રચેલી અને પ્રાપ્ત કરેલી છે, અને તેજ પ્રમાણે આપણને જેવા થવાની ઇચ્છા હોય તેવા થવાની શક્તિ પણ આપણી અંદરજ રહેલીજ છે. આ પ્રમાણે જ્યારે આપણી સ્થિતિને સારી વા નરસી બનાવવાનુ આપણાજ હાથમાં છે, તો પછી ભવિષ્યમા અથવા બીજા જન્મમા આપણે જેવા થવુ હોય, તેવા થવાને લાયકનાજ કર્મો કરવાનો આપણે અત્યારે આરંભ કરવો જોઇએ

આપણે કેવા કર્મ કરવાં જોઈએ તે પણ જાણવુ જોઇએ કોઇ કહેશે કે એ બાબતને જાણવાની શુ જરૂર છે ? જગતમા સર્વ કોઇ એક યા બીજી રીતે કર્મ તો કર્યાજ કરે છે; પરંતુ કર્મ શુ ? અને અકર્મ શુ ? એનો વાસ્તવિક ભેદ જાણ્યા વિના કર્મ કરવુ એ કર્તવ્યશક્તિનો દુરુપયોગજ કરવા જેવુ છે શ્રીકૃષ્ણભગવાને પણ ગીતાજીમા કહ્યુ છે કે, ' **योगः कर्मसु कौशलम्** ' ' **ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि** ,—કર્મ કેવા કરવાં તે જાણીને અને શાસ્ત્ર તથા વિધિપૂર્વક કર્મ કરવાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે તમારે નિત્ય ધ્યાનમાં રાખવુ જોઇએ કે કર્મ કરવા એટલે માનસિકશક્તિને વ્યક્ત કરવી—બહાર કાઢવી અને જીવાત્માને ગાઢ નિદ્રામાથી જાગૃત કરવો પ્રત્યેક મનુષ્યના આતરમાં અપાર સામર્થ્ય અને જ્ઞાન બીજરૂપે રહેલુ છે, અને તેથી જે જે પ્રકારના કર્મ કરવા એ તે તે પ્રકારની શક્તિઓને જગાડવાના આઘાતરૂપ છે

મનુષ્ય જે જે કર્મો કરે છે તે સર્વમાં કાંઇને કાંઇ હેતુ રહેલોજ હોય છે. હેતુ વિના કર્મ હોઇ શકતાજ નથી જેમને કીર્તિ મેળવવાની ઇચ્છા હોય છે તેઓ કીર્તિને માટેજ કર્મો કરે જાય છે. ધનની ઇચ્છા હોય છે તેઓ ધન મેળવવાનાજ પ્રયત્નો કરવાને મચી પડે છે. સત્તાના ઉપાસકો સત્તામાટે, તો સ્વર્ગની ઇચ્છાવાળાઓ સ્વર્ગને માટેજ કાર્યોમાં પ્રવૃત્ત હોય છે કોઇને વળી મરણ પછીજ ચીના લોકની માફક કીર્તિ મેળવવાનો લોભ હોય છે ચીનાલોકમાં મરણ પછીજ સન્માનની પદવી આપવાનો રિવાજ છે, અને આપણા કરતાં એ પ્રણાલિકા વધારે સારી છે.

ચીનમાં જ્યારે કોઈ માણસે મોટુ સત્કૃત્ય કર્યું હોય ત્યારે તેના પિતા અથવા પિતામહ જે સ્વર્ગમાં સિધાવ્યા હોય છે તેમનાજ નામને સન્માનની પદવી આપવામાં આવે છે, અને કેટલાક તો એજ હેતુથી કાર્ય કરવામા નિમગ્ન હોય છે. મુસલમાનોમાં અમુક પંથના અનુયાયીઓ પોતાના મરણ પશ્ચાત્ મોટી કબર બંધાય એવાજ પ્રયત્નોમા પ્રવૃત્ત હોય છે વળી એવા પણ એક પંથની મને ખબર છે કે જેમા બાળકનો જન્મ થયો કે તરતજ તેને માટે કબર બાંધવા માડે છે તેઓના જીવનમા ઉત્તમમા ઉત્તમ કબર બાધવી એજ મુખ્ય કર્તવ્ય હોય છે અને તેઓની આબરૂ-મહત્તા તેઓની કબરથીજ મનાય છે કેટલાકો શરીરને કષ્ટ આપવામાંજ આનંદ માને છે તો કેટલાક અનેક પ્રકારના દુષ્ટ કૃત્યો કરે છે, અને પછી દેવળો બંધાવે, દાન કરે, કે ધર્મગુરુઓને પૈસા આપી સ્વર્ગમા જવાનો પરવાનો ખરીદ કરે છે ! તેઓ એમ સમજે છે કે આમ દાન કરવાથી પાપની નિવૃત્તિ થઇ સ્વર્ગની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે અનેક પ્રકારના હેતુઓથી પ્રેરાઈ મનુષ્યો અનેક પ્રકારના કર્મો કરે જાય છે.

પરંતુ કર્મ કર્તવ્યની ખાતરજ કરવાં એજ ઉત્તમ છે દરેક દેશમા થોડાક પણ એવા પુરુષો હોય છેજ કે જેઓ નામ, કીર્તિ કે સ્વર્ગની પરવા નહિ કરતા માત્ર કર્તવ્યની ખાતરજ કર્મો કરે જાય છે, અને ખરેખર આવા પુરુષોજ મનુષ્યજાતિના પ્રાણરૂપ છે કર્મોથી કોઇનુ પણ ભલુ કરી શકાય તેથી તેઓ આનંદ પામે છે. તેઓ બને તેટલો ગરીબોને ઉપકાર કરે છે, પ્રાણીમાત્રને મદદ કરે છે આમ કરવામા તેઓનો ઉદ્દેશ વધારે ઉચ્ચ હોય છે, તેઓને નિષ્કામપણે પરોપકાર કરવામા બહુજ શ્રદ્ધા હોય છે નામ અને કીર્તિના આશયથી જે કર્મો કરવામાં આવે છે તેનો પરિપાક મોડો થાય છે.

નિઃસ્વાર્થવૃત્તિથી કાર્ય કરનારને શુ કાંઈ પણ ફળ મળતુ નથી ? જરૂર મળે છે, એટલુજ નહિ પણ નિષ્કામભાવથી કર્મ કરનારને વિશેષ અને ઉત્તમોત્તમ ફળ મળે છે, પણ એના ફળની સિદ્ધિ થતા સુધી સામાન્ય મનુષ્યો ધીરજ રાખી શકતા નથી નિષ્કામ કર્મથી શારીરિક પ્રકૃતિને પણ ફાયદો થાય છે.

પ્રેમ સત્ય અને નિઃસ્વાર્થતા એ કેવળ નીતિવિષયક અલંકારિક શબ્દો નથી, પણ એજ આપણુ ઉચ્ચતમ સાધ્ય છે, કારણ કે આપણી ચૈતન્યશક્તિને જાગૃત કરવાનુ અમોઘ બળ એ ગુણોમા રહેલુ છે કોઇ મનુષ્ય ભવિષ્ય, સ્વર્ગ, સત્તા કે એવી કોઇ પણ બાબતનો સ્વાર્થ ન રાખતા કેવળ નિઃસ્વાર્થવૃત્તિથી પાંચ દિવસ વા પાચ મિનિટ પણ કાર્ય કરે તો જાણવુ કે તેનામા માનસિક ગુણો મેળવવાની યોગ્યતા બીજરૂપે રહેલી છે નિષ્કામ કર્મ કરવુ એ જોકે ઘણુજ કઠિન છે, અને એવા પણ અનેક માણસો હોય છે કે જેઓ નિષ્કામતાનો ડોળ રાખે છે, છતાં મનથી તો કોઇને કોઇ વ્યાવહારિક બદલો અથવા મોટી મોટી કામનાઓ રાખી બેઠા હોય છે,

પરંતુ અહીંઆ કહેવાનું ખરી નિષ્કામતાને માટેજ છે. એવી સાચી નિષ્કામતાપૂર્વક થોડું પણ કાર્ય થવું એ આત્મસંયમની શક્તિનું ઉચ્ચતમ સ્વરૂપ છે. બહારના અનેક વ્યાપારો કરતાં આત્મસંયમ એ બહુજ ઉચ્ચશક્તિ છે. ચાર ઘોડા જોડેલી ગાડીને ટેકરી ઉપરથી છૂટી લગામથી દોડવા દેવામાં જે બળ પડે તેના કરતાં ઘોડાની લગામ કાબૂમાં રાખીને ટેકરી ઉતારવામાં ખરેખર વધારે બળ પડે છે મોટા વેગથી છોડવામાં આવેલો તોપનો ગોળો રસ્તામાં કોઇ પણ જાતનો અંતરાય ન હોય તો ઘણે દૂર જઇને પડે છે, પરંતુ એમ થવાથી એની શક્તિ ઘણે ભાગે માર્ગ કાપવામાંજ વપરાઇ જઈ તેનો ખરો પ્રતાપ જણાતો નથી કોઈ મોટી ભીંત યા એવો કોઇ અંતરાય આવે છે ત્યારેજ તે ગોળો પોતાનો પ્રચંડ પ્રતાપ દેખાડી દે છે. એજ પ્રમાણે સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને આપણે જે જે વ્યાપાર કરીએ છીએ તેમાં આપણે આપણી ઘણીખરી શક્તિ વ્યર્થ ગુમાવીએ છીએ, અને વળી એ શક્તિ આપણને કોઈ રીતે પાછી પણ મળતી નથી, પરંતુ જો એ સ્વાર્થબુદ્ધિને દૂર કરીને મનપર કાબૂ રાખવામાં આવે—આત્મસંયમ કરવામાં આવે તો એજ સામર્થ્યમાં વધારો થઇ તે આપણને પાછી મળે છે એ આત્મસંયમના પરિણામે આપણામાં પ્રચંડ ઇચ્છાશક્તિ ઉદ્ભવે છે, અને એ પ્રચંડ ઇચ્છાશક્તિ તેજ ક્રાઇસ્ટ અને બુદ્ધ મનુષ્યોને અન્ય પ્રાણી-પદાર્થ ઉપર સત્તા ભોગવવાની ઇચ્છા રહ્યા કરે છે, પરંતુ શક્તિની વૃદ્ધિનું ઉપર જણાવેલું રહસ્ય તેઓ જાણતા નથી. હાલના જમાનામાં મૂર્ખ માણસ પણ તે રહસ્ય જાણી શકે અને તેને અનુસરીને વર્તવાથી આખા જગત્ ઉપર પણ સત્તા જમાવી શકે, પરંતુ એમ કરતાં પહેલાં જગત્ ઉપર સત્તા ચલાવવાની વાસનાનો તેણે સમૂળો ઉચ્છેદ કરી નાખવો જોઇએ.

એ સ્વાર્થીભાવના નિર્મૂળ થવાથી એ મનુષ્ય જગત્માં એક પ્રચંડ શક્તિરૂપ બની જાય છે. કેટલાક પ્રાણીઓની દૃષ્ટિ અમુક આઠ કે દશ ફીટ છેટેજ જઇ શકે છે, તેમ આપણામાંના ઘણાખરા મનુષ્યોની દૃષ્ટિ પણ અમુક વર્ષોપર્યંતજ પહોંચી શકે છે એક નાનું વર્તુળ એજ જાણે આપણી સૃષ્ટિ અને એજ આપણી દૃષ્ટિમર્યાદા હોય તેમ એની પેલી પારની વાતજ આપણા ધ્યાનપર આવતી નથી દૃષ્ટિના આ સંકુચિતપણાને લીધેજ આપણે નીતિભ્રષ્ટ બની ગયા છીએ એજ આપણી મોટી દુર્બળતા અને નિ:સત્ત્વતા છે

કર્મ ગમે તેવાં નાનાં કે નીચ દરજ્જાનાં હોય, પરંતુ તેના તરફ અભાવ નહિ લાવતાં અને તેટલા ઉત્તમ પ્રકારે તે કરવાં જોઇએ કોઈ મનુષ્ય કર્મના રહસ્યથી અજ્ઞાન હોવાને લીધે કીર્તિ વા સ્વાર્થના આશયથી કાર્ય કરતો હોય તો ભલે કરે, પણ સમજુએ તો પોતાની દૃષ્ટિ હમેશાં ઉચ્ચમાં ઉચ્ચ આશયભણી અને પોતાનું આંતર સામર્થ્ય વધારવાભણી રાખવી જોઇએ ' કર્મ કરવાનોજ આપણને

અધિકાર છે પણ તેના ફળ તરફ આપણો અધિકાર નથી ' * જો તમારે મનુષ્યને મદદ કરવાની ઇચ્છા હોય, તો તેનુ વલણ તમારા પ્રત્યે કેવુ છે તેની દરકાર કરશો નહિ. જો સારાં અને મહાન્ કર્મો કરવાની તમારી ઈચ્છા હોય, તો ફળની લેશમાત્ર પણ કામના રાખશો નહિ

આ પ્રમાણે સદા કાર્યમાં જોડાઇ રહેવાનો નિશ્ચય કરવામાં આવે અને વસ્તુત કર્મ કરવા સિવાય મનુષ્યની એક ક્ષણ પણ જતી નથી એ વાત સ્વીકારવામાં આવે, પણ એથી એક વિલક્ષણ પ્રશ્ન ખડો થાય છે કે, જ્યારે આપણે સદા સર્વદા કર્મોજ કરવાના છે ત્યારે શાંતિ ક્યારે મળવાની ? જો આપણે સદા કામમાંજ નિમગ્ન રહ્યા કરવાનુ હોય તો પછી એકાંતવાસની શાંતિને સહન કરવાની અને એ શાંતિમાં અને ત્યાગમાં આનદ લેવાની અમારામા યોગ્યતાજ ક્યાંથી આવવાની ?

એકાદ એકાંતવાસી મનુષ્યને આ સસારમા લાવવામા આવે તો જેવી રીતે એક પાણીમાં રહેનારી માછલીને પાણીની સપાટી ઉપર લાવવામાં આવે અને તેની જેવી દશા થાય તેવીજ એ એકાંતવાસી મનુષ્યની દશા થવાની

બીજી રીતે કોઈ સસારના કાર્યોમાં રચીપચી રહેલા મનુષ્યને અકાંત અને શાંતિના સ્થાનમાં આણવામાં આવે તો શુ એને પણ ત્યા સુખ અને આનદ મળશે ? નહિજ, ઊલટો તે બિચારો દુખી થશે અને કદાચ ગાડો પણ થઇ જાય ?

આ પ્રમાણે આ બને દશાઓ અપૂર્ણ જણાય છે, તો તે બંનેનો યોગ કેવી રીતે થાય ? જગતમાં ખરો સયમી મનુષ્ય તો એજ છે કે જે ગમે તેવા અરણ્યના એકાંત અને શાંત સ્થાનમા પણ અત્યત કાર્યમગ્ન રહી શકે છે, અને જે હજારો મનુષ્યના સમૂહમાં અને ભારે કોલાહલમાં પણ અરણ્યની માફક શાંતિ અને એકાંતને અનુભવે છે તેણેજ પોતાના આત્માને જીતેલો છે, અને નિગ્રહના રહસ્યને પણ તેજ મનુષ્ય જાણે છે આવો મનુષ્ય કોઇ મોટા શહેરના ઉદ્યમી અને કોલાહલમય ભાગમાંથી પસાર થાય છે તોપણ તેનુ મન જાણે કે કોઇ ગુહામાં હોય તેવુ શાંત હોય છે, એક શબ્દમાત્ર પણ એના કર્ણને અસર કરી શકતો નથી અને બધો વખત કર્મમાંજ નિમગ્ન હોય છે કર્મયોગનુ એજ ધ્યેય છે અને જો તમને તે પ્રાપ્ત થયું હોય તો તમે કર્મનુ રહસ્ય જાણ્યુ છે એમ સમજવુ.

પણ આપણે તો એનો આરભ આપણા વર્તમાન સયોગ વચ્ચેજ કરવાનો છે કોઈ પણ કાર્ય નિસ્વાર્થપણે કરતાં શીખવુ એ આપણો પહેલો પાઠ છે કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા થાય એટલે તે ઇચ્છા આપણને શા હેતુથી થાય છે તે હેતુનો આપણે બરાબર શોધ કરવો જોઇએ, કેમકે કાર્યમાં પડ્યા પછી તે હેતુ ઉપર પડદો પડીને તે અદૃશ્ય બની જાય છે, માટે કાર્ય કરવા પહેલાજ તેનો હેતુ આપણે શોધી

* 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' श्री भ गी.

કહાડવો જોઇએ. આમ કરવાથી શરૂ શરૂમા તો આપણને આપણા હેતુઓ સ્વાર્થમય દેખાશે, પણ પ્રયત્નવડે ક્રમે ક્રમે એ સ્વાર્થપરાયણતા દૂર થવા માંડશે અને એક એવો સમય આવશે કે આપણે સદા સર્વદા નિ સ્વાર્થ કર્મોજ કરે જઇશુ

આ પ્રમાણે આ દુસ્તર સસાર વચ્ચે ધીમે ધીમે આગળ વધતાં આપણને માલૂમ પડશે કે છેવટે સર્વથા નિસ્વાર્થી બનવાનુ પણ પ્રત્યેકમાટે સંભવિત છે જે દિવસે આપણે સપૂર્ણ નિ સ્વાર્થી બની જઇશુ તે દિવસે આપણામા સર્વ સામર્થ્ય એકત્ર થએલુ છે, એમ આપણને પ્રતીત થશે અને આપણો જ્ઞાનનો ભડાર આપણામા એકાએક પ્રકટ થશે.

---

# कर्मयोग–प्रकरण बीजुं

## કર્તવ્યદક્ષ સર્વ મનુષ્યો સમાન શ્રેષ્ઠ છે

સાંખ્યમત પ્રમાણે આ વિશ્વ ત્રિગુણાત્મક છે એ ત્રણે ગુણના નામ સત્ત્વ, રજ, અને તમ છે, અને એનાં દૃશ્ય સ્વરૂપો અનુક્રમે સ્થૈર્ય, ચાપલ્ય અને જાડ્ય એ પ્રમાણે છે. પત્થર જેવી જડાવસ્થા એ તમોગુણનું દૃશ્ય સ્વરૂપ છે રાગલોભાદિ વિકારોને વશ થઇને કાર્યમા પ્રવૃત્ત થવુ એ રજસનુ દૃશ્ય સ્વરૂપ છે આ ઉભયને સ્વાધીન કરી સમતોલપણુ રહેવુ એ સત્ત્વગુણનુ કાર્ય છે

પ્રત્યેક મનુષ્યમાં આ ત્રણે ગુણ રહેલા છે. તે પૈકી જે સમયે મનુષ્યમાં જે ગુણનુ પ્રાધાન્ય હોય છે, તદનુસાર તે સમયે મનુષ્ય કર્મમાં પ્રવૃત્ત થાય છે. તમોગુણ પ્રબળ હોય છે ત્યારે આળસ આવીને આપણને સ્તબ્ધ–ક્રિયાશૂન્ય બનાવી દે છે, કોઇપણ જાતનો વિચાર ઉત્પન્ન થતો નથી જે સમયે શરીરમાં ચપળતા આવીને મુશ્કેલ કાર્ય પણ આનદપૂર્વક કરવા તૈયાર થઈ જઇએ છીએ, તે સ્થિતિમાં રજોગુણનુ પ્રાધાન્ય સમજવુ જે સમયે આળસ ન હોવા છતાં પણ આપણે બીલકુલ શાંત હોઇએ, ત્યારે સત્ત્વગુણનુ પ્રાબલ્ય સમજવુ. ઘણુ કરીને પ્રત્યેક મનુષ્યમાં સ્વભાથીજ આ ત્રણ પૈકી કોઇ પણ એક ગુણનુ પ્રધાન્ય હોય છે કેટલાક સ્વભાવથીજ આળસુ હોય છે તો કેટલાક ઉદ્યોગપ્રિય અને ચપળ હોય છે, તેમજ કેટલાક શાંત સ્વભાવના, મિષ્ટભાષી તથા સ્વભાવથીજ મૃદુ હોય છે. એ ત્રણે ભાવ અનુક્રમે તમ, રજ અને સત્ત્વના પ્રદર્શક છે. આ સૃષ્ટિમાં એક પણ એવો પદાર્થ નથી કે જે આ ત્રિગુણથી રહિત હોય. મનુષ્ય, પશુ, પક્ષી, ઝાડ, વનસ્પતિ ઇત્યાદિ સર્વ વસ્તુમાં થોડા વા અધિક પ્રમાણમાં એ ત્રણે ગુણ પ્રત્યક્ષપણે રહેલા હોય છે.

કર્મયોગમાં મુખ્ય કરીને આ ત્રણ ગુણનોજ વિચાર કરેલો છે આ ગુણોનુ વાસ્તવિક સ્વરૂપ કેવુ છે, અને તેનો યથાયોગ્ય ઉપયોગ કેવી રીતે કરવો, તેનુ જ્ઞાન આપણને થાય છે, એટલે આપણાં કર્તવ્ય શાસ્ત્રને અનુસરીને કેમ કરવા તે આપણને સમજાય છે મનુષ્યસમાજની રચના દેશકાલાનુરૂપ જૂદા જૂદા પ્રકારની થએલી છે. નીતિ એટલે શું, કર્તવ્ય એટલે શું, એ બધુ આપણે સર્વસામાન્ય રીતે સમજીએ છીએ, તોપણ જૂદા જૂદા દેશોમાં જૂદા જૂદા રીતરિવાજને અનુસરીને એ શબ્દોની વ્યાખ્યામાં ફેર પડે છે જે રિવાજને એક દેશમાં નીતિ સમજાય છે, તેજ રિવાજને બીજા દેશમાં અનીતિ મનાય છે કેટલાક દેશમા ભાણેજીની સાથે લગ્ન કરવુ તે સામાન્ય વ્યવહાર ગણાય છે,જ્યારે બીજા દેશમા તેજ વ્યવહાર અનીતિમય કહેવાય છે. કેટલાક દેશમા એક પત્ની સાથેજ લગ્ન કરવુ એજ નીતિ મનાયેલી છે, જ્યારે બીજા દેશમા અનેક સ્ત્રીઓ કરવી એમાંજ મહત્તા મનાતી હોય છે એવી રીતે નીતિના અન્ય તત્ત્વોનાં પણ વ્યાવહારિક રૂપ પ્રત્યેક દેશમાં જૂદા જૂદા હોય છે

કર્તવ્યની બાબત પણ એજ પ્રકારની છે જૂદા જૂદા રાષ્ટ્રોમાં કર્તવ્યની કલ્પના ભિન્ન ભિન્ન હોય છે. એક દેશમાં કોઇ મનુષ્ય અમુક ક્રિયા ન કરે તો તેને સમાજ દુરાચરણી કહે છે, જ્યારે તેજ ક્રિયાની બીજા દેશમાં નિંદા થાય છે આવી સ્થિતિ છતા આપણને જણાય છે કે કર્તવ્યની સમજણમા પણ કંઇક સર્વસામાન્ય નિયમો તો હોવાજ જોઇએ આ પરસ્પર વિરોધી અનુભવોની એકવાક્યતા કરવા માટે બે માર્ગ ખુલ્લા છે અજ્ઞાનીનો માર્ગ એ છે કે જે પ્રકાર હું જાણુ છુ તે પ્રકારજ એક સત્ય છે અને બીજા સર્વ માર્ગો અસત્ય છે એમ એ માને છે બીજો જ્ઞાનીનો માર્ગ છે અને તેઓ એમ ધારે છે કે–ભિન્ન ભિન્ન દેશ, કાલ, પ્રકૃતિ ઇત્યાદિ સંયોગોને અનુસરીને એકજ સિદ્ધાંતનુ વ્યાવહારિક બાહ્ય કર્તવ્ય અને નીતિના સ્વરૂપ પણ ભિન્ન ભિન્ન હોય છે આ બાહ્ય ભેદ સાચો ન હોવાથી તે ભેદ મૂળ સિદ્ધાંતને વૃથા ઠરાવતો નથી, પરંતુ વિવિધ પરિસ્થિતિનેજ દર્શાવે છે કોઈ પણ સ્થિતિ અને સંયોગોનુ કર્તવ્ય અન્ય પ્રત્યેક સ્થિતિ અને સંયોગો ઉપર લાગુ પડી શકતુ નથી આવો એકતાનો માર્ગ જ્ઞાની પુરુષોનો હોય છે નીચેના ઉદાહરણથી ઉપલી વાત સ્પષ્ટ થઈ જશે " દુષ્ટનો પ્રતિકાર ન કરો " એવો ઉપદેશ સર્વ મહાન્ તત્ત્વવેત્તાઓનો છે પોતાની જાતના સંરક્ષણને માટે પણ અન્યને દુ:ખ દેવુ નહિ. ખરેખર એ સિદ્ધાંત આપણને પણ ઉત્તમ અને વાસ્તાવિક લાગે છે, પરંતુ એ સિદ્ધાંતનો નિત્યના વ્યવહારમા અમલ કરવામાં આવે તો કેટલા બધા અનર્થોની પરંપરા જાગૃત થાય તેનુ અનુમાન કરો દુષ્ટ મનુષ્યો આપણી માલમતા લૂટી જાય, આપણા જીવનનો નાશ કરે અને તેમની મરજીમાં આવે તેમ વર્તન કરે, તેથી સઘળો સમાજ અસ્તવ્યસ્ત થઇ નષ્ટપ્રાય થઈ જાય. એ તત્ત્વનો કદાચ એકજ દિવસ અમલ કરવામાં

આવે તોપણ આખો સમાજ રસાતળમા પહોચવાનો સંભવ છે. " દુષ્ટનો પ્રતિકાર ન કરો " એ તત્ત્વની સત્યતા જરા પણ આપણા મનથી ઓછી થતી નથી અને તે આપણને ઉત્તમમાં ઉત્તમ લાગે છે, તોપણ સમાજની હાલની સ્થિતિને માટે અનિષ્ટ છે. એ સિદ્ધાંત ઉત્તમ છે માટે તે પ્રમાણે નહિ વર્તનારા પ્રત્યેક પાપી છે; એમજ ઠરતુ હોય તો પછી " આપણે પાપી છીએ " એવી કલ્પના આપણને કેવા ખાડામા લઇ જઇને નાખશે તે કહી શકાય નહિ. " હું પાપી છુ " એવુ પોતાના મનથી કોઇને પણ લાગવા માડયુ, એટલે તેનુ પરિણામ મનની દુર્બળતામાજ આવે છે આવા દુર્બળ મનુષ્યને હાથે કોઇ પણ બાબત પાર પડવી અશક્ય છે, અને એકવાર મનુષ્ય તેને અધીન થયો એટલે એ દુર્બળતાનો વેગ તેનામા વધતોજ જાય છે. આ પ્રકારની દુર્બળતા સઘળા અનિષ્ટોના દ્વાર ખુલ્લા કરી દે છે મનની દુર્બળતા કરતા વધારે મોટુ પાપ જગત્‌મા અન્ય કોઈ નથી અને મનુષ્યજાતિનો એના જેવો બીજો કોઇ મોટો શત્રુ નથી. જેવી રીતે આ મનોદુર્બળતા એ એક વ્યક્તિના નાશનુ કારણ છે તેવીજ રીતે રાષ્ટ્રમાં એ દુર્બળતા ફેલાઇ જવાથી રાષ્ટ્રનો પણ નાશ થઇ જાય છે " અમે મૂર્ખ, અમે પાપી " એવી માન્યતાનો શિકાર થનાર માણસ અથવા દેશ દુર્ગતિના ખાડામાંથી કદિ પણ ( તે માન્યતાને છોડી દીધા સિવાય ) નિકળી શકે તેમ નથી, માટે આપણે આવી રીતે આપણુ અહિત કદિ પણ ન કરવુ જોઇએ, આપણામા દૃઢ આત્મશ્રદ્ધા ઉપજવી જોઇએ અને ઇશ્વરમાં પણ દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ જેને પોતામાં વિશ્વાસ હોતો નથી તેને ઇશ્વરમાં પણ શ્રદ્ધા હોઇ શકે નહિ એમ બરાબર સમજજો.

સારાશ એટલોજ કે નીતિ અને કર્તવ્યના બાહ્યસ્વરૂપ દેશકાલાનુસાર જૂદાં જૂદા હોય છે, એ વાત હમેશા ધ્યાનમાં રાખજો, જેવી રીતે અમુક પરિસ્થિતિમા ' દુષ્ટનો પ્રતિકાર ન કરવો ' એ કર્ત્તવ્ય છે, તેવીજ રીતે પરિસ્થિતિ બદલાય ત્યારે ' દુષ્ટનો પ્રતિકાર કરવો ' એ પણ કર્તવ્ય થઇ પડે છે

ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયમા ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને યુદ્ધથી વિમુખ થવા માટે પ્રતિકાર કરવાનો એટલે કે અન્યાયનો અસ્વીકાર કરવા માટે દાંભિક અને બાયલો કહેલો છે, એ વાચીને કેટલાકોને આશ્ચર્ય પણ થયુજ હશે સમરાગણમાં સર્વ શત્રુઓ પોતાના મિત્ર અને સબધીજનો હોવાથી તેમની સાથે યુદ્ધ કરવુ એ અર્જુનને મહાન્ પાપરૂપ લાગ્યુ હતુ, સમસ્ત વિશ્વપર પ્રેમ કરવો એ પ્રેમનુ અતિ ઉચ્ચતત્ત્વ હોઇને સ્વજનોનો વધ કરવો એટલે કે પ્રેમને દેખતી આખે તિલાજલિ આપવી, એવુ સમજીને અર્જુને યુદ્ધ કરવાની ના પાડી હતી.

જ્યારે અજવાળુ બહુજ ઓછુ હોય છે ત્યારે આપણે દેખી શકતા નથી, તેમજ પ્રકાશ તીવ્ર ગતિમા હોય છે ત્યારે પણ આપણે દેખી શકતા નથી ધ્વનિવિષે પણ એમજ છે કે જ્યારે અવાજ ઘણોજ સૂક્ષ્મ હોય ત્યારે પણ આપણે સાભળી શકતા

નથી, અને તે જ્યારે અતિ ઉગ્ર તથા પ્રચંડ હોય છે ત્યારે પણ તેને સાભળી કે સમજી શકતા નથી ગતિનુ પણ એમજ છે, જેમકે ઘડીઆળના કલાક કાંટાની ગતિ પણ આંખોવડે જોઈ શકતી નથી, તેમ એકાદ સપાટાબધ ફરતા ચક્રરની ગતિ પણ જોઈ શકાતી નથી એજ પ્રમાણે પ્રતિકાર અને અપ્રતિકારમા ભેદ છે.

માટે ધ્યાનમા રાખવા જેવુ એજ છે કે દરેક વિષયમા બન્ને સ્થિતિઓની આત્યતિક અવસ્થા સરખીજ છે પ્રવૃત્તિની તેમજ અપ્રવૃત્તિની આત્યતિક અવસ્થા સમાનજ છે જડપદાર્થોની બાબતમાં આ નિયમ લાગુ પડે છે તેમ ચૈતન્યવાન્ માટે પણ લાગુ પડે છે એક માણસ દુર્બળ અને આળસુ હોવાથી પ્રતિકાર કરી શકતો નથી, અને બીજો માણસ કે જે ધારે તો સારી પેઠે પ્રતિકાર કરી પોતાના શત્રુને ભોયભેગો કરી દે એમ છે, તોપણ તે પ્રતિકાર નહિ કરતા ઊલટો શત્રુને આશીર્વાદ આપે છે. આનો અર્થ એજ છે કે જે મનુષ્ય પોતે બીકણ હોવાના કારણથીજ પ્રતિકાર કરતો નથી તેને પાતક લાગે છે, અને પ્રતિકાર નહિ કરવાથી થનારા લાભો પણ તેને મળી શકતા નથી જ્યારે ઉપર કહેલો બીજો સબળ મનુષ્ય પ્રતિકાર કરે છે તો તેને તેમ કરવાથીજ પાતક લાગે છે

બુદ્ધ જન્મથી રાજપુત્ર છતાં પોતાનુ રાજ્ય છોડીને વિરક્ત થયો, આનુ જ નામ ખરો વૈરાગ્ય એક ભીખારી કે જેની પાસે ત્યાગ કરવાનુ કાઇ છેજ નહિ તેની ગરીબાઇને કાંઇ ત્યાગ કહી શકાય નહિ એટલા માટે "અપ્રતિકાર" અને "વિશુદ્ધપ્રેમ" વિષે ચર્ચા કરતી વખતે આપણે આપણામા સાચુ સામર્થ્ય કેટલુ છે તેનો પણ વિચાર કરવો જોઇએ આપણે બારીકાઇથી સમજી લેવુ જોઇએ કે આપણામા પ્રતિકાર કરવાની શક્તિ છે કે નહિ આપણામા જો વાસ્તવિકરીને એ શક્તિ હોય અને આપણે તેનો ત્યાગ કરીને "અપ્રતિકાર" ગ્રહણ કરીએ તોજ ખરેખર આપણે સત્યપ્રેમનુ મહત્ કાર્ય કર્યું કહેવાય, પરતુ આપણામા પ્રતિકાર કરવાની શક્તિ તો હોય નહિ અને "ઉચ્ચ પ્રેમની ખાતરજ પ્રતિકાર કરતા નથી" એમ કહીએ કે માનીએ તો તે પાપજ કહેવાય શત્રુઓની પ્રચડ સેનામા પોતાના સગાસબધીઓને જોતાજ અર્જુનનુ ચિત્ત ક્ષણભર કપિત થઈ ગયુ, અને એવી અવસ્થામા તેને 'અપ્રતિકારનુ" તત્ત્વ સાંભળી આવ્યુ સગાસબધીઓપ્રત્યેનો પ્રેમ અને ધર્મ તેના હૃદયમા ઉભરી આવ્યાં અને એવા એકદેશી પ્રેમ અને ધર્મના આવેશમા દબાઇ જઇને સમગ્ર દેશ પ્રત્યે એક રાજ્યકર્તાતરીકેના કર્તવ્યોનુ ભાન તેનાથી ભૂલાઇ ગયુ! "અપ્રતિકાર"-ના બહાના નીચે ઉપર કહી તેવી મનોદુર્બળતાએ છુપાઇ બેસવા માગ્યુ! પરતુ સ્થિતપ્રજ્ઞ પુરુષોત્તમ શ્રીકૃષ્ણે તેની એ દશાને તુરતજ ઓળખી લીધી અને કહ્યુ કે, "તુ પડિતની માફક વાતો કરે છે, અને નહિ શોચવા યોગ્ય બાબતનો શોચ કરે છે, માટે હે પરતપ! આ ક્ષુદ્ર હૃદયદૌર્બલ્યને ત્યજીને ઉઠ, ઉભો થા અને યુદ્ધ કર."

આ પ્રમાણે કર્મયોગનુ મુખ્ય ધ્યેય છે. ખરો કર્મયોગી તેજ છે કે "પ્રતિકાર ન કરવો" એજ મુખ્ય અને ઉચ્ચતત્ત્વ છે એમ સારીપેઠે સમજે છે. પ્રતિકાર કરવાનુ પૂર્ણ સામર્થ્ય પોતામા હોવા છતાં મન ઉપર કાબૂ રાખીને પ્રતિકાર નહિ કરવાથી પોતાનામાં જે નવીન શક્તિ આવશે તે વાતનુ જ્ઞાનજ તેને માટે એ સમયે પૂરતુ થઈ પડે છે, પરતુ એવી અત્યુચ્ચ દશા પ્રાપ્ત થતાં સુધી તે પ્રતિકાર કરવામાજ પોતાનુ બળ વધતુ સમજીને તેજ પ્રમાણે વર્તે છે. ઉચ્ચ દશાએ પહોચતા સુધી વર્તમાન દશાને અનુસરતુ વર્તન રાખીને પોતાનુ સામર્થ્ય ખીલવવુ એજ પ્રત્યેકને માટે ઉત્તમ છે

મારા દેશમા એક વખતે મને એક મનુષ્ય મળ્યો હું પ્રથમથીજ જાણતો હતો કે તે મૂર્ખ અને આળસુ છે. તે કાંઇ પણ જાણતો ન હતો, તેમજ જાણવાની ઇચ્છા પણ નહોતો કરતો એવુ પશુવત્ જીવન વ્યતીત કરતો હતો તેણે મને પૂછ્યુ કે, "પરમેશ્વરને ઓળખવાની યુક્તિ મેળવવાને માટે મારે શુ કરવુ જોઇએ?" મે તેને પ્રશ્ન કર્યો કે, "તને જુઠુ બોલતા આવડે છે?" તેણે ઉત્તર આપ્યો કે, "ના," એટલે મે કહ્યુ કે, "પ્રથમ તો તુ ખોટુ બોલતા શીખ, સર્વમા પશુ કે પાષાણની માફક બેસી રહેવા કરતા અસત્ય બોલવુ એ પણ તારે માટે ઠીક છે. તુ જડ છે તેથી સર્વ કર્મોથી પર, શાત અને ઉચ્ચ સ્થિતિ તારાથી ઘણી દૂર છે વળી તુ એટલો બધો આળસુ છે કે તારાથી કાંઈ સારૂ તો શુ પણ ખરાબ કાર્ય પણ થઇ શકે એમ નથી." ખરેખર તે મૂર્ખ હતો અને હુ તેની સાથે મશ્કરીમાજ વાત કરતો હતો, છતાં ઉપલી વાતમા મારો ઉદ્દેશ એવુ કહેવાનો હતો કે મનુષ્યે નિરુદ્યમીની શાંતિમાથી સ્થિતપ્રજ્ઞની શાતિને પહોચવામાટે કર્મમાર્ગની નીચલી ભૂમિકાથી આરભ કરવો જોઇએ

મનુષ્યને માટે પત્થર જેવી નિશ્ચેષ્ટ દશા કદિ પણ ઇચ્છવા જેવી નથી ક્રમે ક્રમે સ્થિતપ્રજ્ઞના જેવી નિશ્ચલતા પ્રાપ્ત થતાં સુધી તેણે ઉદ્યમ કરવોજ જોઇએ, અને ઉદ્યમ કરવો એટલે વાસ્તવિકરીતે પ્રાપ્ત નિકૃષ્ટ દશાનો પ્રતિકાર કરવો એજ અર્થ છે માનસિક અને શારીરિક સકટોનો પ્રતિકાર કરો અને એ પ્રતિકાર કરતા કરતા ક્રમે ક્રમે તમને સ્થિતપ્રજ્ઞની શાંતિ આપોઆપ પ્રાપ્ત થવાનીજ. "કોઇનો પણ દ્વેષ ન કરો," અભ્યાસનો પણ પ્રતિકાર ન કરો, ઇત્યાદિ વાક્ય બોલવામાં ઘણા સહેલા છે,પણ આપણે સારીપેઠે સમજીએ છીએ કે તેને અમલમા મૂકવાં એ કેટલી અઘરી વાત છે. સમાજની દૃષ્ટિ આપણા તરફ હોય છે, ત્યાંસુધી આપણે પ્રતિકાર ન કરવાનો ઢોગ કરીએ છીએ ખરા, પણ આપણા અતરમાં તો પ્રતિકારની ભાવના જાગૃતજ હોય છે. આપણુ હૃદય તો અપ્રતિકારથી પ્રાપ્ત થતી શાંતિથી બીલકુલ શૂન્યજ હોઇને તેમાં પ્રતિકાર કરવાની ઇચ્છા થયાજ કરે છે. ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા મનમાં થતાંજ તમને એમ વિચાર

આવે છે કે ધનની ઇચ્છા કરનારને તો જગત્ હલકો લેખે છે કદાચ આવા વિચારને લીધે તમે ધન મેળવવાના પ્રયત્નમાં નહિ ઉતરો, પણ હૃદયમાથી તો રાતદિવસ ધનનો જપ નહિજ મટે આવો જપ મનમા ચાલ્યા કરવા છતા—ત્યાગી કહેવરાવવામાં—નિર્લોભી કહેવરાવી બેસી રહેવામાં શુ શાણપણ છે ભલા ! આવે પ્રસગે આવા ખોટા ડોળમાં ન રહેતા સપાટાબધ ઉદ્યોગ કરો, એટલે સપત્તિને પ્રાપ્ત કરવામા કેવા સુખ-દુ ખ આવે છે તેનો પ્રત્યક્ષ અનુભવ મળીને તમારૂ મન આપોઆપજ શાંત થઈ જશે, અને પછી અપ્રતિકાર—વિરાગ અને શાતિ ક્રમે ક્રમે આપોઆપજ આવીને તમારી સમક્ષ પ્રત્યક્ષ હાજર થશે. કોઇ પણ વસ્તુની પ્રબળ ઇચ્છા થાય ત્યારે ત્યાગ—સતોષ-નો ઢોંગી દેખાવ રાખવા કરતા તે ઇચ્છાને પૂરી કરવા મથવુ એજ હિતકર છે. પરિણામ તે પ્રાપ્ત થયા પછીથી જે થોડી ઘણી શાતિ તમને મળશે તે સમયે તમને સમજાશેજ કે કેટલા પરિશ્રમને પરિણામે કેટલુ બધુ તુચ્છ સુખ મળ્યુ છે આવુ અનુભવજ્ઞાન એક વખત તમને મળશે એટલે પદાર્થની ઇચ્છાના ત્યાગમા રહેલા સુખનો ખરો મહિમા તમને સમજાશે શાંતિ અને ત્યાગના આવા વિચારોનો ઉપ-દેશ હજારો વર્ષથી સાધુ—સતો કરતા આવ્યા છે, અને આપણે પણ બાલ્યાવસ્થાથી તે સાભળતા આવ્યા છીએ, તોપણ ખરી શાત સ્થિતિને પ્રાપ્ત થયેલા હોય એવા પુરુષો ભાગ્યેજ આપણે દેખી શકીએ છીએ ! મે લગભગ અર્ધા જગતમા પ્રવાસ કરેલો છે, પણ મને યાદ છે કે ખરેખરી શાંત અને ત્યાગની સ્થિતિએ પહોચેલા વીશ પુરુષો પણ મે ભાગ્યેજ જોયા હશે.

પ્રત્યેક મનુષ્યે પોતાનાજ મનથી કાઇ પણ ધ્યેય મુકરર કરીને તેને માટે પ્રયત્ન કરવા મડી જવું એજ શ્રેષ્ઠ માર્ગ છે બીજાઓ તરફથી વગર સમજે સૂચવાયેલા માર્ગે ચાલવુ એ નુકશાનકારક છે

જેવી રીતે એકાદ નાના બાળકને પાચ દશ ગાઉ પગે ચાલીને મુસાફરી કરવાનુ કાર્ય સોપવામા આવે, તો તે બિચારૂ અર્ધા રસ્તામાંજ મરણ પામશે અને કદાચ હજા-રોમાથી એકાદ બાળક મુસાફરી પૂર્ણ કરે તોપણ તે સ્થાને પહોચતા પહેલાં અર્ધમૃત તો થવાનુજ જગતમાં આપણે પણ ઘણીવાર આવાજ પ્રકારનો વ્યવહાર કરીએ છીએ

સમાજનો પ્રત્યેક મનુષ્ય વા સ્ત્રી કાઇ એકજ વિચાર યા એકસરખા સામર્થ્ય-વાળા હોતા નથી દરેકના વિચાર અને ધ્યેય ભિન્ન ભિન્ન હોય છે, અને તેથી બીજાના વિચારોને ધિક્કારવાનો આપણને અધિકાર નથી વા એ આપણુ કાર્ય નથી. દરેક મનુષ્યને પોતાનુજ ઉચ્ચતમ ધ્યેય પ્રાપ્ત કરવામાટે તનતોડ પ્રયત્ન કરવા દો. તમારા ઉચ્ચતમ ધ્યેયમાટે મારા વિચારોની અને મારા ઉચ્ચતમ ધ્યેયવડે તમારા વિચારોની તુલના કરવી એ યોગ્ય નથી. આંબાના વૃક્ષનુ લાકડુ સાગના જેવું મજ-બૂત નથી અથવા સાગના વૃક્ષને આબાના જેવાં મધુર ફળ લાગતાં નથી; એમ કહીને

એ બંને વૃક્ષને નાલાયક ઠરાવનાર મનુષ્ય શુ ડાહ્યો ગણાશે !

જગત્મા કેટલીએ ભિન્નતા જોવામા આવે છે પણ તે સર્વ ભિન્નતાઓના મૂળમા એકતાજ રહેલી છે

ગૃહસ્થાશ્રમીએ નિત્ય પરમેશ્વરનુ ચિંતવન કરવુ અને ઈશ્વરપ્રાપ્તિ એજ જીવનનુ અંતિમ ધ્યેય રાખવુ જોઈએ, તોપણ નિત્યનૈમિત્તિક કર્મોમાં કદિ પણ પ્રમાદ આવવા દેવો જોઈએ નહિ વળી તેણે કર્મ કરવા તે ફળને માટે નહિ પણ કર્તવ્ય સમજીનેજ કરવા જોઈએ.

જગત્માં કર્મ કરવાં અને તેના ફળની આશા ન રાખવી એ અત્યંત દુષ્કર છે કોઈ મનુષ્યને મદદ કરીને તેની પાસેથી ઉપકારની કાંઈ પણ આશા ન રાખવી તેમજ એકાદ જનસેવાનું કાર્ય કરીને નામ યા કીર્તિનો લોભ ન રાખવો, એ ખરેખર અસિધારાવ્રત છે. જગત્ સ્તુતિ કરવા માંડે તો તે વેળાએ કોઈ બીકણુ માણસ પણ શૂરવીર બની જાય અને લોકપ્રશંસા કરવા માંડે તો એકાદ મૂર્ખ પણ શૂરવીર બની જાય એટલી બધી કીર્તિની પ્રચંડ લાલસા મનુષ્યહૃદયમાં હોય છે, કે એ લાલસા બીલકુલ નષ્ટ કરી જગતની સ્તુતિની કિંચિત્ પણ પરવા ન કરતા પરોપકારનાં કાર્ય કર્યે જવા એ મહાન્ દુષ્કર યજ્ઞ છે જગત્ના સર્વ યજ્ઞો કરતા એ યજ્ઞ મહાન્ શ્રેષ્ઠ છે.

આપણા તથા આપણા કુટુંબીઓના નિર્વાહને માટે ધન ઉપાર્જન કરવુ એ ગૃહસ્થાશ્રમીનુ કર્તવ્ય છે, પણ ખોટું બોલીને, ફસાવીને, ચોરીને વા છેતરીને ધન સંપાદન કરવુ એ કર્તવ્ય નથી સાથે વળી એ પણ યાદ રાખવુ જોઈએ કે, એમ ખરાબ રસ્તે જતા અટકવુ એટલુજ નહિ પણ ઈશ્વરનુ ધ્યાન અને ગરીબોની સેવા કરવી એ પણ તેનો મુખ્ય ધર્મ છે

જીવનની આ પ્રત્યેક આશ્રમવ્યવસ્થામા મનુષ્યને ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્તવ્યો કરવાના હોય છે, પણ તે ઉપરથી અમુક આશ્રમ બીજા આશ્રમથી ખરાબ છે એમ સમજવાનુ નથી જીંદગીના અંતસુધી બ્રહ્મચર્યાશ્રમમા અવિવાહિતપણે રહીને ધર્મ, જ્ઞાનનુ દાન તેમજ ધર્મકૃત્ય કર્યા કરનારો મનુષ્ય અને લગ્ન કરી ગૃહસ્થાશ્રમી બનીને તે આશ્રમને ઉચિત ધર્મને અનુસરનારો મનુષ્ય એ બંનેમા આધ્યાત્મિક દૃષ્ટિથી કાંઈ પણ ભેદ નથી એક સ્વધર્મમા રત રહેનાર રસ્તાનો ભંગી અને બીજો સ્વધર્મ-પરાયણ રાજા એ બંનેની યોગ્યતા આધ્યાત્મિક દૃષ્ટિથી સરખીજ છે ધારો કે એક ક્ષણભર પેલા ઝાડુવાળાને રાજ્યગાદી સોંપવામાં આવે અને પેલા રાજાને ઝાડુનું કાર્ય સોંપવામા આવે, તો તમેજ કલ્પના કરો કે તેઓની કેવી દશા થાય ? કોઈ મનુષ્ય સંસારનો ત્યાગ કરી અરણ્યવાસ સ્વીકારે તેટલા ઉપરથીજ તે મનુષ્ય સંસારી પુરુષ કરતા શ્રેષ્ઠજ હોય છે એમ કહી શકાય નહિ. વિચાર કરીએ તો સંસારમા રહીને સ્વધર્મના પાલનપૂર્વક ઈશ્વરભક્તિ કરવી એ અરણ્યવાસ કરવા કરતાં પણ ઘણુજ મુશ્કેલ છે.

આધુનિક સમયમા પ્રાચીન ચાર આશ્રમ નષ્ટ થઇ તેને બદલે બેજ આશ્રમ રહ્યા છે એક ગૃહસ્થાશ્રમ અને બીજો સન્યસ્તાશ્રમ ગૃહસ્થાશ્રમી પુરુષે સસારમા રહીને લૌકિક આચાર પાળીને ઈશ્વરચિંતન કરવુ સન્યાસીએ કેવળ ધર્મપરાયણ રહીને તત્ત્વ-ચિંતન કરવુ, અને લોકોને ધર્મના માર્ગનો ઉપદેશ કરવો મહાનિર્વાણતત્રમા આ વિષય સબંધી ઘણા નિયમો છે તેમાંના કેટલાક અત્રે તમને કહું છુ, જેથી ગૃહસ્થાશ્રમનુ યથાર્થરીતે ભાન થાય સ્ત્રીપુરુષોના જાતિસ્વભાવો તેમજ પ્રત્યેક વ્યક્તિના સ્વ-ભાવો ભિન્ન ભિન્ન હોય એ સ્વાભાવિક અને સામાન્ય સૃષ્ટિનિયમ છે, અને તેથી કરીને એકજ ધ્યેય અથવા એકજ સરખા વિચારો દરેકને લાગુ પાડી શકાય નહિ, અને કદાચ એજ માર્ગ ગ્રહણ કરવામા આવે તો અસાધારણ વિગ્રહ ઉત્પન્ન થઇને એવુ પરિણામ આવે કે પ્રત્યેક મનુષ્ય પોતાનેજ ધિક્કારે અને પ્રગતિ તથા ધર્મના દ્વાર બધ થઇ જાય માટે બીજાઓ પ્રત્યે આપણુ કર્તવ્ય એટલુજ છે, કે તેઓમા પોતાનુ ઉચ્ચતમ ધ્યેય સમજવામા અને તે પ્રાપ્ત કરવામા સહાય કરવી. અને તેના ધ્યેયમા ભૂલ જણાય તો તેને સમજાય તેવી રીતે તે તેના ધ્યાનપર લાવીને તેમના વિચારોને આપણાથી બની શકે તેટલા પ્રમાણમા સત્ય પ્રતિ દોરવાનો પ્રયત્ન કરવો.

આ તત્ત્વો હિન્દુઓના ધર્મશાસ્ત્રોમા ઘણા પ્રાચીન સમયથી પ્રકટ કરેલાં છે જૂદા જૂદા આશ્રમો જેવા કે—બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યસ્તને માટે જૂદા જૂદા ધ્યેય અને તેને પ્રાપ્ત કરવાના માર્ગ તથા નિયમો દર્શાવેલા છે

હિદુધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રત્યેક વ્યક્તિને મનુષ્યતરીકેના સર્વ સાધારણ કાર્યો ઉપરાત કાઇક વિશેષ કર્તવ્યો પણ કરવાના હોય છે. હિન્દુ જીવનનો પ્રારભ પ્રથમ બ્રહ્મચર્યાશ્રમથી થાય છે. એ આશ્રમ પૂર્ણ થયા પછી લગ્ન કરીને તે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરે છે એ પછી વૃદ્ધાવસ્થા આવવા લાગતા વિરક્તતા ઉપજતા તે વાનપ્ર-સ્થાશ્રમ ધારણ કરે છે અને તે પછી સર્વસગનો પરિત્યાગ કરીને સન્યસ્ત ધારણ કરે છે.

ગૃહસ્થાશ્રમીએ, માતાપિતાને ઈશ્વરના સાક્ષાત્ સ્વરૂપ સમજીને તેમને સદાકાળ સર્વ રીતે સતુષ્ટ રાખવા માતાપિતાની પ્રસન્નતા એજ પરમેશ્વરની પ્રસન્નતા છે. જે પુત્ર માતાપિતાને કદિ પણ કટુશબ્દ સભળાવતો નથી તેજ ખરો પુત્ર છે.

માતાપિતાના દેખતા હાસ્યવિનોદ યા ઠઠ્ઠામશ્કરી કદિ પણ કરવી નહિ તેમના પ્રતિ ઉતાવળાપણુ, અધીરાપણુ કે ક્રોધ દર્શાવવો નહિ માતાપિતાની પાસે જવુ ત્યારે તેમને નમન કરવુ અને જ્યારે તેઓ બેસવાની આજ્ઞા આપે ત્યારે તેમના બેઠા પછી બેસવુ

જે ગૃહસ્થાશ્રમી પોતાના માતાપિતા, સ્ત્રી, પુત્ર, દીન જનો ઇત્યાદિને સતુષ્ટ કર્યા સિવાય ખાય છે, પીએ છે અને વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તેને મહાન્ પાતકી જાણવો. માતાપિતા એ આપણા દેહના ઉત્પાદક અને પોષક છે, જેથી તેમના સુખને

માટે હજારો કષ્ટ પડે તોપણ તે સહન કરવા એ પુત્રનો ધર્મ છે

પોતાની ધર્મપત્નીને કટુશબ્દ કહેવો નહિ. પોતાની માતા તુલ્યજ મદા સર્વદા સતુષ્ટ રાખવી. પોતે ગમે તેવા કષ્ટ યા વિપત્તિમા હોય તોપણ તેના આગળ તેવો ભાવ જણાવા દેવો નહિ તેમજ તેના આગળ ક્રોધ દર્શાવવો નહિ

જે પુરુષ પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી સબધી વિચારમાત્ર પણ કરે છે, અથવા મનના એક યત્કિંચિત્ અશથી પણ તેનો સ્પર્શ કરે છે, તે અઘોર પાપનો અધિકારી થાય છે.

સ્ત્રીઓ સમક્ષ અસભ્ય ભાષણ કરવુ નહિ, અને પોતાના પરાક્રમોની પ્રશસા કરવી નહિ મે આમ કર્યું અને તેમ કર્યું એવો શબ્દ માત્ર પણ ઉચ્ચારવો નહિ.

ગૃહસ્થાશ્રમીએ નિત્ય પોતાની ધર્મપત્નીને દ્રવ્ય, વસ્ત્ર, અલકારો, પ્રેમનિષ્ઠા અને અમૃતસમાન મધુર વાણીવડે સતુષ્ટ રાખવી. તેની શાંતિનો ભગ થાય એવું એક પણ કૃત્ય કરવુ નહિ જે પુરુષ પોતાની ધર્મપત્નીનો પ્રેમ મેળવી શકયો છે, તેજ પુરુષ ધર્માચરણી અને સદાચારી છે

આપણા બાળકો–પુત્ર–પુત્રી પ્રત્યેના વર્તનના નિયમો —

પુત્ર ચાર વર્ષનો થાય ત્યાસુધી તેનુ પ્રેમથી લાલનપાલન કરવુ, અને પછી સોળ વર્ષની ઉમ્મરસુધી વિદ્યાભ્યાસ કરાવવો વીશ વર્ષની ઉમ્મર થાય ત્યારે તેને કામધધે લગાડવો, અને તેની સાથે મિત્રવત્ અને પ્રેમથી વ્યવહાર કરવો. પુત્રીને પણ એવીજ રીતે કાળજીપૂર્વક શિક્ષણ આપવુ, અને તેના લગ્ન સમયે વસ્ત્રાભૂષણ ઈત્યાદિ યથાશક્તિ સારી રીતે આપવુ

બધુ–ભગિની, તેઓના પુત્રપુત્રી, ઇતર સગાંવહાલા અને ચાકર નોકરો વિગેરે સબધી આપણા કર્તવ્યોનુ પણ ધર્મગ્રથોમા યથાર્થ વિવેચન કરેલુ છે, તેવીજ રીતે આપણી પાસેથી સહાયતાની ઇચ્છા રાખનારને યોગ્ય મદદ કરવા સબધી તેમજ આપણા ગ્રામીય સબધી પ્રત્યેનાં આપણા કર્તવ્યો ઇત્યાદિ પણ દર્શાવેલા છે ધન ઇત્યાદિ સર્વ અનુકૂળતાઓ હોવા છતા જે ગૃહસ્થ પોતાના સગાસબધી, મિત્ર, તેમજ દીન જનોને મદદ કરતો નથી તેને પશુવૃત્તિનોજ સમજવો

પોતાનુ ખાનપાન, વસ્ત્ર અને શરીરની ટાપટીપ ઈત્યાદિ તરફ બહુ આસક્તિ રાખવી નહિ ગૃહસ્થીએ હૃદયથી શુદ્ધ અને શરીરથી સ્વચ્છ રહેવુ, અને નિત્ય ઉદ્યોગપ્રિય રહેવુ

શત્રુની સામે શૂરવીરની માફક ટક્કર ઝીલવી, અને તેનો પ્રતિકાર કરવો એ પણ ગૃહસ્થનુ કર્તવ્ય છે તેણે એક ખુણામા બેસીને રોવુ કે અપ્રતિકારના ગપ્પા મારવા નહિ તે શત્રુની સામો થતો નથી તો સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થાય છે પોતાનાં સગાંસબધી તથા મિત્રો આગળ તો નમ્ર રહેવુ એ કર્તવ્ય છે

દુષ્ટ જનોનો કદિ પણ ગૃહસ્થીએ આદરસત્કાર કરવો નહિ, કારણ કે તેમ કરવું એ દુષ્ટતાની વૃદ્ધિ કરવા બરાબર છે, તેમજ સજ્જન અને યોગ્ય પુરુષોનો અનાદર કરવો એ મહાન્ દોષ છે મિત્રોની સાથે કોઇ પણ રીતે ઉચ્છૃંખલ વર્તન કરવું નહિ મિત્રો કરવાને માટે જ્યાં ત્યાં ફાંફાં મારવા નહિ જેની સાથે મિત્રતા કરવાની ઇચ્છા હોય તેનું વર્તન, તેનાં કર્મો, અન્ય માણસો સાથેનો તેનો વર્તાવ ઇત્યાદિનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવું અને ખરેખરો સંતોષ થાય તોજ મિત્રાચારી બાંધવી

પોતાનાં શુભ કાર્યો સંબંધી ગૃહસ્થે એક શબ્દ માત્ર પણ બોલવો નહિ સમાજમાં પોતાની પ્રશંસા કરવી નહિ પોતાની કીર્તિ યા સત્તાનું વર્ણન કરવું નહિ. પોતાની સંપત્તિ તેમજ ખાનગી વાતો ગુપ્ત રાખવી

હું ગરીબ છું અથવા ( ધનવાન્ હોય તો ) ધનવાન્ છું, એમ કદિ પણ ગૃહસ્થે ઉચ્ચારવું નહિ, તેમજ પોતાની સંપત્તિની બડાઇ મારવી નહિ સત્યાસત્યનો વિચાર કરીને સત્ય માર્ગેજ પ્રવૃત્ત થવું બીજાની બુદ્ધિ મુજબ ચાલવું નહિ આ પ્રમાણે જે નથી કરતો તેને અનીતિમાન્ સમજવો

ગૃહસ્થાશ્રમી મનુષ્ય સમસ્ત સમાજનો આધાર છે તેનાથીજ અનેકોનું જીવન ટકે છે ગરીબ, અશક્ત, બાળક, સંન્યાસી, સ્ત્રી વગેરે જેઓ પોતાને માટે ધનોપાર્જન કરતા નથી, તેઓનો પોષણકર્તા ગૃહસ્થાશ્રમીજ છે. આટલાં બધાંના પોષણનો ભાર ઉંચકવાનું સામર્થ્ય તેનામાં હોવું જોઇએ, અને એ સામર્થ્ય વધ્યા કરવું જોઇએ. તેના હાથે કાંઇ ભૂલ થાય તો તે વિષે બીજાઓ સમક્ષ એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ, કારણ કે એમ કરવાથી હૃદયની દુર્બળતાનું ચિંતન અને વૃદ્ધિ થવાનો સંભવ છે, અને તેમ થવાથી પોતાના આશ્રમધર્મનું પાલન તેનાથી જોઇએ તેવું બની શકતું નથી વળી તેણે જ્ઞાન અને ધન મેળવવાને માટે પણ પ્રયત્નો કરવા જોઇએ જ્ઞાન અને ધન પ્રાપ્ત કરવું એ તો ગૃહસ્થનું ખાસ કર્તવ્યજ છે, અને તે કર્તવ્ય ન બજાવે તો તે મનુષ્યજ નથી દ્રવ્યોપાર્જનને માટે જે પ્રયત્ન નથી કરતો તે અનીતિમાન છે, અને જે ગૃહસ્થ બીજાઓ ઉપર પોતાનો નિર્વાહ કરવામાં સંતોષ માનતો હોય તે તો પૂરેપૂરો અનીતિમાન છે બીજા હાથપગ જો તે ઉદ્યમ કરીને ધનવાન્ થાય છે તો તેનાથી સેંકડો માણસોનો નિર્વાહ ચાલે છે

માટે સંપત્તિ મેળવવી એ કાંઇ અયોગ્ય નથી, કારણ એનો ઉપયોગ પરોપકારને માટેજ થવાનો છે સમાજના જીવનનો અને લોકોપયોગી કાર્યોનો સ્થૂળ આધાર એ ગૃહસ્થાશ્રમજ છે નીતિને માર્ગે પૈસો મેળવી નિષ્કામભાવે પરોપકારમાં વ્યય કરનાર મનુષ્યની યોગ્યતા અને સર્વ સંગનો પરિત્યાગ કરી પરમેશ્વરને માટે તપ કરનાર યોગીની યોગ્યતા, એ ઉભયમાં ભેદ નથી માત્ર સ્થૂળ દૃષ્ટિથીજ બાહ્ય ભેદ માલુમ પડે છે

પૂર્ણ નિષ્કામતા ન આવે ત્યાંસુધી કીર્તિની ઇચ્છા રહ્યા કરતી હોવાથી (કીર્તિની અસારતા–પોલંપોલ અનુભવાઇને તેમાંથી ચિત્ત ઉપરામ ન થતાં સુધી ) કીર્તિ મેળવવાના હેતુથી શુભ કર્મ કરવા એ પણ ગૃહસ્થનો ધર્મજ છે ગૃહસ્થીએ જુગાર રમવો નહિ, દુષ્ટની સોબત કરવી નહિ, મિથ્યાભાષણ કરવુ નહિ અને અન્યને ત્રાસ પડે એવુ કાંઇ પણ કરવુ જોઇએ નહિ

મનુષ્યો કેટલીક વખત અમુક વિષયમા વિજય મેળવવાનાં પૂરતા સાધનો અને યોગ્યતા ન હોવા છતા પણ વગર સમજે કાર્યનો આરંભ કરે છે, અને પછી મુશ્કેલી આવતા તેને પૂરી કરવાને માટે બીજાઓને છેતરે છે, માટે પ્રત્યેક બાબતમા પ્રથમથીજ યોગ્યાયોગ્યનો વિચાર કરવો જોઇએ, વળી આ વાત પણ ધ્યાનમા રાખવાની છે કે યોગ્યતા છતા પણ અનેક કારણોથી એકવાર જે કાર્ય નિષ્ફળ થાય છે, તેજ કાર્ય બીજી વખત યશસ્વી પણ નીવડે છે

ગૃહસ્થીએ હમેશા સત્ય, મધુર, અન્યને હિતકર ભાષણ કરવુ, અને પારકાના કામકાજની કે અવગુણની વાતો કરવી નહિ

જે ગૃહસ્થી પોતાની ખરી કમાણી યા મિલકતમાથી કૂવા, તળાવ ખોદાવે છે, રસ્તાની બાજુએ વૃક્ષો રોપે છે, ધર્મશાળાઓ બંધાવે છે, સડકો તથા પૂલો બંધાવેછે, તેઓ પણ યોગીજનો જે પદને પહોચે છે તેજ પરમપદના પરિણામે અધિકારી થાય છે

ચપળતા એટલે કે ઉદ્યોગશીલતા એ પણ કર્મયોગનુ એક અંગ છે, અને ગૃહસ્થાશ્રમીનુ તે કર્તવ્ય છે એક સ્થળે વર્ણવેલુ છે કે, "જો ગૃહસ્થી પોતાના દેશને માટે વા ધર્મને માટે લડતા મરણ પામે છે તો એક ધ્યાનસ્થ યોગીને જે ગતિ પ્રાપ્ત થાય છે, તેજ ગતિ તેને મળે છે." આથી કર્તવ્યનો યથાર્થ અર્થ સમજી શકાશે કે જે એકનુ કર્તવ્ય હોય તેજ કર્તવ્ય બીજાનુ હોઈ શકે નહિ. તેવીજ રીતે એક કર્તવ્ય નીચ અને બીજુ ઉચ્ચ એમ પણ કહી શકાય નહિ પોતપોતાના સંજોગો અને સ્થિતિ અનુસાર પ્રાપ્ત થનારા કર્તવ્યો કરવા એજ ધર્મનુ રહસ્ય છે

આ પ્રમાણે સર્વ વર્ણ અને આશ્રમોના ધર્મનુ અવલોકન કરતા મુખ્ય તત્ત્વ એજ જડી આવે છે કે, હરેક પ્રકારની માનસિક અને શારીરિક દુર્બળતા દૂર કરવી મારા તત્ત્વજ્ઞાન સંબંધી, ધર્મ સંબંધી, અને કર્તવ્ય સંબંધી સર્વ ઉપદેશોમાં વિશિષ્ટ તત્ત્વ એજ સમાયલુ છે વેદોમા પણ નિર્ભયતા શબ્દની વારંવાર પુનરાવૃત્તિ કરાયલી મળી આવશે અને ભય એ પણ દુર્બળતાનીજ નિશાની છે જગતના તિરસ્કાર અને સ્તુતિની દરકાર ન રાખતા મનુષ્યે પોતાના કર્તવ્યો કરે જવાં એજ જીવનનુ રહસ્ય છે કોઈ મનુષ્ય જગતનો ત્યાગ કરી, એકાંતમા જઇ ઈશ્વરભક્તિ કરે તેણે, અને જેઓ જગતની વચ્ચે રહી લોકકલ્યાણનો ઉદ્યોગ કરે છે, તેઓ ઈશ્વરભક્તિ કરતા નથી એવો વિચાર લેશમાત્ર પણ મનમા લાવવો નહિ. તેમજ જેઓ જગ-

તમા રહેનારા અને સ્ત્રીપુત્રાદિના કુટુંબવાળા છે, તેઓએ પણ એમ ન ધારવું કે, જેઓ જગતનો ત્યાગ કરે છે, તેઓ દાંભિક અને તુચ્છજ છે

પ્રત્યેક વ્યક્તિ પોતપોતાને સ્થાને મહાનજ છે. આ તત્ત્વનું રહસ્ય આપણે એક દૃષ્ટાંતથી વ્યક્ત કરીશું કોઇ એક રાજા હતો, તે પોતાના નગરમા જે કોઇ સન્યાસી આવે તેને પ્રશ્ન કરતો કે—"જે મનુષ્ય સંસારવ્યવહારનો ત્યાગ કરીને સન્યાસી બને છે તે મોટો કે જે સંસારમા રહીને ગૃહસ્થાશ્રમીને છાજતાં કર્તવ્યો કરે છે તે મોટો ?" ઘણા વિદ્વાન્ પુરુષોએ એ પ્રશ્નનો ખુલાસો કરવા પ્રયત્ન કર્યા કેટલાકોએ કહ્યું કે—સન્યાસી મોટો છે, એ સાભળીને રાજા તેના પ્રમાણ માગતો અને જ્યારે તેઓ પ્રમાણ આપી શકતા નહિ ત્યારે રાજા તેમને લગ્ન કરી ગૃહસ્થાશ્રમી બનાવવાનો હુકમ કરતો

આ પ્રમાણે કેટલોક સમય ચાલ્યા પછી એક દિવસે એક યુવાન સન્યાસી આવી ચઢ્યો રાજાએ તેને પણ એજ પ્રશ્ન પૂછ્યો સન્યાસીએ જવાબ આપ્યો કે, "અરે રાજા ! પ્રત્યેક પોતપોતાના સ્થાનમા મોટો છે" રાજાએ કહ્યું કે પ્રમાણપુરસર સિદ્ધ કરી આપો સન્યાસીએ જવાબ આપ્યો કે, "સિદ્ધ કરી આપીશ, પરતુ તે પહેલાં થોડા દિવસ તમારે મારા જેવી સ્થિતિમાં મારી સાથે રહેવુ પડશે" રાજાએ તે કબૂલ કર્યું, અને સન્યાસીની સાથે સાથે વિચરવા લાગ્યો ઘણા ઘણા શહેર અને દેશો વટાવીને તેઓ છેવટે એક મોટા રાજ્યધાનીના શહેરમા આવી પહોચ્યા ત્યા ઘણીજ ધામધૂમ ચાલી રહી હતી અને નગારા તથા વાજીંત્રના ઘોષ કર્ણગોચર થવા લાગ્યા. માર્ગમા લોકો શોભાયમાન તથા કિંમતી વસ્ત્રાભૂષણો પહેરી ધામધૂમ સાથે આમ તેમ ફરતા હતા અને કેટલાક લોકો ઉચ્ચ સ્વરથી થાળી પીટતા હતા આ બધો ઠાઠ જોઇને રાજા અને સન્યાસી શું થાય છે, તેની તપાસ કરવામાટે ત્યાં ઉભા રહ્યા થાળી પીટવાવાળો મોટેથી બોલવા લાગ્યો કે, "આ દેશના રાજાની કન્યા પોતાની સમક્ષ એકત્ર થયેલા હજારો પુરુષોમાંથી હરકોઇ એકને પોતાના પતિ તરીકે પસંદ કરનાર છે"

રાજકન્યાએ આવી રીતે સ્વયંવરથી વર પસંદ કરવાની પ્રણાલિકા ભારતવર્ષમા પુરાતન કાળમા પ્રચલિત હતી દરેક રાજકન્યા પોતાને કેવો પતિ જોઇએ તેને માટે પ્રથમથીજ પોતાના મનમાં નિશ્ચય કરી મૂકતી કેટલીક રાજકન્યાઓ સુંદરમાં સુંદર પુરુષની ઇચ્છા કરતી, કોઇ વધારેમા વધારે ભણેલા પુરુષની ઇચ્છા કરતી, કેટલીક વધારેમા વધારે સંપત્તિવાન્ પુરુષની તો કેટલીક મહાન્ શૂરવીર પતિની ઇચ્છા રાખતી આ પ્રમાણે પ્રત્યેક રાજકન્યા પોતાના હૃદયમાં કાઇને કાંઈ લક્ષ્ય પ્રથમથીજ નિર્દિષ્ટ કરી દેતી સ્વયંવરને દિવસે આસપાસના દેશોના રાજપુત્રો ઉત્તમમાં ઉત્તમ પોષાક પહેરી તેની સમક્ષ એકત્ર થતા કેટલીક વખત તો તેઓ પોતાની સાથે પોતાના સ્તુતિ-

પાઠકો રાખતા, જેઓ તેમના સદ્ગુણો અને પરાક્રમની મોટેથી સ્તુતિ કરતા. રાજકન્યાને એક સિંહાસનપર બેસાડી ધામધૂમ સાથે સ્વયવર મડપમાં ફેરવવામા આવતી અને તે પ્રત્યેક રાજપુત્રના તરફ નિહાળીને સ્તુતિ સાભળતી આ પ્રમાણે એકથી બીજે સ્થાને જ્યાંસુધી વરની પસદગી ધ્યાનમાં નહિ આવતી ત્યાંસુધી ફરતી, અને છેવટે જે રાજપુત્રને પસદ કરતી તેના ગળામા તે એક પુષ્પની વરમાળા આરોપતી વર પસદ કરવાની આવી પ્રણાલિકા પ્રાચીન સમયમા હતી અને એ 'સ્વયવર'ના નામથી ઓળખાતી

આપણી કથાના નાયકો પેલા રાજા અને સન્યાસી જે નગરમાં આવ્યા છે, તે નગરના રાજાની કન્યાનો આજે સ્વયવર હતો તે રાજકન્યા સર્વ રૂપવતી સ્ત્રીઓમા સર્વોત્તમ હતી તેનુ શરીરસૌંદર્ય કાંઈક અનુપમજ હતુ વળી એ કન્યાનો પતિ કન્યાના પિતાના મરણ પછી એના રાજ્યનો માલીક પણ થવાનો હતો. એ કન્યાનો વિચાર સૌથી સુદરમા સુદર પુરુષની સાથે લગ્ન કરવાનો હતો કેટલીક વખત આવા સ્વયવરો તેને માટે થઈ ચૂકયા હતા, પણ અત્યારસુધી એકે પુરુષને તે પસદ કરી શકી ન હતી આ સ્વયવર પાછલા સ્વયવરો કરતાં ઘણોજ વિશાળ અને રમણીય હતો. આ વખતે લોકોની સખ્યા પણ ઘણીજ ભારે હતી કન્યાને એક સિંહાસન ઉપર આણવામા આવી, અને પ્રત્યેક રાજપુત્રના સમક્ષ લઇ જવામાં આવી, પણ પહેલાંની પેઠે આ વખતે પણ તેને કોઈ પુરુષ ગમ્યો નહિ આથી સર્વત્ર નિરાશા પ્રસરી ગઈ, અને આ સ્વયવર પણ નિરર્થક જશે એવો સર્વને ભય લાગવા માડ્યો

એટલામાં એક નવો તરુણ સન્યાસી એ સ્થળે આવ્યો અને ત્યાં શુ ચાલે છે તેનુ નિરીક્ષણ કરવા લાગ્યો આ સન્યાસી એટલો બધો તેજસ્વી હતો કે જાણે આકાશમાથી સૂર્યદેવતાજ પૃથ્વીપર આવ્યા હોય ! રાજકન્યાની દૃષ્ટિ જેવી આ સન્યાસીના ઉપર પડી કે તરતજ ત્યાં અટકી અને વરમાળા તેની કોટમાં આરોપી યુવાન્ સન્યાસીએ તરતજ તે વરમાળા પકડીને ફેંકી દીધી અને બોલી ઉઠ્યો કે, મારે આ ઉપાધિ કેવી ? હુ તો સન્યાસી છુ સન્યાસીને લગ્ન શામાટે જોઇએ ?" તે કન્યાના પિતાએ વિચાર કર્યો કે, કદાચ નિર્ધનતાના કારણથી રાજકન્યા સાથે લગ્ન કરવાની હિંમત ચાલતી નહિ હોય, તેથી તેને કહ્યુ કે, " આ કન્યાનાં લગ્ન સાથેજ મારૂ અર્ધુ રાજ્ય આપવામા આવશે, અને મારા મરણ પછી બધુ રાજ્ય મળશે !" કન્યાએ પુન વરમાળા અર્પી, પરતુ સન્યાસીએ ફરી પણ તે ફેંકી દીધી અને બોલ્યો કે, 'મારે લગ્ન કરવાની ઇચ્છા નથી' અને એકદમ સભામડપમાથી ચાલી નીકળ્યો.

હવે રાજકન્યાનુ મન પેલા યુવાન સન્યાસી પ્રત્યેના પ્રેમમા એટલુ બધુ આસક્ત થઇ ગયુ કે, "હું પરણીશ તો એ તરુણ વરને પરણીશ અને નહિ તો પ્રાણ

ર્પણ કરીશ" એવા ઉદ્દગાર કહાડવા લાગી, અને એકદમ તેને પાછો બોલાવવાને માટે તેની પાછળ પાછળ દોડી ગઇ પછી આપણા મૂળ સન્યાસીએ રાજાને કહ્યું કે, "ચાલો, આપણે એ દંપતિની પાછળ જઇએ" એમ કહી સન્યાસી તથા રાજા બન્ને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. પેલો યુવાન સન્યાસી જેણે પરણવાની ના કહી હતી તે કેટલાક માઇલ દૂર નીકળી ગયો તે પછી તેણે એક જંગલમા પ્રવેશ કર્યો, પેલી રાજકન્યા પણ તેની પાછળ પાછળ ત્યા આવી પહોચી પેલા બે સન્યાસી તથા રાજા પણ રાજકન્યાની પાછળ થોડે દૂર ચાલતા હતા. પેલો યુવાન સન્યાસી જંગલના દરેક ગુપ્ત માર્ગોનો ભોમીયો હોવાથી તે એક ગુપ્ત માર્ગમાં પેસી અદૃશ્ય થઇ ગયો પેલી રાજકન્યા દરેક સ્થળે શોધી શોધીને થાકી ગઇ અને એક વૃક્ષ નીચે બેસી રુદન કરવા લાગી હવે પાછા ઘેર પણ કયે માર્ગે જવુ તેની પણ તેને ખબર રહી નહિ એટલીવારમા પેલા રાજા તથા સન્યાસી ત્યા આવી પહોચ્યા, અને કહેવા લાગ્યા કે, "ગભરાશો નહિ, અમે તમને ઘર તરફ જવાનો માર્ગ દેખાડીશુ, પણ હમણા તો ઘોર અંધારૂ છે, એટલે ચાલો આપણે પેલા મોટા વૃક્ષ નીચે આરામ કરીએ, અને સવારે વહેલા ઉઠીને તમને માર્ગ બતાવીશુ"

તે વૃક્ષપર માળામા એક નાનુ પક્ષી, પોતાની સ્ત્રી તથા ત્રણ બચ્ચા સાથે રહેતુ હતુ આ નાના પક્ષીએ વૃક્ષની નીચે ત્રણ માણસોને આવેલા જોઇને પોતાની સ્ત્રીને કહ્યુ કે, "મારી વહાલી, આપણે ઘેર આજે કેટલાક અતિથિ આવેલા છે. શિયાળાનો દિવસ છે, અને આપણી પાસે તો તેમનો સત્કાર કરવાનુ કાઇ પણ સાધન નથી, ત્યારે આપણે શુ કરીશુ ?" પછી થોડાક વિચાર કરીને નર પક્ષી ઉડી ગયો અને પોતાની ચાંચમા એક બળતુ નાનુ લાકડુ લાવીને પેલા પરોણાઓની આગળ નાખ્યુ પરોણાઓએ બીજા લાકડા લાવીને મોટુ તાપણુ સળગાવ્યુ પેલા નાના પક્ષીને આટલી સેવા કરીનેજ સંતોષ થયો નહિ, અને પુન પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે, "વહાલી, એ પરોણાઓ ભૂખ્યા છે અને આપણી પાસે કાઇ પણ ખોરાક નથી તો હવે શુ કરીશુ ? આપણે ગૃહસ્થી છીએ અને આપણે ત્યાં જે કોઈ આવે તેને આપણે ભોજન આપવુ એ આપણુ કર્તવ્ય છે મારાથી બની શકે તે મારે કરવુ જ જોઇએ, હુ મારૂ શરીર તેમને આપીશ" આમ કહીને તે પક્ષીએ ઝાડ ઉપરથી નીચે અગ્નિમા પડતુ નાખ્યુ અને બળી મૂઓ, પરોણાઓએ તેને બચાવવાને માટે ઘણીએ મહેનત કરી પણ તે નિષ્ફળ ગઈ

પેલા નાના પક્ષીની સ્ત્રી પણ આ જોઇને બોલી કે, "પરોણા ત્રણ છે અને તેમની ક્ષુધાને માટે માત્ર એકજ પક્ષીનુ શરીર પૂરતુ થાય નહિ, માટે મારૂ પણ કર્તવ્ય છે કે મારા ધણીની ઇચ્છા પૂર્ણ કરવાને સારૂ મારો દેહ અર્પણ કરવો આમ વિચારીને તેણીએ પણ અગ્નિમાં ઝંપલાવ્યુ અને પતિની પાછળ સ્વર્ગમાં ગઇ.

પછી પેલા ત્રણ બચ્ચાએ પણ વિચાર કર્યો કે હજુ પણ ત્રણ પરોણાઓને માટે ખોરાક પૂરતો થયો નથી, માટે આપણા માબાપ એમનુ કર્તવ્ય બજાવી ચૂક્યા તો આપણે પણ તેમની ઇચ્છા પૂર્ણ કરવી એ આપણુ કર્તવ્ય છે, એ વિચારી તે સઘળાએ પણ અગ્નિમા ઝપલાવ્યુ

પરોણાઓ તો આ બનાવ જોઇને આશ્ચર્યચકિતજ થઇ ગયા અને પક્ષીઓનુ ભક્ષણ કરી શક્યા નહિ આખી રાત તેઓ ભૂખ્યા રહ્યા અને સવારમા પેલા રાજા અને સન્યાસીએ રાજકન્યાને માર્ગ દેખાડયો અને ઘેર વિદાય કરી દીધી

પછી પેલા સન્યાસીએ રાજાને કહ્યું કે—"રાજા, હવે તે જોયુ! પોતાપોતાનુ કર્તવ્ય બજાવનાર દરેક મનુષ્ય–પક્ષી તે ગમે તેવી સ્થિતિમા હોય તોપણ પોતાને સ્થાને મહાનજ છે જો તારે સસારમા રહેવાની ઇચ્છા હોય તો પેલા પક્ષીઓની માફક રહેજે, અને ગમે ત્યારે બીજાના હિતને માટે દેહાર્પણ કરવાને પણ તૈયાર રહેજે, અને જો તારે સર્વ સંગનો પરિત્યાગ કરીને સન્યાસ લેવાની ઇચ્છા હોય તો, પેલો યુવાન સન્યાસી કે જેણે પોતાને સર્વથી સુદર અનુપમ રાજકન્યા તથા એક મોટુ રાજ્ય મળતુ હતુ તેને પણ તૃણવત્ લેખ્યુ, તેની માફક રહેજે"

તાત્પર્ય એ કે ગૃહસ્થાશ્રમીએ બીજાના ભલાને માટે પોતાનો દેહ સુદ્ધા પણ અર્પણ કરવાને તૈયાર રહેવુ જોઇએ અને જેને સન્યાસી થવાની ઇચ્છા હોય તેણે લક્ષ્મી, સૌન્દર્ય અને સત્તાના તરફ પણ દૃષ્ટિ પણ નાખવી જોઇએ નહિ સર્વ કોઇ પોતપોતાને સ્થાને મહાનજ છે માત્ર પોતપોતાનુ કર્તવ્ય હોય તેજ કરતાં રહેવુ જોઇએ *×

# कर्मयोग–प्रकरण त्रीजुं

## નિષ્કામ પરોપકારજ કર્મબંધનને તોડી શકે છે

બીજાનાં દુખ દૂર કરવામાટે આપણે શારીરિક સહાય કરવી એ ખરેખર મહત્તાનુ લક્ષણ છે, પરતુ અન્યતું સકટ જેટલા પ્રમાણમા મોટુ હોય, તેટલાજ પ્રમાણમાં સહાયતા પણ જેટલી વિશેષ સ્થાયી હોય તેટલી તેની વિશેષ મહત્તા કહેવાય એક મનુષ્યનુ સકટ એક કલાકને માટે દૂર કરવામા આવે તો તે પણ એક પરોપકારનુજ કાર્ય કહેવાય, પરતુ તેનુ સકટ જો એક વર્ષને માટે નિવારણ કરવામા આવે તો તે સહાયતા વિશેષ મહત્ત્વની લેખાય, અને જો તેનુ સકટ નિત્યને માટે

*स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।

×स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावह।

દૂર કરવામાં આવે તો ખરેખર તે સહાયતા સર્વોત્કૃષ્ટજ ગણાય

મનુષ્યનાં સર્વ સંકટોને મૂળથી નષ્ટ કરવાનુ સામર્થ્ય કોઇ પણ ચીજમાં હોય તો તે માત્ર અધ્યાત્મવિદ્યામાજ રહેલુ છે, જેથી મનુષ્યને આધ્યાત્મિક સહાય કરવી. અધ્યાત્મવિદ્યાનુ દાન કરવુ એથી મોટુ પુણ્ય જગતમા બીજુ કયુ હોઇ શકે ?

માટે જે મનુષ્ય અન્યને અધ્યાત્મજ્ઞાન આપે છે, અપાવે છે, તેજ મનુષ્ય પ્રાણીનો ખરો હિતચિંતક અથવા કલ્યાણકર્તા છે એવી આધ્યાત્મિક સહાય બીજાઓને આપનાર મહાત્માઓમા અનુપમ સામર્થ્ય હોય છે માનવજીવનમાટે આવશ્યક અને ઉન્નતિપ્રદ બળનો આધાર ચિદ્‌શક્તિ ઉપરજ રહેલો હોવાથી આધ્યાત્મિક જ્ઞાનમા નિપુણ અને નિમગ્ન (શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ) પુરુષ જો ધારે, તો વ્યાવહારિક વા પારમાર્થિક હરકોઇ વિષયમા કુશળતા મેળવી શકે તેમ હોય છે બીજી રીતે જ્યાસુધી મનુષ્યમા આધ્યાત્મિક શક્તિ અર્થાત્ આત્મજ્ઞાન ( કેમકે જ્ઞાન એ શક્તિ છે ) આવ્યુ નથી હોતુ, ત્યાસુધી તેથી સામાન્ય વ્યવહાર પણ સાધ્ય થવો મુશ્કેલ હોય છે આત્મજ્ઞાન કરતાં બુદ્ધિજ્ઞાન ( બુદ્ધિબળ ) નો દરજ્જો કઈક નીચો હોવાથી બુદ્ધિદાનનો દરજ્જો પણ નીચોજ છે, પરંતુ અન્નદાન અને વસ્ત્રદાનના કરતા તો એ દાન બહુજ ઉત્તમ છે, એટલે સુધી કે જીવનદાન કરતાં પણ બુદ્ધિદાન ઘણુ જ ઉત્તમ છે, કારણકે પુરુષાર્થ સંપાદન કરવુ એજ મનુષ્ય પ્રાણીની ઇતિકર્તવ્યતા છે, અને ઉત્તમ પુરુષાર્થનો સર્વ આધાર બુદ્ધિજ્ઞાનમાંજ સમાયલો છે

ઉપર પ્રમાણે હોવાથીજ જ્ઞાન એ જીવન અને અજ્ઞાન એ મૃત્યુ કહેવાય છે મનુષ્યે મરતાંની ઘડી સુધી અજ્ઞાનરૂપી અંધારામાંજ આંધળાની માફક ફાફા મારી સડયા કરવુ એ તો તુચ્છમા તુચ્છ જીવન છે

હવે ત્રીજે નબરે શારીરિક સહાયતા આવે છે શરીરવડે બીજાને સહાય કરવી એ પણ એક દાનનોજ પ્રકાર છે, પરંતુ તેની સાથે એ પણ ન ભૂલવુ જોઇએ કે એ પ્રકારની સહાય સર્વોત્તમ નહિ પણ ત્રીજા નંબરનીજ છે. કારણ કે શારીરિક સહાય કરવાથી સામાને જે તૃપ્તિ યા ટેકો મળે છે તે સદાકાળ ન ટકતા માત્ર અલ્પકાળજ ટકે છે

ક્ષુધાની વેદના અન્ન મળવાથી શાંત થઇ જાય છે, પણ ફરી પાછો વખત થાય છે કે તરતજ એ વેદના પુન ખડી થાય છે એજ વાત મનુષ્યની અન્ય આવશ્યકતાઓને પણ લાગુ પડે છે જ્યા કાંઇ પણ સ્વાર્થ શરૂ થયો ત્યા તેની સાથે સાથે દુ ખ પણ ઉભુ છે એમ સમજવુ ખરેખર્ સુખ તો ત્યારેજ પ્રાપ્ત થાય કે જ્યારે સર્વ આવશ્યકતાઓની પેલી પાર જવાય. એ દશા પ્રાપ્ત કરવામા આવે તોજ ભૂખ, તરસ અને બીજી આપત્તિઓથી થતા ત્રાસ અને વાસનાઓની અતૃપ્તિથી થતો કલેશ સદાકાળનેમાટે નિર્મૂળ થાય

આટલા વિવેચનથી સ્પષ્ટ માલૂમ પડશે કે જે સહાયવડે મનુષ્યને આધ્યાત્મિક સામર્થ્ય મળે, તેજ સહાયતા સર્વોત્કૃષ્ટ–સર્વોત્તમ છે એથી ઉતરતી પંક્તિની સહાયતા તે જ્ઞાનદાન યાને બુદ્ધિબળનુ દાન છે, અને ત્રીજે નંબર શારીરિક સહાયતાનો છે.

સંસારના વિવિધ દુઃખોનું નિવારણુ કેવળ શારીરિક સહાયતાથી થવુ અશક્ય છે જ્યાંસુધી મનુષ્યનું ચિત્ત બદલાય નહિ ત્યાંસુધી તેની અનેકવિધ આવશ્યકતાઓ અને તજ્જન્ય દુઃખો આવ્યા કરવાનાંજ, અને તે સર્વનો પરિહાર કરવામાટે શારીરિક સહાયતા અસમર્થ છે એ સર્વ પીડાનો સાચો અને આબાદ ઉપાય માત્ર એકજ છે. અને તે એજ કે જ્ઞાનદાનવડે મનુષ્યના ચિત્તની શુદ્ધિ કરવી. આ જગત્માં સર્વ સંકટો અને વિપત્તિઓની માતા અજ્ઞાનજ હોવાથી પ્રથમ તો મનુષ્યની અંદર જ્ઞાનનો પ્રકાશ પાડો યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિવડે જે સમયે મનુષ્યને પોતાની ચૈતન્ય શક્તિની ઓળખાણુ થશે અને તેનામા પૂર્ણ આત્મશ્રદ્ધા જાગૃત થશે ત્યારેજ માનવજાતિ પૂર્ણ સુખી થશે એમ થયા વિના એવી દશાની આશાજ કરવાની નથી. જગત્માંના પ્રત્યેક ગૃહને આપણે સદાવ્રત બનાવી દઇએ અને આખી પૃથ્વી દવાખાનાંઓથી ભરી દઇએ, તોપણુ જ્યાસુધી મનુષ્યે આત્મજ્ઞાન સંપાદન કર્યું નથી ત્યાંસુધી અત્યારે સર્વત્ર દેખાઇ રહેલા અનેકવિધ દુઃખદારિદ્રય કાયમજ રહેવાનાં

ભગવદ્ગીતામાં વારવાર કહેવામાં આવેલુ છે કે મનુષ્યે કર્મ નિત્ય કરતાજ રહેવુ આપણે ગમે તેવુ કાર્ય કરીશુ તોપણુ તેથી કોઇને સુખ અને કોઇને દુઃખ તો થવાનુંજ. જો આમજ છે તો પછી આપણે કર્મ કરવાનુંજ મૂકી દઇએ તો સુખ દુઃખના દ્વંદ્વથી આપણે મુક્ત થઇ જઇએ, એમ કેટલાકને શંકા ઉત્પન્ન થાય છે, પણુ એ તો ભ્રમણા માત્ર છે પ્રત્યેક કર્મ જેટલા પ્રમાણુમા સારૂ અને ખરાબ હોય છે, તેટલાજ પ્રમાણુમાં સુખ અને દુઃખની પ્રાપ્તિ થાય છે સત્કર્મથી સુખ અને દુષ્કર્મથી દુઃખ ઉત્પન્ન થાય છે, તોપણુ દુઃખથી આત્માને જેવી રીતે બંધન થાય છે તેવીજ રીતે સુખથી પણુ એક પ્રકારનુ બંધન થાય છે સત્કર્મથી જે સુખ અનુભવાય છે તે સુખ કર્મવડે નવીન ઉત્પન્ન થતુ નથી, પણુ તે આપણી અંદર પ્રથમથીજ હોઇને સત્કર્મવડે તો તે માત્ર આપણા અનુભવમા આવ્યુ એટલુજ. માટે "સત્કર્મથીજ સુખ ઉત્પન્ન થયુ" એ ભ્રમ છે, અને જ્યાંસુધી એ ભ્રમ કાયમ હશે, ત્યાંસુધી સુખદુઃખના દ્વંદ્વથી આત્માની મુક્તિ થવાનીજ નહિ. "અમુક કર્મ કરીશ અને તેનાથી મને અમુક પ્રકારની સુખપ્રાપ્તિ થશે" એ ભાવનાજ દૂર કરવી જોઇએ એમ ભગવાન્ શ્રીકૃષ્ણનુ કહેવુ છે પ્રાપ્તકર્મ કરવાંજ જોઇએ, એમ છે તો તે અવશ્ય કરવાજ, પરંતુ સુખપ્રાપ્તિ તેમાથી નવી પેદા થશે એ ભાવનાનો તો સમૂળગો ત્યાગજ કરવો. કર્મ કરવાં પણુ તેનાથી ફળની આકાંક્ષા ન રાખવી જોઇએ એટલે બસ આપણો આત્મા કોઇપણુ જાતના બંધનથી દૂર

રહેશે, નિર્લેપ થશે હવે આપણે અનાસક્તિ એટલે શુ તે સમજવાનો પ્રયત્ન કરીશુ

પ્રત્યેક મનુષ્યે હમેશા આસક્તિ વિનાજ કર્મ કરવા જોઇએ. એટલે કે કર્મના ભળની લેશમાત્ર પણ ભાવના મનમાં લાવવી જોઇએ નહિ, એ ભગવદ્‌ગીતાના ઉપદેશનુ મુખ્ય સૂત્ર છે પ્રત્યેક મનુષ્યને પૂર્વ કર્માનુસાર કોઇ પણ પ્રકારના સસ્કાર જન્મથીજ હોય છે સરોવરમા એકાદ ઢેફુ કે એવો કોઇ પદાર્થ નાખતા તેના પાણીમા જેમ નાની નાની લહરીઓ ઉત્પન્ન થાય છે, તેમ મનમાં પણ કોઇ પણ વિચાર કે ક્રિયા ઉત્પન્ન થતા સૂક્ષ્મ લહરીઓ ઉત્પન્ન થાય છે એ લહરી શાત થયલી માલુમ પડે છે ત્યારે પણ તે સમૂળગી નષ્ટ ન થતાં, મનમાંજ ગુપ્ત રહે છે, અને જ્યારે પ્રસગ મળે છે ત્યારે તરતજ જાગૃત થાય છે. આવી રીતે ચિત્ત ઉપર જે ગુપ્તપણે અસર રહે છે એનુ નામજ સસ્કાર કહેવાય છે, અને આપણે જે જે ક્રિયા અને વિચાર કરીએ છીએ તે બધા મનપર કાંઇ ને કાંઇ ગુપ્ત અસર મૂકી જાય છે આવી અનેક ગુપ્ત અસરોના સમૂહનુ નામ સ્વભાવ કહે છે અને તે સ્વભાવજ મનને તથા શરીરને ગતિમાન કરે છે આ પ્રમાણે ચાલુ વ્યવહારમા આપણને આપણુ પોતાનુ જે સ્વરૂપ માલૂમ પડે છે તે ઉપર કહ્યુ તેમ આપણા અનેક પ્રકારના સસ્કારોના સઘટનથીજ ઉત્પન્ન થયેલુ હોય છે, અને તેને આપણે નિત્યના વ્યવહારમા સ્વભાવ વા પ્રકૃતિના નામથી ઓળખીએ છીએ

હમણાં હુ પોતે પણ જે સ્વરૂપે તમને દેખાઉં છુ તે સ્વરૂપ પણ ઉપર કહ્યુ તેવા પૂર્વ સસ્કારોના સઘટનથીજ ઉત્પન્ન થયેલુ છે. પ્રત્યેક મનુષ્યનુ સ્વરૂપ પણ એવીજ રીતે ઘડાય છે પૂર્વજન્મના સસ્કારો સારા હોય છે તો સારો સ્વભાવ બધાય છે, અને ખરાબ સસ્કાર હોય તો ખરાબ બધાય છે જે મનુષ્ય નિત્ય ખરાબ શબ્દોજ બોલતો અથવા સાભળતો હોય, મનમા ખરાબ વિચારોજ કર્યા કરતો હોય અને કર્મો પણ ખરાબજ આચરતો હોય તો તેના સસ્કારો પણ ખરાબજ બધાવાના અને એવા ખરાબ સસ્કારોવડે એની પ્રકૃતિ પણ ખરાબજ બધાવાની, તથા તેના હાથથી કામો પણ ખરાબજ થવાના ધીરે ધીરે એ સસ્કારોનુ બળ એટલુ બધુ વધી પડે છે કે, કદાચ તે માણસ કોઈ સારૂ કૃત્ય કરવા ધારે તોપણ ખરાબજ થઇ જવાનુ એજ પ્રમાણે સારા વિચારો અને કાર્યો કરનાર મનુષ્યનો સ્વભાવ પણ સારોજ ઘડાઇને દિનપ્રતિદિન તે શુભકર્મોજ કરવાનો, અને છેવટે તે સ્વભાવ એટલી સ્થિતિસુધી પહોચવાનો કે કદાચ કોઇવાર તે એકાદ ખરાબ કૃત્ય કરવા ધારે તોપણ તે તેનાથી બની શકવાનુજ નહિ, અને જ્યારે આવી સ્થિતિ થાય ત્યારે મનુષ્યે સમજવુ કે હવે સ્વભાવ પાકો બધાયો

જેવી રીતે કાચબો પોતાના હાથપગ વગેરે અવયવોને પોતાની ઢાલની અદર સંકોચી લે છે, અને ગમે તેટલા પ્રહાર કરીએ તોપણ તે બહાર કાઢતો નથી, તેવીજ

રીતે પોતાનાં મન અને ઇન્દ્રિયો ઉપર સ્વામિત્વ મેળવી ચૂકેલો માણસ ગમે તેવી સ્થિતિમાં હોય, તોપણ તેના હાથે ખરાબ કૃત્ય થશે નહિ મતલબ કે સદોદિત સદ્‌વિચાર અને શુભ કર્મના સેવનથી એકવાર શુભ સ્વભાવ બંધાઇ ચૂક્યો એટલે પછી ઇન્દ્રિયનિગ્રહ કરવો બહુ મુશ્કેલ પડતો નથી. આ ઠેકાણે ઇન્દ્રિય શબ્દનો અર્થ કેવળ જડ ઇન્દ્રિયો સમજવાનો નથી પણ કર્મેન્દ્રિયની પેઠેજ જ્ઞાનેન્દ્રિયનો નિરોધ પણ આવશ્યક છે આ નિરોધ પરિપક્વ થયો એટલે મનુષ્ય સ્થિતપ્રજ્ઞની દશાને પહોંચેલો કહેવાય છે આવા સ્થિતપ્રજ્ઞ મનુષ્યનેજ સત્યનો ( પરમાત્માનો ) સાક્ષાત્કાર થાય છે અને તે દ્વંદ્વાતીત થઇને સચ્ચિદાનન્દનો અનુભવ કરે છે

આવા મનુષ્યને હાથે જાણી જોઇને કદિ પણ ખરાબ કૃત્ય થતુ નથી, તેમજ એને ગમે તેવા સંયોગમા મૂકવામા આવે તોપણ તે સર્વદા નિર્લેપ અને નિર્ભયજ રહેવાનો આવા પ્રકારની સ્થિતિ તેજ બ્રાહ્મી સ્થિતિ, એક વખત એ સ્થિતિ પ્રાપ્ત થઈ એટલે તે મનુષ્ય કોઇ પણ પ્રકારના મોહમા ન ફસાતાં જીવન્મુક્ત દશામાં પ્રવેશ કરે છે સર્વ યોગ અને સર્વ સાધનનુ ધ્યેય એજ જીવન્મુક્તની સ્થિતિ પ્રાપ્ત કરાવવાનુ હોય છે પ્રત્યેક પ્રકારના યોગનો માર્ગ ભિન્ન ભિન્ન હોવા છતા તે સઘળાનુ પર્યવસાન તો આ એકજ સ્થાનમાં છે જ્ઞાનયોગવડે બુદ્ધે અને ભક્તિયોગ વડે ઇશુખ્રિસ્તે જે સ્થિતિ પ્રાપ્ત કરી હતી તેજ સ્થિતિ કર્મયોગવડે પણ પ્રાપ્ત થઈ શકે છે બુદ્ધ જ્ઞાની હોઇને કર્મયોગી હતા અને ઇશુખ્રિસ્ત શુદ્ધ ભક્ત હતો, પરંતુ છેવટે બંનેને એકજ સ્થિતિ પ્રાપ્ત થઈ એ સ્થિતિ એટલે પૂર્ણ મુક્તાવસ્થા

મુક્તાવસ્થાવિષે અત્રે કેટલો, વધુ ખુલાસો કરવો આવશ્યક છે. સુખ દુ:ખ, પાપપુણ્ય, સત્કર્મદુષ્કર્મ ઇત્યાદિ દ્વંદ્વોની પેલીપાર પહોંચવુ, તેનુ નામ મુક્તપણુ જેવી રીતે દુ:ખ, પાપ અને દુષ્કર્મ એ મુક્તિનાં વિઘાતક છે, તેવીજ રીતે સુખ, પુણ્ય અને સત્કર્મ એ પણ ખરી મુક્તિના વિઘાતક છે એક મનુષ્યને લોખંડની સાંકળથી બાંધ્યો હોય અને અન્યને સુવર્ણની સાંકળથી બાંધ્યો હોય, તો વસ્તુત બંનેને બંધન તો સરખુંજ છે જેમ પગમા વાગેલો કાંટો કાઢવાને માટે આપણે બીજા કાંટાનો ઉપયોગ કરી બંને કાંટાને છેવટે ફેંકી દઇએ છીએ, તેવીજ રીતે દુષ્કર્મો તરફ લાગેલા આપણા મનને પાછુ ફેરવવા માટે સત્કર્મનો ઉપયોગ છે અને એક વખત આપણુ મન ચોકસરીતે પાછુ ફરી ગયુ એટલે પછી સત્કર્મો કરવાની જરૂર રહેતી નથી, એટલુંજ નહિ પણ કર્મ બહિર્મુખતા વધારનારાં હોવાથી અને પરમાત્મધ્યાન કરવામા અન્તર્મુખતાનીજ જરૂર હોવાથી મનને સત્કર્મોમાંથી પાછુ વાળી અંતર્મુખ બનાવવાની જરૂર પડે છે કોઈ પણ કર્મ કરવાની આવશ્યકતા ન રહે એનુ નામજ અનાસક્તિ છે.

કર્મ કરવા છતા તેનુ કાંઇ પણ વિશેષ પરિણામ મનપર થવા દેવુ નહિ. જેમ

એકાદ તળાવની સપાટી ઉપર અનેક લહેરીઓ આવે અને જાય છે, છતા નીચેના પાણીની શાંતિમાં કશોજ ભંગ થતો નથી, તેજ પ્રમાણે કર્મો કરવા છતા અંતરની શાંતિનો ભંગ થવા દેવો નહિ એવું ભગવાન શ્રીકૃષ્ણનું કહેવું છે, પરંતુ આ પ્રમાણે બનવું શક્ય છે? હરકોઈ કર્મ કર્યું એટલે તેના શુભાશુભ સંસ્કાર મનપર પડવા-નાજ આ પ્રમાણેનો અનુભવ સર્વને હોવા છતાં ઉપલી અશક્ય જેવી વાતને શક્ય કેવી રીતે બનાવી શકાય તેનો હવે વિચાર કરીશું.

મારા નિત્યવ્યવહારમા મને સેંકડો મનુષ્યો મળે છે, અને તેમાં કોઈ મનુષ્ય એવો પણ મળે છે કે જેનાપર મારો પ્રેમ હોય છે રાત્રીએ પથારીમાં પડ્યો પડ્યો એવી સેંકડો મુખમુદ્રા સબંધી વિચાર કરૂ છુ, ત્યારે તેમાંથી બીજી મુખમુદ્રાનો ખ્યાલ ન આવતાં પેલા સ્નેહીની મુખમુદ્રાજ મારાપર ખડી થઇ જાય છે આમ થવાનુ કારણ એજ કે બીજા મનુષ્યોની મુખમુદ્રા કરતા આ વિશિષ્ટ મનુષ્યની મુખ-મુદ્રાનો સંસ્કાર તેની સાથેના પ્રેમને લીધે મારા મનપર વિશેષ હોય છે. બાહ્યદૃષ્ટિથી વિચાર કરીશુ તો મે જોયેલી પ્રત્યેક મુખમુદ્રાની પ્રતિમા મારા નેત્રોમા પડી હતી. મસ્તિષ્કે તે પ્રત્યેકનું ચિત્ર ગ્રહણ કર્યું હતુ, તોપણ અાંતરમાં એક જણનોજ ચહેરો સ્મરણમા વધુ રહી ગયો હતો આમ થવાનુ કારણ એજ કે એમાની ઘણી ખરી મુખમુદ્રાઓ તો મારે માટે તદ્દન નવીન અને અપરિચિત હતી. અને પેલા ઓળ-ખીતા મનુષ્યનો મેળાપ અગાઉ અનેકવાર થએલો હોવાથી તેને માટેના સંસ્કાર મારા મનમા પહેલા પણ પડયા હતા જે સંસ્કારો મનમા સુષુપ્ત દશામાં હતા, તેને હાલની નવીન મુલાકાતે જાગૃત કર્યા, અને બીજી મુખમુદ્રાઓના સંસ્કાર કરતાં આ મુદ્રાનો સંસ્કાર વળી પાછો વધારે દૃઢિભૂત થયો.

આથી સિદ્ધ થાય છે કે જે વિષયના સંસ્કાર અગાઉ મનુષ્યના મનપર સારી રીતે પડેલા હોય છે તેને માટે થોડો પણ ઈસારો મળતા તુરતજ તે તાજા થઇ આવે છે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે પ્રત્યેક કર્મ અલિપ્તપણેજ કરવુ, કે જેથી તેના સંસ્કાર મનપર દૃઢપણે બેસી જાય નહિ આ જગતમાં તમે એક પ્રવાસીજેવા છો એમ સમજીનેજ કર્મ કરતા જાઓ, અને લેશમાત્ર પણ બંધન થાય નહિ એ ખાસ યાદ રાખો જગત્ એ આપણું નિત્યનુ નિવાસસ્થાન નથી, પરંતુ માત્ર આપણા પ્રવાસનુ એક વિશ્રામસ્થાન છે "અખિલ સૃષ્ટિ આત્માને માટે છે, નહિ કે આત્મા સૃષ્ટિને માટે છે" એ સાંખ્યસૂત્ર ખાસ ધ્યાનમાં રાખજો. સૃષ્ટિનુ અસ્તિત્વ જીવાત્માના શિક્ષણને માટે છે, અને જીવાત્માએ એમાથી શિક્ષણ મેળવી મુક્ત થવાનું છે. જો એ સૂત્ર આપણે સ્મરણશક્તિમા કોતરી રાખીશુ તો આપણે સદૈવ નિર્લેપજ રહેવાના સંસાર એ આપણા અભ્યાસનુ મુખ્ય પુસ્તક છે, આપણો અભ્યાસ પરિપૂર્ણ થઈ ગયો કે એ પુસ્તક આપણને એની મેળે નિરુપયોગી થવાનું; પરંતુ એમ ન સમજ-

વાથી આપણે આપણી સ્થિતિ ઉલટીજ કરી મૂકી છે. સંસારના બંધનમાં ઉલટા આપણે વધારેને વધારે સપડાતા જઇએ છીએ આપણા વિચારો એવા થઈ ગયા છે કે 'જીવાત્મા એ સંસારને માટે છે' 'જીવ એ શરીરને માટે છે,' અને "મનુષ્ય ખાવા પીવા માટેજ જીવે છે, જીવવા માટે ખાતો નથી" આપણે જીવાત્માને સંસારમયજ દેખીએ છીએ, અને પ્રતિદિન એ બંધનનું સૂત્ર દૃઢ થતું જાય છે એ બંધનને લીધે જીવાત્માપર પ્રચંડ સંસ્કારો કોતરાય છે અને તેની અધોગતિ થાય છે. સંસારમાં એક ગુલામની માફક આપણે કામ કરીએ છીએ, અને મુક્તિની વાત તો એક બાજુ હજારો માઇલ દૂર પડી રહે છે!

સ્વતંત્રપણે એક માલીકની માફક કર્મ કરો, નહિ કે ગુલામની માફક, એ કર્મ-યોગનો મુખ્ય ઉપદેશ છે નિયમિતપણે કર્મ કરો, પણ કર્મના દાસ બની રહેવા માટે નહિ પણ મુક્ત થવા માટે કરવાનું છે.

પ્રત્યેક મનુષ્ય કેવી રીતે કર્મ કરે છે, તે આપણે નથી જોતા? નિષ્કર્મ થઇને કોઇ પણ બેસી શકતું નથી સેંકડે નવ્વાણું ટકા માણસો કર્મ કર્યા જાય છે, પરંતુ તે ભૌતિક સુખ પ્રાપ્ત કરવાના હેતુથી, એટલે કે દેહના ગુલામ તરીકેજ કરે જાય છે, અને એ ગુલામગીરીને લીધેજ જગતમાં જ્યાં ત્યાં દુઃખ અને ચિંતાઓ વ્યાપી રહેલાં જણાય છે

સ્વતંત્ર રીતે અલિપ્તપણાથી કામ કરો કામનાથી પ્રેરાઇને નહિ, પરંતુ ખરા પ્રેમથી પ્રેરાઇને કામ કરો અત્રે પ્રેમ એ શબ્દનો ખરો અર્થ સમજવો મુશ્કેલ છે સ્વતંત્રતા પ્રાપ્ત કરી નથી ત્યાંસુધી ખરો પ્રેમ ઉપજવો અશક્ય છે ગુલામમાં ખરો પ્રેમ હોઈ શકે નહિ. તમે એકાદ ગુલામને ખરીદ કરીને તેના હાથપગમાં બેડી ઠોકીને તેની પાસેથી જકડીને કામ લેશો તો તે એક વૈતરાની માફક કામ કરશે, પણ એથી કરીને તેના હૃદયમાં તમારે માટે લેશમાત્ર પણ પ્રેમ તો નથીજ ઉપજવાનો, તેવીજ રીતે આપણે પણ ઇંદ્રિયોના દાસાનુદાસ બનીને કાર્ય કરીશું ત્યાંસુધી આપણામાં લેશમાત્ર પણ સાચો પ્રેમ ઉત્પન્ન થનાર નથી. એવા પ્રકારનાં કર્મોને ખરા કર્મ કહેવાયજ નહિ જે મનુષ્ય ઇંદ્રિયોનો ગુલામ છે તે પોતાનેમાટે અને પોતાના સબંધીઓ કે મિત્રોને માટે ગમે તેટલાં કાર્ય કરે તોપણ તેના ઉદ્યોગમા વાસ્તવિક કર્મની યોગ્યતા આવવાનીજ નહિ. સત્ય પ્રેમથી પ્રેરાઇને કરેલા કર્મનો બદલો આપણને સુખ અને શાંતિના રૂપમાં મળે છે જે કર્મથી આપણા ચિત્તને શાંતિ અને સુખનો લાભ થતો નથી, એવું એક પણ કર્મ પ્રેમથી પ્રેરાઇને થએલું કહેવાય નહિ સત્ય ચૈતન્ય, સત્ય જ્ઞાન અને સત્ય પ્રેમ એ ત્રણે એક બીજા સાથે જોડાયલાં છે અર્થાત્ એકજ સ્વરૂપ છે. જ્યાં એ ત્રણ પૈકી એકનું અસ્તિત્વ હોય ત્યાં અન્ય બે પણ હોવાંજ જોઇએ. વસ્તુત. એકજ અદ્વિતીય મૂળ રૂપનાં એ ત્રણ

અંગો છે. તે મૂળ રૂપનું નામ સચ્ચિદાનંદ છે. એ મૂળરૂપ પૈકી સત્ આપણને આ પ્રત્યક્ષ સૃષ્ટિના સ્વરૂપથી ભાસમાન થાય છે, ચિત્ સૃષ્ટ પદાર્થના જ્ઞાનરૂપે દીસે છે, અને પ્રત્યેક સજીવ હૃદયમાં જે પ્રેમ અક્ષત દેખાય છે, તેની ઉત્પત્તિ એ આનંદ-આથીજ છે, એટલા માટે ખરા પ્રેમમાંથી દુઃખની ઉત્પત્તિનો સંભવજ નથી ખરો પ્રેમ, પ્રેમીને અથવા પ્રેમની વસ્તુ ઉભયમાંથી કોઇને પણ અશાંતિ કે દુઃખનું કારણ બની શકે એ સર્વથા અશક્યજ છે, પરંતુ જો એમજ હોય તો પ્રેમી જોડાઓને આપણે વારંવાર દુઃખમાં ડૂબેલા જોઇએ છીએ, તેનું કારણ શું એવો પ્રશ્ન ઉભો થશે, પરંતુ એના ઉત્તરને માટે એકજ દૃષ્ટાંત બસ થશે ધારો કે, એક મનુષ્ય એક સ્ત્રી ઉપર અત્યંત પ્રેમ રાખે છે. એટલે સુધી કે, ધ્યાનમાં કર્મમાં અને સ્વપ્નમાં પણ તેને તેનુજ દર્શન થાય છે, પરંતુ જરા થોભો આ પ્રેમનું આપણે શાસ્ત્રીય પૃથક્કરણ કરી જોઇએ એટલે તેનું ખરૂં સ્વરૂપ આપણા સમજવામાં આવે. એ દંપતીને લાગે છે, કે આપણે સાથેજ બેસીએ ઉઠીએ, અને ખાઇએ પીએ. એક બીજાના મુખમાંથી નિકળતો શબ્દ ઝીલી લેવાને તેઓ સદા તૈયારજ રહે છે. આનો ખરો અર્થ એજ કે, તેઓ પરસ્પર એકબીજાનાં ગુલામ બને છે આ બંને ગુલામો વચ્ચે વિકારી પ્રેમ છે અને પરિણામે તે અશાંતિ અને દુ.ખજ આપે છે એમાના એક બીજાના કહ્યા મુજબ કશુ ન કર્યું, અથવા તો એકે કોઇ બીજા માણસની મુલાકાત કરી કે બસ બીજાના મનમાં આડી તેડી શંકા અને દુઃખોનો પારજ નહિ! મિત્રો આ તે શું ખરા પ્રેમનાં લક્ષણ? ઇંદ્રિયજન્ય સુખના અભિલાષે ગાંડા બનાવી દીધેલા મનુષ્યનો એ એક તરંગજ માત્ર છે, અને ભયને લીધેજ તેને તે સાચો પ્રેમ માની લઇને બિચારાં મનુષ્યો રાજી રાજી થઇને બીજાને પણ પોતાના જેવુંજ ગુલામ બનાવે છે. આવો પ્રેમ ખરો હોઈ શકેજ નહિ ખરા પ્રેમમાં આવું હોયજ નહિ. કોઈ પણ પ્રાણિપદાર્થ ઉપર તમને જ્યારે ખરો પ્રેમ ઉત્પન્ન થશે—પછી તે તમારી સ્ત્રી પ્રત્યે હો, બાળક પ્રત્યે હો, વા ગમે તે પર હો, તેજ દિવસે તમને ખરા વિશ્વવ્યાપી પ્રેમની કૂંચી પ્રાપ્ત થશે, અને તેજ દિવસે અલિપ્તપણું એટલે શું તેનો વાસ્તવિક અર્થ સમજાશે

શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને કહે છે કે, "હે અર્જુન! મારા કર્મભણી જો. મારે આ ત્રણે લોકમા કશુય પ્રાપ્ત કરવાનુ નથી છતાં પણ હું કર્મ કર્યા કરૂં છુ-જો હું તેમ કરતો બંધ પડું તો આ સમસ્ત વિશ્વનો લય થઇ જાય, કેમકે સર્વ કોઇ મનેજ અનુસરે છે." મતલબ કે ઈશ્વર સર્વ કર્તવ્યથી મુક્ત અને અલિપ્ત છે તોપણ જીવો પ્રત્યેના પ્રેમનેજ વશ થઇને કર્મ કરે છે, સત્ય પ્રેમ આપણને નિર્લેપજ છે કેવળ ઇંદ્રિયસુખનેજ માટે પ્રેમ કરવો એ તો માત્ર સ્થૂળ પ્રેમ છે. અમુક પુરુષને અમુક સ્ત્રી પ્રત્યે પ્રેમ છે એમ આપણે કહીએ છીએ, પરંતુ

ખરી હકીકત ઉંડાણથી જોઇશુ તો તે પ્રેમ તે સ્ત્રીના શરીર પ્રત્યેનોજ છે ઇંદ્રિય-સુખની જરા પણ કામના જાગી કે અલિપ્તપણુ તો ગયુજ. આવા પ્રેમી-ઓનુ લક્ષ્ય જડ વિષયભોગથી વિશેષ હોતુજ નથી લોખડને જેમ ચકમક તરફ આકર્ષણ હોય છે તેવુજ સ્વરૂપ આવા જડ પ્રેમનુ હોય છે, અને તેથીજ એકાદ નજીવા કારણથી પણ આવો પ્રેમ તુટી જઇને દુખની ઉત્પત્તિ થાય છે. સત્ય પ્રેમનુ સ્વરૂપ તો આથી ઘણુ દૂર છે તે જડ વિષયમાં કદિ પણ સંલગ્ન થઈ રહેતો નથી, પરતુ જડ વિષયોથી પર એવા ચૈતન્ય રૂપમાજ તે રહે છે એવા પ્રકારનો ખરો પ્રેમ કરનારાં મનુષ્યો હજારો માઇલ દૂર હોય તોપણ તેમના પ્રેમમાં અતર પડતુ નથી, તે કદિ નષ્ટ થતો નથી, અને તેમાથી દુખની ઉત્પત્તિ થતી નથી

એવી અલિપ્તતા પ્રાપ્ત કરવી સહજ નથી સતત અભ્યાસ કરાય તોપણ એકાદ જીદગી વીતી જાય છે, પરતુ એની પ્રાપ્તિ થઇ કે તત્કાળ સત્ય પ્રેમ અને મુક્તિનાં દ્વાર ખુલ્લાં થઇને સૃષ્ટિના સર્વ બધનો આપોઆપજ દૂર થઇ જવાના, તથા આ સૃષ્ટિ આપણને પોતાના વાસ્તવિક સ્વરૂપમા દેખાશે અને આપણેમાટે નવા બંધનો બનાવવાનુ મૂકી દેશે. આપણે બીલકુલ અલિપ્ત થઇ કર્મના ફળની લેશમાત્ર પણ દરકાર વિનાના થઇશુ તમે તમારા બાળકોને એકાદ રમકડુ યા એવી કોઇ ચીજ લાવી આપો છો ત્યારે તેમની પાસે કાંઈ બદલો માગો છો ? નહિજ, " એ તો આપણુ કર્તવ્ય છે " એટલાજ વિચારથી એ વિષયની સમાપ્તિ થઇ જાય છે. તેવીજ રીતે બહારની કોઇ પણ વ્યક્તિને માટે, શહેરને માટે, દેશને માટે વા રાષ્ટ્રને માટે એજ આશયથી કાર્ય કરો, અને ફળની લેશ પણ ઇચ્છા રાખતા નહિ આ સૃષ્ટિમા જ્યારે તમારા સર્વ દાન અને કૃત્યો એવી રીતે ફળની ઈચ્છા કે કોઈ પણ પ્રકારની આસક્તિ વિનાના થશે એટલે બસ તમે આપોઆપજ નિર્લેપ બની જવાના ઇંદ્રિ-યોના દાસ બનીને કર્મ કરવાથી પરિણામ સ્વાર્થ અને આસક્તિમાજ આવે છે, અને ઇન્દ્રિયો ઉપર સ્વામિત્વ મેળવીને સ્વતત્રપણે કાર્ય કરવાથી તેનુ ફળ શાંતિ અને અનાસક્તિમા આવે છે " હક્ક " અને " ન્યાય" એ શબ્દો વારવાર આપણા કાને પડે છે, પરંતુ ખરૂ જોતા એ શબ્દોને નાના છોકરાના બડબડાટ કરતાં જરા પણ વધારે મહત્તા કોઈ આપતુ નથી મનુષ્યજાતિના નિત્યવ્યવહારનુ અવલોકન કરીશુ તો તેમા મુખ્ય બે મનોધર્મ દષ્ટિગોચર થાય છે એક તો સામર્થ્ય અને બીજો દયા મનુષ્યના સામાન્ય વર્તનમાં આ બે પૈકી કોઇપણ મનોધર્મનુ પ્રાધાન્ય વર્તતુ હોય છે મનુષ્ય જ્યારે દયાને વિસરી જઇને પોતાનુ સામર્થ્ય પ્રગટ કરવા લાગે છે ત્યારે તેની સ્વાર્થબુદ્ધિ અતિ બળવાન્ બનેલી હોય છે સામાન્ય કોટિનાં સ્ત્રીપુરુષો, તરફ જોઈશુ તો તેઓ પોતાના સામર્થ્યનોજ એક સરખી રીતે ઉપયોગ કરે જાય છે, એમ માલૂમ પડે છે, દયા તો ભાગ્યેજ માલૂમ પડે છે દયાશીલ

અંતઃકરણ એ પ્રત્યક્ષ સ્વર્ગજ છે જેના અંતઃકરણમાં દયાનો ભાગ વિશેષ છે તે ખરેખર મહા ભાગ્યશાળી પુરુષ છે હક્ક અને ન્યાયનો મૂળપાયો દયાજ છે કર્મનાં ફળની આશા રાખનારા સર્વ વિચારો આપણી આધ્યાત્મિક ઉન્નતિમાં વિઘ્નકારક થઇ પડે છે, એટલુંજ નહિ પણ તે આપણા માટે અનંત દુઃખની પરંપરા પણ ઉત્પન્ન કરે છે ભૂતદયા અને સ્વાર્થત્યાગ એ ધર્મનો અભ્યાસ કરવાનો એક બીજો માર્ગ છે અને તે એ છે કે, જો આપણને ઇશ્વરનું અસ્તિત્વ માન્ય હોય તો કર્મને ઇશ્વરની પૂજા માનવી, અને પૂજાની ભાવનાથીજ આપણા સર્વ કર્મો અથવા કર્મના ફળો ઇશ્વરાર્પણ કરવા એટલે કોઈ પણ મનુષ્યની પાસેથી બદલો મેળવવાનો આપણો હક્ક રહેશેજ નહિ * સ્વતઃ પરમેશ્વર પોતે પણ એજ પ્રમાણે કર્મ કરીને ફળની અપેક્ષા ન કરવાથી નિત્યમુક્ત છે જેવી રીતે જળ કમળપત્રને ભીંજવી શકતું નથી, તેવીજ રીતે સ્વાર્થત્યાગી મનુષ્યના કર્મો તેને બંધનમાં ફસાવી શકતા નથી. આવી રીતના સ્વાર્થત્યાગી અને અલિપ્ત મનુષ્યને કોઇ મોટા શહેરમાં પાપી મનુષ્યોની વસ્તિમાં રાખવામાં આવે તોપણ તેને કોઇ પણ પ્રકારનું પાપ જરા પણ સ્પર્શ કરી શકવાનું નથી એવા મનુષ્યને કદાચ સાક્ષાત્ પાપના કૂવામાં નાખવામાં આવે તો ત્યાં પણ તે અસ્પર્શ્યજ રહેવાનો ! ×

નિઃસ્વાર્થતાનું સત્યસ્વરૂપ નીચેના દૃષ્ટાંતથી સમજાશે કુરુક્ષેત્રના યુદ્ધ પછી પાંચ પાંડવોએ એક મહાન્ યજ્ઞ આરંભ્યો અને ગરીબોને પુષ્કળ દાન આપવા માંડ્યું પ્રત્યેક મનુષ્ય આ યજ્ઞનું ઐશ્વર્ય તથા ઉદારતા જોઇને આશ્ચર્યપૂર્વક પ્રશંસા કરવા લાગ્યા, કે જગત્માં આવો મોટો યજ્ઞ કદિ સાંભળવામાં આવ્યો નથી, પણ યજ્ઞની સમાપ્તિ થયા પછી ત્યાં એક નોળીઓ આવ્યો તેનું અર્ધું શરીર સુવર્ણનું હતું આ નોળીઓ યજ્ઞની જગ્યાએ આવી આળોટવા અને લોકોને કહેવા લાગ્યો કે, ‘તમે સઘળા મિથ્યા ભાષણ કરો છો, એ કાંઇ ખરો યજ્ઞ નથી” લોકોએ આશ્ચર્યની સાથે જવાબ આપ્યો, કે તને ખબરજ નથી કે એમણે કેવા કેવા મોટા દાન કર્યાં છે, અને ગરીબ લોકોને પૈસાદાર તથા સુખી બનાવી દીધા છે ? આ યજ્ઞ તો ખરેખર મહાન્ અને આખી પૃથ્વીપર કદિ ન થયો હોય એવો અદ્વિતીય છે” નોળીઆએ પ્રત્યુત્તરમાં કહ્યું કે, ‘એક નાના ગામમાં એક ગરીબ બ્રાહ્મણ પોતાની સ્ત્રી, પુત્ર, તથા પુત્રવધૂ સાથે રહેતો હતો તેઓ ઘણીજ ગરીબ અવસ્થામાં હતાં, અને

---

* શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે કે—यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्। यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

× ‘ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः। लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा॥’ श्री. भ. गी.

કથાવાર્તા તથા પાઠપઠન ઉપર નિર્વાહ કરતા હતા. તે દેશમા ત્રણ વર્ષનો લાંબો અને સખ્ત દુકાળ પડયો પેલો બિચારો ગરીબ બ્રાહ્મણ દિનપ્રતિદિન અધિક દુખી થતો ગયો. એક વખત તો આખા કુટુંબને કાંઇ પણ ખાવા નહિ મળી શકવાથી કેટલાક દિવસના અપવાસ થયા અને ભૂખે મરતા બધાં મરણતુલ્ય થઇ ગયાં એક દિવસે પ્રાત કાળે સુભાગ્યયોગે પેલો બ્રાહ્મણ થોડો જવનો લોટ લઇને આવ્યો જેમાથી ભોજન બનાવી તેના ચાર જણ માટે ચાર ભાગ કર્યા, પણ તેઓ જમવાની તૈયારીમા હતા એટલામાંજ બહારથી કોઇએ બૂમ મારી બ્રાહ્મણે દ્વાર ખોલ્યાં તો એક અતિથિનુ દર્શન થયુ. હિન્દુઓમા અતિથિ ઇશ્વરતુલ્ય પૂજ્ય ગણાય છે, પેલા ગરીબ બ્રાહ્મણે અતિથિદેવનુ વિધિપૂર્વક સ્વાગત કર્યું, અને અદર લઈ જઇ પોતાના ભાગનુ ભોજન તેના આગળ મૂકયુ અતિથિદેવ તુર્તજ ભોજન જમી ગયા અને કહ્યુ કે, "અરે ભાઇ ! તમે તો મારૂ મૃત્યુ આણ્યુ છે. દશ દિવસ થયા ભોજન મળ્યુ નથી અને વળી આટલા ભોજને તો મારી ક્ષુધાને ઉલટી વધારે જાગૃત કરી !" પછી પેલા બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યુ કે "મારો ભાગ અતિથિને આપી દો" પણ તેના પતિએ કહ્યુ કે, "નહિ, એમ બનશે નહિ" તોપણ પેલી સ્ત્રીએ ઘણુ દબાણ કરીને કહ્યુ કે, "અતિથિને તૃપ્ત કરવો એ ગૃહસ્થીનુ કર્તવ્ય છે અને જ્યારે તમારી પાસે કાંઇ નથી ત્યારે તમારી સ્ત્રી તરીકેની મારી ફરજ છે કે મારો ભાગ આપવોજ જોઇએ" પછી સ્ત્રીએ પોતાનો ભાગ અતિથિદેવને અર્પણ કર્યો. અતિથિ એ ભાગ પણ ખાઇ ગયા અને બોલ્યા કે, "હજુ પણ ક્ષુધા ઘણીજ પીડે છે" પછી પેલા બ્રાહ્મણનો પુત્ર બોલ્યો કે, "મારૂં પણ એ કર્તવ્ય છે કે પિતાના કર્તવ્યની પૂર્ણતા કરવી, માટે મારો ભાગ પણ લ્યો" અતિથિદેવ તે ભાગ પણ ચટ કરી ગયા અને તોપણ અતૃપ્તજ રહ્યા, જેથી પુત્રવધૂએ પણ પોતાનો ભાગ અર્પણ કરી દીધો બસ હવે અતિથિદેવ તૃપ્ત થયા અને સર્વને આશીર્વાદ દઇ ચાલતા થયા તેજ રાત્રે એ ચારે જણ ક્ષુધાથી મૃત્યુવશ થયા એ જગ્યાએ પેલા લોટના કેટલાક કણો પૃથ્વીપર વેરાયા હતા ત્યાં આળોટવાથી મારૂ અર્ધ શરીર તમે જુઓ છો તેવુ સુવર્ણનુ થઇ ગયુ છે ત્યાર પછી એવા પ્રકારના યજ્ઞની શોધમા હુ સઘળી પૃથ્વી ફરી વળ્યો છુ, પણ મારૂ બાકીનુ શરીર સુવર્ણનુ થાય એવો એક પણ યજ્ઞ જોયો નથી, અને તેથી હુ કહું છુ કે-આ પણ ખરો યજ્ઞ નથી"

હિંદુસ્તાનમાથી આવો દાનધર્મ દિવસે દિવસે લોપ થતો જાય છે, અને એવા ખરા મહાન્ પુરૂષો પણ ઓછા થતા જાય છે જ્યારે હું પ્રથમ ઇગ્રેજી શીખતો હતો ત્યારે મારા વાંચવામાં એક વાર્તાનુ પુસ્તક આવ્યુ એ પુસ્તકમાં એક કર્તવ્યપરાયણ છોકરાની વાર્તા હતી તે છોકરો પોતે કમાઇને થોડા પૈસા પોતાની માતાના નિર્વાહને માટે મોકલતો હતો. તેના આ કર્તવ્યનો મહિમા એ પુસ્તકમા ત્રણ ચાર પાના

ભરીને વર્ણવેલો હતો, પરતુ મારે કહેવુ જોઇએ કે અમો હિન્દુ બાળકોને વધારે ભણતા " સૌ પોતપોતાનુ સભાળે " એવુ એ અગ્રેજ પ્રજાનું જીવનસૂત્ર જોયુ, ત્યારે આ કાર્યની આટલી બધી સ્તુતિ જોઈ આશ્ચર્ય થતું, પરતુ પેલી વાર્તાનુ રહસ્ય હુ સમજી શકયો

માબાપ ભૂખે મરે અને સ્ત્રી છોકરાં ભીખ માગે, છતાં પોતે અજીર્ણ થતાં સુધી જમનારા મનુષ્યો પાશ્ચાત્ય દેશમાજ મારા જોવામા આવ્યા કોઇ પણ ગૃહસ્થાશ્રમીએ આવુ આસુરી ધ્યેય રાખવું જોઇએ નહિ

આટલા વિવેચનથી કર્મયોગનુ ખરૂ રહસ્ય તમારા સમજવામાં આવ્યુ જ હશે દેહપાત થવાનો પ્રસગ આવે તોપણ એક શબ્દ બોલ્યા સિવાય દીન દુખીઓને મદદ કર્યા જવી જોઇએ. હજારો મનુષ્ય તમને છેતરી જાય તોપણ પોતાના કર્તવ્ય-માં ન્યૂનતા ન આવવા દેવી અને ગરીબોને દાન કરવા બદલ એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ, તથા ઉપકારનો બદલો મેળવવાની આશાનો અકુર જરા પણ ઉગવા દેવો નહિ, એટલુજ નહિ પણ એવો પ્રસગ પ્રાપ્ત થવા માટે પરમાત્માનો અને સહાય લેનાર મનુષ્યોનો ઉપકાર માનવો એક વિશુદ્ધ સંન્યાસીના જીવન કરતા વિ-શુદ્ધ ગૃહસ્થીનુ જીવન કેટલુ કઠિન છે, તેની હવે તમને સારી રીતે કલ્પના આવી હશે. એક વિશુદ્ધ ત્યાગીનુ જીવન જેટલુ કઠિન છે, તેટલુજ અને તેથી પણ અધિક કઠિન એક વિશુદ્ધ ગૃહસ્થાશ્રમીનુ જીવન પણ છે

# कर्मयोग--प्रकरण चोथुं

### કર્તવ્ય એટલે શું ?

કર્મયોગના વિચારમા કર્તવ્ય એટલે શુ, એ જાણવુ ઘણુજ અગત્યનુ છે કોઇ પણ કર્મ કરવુ હોય તો તે પહેલા મારે પ્રથમ જાણવુ જોઇએ કે તે મારૂ કર્તવ્ય છે કે નહિ ? જૂદા જૂદા દેશોમા કર્તવ્ય સબધી જૂદા જૂદા મત હોય છે, એ હુ કહીજ ગયો છુ મુસલમાન કહે છે કે જે કુરાનમા લખ્યુ છે તેજ અમારૂ કર્તવ્ય છે હિદુઓ કહે છે કે વેદમા કહ્યુ છે તેજ અમારૂ કર્તવ્ય છે, અને ખ્રિસ્તીઓ કહે છે કે બાયબલમા લખે છે તેજ અમારૂ કર્તવ્ય છે ભિન્ન ભિન્ન વખતે, ભિન્ન ભિન્ન દેશોમા અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમા કર્તવ્યનો પ્રકાર પણ ભિન્ન ભિન્ન હોય છે, એમ ઇતિહાસાદિ ગ્રથોમા પણ પ્રસિદ્ધ છે કોઈ એક પ્રત્યક્ષ વસ્તુની પેઠે કર્તવ્યની વ્યાખ્યા ચોક્કસપણે નિર્દિષ્ટ થઇ શકતી નથી. નિત્યના સામાન્ય વ્યવહારોથી

અનુભવાતા કાર્યકારણના સબંધવડેજ કર્તવ્ય એ શબ્દની આપણે માત્ર કાંઇક કલ્પના કરી શકીએ છીએ. આપણી દૃષ્ટિ આગળ જે જે બનાવો બને છે તે જોતાજ તે પ્રસગે આપણુ શુ કર્તવ્ય છે તેનો વિચાર આપોઆપજ આપણા મનમા ઉપજી આવે છે. એનું કારણ તાત્કાલિક બુદ્ધિ હો અથવા પૂર્વનો અનુભવ હો, પરતુ અમુક વાત જાણમા આવતા તુરતજ મન તે વિષે આપોઆપજ વિચાર કરવા મડી પડે છે.

અમુક પ્રસગ બની આવતા તે સમયે કર્તવ્યનો જે નિર્ણય મન કરે છે તેવોજ પ્રસગ અન્ય સમયે આવતાં તેથી ઉલટોજ નિર્ણય કેટલીકવાર તે કરે છે.

"આપણી સદસદ્વિવેકબુદ્ધિ અનુસાર કાર્ય કરવુ" એવી સામાન્ય વ્યાખ્યા ઘણાકો કરશે, પરતુ એ વ્યાખ્યા દરેક પ્રસગે અમલમા આવતી હોય એમ નથી. ઉદાહરણતરીકે કોઇ ખ્રિસ્તી પાસે ગોમાસનો એકાદ કકડો હોય, અને કોઇ ક્ષુધાર્ત મનુષ્યને આપે નહિ અને પોતે પણ ક્ષુધાપીડિત હોવા છતાં ખાય નહિ, તો તે પોતાનીજ દૃષ્ટિમા પોતાને કર્તવ્યભ્રષ્ટ થએલો દેખશે, પરતુ જો તેજ પદાર્થ કોઇ હિદુ પાસે હશે અને ક્ષુધાથી મૃત્યુ પામવાની તૈયારીમા હશે તો તે પ્રસગે પણ તે પદાર્થનું જો તે ભક્ષણ કરશે, અથવા તેવી સ્થિતિવાળા અન્ય કોઇ મનુષ્યને ભક્ષણ કરાવશે, તો તેને પોતાના મનથી એમજ લાગશે કે તે પોતે કર્તવ્યભ્રષ્ટ થયો છે. હિદુના હૃદયમા ગાયની પૂજ્યતાસબધી ધાર્મિક ભાવના નાનપણમાથીજ કોતરાયલી એટલે તેના મનને એ કૃત્ય ઘોર પાપતુલ્ય ભાસે એમા કાંઇ નવાઇ નથી. અઢારમા સૈકામાં હિદુસ્તાનમા "ઠગ" નામના ચોર લોકોનાં ટોળે ટોળા વસતાં હતા. મનુષ્યને મારી નાખવુ અને ધન લૂટી લેવુ એ તેમનો વ્યવસાય હતો ખૂન કરવું એજ તેઓ કર્તવ્ય માનતા અને જે વધારે ખૂન કરે તેને તે લોકો વધારે પુણ્યવાન્ સમજતા. એકાદ સાધારણ મનુષ્ય રસ્તે ચાલતા કોઇના ઉપર ગોળીબાર કરી તેને મારી નાખે તો તે ખરેખર દુષ્કૃત્યજ લેખાય, પરતુ તેજ મનુષ્ય એકાદ પલટણમાં નોકર હોય તો અને લડાઇમાં પાચ પચાસ મનુષ્યને મારી નાખે તોપણ તે કૃત્યને મહાન્ પરાક્રમ માનીને તેને ઘણોજ આનદ થશે, અને પોતાનુ કર્તવ્ય બરાબર બજાવ્યુ છે એવુ અભિમાન થશે આથી સ્પષ્ટ થાય છે કે કેવળ કૃત્યો ઉપરથીજ અમુક કર્તવ્ય છે અને અમુક અકર્તવ્ય છે એમ નિશ્ચિતપણે કહી શકાતુ નથી, પરતુ તે છતા પણ આ વિષે કાંઇપણ ભાવરૂપ વિવેચન કરવા જેવુ છે જે કૃત્યથી આપણુ હૃદય શુદ્ધ થઇને ઇશ્વર તરફ દોરાય તે પુણ્ય કૃત્ય હોઇ આપણુ કર્તવ્ય છે, તેવીજ રીતે જે કૃત્યના યોગથી અતઃકરણ મલિન અને દુષ્ટ થાય તે દુષ્કૃત્ય હોઇ ત્યાજ્ય છે, એમ સમજવુ. પાપપુણ્ય અથવા કર્માકર્મની આ ભાવરૂપ વ્યાખ્યા થઇ, પરતુ તેના આધારપર પણ અમુક કૃત્ય કરવુ અને અમુક ન કરવુ એમ વિધિનિષેધાત્મક ચોક્કસ વચન કહી શકાય તેમ નથી; સમસ્ત માનવ જાતિને, સર્વ

રાષ્ટ્રોને સર્વત્ર અને સર્વ કાળમા માન્ય થઇ શકે એવી એક વ્યાખ્યા છે ખરી સસ્કૃત સુભાષિતમાં એ વ્યાખ્યા ગુંથેલી છે, અને તે એ છે કે, **परोपकारः पुण्याय पापाय परपीडनम्** । અર્થાત્ કોઈ પણ પ્રાણી ઉપર ઉપકાર કરવો એ પુણ્યનુ કામ છે અને કોઇને દુઃખ દેવુ એનુ નામ પાપ છે

ધર્મ શુ અને અધર્મ એટલે શુ એ સબધી ભગવદ્‌ગીતામાં વર્ણધર્માનુસાર વિવેચન કરેલુ છે વર્ણના આધારે પ્રત્યેકનો ગુણધર્મ અને મનોધર્મ કેવા પ્રકારનો હોવાનો સભવ છે, તેનો સામાન્ય નિર્ણય થઈ શકે છે, અને તે ઉપરથી જે પરિસ્થિતિ અને વર્ણમાં આપણો જન્મ થયો હોય, તે પરિસ્થિતિ અને વર્ણને અભિમત કયા પ્રકારનાં કર્મો હોઇ શકે તેનો વિચાર કરી, પોતાને માટે કલ્યાણપ્રદ અને મન શુદ્ધિકર કર્મનો નિર્ણય થઇ શકે છે ખરો, પરતુ "સર્વ દેશમાં અને સર્વ સમયમા અમુક એકજ પ્રકારની સ્થિતિમાટે પણ ભિન્ન ભિન્ન સમાજમાં પાપ પુણ્યની કલ્પના એક સરખી હોતી નથી" એ વસ્તુસ્થિતિ લક્ષમાં ન આવવાથી રાષ્ટ્ર એક બીજા રાષ્ટ્રનાં નિંદા—દ્વેષ કરે છે અમેરિકન રીતરિવાજ પ્રમાણે વર્તન કરવુ એ આપણુ કર્તવ્ય છે એમ અમેરિકન માને છે, અને તેવીજ રીતે એક હિંદુ પોતાના રીતરિવાજને દુનિયામાં સર્વોત્કૃષ્ટ માનીને તે પ્રમાણે ન વર્તી શકાય તો પોતાને પાપી માને છે આવા પ્રકારની ભૂલ સામાન્ય મનુષ્યોથી થવી એ સહજ છે, તોપણુ આવી ક્ષુલ્લક ભૂલથી પણ કોઇવાર મહાન્ વિપરીત પરિણામ નિપજે છે હુ જ્યારે આ દેશમાં આવ્યો અને ચિકાગો પ્રદર્શનમા ફરતો હતો તે વખતે એક માણસે મારી પાછળથી આવી મારો ફેંટો ફેંકી દીધો મે પાછા ફરી જોયુ તો તે માણસ સારા સ્વચ્છ પોશાકમા અને ઘણોજ સભ્ય દેખાતો હતો. હુ જ્યારે તેની સાથે વાત કરવા લાગ્યો અને તેને માલુમ પડયુ, કે હું ઇંગ્રેજી જાણુ છુ ત્યારે તે એકદમ ઘણોજ શરમીંદો થઈ ગયો એક બીજા પ્રસગે એજ પ્રદર્શનમાં બીજા એક માણસે મને ધક્કો માર્યો જ્યારે મે તેને તેમ કરવાનુ કારણ પૂછ્યું તારે તે ઘણોજ શરમાઇ ગયો અને આજીજી સાથે કહેવા લાગ્યો કે, "તમે આવો પોષાક કેમ પહેરો છો ?" એક મનુષ્યનો બીજા મનુષ્યની પ્રત્યે ઉત્પન્ન થનારો ભાવ આ ગૃહસ્થોના મનથી જાણે કે તેમની ભાષા અને પોશાકની ભિન્ન પ્રકારના રીતરિવાજ જોઇને માણસના અતરમાથી સહાનુભૂતિનો ઝરો જાણે કે સૂકાઇજ જાય છે. પેલો સદ્‌ગૃહસ્થ જેણે માત્ર મારો પોષાકજ જોઇને મારા પ્રત્યે અસભ્ય વર્તન કર્યું હતું, તે પોતાના બાળક, પોતાનો આપ્તવર્ગ, પોતાનો દેશ ઇત્યાદિક પ્રત્યે ગમે તેટલો સદાચારી હશે, અને પોતાના અન્ય લૌકિક કર્તવ્યો પણ તે બહુ સારી રીતે બજાવતો હશે, પરતુ પોતાના પોષાક કરતાં ભિન્ન પ્રકારનો પોષાક દૃષ્ટિએ પડતાંજ તેની સર્વ સુયોગ્યતા કયાંય અદૃશ્ય થઈ ગઇ ! આવી રીતે સર્વ દેશોમાં વિદેશીય

મનુષ્યોની મશ્કરી કરવામા આવે છે બીજા દેશમા જતી વખતે ત્યા કેવી રીતે વર્તવાથી પોતે સારો ગણાય તેનુ જ્ઞાન ન હોવાને લીધેજ એવુ બને છે, પરતુ એ મનુષ્ય જ્યારે સ્વદેશ જાય છે ત્યારે એમ બનવાને પરિણામે તે દેશના લોકોને માટે અત્યત ખરાબ અભિપ્રાય અને દ્વેષ તો સાથેજ લઈ જાય છે ખલાસીઓ, સિપાઇઓ અને વ્યાપારીઓ પરદેશમાં કેટલી વિચિત્ર રીતે વર્તે છે તેની સર્વને ખબરજ હશે. જે બાબત કરવાનો વિચાર સરખો પણ તેમને પોતાના દેશમાં ન આવે તે બાબત પરદેશમાં જઇને તેઓ વિના સંકોચે કરે છે યૂરોપિયન અને અમેરિકન લોકોને ચીના લોકો "પરદેશી પિશાચ" કહે છે તેનુ કારણ પણ બહુધા એજ હોવુ જોઇએ.

એટલા માટે એક મુદ્દો ખાસ ધ્યાનમા રાખવો જોઇએ કે બીજા માણસોના વર્તનની પરીક્ષા તેમના રીતરિવાજ વગેરેનો વિચાર કરીને તેમની દૃષ્ટિથી કરવી જોઇએ આપણા રીતરિવાજની દૃષ્ટિથી જોઇને બીજાઓના રીતરિવાજ ઉપર કદિ પણ ટીકા કરવી નહિ સઘળી સૃષ્ટિને પોતાનાજ મત મુજબ ચાલવાનો કોઇએ લેખ લખાવી આપ્યો નથી બધી દુનિયા કાંઇ આપણાજ સુખને માટે નિર્માણ થઇ નથી, માટે બધાની સાથે સહાનુભૂતિ રાખવી જોઇએ. દેશકાળ ઇત્યાદિને અનુસરીને કર્તવ્યના પ્રકારમાં ફેરફાર થયા કરે છે એ વાત ધ્યાનમાં રાખીને દરેક વિશિષ્ટ પ્રસગે પોતાના મનને પવિત્ર અને યોગ્ય લાગે એવુ વર્તન કરવુ એજ આપણુ કર્તવ્ય છે. જે પરિસ્થિતિમાં આપણો જન્મ થયો હોય તે સ્થિતિને અનુસરીને પણ આપણાં કેટલાક સામાન્ય કર્તવ્યો હોય, તે પૂર્ણ કરવાં એ જેમ પહેલુ કર્તવ્ય છે, તેમ જે સમાજમાં આપણે નાનેથી મોટા થયા, તે સમાજની સ્થિતિને અને આપણા દરજ્જાને અનુરૂપ એવા આપણા જે જે કર્તવ્ય હોય તે બજાવવા એ આપણુ બીજુ કર્તવ્ય છે. માનવસ્વભાવમા એક મોટી ભૂલ હોય છે કે–દરેક મનુષ્ય પોતે પોતાને જોતો નથી અને એમજ સમજ્યા કરે છે, કે હુ તો રાજ્યાસને બેસવાનેજ યોગ્ય છુ આવી આવી ભાવના રહ્યા કરવાથી આત્મપરીક્ષણનો માર્ગ તેને માટે બીલકુલ બધ થઇ જાય છે ધારો કે તે પોતે રાજ્યાસનને પાત્ર પણ હોય, પણ તે પહેલા તેણે વર્તમાન પરિસ્થિતિથી પ્રાપ્ત થનારાં કર્તવ્યો ઉત્કૃષ્ટરીતે બજાવીને પોતાની પાત્રતા સિદ્ધ કરવી જોઇએ આપણે હલકા દરજ્જાપર હોઇએ એટલે કે આપણી યોગ્યતા આપણે માની હોય તેવા અધિકારપર આપણે ન હોઇએ તો તેમાં દોષ બીજા કોઇનો નહિ પણ આપણો પોતાનોજ હોય છે એમા મુખ્ય દોષ તો એજ હોય છે કે આપણે માટેની આપણી માન્યતા અને આપણી હાલની બાહ્ય પરિસ્થિતિની વચ્ચેના આંકડા પૂરવામાટે કેટલોક વિચાર અને પુરુષાર્થ કરવાની ખાસ જરૂર હોય છે. આપણી વર્તમાન શક્તિ અને બીજા સયોગોનો પૂર્ણ સદુપયોગ કરીને આપણા વર્તમાન કર્તવ્ય જેટલાં પણ સારામાં સારી રીતે બજાવવામા આવે તેટલા એ આંકડા સત્વર

પૂરાય છે, અને કલ્પેલો અધિકાર સત્ત્વર પ્રાપ્ત થાય છે. જગત્મા જ્યારે આપણે આપણુ વર્તમાન કર્તવ્ય ખરેખરી રીતે બજાવવા માડીએ છીએ ત્યારે ચારે તરફથી આપણને જે ધક્કા મુકી ખમવી પડે છે, તે ઉપરથી આપણી પોતાની ખરેખરી યોગ્યતા શી છે તે વાતની આપણને ખાત્રી થાય છે અને આપણી દૃષ્ટિમાં આપણે માટે મિથ્યાભિમાનની જે જડ બાઝેલી હોય છે તે આ ધક્કા વગેરેથી નીકળી જાય છે

કોઇ મનુષ્યમાં ઉચ્ચ સ્થિતિની પાત્રતા નહિ હોવા છતા પણ જો તે ઉચ્ચ અધિકાર પર મૂકાઇ ગયો હોય તો તે અધિકાર ઉપર તે લાંબો વખત ટકી શકતો નથી. દરેક પ્રાણીને તેની પોતાની યોગ્યતાનુસાર યોગ્ય સ્થાને મૂકવુ એ પ્રકૃતિનુ મુખ્ય કાર્ય છે, કોઇ પણ માણસની ખરી યોગ્યતા કેવળ તેની વર્તમાન બાહ્ય દશા અથવા અધિકાર ઉપરથી જોઇ શકાતી નથી

કોઇ માણસ કોઇના તાબામા રહીને અથવા નીચલા દરજ્જાનો કામધંધો કરતો હોય તેટલા ઉપરથીજ તેની યોગ્યતા ઓછી આકવી ઘટતી નથી કાર્ય કેવુ પણ હોય, પરતુ તે કેવા પ્રકારથી અને કેટલા ઉત્સાહથી તથા કાળજીથી કરવામા આવે છે તે ઉપરથીજ કર્તાની યોગ્યતાનો નિર્ણય થવો જોઇએ.

કર્તવ્ય વિષેની આપણી કલ્પનામા હજી પણ કેટલો ફેરફાર કરવો જોઇએ અત્યત નિરપેક્ષ બુદ્ધિની પ્રેરણા સિવાય કોઇ પણ મહાન કાર્ય સારી રીતે થઇ શકતું નથી અમુક કામ કર્તવ્યરૂપ સમજીનેજ કરવુ જોઇએ જેમ જેમ આવી સમજણપૂર્વક કર્તવ્ય કરાતાં જશે તેમ તેમ સ્વાર્થબુદ્ધિનો ક્રમે ક્રમે આપણામાંથી નાશ થતો જશે અને જ્યારે સ્વાર્થબુદ્ધિનો સપૂર્ણ નાશ થશે ત્યારે "પ્રત્યેક કર્મ ઇશ્વરનુજ પ્રત્યક્ષ પૂજન છે"એમ આપણને સમજાવા લાગશે, અને ત્યારપછી પૂરેપૂરી નિષ્કામતાવાળા કર્મ આપણા હાથે થવા લાગશે તથા ખરી અલિપ્તતાનો અર્થ આપણને સમજાશે. યોગના સર્વ માર્ગોનુ ધ્યેય એજ છે કે—અનતકાળથી આપણા સચ્ચિદાનદમય મૂળ સ્વરૂપ ઉપર જે અજ્ઞાન અને સ્વાર્થનો પડદો પડેલો છે, તે પડદાને ખસેડી નાખીને આપણા સત્ય સ્વરૂપને પૂર્ણપણે વ્યક્ત કરવુ સ્વહિતનેમાટે સ્વાર્થપરાયણ થઇ આપણે જે કર્મો કરીએ છીએ, તેમાં આપણી શક્તિઓનો ઘણોજ વ્યય થઇ જાય છે, અને અજ્ઞાનનો પડદો મજબૂત થતો જઇને કર્મના બધનો મજબૂત થતાં જાય છે અજ્ઞાનની એ જાળનો નાશ કરીને પાછલાં બધનો તોડી નાખવાં એજ બધા યોગમાર્ગનું તેમજ કર્મયોગનુ પણ એજ ધ્યેય છે

"આ આપણુ કર્તવ્ય છે" એવુ સારી રીતે સમજાયા પછી કોઇ પણ કાર્યનો આરભ કર્યો એટલે તે કાર્યની પૂર્તિનેમાટે—તે કાર્ય રૂડી રીતે પાર પાડવાને ખાતર કેટલીક હલકા પ્રકારની સુખસ્વાર્થની કલ્પનાઓને દૂર કરવી પડે છે આ પ્રમાણે પ્રથમ નાના નાના સુખસ્વાર્થને છોડી આપણે તૈયાર થતા જઇએ છીએ તેમ તેમ

આપણી કર્તવ્યભાવના અધિક વિસ્તૃત થઇને ભોગ સુખસ્વાર્થની કલ્પનાઓ પણ ધીરે ધીરે વિરામ પામતી જાય છે. જે મૂળ તત્ત્વોપર સમાજની હાલની રચના થએલી છે તે મૂળતત્ત્વો પણ આજ પ્રકારના છે મનુષ્યો સમાજ અથવા સમૂહબદ્ધ રહેવા લાગે છે એટલે આપોઆપજ કેટલાંક સામાજીક બંધનો ઉદ્ભવે છે પરિણામે તેનુ ઉચ્છૃંખળપણુ સ્વાભાવિકરીતે ઓછુ થાય છે અને તેની જગાએ "બીજાઓને માટે મારે કંઇક કરવુજ જોઇએ" એવી સમજણથી તેનુ સ્વાર્થી સંકુચિતપણુ છૂટી જઇને તેને વિશ્વવ્યાપક થવાનો સુયોગ સમાજમા પ્રાપ્ત થાય છે. કેવળ કર્તવ્યને ખાતરજ કર્મ કરવાનો માર્ગ કેવળ સુખકર અને અકંટક નથી હોતો, એ વાત પણ એવી રીતે કર્મ કરનારને સમજાતી ચાલે છે

કોઇ મનુષ્યના પ્રત્યે આપણને બિલકુલ પ્રેમ ન હોય, અને તેને માટે કર્તવ્ય સમજીને કંઇક કાર્ય કરવુ પડે છે, તો આપણા મનની તે વખતે કેવી સ્થિતિ થાય છે, તે અનુભવથીજ સમજવા જેવી છે ગાડીના ચક્કરમાં તેલ નહિ પૂરવાથી તે ચક્કર કર્ણકટુ સ્વર કહાડવા માડે છે તેવીજ રીતે આપણુ મન પણ એવા પ્રસંગોમા હરઘડી આપણને ભાંડયા કરે છે કેવળ પ્રેમરૂપી તેલથીજ કર્મચક્ર સુખકર અને સરળ ચાલે છે એ પ્રેમરૂપી તેલ ન હોય તો માબાપ પોતાનાં છોકરાંમાટે, પતિ-પત્ની એકબીજાં પરસ્પર જે કર્તવ્યો કરી રહ્યા છે, તેની વ્યવસ્થા કેવી હોત ? પ્રેમનો અભાવ હોય એવા કુટુબના તમાશાથી શુ તમે અજાણ્યા છો ? કેવળ પ્રેમથીજ આપણો કર્તવ્યમાર્ગ સુખકર થાય છે અને એ પ્રેમનો પ્રવાહ જેટલા પ્રમાણમા તે સ્વતંત્રપણે ચાલે છે તેટલા પ્રમાણમાં અધિક વિસ્તૃત અને ઉંડો થતો ચાલે છે.અહિ આ સ્વતંત્રતા એટલે શુ તેનો વિચાર કરવો જોઇએ. ઇન્દ્રિયજન્ય સુખોમાટે તેમના ગુલામ થઇને રહેવુ, ક્રોધને વશ થવુ અને વ્યવહારમાં નિત્ય આવી પડતા હજારો વિકારોને તાબે થઈ રહેવુ એજ શુ સ્વાતંત્ર્ય છે ? ખરેખર હલકી પાયરીના મનુષ્યો સ્વતંત્રતાનો એવોજ અર્થ સમજે છે અને ઇન્દ્રિયજન્ય સુખ મેળવવાના માર્ગમાં કાંઇ અંતરાય આવ્યો એટલે સ્વતંત્રતાનો નાશ થયો સમજીને શોક કરે છે, પરંતુ વાસ્તવિક વિચાર કરતાં એ કાંઇ ખરી સ્વતંત્રતા નથી. આવા પ્રસંગોમાં સહનશીલતા દાખવવી એજ ખરૂ સ્વાતંત્ર્ય છે બીજાઓને ખાતર પોતાના કામક્રોધાદિ વેગો ઉપર જેની સંપૂર્ણ સત્તા ચાલે છે, તે પરતંત્ર નથી પણ સ્વતંત્ર છે, તે ગુલામ નથી પણ માલિક છે. પતિએ એકાદ કામ પોતાની મરજીમુજબ નથી કર્યું એમ સમજતાં પોતાની સ્વતંત્રતા ગએલી સમજીને સંતાપ કરનારી સ્ત્રી ખરેખરજ પોતાના મનોવિકારની પક્કી દાસી છે તે સ્ત્રીને ખરી સ્વતંત્રતાનો અનુભવ સ્વપ્નમા પણ દુર્લભ છે. પોતાની સ્ત્રીને હમેશા દોષ દેનાર પુરુષની સ્થિતિ પણ વાસ્તવિકરીતે એજ પ્રકારની છે.

પાતિવ્રત્ય અને એક પત્નીવ્રત એ સ્ત્રીપુરુષોનો શ્રેષ્ઠ સદ્ગુણ છે. ખરી પતિવ્રતા

સ્ત્રીના પ્રેમનો પ્રભાવ એવો છે, કે પુરુષ ગમે તેટલો બગડેલો હોય તોપણ તેની અમૃતતુલ્ય મધુરવાણીથી તે સન્માર્ગવર્તી થયા વગર રહેજ નહિ. સ્ત્રીના શુદ્ધ અને ક્ષમાશીલ વર્તનથી જેનું હૃદય યત્કિંચિત્ પણ દ્રવતું નથી, એવો પશુતુલ્ય મનુષ્ય જગત્માં ભાગ્યેજ હશે ખરેખર, જગત્ અદ્યાપિ એટલું બધું બગડેલું નથી. પુરુષ જાત ભ્રષ્ટ અને પશુતુલ્ય થઈ છે, એમ આપણે સર્વત્ર સાંભળીએ છીએ, પરંતુ સ્ત્રીઓના સંબંધી વિચાર કરીશું તો શું તેઓ પણ એ આક્ષેપથી રહિત છે? સ્ત્રીઓ મોઢેથી બોલે છે, તેટલી જો ખરેખર પવિત્ર હોત તો જગત્માં એક પણ ખરાબ પુરુષ હોત નહિ, એવી મારી પૂર્ણ ખાત્રી છે જગત્માં એવો એક પણ દુર્ગુણ નથી કે જે પવિત્રતા અને શીયળથી જીતી ન શકાય? પોતાના પતિ સિવાય ઈતર સર્વ પુરુષો તરફ પિતા, બંધુ અને પુત્રની દૃષ્ટિથી જોવાવાળી સ્ત્રીના સન્મુખ ગમે તેવા દુષ્ટ પુરુષના વિચાર બદલાઇ જઇને તેને માતૃભાવથી જોવા માંડે છે પુરુષોએ પણ એજ પ્રમાણે સ્વપત્ની સિવાય ઈતર સર્વ સ્ત્રીજાતિ પ્રત્યે કેવળ માતૃભાવથી અગર ભગિનિભાવથીજ જોવું જોઇએ, અને ધર્મોપદેશકે તો સર્વ સ્ત્રીઓને માતા સમાન પૂજ્ય માનીને તદનુરૂપજ વર્તન પ્રત્યેક સ્ત્રી સાથે રાખવું જોઇએ.

માતૃત્વ એ સર્વ જગત્માં અત્યંત શ્રેષ્ઠ મનાય છે કોઇને સ્વાર્થ અને એકલપેટાપણાનો ત્યાગ કરવાનું શીખવું હોય તે માતા પાસેથી શીખી શકાય છે. ઈશ્વરી પ્રેમ સિવાય બીજો કોઈ પણ પ્રેમ માતૃપ્રેમથી અધિક નથી. માતૃપ્રેમની અપેક્ષાએ જગત્માંના બીજા બધા પ્રેમ ખરેખરા ઉતરતી કોટિના છે પોતાની જાતના સુખ તરફ ન જોતા પોતાનાં બાળકોના સુખ તરફ લક્ષ આપવું એ માતાનું આદ્યકર્તવ્ય છે. પોતાના બાળકોના સુખ તરફ લક્ષ ન આપતા પોતાનાજ સુખમા લક્ષ રાખનાર માબાપ પશુકોટિનાંજ સમજવાં. પક્ષીઓના બચ્ચાંને પાંખ ફૂટીને જ્યારે તેઓ સ્વરક્ષણને યોગ્ય થાય છે, ત્યારે જેમ બચ્ચા અને માબાપ એક બીજાની ઓળખાણ ભૂલી જાય છે, તેજ પ્રમાણે મનુષ્યોના સંતાન પણ મોટાં અને કમાતાં થયાં એટલે માબાપોએ સ્વાર્થત્યાગનો શીખવેલો ધડો ભૂલી જઇને વૃદ્ધ માબાપો તરફ દુર્લક્ષ કરે તો તેમને પણ નીચજ સમજવાં. આ જગત્મા ઈશ્વરનો પ્રેમ પોતેજ આનું રૂપ લઇને અવતર્યો છે એવું જે પુરુષને લાગે છે, તે પુરુષને ધન્ય છે! એજ પ્રમાણે પરમેશ્વર પોતેજ પોતાના પતિરૂપે અવતરેલ છે, એવું જે સ્ત્રીને લાગે છે તે સ્ત્રીને પણ ધન્ય છે! અને જે સંતાનોનો એવો નિશ્ચય હોય કે પોતાના માતપિતા પરમેશ્વર રૂપ છે, તેમને પણ ધન્ય છે!

આત્મવિકાસનો ખરો માર્ગ મેળવવો હોય તેણે પ્રાપ્તકર્તવ્ય સારી રીતે અને નિશ્ચયપૂર્વક બજાવતાં શીખવું જોઇએ. એમ કરવાથી આત્મશ્રદ્ધાનું અને નિશ્ચયનું બળ વૃદ્ધિ પામીને છેવટે સ્થિતપ્રજ્ઞની સ્થિતિ સહજે પ્રાપ્ત થાય છે આ વિષે મહા-

ભારતમા એક કથા છે એક યુવાન સન્યાસી જગલમા ગયો, અને ત્યા દીર્ઘકાળ પર્યંત ધ્યાન, પૂજા અને તપ આદરીને લાબા સમયસુધી યોગાભ્યાસ કર્યો કેટલાંક વર્ષ તેમ કર્યા પછી એક દિવસ તે એક વૃક્ષની નીચે બેઠો હતો, એટલામાં વૃક્ષ ઉપરથી કેટલાક સુકાં પાંદડા તેના મસ્તક ઉપર પડવાથી તેણે વૃક્ષ ઉપર દૃષ્ટિ ફેકી તો બે પક્ષીઓ વૃક્ષની ટોચ ઉપર લડતા જોયાં એ જોઇને તપસ્વીએ તેમના તરફ અત્યત ક્રોધભરી દૃષ્ટિ ફેકી, જેથી યોગના બળવડે તેની દૃષ્ટિમાંથી અગ્નિ પ્રકટ થયો, અને બને પક્ષીઓ બળીને ભસ્મ થઇ ગયા સન્યાસીને પોતાના તપનો આવો પ્રભાવ વધેલો જોઇને અત્યત આનદ થયો. થોડા સમય પછી તપસ્વીજી ભિક્ષાને માટે શહેરમા ગયા અને એક ગૃહસ્થના દ્વાર આગળ "ભિક્ષાન્ન દેહિ" કહીને ઉભા રહ્યા અદરથી જવાબ મળ્યો, કે "મહારાજ થોડી વાર ઉભા રહો" તરુણ સન્યાસી એ ઉત્તર સાભળીને મનમાં કહેવા લાગ્યો, કે "આ બાઇને મારી શક્તિના પ્રભાવની ખબર નથી" સન્યાસી આ પ્રમાણે વિચારતા હતા એટલામા અદરથી પુન અવાજ આવ્યો કે, "મહારાજ આટલો બધો ગર્વ ન કરો, અહિઆ કાંઇ પેલા વનનાં પક્ષી નથી" આ સાભળી સન્યાસી ઘણો આશ્ચર્યચકિત થયો, અને લાંબા સમય સુધી ઉભા રહેવુ પડયુ એટલામા અદરથી પેલી સ્ત્રી આવી કે તુર્તજ સન્યાસીએ તેના ચરણોમા મસ્તક મૂકયુ અને વિનતિ કરી કે—"માજી તમે એ બધું કેવી રીતે જાણી લીધુ ?" સ્ત્રીએ જવાબ આપ્યો, "બેટા, મને તમારા યોગબોગની ખબર નથી હું તો માત્ર એક સાધારણ સસારી સ્ત્રી છુ મારે તમને એટલાજ સારૂ થોભવાનુ કહેવુ પડયુ કે મારા પતિ સહેજ બીમાર છે, તેમની સારવારમા હું હતી મે મારૂ સઘળુ જીવન કર્તવ્ય બજાવવામાજ વ્યતીત કર્યું છે જ્યારે હું અવિવાહિતા હતી, ત્યારે માતાપિતા પ્રત્યેનાં કર્તવ્યો બજાવતી હતી, અને હમણા વિવાહિતા છુ એટલે મારા પતિપ્રત્યેના કર્તવ્યો બજાવુ છુ. એજ મારો યોગ અને એજ મારૂ તપ છે, એના પ્રતાપથી મને જે કાંઈ થોડુ ઘણુ બળ પ્રાપ્ત થયુ છે તેને લીધેજ તમારી હકીકત જાણી શકી અને તમારા ભલામાટે તે તમને મે કહી છે, તમારે આ વિષયમાં કાંઇ વિશેષ જાણવાની ઇચ્છા હોય તો અમુક શહેરમાં અમુક જગ્યાએ એક વ્યાધ (કસાઇ) રહે છે, તેની પાસે જાઓ; બજારમા તેની દુકાન છે" સન્યાસીને કસાઇનુ નામ સાંભળીને ઘૃણા તો આવી, પરંતુ તે સ્ત્રી તરફથી તેને જે અનુભવ અને ભલામણ મળી હતી તેને લીધે તેની જીજ્ઞાસાએ તેને બેસવા દીધો નહિ તે કસાઇને ગામ ગયો અને બજારમાં તેની દુકાન શોધી કહાડી. દુકાનપર એક શરીરે પુષ્ટ અને હાથમાં મોટો છરો લઇ તેનાથી માસ કાપી ઘરાકોને આપતો કસાઇ બેઠેલો તેને જણાયો. એને જોઇને સન્યાસી વિચારવા લાગ્યો, કે "હે પ્રભુ! શુ આ યમદૂત જેવા ખાટકી પાસેથી મને જ્ઞાન મળશે ?" તે આવો વિચાર કરે છે એટલામાંજ પેલા કસાઇએ

તેના તરફ જોયું અને કહ્યું કે, "પેલી સ્ત્રીએ તમને અહિંઆં મોકલ્યા છે ખરૂં? હું ઘરાકોને પતવી રહું ત્યાસુધી જરા બેસો" પોતાનું કામ પૂરૂં થઇ ગયુ એટલે કસાઇએ દુકાન બંધ કરી અને સન્યાસીને લઇને પોતાને ઘેર ગયો. સ્વામીને આસન આપ્યા પછી કસાઇએ કહ્યું, કે "બેસો મહારાજ હું આવું છું" કસાઇ અંદર ગયો અને પોતાના વૃદ્ધ માતપિતાને નમસ્કાર, સ્નાન તથા ભોજન ઇત્યાદિવડે દરેક રીતે સંતુષ્ટ કરીને સન્યાસીની પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો, "મહારાજ આપ અત્રે પધાર્યા એ મારાપર મોટો અનુગ્રહ કર્યો હવે મારે લાયક જે સેવા હોય તે ફરમાવો." સ્વામીજીએ જીવ અને આત્મા સબંધી કેટલાક કઠિન પ્રશ્નો પૂછ્યા, કસાઇએ એ પ્રશ્નોના જવાબમાં એક મોટું વ્યાખ્યાન સંભળાવ્યુ, જે મહાભારતમાં 'વ્યાધગીતા' ના નામથી પ્રસિદ્ધ હોઇને તેમા વેદાંતનુ ઉત્તમ જ્ઞાન સમાયલું છે. કસાઇનુ વ્યાખ્યાન સમાપ્ત થયુ એટલે સ્વામી તો આશ્ચર્યચકિતજ થઈ ગયા અને કસાઇને કહેવા લાગ્યા, કે "તમારા જેવા મહાન્ જ્ઞાની પુરુષનો જન્મ કસાઇને ઘેર ક્યાંથી થયો હશે?" કસાઇએ જવાબ આપ્યો, "બેટા, કોઈપણ કર્તવ્ય ખરાબ નથી કે અપવિત્ર નથી. પૂર્વકર્માનુસાર મને એ સ્થિતિ પ્રાપ્ત થઈ છે બાલ્યાવસ્થામાંથીજ હું આ ઉદ્યમ શીખ્યો છુ, એમા નફો કે ટોટો થાય તેનો હુ હર્ષશોક કરતો નથી, અને અલિપ્તપણે મારૂં કર્તવ્ય બજાવ્યો જાઉં છુ માતાપિતાની સેવાપણ બને તેટલી કાળજીથી બજાવ્યે જાઉં છુ નથી મને યોગની ખબર કે નથી ત્યાગની મને જે કાંઈ થોડુ ઘણુ જ્ઞાન પ્રાપ્ત થયુ છે તે મારાં કર્તવ્ય હુ અલિપ્તપણે, પરંતુ ઉત્તમ રીતે બજાવુ છુ તેને લીધેજ આ બધુ થયુ છે"

હિંદુસ્તાનમાં એક મહાન્ યોગી રહે છે તેમના જેવી યોગ્યતાવાળો બીજો એક પણ મનુષ્ય મારા આયુષ્યમા મે જોયો નથી. તે યોગી વિલક્ષણ સ્વભાવનો છે કોઈ કાઇ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર તુરતાતુરત આપતો નથી કોઇનો ગુરુ થવાની યોગ્યતા પોતાનામાં નથી એમ તેમને ભાસે છે, પરંતુ એકાદ પ્રશ્ન પૂછીને કેટલાક દિવસ વાટ જોતા બેઠા તો એકાદ દિવસ વાતે વાતમાં તમારા પ્રશ્નનો ઉત્તર એવી અદ્દભુતરીતે તેઓ આપી દેશે કે જાણે કોઈ અનનુભૂત જ્ઞાનની પ્રાપ્તિ આપણને થઇ છે, એમ આપણે લાગશે. કર્મનુ મુખ્ય રહસ્ય શું, એવો પ્રશ્ન એક દિવસ મે તેમને પૂછ્યો કેટલાક દિવસ પછી સ્વામીજી સહજ બોલી ઉઠ્યા કે, "સાધ્ય અને સાધનોએ મનમા એકરૂપ થવુ જોઇએ" આનો અર્થ એવો છે કે કાર્ય હાથ ધર્યા પછી સાધ્ય સિદ્ધ થતા પર્યંતના વખતમા સાધન અને સાધ્ય સિવાય મનમા કોઇ પણ અન્ય વિષયનો વિચાર કરવો નહિ. પેલા કસાઈ અને બાઇની વાતનુ પણ એજ રહસ્ય છે પ્રાપ્તકર્તવ્ય ઉત્તમ રીતે પાર પાડવા એજ પરમેશ્વરની પૂજા કરવાનો ઉત્તમ માર્ગ છે. પ્રત્યેક કર્મ તેનુ પૂજન અને આજ્ઞાપાલન છે, એવી ભાવના દૃઢ

થઇ એટલે જ્ઞાન આપોઆપજ પ્રાપ્ત થશે આપણી પ્રાપ્તસ્થિતિ અને સંજોગો અનુસાર જે જે કર્તવ્યો હોય તે નિષ્કામ મનવડે-અલિપ્તપણે પૂર્ણ પાર પાડયાં એટલે જ્ઞાનનો ઉદય થવા માંડશે, અને એ જ્ઞાનવડે મોક્ષ આપોઆપજ ખડો થઈ જશે

જેના હૃદયમાં ફળની ઇચ્છા છે તે મનુષ્યના હાથે કોઇ પણ કાર્ય આનંદપૂર્વક થઈ શકતુ નથી. જરા કાંઇ ઉતરતા દરજ્જાનુ કામ કરવામા આવ્યુ અથવા કાંઇ અડચણ આવી કે એવા મનુષ્યોનુ માથુ ફરી જાય છે, જેથી જ્ઞાનના પરમ સાધન રૂપ અનુભવ મળવાની તકો બાજુપર રહી જાય છે જે પુરુષને ફળાપેક્ષા નથી તેના મનને સર્વ કર્તવ્યો સરખીજ યોગ્યતાનાં લાગે છે, અને તેથી તે પુરુષ પ્રચંડ ઉદ્યોગ કરતો હોવા છતાં પણ એકાદ એકાંત ગુફામાં રહેતો હોય તેવી શાંતિ તેના હૃદયમા વાસ કરતી હોય છે, અને તેથી તેનાં પ્રત્યેક કર્મ તીક્ષ્ણ હથિયારરૂપ બની જાય છે આ તીક્ષ્ણ હથિયારોવડે સ્વાર્થ અને ઇંદ્રિયલોલુપતાનો મૂળથી ઉચ્છેદ તેના મનમાંથી થઈ જઇને તે મનુષ્ય મહા અનુભવી અને પરમ જ્ઞાની બની જાય છે **यस्य सर्वे समारंभा कामसंकल्पवर्जिता । ज्ञानाग्निदग्धकर्माणं तमाहु पंडितं बुधा।** પંડિતપણાની આવી વ્યાખ્યા કૃષ્ણભગવાને કહી છે પોતાના જ્ઞાનને માટે અભિમાની રહેવુ એ મનુષ્યજાતિનો સામાન્ય સ્વભાવ છે, જેથી ગમે તેવુ કર્તવ્ય પ્રાપ્ત થાય છે કે તે હલકા દરજ્જાનુ છે એમ આપણને લાગે છે, પરંતુ કર્મની વહેંચણી યોગ્યતા પ્રમાણેજ થએલી છે, એ ત્રિકાલાબાધિત સિદ્ધાંતની આપણને ખબર હોતી નથી, અને હોય છે તોપણ મોટાઇના અભિમાનરૂપી અંધકારને લીધે એ સિદ્ધાંત યાદ રહેતો નથી. આમ થવાથી નિત્યના વ્યાવહારિક કાર્યોમાં પણ હરિફાઇ ઉત્પન્ન થયા કરીને બુદ્ધિ અધિક ભ્રષ્ટ થતી ચાલીને રાગ, દ્વેષ ઇત્યાદિ દુર્ગુણોના દ્વાર ખુલ્લાં થાય છે, તેમ થતાજ ક્ષમાદિ દૈવી ગુણોનો ઝરો સુકાતો ચાલે છે, માટે પ્રાપ્તકર્તવ્યો આનંદ અને કાળજીથી પાર પાડીને આપણે જ્ઞાનવાન થવુ જોઇએ અને તેમ થતાં મોક્ષ આપોઆપજ દોડતો આવશે

# कर्मयोग-प्रकरण पांचमुं

## પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે

આપણી આધ્યાત્મિક ઉન્નતિમા કર્મયોગ કેટલો સહાયક છે, તેનો વિચાર કરવા પૂર્વે, 'કર્મ' શબ્દમાં અમો હિંદુઓ જે અનેક ભાવનાઓનો સમાવેશ કરીએ છીએ, તે પૈકીની એક ભાવના હુ તમને પ્રથમ કહીશ પ્રત્યેક ધર્મના મુખ્ય ત્રણ અંગ હોય છે. તત્ત્વજ્ઞાન, પુરાણ અથવા દંતકથા અને ત્રીજો આચાર. એમા "તત્ત્વ-

વિચાર" એ સર્વથી મુખ્ય અંગ છે " તત્ત્વવિચાર"મા જે જે તત્ત્વો સિદ્ધ થએલા હોય તેનુ કેવી રીતે આચરણ કરવુ, તેનો બોધ દંતકથાઓ, જીવનચરિત્રો અને કાલ્પનિક સુંદર વાર્તાઓમા પ્રત્યક્ષ થાય છે, અને આચાર એ અમૂર્ત તત્ત્વ-વિચારનુ મૂર્તસ્વરૂપ છે સામાન્ય બુદ્ધિનો મનુષ્ય પણ આચારમાર્ગે તત્ત્વવિચારને સરળતાથી સમજી શકે છે

કર્મ એ શબ્દમાં આવાજ પ્રકારના આચારનો અંતર્ભાવ થાય છે. પ્રત્યેક ધર્મમા એવા પ્રકારના આચારની આવશ્યકતા છે આપણી બુદ્ધિ વિચારથી સૂક્ષ્મ થતા સુધી કેવળ ભાવરૂપ સિદ્ધાતને સમજવાની શક્તિ તેનામા હોઇ શકતી નથી કોઇ પણ સિદ્ધાંત " અમે જલદી સમજી લઇએ છીએ " એવુ આપણુને મિથ્યાભિમાનને લીધે ભાસે છે, પરંતુ જ્યારે પ્રત્યક્ષ પ્રસંગ પ્રાપ્ત થાય છે કે આધ્યાત્મિક જેવા ભાવરૂપ સિદ્ધાત સમજવામા આપણી બુદ્ધિ કેટલી ધીમી ચાલે છે

એટલા માટેજ પ્રત્યેક ધર્મમાં વિશિષ્ટ ચિન્હો, મૂર્તિઓ અથવા આકારોનો ઉપ-યોગ કરવામા આવે છે એ સંજ્ઞાઓની સહાયતાવડે આપણો માર્ગ ઘણોજ સરળ થઈ જાય છે સર્વ ધર્મમા અને કાળમા આવા પ્રકારના વિશિષ્ટ ચિન્હોની યોજના કરવામાં આવેલી છે વિશેષ તો શુ પણ એવા ચિન્હ સિવાય તત્ત્વવિચાર મનમા લાવવો પણ અશક્ય થઇ પડે છે માત્ર પ્રત્યેક શબ્દજ નહિ પરંતુ દશ્ય જગત્માનો પ્રત્યેક પદાર્થ પણ ચિન્હરૂપજ છે અદશ્ય ચૈતન્યરૂપ અધિષ્ઠાન ઉપરજ (ભીંતરૂપ અધિષ્ઠાન—આધાર ઉપર જેમ ચિત્ર ચિત્રાય છે ) આ સર્વ દશ્ય સૃષ્ટિ રચાયલી હોવાથી તે અદશ્ય પરમાત્માનાજ દશ્ય ચિન્હરૂપ છે અસ્તિત્વમાં આવેલી ચિન્હ-સૃષ્ટિ એ કેવળ મનુષ્યકૃતજ છે, અથવા તો એકાદ ધર્મના સર્વ વિદ્વાનોએ એકત્ર થઇને એકમતિથી ઠરાવ કરીને અમુક ચિન્હો નિર્માણ કર્યાં છે, એવુ નથી અનેક સૃષ્ટ પદાર્થોની પેઠે એ ચિન્હોની ઉત્પત્તિ પણ આપો આપજ થઈ છે જો એમ ન હોય તો અમુક વિશિષ્ટ ચિન્હ જોઇને અનેક વ્યક્તિઓના ચિત્તમા એકજ પ્રકારની કલ્પના આવવી જોઇએ નહિ, કેટલાક ચિન્હોનો તો સદાસર્વથા એક સરખોજ ઉપ યોગ થતો માલુમ પડે છે ખ્રિસ્તીધર્મનો ઉદય થયો ત્યારથીજ ક્રોસનું ચિન્હ પણ પ્રચારમા આવેલુ હોવાની તમારામાના ઘણાકોની માન્યતા હશે, પરંતુ ખરી હકીકત તેમ નથી ખ્રિસ્તીધર્મના જન્મપૂર્વે, મોઝીઝના જન્મ પૂર્વે અને વેદ પણ પ્રચારમાં આવ્યા ન હતા તે પહેલાં પણ એ ચિન્હ અસ્તિત્વમાં હતુ, એટલુજ નહિ પણ મનુષ્યનુ નામનિશાન પણ નહોતું તે પહેલાં પણ એ ચિન્હ અસ્તિત્વમા હતુ ફિની-શિયન અને ઍઝટેક્સ લોકોમા પણ એ ચિન્હનો ઉપયોગ થતો હોવાનુ જણાઈ ચૂકયુ છે, જગતની સર્વ પ્રજાઓમાં એ ક્રોસનુ ચિન્હ થોડા ઘણા ફેરફારથી પ્રચલિત છે. એવીજ રીતે વર્તુળનુ ચિન્હ પણ ઘણાજ પ્રાચીનકાળથી સર્વત્ર પ્રચારમા હોવાનુ

માલુમ પડે છે, અને 卐 આવું સ્વસ્તિકનું ચિન્હ પણ સર્વ કાળથી અને સર્વત્ર માલુમ પડે છે બૌદ્ધધર્મનો પ્રચાર થયો ત્યારથી સ્વસ્તિકનું ચિન્હ પ્રચારમાં આવ્યું એમ ઘણાકોના સમજવામાં છે, પરંતુ બુદ્ધના જન્મ પહેલાં એ ચિન્હનો સર્વત્ર ઉપયોગ થતો હતો એમ શોધથી માલુમ પડયું છે જૂના બાબિલોન અને મિસરદેશમાં પણ એ ચિન્હ અસ્તિત્વમાં હતું એ ચિન્હને કોઇ એક વિશિષ્ટ વ્યક્તિએ વિશિષ્ટ કારણપરત્વે પ્રચારમાં આણ્યું હોય એમ સિદ્ધ થતું નથી ત્યારે માનુષી હૃદય અને એ ચિન્હોમાં કાંઇ પણ અદૃશ્ય સંકેત હોવોજ જોઇએ ભાષાનો પણ એવોજ પ્રકાર છે અમુક વિદ્વાન્ માણસોએ ભેગા થઈ અમુક પદાર્થને અમુક નામ આપવું એવી રીતનો ઠરાવ કર્યો હોય, એવું કોઇ પણ રીતે માલુમ પડતું નથી ભાષાની રચના એ પ્રમાણે નિર્માણ થઇ નથી, પરંતુ ભાષાની ઉત્પત્તિ અને વૃદ્ધિ મનુષ્ય જાતિની ઉત્પત્તિ અને વૃદ્ધિની સાથે સાથે આપોઆપજ થઇ છે શબ્દના સંબંધવિના કલ્પના અને કલ્પનાના સંબંધવિના શબ્દ હોઇ શકેજ નહિ કલ્પના અને શબ્દનું અવિભક્તપણે સંમેલન થયેલું છે એમાંથી કોઇ પણ વિભક્ત થઇ શકતું નથી કલ્પના વ્યક્ત કરવામાટે બે પ્રકારના ચિન્હોનો ઉપયોગ કરવામાં આવે છે એક ધ્વનિચિન્હ અને બીજું વર્ણચિન્હ જન્મથીજ બહેરા અને મૂગા માણસોને ધ્વનિચિન્હોનો કાંઇ ઉપયોગ હોતો નથી મનુષ્યના મનમાં જે જે વિચાર આવે છે તેનું દૃશ્ય ચિત્ર તેના મન પટપર તુરતજ પડી જાય છે આર્ય તત્ત્વજ્ઞાનીઓએ એ ચિત્રને નામ–રૂપ એવી સંજ્ઞા આપી છે જેવી રીતે ભાષા કોઇ વિશિષ્ટ મનુષ્યોએ નિર્માણ કરી નથી તેવીજ રીતે ચિન્હોને પણ કોઇએ નિર્માણ કર્યાં નથી ધર્મતત્ત્વોનો પ્રત્યક્ષ આચાર શરૂ થતાંજ વિશિષ્ટ ચિન્હો પણ આપોઆપ પ્રચારમાં આવતા ગયા ધર્મના વિશિષ્ટ આચાર, દેવળો અને મસ્જીદો વિગેરે વિશિષ્ટ જગ્યાઓ નિર્માણ કરવાનું શું કારણ છે, એવા પ્રશ્ન સાંપ્રતકાળમાં અનેક લોકો અને નાનાં બાળકો સુદ્ધાં કરે છે, તોપણ દેવળમાં જઇને મૂર્તિને નમસ્કાર અથવા પ્રાર્થના કરનાર લોકની વર્તણુકમાં, અને તેમ નહિ કરવાના અભિમાનવાળા લોકોની વર્તણુકમાં, સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં કેટલોક ફેરફાર અવશ્ય માલુમ પડે છે દેવળો અને પૂર્વોક્ત ચિન્હો સંબંધી માનવીહૃદયમાં જે વિશિષ્ટ ભાવના સંલગ્ન હોય છે તે દેવળમાં જતાંની સાથે અથવા મૂર્તિના દર્શન થતાની સાથેજ જાગૃત થઇને તેનું પરિણામ મનપર થાય છે, અને તેથી કરીને આવા પ્રકારનાં વિશિષ્ટ ચિન્હોનો ત્યાગ કરવો જેમ યોગ્ય નથી, તેમ વગર સમજ્યે માત્ર દેખાદેખીથી ઉપયોગ કરવો એ પણ બહુ લાભકારક નથી. જો એનો વાસ્તવિક અર્થ સમજીને યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો એ પણ કર્મયોગનો એક રૂડો પ્રકાર બની રહે છે કર્મયોગશાસ્ત્રમાં બીજા પણ અનેક મહત્ત્વનાં અંગોનો સમાવેશ છે. વિચાર અને ઉચ્ચાર

એ બન્નેનો પરસ્પર સંબંધ શું છે, અને ઉચ્ચારનું એટલે કે વિચારના શબ્દસ્વરૂપનું સામર્થ્ય પણ કેટલું છે, તેનો નિશ્ચય કરવો, એ કર્મયોગનું એક અંગ છે. પ્રત્યેક ધર્મમાં શબ્દનું અતિશય મહત્ત્વ માનેલું છે એટલે સુધી કે "પ્રથમ શબ્દ હતો અને શબ્દમાથીજ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ" એમ કેટલાક તત્ત્વવેત્તાઓએ અનુમાન કરેલું છે પરમેશ્વરના મનમાં ઉદ્‌ભૂત થયેલો વિચાર શબ્દના રૂપમાં બહાર પડતાંજ તેણે સૃષ્ટિનું રૂપ ધારણ કરી લીધું પરમેશ્વરના મનમાં પ્રથમ વિચાર ઉદ્‌ભવ્યો, વિચારનું ઇચ્છામાં રૂપાંતર થયું, ઇચ્છાથી શબ્દ ઉત્પન્ન થયો, અને એ શબ્દે સૃષ્ટિનું રૂપ ધારણ કર્યું, એવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ થયેલી હોવાનો કેટલાક તત્ત્વવેત્તાઓનો મત છે

બળદની ખાંધીપર વારવાર ધુસરૂ ઘસાવાથી તે જગા કઠિન બની જઇને ત્યાં આવેલા જ્ઞાનતંતુઓ છેક જડ બની જાય છે, તેવી રીતે આપણા જ્ઞાનતંતુઓ પણ ચાલુ વ્યવહારોના ઘર્ષણને લીધે જડ અને સંકુચિત બની જાય છે અને જેમ જેમ વૃદ્ધાવસ્થા વધતી જાય છે તેમ તેમ એ સ્થૂળપણું પણ વૃદ્ધિ પામતું જાય છે તેજ પ્રમાણે આધુનિક સમયમાં જડવાદ અધિક મોહકરૂપમાં પ્રચલિત થવાથી, આપણી જ્ઞાનદષ્ટિપર એક જાતનું ગાઢ આવરણ બંધાઇ ગયું છે, અને તેથી આપણી સમક્ષ બનનારા સાધારણ બનાવોનું રહસ્ય પણ આપણે સમજી શકતા નથી, તથાપિ મનુષ્ય ગમે તેટલો જડ હોય તોપણ કેટલીકવાર એવા ચમત્કારિક પ્રસંગો બની આવે છે કે તેની જીજ્ઞાસા જાગૃત થયા વગર રહેતીજ નથી એવે પ્રસંગે "આ બનાવ આવો કેવી રીતે બન્યો" એવા વિચાર મનપર વારવાર આઘાત કરીને નિદ્રિત જીજ્ઞાસાને જાગૃત કરે છે, અને જીજ્ઞાસા જાગૃત થવી એજ જ્ઞાનપ્રાપ્તિના માર્ગનું પ્રથમ ચિન્હ છે શબ્દ અને સૃષ્ટિની ઉત્પત્તિ વિષેમાં જે વિવેચન કરવામાં આવ્યું છે, તેમાંથી સાત્ત્વિક વિચાર ક્ષણવાર બાજુ મૂકીએ તો રોજના વ્યવહારમાં ચિન્હોવડે બજાવવામાં આવતી કામગીરી ઓછા મહત્ત્વની છે એમ નથી હમણાં હું તમારી સાથે બોલું છું, તમારાથી થોડે દૂર ઉભો છું, તોપણ મારા ભાષણથી હવામાં ઉત્પન્ન થનારા તરંગો તમારા કાનમાં પ્રવેશ કરીને મન ઉપર કાંઇક પરિણામ ઉત્પન્ન કરે છે એ પરિણામને અટકાવવાનું કાર્ય તમારી સત્તાની બહાર છે. તમને યત્કિંચિત્ પણ સ્પર્શ ન કરતાં, તમારા મન ઉપર હું આટલે છેટેથી ખળભળાટ ઉત્પન્ન કરી શકું છું, એ શું ચમત્કાર નથી !

એક મનુષ્ય બીજા મનુષ્યને મૂર્ખ કહે છે, એટલામાંજ બીજો મનુષ્ય ગુસ્સે થઇને તેને તમાચો લગાવી દે છે એ શબ્દનું-ચિન્હનુંજ પ્રત્યક્ષ સામર્થ્ય છે. કોઇ સ્ત્રી શોકગ્રસ્ત થઇને રુદન કરે છે, એટલામાંજ એક બીજી સ્ત્રી આવીને તેને મધુર વચનથી આશ્વાસન આપે છે કે તુર્તજ તેનો શોક દૂર થઇ ક્ષણ પૂર્વેજ જે મ્લાન

વદન હતુ, તે બદલાઇ જઇ તેની જગ્યાએ મદ હાસ્ય પ્રકાશી રહે છે શબ્દનુ કેવુ સામર્થ્ય છે તેનો અનુભવ આમ અનેકવાર આપણને મળી શકે છે, શુ તત્વ-વિચારમા કે શુ સામાન્ય વ્યવહારમા, પરતુ ધ્વનિચિન્હનુ સામર્થ્ય એક સરખીજ રીતે જોવામાં આવે છે, છતા કોઇ પણ જાતનો વિચાર કર્યા વગર એ સામર્થ્યનો આપણે રાત્રિ દિવસ ગમે તેમ ઉપયોગ કર્યા કરીએ છીએ, અને એ શકિત સબધી કોઇ પણ જાતનો વિશેષ વિચાર કે આશ્ચર્ય આપણને થતુ નથી એજ નવાઇ ભરેલુ છે એ સામર્થ્યનો ઉપયોગ બરાબર સમજીને તેનો યોગ્ય ઉપયોગ કરવો, એ પણ કર્મયોગનુ એક અગ છે,

બીજાઓના ભલાને માટે કરાતા કર્મોને પરોપકારના અથવા જનસેવાના કામો કહેવામા આવે છે પરોપકારના કાર્ય કરવામાં આપણે બીજાઓનેજ મદદ કરીએ છીએ એમ બાહ્યદષ્ટિથી દેખાય છે, પણ ખરૂ જોતાં તો તેમ કરવામા આપણે આપણુ પોતાનુ પણ ભલુ કરીએ છીએ, અર્થાત્ બીજાઓનુ ભલુ કરીને આપણે આપણી જાતનેજ મદદ કરીએ છીએ આપણે કેવળ લોકોને મદદ કરવામાટેજ કાર્યો કરવા જોઇએ, અને એજ આપણુ લક્ષ્ય હોવુ જોઇએ, પરતુ તત્ત્વદષ્ટિથી વિચાર કરીશુ તો માલૂમ પડશે કે આપણા વગર જગતનુ કાર્ય જરા પણ અટકી પડે તેમ નથી આપણો જન્મ થતા પહેલા પણ જગતનો વ્યવહાર ચાલ્યા કરતો હતો, અને આપણા જન્મ પછી પણ તે ચાલ્યાજ કરશે એક ખ્રિસ્તિ ઉપદેશકનુ ધાર્મિક પ્રવચન એક વખત મારા વાચવામા આવ્યુ તેમાં લખ્યુ હતુ, કે " આ સૃષ્ટિ ઘણીજ સારી છે, કારણ કે તેના પ્રતાપે અન્યને મદદ કરવાની તક આપણને મળે છે " સ્થૂળ દષ્ટિથી તો આ સૂત્ર ઘણુજ સુંદર લાગે છે, પણ વાસ્તવિક વિચાર કરીશુ તો સૃષ્ટિકર્તાની નિદા કરવા જેવુજ તે છે જગત્ જાણે કે આપણી મદદની વાટજ જોઇ રહ્યુ હોય એવો જે ધ્વનિ એ વાકયમાથી નીકળે છે, તે જગતને અને તેને પરિણામે ઈશ્વરને ઉતારી પાડનારોજ છે જગત્ શુ એટલુ બધુ પાગળુ છે કે તમારી મદદ વગર તે અટકી બેસે? જગત્ અનત પ્રકારના દુખોથી વ્યાપ્ત છે, અને દુખીઓનુ સકટ હરવાને માટે આપણે તેમને મદદ કરવી જોઇએ એ વાત ખરી છે, પરતુ એવી મદદ કરવાને પરિણામે એવા અનેક અનુભવો પછી આપણને સમજાય છેજ કે એથી કરીને વિશેષ હિત તો આપણુ પોતાનુજ થાય છે હું જ્યારે નાનો હતો, ત્યારે મારી પાસે થોડા સફેદ ઉદરો હતા એ ઉદરોને એક નાની પેટી જેમાં બે ત્રણ નાનાં ચક્કરો ગોઠવેના હતા તેમા રાખવામા આવતા હતા એ ઉદરો ચકકરો ઓળગીને પેટીની પેલી બાજુપર જવામાટે તે ચક્કરોપર ચ્હડતા કે તુર્તજ તે ચક્કરો ગતિમાન થતા. અને છેવટે ઉદરો ચાલી ચાલીને થાકતા તો પણ ત્યાંના ત્યાજ રહી જતા દુનિયા અને તેને મદદ કરવાની વાત પણ એના

જેવીજ છે. આવા કૃત્યોનો વાસ્તવિક ઉપયોગ અને પરિણામ એજ છે કે એથી કરીને તેવા કાર્ય કરનારનુ બળ વધે છે, સુધરે છે અને દઢ થાય છે તત્ત્વદૃષ્ટિથી જગતનુ સારૂ અથવા નઠારૂ એવુ કાઇ સ્વરૂપજ નિશ્ચિત નથી જે જેવી દૃષ્ટિથી અવલોકન કરે છે, તેને તેવા સ્વરૂપમા તે ભાસે છે, અને એવી રીતે પ્રત્યેક મનુષ્ય પોતપોતાનુ નવીન જગત્ નિર્માણ કરે છે જન્માધ પુરુષ જગત્ ઠડુ છે, ઉષ્ણુ છે, કઠિન છે અથવા મૃદુ છે, એવા પ્રકારનો જગતના વિષયમા અભિપ્રાય આપશે કબીરજીને કોઇએ પૂછ્યુ કે, " ના જાનુ તેરા રામ કૈસા હે ?" ત્યારે તેમણે કહ્યુ હતુ કે, " રામ જૈસેકુ તૈસા હે " સાધારણ રીતે કોઈ મનુષ્યના સબધમાજ વિચાર કરીશુ તો તેનુ નિશ્ચિત સ્વરૂપ અમુક છે એમ ઠરાવી શકાશે નહિ. એક કહેશે કે એ લુચ્ચો છે, બીજો કહેશે કે સારો છે ત્રીજો કહેશે કે ઘણોજ પ્રેમાળ છે તો ચોથો કહેશે કે દુષ્ટ છે મતલબ કે તે વ્યક્તિ સબધી જેને જેવો અનુભવ હશે તે તેને તેવો સમજશે વસ્તુત આપણે દરેક મનુષ્ય સુખ–દુ ખ બન્નેના મિશ્રણુ રૂપ છીએ, આપણે એટલે કે સુખ–દુ ખને રહેવાના ઘરો મારા આ કથનનો અનુભવ આપણા આયુષ્યમાં હજારો વખત મળ્યો હશે તરુણ પુરુષો આશાવાદી અને વૃદ્ધ પુરુષો નિરાશાવાદી હોય છે, એ સામાન્ય નિયમ છે યુવાન પુરુષોને આયુષ્યનો મોટો ભાગ બાકી રહેલો હોવાથી પોતાની ઇચ્છાઓ ભવિષ્યમાં તૃપ્ત થશે એમ આશા હોય છે વૃદ્ધોનો ઘણોખરો કાળ વહી ગયેલો હોવાથી અતૃપ્ત રહેલી આશાઓ તેમના હૃદયને બાળ્યા કરે છે, પરતુ એ પ્રમાણે સમજવામા વૃદ્ધ અને તરુણ બને ભૂલે છે મનુષ્ય જે દૃષ્ટિથી વિચાર કરે છે તે દૃષ્ટિને લીધેજ તે પોતાને સુખી અથવા દુ ખી માને છે, પછી ભલે તે વૃદ્ધ હો કે યુવાન હો, કારણુ કે " સુખ વા દુ ખ વાસ્તવિક રીતે મનના ભાવ છે, ' એ વાત નહિ જાણવાને લીધેજ " અમુક જીવન સુખનુ છે " અને " અમુક જીવન દુ ખનુ છે, " એમ મનથી માની લઇને મનુષ્યો હસે છે વા રડે છે ! ઉદાહરણુ તરીકે–અગ્નિ એ સ્વત સુખમય પણુ નથી તેમજ દુ ખમય પણુ નથી જ્યારે કડકડતી ટાઢ પડે છે, અને તાપવા બેસીએ છીએ ત્યારે કહીએ છીએ, કે " અહાહા, અગ્નિ કેવો સુખદાયક છે ! " પણુ એટલામાજ કદાચ એકાદ તણુખો ઉડીને દઝાડે છે તો એજ અગ્નિને દોષ દેવાને પણુ આપણેજ તૈયાર થઇ જઇએ છીએ, પરતુ વાસ્તવિક વિચાર કરીશુ તો, અગ્નિએ એ પૈકી સુખ અથવા દુ ખ કાંઇ પણુ આપણુને આપ્યુ નથી ઉભય ભાવના આપણાજ હૃદયમા હતી તે પ્રસગ પ્રાપ્ત થવાથી જાગૃત માત્ર થઇ આપણે અગ્નિનો જે પ્રમાણે સદુપયોગ કે દુરુપયોગ કરીએ તેજ પ્રમાણે તે તે સમયે તે આપણેમાટે સુખદાયક અથવા દુ ખદાયક થઇ પડે છે, અને કશો ઉપયોગ ન કરતા અલગ રહીએ તો એમાં તો એકે પ્રકારનો અનુભવ નથી થતો. જગત સબધી પણુ એજ ખરો સિદ્ધાંત છે.

જગત્ એ સ્વત અત્યત પૂર્ણાવસ્થામા છે એટલે કે જે કાર્યને માટે જગત્‌ની ઉત્પત્તિ થઈ છે, તે કાર્ય પૂર્ણ કરવાનાં સાધનોથી તે ભરપૂર છે, અને તેટલામાટે આપણે પૂર્ણ ખાત્રી રાખવી જોઇએ, કે આપણા સિવાય પણ જગત્‌નો વ્યાપાર સારી પેઠે ચાલીજ શકશે, પરતુ એ વાત સત્ય છે તેટલીજ આ વાત પણ સત્યજ છે કે કર્મ કર્યા વિના આપણે ક્ષણ પણ રહી શકીએ તેમજ નહિ હોવાથી આપણે કર્મ તો કરવાંજ પડવાનાં. વળી આપણને એક યા બીજા પદાર્થની કે સ્થિતિની પણ આવશ્યકતા રહ્યાજ કરે છે, તો પછી કર્મ કરવા તે અમુક રીતે અને અમુક પ્રકારનાંજ કરવા જોઇએ કે જેથી કરીને આપણે અત્યાનદમય પૂર્ણતાએ પહોચી શકીએ એ પ્રકાર અને એ રીત તે એજ છે કે આપણે એ પૂર્ણતા સિવાય બીજી કોઈ પણ કામના ન રાખતા પૂર્ણ નિષ્કામભાવે અને જેથી કરીને બીજાઓને કાંઇ પણ સુખ પહોચે એ પ્રકારનાંજ કર્મ કરવા જોઇએ. અર્થાત્ આપણે સર્વોદિત પરોપકાર કરવોજ જોઇએ, કારણ કે તેમ કરવુ એ આપણા પોતાને માટે જરૂરનુ, કલ્યાણપ્રદ અને વાસ્તવિક ઉન્નતિમાટે એ એકલોજ સારામા સારો ઉપાય આપણા હાથમા છે

ઉપર કહ્યુ તેવી સમજ આપણા અતકરણમા ઠસીને જ્યારે પરોપકારબુદ્ધિ સદા જાગૃત રહ્યા કરે છે, ત્યારે તે બુદ્ધિ આપણામા એક મહાન્ પ્રચડ ચાલક શક્તિનુ રૂપ ધારણ કરે છે. વળી પરોપકારમા ખરેખર આપણુજ હિત થાય છે એ સિદ્ધાંત સમજાયા પછી કોઇ પણ દુખી યા ભીખારીને કાંઇ આપવાની ઇચ્છા તમને થાય ત્યારે છાતી કાઢીને ઘણા અભિમાન સાથે ' લે અલ્યા ભિખારી " એમ તમારે કહેવું' કે માનવુ જોઇએ નહિ, પરતુ અતરમા ઉપકારવૃત્તિને જાગૃત કરવાનો એણે જે પ્રસગ આપ્યો છે, ત્હેને માટે તેનો આભાર માનીને લાગણીપૂર્વકજ જે કાંઇ દાન આપવુ હોય તે શાંતપણે આપવુ જોઇએ

આપણે સમજવુ જોઇએ કે દાન લેનાર આપણો ઋણી થતો નથી પણ આપણને આપણા પદાર્થનો સદુપયોગ કરવાની તક આપનો હોવાથી આપણેજ તેના ઋણી બનીએ છીએ. *

ઉપર લખ્યા મુજબની ઉમદા સમજણપૂર્વક પરોપકારના કાર્ય કરનારને જે માનસિક ઉન્નતિ અથવા મનોબળ પ્રાપ્ત થાય છે, તે દાન લેનારને પ્રાપ્ત થતા નથી. વળી એવી રીતે કરાતાં પરોપકારના કૃત્યોથી કર્તાની અહકારવૃત્તિનો નાશ થવા માડે

* હિદમા લાખો સાધુ બ્રાહ્મણો વગેરે દાન લઈને આળસુ બની રહેલા છે તેમણે દાતાઓ પ્રત્યેના ઉપલા ઉપદેશથી ફુલાવાનુ અને વધુ ભીખ માગવા મડી પડવાનુ નથી, પરતુ ખરા દીન દુખી તેમજ ત્યાગીઓની સેવામાજ વાપરવા યોગ્ય પદાર્થોને પોતાની પાછળ વપરાતા સમજીને લજવાવાનુ અને એવા મહાપાપમાથી છુટા થવાનુ છે મત્રી સ. સા

છે, એટલે મનુષ્યની પૂર્ણત્વ તરફ ગતિ થવા માડે છે, આટલા માટેજ જે કોઇ પ્રાણી આપણને આપણી ઉદારતાનો પ્રયોગ પોતાના શરીરપર કરવાની તક આપે છે, તેનો આપણે ઘણોજ આભાર માનવો જોઇએ. પ્રત્યેક પરોપકારનુ કૃત્ય આપણી ક્ષુદ્રવૃત્તિનો નાશ કરીને આપણને પવિત્ર કરી પૂર્ણાવસ્થા તરફ લઇ જાય છે, તેથી પરોપકાર કરીને ફુલાઇ જવાનુ અથવા બડાશ હાકવાનુ જરા પણ કારણ નથી

તમારી પાસે લાખો અને કરોડોનુ ધન હશે તો પણ તમે કરી કરીને શુ કરી શકવાના હતા? બહુ તો તમે એકાદ કોલેજ, બોર્ડીંગહાઉસ, હૉસ્પીટલ, ટાઉન હૉલ કે પછી કોઇ ઑફીસરનુ પૂતળુ ઉભુ કરશો અથવા કોઇ ઉપરી અમલદારને મોટી મીજબાની આપશો, પણ વિશ્વશક્તિની દૃષ્ટિમાં એવી લાખી લચક યાદીની કિંમત કેટલી છે? '**बाडी बीचमें बंगला बनाया, रचा कमलका फूल।**' એ વાત ખરી પણ પાચજ મિનિટમાં એકાદ પ્રચડ વાવાઝોડુ આવે, અર્થાત્ વિશ્વમાંની એકાદજ પ્રચડ શક્તિ જાગૃત થાય તો શુ થાય? એકજ જ્વાલામુખી પ્રકટ થાય તો બસ એ તમારી હૉસ્પીટલો, તમારા ટાઉનહૉલ, તમારા પ્રચડ શહેરો, તમારા લાબાલચ રસ્તા અને તમારી હજારો ઇમારતો વગેરે સર્વને ભસ્મીભૂત કરી મૂકે અને "**दो घडीमें देखना भाइ आखर धूलकी धूल**" માટે પરોપકારના કામ કરી અભિમાની બનવુ, એના જેવી કોઇ પણ મૂર્ખતા નથી, આપણી મદદની વાટ જોઇને દુનિયા બેસી રહી નથી, પરતુ પરોપકાર કરવાથી આપણી પોતાનીજ ઉન્નતિ થાય છે એ વાત નિત્ય લક્ષમા રાખી, સદા નિરભિમાનપણે અને આધારવૃત્તિ પૂર્વકજ તે બાબતમાં રત રહેવુ જોઇએ સ્વત્વને ભૂલી જઇને પૂર્ણત્વ પ્રાપ્ત કરવાનો એજ માર્ગ છે આપણી દૃષ્ટિએ પડતો પ્રત્યેક ભીખારી આપણી ઉપકારબુદ્ધિને જાગૃત કરી ઊલટો આપણનેજ ઋણી બનાવે છે મારાથી જગતનુ અમુક ભલુ થયુ અથવા મારાવડેજ અમુક તમુકનુ ભલુ થયુ એ વિચારોજ મૂર્ખપણાના છે, એથી કરીને અયોગ્ય અહકારની વૃદ્ધિ થાય છે, અને જેથી મિથ્યાભિમાનની વૃદ્ધિ થાય તેવા પ્રત્યેક વિચારનુ પરિણામ દુખજ હોય છે કોઇ મનુષ્યને આપણે કાઇ આપ્યુ અને તેના તરફથી કૃતજ્ઞતાદર્શક શબ્દોની કામના હોવા છતા તે એક શબ્દમાત્ર પણ બોલ્યો નહિ એટલે આપણી અહકારવૃત્તિને તુરતજ આઘાત પહોચે છે અને ક્ષણભર આપણે ઘણાજ દુખી થઇએ છીએ આપણે જે કાઇ કરીએ છીએ તેનુ કાંઇપણ લૌકિક પ્રતિફળ આપણને મળે એવી આશા રાખવી એજ ભૂલ છે તેણે ઉપકાર કરવાની તક પ્રાપ્ત કરાવી તેનો આભાર માનવો એજ યોગ્ય છે પરમેશ્વરના પૂજનનો આ એક અતિ ઉત્કૃષ્ટ માર્ગ છે દાતૃત્વબુદ્ધિરૂપી સૌભાગ્ય સર્વના નશીબમાં હોતુ નથી. એવી બુદ્ધિ એ એક પ્રકારનો હક્ક છે એવો હક્ક આપણને પ્રાપ્ત થયો અને તે અમલમાં આવ્યો તે બદલ

આપણેજ કૃતજ્ઞ થવુ જોઇએ કોઇપણ જાતના "પ્રતિફલની અપેક્ષા ન કરવા જેટલી અલિપ્તતા જાગૃત થઇ એટલે નિરાશાનુ દુ ખ થવાની ભીતિ દૂર થઈ સમજવી. આપણે કાંઈ કરીએ અથવા ન કરીએ તોપણ જગત્ સુખદુ ખના અનુભવ લેતુ અનત કાળથી ચાલ્યુ આવે છે તેમ ચાલ્યાજ કરશે

એક ગામમા એક ઘણોજ ગરીબ માણસ રહેતો હતો તેને પૈસા મેળવવાની ઘણીજ તીવ્ર ઇચ્છા હતી એક વખતે તેણે એવુ સાંભળ્યુ કે, જો ભૂત—પ્રેતને વશ કરવામા આવે તો તે પૈસા અથવા જે કાઇ જોઇએ તે તત્કાળ આણી આપે, જેથી તેને ભૂતને વશ કરવાની ઘણીજ તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ કોઈ ભૂતને પ્રાપ્ત કરાવી આપે એવા મનુષ્યની શોધમાં તે માણસ નીકળી પડયો શોધતા શોધતાં સિદ્ધિ પ્રાપ્ત કરેલા એક મહાત્મા મળી આવ્યા અને તેમને મદદને માટે ઘણીજ પ્રાર્થના કરી કહ્યુ કે, " મહારાજ ! મને એકાદ ભૂત વશ કરી આપો " મહારાજે કહ્યુ, " બચ્ચા, તારે ભૂતને વશ કરીને શુ કરવુ છે ? " પેલાએ કહ્યુ કે, "મહારાજ, જે ઇચ્છા થાય તે પાર પાડવાની શક્તિ ભૂતની પાસે હોય છે, માટે મારૂ કામ કરવા સારૂ એકાદ ભૂત પ્રાપ્ત કરાવી આપો " મહાત્માએ કહ્યુ કે ગાંડા ! એવો ખોટો નાદ મૂકી દે, નહિ તો દુ ખી થઈશ, માટે શાંત થઇ ઘેર ચાલ્યો જા " બીજે દિવસે પાછો તે માણસ મહારાજ પાસે આવ્યો અને ઘણુ રડવા લાગ્યો અને પ્રાર્થના કરી કે, "મહારાજ એક ભૂત તો મને જરૂર આપો " છેવટે મહારાજને કટાળો આવ્યો અને કહ્યુ કે, " લે આ તાવીજ તારી પાસે રાખજે અને મત્રનો વારવાર ઉચ્ચાર કરજે, એટલે એક ભૂત તારી પાસે આવશે, અને તુ જે કરવા કહીશ તે તત્કાળ કરી આપશે, પણ યાદ રાખજે કે ભૂતની જાત ઘણી ખરાબ હોય છે તેને રાત્રિ દિવસ કામ બતાવજે, અને જો કાઇ કામ બતાવી શકીશ નહિ તો તે તનેજ જીવતો ખાઈ જશે " પેલા માણસે કહ્યુ કે "ઓહો ! એમા શુ! કામ તો મારી પાસે ઘણુએ છે" એમ કહી મહારાજની રજા લીધી પછી તે એક જગલમાં ગયો, અને કેટલાક વખત સુધી પેલા મત્રનો જપ કરવાથી એક પ્રચડ ભૂત ત્યાં આવીને ખડો થયો અને કહેવા લાગ્યો કે "મત્રના બળથી હું તારે વશ થયો છુ પરતુ મને હમેશા કાઇપણ કામ બતાવવુ પડશે, અને જો એક ક્ષણ માત્ર કામ વગરજ રાખીશ તો, તને જીવતો ખાઈ જઇશ ' પેલા મનુષ્યે કહ્યું કે, મારે માટે એક રાજમહેલ બાંધી આપ" ભૂતે કહ્યું કે, " તૈયાર છે, જુઓ પેલો મહેલ તૈયાર થઇ ગયો " પેલા ગરીબ માણસે કહ્યુ કે, "ચાલ મને પૈસા લાવી આપ" ભૂતે કહ્યુ કે, "જો આ તારા મોંઢા આગળ આવીને પડયા " ગરીબ માણસ બોલ્યો કે, "આ સઘળા ગાઢ જગલને કાપી નાખીને ત્યા એક મોટુ શહેર વસાવી દે" ભૂતે કહ્યુ કે, શહેર તૈયાર થઇ ગયુ હવે શુ આજ્ઞા છે ? ચાલ બતાવ." પેલો

માણસ તો આ બધુ જોઇને ગભરાવા લાગ્યો અને મનમાં વિચારવા લાગ્યો, કે આને તો જે પણ "કાર્ય બતાવીએ છીએ તે એક ક્ષણમાત્રમા કરી નાખે છે, અને હવે તો એને બતાવવા જેવુ એક પણ કાર્ય મારા વિચારમાં પણ નથી આવતુ?" પેલો ભૂત કહેવા લાગ્યો, મને કાઈ કામ બતાવ નહિ તો તને ખાઇ ગયો જાણજે પેલો માણસ તો ઘણો ગભરાવા લાગ્યો અને ઘણોજ વિચાર કર્યો પણ કાઇ રસ્તો સુજ્યો નહિ એટલે છેવટે નાઠો અને પેલા મહતની પાસે જઇને કહેવા લાગ્યો, "ઓ મહારાજ! બાપુજી મને જીવનદાન આપો" મહતે પૂછ્યુ "અરે ભાઇ શુ છે?" પેલો મનુષ્ય બોલ્યો "મહારાજ, પેલા ભૂતને હુ જે કાઇ કામ બતાવુ છુ તે એક ક્ષણમાત્રમાં કરી નાખે છે, અને હવે એને આપવા સારૂ કાઇ પણ કામ સુજતુ નથી; તેથી મને તે ખાઈ જવા તૈયાર થયો છે" એટલામાજ પેલો ભૂત ત્યા આવી પહોચ્યો અને પેલા મનુષ્યને કહેવા લાગ્યો, તને ખાઇ જાઉં છુ." ભૂત એને એ વખતે ખાઇ ગયો હોત, પણ પેલો બીચારો થરથર કપવા લાગ્યો અને મહતને પ્રાર્થના કરવા લાગ્યો કે, "ઓ મહારાજ, બાપજી, મને બચાવો, મને બચાવો, હુ મરી ચાલ્યો" મહતે કહ્યુ, "તને બચાવાનો એક રસ્તો બતાવુ છુ જો બહાર પેલુ એક કૂતરૂ ઉભુ છે, એ કૂતરાને પકડીને તેની પૂછડી સીધી કરી નાખવાનુ" આ ભૂતને કહે". પેલા માણસે એજ પ્રમાણે ભૂતને આજ્ઞા કરી ભૂતે કૂતરાની પૂછડી પકડી અને ઘણીજ સાવધ-તાથી ધીમે ધીમે સીધી કરી, પરતુ જર્યા તેના પરથી હાથનો દાબ જરાક દૂર થયો ન થયો કે પાછી વાકીને વાકીજ! ફરી પાછી ઘણીજ મહેનતથી અને સાવધાનતાથી તેને સીધી કરી, પણ હાથ ખસ્યો કે પૂછડી વાકીને વાંકી! એવી રીતે ઘણા પ્રયાસો કર્યા પણ તે પૂછડુ સીધુ થયુ નહિ છેવટે ભૂત કટાળ્યો અને કહેવા લાગ્યો કે, "મારા જન્મભરમાં આવુ કટાળાભરેલુ કામ મે કર્યું નથી. હુ એક જૂનો બ્રહ્મરાક્ષસ છુ, અને દરેક કાર્ય કરવામાં કુશળ છુ, પણ આવુ તો એક પણ કાર્ય મારે કરવાનુ આવ્યુ નથી, માટે હવે હુ તારી સાથે મૈત્રી કરવાને તૈયાર છુ. તુ મને મુક્ત કર અને હુ તને અત્યારસુધી આપેલી સઘળી મિલ્કત બક્ષીસ આપુ છુ, અને હવે પછી ભવિષ્યમા કોઇ પણ રીતે તને નુકશાન કરીશ નહિ એવુ વચન આપુ છુ" ભૂતની આ વાતથી પેલો મનુષ્ય ઘણોજ ખુશી થયો અને તેની પ્રાર્થનાનો અત્યત આનદપૂર્વક સ્વીકાર કર્યો

આ જગત્ પણ કૂતરાની પૂછડી જેવુ વાકુ છે અનેક મનુષ્યો હજારો વર્ષથી તેને સીધુ કરવાના પ્રયત્નો કરતા આવ્યા છે, પણ હાથમાંથી જરાક છૂટયુ કે પાછુ વાકુને વાકુજ! અને એ પ્રમાણેજ હમેશા ચાલવાનુ. માટે પ્રત્યેક મનુષ્યે અલિપ્તપણે કર્મ કરતાં શીખવુ જોઇએ અને ધર્મઘેલા બનવું જોઇએ નહિ જગત્મા ધર્મઘેલાપણુ હોત નહિ તો જગત્ની ઉન્નતિ ઘણી વધારે થઈ હોત ધર્માધતાને

લીધે તો લોકોમા ઉલટા રાગદ્વેષ અને ક્રોધાદિ અવગુણોની વૃદ્ધિ, મારામારી અને કાપાકાપી થાય છે. આપણે જે કાઇ કરીએ વા ઇચ્છીએ છીએ તેજ ઉત્તમ છે; આપણી પાસે છે તેવુ જગતમા કોઇની પાસે છેજ નહિ, અને બીજા મનુષ્યોની પાસે જે કાંઇ છે અથવા તેઓ જે જે કરે છે તે સઘળુ ખોટુ છે, આમ માન્યા કરવાનુ મનુષ્યને સ્વાભાવિક વલણ રહ્યા કરે છે, પરતુ જ્યારે પણ એવુ ધર્મઘેલાપણુ જાગે ત્યારે પેલી કૂતરાની વાંકી પૂછડીનુ સ્મરણ કરજો જગતના નાદમા લાગીને આપણે ધર્માંધ ન બનતા અલિપ્તપણે કર્મ કરતા રહેવુ એજ આપણુ કર્તવ્ય છે કિંચિત્ પણ ધર્મઘેલાપણુ આપણામા હશે ત્યાંસુધી ખરા સત્કાર્યો આપણા હાથે કદિ પણ થનાર નથી જેના ચિત્તમાથી અહંકાર નષ્ટ થયેલો છે, જેના હૃદયમા શાંતિએ વાસ કર્યો છે અને ખરો પ્રેમ અને સહાનુભૂતિ જેના હૃદયમા ઉત્પન્ન થયા છે, તેજ મનુષ્ય સત્કર્મ કરીને બીજાઓને ઉપયોગી થઈ પડે છે, અને પોતાનુ કલ્યાણ પણ સાધી શકે છે સહાનુભૂતિનો ખરો અર્થ ધર્માંધ મનુષ્ય સમજી શકતો નથી, તેથી જગતના દુખો હલકા કરવાનુ તેમજ પોતાનુ કલ્યાણ પણ તેનાથી થઇ શકતુ નથી

હવે આજના વ્યાખ્યાનના અગત્યના મુદ્દા હુ ટુકાણમા કહી સંભળાવીશ જગત્ આપણુ ઋણી નથી, પણ આપણે જગતના ઋણી છીએ, અને જગતને સહાયતા કરવી એનુ નામ આપણા પોતાનાજ કલ્યાણને માટે પ્રયત્ન કરવો એવુ છે, એ વાત ખાસ ધ્યાનમા રાખવી જોઇએ બીજો ધ્યાનમા રાખવા જેવો મુદ્દો એ છે કે જગત્ તમારી કે મારી મદદની વાટ જોઇ બેસી રહ્યુ નથી પણ જગત્મા પરમેશ્વરનુ અસ્તિત્વ હોઇ તેજ તેનો નેતા અને શાસક છે, તે સર્વવ્યાપક, અજરામર, સર્વશક્તિમાન, સતતોદ્યોગી, સર્વજ્ઞ, વિશ્વભર, અનાદ્યનત અને સમગ્ર પ્રાણીમાત્રનો રક્ષક છે જગતનાં સર્વ વ્યક્ત અને અવ્યક્ત રૂપો તેનાજ હોઇને જ્યારે સમસ્ત જગત્ નિદ્રાવશ થાય છે ત્યારે પણ તે તો જાગતોજ હોય છે ત્રીજો મુદ્દો એ છે કે આપણે કોઇનો પણ દ્વેષ કરવો નહિ આ જગત્ જેમ શુભાશુભના મિશ્રણથી ચાલે છે તેમ અનતકાળસુધી ચાલ્યાજ કરવાનુ, છતાં પણ આપણા સ્વભાવનો આપણી ઉન્નતિમાં ઉપયોગ કરી લેવા સારૂ ગરીબ ગરીબાં તરફ દયાભાવ રાખી બનતી મદદ કરવી અને પાપીઓ ઉપર પણ પ્રીતિભાવ રાખવો એ આપણુ કર્તવ્ય છે જગત્ એ નીતિમત્તાની મોટી કસરતશાળા છે કસરત કરવાથી જેમ મનુષ્ય શરીરે હષ્ટપુષ્ટ થાય છે, તેમ આ જગતરૂપી વ્યાયામશાળામાં કસરત કરીને મનુષ્યે મનને અધ્યાત્મ સામર્થ્યથી અધિકાધિક હષ્ટપુષ્ટ અને વિશુદ્ધ કરવાનુ છે ચોથુ એ છે કે આપણે એ કોઇપણ કાર્યમા ધર્મઘેલા–ધર્માંધ થવાનુ નથી, કારણ કે ધર્માંધપણુ એ સર્વથા પ્રેમથી વિરુદ્ધ છે ધર્માંધ પુરુષો ઘણી વખત એમ કહે છે કે, "અમે પાપીને ધિક્કારતા નથી પણ પાપને ધિક્કારીએ છીએ,"

પરંતુ પાતક અને પાતકીમાં રહેલા ખરેખરા ભેદને જાણનારો જો કોઇ પણ મનુષ્ય મારી જાણવામાં આવે તો દુનિયાના આ છેડેથી પેલા છેડાસુધી પગે ચાલીને તેના દર્શન માટે હું જવા તૈયાર છું એવું વચન બોલવું ઘણું સહેલું છે પણ પ્રત્યક્ષ અનુભવ થવો બહુજ દુષ્કર છે જો પદાર્થનું સત્યસ્વરૂપ અને તેના ગુણ ભેદને સમજવાની શક્તિ આપણામાં આવે તો આપણે તેજ ક્ષણે પૂર્ણ સ્થિતિએ પહોચ્યા એમજ સમજવું. જેમ ક્ષોભ ઓછો થતો જાય, તેમ તેમ આપણે અધિક પ્રેમાળ થતા જઇશું અને આપણાં કર્મો પણ પહેલાના કરતા વિશેષ ઉચ્ચ કોટીના તેમજ નિષ્કામતા તથા નિર્લેપતાવાળા થવા માડશે

---

# कर्मयोग--प्रकरण छहुं

## અનાસક્તિ એજ અહંકારનાશ

જેવી રીતે આપણાં કર્મોનું પરિણામ આપણને ફળરૂપે મળે છે, તેવીજ રીતે આપણાં કર્મોનું પરિણામ બીજાપર અને બીજાના કર્મનું પરિણામ આપણાપર પણ થાય છે ઘણી વખત આપણે જોઇએ છીએ, કે કોઈ મનુષ્યે એકવાર દુષ્કર્મ કર્યા પછી તેની બુદ્ધિ દિવસે દિવસે બગડતી જઇને તે અધિક દુષ્કર્મો કરતો જાય છે, અને તેવીજ રીતે શુભ કર્મ કરવાથી બુદ્ધિ શુદ્ધ થઇને દિનપ્રતિદિન અધિકાધિક શુભ કર્મો કરતો જાય છે. એ ઉપરથી સમજાય છે કે કર્મનું પરિણામ કરનારના પોતાના ઉપર થાય છે જડ પદાર્થોનું અવલોકન કરવાથી પણ એજ વાત સિદ્ધ થાય છે આપણે કોઈ એક કાર્ય કરતા હોઇએ છીએ ત્યારે આપણું મન અને આપણા તરંગો પણ તેજ કાર્યમા મગ્ન હોય છે, અને તે લહરીઓનું પરિણામ આપણા જેવાં બીજા સજાતીય મનોપર પણ થઇને તેમનામા પણ તેવાજ તરંગોને જાગૃત કરે છે એક ઓરડામાં એકજ સ્વરના બે ત્રણ વાદિત્રો મૂકીને તેમાથી એકાદને વગાડવામાં આવે, તો તેમા જે પ્રકારનો અવાજ ઉત્પન્ન થઇને હવામાં જેવા તરંગો ઉત્પન્ન કરે છે, તે તરંગો તેજ ઓરડામાના બીજા વાદિત્રોપર અથડાઇને તેમાથી પણ તેજ પ્રકારના સજાતીય તરંગો ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે મારા મનમા જે તરંગો ઉત્પન્ન થાય છે, તેનું પરિણામ મારા જેવાં અન્ય સજાતીય મનોપર થઇને તેમનામા પણ તેવાજ વિચારો જાગૃત થાય છે એ વિચારતરંગોની અસર પ્રત્યેક મનપર એકસરખા પ્રમાણમા નહિ થતા વધારે ઓછા પ્રમાણમાં થાય છે, તેનું કારણ તે તે મનુષ્યની માનસિક પરિસ્થિતિ હોય છે બીજા મનો ઉપર એ કારણને લીધે આપણી માનસિક

લહરીઓનુ પરિણામ ઓછુ યા વધારે થાય છે પણ તે થવાનુ તો ખરૂંજ મારા મનમાં એકાદ દુષ્ટ કૃત્ય કરવાનો વિચાર ઉદ્દ્ભવ્યો, એટલે વિશ્વમા મારા જેવી કોઇના જે જે મન હશે, તે સર્વ મનો ઉપર મારા તરંગોનુ પરિણામ થવાનુજ તેવીજ રીતે શુભકર્મ કરવાની ઇચ્છાનો આઘાત પણ સમાન સ્થિતિવાળા મનોપર પણ થવાનોજ એ આઘાત ઓછો યા વધારે થવાનો આધાર તે તે મનોની પોતાની સ્થિતિ ઉપર રહેલો છે, તેમ એ તરંગોને પ્રથમ ઉત્પન્ન કરનાર મનની સ્થિતિ ઉપર પણ તેનો મોટો આધાર રહેલો છે દુર્બળ મનથી ઉત્પન્ન થનારા તરંગો દુર્બળ હોઇને તેનુ પરિણામ પણ બહુ થોડુજ હોય છે, તેજ પ્રમાણે જે મન પોતાની ચૈતન્યશક્તિને ઓળખીને અતિ શક્તિમાન થયલુ હોય છે, તેમાથી ઉદ્દ્ભવનારા તરંગો બળવાન હોઇને તેનુ પરિણામ પણ વધારે ઉંડુ અને વિશાળ હોય છે

જેવી રીતે પ્રકાશના કિરણોને અમુક સ્થળે પહોચવાને માટે લક્ષાવધિ વર્ષો વીતી જાય છે× તેવીજ રીતે તરંગોને પણ સજાતીય સ્થિતિવાળુ મન પ્રાપ્ત કરી તેને વિષે પ્રતિતરંગ ઉત્પન્ન કરવામા પણ સેકડો વર્ષ વીતી જવાનો સભવ છે, એથી આપણી આસપાસનુ વાતાવરણ ઉત્તમ અને હલકા બન્ને પ્રકારના તરંગોથી ભરપૂર હોવાનુ સભવિત છે પ્રત્યેક મસ્તિષ્કમાંથી ઉદ્દ્ભવતો પ્રત્યેક વિચારતરંગ આ પ્રમાણે લહરીઓ ઉપજાવતો ચોતરફ પ્રસરતો ચાલે છે અને અનુકૂળ સ્થાન પ્રાપ્ત થતાજ ત્યાં તે ભરાઇ બેસે છે, કેમકે જે મન જે સમયે જે સ્થિતિ ધરાવતુ હોય છે તે મન તે સમયે તેવીજ સ્થિતિવાળા બહારના તરંગોને તત્કાળજ ગ્રહણ કરી લે છે જેમકે કોઇ મનુષ્ય દુષ્કર્મ કરતો હોય તે વેળાએ તેનુ મન અમુક પ્રકારની હલકી દશામાં આવેલુ હોવાથી તે પોતાને અનુકૂળ દુષ્ટ તરંગો વાતાવરણમા હોય છે તે ગ્રહણ કરી લે છે અને એજ કારણને લીધે દુષ્ટ મનુષ્ય દિનપ્રતિદિન વધારે કુકર્મોમા લપટાતો જાય છે, સત્કર્મ કરનારનુ પણ એજ પ્રમાણે સમજવુ તે પણ વાતાવરણમાના શુભ વિચારોને ગ્રહણ કરીને દિનપ્રતિદિન વધારે સત્કર્મો કરતો જાય છે

ઉપલા વિવેચનથી સમજાયુજ હશે કે એક વાર દુષ્કર્મ કરવાથી એક તો આપણે આપણી આસપાસના દુષ્ટ તરંગોને આપણા મનમાં પ્રવેશ કરવાના દ્વાર ખુલ્લા કરી દઇએ છીએ, અને બીજુ એ કે આપણા મનમાંથી બહાર નીકળનારા દુષ્ટ તરંગો બીજાઓને અધિક દુષ્ટ કરવાના કારણભૂત થઇ પડે છે. આ બીજુ પરિણામ આવવાને કદાચ કોઇ પ્રસગે સેકડો વર્ષ પણ વીતી જવાનો સંભવ હોય છે, પણ તેવુ પરિણામ કોઇવાર થવાનુ એ તો નિશ્ચિતજ છે આ પ્રમાણે દુષ્ટ કૃત્ય કરવાથી આપણે પોતે દુ ખી થઇએ છીએ અને બીજાઓને પણ દુ ખના ખાડામા નાખીએ

×આ અને એવા બીજા મહત્વના સિદ્ધાતો સમજાવનારૂ પુસ્તક વિવિધ ગ્રથમાળા દ્વારા થોડાજ વખતમા નિકળનાર છે મંત્રી. સ. સા.

છીએ તેજ પ્રમાણે સત્કર્મો કરવાથી આપણે પોતાનુ પણ ભલુ કરીએ છીએ અને બીજાઓનુ પણ ભલુ થાય છે

દરેક મનુષ્યની અંદર જે અનેક પ્રકારની શક્તિ અને યોગ્યતાઓ વ્યક્ત તેમજ અવ્યક્ત અવસ્થામાં રહેલી હોય છે, તે ઉપર કહેલા ધોરણને અનુસરીને બીજાઓના શુભ કર્મોની બહારની મદદ મેળવીને જાગૃત તથા અધિક સામર્થ્યવાન થાય છે, અને બીજાઓનાં અશુભ કર્મની મદદથી નિર્બળ થાય છે

આપણે જે કાંઇ કર્મ કરીએ છીએ તેનુ ફળ મળ્યા વગર તે કર્મનો નાશ કોઇ પણ પ્રકારથી થઇ શકતો નથી, એવો કર્મયોગનો મુખ્ય સિદ્ધાત છે શુભ કર્મનુ શુભ અને અશુભનું અશુભ ફળ આપ્યા સિવાય કર્મનો નાશ કરવાને સમર્થ હોય એવી એક પણ શક્તિ અદ્યાપિસુધી આ બ્રહ્માડમાં અસ્તિત્વ ધરાવતી નથી

કર્મના સબધમા બીજો પણ એક અત્યત સૂક્ષ્મ અને મહત્ત્વનો પ્રશ્ન વિચારવા જેવો એ છે કે આ જગત્મા કરાતા કોઇપણ કર્મના શુભ અને અશુભ બને પ્રકારનાં પરિણામ થાય છે, કેમકે કોઇપણ શુભ વા અશુભ કર્મ એવુ નથી કે જે સર્વાશે સારૂ હોય અથવા તો સર્વાશે ખરાબ હોય ગમે તેવા સારામા સારા કાર્યમા પણ કાંઇપણ ખરાબ અશ રહેલોજ હશે, અને ગમે તેવા નઠારા કાર્યમા થોડો સરખો પણ શુભ અશ રહેલોજ હશે આ સિદ્ધાતનુ તાત્કાલિક અને પ્રત્યક્ષ ઉદાહરણ જોઇએ તો દાખલાતરીકે હુ હમણા તમારી સામે બોલુ છુ તે શુભકર્મ કરૂ છુ એમ તમારા પૈકી ઘણાને લાગતુ હશે, પણ તેનીજ સાથે મારા શ્વાસોચ્છ્વાસથી હવામાનાં હજારો સૂક્ષ્મ જતુઓ મરણ પામતા હશે, અને તેથી મારા આ એકજ કર્મથી સારૂ અને ખરાબ એમ પરસ્પર વિરોધી પરિણામો એક સાથે થાય છે કોઇપણ કૃત્યનુ પ્રત્યક્ષ શુભ પરિણામ થતું હોય, જેમકે આપણા ઓળખીતાઓનુ ભલુ થતુ હોય, તો તે કર્મને આપણે સત્કર્મ કહીએ છીએ મારા ભાષણને તમે સત્કર્મ કહેશો, પણ મારા શ્વાસોચ્છ્વાસથી મૃત્યુના મુખમા જનારા હજારો સૂક્ષ્મ જતુઓ શુ કહેતા હશે ' તમે માત્ર તમારા પોતાના તરફજ દૃષ્ટિ રાખીને મારા કાર્યને શુભ કહો છો અને અનુભવો છો, પરતુ સૂક્ષ્મ જતુઓ અને તેમના ઉપર મારી કૃતિથી થતુ પરિણામ તમારા જોવામા આવતું નથી

એવીજ રીતે કોઇ દુષ્કૃત્યનુ સૂક્ષ્મ અવલોકન કરીશુ તો તેમાથી કાંઇને કાંઇ સારૂ પરિણામ પણ ઘડાતુ માલૂમ પડશે મતલબ કે સ્થૂળ દૃષ્ટિથી પૂરેપૂરા શુભ દેખાતા કર્મનુ પણ થોડુ ઘણુ ખરાબ પરિણામ નીપજે છે, અને પૂરેપૂરા ખરાબ દેખાતા દુષ્કર્મનું થોડુ ઘણુ શુભ પરિણામ નીપજે છે. જે મનુષ્યને પ્રત્યેક કર્મમા રહેલા આવા મિશ્રણનુ અવલોકન કરવાની અને સમજવાની સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત

થઇ છે તેણેજ કર્મયોગનુ ખરૂ રહસ્ય જાણ્યુ છે એમ સમજવુ *

આ ઉપરથી સમજવાનુ એજ છે કે જો "બીજાઓનુ જેથી હિત થાય તેજ શુભકર્મ અને અહિત થાય તે ખરાબ કર્મ" એજ નિયમથી મનુષ્યના કર્મોનુ તોલ નકરીએ તો કેવળ સુખોત્પાદક અથવા કેવળ દુ ખોત્પાદક એવુ કોઇ પણ કર્મ આ જગત્મા હોવુ શકયજ નથી કોઇ પણ જીવજતુને દુ ખ દીધા વગર આપણે જાગવાની કે શ્વાસ લેવાની ક્રિયા પણ કરી શકતા નથી અન્નનો એક કોળીઓ આપણે ભક્ષણ કરીએ તે પણ બીજાના મુખમાથી કાઢી લઇનેજ ખાવા જેવુ છે મતલબ કોઇને કોઈ પ્રાણીના હિતને નુકશાન કરીને અને અનેક જીવોનો નાશ કરીનેજ આપણે આપણા જીવનુ રક્ષણ કરી શકીએ છીએ. એ નુકશાન ખમનાર પ્રાણી ભલે મનુષ્ય હોય, પશુપક્ષી હોય અથવા તો અત્યત સૂક્ષ્મજતુ હોય, તોપણ આપણાથી તેમને દુ ખ તો પહોચવાનુજ અને પ્રસગે તેઓના પ્રાણનો પણ નાશ થવાનો

આટલા વિવેચન ઉપરથી સિદ્ધ થાય છે કે કેવળ કર્મોજ કર્યા કરવાથી પૂર્ણતાએ પહોચવુ મનુષ્યમાટે સભવિત નથી વિશ્વના અતપર્યત આપણે કર્મ કરતા રહીએ તોપણ એ પુણ્યપાપથી મિશ્ર એવા કર્મોના ચક્રવ્યૂહમાથી છુટવાનો માર્ગ નથી ગમે તે પ્રકારના અને ગમે તેટલા કર્મ કરવામા આવે તોપણ તેનાથી ઉત્પન્ન થતુ સુખ અને દુ ખ એટલે અનુક્રમે પુણ્ય અથવા પાપ એની ઉત્પત્તિ થતી અટકાવવાનો માર્ગ મળે તેમ નથી.

ત્યારે હવે પ્રશ્ન ઉદ્ભવે છે કે જો કર્મ કર્યા વિના ક્ષણમાત્ર પણ ન રહી શકે એવો મનુષ્યસ્વભાવ છે તો પછી કર્મોની આ ઘટમાળામાથી જીવનો છુટકો કયારે અને કેવી રીતે થવાનો ? અને યુગોના યુગો સુધી એકસરખી રીતે કર્મજ કર્યા કરવાથી આપણને ફાયદો શુ ? કેટલાકનુ એમ કહેવુ છે કે એકવાર આ સઘળુ જગત્ પૂર્ણત્વને પામી જશે, એટલે કે આ જગત્મા જે કાંઇ દુ ખ, દુષ્ટતા, રોગ, મૃત્યુ ઇત્યાદિ આધિવ્યાધિઓ દેખાય છે તે સઘળાનો નાશ થઇ સર્વ સૃષ્ટિ સુખ અને આનદમયજ બની જશે. આવો ઉત્તર દેનારા સેકડો લોકો પ્રત્યેક દેશમા તમને મળી આવશે અને એ કલ્પના સુખકર પણ લાગે છે વળી આળસુ અને અજ્ઞાની લોકોને શુભકર્મ કરવાને માટે એ કલ્પના ઉત્તેજન આપીને દુ ખને પ્રસગે આશ્વાસન દેનારી પણ છે, પરતુ તે કલ્પનાની સત્યતાવિષે ક્ષણભર વિચાર કરીએ તો આપણને તે કેવળ અસત્ય અને અસભવનીય માલુમ પડે છે એક ધાતુના કકડા ઉપર બને બાજુ છાપ મારવાથી તેને નાણાની સજ્ઞા પ્રાપ્ત થાય છે અને તે છાપ એક બાજુથી પણ જો કાઢી નાખવામાં આવે તો તેનુ ચલણીપણુ નષ્ટ થાય છે, તેવીજ રીતે

* कर्मण्यकर्म य. पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ श्री. भ. गी.

જગતની ઉત્પત્તિ અને સ્થિતિ એ જો સુખ અને દુ:ખરૂપી દ્વંદ્વનાજ અસ્તિત્વ ઉપર આધાર રાખતી હોય તો એ પૈકી એક પણ નષ્ટ થતાં જગતનું અસ્તિત્વજ ક્યાંથી રહી શકે? જો આ જગતમાં કેવળ સુખોત્પાદક એવું એક પણ કર્મ બનવું શક્ય ન હોય તો પછી પૂર્ણત્વ એ શબ્દનો અર્થજ શું? પૂર્ણતાની કલ્પનાને માત્ર વંધ્યા-સુતની કહાણી જેવીજ ગણવી પડે. આપણું સર્વ જીવન કેવળ બાહ્ય જગત્ સાથે યુદ્ધ કર્યા કરવાનું છે. પ્રત્યેક ક્ષણે આપણે બાહ્ય જગતમાં કોઇને કોઈ સાથે લડતાજ હોઇએ છીએ. એમાં આપણો જય થાય છે ત્યારે આપણી કલ્પના પ્રમાણે આપણને કંઇક સુખ થયા જેવું લાગે છે અને પરાભવ થતા દેહાંત થાય છે અથવા નવી લડાઈ શરૂ થવાની હોય છે. આપણા જીવનમાં અત્યંત આવશ્યક એવું અન્ન અને હવા પણ યુદ્ધ કર્યા વગર આપણને પ્રાપ્ત થઇ શકતું નથી, અને એમાંનું એક પણ આપણને પ્રાપ્ત ન થાય તો આપણા આયુષ્યનો અંત આવવાનોજ. જીવન કોઇ પણ એક વસ્તુનું બનેલું નથી, પણ ત્રિગુણના મિશ્રણથી બનેલું છે. એક બાજુએ દેહમાં સમાયલી વસ્તુઓનો સમુચ્ચય અને બીજી બાજુએ બાહ્ય જગત્ એ બંનેના યુદ્ધને જીવન એવી સંજ્ઞા આપવામાં આવે છે. આથી સ્પષ્ટ છે કે એ યુદ્ધના અંતનું નામજ જીવનની સમાપ્તિ.

ત્યારે શું સુખમય સ્થિતિ શક્યજ નથી? ના, એમ અમારૂં કહેવું નથી. જ્યારે ચાલુ જીવનક્રમનો અંત આવીને સુખ અને દુ:ખ, પાપ અને પુણ્ય ઇત્યાદિ દ્વંદ્વો નહિ જેવા થાય છે ત્યારે એ સુખમય સ્થિતિ પ્રાપ્ત થાય છે. આપણે પરોપકાર અર્થે જે કાંઈ કાર્ય કરીએ છીએ તે વસ્તુત: આપણને પોતાનેજ કલ્યાણપ્રદ છે, એમ આપણે ઉપર સિદ્ધ કરી ગયા છીએ. જે જે કર્મો આપણે પરોપકારને માટે કરીએ છીએ, તે સઘળાનું પરિણામ આત્મશુદ્ધિ છે. પરોપકારની ઇચ્છા જેમ જેમ વૃદ્ધિંગત થતી જાય છે, તેમ તેમ આપણો અહંકાર ઘટતો ચાલે છે. પરહિતનું ચિંતન થવા માંડે છે તેટલા પ્રમાણમાં સ્વસુખની લાલસા આપોઆપજ કમી થવા લાગે છે, અને તેમ થવા લાગ્યું એટલે આપણા અંતરમાં દૃઢ થઇ બેઠેલો દેહાધ્યાસ ઓછો થવા માંડે છે, અને આવી રીતે આપણા જીવનમાં શીખવા યોગ્ય સર્વથી મહત્ત્વની બાબત "અહંકારની વિસ્મૃતિ" તે આપોઆપજ સિદ્ધ થતી ચાલે છે. જગતની સાથે યુદ્ધ કરીને હું જાતે સુખ પ્રાપ્ત કરીશ, એવી જે આપણી પ્રથમ ભાવના હોય છે તે મૂર્ખપણાની છે એમ કેટલોક અનુભવ થયા પછી આપણને પ્રત્યક્ષ સમજાય છે, અને સુખ એ બહારથી મળી શકે એવી વસ્તુ નથી, સુખ આપણી પાસેજ છે, પરંતુ સ્વાર્થીપણું-અહંકાર-દેહાધ્યાસની વિસ્મૃતિ થયા સિવાય તેની પ્રાપ્તિ થઇ શકતી નથી, એવું જ્ઞાન આપણને થાય છે. પરોપકારાર્થ કરેલા પ્રત્યેક કર્મ, સહાનુભૂતિના વિચારો અને હરેક પ્રકારના સત્કર્મ આપણી અંદર રહેલા અહંકારને

નષ્ટ કરવામા કારણભૂત થાય છે, અને અહંકાર જેમ જેમ કમી થતો જાય છે તેમ તેમ આપણા દેહાધ્યાસનું ક્ષુદ્રત્વ અધિક સ્પષ્ટરીતે આપણને દેખાતુ ચાલે છે પરોપકારનો એજ ખરેખરો લાભ છે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેએ નિર્દિષ્ટ કરેલા ભિન્ન ભિન્ન માર્ગોને એકત્ર થવાનું આ એકજ મધ્યબિંદુ છે

અહંકારની સંપૂર્ણપણે વિસ્મૃતિ થઇ એટલે "હું" નષ્ટ થઇને તેની જગ્યાએ "તું" પણ આવે છે. સર્વ પ્રકારના દ્વંદ્વ નષ્ટ થયાં, દશ્ય જગત્ નહિ જેવું થયુ અને છેવટે જે કાંઈ અવશેષ રહ્યુ તે "હું" નહિ પણ "તું" રહ્યુ કર્મયોગના આચરણનુ છેવટે એજ પર્યવસાન થવાનુ કર્મયોગનુ આચરણ તમે સમજીને કરો અથવા સમજ્યા વગર કરો, પણ જો તે આચરણ કર્મયોગના તત્ત્વને અનુસરીને થાય છે તો તેનું નિશ્ચિત પરિણામ એજ આવવાનુ એવી રીતે નિરાકાર પરમતત્ત્વની સાથે એકતા અનુભવવી એજ સર્વ યોગનુ સાધ્ય છે ઉદરપોષણ અથવા અન્ય સ્વાર્થ સાધવા માટેજ ધર્મોપદેશનો ધંધો કરનારને માટે નિરાકાર પરમેશ્વર અને તેની સાથે ઐકયતાના અનુભવની કલ્પના ભયંકર છે "પરમેશ્વર સાકાર છે અને ભક્ત તેથીજ ભિન્ન રહેવાનો" એવોજ તેનો ઉપદેશ હોય છે. આપણે કહીશુ તેનો ખરો અર્થજ તે સમજશે યા સ્વીકારશે નહિ એમ કરવુ એજ તેના લાભનુ તેને લાગે છે તેની નીતિવિષયક કલ્પના ગમે તેટલી ઉત્તમ હોય તોપણ અહંકારનુ વિસ્મરણ કે જે સર્વ નીતિસિદ્ધાંતોનો ઉદ્દેશ છે, તે ઉદ્દેશને તે કદિ પણ સાધ્ય કરી શકનાર નથી એ અહંકાર–દેહાધ્યાસને સંપૂર્ણ વિસર્યા સિવાય ખરી ભક્તિ બનવી એ શકયજ નથી પછી તે પ્રેમ મનુષ્યવિષયક હો, પશુપક્ષીવિષયક હો, દેવદૂતવિષયક હો અથવા આત્માવિષયક હો સર્વ નીતિના સિદ્ધાંતોના આંતરમા પણ એજ તત્ત્વ ઓતપ્રોત થએલુ આપણને માલુમ પડશે

આ જગતમા અનેક પ્રકારનાં મનુષ્યો જોવામાં આવે છે. કેટલાક મહાન્ દૈવી પુરુષો હોય છે, જેઓ સંપૂર્ણ ત્યાગી–સંન્યાસી હોય છે, અને સમસ્ત જીવનપર્યંત પારકાનુ ભલુ કરવુ એજ તેમનો સ્વભાવ અને જીવનક્રમ હોય છે કોઇનુ કલ્યાણ કરવામાં પ્રાણનો નાશ થનો હોય તોપણ તે પાછા પડતા નથી સર્વ મનુષ્યોમા આવા પુરુષો અતિ ઉચ્ચકોટિના છે. કોઇ દેશમા એવા ઉચ્ચકોટિના એકસો મનુષ્ય હોય તો પછી તે દેશને અવનતિમા રહેવુ પડતુ નથી, પરંતુ માનવજાતિના બદ-વત્તર દુર્દૈવને લીધે એવા મનુષ્યો જગતમાં ઘણાજ ઓછા મળી આવે છે હવે બીજી પ્રતિના મનુષ્યો એવા હોય છે કે જેઓ પોતાને કોઇપણ જાતની હાનિ ન પહોચતા પરિણામે દ્રવ્ય વા કીર્તિનો લાભ થતો હોય ત્યાસુધીજ પરોપકાર કરી શકે છે. ત્રીજા પ્રકારના લોક એવા હોય છે કે જેઓ પોતાનાજ સુખની ખાતર જીવે છે અને કર્મ કરે છે અને પ્રસંગ આવતા બીજાને હાનિ કરીને પણ પોતાના

સુખમા ખામી આવે નહિ તેની કાળજી રાખે છે વળી એક ચોથો વર્ગ પણ એક *સંસ્કૃત કવિએ શોધી કહાડયો છે, પરંતુ તે વર્ગને નામ શુ આપવુ તેની કલ્પના કવિને મળી આવી નહિ તે લોકો કેવળ શોખની ખાતરજ બીજાઓને પીડા કરે છે. લોકોને ત્રાસ આપવો એજ તેઓ પોતાના જીવનની ઇતિકર્તવ્યતા સમજે છે. પૃથ્વીમાં જેમ પરસ્પર વિરુદ્ધ એવા બે ધ્રુવ છે, તેમ માનવસમાજમા પણ બે ધ્રુવ છે પોતાના જીવનની પરવા ન કરતા પારકાનુ જ ભલુ કરવુ એ એક ધ્રુવ, અને પોતાના જીવનની દરકાર ન કરતા બીજાનુ અનિષ્ટ કરવુ એ બીજો ધ્રુવ પારકાનુ ભલુ કરવુ એ જેમ પહેલાનો સ્વભાવ છે તેમ અન્યનુ અનિષ્ટ કરવુ એ બીજાનો સ્વભાવ હોય છે

"પ્રવૃત્તિ" અને "નિવૃત્તિ" એવા બે શબ્દો સંસ્કૃત ભાષામાં છે "પ્રવૃત્તિ" એટલે અંદર ખેંચવુ અને "નિવૃત્તિ" એટલે બહાર કાઢવુ અંદર ખેંચવુ એટલે સદોદિત "હું" અને "મારૂં" એનોજ વિચાર કરવો જે જે કારણોથી "હુ" અને "મારૂ" એ વિચારને પુષ્ટિ મળે છે તે સર્વ કારણો પ્રવૃત્તિના છે એની અંદર દ્રવ્ય, સામર્થ્ય અને કીર્તિ ઇત્યાદિકનો અંતર્ભાવ થાય છે જ્યારે મનુષ્ય પ્રવૃત્તિમય થાય છે ત્યારે જગતની સઘળી સંપત્તિ, સત્તા અને કીર્તિ એ સઘળુ એક માત્ર "હુ"–મારામાજ આવી જાય એમ ઇચ્છે છે જગતની સર્વ સંપત્તિ ઇત્યાદિનુ કેંદ્રસ્થાન માત્ર "હુ"જ છુ એનુ નામજ પ્રવૃત્તિ જગતમા સામાન્ય મનુષ્યોની બુદ્ધિ પ્રવૃત્તિ તરફજ વળેલી રહે છે એ તરફથી બુદ્ધિ ઓછી થવા લાગે છે, એટલે નિવૃત્તિનો ઉદય થવા માડે છે, અને તેનો ઉદય થવા લાગતાંજ નીતિ અને ધર્મનો ઉદય અંતઃકરણમા થવા માડે છે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બન્ને કર્મોનુ પરિણામ છે સહેતુક કર્મોનુ પરિણામ પ્રવૃત્તિ અને અહેતુક એટલે કે નિષ્કામ કર્મોનું પરિણામ નિવૃત્તિ. જગતના સર્વ ધર્મો અને નીતિશાસ્ત્રનો પાયો નિવૃત્તિજ છે 'મારૂં' અને 'હું' એ શબ્દની વિસ્મૃતિ થવી, અને પારકાને માટે જીવન અર્પણ કરી દેવુ એ નિવૃત્તિની પરિપક્વ દશા છે આપણા અંતરમાં એવી યોગ્યતા આવી એટલે કર્મયોગની છેવટની દશાએ આપણે પહોચ્યા સર્વ શુભ કર્મોનુ એજ ઉત્તમ ફળ છે, કોઈ મનુષ્યે તત્ત્વવિષયના એક પણ ગ્રંથનો અભ્યાસ કર્યો ન હોય, ઇશ્વર પ્રત્યે બિલકુલ શ્રદ્ધા ન હોય, અને આખા જીવનપર્યંત પ્રાર્થનાનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હોય, તથાપિ શુભ કર્મ કરવાથી તેની બુદ્ધિ નિવૃત્તિપરાયણ થઈ

* एके सत्पुरुषाः परार्थ घटकाः स्वार्थं परित्यज्य ये,
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये;
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥ भर्तृहरि.

હોય તો તે કર્મયોગી પુરુષ, એક અત્યત ધાર્મિક મનુષ્ય ભક્તિવડે જે પદને પ્રાપ્ત કરે છે, અથવા કોઈ મોટો તત્ત્વવેત્તા જ્ઞાનવડે જે સ્થાનને પામે છે તે પરમપદને પ્રાપ્ત કરે છે, એથી તમારા લક્ષ્યમા આવશે કે જ્ઞાની, કર્મયોગી અને ભક્ત એ સર્વ છેવટે એકજ સ્થાનને પામે છે જ્યા "હુ" અને "મારૂ" એ શબ્દની વિસ્મૃતિ થાય છે તેજ એ સ્થાન છે એનુ નામજ સન્યસ્તવૃત્તિ, એવો મનુષ્ય ગમે તે દેશનો, ધર્મનો, પથનો, અથવા તત્ત્વવિચારનો હોય, પરતુ તેને માટે સર્વ કોઇના મનમા અત્યત આદરવૃત્તિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી એવાને માટે દેશ, પથ, મત અથવા ધર્મના પ્રશ્નને અવકાશજ નથી ઍડ્વિન આર્નોલ્ડે "એશિયાપ્રકાશ" (લાઇટ ઑફ્ એશિયા) એ નામનુ મહાત્મા બુદ્ધનુ જે ચરિત્ર લખ્યુ છે, તે પુસ્તક વાંચીને કોઇ અત્યત ચુસ્ત ખ્રિસ્તીના મનમા પણ બુદ્ધને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયાના અનેક પ્રસગો સર્વની જાણમાજ હશે બુદ્ધ નિરીશ્વરવાદી હતો. તેણે ભક્તિમાર્ગનો કદિપણ ઉપદેશ કર્યો નથી તેણે કોઇ ખાસ પ્રકારનો તત્ત્વમાર્ગ પણ શોધી કાઢ્યો નથી, માત્ર કેવળ સન્યસ્તવૃત્તિનોજ તેણે ઉપદેશ કરેલો છે બીજાઓને ખાતર આપણુ સર્વસ્વ અને પ્રસગ આવે તો આપણો દેહ પણ અર્પણ કરવો, એજ તેનો ઉપદેશ છે સર્વ ધર્મોનુ, સર્વ પથનું, સર્વ મતોનુ અને સર્વ તત્ત્વદર્શનોનું અતિમ બોધન એ એકજ છે, એ વાત આગ્રહી મનુષ્યોના લક્ષ્યમાં આવેલી નથી હોતી તેથીજ તેઓ અમુક વિશિષ્ટ મત અથવા ધર્મના આગ્રહી થઇને બેસે છે. ભક્તિમાર્ગની અતિમ અવસ્થા એટલે સર્વત્ર પરમેશ્વરનુ અધિષ્ઠાન જોવું અથવા સર્વ ઇશ્વરમય જોવુ એજ છે. ખરા ભક્તના મનમા "હુ" અને "મારૂ" એ શબ્દનો લેશમાત્ર અવકાશ પણ હોતો નથી ગમે તે સ્થિતિમા "પરમેશ્વર તારીજ ઇચ્છા, જગતમા મારૂ કાઇપણ નથી" "જગત્માં જે કઇ છે તે સઘળુ તારૂજ છે," એ નિશ્ચય તેના અતકરણમા પૂર્ણપણે દઢ થયેલો હોય છે, અને એનુ નામ પૂર્ણ સન્યસ્તવૃત્તિ નહિ તો શુ? જ્ઞાનની છેવટની અવસ્થામા પણ એજ સન્યસ્તવૃત્તિ થવાની જગત્ એ શુ છે, હુ કોણ છુ અને વિશ્વવ્યાપી ચૈતન્યનુ સ્વરૂપ કેવુ છે, ઇત્યાદિની શોધ કરતાં કરતાં સર્વ જગત્ કેવળ મૃગજળવત્ છે, જેમ દેખાય છે તેમ વાસ્તવિક રીતે નથી, તે પ્રત્યેક ક્ષણે બદલાય છે જેથી તે અનિશ્ચિત અને માયાનિર્મિત છે એવો તેનો પાકો નિશ્ચય થાય છે જગતનો આવો નિશ્ચય એકવાર થયો એટલે પછી જગતના કોઇ પણ પદાર્થની ઇચ્છા બુદ્ધિપૂર્વક કરવાની તેને રહેતી નથી મનુષ્ય પૂર્ણ ત્યાગી—પૂર્ણ સન્યાસવૃત્તિવાળો ઉપર જણાવેલો નિશ્ચય થવાથીજ બની શકે છે. આથી સિદ્ધ થાય છે કે કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણે સાધનોનું અતિમ પરિણામ એકજ છે, જગત્માં જે મોટા ધર્મપ્રવર્તકો થઈ ગયા, તેઓએ ભિન્ન ભિન્ન માર્ગવડે એકજ તત્ત્વનો ઉપદેશ કર્યો છે 'પરમેશ્વર જગત્મા નથી'

એમ તેઓએ કહ્યુ છે તેનો અર્થ પણ "જગતના પદાર્થો પાછળ ભટક્યા કરવાથી પરમેશ્વરની પ્રાપ્તિ થવાની નથી" એજ છે જગતથી પરમેશ્વરનુ સ્વરૂપ તદ્દન ભિન્ન છે એમ તેઓનુ કહેવુ છે "હુ" અને "મારૂ" એનુજ નામ જગત્ છે અર્થાત્ નશ્વર શરીરમા અહબુદ્ધિ અને એવીજ કોટિના પ્રાણિપદાર્થોમા મમત્વ બુદ્ધિ અને એ બુદ્ધિને અનુસરીને થનારી પ્રવૃત્તિ એજ જગતનુ યાને મનુષ્યના બધનનુ સ્વરૂપ છે, અને એવી અહતામમતામાંથી સમજણપૂર્વક નિવૃત્તિ થવુ એનુજ નામ મુક્તપણુ છે ( **अहंममेति बद्धो हि निरहं ममति मुक्तता**) સ્વાર્થ એટલે જગત્ યાને બધન, અને સ્વાર્થત્યાગ એટલે ઇશ્વર યાને મુક્તિ. એવો સ્વાર્થત્યાગી મનુષ્ય સુવર્ણસદનમા રત્નસિહાસન ઉપર પડયો રહી સર્વ સત્તા વૈભવ ભોગવતો હોવા છતા પણ તે પૂર્ણ ત્યાગી–સન્યાસી છે, મુક્ત છે, સર્વ કર્મ કરવા છતાં તે અકર્તા છે અને ભોગ ભોગવવા છતાં અભોક્તા છે એજ પ્રમાણે પર્ણકુટીમા રહી અગ ઉપર માત્ર ફાટલી લગોટી ધારણ કરનારના અતરમાથી પણ જો "હુ" અને "મારૂ" એ ભાવના નષ્ટ થયેલી ન હોય તો તે પૂર્ણ સસારીજ છે કહ્યુ છે કે એક જગલ બિચ ઘર કિયા, એક ઘરહિમે વૈરાગ આપણે ઉપર જાણી ચૂક્યા કે કોઇ પણ કર્મનાં સારૂ અને નઠારૂ એમ બે પ્રકારના પરિણામ ઘડાય છે કેવળ સારૂ અથવા કેવળ નઠારૂં હોય એવુ એક પણ કર્મ મનુષ્યથી હોઇ શકનારજ નથી આમ હોવાથી આપણે કર્મ કેવા પ્રકારનાં કરવા જોઇએ તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે આ પ્રશ્નનો ઉત્તર આપવાની ભાજઘડમાં પડીને જગત્મા કેટલાક પથના ઉપદેશકો અત્યત બાવરા બની ગયા છે મનુષ્ય જેમ જેમ વધારે જીવે છે, તેમ તેમ તેને બીજાઓને પોતાને માટે દુભવવા પડે છે અને કેટલાક નાના નાનાં જતુઓ ગરીબ પ્રાણીઓ અને વનસ્પતિનો જીવ લેવો પડે છે, માટે આ દેહનો નાશ કરવો, એટલે જગતના સર્વ પાપોનુ મૂળ દૂર થશે, એમ તેઓની સમજ હોય છે જૈનધર્મનો સર્વોત્તમ સિદ્ધાત એજ છે, અને એ મતનોજ તેઓ ઉપદેશ કરે છે* એ મત તાર્કિક હોય એમ દેખાય છે, પરતુ એનો ખરો માર્ગ શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણભગવાને સ્પષ્ટ રીતે વર્ણન કરેલો છે તે એવી રીતે છે કે જે જે કર્મો તમે સ્વસુખની–ઈંદ્રિય સુખની ઇચ્છાથી કરશો તે તમારે માટે ઊલટા બાધક થશે,માટે "હુ" પણુ દૂર કરીને, અને કર્તા કારવતા પરમાત્મા છે એવી જ્ઞાનનિષ્ઠાથી જે કર્મ તમે કરશો તેનુ શુભ અથવા અશુભ પરિણામ તમારે ભોગવવુ પડશે નહિ સ્વસુખની ઇચ્છાથી પ્રેરાઇને કરાતા કર્મનુ પરિણામ કર્તાને પોતાનેજ ભોગવવુ પડશે, અને અહમમત્વ નહિ હોય તો શુભ અશુભ કર્મનુ

* જૈનધર્મના વિદ્વાન્ ઉપદેશકોની એવીજ સમજણ, સિદ્ધાત અને ઉપદેશ શબ્દશ હોવાની વાત ખરી નથી. ગ્રંથી. સ. સા.

કર્તૃત્વજ તમારી પાસે નથી એટલે ભોગવવાપણુ પણ નહિજ રહે એ કલ્પનાના સમર્થનને માટે ભગવદ્ગીતામાં કહેલુ છે કે, "જે મનુષ્ય અહમમત્વને માટે કર્મ નથી કરતો તે મનુષ્ય યદિ વિશ્વનો નાશ કરે તોપણુ તે કશુ જ કરતો નથી,"– તેથીજ કર્મયોગ ઉપદેશ કરે છે કે, "સસારનો ત્યાગ કરશો નહિ સસારમા રહીને શુભ કર્મ કરો અને જે જે અનુભવો મળે તે મેળવો, પરતુ કર્મ કરવાં તે પોતાના સુખની કામનાથી કરવા નહિ ઈંદ્રિયોની તૃપ્તિ એ કાંઇ જીવનની કર્તવ્યતા નથી, માટે પ્રથમ "હું", પણ દૂર કરો એટલે સમસ્ત જગત્ તમને તમારૂ જણાશે અને "वसुधैव कुटुंबकम्" એવી વિશાળ ભાવના જાગૃત થશે

"આપણા ઇદ્રિય સુખને માટેજ આ જગત્ નિર્માણ થયુ છે, એ કલ્પના દૂર કરો."

કેટલાક મૂર્ખ લોકો એમ કહે છે કે–" જગતના સર્વ પશુ પક્ષીઓ આપણા ઉપભોગને માટેજ ઇશ્વિરે પેદા કરેલા છે, તેમજ આ સઘળુ વિશ્વ પણ મનુષ્યના ઉપભોગનેજ માટે નિર્માણ કરવામા આવ્યુ છે"+ એ સત્રળી મૂર્ખતા અને અજ્ઞાનતાજ છે એમજ હોય તો વાઘ પણ કહેશે કે "પરમેશ્વરે સઘળા મનુષ્યો અમારા આહારને માટેજ ઉત્પન્ન કર્યા છે" અને તેઓ પણ પરમેશ્વરને પ્રાર્થના કરવા માડશે કે "હે પ્રભો! આ મનુષ્યો કેટલા બધા દુષ્ટ છે, કે તેઓ મારા ભક્ષણને

---

– આ પ્રમાણે અહમમત્વનો ઉચ્છેદ જેના અતરમા થઇ ગયો હોય તે તો ખરેખર મુક્તજ છે, પરતુ તેવુ મુક્તપણુ તો કયા રહ્યુ, પરતુ સાચુ જીજ્ઞાસુત્વ અથવા તો નીતિપૂર્વક વિષયો મેળવવા–ભોગવવાના લક્ષણરૂપ વિષયીપણુ પણ આવ્યુ ન હોય, અને અતર બહારના દેખાવ જૂદા રાખી કનકકાન્તાની ઉપાસના અનીતિપૂર્વક પણ કરવાવાળા પામર કોટિના જીવો માત્ર મોઢેથીજ પોપટની પેઠે બોલીને જગતને છેતરતા ફરે છે કે અમે તો મુક્ત છીએ, અમને કશુ લેપન લાગતુ નથી, એવાઓના કરતા તો અહતામમતાથી નીતિપૂર્વક વિષય ભોગવનારા હજારો દરજ્જે શ્રેષ્ઠ છે અને ગીતા ઇત્યાદિનો ઉપદેશ તેવાઓ માટે તેમજ જીજ્ઞાસુઓમાટેજ છે ઉચ્ચતાની આકાક્ષા ધરાવનારને માટે દેહદમન પણ અમુક સમજણ અને ભાવનાપૂર્વક કરવાથી ચિત્તશુદ્ધિમા સહાયક થતુ હોવાથી આર્યધર્મશાસ્ત્રોમા તેમજ જૈન ગ્રથોમા અમુક કોટિવાળાને માટે તેનો ઉપદેશ કરાયલો છે તે પણ યોગ્યજ છે બદ્ધકુષ્ટ જેને થાય છે તેનો સ્વભાવ પણ કેવો બગડી જાય છે અને તે ટળતા મગજ કેવુ ઠીક બની જાય છે એ પ્રત્યક્ષ પ્રમાણ દર્શાવે છે કે સ્થૂળની પણ સૂક્ષ્મપર કેટલી બધી અસર છે

+ અનેક હિંદુઓ **पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थिति ।** એ રહસ્યપૂર્ણ સસ્કૃત વાકયનો અર્થ પોતાની વિષયલોલુપતાના બચાવમા એવો કરે છે કે ખુબ વિષયો ભોગવવા એજ પ્રભુની પૂજા છે અને ઉઘવુ એજ સમાધિ છે

મંત્રી સ. સા.

માટે મારી સમક્ષ આવીને ઉભા રહેતા નથી અને તારી પવિત્ર આજ્ઞાનો તેઓ ભંગ કરે છે!" એ બિચારાઓ એટલુ પણ નથી સમજી શકતા કે જ્યારે જગત્ આપણાજ માટે નિર્માણ થએલુ છે, તો આપણે પણ જગતને માટેજ નિર્માણ થયેલા હોવા જોઇએ

સર્વ જગત્ મારામાટે નિર્માણ થયુ છે, એ દુષ્ટ કલ્પના અધોગતિમાજ નાખનારી છે. ખરી વાત એ છે કે જગત્ જેટલા અંશે આપણામાટે છે, તેટલાજ અંશે આપણે પણ જગતને માટે છીએ

સશાસ્ત્ર કર્મ કરવાં હોય તો પ્રથમ તો આપણે સગનો-ફળની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ પછી હુ કર્તા છુ, હુ ભોક્તા છુ એવી ભાવનાનો ત્યાગ કરો, અને માત્ર સાક્ષીવત્ રહીને કર્મ કરે જાઓ મારા સદ્ગુરૂ કહેતા હતા કે "આપણા બાળકો પ્રત્યે દાઇની દૃષ્ટિથી જુઓ" દાઈ તમારા બાળકને રમાડે છે, તેની સાથે રમે છે, લાડ લડાવે છે અને પોતાના બાળકના જેટલી મમતાથી તેની સાથે વર્તન કરે છે, પરતુ જ્યારે તમે એ દાઇને રજા આપો છો કે તેજ ક્ષણે પોતાનો સરસામાન લઇને તથા આપણા બાળકો પ્રત્યેની સર્વ મમતાનો પરિત્યાગ કરીને પોતાને ઘેર ચાલી જાય છે, અને નિરાતે પોતાના બાળકને અથવા અન્ય સ્થળે પણ દાઈપણુ કરવાનુ હોય તો તેના બાળકોને રમાડવા મંડી જાય છે. તમારે પણ જગત્મા એ દાઇની માફક રહેવુ જોઇએ, જે કાંઇ વસ્તુઓ તમારી પાસે છે, તે વાસ્તવિક રીતે પરમેશ્વરની છે, અને તમને થોડા વખતને માટે તેની સુવ્યવસ્થા કરવાને માટે આપી છે, એમ સમજવુ જોઇએ

મનુષ્યપ્રાણીના હૃદયમા ઉચ્ચતા અને સામર્થ્યનીપેઠે, દુબળતા પણ ધીરે ધીરે પ્રવેશી શકે તેમ છે અમુક માણસોનો આધાર મારાજ ઉપર છે, અને હુજ અમુકનુ ભલુ કરી શકુ છુ, એમ માનવુ એ પણ એક પ્રકારની દુર્બળતાજ છે આવી ભાવનાજ આસક્તિનુ મૂળ છે અને એમાથીજ સર્વ પ્રકારના દુખો ઉત્પન્ન થાય છે. આપણે આપણા મનને ઉપદેશ કરવો જોઇએ, કે આ વિશ્વમાંની એક પણ વ્યક્તિનો આધાર આપણા ઉપર રહેલો નથી, એક પણ ભિખારી આપણા દાન ઉપર જન્મેલો નથી એક પણ આત્મા આપણી કૃપા ઉપર બેસી રહેલો નથી ટુકમા એક પણ સચેતન વસ્તુ આપણી સહાયતાવિના બેસી રહી નથી કરોડો વર્ષથી સૃષ્ટિ આપણાવિના ચાલતી આવી છે અને આપણે નહિ હઇએ ત્યારે પણ ચાલ્યાજ કરશે તમારા જેવાને ખાતર સૃષ્ટિનો ક્રમ અટકી પડવાનો નથી પહેલા કહ્યુ તે પ્રમાણે બીજાને મદદ કરવી તે પોતાનેજ મદદ કરવાને ખાતર-પોતાનેજ સુશિક્ષિત બનાવવાને ખાતર છે શાસ્ત્રો પણ એમજ કહે છે આપણા જીવનમા આપણે શીખવાનો મુખ્ય પાઠ એજ છે, અને એ પાઠ બરાબર શીખ્યા એટલે પછી આપણને કદાપિ

દુ.ખી થવાનો સંભવ નથી. એ પાઠ પાકો થયા પછી આપણે કોઈ પણ દેશના અને કોઈ પણ ધર્મના સમાજમાં ભળી શકીએ છીએ

આ વર્ષમાં તમારા કેટલાક મિત્રો મરી ગયા તેથી શું તમારૂં કે જગતનું કામ અટકી બેઠું ? ના, એ તો જેમ ચાલે તેમનું તેમ ચાલ્યે જવાનું, માટે દુનિયાના ભલાને માટે મારેજ અમુક તો કરવાનું છે, એવો ફાંકો મનમાથી કાઢી નાખો. જગતનું અમુક કામ કરવા માટે હુંજ જન્મ્યો છું, એમ ધારવું એ એક એવી મૂર્ખતા, અહંકાર અથવા સ્વાર્થ છે કે જે માત્ર સ્થૂલ દૃષ્ટિથીજ આપણને સદ્ગુણ રૂપે દેખાય છે

આ જગત્ આપણા અથવા બીજા કોઇના ઉપર જરા પણ આધાર રાખીને બેસી રહ્યું નથી, એમ જ્યારે આપણા મનને અને બુદ્ધિને સંપૂર્ણરીતે સમજાશે, ત્યારેજ આપણા કર્મોના પરિણામરૂપે ઉત્પન્ન થનારી દુ ખરૂપ પ્રતિક્રિયા અટકી શકશે જ્યારે કોઈ મનુષ્યને તમે કાંઇ પણ આપો ત્યારે તેનો તેની પાસેથી તો નહિજ પણ ઇશ્વર પાસેથી પણ ચિત્તશુદ્ધિ વિના બીજો બદલો મેળવવાની જરા પણ આશા રાખશો નહિ એમ કરવાથી સામાની કૃતઘ્નતામાટે શોક કરવાનો અવકાશ રહેશે નહિ, તમારી યોગ્યતા પ્રમાણે તમને અમુક લાગણી થઇ આવી, તે લાગણીને તૃપ્ત કરવામાટે સામાને તેની પાત્રતા પ્રમાણે તમે આપ્યું, અને તે તમારૂં કર્મ તેને યોગ્ય પદાર્થ પ્રાપ્ત કરાવવામાં નિમિત્તભૂત થયું, એમા તમને ગર્વ કરવાનું કશુંજ કારણ નથી. ઉલટું એમ સમજવાનું કારણ છે કે અનંત સત્તાસામર્થ્યસંપન્ન પરમેશ્વર પોતેજ સર્વનો કર્તાભર્તા હોઈ તેણે પોતાના કામમાં તમને નિમિત્તભૂત બનાવવાની કૃપા કરી છે જ્યારે તમને એવું અલિપ્તતાનું જ્ઞાન થશે, ત્યારે તમારી દૃષ્ટિમાથી મારા–તારાનો ભેદ દૂર થઇ જશે. જ્યાંસુધી સ્વાર્થીપણું હોય છે ત્યાંસુધીજ એવો ભેદ હોય છે, પરંતુ એમ સમજાવું ઘણુંજ દુર્લભ છે એ દુર્લભતા કારણરૂપે કાંઈ કોઈ બહારની સત્તાનો અંતરાય નથી જગત્માં એવી કોઈ પણ શક્તિ નથી કે જે તમારી ઇચ્છાવિરુદ્ધ તમારાપર અમલ ચલાવી શકે માત્ર તમારો સ્વાર્થ–તમારો અજ્ઞાનજન્ય દેહાધ્યાસ–તમારી વગર સમજણની અયોગ્ય અહંતામમતાજ તમને બંધનરૂપ છે એના ઉપાય તરીકે આ જગત્મા એક માત્ર નિષ્કામતાજ એવી અમોઘ શક્તિ છે કે જેનાવડે સર્વ અજ્ઞાનજન્ય શક્તિઓ અને કર્મોના પરિણામનો તમે પરાજય કરી શકશો. "કામનાનો ત્યાગ કરવો" એ બોલવું જેટલું સહેલું છે તેટલુંજ આચરણમાં મૂકવું કઠિન છે, પરંતુ એ અસિધારાવ્રતપાલન કરવાથી કેવા મહાન્ પદની પ્રાપ્તિ થનાર છે તેની થોડી પણ કલ્પના જેને હોય તે તો એ વ્રતને આનંદની સાથે સ્વીકારવા તત્પર થશેજ આ વ્રત જેમ જેમ સિદ્ધ થતું જાય છે તેમ તેમ આપણે અધિક સ્વતંત્ર

બનતા જઇએ છીએ, માટે " હું " અને " મારૂં " એ ભાવનાને છોડીને, કેવળ સાક્ષિભાવથી કર્મ કરવાથી તમારા સ્વભાવદ્વારા સતત કર્મો કરાવી રહેલી અજ્ઞાનજન્યશક્તિ (દેહાધ્યાસ યાને અહંતા મમતા)નો એકેએક અવયવ છૂટો પડી જઇને અંતે તેનો નાશ થશેજ

ઉપર જણાવ્યા જેવી સાચી સ્વતંત્રતા મેળવનારના લક્ષણ એ છે કે જગત્મા બનનારા શુભાશુભ બનાવોથી તેની બુદ્ધિ કદિ પણ હર્ષ શોક પામતી નથી અમુક પદાર્થ આવી મળવાથી તેને હર્ષ થતો નથી અને સર્વસ્વ જાય તોપણ તે શોક પામતો નથી. આખુ જગત્ ઉથલપાથલ થઈ જાય તોપણ તેની નિશ્ચયાત્મક સ્થિતિમા અણુમાત્ર ફરક પડતો નથી *

હિંદુસ્થાનમા પૂર્વે વ્યાસ નામના એક મહર્ષિ થઇ ગયા છે તેઓ વેદાંતસૂત્રના કર્તાતરીકે પ્રસિદ્ધ હોઇને વિશુદ્ધ સાધુવૃત્તિવાળા હતા એમના પિતાએ પૂર્ણતા મેળવવાને ઘણાજ પ્રયત્નો કર્યા હતા પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડતા હતા. તેમના પિતામહ અને પ્રપિતામહે પણ એવાજ પ્રયત્નો કરવા છતા તેમને પૂર્ણતા પ્રાપ્ત થઈ ન હતી વ્યાસ મહર્ષિને પણ ઘણાજ પ્રયત્નો કર્યા છતાં એ સિદ્ધિ પ્રાપ્ત થઇ નહિ, પરંતુ તેમનો પુત્ર " શુક " જન્મથીજ સિદ્ધ નિવડ્યો વ્યાસજીએ તેને સર્વ અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરાવ્યો અને પૂર્ણતા પ્રાપ્ત કરવાનેમાટે જનક રાજાને ત્યા મોકલ્યો. જનક એક મોટા રાજા હતા અને " વિદેહી " નામથી પ્રસિદ્ધ હતા " વિદેહી ' એટલે જેનો દેહાધ્યાસ સંપૂર્ણપણે નષ્ટ થયો છે એવો મનુષ્ય રાજા હોવા છતા પણ જનકનો દેહાધ્યાસ નહિવત્ થએલો હતો અને **अहं ब्रह्मास्मि** એવી ભાવના તેમના મનમા દૃઢ થએલી હતી એવા રાજાને ત્યાં વ્યાસજીએ પોતાના પુત્રને મોકલ્યો રાજા જનક અંતર્જ્ઞાની હોવાથી વ્યાસજીનો પુત્ર શુક તત્ત્વજ્ઞાનના શિક્ષણને માટે આવે છે, એ વાત પ્રથમથીજ તેમણે જાણી હતી, અને તેથી તેની પરીક્ષાને માટે અગાઉથીજ કેટલીક યોજના કરી મૂકી હતી શુકે રાજદ્વારમા પ્રવેશ કર્યો ત્યારે દ્વારરક્ષકોએ તેમના તરફ કોઈ પણ રીતે લક્ષ્ય આપ્યુ નહિ અને માત્ર એક આસન આપી તે ઉપર બેસવાની પ્રાર્થના કરી શુકજી તે સ્થાનપર ત્રણ રાત્રિદિવસપર્યંત એકસરખીરીતે બેસી રહ્યા, પરંતુ તેમની સાથે કોઇએ વાતચીત સરખી પણ કરી નહિ, તેમજ તમે કોણ છો ? ક્યાથી આવ્યા છો ? એટલો પ્રશ્ન માત્ર પણ પૂછ્યો નહિ શુકદેવ એક મોટા તત્ત્વજ્ઞાનીના પુત્ર હોઇને તેમના પિતાને સમસ્ત જગત્ પૂજ્ય માનતું હતું, અને શુકને પોતાને પણ સર્વ કોઇ સન્માનનીય ગણતા હતા, પરંતુ દ્વારરક્ષકોએ તેમની કાંઈ પણ યોગ્ય

* दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः। वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते॥ भ गी.

સભાળ લીધી નહિ. ત્રણુ દિવસ પછી એકાએક રાજા મુખ્ય પ્રધાન અધિકારીમડળ સાથે ત્યા આવીને તેમને ઘણુાજ સન્માનપૂર્વક રાજ્યમહાલયમા લઇ ગયા. તેમના નિવાસમાટે એક ઉત્તમ અને રમણીય સ્થાન કાઢી આપ્યુ, તેમના શરીરપર સૌગધિક પદાર્થોનુ મર્દન કરી અભ્યગ સ્નાન કરાવ્યુ અને અનેક પ્રકારના મૂલ્યવાન્ વસ્ત્રો પહેરાવ્યા એવી રીતે આઠ દિવસ પર્યંત તેમને ઘણુાજ વૈભવમાં રાખ્યા, પરતુ આટલા બધા રાજ્યવૈભવના પુરમા પણુ શુકની શાંત અને ગભીર મુખમુદ્રામાં લેશમાત્ર પણુ ફેરફાર પડયો નહિ દરવાજાપર ત્રણુ દિવસપર્યંત ક્ષુધાતૃષાથી પીડાવા છતાં જેવી મુખમુદ્રા હતી, તેવીજ મુખમુદ્રા વૈભવના સમયે પણુ ચાલુ રહી હતી પછી તેમને રાજ્યસભામા લઇ જવામાં આવ્યા. જ્યા રાજા એક ભવ્ય સિહાસન ઉપર બિરાજેલા હતા અને વાદ્ય, સગીત, નાચ ઇત્યાદિ નાનાપ્રકારના વ્યાપારો ચાલી રહ્યા હતા. રાજાએ એક દૂધનો છલોછલ ભરેલો પ્યાલો તેમના હાથમા આપ્યો અને કહ્યુ કે " એમાંથી દૂધનો એક છાંટો પણુ ન પડે એવી રીતે સાત વખત આ સભામડપની પ્રદક્ષિણા કરી આવો " શુકજીએ તે પાત્ર લીધુ અને તે વાદ્ય તથા સુદર સ્ત્રીઓના સમૂહ વચ્ચે થઇને રાજાની આજ્ઞા પ્રમાણે એક પણુ ટીપુ પડવા નહિ દેતા સાત વખત પ્રદક્ષિણા કરી શુકનુ મન એટલુ તો કાબુમા હતુ કે આજ્ઞા કર્યા વિના જગતના કોઇ પણુ પદાર્થમા આસક્ત થવુ નહિ તે દૂધનુ પાત્ર રાજા પાસે લઇને પાછા આવ્યા એટલે રાજાએ કહ્યુ કે " તારા પિતાએ તને જે કાઇ શીખવ્યુ છે અથવા તો તુ પોતે જે કાઇ શીખ્યો છુ, તેથી અધિક કાઇ પણુ શીખવવાનુ મારી પાસે નથી, હુ તો માત્ર તેની પુનરાવૃત્તિજ કરી શકીશ તને સત્ય જ્ઞાન થઇ ચુકયુ છે, અને તુ પોતેજ પૂર્ણસ્વરૂપ છે, માટે હવે સુખેથી પિતાની પાસે ચાલ્યો જા "

આવી રીતે જે મનુષ્યે પોતાની ઇંદ્રિયો ઉપર સયમ મેળવ્યો છે, અને અહપણુાનો નાશ કર્યો છે, તે મનુષ્ય ઉપર જગતની કોઈ પણુ વસ્તુ સત્તા ચલાવી શકતી નથી. જે મનુષ્ય પોતાની ઇન્દ્રિયોનો સ્વામી થયો છે તેને દાસ બનાવવાને જગત્મા કોઈ પણુ વસ્તુ સમર્થ નથી આવો મનુષ્ય જગતના અત્યંત પાપમય સ્થાનમાં રહે તોપણુ પુણ્યવાનજ રહેવાનો જગત્સબધી સામાન્યત બે પ્રકારના મત માલુમ પડે છે કેટલાક નિરાશાવાદી છે, અને કહે છે કે 'જગત્ અત્યત દુષ્ટ છે' 'પાપથી ભરેલુ છે' ' અને કદિ પણુ સુધરનાર નથી' કેટલાક આશાવાદી છે અને કહે છે કે " આહાહા જગત્ કેવુ સુદર છે! એની ભવ્યતા અને સૌંદર્ય જોઇને મન આનદમા ગરકાવ થઇ જાય છે!" જે મનુષ્ય પોતાની વૃત્તિપર સયમ મેળવી શકયો નથી, તેને આ જગત્ એવુ દુ ખમયજ દેખાવાનુ અથવા બહુ તો થોડુ સુખમય અને બાકીનુ સઘળુ દુ ખમયજ ભાસવાનુ. જે મનુષ્ય પોતે પોતાની વૃત્તિનો સ્વામી

થયો છે, તેને આ જગત્ છે તેવુ જ લાગવાનુ, અને તેમાં વારવાર ઉત્પન્ન થતા સુખદુ ખના તરંગો તેની શાંતિનો ભંગ કરી શકવાના નહિ આ જગત્‌ને પ્રત્યક્ષ નરકવાસજ કહેનારા મનુષ્યો, જ્યારે પોતાની ઇંદ્રિયો ઉપર સ્વામિત્વ મેળવે છે ત્યારે તેઓ પણ તેને "પ્રત્યક્ષ સ્વર્ગભૂમિ" કહેવા લાગે છે. આપણે પણ વિશુદ્ધ કર્મ-યોગી થઇને એ સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીએ તો અહંતાનો ત્યાગ કરીને કર્મ કરવાનો આરભ કરી દેવો જોઇએ આ આરભ કરવામા બીજા કોઇ સયોગોની વાટ જોવી પડે તેમ નથી. ગમે તેવી પરિસ્થિતિમાં આરભ કર્યો એટલે પરિણામે અલિપ્તપણુ પ્રાપ્ત થવાનુજ આ પ્રમાણે પૂર્ણ અલિપ્તતા પ્રાપ્ત થઇને અહંકાર વિશુદ્ધ થયો એટલે "દુષ્ટતાથી ભરેલુ" જગત્ આપણને "સ્વર્ગમય" ભાસવા માંડશે. જગત્મા વહેતો વાયુ, પણ આનદમય જણાશે, અને પ્રત્યેક મનુષ્યની મુખમુદ્રા આનદી દેખાશે. કર્મયોગનુ એજ ધ્યેય અને એજ સાધ્ય છે, વર્તમાન જીવનની પૂર્ણાવસ્થા પણ એજ છે

પ્રાચીન આર્યતત્ત્વવેત્તાઓએ અનેક પ્રકારના યોગ દર્શાવ્યા છે, તેઓના પ્રકાર ભિન્ન ભિન્ન છે, તોપણુ સર્વનુ ધ્યેય તો એકજ છે કે મનુષ્યને પૂર્ણત્વ પ્રાપ્ત થાય. આપણને એમાનો જે પણ માર્ગ પસદ હોય તે માર્ગે આપણે દઢતાપૂર્વક આગળ વધવુ જોઇએ

અભ્યાસમાંજ બધુ રહસ્ય સમાયલુ છે પ્રત્યેક યોગના અભ્યાસમા શ્રવણ, મનન અને નિદિધ્યાસનની ખાસ આવશ્યકતા છે. પ્રથમ તો તમારે તે વિષયનુ શ્રવણ કરવુ અને પછી તેને સારીપેઠે વિચાર કરીને સમજવુ જોઇએ, કેટલીક વાતોમાં આપણને સમજ પડતી નથી, પરતુ તેનુ નિત્ય શ્રવણ, ચર્ચા અને મનન કરવાથી ધીમે ધીમે તે આપોઆપ સ્પષ્ટ થઇ જાય છે સઘળી બાબતો એકીવેળાએ સમજાઇ જતી નથી પ્રત્યેક વસ્તુનુ સ્પષ્ટીકરણ આપણી પોતાની અદરજ હોય છે ખરી રીતે બીજાઓ પાસેથી કોઇ કશુજ શીખી શકતો નથી, પ્રત્યેક પોતે પોતાની પાસે-થીજ શીખે છે બાહ્ય શિક્ષક તો માત્ર તે બાબતનો સૂચવનારજ બની શકે છે અથવા તો શિષ્યને નિદ્રામાંથી જાગૃત કરે છે કે જે જાગ્રતિને પરિણામે તેનો અત-રાત્મા પોતાપર છવાઈ રહેલા અજ્ઞાનના પડદાને કહાડી નાખવાનો યત્ન કરી શકે છે.

આવી વસ્તુસ્થિતિ હોવાથી બુદ્ધિને સદૈવ જાગૃત રાખીને બાહ્યેન્દ્રિયદ્વારા પ્રાપ્ત થતી સૂચનાઓનો યોગ્ય ઉપયોગ કરવો એ આપણુ કર્તવ્ય હોઇને તે આપણેજ બજાવવુ જોઇએ, કારણ કે જ્ઞાન એ બહારથી આવી શકે એવી વસ્તુ નહિ હોઇને તે આપણે આપણા પોતામાંથીજ મેળવવાની હોય છે શ્રવણ પછી મનન અથવા વિચારશક્તિનો ઉપયોગ સારીપેઠે કરવાથી ખોટા નિશ્ચય પલટાઇ જઇને સત્ય નિશ્ચયરૂપ જ્ઞાન આપોઆપજ આપણામા સ્ફુરે છે. નવીન પ્રવેશકનુ એ જ્ઞાન દઢ

થતાં તેમાથી ઇચ્છાશક્તિનો જન્મ થાય છે અને એ ઇચ્છાશક્તિમાથી કર્મ કરવાની શક્તિ ઉદ્દભવે છે આ ક્રિયાશક્તિનો સદુપયોગ કરીને મનુષ્ય નિ સ્વાર્થ–કર્મયોગના હથીયારરૂપ બને, અને સપૂર્ણ નિ સ્વાર્થતા અને અલિપ્તપણાનુ ઇષ્ટફળ પ્રાપ્ત કરે ત્યાંસુધી કર્મ કરવાની અખૂટ શક્તિ પ્રત્યેક જ્ઞાનતતુ, પ્રત્યેક સ્નાયુ અને પ્રત્યેક રોમેરોમમાં કર્મ કર્યા કરે છે આ ધોરણ–આ નિયમ અને આ પરિણામ કોઇ એક પથ, મત વા ધર્મ ઉપર અવલમ્બીને રહેલુ નથી ગમે તો તમે ખ્રિસ્તી હો, બુદ્ધિષ્ટ હો, જ્યૂ હો, વા ગમે તે પથના હો, તેની હરકત નથી, પરતુ તમે અહ-કારનો, દેહાધ્યાસનો–સ્વાર્થનો ત્યાગ કર્યો છે કે નહિ ? એટલોજ પ્રશ્ન છે. જો તમે નિ સ્વાર્થી છો, તો તમને કોઇ પણ ધર્મપુસ્તક વાચ્યા વગર અગર કોઈ પણ પ્રાર્થનામદિરમાં ગયા વગર પૂર્ણતા અવશ્ય પ્રાપ્ત થવાનીજ પ્રત્યેક યોગમાર્ગમા બીજા માર્ગની મદદ લીધા વિનાજ પૂર્ણતા પ્રાપ્ત કરાવવાની શક્તિ રહેલી છે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ પ્રત્યેક માર્ગે સ્વતત્રપણે અને નિશ્ચિતરૂપે મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે 'માત્ર મૂર્ખજનોજ કહે છે કે કર્મ અને જ્ઞાન જૂદાં છે, પડિતો એમ કહેતા નથી,'* કેમકે પડિતો જાણે છે કે બહારથી એ માર્ગો ભિન્ન ભિન્ન હોવા છતા તેમનુ અતિમ પર્યવસાન તો એકજ છે

# कर्मयोग–प्रकरण सातमुं

## મુક્તિ

આપણુ વર્તમાન જીવનરૂપી જે કાર્યફલ છે, તેના પૂર્વકર્મને પણ આધ્યાત્મિક ભાષામાં " કર્મ " શબ્દથી ઓળખે છે એમ પૂર્વે જણાવ્યુજ છે. કોઇપણ ક્રિયા, વિચાર યા વ્યાપાર કે જેનુ કાંઇ પરિણામ થાય છે તેને "કર્મ " એવુ નામ આપેલુ છે. જેવી રીતે કારણ અને તેનુ કાર્ય એ અનાદિસિદ્ધ નિયમથી બધાયેલુ છે, તેવીજ રીતે કર્મ અને તેનુ ફળ, એ પણ તેજ નિયમથી બધાયલુ છે જ્યા " કારણ હોય ત્યા કાર્ય હોવુજ જોઇએ " એ નિયમ, વિશ્વના આદિકાળથી ચાલ્યો આવે છે એમ અમારા તત્ત્વવેત્તાઓનુ કહેવુ છે

આપણી વર્તમાનક્રિયાઓ અને વિચારોમાં આપણી ભૂતકાળની ક્રિયાઓ અને વિચારોની અસર પણ રહેલી હોય છે, અને તેનીજ રીતે વર્તમાનમાં આપણે જે જે ક્રિયાઓ અને વિચાર કરીશુ તેની અસર આપણા ભવિષ્યના વિચાર અને કૃતિ ઉપર થાય છે કર્મનો આ નિયમ કદિ પણ કરી શકતો નથી હવે નિયમ એ શબ્દનો

* 'सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।' भ. गी

અર્થ શુ, તેનો પણ વિચાર અવશ્ય કરવો જોઇએ કોઇ પણ બાબત જે કારણને લીધે દર વખતે એકસરખીરીતે બન્યા કરે તે કારણને "નિયમ" એવી સંજ્ઞા આપવામા આવે છે આપણે પ્રથમ કેટલાક કાર્ય થએલા જોઇએ અને તે પછી પણ તેજ પ્રમાણેના બીજા કાર્ય વારવાર થતા જોઇએ, ત્યારે તેજ પ્રકારની કાર્યપરંપરા ચાલ્યાજ કરશે એમ આપણને સ્વાભાવિકરીતે સમજાય છે

હિંદુ તત્ત્વજ્ઞાનીઓમા જેમને નૈયાયિક નામથી ઓળખવામા આવે છે, તેમણે આ નિયમને વ્યાપ્તિ એવુ નામ આપેલુ છે "અમુક એક બાબત બની એટલે તેના કાર્યરૂપે બીજી પણ એક બાબત બનવાનીજ". એવુ જે આપણા મનમા આવે છે, તેનુ કારણ આપણો પૂર્વનો અનુભવજ છે એમ નૈય્યાયિકોનુ માનવુ છે કોઈ કાર્યપરંપરા પુર્વે આપણે જોયેલી હોય, તેવાજ રૂપમા આપણા મનમા સંસ્કાર રૂપે ગુથાઈ રહે છે, અને ફરી જ્યારે આપણે તેજ પ્રકારનુ કોઇ કાર્ય થતુ જોઇએ છીએ ત્યારે તરતજ, પેલા પૂર્વના અનુભવના જેવા વિચારો મનમા જાગી આવે છે. આવા પ્રસંગે જે વિચાર—અથવા શાસ્ત્રીય ભાષામાં કહીએ તો જે તરંગ આપણા મનમા ઉપજે છે તે તરંગ પોતાના બીજા સજાતીય તરંગોને માટે જગ્યા કરે છે, અને એવી રીતે પૂર્વની સર્વ કાર્યપરંપરા પુન જેવીને તેવીજ આપણા ચિત્તમા જાગૃત થઇને તે કાર્યપરંપરાવડે સાંપ્રત કાર્યનુ અવલોકન થાય છે, અને તે ઉપરથી "હવે આ કાર્યની પાછળ અમુક બીજુ કાર્ય બનવાનુ" એવુ આપણા મનમા આવે છે આ પૂર્વ અનુભવનુ નામ નિયમ, એવો નૈય્યાયિકોનો મત છે ઉપર જણાવ્યા પ્રમાણેની જે કાર્યપરંપરા આપણા ચિતમાં વ્યાપી રહેલી છે, તેનાજ એક વિશિષ્ટ સ્વરૂપને આપણે કારણ એ શબ્દથી સંબોધીએ છીએ એજ વ્યાપી રહેનારી સ્થિતિને સંસ્કૃત ભાષામાં વ્યાપ્તિ એવુ નામ કહે છે પૂર્વે અમુક પ્રકારે કોઈ કાર્યપરંપરા બની આવી હતી અને હમણા પણ તે પરંપરામાંનુ એકાદ કાર્ય બનતું જોવામાં આવે તો બાકીના કાર્ય પણ પહેલાંની પેઠેજ બનશે, એવી જે કલ્પના આપણા ચિત્તમા ઉપજે છે, તે કલ્પનાનેજ આપણે નિયમ અથવા કાયદો એવુ નામ આપીએ છીએ. આથી એવુ સિદ્ધ થાય છે કે, સૃષ્ટિમા અમુક નિયમ અથવા કાયદા જેવુ કાઇ અસ્તિમાંજ નથી એટલા માટે "પૃથ્વીના મધ્યબિંદુમા ગુરુત્વાકર્ષણનુ સામર્થ્ય હોવુ, એ નિયમ અથવા કાયદો છે" એમ કહેવુ એ ભૂલ છે "અમુક એક કાર્યપરંપરા ખાસ એકજ રીતે બને છે' એવો અનુભવ આપણને થયો એટલે આપણે તે રીતિને અથવા પદ્ધતિને નિયમ અથવા કાયદો એમ કહીએ છીએ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, તે નિયમ અથવા કાયદા સાથે વસ્તુ પોતે બંધાયેલી નથી પણ તે કાયદાની વ્યાપ્તિ માત્ર આપણા ચિત્તમાજ રહેલી હોય છે. હવે આપણે કોઇ પણ નિયમ અથવા કાયદાને "વિશ્વવ્યાપી" કહીએ છીએ તેનો

અર્થ પણ સમજવો જોઇએ આ અર્થ સમજવામાટે પ્રથમ વિશ્વ એટલે શુ તેનો અર્થ નિશ્ચિત કરવો જોઇએ દેશ, કાળ અને નિમિત્ત એ ત્રણ રેખાઓમા સમસ્ત અસ્તિત્વનો જે ભાગ અંકિત કરી શકાય છે, તે ભાગને આપણે " વિશ્વ " એવુ નામ આપીએ છીએ યૂરોપિયન માનસશાસ્ત્રીઓએ એ ત્રણ રેખાઓને સ્પેસ, ટાઇમ અને કૉઝેશન એ નામ આપેલા છે એકંદર અસ્તિત્વ તો અમાપ—અનંત છે તે પૈકી કાઇકજ ભાગ—દેશ—કાલ—નિમિત્ત એ ઉપાધિથી બદ્ધ થએલો આપણને ભાસે છે, અને તેટલાજ ભાગને આપણે વિશ્વ એ સજ્ઞાનથી ઓળખીએ છીએ ઉપાધિથી સહિત એવુ અનંત અસ્તિત્વ તો તેની પેલી પાર પણ અમાપપણે રહેલુજ છે. આપણે જેને નિયમ અથવા કાયદો કહીએ છીએ, તેનુ અસ્તિત્વ વસ્તુત નથી પણ માત્ર આપણા મનમાજ—માન્યતામાજ છે, એ આપણે આગળ સિદ્ધ કરી ગયા છીએ, તેવીજ રીતે વિશ્વવ્યાપી નિયમ આપણે જેને કહીએ છીએ તેનુ અસ્તિત્વ પણ દેશ—કાલ—નિમિત્ત એ ઉપાધિથી બદ્ધ થએલા આ વિશ્વમાજ હોવુ શક્ય છે એ ત્રિપુટિની બહાર રહેલા અનંત અસ્તિત્વમા એ નિયમ હોવો શક્ય નથી જેને આપણે વિશ્વ કહીએ છીએ તે એ અનંત અસ્તિત્વની અપેક્ષાએ માત્ર વ્યષ્ટિરૂપજ છે વ્યષ્ટિ એટલે કે અનેક પૈકી એક જેમ ગામ એ સમષ્ટિ છે, તો ઘર એ વ્યષ્ટિ છે અરણ્ય એ સમષ્ટિ છે તો વૃક્ષ એ વ્યષ્ટિ છે એવીજ રીતે અનંત અસ્તિત્વરૂપ સમષ્ટિ પૈકી જેટલો ભાગ કોઇ પણ રીતે આપણા મનમા લાવી શકાય છે—કલ્પી શકાય છે, માત્ર તેટલાજ ભાગને આપણે વિશ્વ કહીએ છીએ, અને તેથી " અનંત અસ્તિત્વ " એ સમષ્ટિરૂપ હોઇને " વિશ્વ " એ વ્યષ્ટિરૂપ છે મતલબ કે, આપણને જે જે દેખાય છે, જેનો આપણે સ્પર્શ કરી શકીએ છીએ, આપણે જે જે સાભળીએ છીએ, જે જે વિચારી શકીએ છીએ અને જેની આપણે કલ્પના કરીએ છીએ, તેટલાજ અસ્તિત્વને આપણે " વિશ્વ " એવી સજ્ઞા આપીએ છીએ અને તેથી કરીને આપણે જેને નિયમ કહીએ છીએ તેની વ્યાપ્તિ પણ એટલા વિશ્વ પૂરતીજ હોવાનુ સ્પષ્ટજ છે એ વિશ્વની પેલી પારના અસ્તિત્વમા માત્ર કલ્પનાથી પણ જ્યારે આપણુ મન પ્રવેશ કરી શકતું નથી, તો પછી ત્યાં આપણો એ નિયમ તો કેવીજ રીતે લાગુ કરી શકવાના ? તે અનંત અસ્તિત્વને તુલાનાદ્વારા સમજવામાટે તેના જેવી બીજી કોઇ વસ્તુજ આપણા મનમાં તૈયાર નથી " અમુક કારણ અને અમુક તેનુ કાર્ય " એનો નિશ્ચય કરવા સારૂ આપણી પાસે કોઈ પણ સાધનજ તૈયાર નથી જે પણ વસ્તુ નામ અને રૂપને ધારણ કરે છે, તેનેજ નિયમનુ—બંધન લાગુ પડે છે. જ્યાં આપણુ મનજ પહોચી શકતું નથી, ત્યાં દેશ—કાલ—નિમિત્ત એ રેષાત્રયીનુ અસ્તિત્વ સભવીજ શકતું નથી, અને જ્યાં એનુ અસ્તિત્વ નથી ત્યાં નામરૂપ પણ નથી આ ઉપરથી એક

વાત આપોઆપજ સિદ્ધ થાય છે કે, મનની અમુક ખાસ સ્થિતિને "સ્વતંત્ર ઇચ્છા" એવું જે નામ આપણે આપીએ છીએ તેનુ પણ અસ્તિત્વજ નથી 'સ્વતંત્ર' અને 'ઇચ્છા' એ બન્ને શબ્દોની સંધિ કરવી, અથવા બન્ને શબ્દોનો એક ઉચ્ચાર કરવો એ "વંધ્યા પુત્ર" ના જેવો અર્થશૂન્ય શબ્દ ઉચ્ચારવા જેવુ છે 'સ્વતંત્ર' અને 'ઇચ્છા' એ શબ્દોજ પરસ્પર વિરુદ્ધ અર્થને દર્શાવનારા છે ઇચ્છાનુ અસ્તિત્વ કલ્પના ઉપર અવલંબિત છે, કલ્પના વિશ્વમા બંધાયેલી છે, અને વિશ્વ એ દેશ–કાળ—નિમિત્તથી બદ્ધ છે તો પછી આવા બદ્ધ વસ્તુઓના સમૂહથી મુક્ત—સ્વતંત્ર—ઇચ્છા કેવી રીતે બની શકે ? જે પણ વસ્તુનુ આપણુને જ્ઞાન થયુ હોય અથવા થવાનો સંભવ હોય. તેવી પ્રત્યેક વસ્તુ અને તે જ્ઞાન, પૂર્વના નિમિત્તથીજ ઉદ્ભવેલાં હોય છે, અને તે પૂર્વ નિમિત્ત પણ સ્વતંત્ર–સ્વતંસિદ્ધ હોતું નથી. જે વસ્તુ આજે આપણુને કાર્યરૂપે દેખાય છે, તેજ વસ્તુ તેના ઉપર કોઇ વસ્તુનો આઘાત થતાં કારણુરૂપ થવાનો સંભવ છે. આથી સિદ્ધ થાય છે કે વસ્તુનિર્મિત જ્ઞાન સ્વતંત્ર નથી પરંતુ વસ્તુના આઘાતને લીધે જે મૂળ વસ્તુએ એ જ્ઞાનનુ રૂપ ધારણ કર્યું છે, તે મૂળરૂપ તો સ્વતંત્રજ છે જ્યારે એ જ્ઞાન દેશ–કાળ–અને કારણુની હદથી બહાર જાય છે, ત્યારે તે સ્વતંત્ર થાય છે, એટલે કે પોતાના મૂળરૂપમાં ભળી જાય છે તે જ્ઞાન મૂળથીજ સ્વતંત્ર છે, પણ દેશ—કાલ—નિમિત્તનુ અસ્તિત્વ બદ્ધ થઇને વસ્તુ અને જ્ઞાન એ સ્વરૂપમા આવે છે, અને દેશ–કાળ–નિમિત્તનું અસ્તિત્વ ઓળગ્યુ એટલે તરતજ તેની પરતંત્રતા નષ્ટ થઇને તે પોતના મૂળ સ્વતંત્રરૂપે બની રહે છે. હવે પાછો આ પ્રશ્ન ઉઠે છે કે આ વિશ્વ ઉપજ્યુ છે ક્યાંથી, સ્થિત રહ્યુ છે ક્યા અને તેનુ પર્યવસાન ક્યા થાય છે ? એ પ્રશ્નનો ઉત્તર એવો આપવામાં આવે છે કે, વિશ્વની ઉત્પત્તિ પૂર્ણુતામાથી થઇ, બંધનમાં તેની સ્થિતિ—અસ્તિત્વ છે, અને પૂર્વની પૂર્ણુાવસ્થા એજ તેના લયનુ સ્થાન છે એટલા માટે મનુષ્યપ્રાણી પૂર્ણ છે, એમ જ્યારે આપણે કહીએ છીએ, ત્યારે અનંત અસ્તિત્વના એક અત્યંત સૂક્ષ્મ ભાગ વિષેજ બોલીએ છીએ, એ લક્ષ્યમા રાખવુ જોઇએ. આપણુ આ શરીર અને મન તો શુ પણ આ સઘળુ વિશ્વ પણ અનંત અસ્તિત્વનો એક અતિ સૂક્ષ્મ અંશમાત્ર છે આપણા સર્વ પ્રાણિપદાર્થને લગતા નિયમો, બંધનો, સુખો, દુખો અને આશાઓ એ સઘળુ ગમે તેટલુ વિસ્તૃત હોય અને થાય તોપણ તે બધુ આ બિંદુરૂપ વિશ્વની અંદરજ છે આપણી સર્વ ઉન્નતિ અને અવનતિ એ સૂક્ષ્મ બિંદુમાંજ રહેલી છે. તો પછી આ સર્વ વિશ્વ નિરંતર ચાલ્યા કરશે, આપણાં મન અને શરીર ઉત્પન્ન થયા કરશે અને આ દશ્ય જગતના પ્રતિબિંબરૂપ સ્વર્ગની ઇચ્છા કરવી એ કેટલી બધી મૂર્ખતા છે ! અનેક બંધનો અને મર્યાદાઓમાં ગુંથાયલા તેમજ અનંતરૂપી મહાસાગરના એકાદ અતિ તુચ્છ બિંદુરૂપ વિશ્વનેજ સર્વ-

શ્રેષ્ઠ માની લઈ અનંત-કાળપર્યંત તેનાજ કીટ બની રહેવુ અને વારવાર એનેજ મેળવવાની ઈચ્છા રાખીને ધર્મકર્મ કરવા એ ખરેખર બાલિશતાજ છે આવા મનુષ્યોને સાભળેલી વાતો ઉપરથી સત્ય સુખની અથવા તો દસ્ય સુખની ઇચ્છા થાય છે, તોપણ તેઓ કૂપમંડુકનીપેઠે પોતે જે સ્થળ અને જે સ્થિતિમા છે તેનાથી ઉચ્ચતર કોઇપણ સ્થળ યા સ્થિતિ હશે કે નહિ તેની કલ્પના સુદ્ધા પણ કરવાને શક્તિવાન હોતા નથી જે વસ્તુસ્થિતિ તેઓ અનુભવે છે તેનાથી વિશેષતાવાળી બીજી કોઇ પરિસ્થિતિ હશે કે નહિ તેની કલ્પના તેને સ્વપ્નમા પણ નથી આવી શકતી, તો પછી પોતાના અનાદિ અનંત સચ્ચિદાનંદમય સ્વરૂપનો ખ્યાલ તો આવેજ ક્યાથી? અનેક શરીરો અને વસ્તુઓનો વિનાશ થયા કરતો હમેશ જોતા છતા પણ પોતાની અહંતા મમતામાની વસ્તુઓને શાશ્વત માનવાની લાલચ છૂટતી નથી આવા પ્રાણીઓ બિચારા આવી અનેકવિધ આશાતૃષ્ણાઓમા રાત્રિ દિવસ ગોથા ખાયા કરી તેની તૃપ્તિને માટે દૂરથી દેખવા માત્ર એવુ મૃગજળ પીવાને માટે અનેકવિધ દુ ખ અને શ્રમ વેઠીને દોડાયાજ કરે છે આપણા આ બિંદુ માત્ર વિશ્વની બહાર અનંત અસ્તિત્વ છે, અને તેનામા આવા અનંતકોટિ વિશ્વો, અનંત પ્રકારની સુખકર વસ્તુઓ, અનંતકોટિ જીવનનો લોક, અનંત પ્રકારના નિયમ, અનંત રાષ્ટ્રો અને અનંત સસ્કૃતિ વિકૃતિ વગેરે વગેરે અનંતકોટિ વસ્તુસ્થિતિઓ અને અનંતકોટિ દેશ, કાળ, અને કારણો ભરપૂરપણે રહેલા છે, અને એ સઘળુ હોવા છતા પણ તે સર્વની બહાર પણ, તે સર્વથી પર, શુદ્ધ, અને સચ્ચિદાનંદમય અનંત અસ્તિત્વ અગાધ—અમાપપણે રહેલુજ છે આ જગત્માંના કેટલાક તારા અને સૂર્યમંડળોનોજ વિચાર અને અંતર એટલા અમાપ છે કે પુસ્તકોના પુસ્તકો ભરીને મીડા ચડાવવામાં આવે તોપણ તેનુ માપ જડી શકે તેમ નથી, તોપછી એનાથી અનંતગણુ મોટુ વિશ્વ અને તેનાથી અનંતગણા વિસ્તારવાળુ તે અનંત અસ્તિત્વ એના વિસ્તારની તો વાતજ શી? આટલા વિવેચનથી સમજાશે કે, તે અનંત અનુપમ મહતોમહીયાન્ અસ્તિત્વનો આ વિશ્વ એ કેટલો બધો તુચ્છાતિતુચ્છ ભાગ છે અને તેમા પણ આપણુ સૂર્યમંડળ, તેમા પણ આપણી પૃથ્વી, આપણો દેશ અને તેમાં પણ આપણુ ગ્રામ અને ગૃહ એ કેટલુ તુચ્છાતિતુચ્છ છે!! જો આપણને ખરેખરી મુક્તિ મેળવવાની ઇચ્છા હોય તો તે આપણને આખુ વિશ્વ મળવાથી પણ મળી શકશે નહિ એને મેળવવામાટે તો આપણે આ દસ્યાદસ્ય વિશ્વથી બહારજ નિકળવુ જોઇએ—પર થવુ જોઇએ પૂર્ણ સમતા અથવા ખ્રિસ્તી લોકો જેને જ્ઞાનાતીત શાતિના નામથી ઓળખે છે તે શાંતિ તો તમને આ જગત્મા, સ્વર્ગમા, અથવા તો જ્યા પણ આપણા વિચારો, કલ્પનાશક્તિ અને જ્ઞાનશક્તિ પહોચી શકે છે તેવા કોઈ પણ સ્થળમાં મળી શકવાની નથી. કારણ કે એ સર્વ સ્થાનો આપણા વિશ્વ-

માજ મર્યાદિત છે, અને દેશ—કાળ અને કારણવડે બદ્ધ થયેલાં છે આપણી આ પૃથ્વી, સ્વર્ગ અને બ્રહ્મલોકની પણ બહાર નિરાળાજ પ્રકારનું કોઇ સ્થાન હોઈ શકે, અને તે સ્થાન અધિક સુખકર વસ્તુઓ અને વૈભવોથી પરિપૂર્ણ હોઈ શકે, પરંતુ જ્યાંસુધી તેનું અસ્તિત્વ આ અમાપ વિશ્વની બહાર નથી, ત્યાંસુધી તે સ્થાન પણ દેશ—કાલ અને કારણનું ઉલ્લંઘન કરી શકતું નથી અને ત્યાંસુધી તે વિશ્વના નિયમથી બંધાએલુંજ રહેવાનું એટલા માટે મુક્તિનો માર્ગ આ વિશ્વથી પર જઇનેજ શોધવોજ જોઇએ મતલબ કે આ વિશ્વનો જ્યાં છેડો આવે છે-સમાપ્તિ થાય છે ત્યાંથીજ ખરા ધર્મમાર્ગનો આરંભ થાય છે સર્વ પ્રકારનાં સુખ દુ:ખ અને વસ્તુજ્ઞાનનો અહીં આ લય થાય છે, અને ત્યાંથીજ સત્ય જ્ઞાનનો પ્રારંભ થાય છે

જ્યાંસુધી દેહાધ્યાસને અને તેવા મિથ્યાભાવવાળા જીવનની અને સુખની ક્ષુદ્ર કલ્પનાઓ અને તૃષ્ણાઓને આપણે દૂર મૂકી નથી, ત્યાંસુધી મુક્તિનો સાચો માર્ગ મળવાનો સ્વપ્ને પણ સંભવ નથી આથી નિ:સંશયપણે સિદ્ધ થાય છે, કે મનુષ્યજીવનનો ખરો હેતુ જે "મુક્તિ" તેને મેળવવામાટે આપણે આ અજ્ઞાનજન્ય અને વિષયતૃષ્ણામય સ્થૂળસૂક્ષ્મશરીરોમાંથી, આ વિશ્વમાંથી, આ મન અને બુદ્ધિ વગેરેમાંથી અને આ સમગ્ર મર્યાદિત અને બંધનયુક્ત વસ્તુસ્થિતિઓમાંથી અહંતામમતારૂપ અધ્યાસને અને અધ્યાસનેલીધે ઉપજેલી આસક્તિઓ તથા કલ્પનાઓને ત્યજી દેવી જોઇએ આપણે તેમ કરી શકીશું તેજ ક્ષણે આપણે મુક્ત થઇ જઇશું બંધનમાંથી છૂટવાનો બસ એ એકજ માર્ગ છે, કે દેશ, કાળ અને કારણમય આ વિશ્વની પેલી પાર જવું

"વિશ્વથી પર થાઓ" એ બોલવું જેટલું સહેલું છે તેટલુંજ કઠિન છે આ કઠિનતા કોઇ બહારથી કોઇ આપતું નથી આપણે પોતેજ બીજી ત્રીજી બાબતોમાં મોહી રહીને પૂર્ણ એકનિષ્ઠાથી અને ખરી જિજ્ઞાસાથી તેની પાછળ મંડી પડતા નથી એજ માત્ર નડતર કે કઠિનતા જે કહો તે છે છતાં દુ:ખની વાત છે કે હજારોમાંથી કોઈકજ એ માર્ગે વળે છે અને વળેલામાં કોઇકજ સાધ્ય કરી શકે છે × એ મુક્તાવસ્થા સાધ્ય કરવાને માટે અમારા ગ્રંથોમાં બે માર્ગ દર્શાવેલા છે એક 'નેતિ' 'નેતિ' (આ નહિ, આ નહિ,) અને બીજો 'ઇતિ' ઇતિ', (આ, આ) પહેલો માર્ગ નિષેધ-ત્યાગરૂપ છે, અને બીજો માર્ગ વિધિરૂપ-કર્મરૂપ છે એમાંનો નિષેધરૂપ માર્ગ ટુંકો છે તેટલોજ કઠિન છે પુષ્કળ મનોબળ અને પ્રચંડ ઇચ્છાશક્તિ જેને પ્રાપ્ત થયાં હોય તેજ મનુષ્ય એ માર્ગે જઈ શકે છે મનમાં કોઇ પણ પ્રકારની સુખેચ્છા કે અંતરાય ઉત્પન્ન થતાંજ તે દ્રઢતાથી કહી દેવાનો કે "ખબરદાર દૂર રહે!

× मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः॥

ચાહ્યુ જ તારી મને જરૂર નથી," એવા પુરૂષનુ મન અને શરીર તેને અનુકૂળ બનતું જાય છે, પરંતુ એટલી તીવ્ર જિજ્ઞાસા અને શક્તિ ધરાવનાર આ જગત્મા કોઇકજ મળે છે એટલા માટે અસામાન્ય વ્યક્તિઓને* બાદ કરતા સર્વ મનુષ્યો બીજા માર્ગનોજ–કર્મ માર્ગનોજ સ્વીકાર કરે છે તેઓ જગત્માંનાં અનેક બધનો નો–અનુભવ અને ઉપયોગ કરીને બધનમુક્ત થાય છે એક કાટાથી બીજો કાટો કાઢીને છેવટે જેમ બને કાટા ફેકી દેવામાં આવે છે, તેવીજ રીતે એક પ્રકારના બધનથી બીજા પ્રકારનું બધન તોડી નાખીને છેવટે તેઓ ઉભયથી મુક્ત થાય છે આ બીજો માર્ગ પણ વસ્તુત ત્યાગનોજ હોઇને તેનુ પર્યવસાન પણ છેવટે 'નેતિ' એ માર્ગમાજ છે, પરતુ જેને તીવ્ર જીજ્ઞાસા–મોક્ષની અસામાન્યતા લાગેલી નથી એવા સામાન્ય મનુષ્યોમાટે તે બધબેસતો છે, કેમકે તે ધીરે ધીરે સાધ્ય થઇ શકે એવો હોઇ કષ્ટપ્રદ થઇ પડતો નથી. મહાન્ પુરુષો પોતાના અનુભવ અને તેના પરિણામ-પૂર્વક અસાર વસ્તુસ્થિતિઓને ગમે તેટલી અસારરૂપે ઉપદેશી ગયા હોય તે વાત આ બીજા વર્ગવાળાઓને બહુ અસર કરતી નથી તેઓ જગત્ની એક બીજાથી ચઢી-આતી વસ્તુસ્થિતિઓને જાતે અનુભવી તથા ભોગવીને તે પછીજ તેમા વિશેષ પ્રમા-ણમા રહેલી અસારતા, નશ્વરતા અને દુ ખરૂપતાનો નિર્ણય કરી શકે છે. આ પ્રકાર જેમ જેમ આગળ વધતો ચાલે છે તેમ તેમ તે તે વસ્તુસ્થિતિઓ ઉપરથી તેમનુ મન ધીમે ધીમે ઉપરામ પામતુ જાય છે આવો આ કર્મમાર્ગ છે ઉપર જણાવેલો પહેલો " નેતિ " માર્ગ વિવેકપ્રધાન હોઇ તેનુ નામ જ્ઞાનયોગ અથવા સાંખ્યયોગ એવુ છે બીજા માર્ગનુ નામ કર્મયોગ હોઇને તે અનુભવપ્રધાન છે જ્ઞાનયોગમાં પૂર્ણ વિવેકપૂર્વક–અગમ બુદ્ધિથી કર્મનો સન્યાસ–ત્યાગ કરવાનો હોય છે, અને બીજા માર્ગમા કર્મોનો ત્યાગ કરવાનો નથી વિશ્વમાં પ્રત્યેક પ્રાણીમાત્રને કોઇને કોઈ પણ કર્મ કરવાનુ કર્તવ્ય રહેલુજ હોય છે માત્ર જેનુ મન આત્મામાંજ સતુષ્ટ રહેતુ હોય અથવા આત્માભ્યાસમાંજ સલગ્ન રહી શકતુ હોય, જેમની બુદ્ધિ આત્માથી નીચલા અનાત્મપ્રદેશમા આસક્ત થતી નથી, અને આત્મા એજ જેઓનુ સર્વસ્વ થઇ રહેતુ હોય છે, તેઓને માટેજ માત્ર અન્ય ક્રિયાઓ કર્તવ્યરૂપ હોતી નથી. જે પ્રમાણે ઉચેથી પડનારો પાણીનો ધોધ નીચા પ્રદેશમા પડતાજ પ્રથમ તો ખાડામાં પડી ત્યાં જોસથી ભમરી ખાઇ ચક્રાકાર ફરીને તે પછીજ પ્રવાહના આકારમાં સીધો અતિમાન થાય છે, તેના જેવીજ મનુષ્યપ્રાણીની સ્થિતિ છે શરૂઆતની–પામર કે વિષયી દશામા તે દેશ કાળ અને કારણથી બનેલા આ સસારરૂપી પ્રવાહમા તણાઇ વ્યવહારરૂપી ખાડામાં અનેક પ્રકારના વમળચક્રમા ખૂબ નીચો ઉચો થાય છે, અથડાય છે અને કુટાય છે મારો

* બુદ્ધ, ચૈતન્ય, શકર, રામદાસ, દયાનદ વિવેકાનદ, રામતીર્થ ઈ મહાન્ યતિવરો એવી અસામાન્ય કોટિમા ગણાય મ.શ્રી. સ. સા.

પિતા, મારો ભાઈ, મારૂં ધન, મારૂં ધામ, મારૂં નામ, મારી કીર્તિ ઇત્યાદિ પોકારો કરે છે, અને અંતે તે સર્વનો ખરો સ્વાદ અનુભવ્યા પછી તેમાંથી બહાર નીકળી પોતાના મૂળ સ્વરૂપભૂત સત્ય, પૂર્ણ સુખસ્વાતંત્ર્યના સીધા સાદા દિવ્ય પ્રવાહ તરફ આવે છે સર્વ જગતની એજ સ્થિતિ છે જાણે કે અજાણે પણ આપણે સર્વ, આ જગદ્રૂપી સ્વપ્નાવસ્થામાંથી જાગૃત થવાના પ્રયત્ન કરી રહ્યા છીએ આ સંસારરૂપી ભમ-રીમાં જે જે અનુભવો આપણને પ્રાપ્ત થાય છે, તે સર્વનો એજ ઉદ્દેશ હોય છે કે, તેઓનો અનુભવ લઈ આપણે તે ભમરીમાંથી છૂટી ખરી સ્થિતિએ પહોંચીએ. આપણે નિત્ય જોઈએ છીએ કે સઘળું વિશ્વ ક્રિયાપરાયણ છે સઘળા કાર્ય કરવાનો ઉદ્દેશ શું ? મુક્તિ—સ્વાતંત્ર્ય એજ એ સર્વ કાર્યનો અંતિમ હેતુ હોય છે,—પછી તે જ્ઞાનપૂર્વક હો કે અજ્ઞાનપૂર્વક હો જગતમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાણુથી લઈને મોટામાં મોટા પ્રાણિપર્યંત, સર્વ પ્રાણીમાત્ર મુક્તિનેજ માટે પ્રયત્ન કરી રહ્યા છે આ શરીરના બંધનનો છૂટકારો થાય, મનોબંધનનો ત્યાગ થાય, અને આત્માને મુક્તિ મળે એ હેતુથીજ આ સઘળી ધમાલ અને પ્રત્યેક પ્રાણિપદાર્થની ગતિ ચાલ્યા કરે છે સૂર્ય, ચંદ્ર, પૃથ્વી અને ગ્રહો પણ બંધનમાંથી મુક્ત થવાને માટેજ ભ્રમણ કરી રહ્યા છે શાસ્ત્રીય જ્ઞાનના અભાવને લીધેજ આ માર્ગમાં પ્રવાસ કરતાં દીર્ઘકાળ આપણને લાગે છે, અને અનેક ઠોકરો ખાવી પડે છે જો કર્મયોગનું રહસ્ય બરાબર સમજ-વામાં આવે તો એ સર્વ અંતરાયો દૂર થઈ જાય “ કર્મયોગ ” એ કર્મનું રહસ્ય દર્શાવનારૂં શાસ્ત્ર છે કર્મોદ્વારા આપણી શક્તિને કેવી રીતે ખીલવવી અને તે શક્તિનો ઉપયોગ મુક્તિ તરફ કેવી રીતે કરવો, એ જ્ઞાન આપણને કર્મયોગથીજ પ્રાપ્ત થાય છે આપણે અનંતકાળસુધી કર્મ કર્યા કરીએ, તોપણ આપણાં કર્મ અશાસ્ત્રીય હોય, તો આપણામાં હોય તે શક્તિનો પણ ઉલટો અપવ્યય અને નાશ થઈ જાય છે, અને મુક્તિનો માર્ગ દૂર થતો જાય છે રસાયનશાસ્ત્ર તેમજ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર દ્વારા પદાર્થોના બરોબર ગુણ અને ઉપયોગ સમજીને આપણે ક્ષુદ્ર જડ પદાર્થો પાસેથી પણ મોટા મોટા કાર્ય સાધી શકીએ છીએ, અને અલ્પશક્તિથી જેમ પ્રચંડ કાર્યો સરળતાથી પાર પાડીએ છીએ તેવીજ રીતે કર્મયોગના સશાસ્ત્ર જ્ઞાનવડે ઇચ્છા-શક્તિની યોગ્ય સંઘટના કરીને આપણે મુક્તિ પ્રાપ્ત કરી શકીએ છીએ આ દુનિયા તો બે ઘડીની બજારમાત્ર છે, આપણે નિરંતર વસવાનું સ્થાન નથી આ ચાલતી બજાર વચ્ચે કોઈક ઠેકાણે મડાગાંઠ પાડી વળગી પડવાથી કદિ પણ ખરૂં સુખ—સ્વા-તંત્ર્ય મળી શકનાર નથી. જો આપણને સ્વાતંત્ર્ય—મુક્તિની જરૂરજ છે, તો પછી તેને માટે તો એ દુનિયાની પેલી પારજ શોધ કરવી જોઈશે દેશ, કાળ અને કારણરૂપ આ જગતના બંધનમાંથી બહાર નિકળવાનો માર્ગ ધીરે ધીરે છતાં દૃઢતાપૂર્વક કાપવો જોઈએ

એ બંધનમાંથી સત્વર મુક્ત થવા માટે 'નેતિ' 'નેતિ' કહીને જગતના સર્વ મોહ-પાશ તોડી નાખનારા તીવ્ર જીજ્ઞાસુ પુરુષો તો કોઇકજ હોય છે. સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે તેવી રીતે દૃશ્યમાત્રની આસક્તિનો ત્યાગ કરી દઇ પરિણામે જગતનાં સર્વ બંધનથી મુક્ત થાય એવા વીરનરો પણ આ જગત્મા હોય છે તો ખરાજ; પરંતુ માત્ર કોઇજ એવા હોય છે બાકીના સર્વ કોઇ સામાન્ય મનુષ્યોને માટે તો કર્મની જાળમાંથી પસાર થઇને જે મુક્તિ મેળવવાની હોય છે, એ મુક્તિપ્રત્યે જવાનો ઉત્તમ માર્ગ, રહસ્ય અને યુક્તિ તે આ કર્મયોગજ દર્શાવે છે

કર્મયોગ કહે છે કે —"સદોદિત કર્મ કરો, પણ તે અલિપ્તપણે કરો " જગત્માની કોઈ પણ વસ્તુ યા સ્થિતિને બદલા તરીકે—ફળ તરીકે મેળવવાની આસક્તિ તમારે રાખવાની નથી આ જગત્મા જે કાંઇ અંતરાયો, અનેક પ્રકારના દુ ખ અને શોક વારંવાર આપણા જોવામા આવે છે, તે સર્વ આ જગતનુ મર્યાદિતપણું—નિર્ધનતા—નિ:સારતા—ક્ષણિકતા ઇત્યાદિ દર્શાવવાને માટેજ છે. આ જગત્મા પ્રાપ્ત થનારી ગરીબી અને શ્રીમંતાઇ બંને નાશવંત છે. આપણા પોતાના ખરા અસ્તિત્વ સાથે—આપણા સત્યસ્વરૂપ સાથે એ ગરીબાઈ અને શ્રીમંતાઇ ઈત્યાદિ લૌકિક વસ્તુસ્થિતિઓનો યત્કિંચિત્ પણ સંબંધ નથી આપણું નિત્ય—અનંત અસ્તિત્વ એ સર્વ વસ્તુસ્થિતિઓથી બીલકુલ પેલે પાર છે, એટલુંજ નહિ પણ પ્રત્યેક પદાર્થની અને કલ્પનાની પણ પેલે પાર છે આપણા એ મૂળસ્વરૂપપ્રત્યે જવાનો આપણી અસલ સ્થિતિને પ્રાપ્ત કરવાનો માર્ગ કુશળતાપૂર્વક સદા કર્મ કરવામા રહેલો છે એટલા માટે આપણે આ સિદ્ધાંત સદાકાળ લક્ષમાં રાખવાનો છે કે " દુ:ખની પ્રાપ્તિ મૂળ કર્મ નથી પરંતુ કર્મ પ્રત્યેની ફળાસક્તિ છે " ફળની આસક્તિથી અને દેહ તથા કર્મમાં અહંતામમતાપૂર્વક કર્મ કરવામા આવે તોજ તેનાથી ઉદ્ભવ થનારાં સુખ-દુ:ખો કર્તાને ભોગવવાંજ પડે છે કોઈની એક અતિ સુંદર છબીનો નાશ થતો જોઇને આપણને વિશેષ દુ ખ લાગતુ નથી, પરંતુ આપણી પોતાનીજ સુંદર છબીનો નાશ કરાતો આપણા જોવામા આવે તો આપણને કેટલુ લાગી આવે ? હવે ખરૂ જોતાં એમા છબી તો આપણી અને બીજાની પણ સુંદરજ હતી, પરંતુ એકના નાશથી દુ:ખ ન થયુ અને બીજીના નાશથી દુ ખ થયુ એનું કારણ શુ ? કારણમાત્ર એટલુંજ કે પેલી બીજાની છબીની સાથે આપણા મને અહંતામમતારૂપ અધ્યાસ બાંધ્યો ન હતો, અને બીજી છબીની સાથે તે બાંધ્યો હતો. "હું" અને "મારૂ" એ બે શબ્દમાંજ આખા જગત્નાં સમસ્ત દુ ખો રહેલા છે આ વસ્તુ 'મારી' છે એવી ભાવના થતાંજ તેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે અને આસક્તિ ઉત્પન્ન થઇ એટલે આસક્તિની પ્રજારૂપ દુ:ખો પણ આ.વવાનાંજ

"હું" અને "મારૂં" એ ભાવનાપૂર્વક જે પણ કર્મ યા વિચાર કરવામાં આવે છે

તે કર્મ અગર વિચારના આપણે ગુલામ બની જઇએ છીએ તત્ક્ષણજ ધણીનું રૂપાન્તર ગુલામમાં થઇ જાય છે. "હું" અને "મારૂં" એ વિચારરૂપી મોજા ચિત્તમાં ઉત્પન્ન થવા માંડ્યા એટલે તેની સાથેજ આપણે માટે ગુલામગીરીની શૃંખલા ઘડાતી જાય છે, અને 'હું' અને 'મારૂં' એ અભ્યાસ જેમ જેમ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ આપણી શૃંખલા અધિકતર જડ અને કષ્ટપ્રદ થતી જાય છે એટલા માટેજ કર્મયોગ કહે છે કે, આ જગતરૂપી એક મહાન્ અને અતિ સુંદર ચિત્ર જગકર્તાએ ચિતરેલું છે તેના દૃષ્ટારૂપેજ રહીને તેના દર્શનનો આનંદ લૂટો, અને તેમાં શીખવા જેવું હોય તે શીખો, પરંતુ તેમાં લેશમાત્ર આસક્તિ, મમતા કે દીનતા થઇ જાય નહિ તેની ખાસ કાળજી રાખજો. આ જગત્‌માંની કોઇ પણ વસ્તુ યા સ્થિતિપ્રત્યે "મારી" એવો અસત્ય શબ્દ કદિ પણ વિચારમાં કે ઉચ્ચારમાં લાવશો નહિ. "મારૂં" એ શબ્દ મનમાં કે મુખમાં આવતાંની સાથેજ આપણા માટે દુઃખનું બીજ રોપાય છે આપણી આસપાસનાં અને બીજા પેઠે સર્વ મનુષ્યોને પ્રભુના બાળકોતરીકે સમજીને તથા તેમની પ્રત્યેક કૃતિને બાળલીલાતરીકે જોઇને આનંદ કરો, એ બાળકો અને એ ક્રિયાઓ પ્રત્યે "મારૂં" એવો વિચાર પણ આવવા ન દેતા. 'મારૂં' ઘર, 'મારૂં' શરીર, એમ પણ માનશો કે બોલશો નહિ 'મમતા' એજ સર્વ દુઃખ અને સંકટોનું મૂળ છે, વાસ્તવિક જોતાં શરીર તમારૂં નથી, મારૂં પણ નથી, અને કોઇનું પણ નથી સૃષ્ટિના નિયમાનુસાર હજારો દેહ આવે છે અને જાય છે, અને તેના જવા આવવામાં આપણે માત્ર સાક્ષીભૂતજ છીએ જો માત્ર એકલા શરીરની યોગ્યતા જોઇએ તો એક ભીંત અથવા ચિત્રથી અધિક નથી તો પછી આપણે એ માટીના ગોળા સાથે એટલા બધા આસક્ત શામાટે થવું જોઇએ ? એકાદ ચિત્રકારને બોલાવી કોઇ ચિત્ર કઢાવે છે તો તે મનુષ્ય ચિત્ર કાઢી આપીને ચાલતો થાય છે, અને પછી એ ચિત્ર સંબંધીની વાત તેના સ્મરણમાં પણ હોતી નથી, પરંતુ તેજ મનુષ્ય જ્યારે 'મારૂં' ચિત્ર છે, એવી ભાવના કરે છે કે, તત્કાળજ એક નવું બંધન ઉત્પન્ન થાય છે, અને એ બંધન ઉત્પન્ન થતાંની સાથેજ તેનાં સહચારી દુઃખો પણ અવશ્ય આવવાનાંજ.

એટલા માટે કર્મયોગ પોકારી પોકારીને કહે છે, 'હું' અને 'મારૂં' એ ખોટી ભાવનાનો–એ ખોટા અભ્યાસનો પ્રથમજ ત્યાગ કરો, અને એ ભાવના ઉપર પૂર્ણ સ્વામિત્વ પ્રાપ્ત થાય, એટલે એને અંતરમાં દૃઢ કરીને ચિત્તમાં અહંપણાના એક પણ મોજાને ઉત્પન્ન થવા દેશો નહિ. બસ, એટલું સાધ્ય થયું એટલે પછી જગત્‌માં ગમે ત્યાં વિચરો, ગમે તેટલાં કર્મ કરો એટલે જરા સરખું પાપ પણ તમને લેશમાત્ર સ્પર્શ કરી શકવાનું નથી. જન્મથીજ કમળ પાણીની અંદર રહે છે, પણ પાણી તેને ચોંટી શકતું નથી, તેવીજ રીતે જ્યાંસુધી તમારા મન ઉપર તમારૂં સ્વામિત્વ છે ત્યાંસુધી પાપ અને દુઃખ તમને સ્પર્શ કરી શકવાનાં નથી આનું નામજ

વૈરાગ્ય અને એજ ઉદાસવૃત્તિ એવી ઉદાસવૃત્તિ વગર કોઇ પણ પ્રકારનો યોગ સાધ્ય થઈ શકતો નથી એજ સર્વ યોગનો મૂળ પાયો છે, પણ ઉદાસવૃત્તિ એટલે શુ એની કલ્પના બરોબર થવી જોઇએ. કોઇ મનુષ્ય ઘરબાર છોડી લગોટી ધારણ કરી, કદમૂળનો આહાર કરી અરણ્યવાસ કરે પરતુ જો અતરમાં ઉદાસવૃત્તિ–અનાસક્તિ ન આવી હોય, અને પોતાના શરીરનેજ એ સર્વસ્વ માનીને અને તેના હિતનેજ ઇતિ-કર્તવ્યતા માનતો હોય તો તે વિરકત નહિ પણ અનુરકતજ છે દાસીનતા–અનાસક્તિને બાહ્ય વેશ સાથે કોઇ પણ જાતનો ફરજીયાત સબધ નથી, એનો મુખ્ય સબધ તો આતર–મન સાથેજ છે 'હુ' અને 'મારૂ' એ બધનનો વાસ બાહ્ય દેહમા ન હોતાં અત કરણમાજ છે ખરૂ છે, કે બાહ્ય વસ્તુઓનુ જ્ઞાન થવામા ઇદ્રિય-દ્વારા દેહ પણ કારણ બને છે, પણ તે વસ્તુઓ સાથે બાધી લેનારી અહતામમતા-રૂપી શૃખલા તો અત કરણમાજ તૈયાર થાય છે એટલા માટે 'હુ' અને 'મારૂં' એ ભાવના દૂર થઇને બાહ્ય પદાર્થ સાથેનો આપણો અભ્યાસ તૂટયો એટલે પછી અના-સક્તિ–ઉદાસીનતા–આપોઆપજ પ્રાપ્ત થવાની. એકાદ મનુષ્ય રાજા હોઇને સર્વ પ્રકારના ભોગ ભોગવતો હોય તોપણ ઉદાસીન હોઇ શકે, અને બીજો એકાદ લગોટી ધારણ કરીને પણ અત્યત આસકત હોઇ શકે એટલા માટે કર્મમાર્ગમા પણ પ્રથમ ઉદાસવૃત્તિ પ્રાપ્ત કરવી અને પછીજ કાર્યપરાયણ થવુ જોઇએ એ ઉદાસીનવૃત્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી એ જો કે દુર્લભ છે તોપણ એ માર્ગ કર્મયોગ સારી રીતે દર્શાવે છે

આસક્તિનો ત્યાગ કરવા માટે કર્મયોગમા બે માર્ગ દર્શાવેલા છે. એક માર્ગ નિરીશ્વરવાદી લોકોને માટે છે જેઓને પરમેશ્વરમા તેમજ બહારની કોઇ પણ પ્રકારની મદદ માટે વિશ્વાસ હોતો નથી, તેવા લોકોએ પોતાની સ્વબુદ્ધિ અનુસાર જે કાર્ય સારૂ અને કરવા જેવુ લાગે તે પોતાની ઇચ્છાથીજ કરવુ જોઇએ. તેમને માટે તેમની સદસદ્વિવેકબુદ્ધિજ મોટા આધારરૂપ છે તેમણે મનને ઉદાર રાખી સ્તુતિ-નિદાની, સુખદુ ખની અને જયાજયની પરવા ન કરતા પોતાના કાર્યમાં સારી પેઠે જોડાઇ જવુ જોઇએ.

પરમેશ્વરમા વિશ્વાસ હોય તેવાઓને માટે બીજો માર્ગ કહેલો છે, અને તે ઘણો સુગમ છે એવા મનુષ્યોએ સદૈવ પોતાના કર્તવ્યપરાયણ રહીને સર્વ કાર્ય ઇશ્વરા-ર્પણ કરવા જોઇએ, અને પ્રભુપ્રીત્યર્થેજ કરીને પ્રભુની કૃપા અથવા સન્નિધિ સિ-વાય અન્ય કશાજ ફળની કામના રાખવી જોઇએ નહિ. તેઓ જે કાંઇ જુએ, સાભળે, બોલે, વિચાર કરે અને કાઇ પણ કર્મ કરે, તે સઘળુ ઇશ્વરનેજ અપર્ણ કરે છે પોતાને હાથે જે કાંઈ શુભ કર્મ બને છે તેને માટે તેઓ પોતાની જરા પણ સ્તુતિ કરતા નથી, કેમકે કાર્ય પરમેશ્વરનુ અને તે તેની કૃપાથી કરાયલુ માનીને તેને

માટે સ્તુતિ પણ પ્રભુપ્રત્યે તેઓ યોગ્ય ધારે છે. સર્વ કર્મો પ્રભુનીજ મિલકત હોઇ આપણે તો પ્રભુના નિમિત્તમાત્ર અથવા આજ્ઞાધારક સેવક છીએ એમજ ધારીને અહંકારથી સદા તેમણે દૂરજ રહેવુ જોઇએ, અને શુભ કર્મ કરવાની પ્રત્યેક પ્રેરણાને પ્રભુની આજ્ઞા માનવી જોઇએ તમે જે કાંઇ ઉપાસના કરો છો, જે જે કાંઇ જુઓ છો, અને જે કાંઈ કરો છો તે સઘળુ તેનેજ અર્પણ કરીને નિરાસક્તપણે રહો.× પોતાની અંદરજ શાંત થાઓ અને પરમ સુખ તથા શાંતિને અનુભવો આપણુ શરીર, મન, વચન અને પ્રત્યેક કર્મનો પરમેશ્વરમા સદાને માટે હોમ કરી નાખો અમૂલ્યમા અમૂલ્ય બાહ્ય પદાર્થોની આહુતી આપીને હોમ કરવા કરતા તમારા નાનકડા 'અહંપણાની' આહુતી એવા સંકલ્પ સાથે આપો કે, " રાત્રિદિવસ સંપત્તિનો શોધ કરતા કરતા આ જગતમાં સર્વ સંપત્તિરૂપ તુંજ મને સમજાયો, માટે મારો આત્મા તારીજ અંદર અર્પણ કરૂ છુ, પ્રીતિપાત્રની શોધમાં સર્વ પ્રીતિનુ પાત્ર તુંજ મને મળ્યો, માટે મારો આત્મા તારીજ અંદર અર્પણ કરૂ છુ " આ મંત્રનો અહર્નિશ જાપ જપો કે, " આ જગતમા મારા માટે કાંઇ પણ નથી, કોઈ પણ વસ્તુ સારી, નબળી યા ગમે તેવી હોય, તેથી મને શુ, મને બીજા કશાની પરવા નથી, હું સઘળુ તારીજ અંદર અર્પણ કરૂ છુ " જ્યાસુધી એ વિચાર રોમે રોમમાં, પ્રત્યેક નાડીમા, અને આખા શરીરમાં નખથી તે શિખાપર્યંત વ્યાપી જાય ત્યાસુધી, એ ભાવના સદાકાળ સેવ્યા કરો અહંપણાનો હોમ ચાલુ રાખો. પરિણામે એ ભાવના તમારા નખશિખપર્યંત રોમેરોમમાં અને અણુએ અણુમા વ્યાપી જશે અને તમારા સ્વભાવરૂપજ બની રહેશે આવી યોગ્યતા આવ્યા પછી જોઇએ તો રણયુદ્ધમા જઇને પોતાની પ્રચંડ વીર હાકથી મેઘને પણ ધ્રુજાવી દ્યો, પરંતુ તમે શાંત અને મુક્તજ છો એમ તમને સમજાશે

સામાન્ય વ્યવહારમાં આપણે જેને કર્તવ્ય-કર્મ કહીએ છીએ, તે કર્મો કર્મયોગના કર્મોની અપેક્ષાએ હલકી પાયરીનાં છે, તોપણ તે કર્મો આપણે દરરોજ કરવાંજ પડે છે પરિણામે આપણે જોઈએ છીએ કે આવા કર્મોપ્રત્યેની વિશેષ કર્તવ્યભાવના દુ ખનુંજ કારણ થઈ પડે છે આમ થતા તે કર્મોનું " કર્તવ્ય " રૂપ મટી જાય છે અને એક પ્રકારના વ્યાધિનુ રૂપ ધારણ કરીને તે પ્રતિદિન આપણા ઉપર અધિકાધિક આક્રમણ કરી આપણુ સઘળુ જીવન નષ્ટપ્રાય બનાવી દે છે એવી રોગિષ્ટ દશામા જે કાંઇ કરવાનુ ચિત્તમાં આવે છે તે બધુ કર્તવ્યરૂપજ ભાસે છે, અને એવા કર્તવ્યભ્રમના ચરખામાં આપણે એક વખત જઇ પડયા એટલે પછી આખા આયુષ્યપર્યંત તેમાથી છૂટકોજ થવાનો નહિ ઉનાળાનો મધ્યાન્હ કાળનો

× यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ श्री. भ गी

સૂર્ય જેમ વસ્તુને બાળી નાખે છે તેમ એ કર્તવ્યભ્રમ પણ આપણા આખા આયુ-ષ્યની હોળી કરી નાખે છે સંસારચક્રમા પૂર્ણ ફસાવા સાથે કર્તવ્યભ્રમને લીધે ગુલામની દશાએ પહોચેલા આવા પામરો તરફ દષ્ટિપાત કરો જોઇએ ! સવારે ઉઠયા ત્યારથી તેમના માની લીધેલા કર્તવ્યો તેમની પૂઠે એવા તો લાગી પડે છે કે તેની આડે તે બિચારાઓને સ્નાન કરવાનો કે પ્રાર્થના કરવાનો પણ અવકાશ મળતો નથી સવારથી તે રાત્રે સૂતા સુધી એવા કર્તવ્યનો બોજો તેમના ઉપર લાદેલોજ હોય છે કામ ઉપરથી ઘેર આવ્યા એટલે કામને લગતા વિચારો તેમનુ માથુ ખાયા કરે છે અને સ્વપ્નમા પણ તે " કર્તવ્યપિશાચ " તેમનો કેડો મૂકતો નથી. તેઓને સારી ઉંઘ પણુ આવવા પામતી નથી, એટલુજ નહિ પણ કર્તવ્યના ભ્રમમા પડેલા તે પ્રાણીઓ એને એજ ભ્રમ અને શ્રમને લીધે જેમ એકાદ ટ્રામનો ઘોડો દોડતો દોડતો પડી જઇને મોઢામા લગામ સહિત માર્ગમાજ મરણને શરણ થાય છે તેવીજ દશા એવા કર્તવ્યના ગુલામોની થાય છે આજકાલ સામાન્ય વ્યવહારમા જેને આપણે " કર્તવ્ય " નુ નામ આપીએ છીએ તેનો એવોજ પ્રકાર અને પરિણામ ચોતરફ આપણા જોવામાં આવે છે. નિર્વાહ અને સંગ્રહ વગેરેને માટે ધંધાનોકરીમા અને ખાવાપીવા અને સૂવાબેસવા વગેરેમાં આવો વખત ગાળવો એની કાંઇ કર્તવ્યમા ગણના ન કરાય નિષ્કામ અને અનાસક્ત ચિત્તપૂર્વક તથા વિવેકપૂર્વક કેવળ ઇશ્વરપ્રીત્યર્થ ઉન્નતિપ્રદ કર્મ કરવા એનુ નામજ કર્તવ્ય છે ઇંદ્રિયસુખ, ધનસંગ્રહ વગેરેની કામનાનાજ ગુલામ આખો દિવસ બની રહેવુ જોઇએ નહિ ઇન્દ્રિયો અને મનની તુચ્છ વાસનાઓ તૃપ્ત કરવા માટે વિવેક અને ધર્મરહિત કર્મો કરીને તેને " કર્તવ્ય "નુ નામ આપ-વાનુ અત્યારે બહુ સહેલુ થઇ પડયુ છે ફાવે તેનુ અપમાન કરવુ, ફાવે તેમ જૂઠ પ્રપંચ વિશ્વાસઘાત કરવાં, અને કોઇ સારો માણસ કાંઇક કહેવા માગે તો બચાવ કરવો કે, " શુ કરવુ, મારૂ કર્તવ્ય હોવાથી મારે કરવુ પડે છે ! " આવી રીતે પોતાની વિષયતૃષ્ણા—ધનતૃષ્ણાનો ખાડો કોઈ ન જાણી શકે તેટલામાટે તેના ઉપર " કર્તવ્ય " નાં શબ્દ પુષ્પ બિછાવી દેવામાં આવે છે પોતાની ગમે તેવી સ્વાર્થમય પ્રવૃત્તિને દેશહિતનુ, મિત્રહિતનુ, લોકસેવાનુ, વગેરે રૂપ આપી દઇને તેને ઓથે ગમે તેવા કામ અને સ્વાર્થ છુપાવી દેવામાં આવે છે "કર્તવ્ય' શબ્દનો આજ અર્થ અત્યારે અનેક ઠેકાણે ઘુસી બેઠેલો જણાય છે !

એવી અને એથી પણ હલકી રીતે અનેક મનુષ્યો સંસારરૂપી કૂવામા ગોથાં ખાય છે, અને દ્રવ્ય ઇત્યાદિ ઇપ્સિત વસ્તુઓ પ્રાપ્ત કરવાને માટે જીવસટોસટના પ્રયત્ન કરે છે તેઓ " કર્તવ્ય " નો ખરો અર્થ સમજતા નથી આવા મનુષ્યોના મનમા જે જે કામો કરવાના આવે છે તે પોતાના સુખસ્વાર્થને લીધેજ ઘણુ કરીને આવે છે અનેક જન્મોના અભ્યાસ અને મહાવરાને લીધે માણસને એમજ સમજાઇ

ગયુ હોય છે કે, ઇંદ્રિયજન્ય સુખ એજ સર્વસ્વ છે અને તે મેળવવાને માટે જે કાંઇ કામ કરવા પડે તે સર્વ " કર્તવ્ય " જ છે

દાખલાતરીકે એક દેશમાં લગ્ન જેવી કોઈ ક્રિયા કે શબ્દજ નથી એટલે ત્યા પતિપત્નીના કર્તવ્યની ભાવના પણ હોતી નથી આવા દેશમા ગમે તે સ્રીપુરુષ ગમે તેની સાથે અને ગમે તેટલાની સાથે વિષયવ્યવહાર કરીને પરિણામે અનેક વ્યાધિ ભોગવ્યા પછી એક લગ્ન કરવાનુ શીખે છે આ લગ્ન તેઓ પોતપોતાના સુખને માટેજ કરે છે, પરતુ એવો રિવાજ લાબો વખત ચાલતાં પછી " પતિ પત્નીના કર્તવ્યો " નિર્માણ થવા માડે છે

જ્યારે કોઈ પણ વ્યાધિ પ્રખર સ્વરૂપમા હોય છે ત્યારે તેને આપણે રોગના નામથી ઓળખીએ છીએ, અને જ્યારે તે જીર્ણ થઇ જઇને આપણી દૃષ્ટિમા ન આવી શકે એવા રૂપમા આવી જાય છે, ત્યારે તેને વ્યાધિતરીકે માનવાનુ ભૂલી જઇને " મારી પ્રકૃતિજ એવી છે " એમ આપણે કહેવા માડીએ છીએ અર્થાત પેલા વ્યાધિનેજ પ્રકૃતિનુ નામ આપી દઇએ છીએ. તેવીજ રીતે ઇન્દ્રિયોના વિષયોમા આસક્તિ એ વાસ્તવિકરીતે એક વ્યાધિજ હોવા છતાં તે વ્યાધિ દીર્ઘકાળપર્યંત આપણા મનમા રહેવાથી આપણે તે વ્યાધિને " કર્તવ્ય " એવુ ભપકાદાર નામ આપીએ છીએ

જગતમા જ્યા ત્યા બહુધા આવોજ વ્યવહાર પ્રચલિત છે સામાન્ય વ્યવહારમા જેને આપણે " કર્તવ્ય " કહીએ છીએ તેનો ઉપયોગ એટલોજ પૂરતો હોય છે કે તેથી આપણે પશુધર્મસુધી પહોચતા અટકીને કાંઇ પણ શુદ્ધિમાં રહીએ છીએ નીચલી કોટિના મનુષ્યો કે, જેમની કલ્પનામાં આના કરતા વધારે ઉચ્ચ પ્રકારનો વિચાર આવી શકતો નથી, તેઓની વધારે અધોગતિ ન થાય એટલા પૂરતાજ એ " કર્તવ્ય ઉપયોગી છે, પણ જેઓને કર્મયોગીજ થવાની ઇચ્છા છે, તેઓએ તો કર્તવ્યની એ સામાન્ય કલ્પનાને દૂરથીજ નવ ગજના નમસ્કાર કરવા જોઇએ તમારા મારા જેવાઓ માટે એવા પ્રકારના કર્તવ્ય ઉપયોગી નથી શરીર અને સબધીઓ વગેરેને માટે કરવા જેવુ હોય તે બનતા પ્રયત્ને કરો, પણ તે કર્તવ્યના " બાઉ 'થી બીને ન કરો આપણા જેવાઓએ તો કર્તવ્યના નામનો ભૂત ઉભો કરીને કોઇ આપણને અમુક કાર્ય કરવાની ફરજ પાડી શકે, એ વાત સ્વપ્ને પણ ન લાવવી જોઇએ આપણે+ આ વાત સદા લક્ષમા રાખવાની છે કે કોઇએ ફરજ પાડવાથી યા કોઇની બીકથી આપણે કોઇ પણ કામ કરીશુ તો તેનુ પરિણામ આ-સક્તિમાજ આવશે, માટે કર્તવ્યનો વિચાર દૂર ફેકી દઇને આપણુ સર્વસ્વ ઇશ્વરમા

+ અહિ જે કહેવામા આવે છે તે જીજ્ઞાસુની ઉચ્ચ કોટિવાળાઓ માટેજ હોઈ પામર વિષયી માટે નથી એ ખાસ યાદ રાખવુ મંત્રી સ સા.

અર્પણ કરો આપણો દેહ, મન અને આપણું સર્વસ્વ ઈશ્વરના ચરણમા સમર્પણ કરી દો

આ કર્તવ્ય બજાવવામાં જગતના બધા કર્તવ્યનો સમાવેશ અને સમાપ્તિ થઇ જાય છે, અને પછી એક પણ કર્મ "કર્તવ્ય" તરીકે કરવાની ફરજ રહેતી નથી આ સસારરૂપી દાવાનળમા કર્તવ્યરૂપી પ્રચડ અગ્નિ પ્રાણીમાત્રને ભસ્મીભૂત કરી રહ્યો છે, ત્યાં આ બ્રહ્માર્પણરૂપી અમૃતપાન કરો, એટલે એજ અગ્નિ તમારે માટે ચદ્રના જેવો શીતળ થઇ તમને અનુપમેય સુખશાન્તિ આપશે

દીર્ઘદષ્ટિથી જોતાં ક્રિયામાત્રમા ખરેખરો કર્તા કારવતા તો જૂદો હોઇને આપણે તો માત્ર તેના ઇચ્છાવાહક સેવકજ છીએ તેની ઇચ્છાનુસાર વર્તવાથી તેને લગતા લાભહાનિ અથવા ફળ કે શિક્ષા સાથે આપણને કાંઈ પણ સબધ રહેતો નથી. જો તમને ફળની ઇચ્છા હોય તો શિક્ષાને માટે પણ તમારે તૈયારજ રહેવુ જોઇએ. શિક્ષામાથી છૂટવાનો માત્ર એકજ માર્ગ છે કે ફળની લેશમાત્ર પણ ઇચ્છા કે ભાવના ઉત્પન્ન થવા દેવી નહિ, કારણ કે શિક્ષા અને ફળ, સુખ અને દુ ખ, લાભ અને હાનિ એ પ્રત્યેક દ્દ્દ એકબીજાની સાથે સજ્જડ જોડાયેલા હોઇને જ્યા એક હોય ત્યા બીજુ જવાનુજ એ યુગલ કદાપિ વિભક્ત થવાનુજ નહિ એક બાજુએ સુખ છે તો બીજી બાજુએ દુ ખ છે, એક તરફ જીવિત છે તો બીજી તરફ મૃત્યુ છે જો તમારે મૃત્યુની પેલી પારજ સદાના સચ્ચિદાનદમય જીવનમા જવુ હોય તો હાલના અસત્ય—જડ—દુ ખમય જીવનની આસક્તિનો ત્યાગ કરી દેવો જોઇએ એવી સ્થિતિમાં જ્યારે તમે પ્રવેશ કરશો ત્યારે હાલનું જીવિત અને મૃત્યુ બેઉ એક સરખાં અથવા એકરૂપજ સમજાવા માંડશે. હાલની પેઠે અહમમત્વમય જીવન ચાલુ રાખવા છતા તેને ભય કે દુ ખરહિત કેવળ સુખવાળુ અને અચળ બનાવી શકાવાની કલ્પના તો નાના બાળકોનેજ માટે ઇષ્ટ છે જેની દષ્ટિ સત્ય જ્ઞાનમય થવા માંડે છે તે તો એ કલ્પનાનો સત્વર ત્યાગ કરીને સુખી થાય છે માટે કોઇ પણ કાર્ય કરવામા સ્તુતિ અથવા ફળની લેશમાત્ર આસક્તિ રાખશો નહિ

કોઇ પણ સત્કાર્યનો આરભ કર્યો એટલે તેનાથી આપણુ ગૌરવ વધશે એવો વિચાર આવવા માંડે છે, એકાદ નિરાશ્રિત ફડમાં થોડા પૈસા આપ્યા કે, આપણું નામ ક્યા ક્યાં વર્તમાનપત્રોમા આવ્યુ તેની શોધ આપણે પ્રથમજ કરવાના આવી ફળેચ્છા અને તૃષ્ણાઓના પરિણામે આપણને દુ ખની પ્રાપ્તિ એક નહિ તો બીજી રીતથી થવીજ જોઇએ જેઓએ જગત્ ઉપર ઘણાજ મહાન ઉપકાર કર્યા છે એવા અનેક ગુપ્ત મહાત્માઓ થઇ ગયા છે પણ તેઓ પોતાનાં નામ કે નિશાનની લેશમાત્ર પણ પરવા નહિ કરતા જગતને છોડી ગયા છે. એવા અપ્રસિદ્ધ મહાત્માઓની તુલનામાં બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવાઓ પણ ઉતરતી પક્તિના લેખાય. તેમણે

પોતાના નામમાત્ર પણ કોઇની જાણમાં આવવા દીધા નથી. અનંતકાળ દરમ્યાન પ્રત્યેક દેશમા એવા સેંકડો મહાત્માઓ થઇ ગયા છે, અને પોતાનુ ઇષ્ટકાર્ય કરી ચાલ્યા ગયા છે તેઓએ પોતાના શાંત અને અપ્રકટ જીવનદ્વારા જગતના ઉપર જે અનંત ઉપકારો કર્યા છે, તેમના અતિ મહાન્ વિચારોજ સમય આવતાં બુદ્ધ અને ક્રાઇસ્ટરૂપે જગત્ આગળ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા છે અસામાન્ય મહાત્માઓ પોતાના જ્ઞાનવડે નામ કે કીર્તિ મેળવવાની લેશમાત્ર પણ ઇચ્છા કરતા નથી, એટલુજ નહિ પણ તેવી ઇચ્છા કરવાનુ જરા પણ કારણ કે વ્યાજબીપણુજ તેમને ભાસતુ નથી તેઓ પોતાના વિચારો જગતને માટે છોડી દઇ પોતે તો અલિપ્તજ રહે છે પોતાની સ્તુતિનો એકાદ શબ્દ સાંભળવો, અથવા પોતાના નામનો કોઇ ધર્મ અગર પંથ કાઢવો, એવો વિચાર સરખો પણ તેઓને ઉદ્‌ભવતો નથી ખરા મહાત્માઓની એવી સ્થિતિ હોય છે જેઓ નિત્ય શાંત હોય છે, અને સત્ય પ્રેમમાંજ અવસાન મેળવે છે, તેઓજ શુદ્ધ સાત્ત્વિકતાની મૂર્તિ છે હિમાલયની એક ગુહામાં એવા એક યોગી મહાત્માના મને દર્શન થયા હતા એવી અદ્‌ભુત મૂર્તિ મારા જોવામા કદિ પણ આવી નથી તેનુ પોતાપણુ—અહંકાર—એટલેસુધી નષ્ટ થઇ ગયુ હતુ કે, તેના અંતરમાથી મનુષ્યભાવનાજ નષ્ટ થઇ ગએલી, અને તેને બદલે સર્વથા ઈશ્વરી અંશજ ભરાઇ ગયેલો કહી શકાય તેના એકાદ હસ્તને કોઇ પશુ આવીને કરડી ખાય તો તે તુર્તજ પોતાનો બીજો હસ્ત તેની આગળ ધરતો, અને 'પરમેશ્વરની ઇચ્છાજ એવી છે' એમ તે બોલતો જે જે કાંઇ થાય છે તે સઘળુ પરમેશ્વરની ઇચ્છાથી થાય છે, એવો તેનો દૃઢ નિશ્ચય થઈ ગયો હતો તેના દર્શન સાધારણરીતે કોઇને પણ થતા નહિ, તથાપિ તે પ્રેમ અને જ્ઞાનની કેવળ ચિન્મૂર્તિજ હતા

એવા સાત્ત્વિક પુરુષોથી કંઇક ન્યૂન સત્ત્વવાળા લોકો ચપળ સ્વભાવના હોય છે, જેઓ સાત્ત્વિક પુરુષોની પાસેથી મેળવેલો જ્ઞાનનો ઉપદેશ—પ્રચાર કરવાનુ કામ કરે છે ઉત્તમ કોટિના મનુષ્યો મહાન્ સદ્‌વિચારોને કેવળ શાંત રીતે એકત્ર કરતા રહે છે, ત્યારે આ દ્વિતીય વર્ગના લોકો જેવા કે—બુદ્ધ અને ક્રાઇસ્ટ તે વિચારોનો સ્થળે સ્થળે પ્રચાર કરે છે અને ધર્મનો વિસ્તાર કરે છે ગૌતમ બુદ્ધના ચરિત્રમા "હુ પચીસમો બુદ્ધ છુ" એમ વારવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે પ્રથમના ચોવીસ બુદ્ધ કોણ હતા, તેઓએ શુ કહ્યુ છે વિગેરે હકીકત આપણી માનવજાતિને ઉપલબ્ધ નથી, તોપણ તેઓનાજ જ્ઞાનના બળવડે જેની જ્ઞાનરૂપી ઇમારતનો પાયો ચણાયો હતો તે પચીસમો બુદ્ધજ માત્ર આપણા જાણવામા આવ્યો છે અતિ ઉચ્ચ કોટિના મહાત્માઓ સર્વદા શાંત અને અજ્ઞાતજ હોય છે વિચારના સત્ય સામર્થ્યને જાણનારા માત્ર તેજ પુરુષો હોય છે તેઓને પૂર્ણ ખાત્રી થએલી હોય છે કે, જો

તેઓ કદાચ એકાદ ગુહામા જઈને માત્ર પાચજ સત્ય વિચારો કરે અને પછી તે સ્થાનનો ત્યાગ કરે, તોપણ પેલા પાચ વિચારો ચિરજીવજ રહેવાના એવા શુદ્ધ સબળ વિચારતરગો પર્વતની અનેક ગુહાઓ ફોડીને અને અનેક સમુદ્રો ઓળગીને અખિલ સૃષ્ટિમા ફરી વળે છે અને એનો અધિકારી જ્યા પણ હોય ત્યા તેના હૃદયમા અને મસ્તિષ્કમાં ઉંડા પ્રવેશી જઈ તેમને જાગૃત કરી દે છે પછી તે મનુષ્યો એ વિચારોને પોતાની વાણી અને આચરણમાં વ્યક્ત કરે છે જગતનુ કલ્યાણ કરવામાટે જગ્યાએ જગ્યાએ ફરીને જ્ઞાનનો ઉપદેશ કરવામાં વારવાર વાદવિવાદ પણ થવાનો, અને અનેક પ્રકારના અતરાય પણ આવવાનાજ એમ કરવાને માટે પૂરેપૂરા રજોગુણની અપેક્ષા પણ ખરી, અને એમ થવાથી ઉપદેશ કરનારમા રહેલુ રજસ્ ઘસાતું જઈ સત્ત્વ ખીલતું જાય છે વળી એ ઉપદેશ–મતભેદ–ચર્ચા–અતરાય ઇત્યાદિના પ્રતાપથી, ઉચ્ચ કક્ષાના મહાત્માઓના મૂગા વિચારોને ગ્રહણ નહિ કરી શકે એવા હજારો અને લાખો જીવોને પોતાથી મેળવી અને પચાવી શકાય તે જાતનો ઉન્નતિપ્રદ માનસિક ખોરાક મળ્યા કરે છે. જેમકે બે જૂદા જૂદા વિચાર ધરાવનાર માણસો અમસ્થા બેઠા હશે વા ચાલ્યા જતા હશે તો તેની કોઇને ખબર નહિ પડે, પરતુ તેઓ ચર્ચા અને વાદવિવાદ કરવા મડી પડયા હશે તો મોટુ લોકોનુ ટોળુ તેમની આસપાસ “ શુ છે, શુ છે ” કરતું ભેગુ થઈ જશે અને બન્નેનુ કહેવુ જાણુવા મથીને તે વાત આખા ગામમા ફેલાવી દેશે. અતિ ઉચ્ચ કક્ષાના મહાત્માઓ પોતાની શુદ્ધ સાત્ત્વિક અવસ્થાને લીધે છેક એકાંતમા અને મૂગા રહેવા છતાં પણ ઉપલા કરતા બહુ વધુ પ્રમાણુમા અને ઉચ્ચ પ્રકારની લોકસેવા બજાવી શકતા હોવાથી તેમને પોતાને માટે ઉપર પ્રમાણેનુ કાર્ય કરવુ ઉચિત અને આવશ્યક હોતુ નથી. શકર, બુદ્ધ, ક્રાઇસ્ટ વગેરે જેવા પુરુષો ગમે તેટલા મહાન્ હોય તો પણ ઉપર કહ્યા તેવા અતિ ઉચ્ચ મહાત્માઓ કરતાં તો તેમનો દરજ્જો નીચોજ છે. આપણા હૃદયમા રજસ્, તમસના– વિકારનો થોડો પણ અશ હોયા વગર જગત્માં આવીને કામ કરવુ એ શક્ય નથી કોઇ પણ કર્મ એ નામ પાડયુ એટલે તેના મૂળમાં સાત્વિક આસક્તિ પણ લેશમાત્ર તો હોવાનીજ અલબત્ત અમુક કક્ષાએ પહોચ્યા પછી એવી આસક્તિ અને તેના પરિણામ બધનકારક નહિ થતા એક ખાસ જૂદીજ વ્યવસ્થાથી તે જગતમાં પરબાર્યાં વહેચાઇ જાય છે, પરતુ તે દશા આવવા અગાઉ તો પૂર્ણ નિરાસક્તિ આવવાને ખાતર સાત્વિક આસક્તિનું પગથીયુ પણ ચડવુ જ પડવાનુ કર્મનો એ એક સાધારણ નિયમજ છે, પરતુ એકાદ ક્ષુદ્ર વા સામાન્ય કાર્ય કરીને તે બદલ મહત્કીર્તિની અપેક્ષા કરવી એ તો કેવળ મૂર્ખતાજ છે. જેની સત્તા–સિવાય એક તણખલુ પણ હાલી શકતુ નથી અને જે એક તુચ્છમાં તુચ્છ કીડાની પણ પૂર્ણ કાળજી રાખે છે, એવો જે પરમાત્મા તેની

સંમુખ ઉભા રહીને આપણા ક્ષુદ્ર કાર્યનો ઢંઢેરો પીટાવવો એ શું આપણને શોભે છે? ખરેખર એમ કરવું એ પરમેશ્વરનો ઉપહાસજ કરવા જેવું છે "જેવી ઈશ્વરેચ્છા" એટલુંજ કહેવાની આપણી યોગ્યતા છે

સત્ત્વગુણ પ્રધાન અસામાન્ય પુરુષોને જગત્‌મા પ્રત્યક્ષપણે કાંઇ પણ કાર્ય કરવું પડતું નથી, કારણ કે તેઓમા આસક્તિનો કિંચિત્ પણ અંશ રહેલો હોતો નથી. તેઓનું અંતર બ્રહ્મમાજ લીન થયેલું હોય છે, તેઓની સઘળી ઈચ્છાઓ પણ બ્રહ્મમયજ હોય છે અને સદોદિત બ્રહ્મચિંતન એજ તેઓનો ઉદ્યોગ હોય છે, તેઓને કોઈ પણ કર્તવ્ય કરવાનું અવશિષ્ટ હોતું નથી આવા ઉત્તમ કોટિના પુરુષો સિવાયના અન્ય સર્વ પુરુષોના ભાગ્યમા જગત્‌માં જ્ઞાન પ્રચાર વગેરે બાબતનું સ્થૂળ કાર્ય કરવાનું હોય છે, પરંતુ તેમ કરવામા તેમણે પણ " આપણે મદદ કરીએ છીએ " એવો વિચારમાત્ર પણ ચિત્તમા આવવા દેવો જોઇએ નહિ, કારણ કે મનુષ્ય પોતે સ્વતંત્ર રીતે કોઈ પણ મદદ કરવાને શક્તિમાન નથી વળી આ વિશ્વરૂપી વ્યાયામશાળામાં આપણે કોઈને માટે કાંઇ પણ કરીને આપણને પોતાનેજ મદદ કરીએ છીએ કર્મનું યથાર્થ રહસ્ય એજ છે એ રહસ્ય ધ્યાનમા રાખી કર્મ કરે જઇએ, અને કર્મ કરવાનો એવો વિશિષ્ટ હક્ક પરમેશ્વરની કૃપાથીજ આપણને પ્રાપ્ત થયો છે એવી ભાવના દઢીભૂત થાય એટલે કોઇપણ પ્રકારની આસક્તિ મનમાં જન્મ પામશે નહિ મારા તમારા જેવા લક્ષાવધિ લોકો પોતાની જાતને આ જગત્‌મા મહાન્ માને છે, પણ મારૂં કે તમારૂં મરણ થયું કે તુર્તજ પાંચ મિનિટમાજ મને અને તમને જગત્ ભૂલી જાય છે માત્ર પરમેશ્વરનુંજ જીવન અનંત છે. જો સર્વશક્તિમાન્ પરમેશ્વરની સત્તા–સ્ફૂર્તિ ન હોય તો એક ક્ષણમાત્ર પણ જીવી શકવાને હું કે તમે શક્તિમાન નથી સર્વ કરતા–કારવતા તો એજ છે જગત્‌માંનું સર્વ સામર્થ્ય પણ તેનુંજ છે, અને તે સર્વ દશ્ય અને અદૃશ્ય શક્તિઓ પણ તેનીજ છે તેનીજ ઇચ્છાથી–આજ્ઞાથી વાયુ વાય છે, સૂર્ય પ્રકાશે છે, માણસો જીવે છે અને મૃત્યુ આક્રમણ કરે છે સર્વ પણ તેજ છે અને સર્વાન્તર્યામી પણ તેજ છે તેની પૂજા કરવી એટલીજ આપણી યોગ્યતા છે પૂજાનું ફળ તેનેજ અર્પણ કરો શુભકર્મો કેવળ તેનેજ માટે અને તેનીજ આજ્ઞાથી કરવાનાં છે એવી ભાવના દઢ કરો એટલે અનાસક્તિ આપોઆપજ તમારામા ઉત્પન્ન થશે અને આપણને બાંધી રાખનારા સર્વ બંધનો તુટી જઇને આપણે મુક્ત બની રહીશું કે જે મુક્તિ મેળવવાનું કર્મયોગનું સાધ્ય છે

# कर्मयोग–प्रकरण ८ मुं

## કર્મયોગનો આદર્શ

વેદાન્તની આ એક અતિ ઉચ્ચ અને વિશાળ કલ્પના છે કે મનુષ્ય ભિન્ન ભિન્ન માર્ગનું અવલંબન કરવા છતાં પણ સર્વનું પ્રાપ્તવ્ય સ્થાન–પહોંચવાનું ઠેકાણું એકજ છે એ માર્ગ સામાન્યત ચાર પ્રકારના છે કર્મયોગ, ભક્તિયોગ, રાજયોગ અને જ્ઞાનયોગ આ વાત દરેકે ધ્યાનમા રાખવી જોઇએ કે, એ ચાર માર્ગ ભિન્ન ભિન્ન પ્રકારના છે, તોપણ તેઓને પરસ્પર કાંઇ સબંધ નથી એમ નથી તેઓના નામમા જેટલી ભિન્નતા દેખાય છે તેટલી તેના પ્રત્યક્ષ આચારમા નથી હોતી એમા બહારની કંઇક વધારે ભિન્નતા દેખાય તોપણ તત્ત્વત તેઓમા અત્યત નિકટનો સબંધ છે તેઓ પૈકી જે માર્ગમા જે સ્થૂળ વ્યવહારની અધિકતા દેખાય છે તે ઉપરથી તે માર્ગને એકાદ વિશિષ્ટ નામ આપવામા આવ્યુ હોય છે પણ તેથી કરીને એ માર્ગમા ઇતર માર્ગનું કોઈ પણ તત્ત્વ અતર્ભૂત નથી એમ નથી કોઈ મનુષ્ય કર્મયોગી હોય એટલે પછી તે જ્ઞાની ન હોય અથવા ન થાય એમ નથી કોઇ મનુષ્ય ભક્ત હોય છતા તે રાજયોગી પણ હોઇ અથવા થઈ શકે છે કોઇ મનુષ્ય જ્ઞાની હોઇને ભક્ત પણ હોય કોઇમાં એક માર્ગનું સ્વરૂપ વિશેષ દેખાતુ હોય, તે ઉપરથી તેને અમુક માર્ગનો આપણે કહીએ છીએ એટલુજ એ ચારે માર્ગ આરભમા જૂદા દેખાય છે, પરતુ તેઓનુ લક્ષ્ય એકજ હોઇને આગળ જતાં તે માર્ગો એક બીજાની સમીપમા આવવા માડે છે, અને છેવટે એકરૂપ અને એકજીવ થઈ જાય છે, તેવીજ રીતે જગતના સર્વ ધર્મ અને પથોનુ પર્યવસાન છેવટે એકજ લક્ષ્યમાં થાય છે

તે લક્ષ્ય શુ છે, તેનો ઉલ્લેખ મે પૂર્વે કર્યો છેજ. મુક્તિ એજ તે સર્વનુ સાધ્ય છે જગત્મા સર્વ વસ્તુઓ માત્ર મુક્તિનેજ માટે પ્રયત્ન કરી રહી છે. સૂક્ષ્મ પદાર્થથી લઇને તે મનુષ્યપર્યંત અને જડ પદાર્થથી લઇને તે જગત્માના અતિ ઉચ્ચ એવા જીવાત્મા સર્વનો પ્રયત્ન જાણતા કે અજાણતાં માત્ર મુક્તિ મેળવવાને માટેજ છે મુક્તિ મેળવવાના પ્રયત્નોના પરિણામરૂપજ આ સઘળુ વિશ્વ છે જગત્માનો પ્રત્યેક અણુ એક બીજાથી મુક્ત થવાને માટેજ પ્રયત્ન કરી રહ્યો છે, પરતુ ઇતર પરમાણુઓ તેને અટકાવીને પકડી રાખે છે આપણી પૃથ્વી પણ સૂર્યના સપાટામાથી છૂટીને આગળ જવાનો પ્રયત્ન કરી રહી છે, અને ચદ્ર પણ પૃથ્વીના પાશમાથી છૂટવાને માટે પ્રત્યેક ક્ષણે પ્રયત્ન કરી રહ્યો છે વિશ્વની પ્રત્યેક વસ્તુમા આસપાસના બધનો છોડીને અનત તત્ત્વમા જઈ ભળવાનો સ્વભાવ હોય છે જાણે કે અજાણે પરતુ કેવળ એજ ઉદ્દેશથી પ્રેરાઇને સત્પુરુષો ઈશ્વરની ભક્તિ કરે છે અને ચોર લોકો ચોરી કરે છે.

બંનેમા કર્મનો મૂળ હેતુ તો એકજ છે, પરંતુ એ હેતુને સિદ્ધ કરવાનો માર્ગ જેનો અયોગ્ય હોય છે તેને આપણે દુર્જન અથવા પાતકી એવુ નામ આપીએ છીએ, અને યોગ્ય માર્ગ લેનારને આપણે સજ્જન અથવા પુણ્યાત્મા કહીએ છીએ માર્ગ યોગ્ય કે અયોગ્ય હોય પણ હેતુ તો બંનેનો માત્ર મુક્તિનોજ હોય છે બંને જણ બંધનોથી કંટાળેલા હોઈ તેમાંથી છૂટવાને મંથન કરી રહ્યા છે જેને એ બંધનો વિષેનુ ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયુ હોય છે તે તેમાંથી છૂટવાને માટે ઈશ્વરારાધન વગેરે ખરા માર્ગો લે છે, અને " પોતાની પાસે જગતના અમુક પદાર્થો નહિ હોવાથી પોતે બદ્ધ-દુખી છે" એવી અયોગ્ય માન્યતામા પડીને એવી નિર્ધન સ્થિતિથી કંટાળેલો મનુષ્ય તે વસ્તુઓ મેળવવાને માટે ચોરી વગેરે અયોગ્ય માર્ગ ગ્રહણ કરે છે

'મારી પાસે અમુક વસ્તુ નથી' એ વિચારજ અહિંઆં બંધન-દુખરૂપ છે, અને તેથી તે વસ્તુ પ્રાપ્ત થાય એટલે તે પાશમાંથી મુક્ત થવાય, એ ભાવનાથીજ ચોર ચોરી કરે છે આ પ્રમાણે ખરી કે ખોટી સમજણથી ખરે કે ખોટે માર્ગે જગતના સમગ્ર જડ અને ચેતન પદાર્થો મુક્તિનેજ માટે મહેનત કરી રહ્યા છે એટલુ તો ખરૂં કે " આપણે મુક્તિનેજ માટે પ્રયત્ન કરી રહ્યા છીએ " એવુ જ્ઞાન કેટલાકને હોય છે અને કેટલાકને બીલકુલ નથી હોતુ, અને એજ કારણને લીધે બંનેના માર્ગ જૂદા પડી જઈને અંતિમ પરિણામ પણ વિપરીતજ આવે છે "આપણી વાસ્તવિક ઇચ્છા શુ છે અને તે પૂર્ણ કરવાને માટે કયો માર્ગ યોગ્ય છે " તેનુ બરાબર જ્ઞાન જેને થયુ છે એવા સાધુ પુરુષો યોગ્ય માર્ગપર આરૂઢ થઈ, છેવટે સદાને માટે અનિર્વાચ્ય ચૈતન્ય અને આનંદની સ્થિતિ પ્રાપ્ત કરે છે જ્યારે ચોરને પોતાની વાસ્તવિક ઈચ્છા અને તેને પૂરી કરવાના સત્ય ઉપાયનુ જ્ઞાન નહિ હોવાથી તે વિપરીત માર્ગનુ અવલંબન કરીને ઉલટો વધારે બંધનમા સપડાય છે. એટલા માટે આપણને જ્ઞાની જરૂર છે અને તે મેળવવાનો યોગ્ય માર્ગ કયો છે તેનુ બરાબર જ્ઞાન મેળવવું એ પ્રત્યેક મનુષ્યને માટે આવશ્યક છે

જગતમા ચાલતી સવ ધડભાગ મુક્તિના પ્રદેશ પ્રતિ જવાને માટેજ છે સર્વ ધર્મો એજ તત્ત્વને સૂચિત કરી રહ્યા છે પ્રત્યેક ધર્મમા સૂચિત કરેલા નીતિતત્ત્વો અને સ્વાર્થત્યાગનુ મૂળતત્ત્વ પણ આજ છે જીવાત્માને અનેક જન્મથી લાગેલો દેહાધ્યાસ દૂર થઇને તે મુક્ત થાય, એટલા માટે દરેક ધર્મનો અવતાર થએલો છે જે સમયે કોઈ મનુષ્યને આપણે કાંઇ સત્કર્મ કરતા અથવા બીજાનુ ભલુ કરતા જોઇએ છીએ તે સમયે તેની બુદ્ધિ " હું " અને " મારૂ " એ સંકીર્ણ પ્રદેશને ઓળંગીને કાંઇક આગળ ગયેલી હોય છે એમ આપણને સ્પષ્ટ સમજાય છે આમ છતા પરોપકારમા દેખાઇ આવતો એ સ્વાર્થત્યાગ ગમે તેટલો મોટો હોય તોપણ એજ છેવટનુ પગથીયુ નથી, એ વાત અવશ્ય ધ્યાનમા રાખવા જેવી છે પરહિતને

ખાતર પ્રાણનું દાન આપવામાં પણ ઘણીવાર કીર્તિ મેળવવાનો સ્વાર્થ હોવાનો સંભવ છે, ત્યારે ખરૂં અંતિમ સાધ્ય તો એજ છે કે "હું" અને "મારૂં" એ ભાવનાનો સંપૂર્ણ નાશ થાય સર્વ ધર્મો અને નીતિશાસ્ત્રોનો એજ વાત સમજાવવા તરફ ઝોક છે મનુષ્યને એવો પૂર્ણ ત્યાગ કરી શક્યા પછી તેની સ્થિતિ કેવા પ્રકારની થતી હશે ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એવો મનુષ્ય અમુક નામ અને આકારવાળો મટીને તે વિશ્વવ્યાપી બની જાય છે સંકીર્ણને બદલે અનંત, અનિત્યને બદલે નિત્ય, દુખરૂપને બદલે સુખરૂપ બની જાય છે. વિશ્વમાં જે કાંઇ દશ્ય અદશ્ય વસ્તુસ્થિતિઓ છે અને કલ્પી શકાય તેમ છે તે સર્વ તે પોતેજ છે એવો મોટો તે બની જાય છે "હું" અને "મારૂં" માનવાવાળી તેની ક્ષુદ્ર બુદ્ધિ એકવાર અનંત તત્ત્વમાં ડૂબી એટલે પછી તેનો પત્તો ન લાગતાં અનંતરૂપજ બની જાય છે સર્વ ધર્મ, સર્વ નીતિશાસ્ત્રો અને સર્વ તત્ત્વશાસ્ત્રો એજ સાધ્યને સાધવાનો ઉપદેશ કરી રહ્યાં છે એ સ્થિતિનું વર્ણન સાંભળીને દેહાધ્યાસરૂપી પિશાચે પૂર્ણ પછાડી નાખેલો કોઇ મનુષ્ય તો ભયભીતજ બની જાય છે, પરંતુ જગતમાં ઘણીવાર એવી કોટિનજ મનુષ્યો નીતિતત્ત્વોનો ઉપદેશ કરતા જણાય છે, પરંતુ એમ કરવામાં પણ અજાણપણે તેઓ એજ સાધ્યનો ઉપદેશ કરતા હોય છે. એવા દેહાધ્યાસવાળા મનુષ્યે એવી એકાદ બાબતમાં સ્વાર્થત્યાગરૂપ નીતિનું પાલન કર્યું, તેથી કાંઇ નીતિની સર્વ સીમાને તે પહોંચી શકતો નથી, એટલુંજ નહિ પણ એવી પૂર્ણ સીમા નક્કી કરવા જેટલી અક્કલ પણ તેનામાં આવવી શક્ય નથી. નીતિશાસ્ત્રનું પૂર્ણ જ્ઞાન મેળવવું હોય તો પણ વિશ્વરૂપે થતાં સુધી વચમાં ક્યાંય પણ અટકવું પરવડે તેમ નથી, એટલાજ માટે અમે કહીએ છીએ કે દેહાધ્યાસ તજીને વિશ્વરૂપ થવું એજ છેવટની પાયરી છે પછી તે પાયરી કોઇ પણ માર્ગે સિદ્ધ કરવામાં આવે તે પ્રશ્ન મહત્ત્વનો નથી. અમારા અને દેહાધ્યાસીઓના નીતિમાર્ગમાં ફરક એટલોજ છે કે તેમનામાં પોતાની વિવેકબુદ્ધિને છેવટસુધી વળગી રહેવાની હિમ્મત હોતી નથી, અને તેમનીજ બુદ્ધિએ તેમને દર્શાવેલા અંતિમ સાધ્યને જાણીને તેમને ભય થાય છે

જે મુક્તિને માટે સર્વ જગત્ અનેક પ્રકારની ધડભાગ કરી રહ્યું છે, તે મુક્તિનો માર્ગ દર્શાવવો એજ કર્મયોગનું લક્ષ્ય છે, અને સ્વાર્થને વિસારીને અનાસક્ત મનથી કર્મ કરવાથી મોક્ષ મળે છે એમ કર્મયોગનું કથન છે એકંદરે વિવેચનનું તાત્પર્ય એજ છે કે સ્વાર્થપ્રેરિત કર્મ આપણને આપણા સાધ્ય મોક્ષથી દૂર લઇ જાય છે અને અનાસક્તપણે કરાયેલું પ્રત્યેક કર્મ આપણને આપણા સાધ્યની નિકટ લઇ જાય છે આથી કરીને નીતિ અને અનીતિની વ્યાખ્યા તો એજ છે કે, સ્વાર્થપ્રેરિત કર્મ અનીતિવર્ધક છે અને નિસ્વાર્થપણાનું કર્મ નીતિવર્ધક હોય છે અનીતિવર્ધક અને નીતિવર્ધક કર્મોની વ્યાખ્યા આટલી સરળ છે ખરી, પરંતુ તે કર્મોનું

પ્રત્યક્ષ વ્યાવહારિક સ્વરૂપ નક્કી કરવુ એટલુ સરળ નથી કારણુ કે મે પૂર્વે કહ્યા પ્રમાણે જનસમાજ તેને માટે એકમત નહિ હોઇ એવુ ભિન્ન ભિન્ન સ્વરૂપ માને છે વળી અમુક સજોગોમા ને અમુક સમાજમા જે પ્રકારનુ કર્મ નિસ્વાર્થી ગણાતુ હોય તેજ કર્મ બીજા સમાજમા કે બીજા સજોગોમા કેવળ સ્વાર્થી ગણાય છે, માટે અમુક કર્મ સ્વાર્થી અને અમુક નિસ્વાર્થી છે એમ નિશ્ચયપૂર્વક કહેવુ સભવિત નથી અને તેથીજ એવા કર્મોની એક સર્વસામાન્ય વ્યાખ્યા કહેવામાં આવી છે દેશ, કાળ અને પરિસ્થિતિને અનુસરીને વિહિત કર્મ કયા અને અવિહિત કર્મ કયાં તે દરેકે પોતાની મેળેજ મુકરર કરવા જોઇએ. અખિલ જગતનો અતિમ હેતુ મુક્તિજ છે, અને નિ-સ્વાર્થતાવૃત્તિથી કર્તવ્ય કરવાં એજ મોક્ષનો માર્ગ છે નિસ્વાર્થતાપૂર્વકના પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કર્મ આપણને મુક્તિની સમીપ લઈ જાય છે, અને એટલાજ માટે તે નીતિવર્ધક કહેવાય છે પ્રત્યેક ધર્મ અને પ્રત્યેક નીતિશાસ્ત્રના વિવેચનમાંથી નીતિની એજ વ્યાખ્યા ફલિત થતી હોય એમ આપણને વિચાર કરતાં માલુમ પડશે કોઇ પૂછે કે નીતિ એવીજ શામાટે હોવી જોઇએ અને મનુષ્યોએ એજ પ્રમાણે શામાટે કરવુ જોઇએ ? એનો ઉત્તર એજ કે “ પરમેશ્વરની એવી આજ્ઞા છે ’ કેટલાક ગ્રથમાં પણ નીતિ એ પરમેશ્વ-રની આજ્ઞા છે એમ પ્રતિપાદન કરેલુ છે નીતિવિષયક વિચારોની ઉત્પત્તિનુ મૂળસ્થાન ગમે તે હોય તોપણ તેના અતરમા “ નિસ્વાર્થ ” એજ તત્ત્વ અતર્હિત હોય છે નીતિ અથવા ધર્મદષ્ટિથી આ સિદ્ધાતનુ ઉચ્ચપણુ આટલુ સ્પષ્ટ છે, તોપણ “તુ પોતાને વિસરી જા ” એટલુ કહેતા વારમાજ કેટલાક લોક ગભરાઇને ભયભીત થઇ જાય છે ! આવા ક્ષુદ્ર અહભાવની સાથે મડાગાઠ પાડી બેઠેલા મનુષ્યને તમે પૂછશો કે, જે મનુષ્ય પૂર્ણ નિસ્વાર્થી છે, જેને પોતાના વિષે જરા પણ વિચાર નથી, જે પોતાને માટે કાંઇ પણ કર્મ કરતો નથી કે પોતાને માટે એક શબ્દ પણ બોલતો નથી, તે મનુષ્યને માટે “પોતે” એ શબ્દ કયા રહ્યો ? તે જ્યાંસુધી અહભાવનાથી વિચાર કરે છે, પોતાને માટેજ કૃત્ય કરે છે અને પોતાને માટેજ બોલે છે, ત્યાંસુધીજ તેના મનમાં પોતાપણુ—અહભાવ—હોઇ શકે છે, પરતુ જ્યારે તે બીજાઓ માટે, જગત્ વિષે અને સર્વને વિષે વિચાર કરવા લાગ્યો એટલે તેનો અહં-મમભાવ કયા રહ્યા ? તે તો તેનામાથી સર્વથા સદાને માટે પ્રયાણજ કરી ગયો એટલે કે એક શરીર કે કુટુબમાથી વધીને અનેક શરીર અને કુટુબવાળો બની ગયો કહ્યુ છે કે —

अयं निज परो वेति, गणना लघुचेतसाम् ।
उदारचरितानांतु, वसुधैव कुटुंबकम् ॥

આવી રીતે ધર્મશાસ્ત્ર અને નીતિતત્ત્વોનુ ઐક્ય કર્મયોગમાં થતુ હોઇને “નિષ્કા-મપણે સત્કર્મ કરીને મુક્તિ મેળવો ” એવો તેઓનો ઉપદેશ છે. કર્મયોગીએ કોઇ

પણ એકજ મતપંથના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ એમ નથી, કિંબહુના, પરમેશ્વરનુ અસ્તિત્વ તેને માન્ય ન હોય તો પણ ચાલી શકે આત્મા કોણ છે અને પરમાત્મા કોણ છે ઇત્યાદિ પ્રમેયોની ધડભાંગ કરવા બેસવાનુ પણ તેને પ્રયોજન નથી આ સાડાત્રણ હાથનો દેહ તેજ હું અથવા એ દેહમા સમાઇ ગયો છુ, તેજ હુ છુ, એ ભૂલ ભાંગીને પોતાનુ ખરૂ સ્વરૂપ જાણવા–અનુભવવાનો માર્ગજ એવા કર્મયોગીનો નિરાળો હોય છે એવા કર્મયોગીએ પોતાનો આખો માર્ગ પોતેજ વટાવવો જોઇએ જીવનની પ્રત્યેક ક્ષણમા તેણે સ્વાર્થ વિસારવાનો પ્રયત્ન કરવો જોઇએ જે પ્રમેયો બુદ્ધિની અનેક આટીઘૂટીથી અને લાંબા પ્રયાસથી સમજી શકાય છે, તેજ પ્રમેયો કર્મયોગીને કર્મો કરીને પ્રત્યક્ષ અનુભવવાના હોય છે તેને કોઇ પણ પંથ, ધર્મ કે મતની મદદ હોવાનો સંભવ નથી. અનન્ય ભક્તિવડે ભક્તને અથવા અત્યુચ્ચ જ્ઞાનવડે જ્ઞાનીને જે સાક્ષાત્કાર થાય છે તેજ સાક્ષાત્કાર કર્મયોગીને કર્મવડે થાય છે.

હવે એક બીજો પ્રશ્ન આવીને ઉભો રહે છે કર્મ એટલે શુ ? જગતનુ હિત કરવુ એટલે શુ ? આપણા હાથે તે જગતનુ શુ કલ્યાણ થઇ શકવાનુ હતુ ? એ પ્રશ્નપર પરાનો ઉત્તર કેવળ નિરપેક્ષ–પરમાર્થદૃષ્ટિથી આપવામા આવે તો “નહિ” અને સાપેક્ષદૃષ્ટિથી આપવામા આવે તો ‘હા’ એજ આપી શકાય ખરૂ છે કે આ જગતમા ગુણ ને અવગુણ, સજ્જનો અને દુર્જનો વગેરે દ્વંદ્વો પ્રથમથીજ ચાલ્યા આવે છે અનેક અવતારો, પેગંબરો, મહાત્માઓ અને ઉપદેશકો વગેરે થઇ જવા છતાં પણ જગતમાથી એ વિષમતા દૂર કરી શકાઇ નથી, *માટે જગતને–એક સરખી ઉચ્ચતાએ પહોચાડી દેવાના તરંગમા આપણે પડી જઇએ તો તે બાલિશતાજ છે, કેમકે વિષમતા તો પ્રાણીઓમા જન્મથીજ હોય છે. આ જગતની ઉત્પત્તિ અને સ્થિતિનુ કારણ પણ સત્ત્વ–રજસ્–તમસ્‌ની વિષમતાજ છે મનુષ્યમાત્રના સ્વભાવ અને બંધારણમા એક બીજા કરતા કેટલીક વિષમતા જન્મથીજ નહિ પણ ગર્ભાવસ્થાથીજ ગોઠવાઇ ચૂકેલી હોય છે અહીંના ( અમેરિકાના ) ઇંડિયન લોકો હજારો વર્ષથી અહીંનાજ રહીશ છે તેમના આ દેશમા તમારા ( ગોરા લોકોના ) પૂર્વજો ગણીગાઠી સંખ્યામા આવ્યા હતા, છતાં તેઓએ અહીં કેટલો બધો આકાશપાતાળ

* પરંતુ આ ઉપરથી એમ નથી સમજવાનુ કે એ પેગંબરો વગેરેના અતિ ઉચ્ચ નિસ્વાર્થ યત્નો વૃથા ગયા છે, અને તેમના પુરુષાર્થનો લાભ મેળવવા છતાં પણ તેના તેજ લાભ મેળવનારાઓ કશો પણ ફાયદો ન મેળવતા અત્યારમા પણ તેવા ને તેવાજ આ જગતમા છે ગંગાને સો વર્ષપર હતી તેવીજ કહેવામા તેના કિનારા તેમજ પ્રવાહ વગેરે તેવાજ પ્રકારનુ છે એજ દર્શાવવાની મતલબ હોય છે. બાકી પાણી તો ક્ષણે ક્ષણે કરોડો મણ જાય છે ને તેને ઠેકાણે નવુજ આવ્યા કરે

જેવો ફેરફાર કરી નાખ્યો ? સર્વ મનુષ્યો સમાન શક્તિવાળા હોય તો એ ઈંડિયનોજ એટલો બધો ફેરફાર કે સુધારો કરીને શહેરો કેમ બાંધી શક્યા નહિ ? તમારા પૂર્વજોની સાથે આ દેશમા એક જૂદાજ પ્રકારની મસ્તિષ્કશક્તિ આવી હતી તેઓના નિરાળાજ પૂર્વ સસ્કારો તેઓની સાથે અહિ આવ્યા હતા, અને અહિંયા અનુકૂળ ભૂમિ પ્રાપ્ત થતાજ, તે સસ્કારો દૃશ્ય સ્વરૂપમાં આવ્યા અને ઝુપડાંઓને બદલે ઇદ્રભુવનો અને વનોના ઉપવનો બની ગયા કહેવાની મતલબ એજ છે કે જ્યાસુધી આ જગત્ ચાલે છે ત્યાસુધી તેમાંથી વિષમાવસ્થાનો કદિ પણ નાશ થઇ શકે તેમ નથી, અને જગત્મા સર્વત્ર સમતા ઉત્પન્ન કરીને જગતને સુખી કરવાના આપણા પ્રયત્નો માત્ર પ્રલયકાળ સમયેજ સિદ્ધ થઈ શકે તેમ છે !

પરતુ તે છતાં પણ શુભ કલ્પનાથી પ્રેરિત અનેક પ્રકારના મહત્ત્વના લોકહિતાવહ કાર્યો જગત્માં ચાલ્યા કરે એ પણ ઉપકારજ છે જગતની ( ત્રિગુણની ) સમાન–અદૃશ્યાવસ્થામાંથી તેને દૃશ્ય સ્વરૂપમા આવવાને માટે જેમ વિષમતાની–અસમાનતાની જરૂર છે, તેવીજ રીતે જગતની સ્થિતિને માટે તે વિષમતાને મર્યાદિત રાખવાના પ્રયત્નોની પણ જરૂર છે, અને આવા માર્ગે પ્રયત્ન કરીને મનુષ્ય પોતાના મૂળ સચ્ચિદાનદસ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે માટે જગતને વધારે વિષમ થતુ અટકાવવાના તેમજ પોતાના મૂળસ્વરૂપ તરફ વાળવાના પ્રયત્નોની તેમજ જગતની સ્થિતિ બદલવા મથનાર અને તે સ્થિતિ કાયમ રાખવા ઇચ્છનારા એવા બંને પ્રકારના મનુષ્યોની જગત્મા એકસરખી જરૂર છે આ બન્ને પૈકી જે એક પ્રકારની ઇચ્છા જેના અતઃકરણમા પ્રબળ હોય છે, તદનુરૂપ હેતુ તેના મનમા ઉત્પન્ન થાય છે, અને તે હેતુને અનુસરીને તે મનુષ્ય કર્મમા પ્રવૃત્ત થાય છે જગતનુ જ્યાસુધી અસ્તિત્વ છે, ત્યાસુધી એ બન્ને પ્રકાર કાયમજ રહેવાના અને બન્ને પ્રકાર કાયમ છે ત્યા સુધી જગતનુ અસ્તિત્વ પણ હોવાનુજ, એવો એ પરસ્પરાવલબી સબધ છે

આ સસારરૂપી મહાન્ ચક્રમા બીજા અનેક પ્રકારના પેટાચક્રો એવી અટપટી રીતે ગુથાયલાં છે કે, આપણો હાથ તેના ઉપર પડતાજ આપણને તેના સપાટામા

---

છે જગત્ અને તેમા રહેનાર મનુષ્યોનુ પણ તેવુજ છે એના એજ મનુષ્યો ફરીને એના એજ દેશમા પણ જન્મે ખરા, પરતુ આગલા જન્મમા જેવા હોય તેવા ને તેવાજ નવા જન્મમાં તેઓ નથી હોતા આગલા જન્મમા મેળવેલા પુણ્યપાપ, ઉપદેશ વગેરેને અનુસરીને તેઓ કાંઇ પણ સત્ત્વવૃદ્ધિને પામેલા–સુધરેલાજ હોય છે. જનસેવામા માડમાડ જીવ પરોવી શકતા હોય તેવા માણસોનુ ચિત્ત ઉપર જણાવ્યા જેવા વાચનથી પાછુ પડીને સ્વાર્થમાંજ ન ડૂબ્યુ રહે એટલા માટે સ્વામી વિવેકાનદનુ ઉપર જણાવેલુ કથન માત્ર સક્ષેપમાજ આપીને તેને માટે આટલી ટિપ્પણી જરૂરની ધારી છે

મંત્રી સ. સા.

લઇને તે આપણો દાળોવાટોજ કરી નાખશે. આપણે સર્વ એમ ધારીએ છીએ કે, કરવા ધારેલું અમુક કર્તવ્ય કરી રહીશું, એટલે આપણને વિશ્રાંતિ મળશે, પરંતુ તે કાર્ય અડધું થયું ન થયું એટલામાં તો બીજું કર્તવ્ય તૈયાર થઇને વાટજ જોઈ રહેવાનું ! આપણે બધા એ પ્રચંડ સંસારચક્રના સપાટામાં સપડાયલા છીએ એમાંથી છૂટવાના માત્ર બેજ માર્ગ છે પહેલો માર્ગ એ છે કે, એ ચક્ર સાથે બિલકુલ સંબંધજ બંધાવા દેવો નહિ, એટલે સર્વ વાસનાઓનો ત્યાગ એક સાથેજ કરી નાખવો-આ માર્ગ બોલવામાં ઘણોજ સહેલો છે, પરંતુ આચારમાં મૂકવો લગભગ અશક્ય જેવો છે કરોડો મનુષ્યોમાંથી કોઇ એકમાજ એવા સાચા ત્યાગી બનવાની યોગ્યતા હોય છે બીજો માર્ગ એવો છે કે, સંસારમાં રહીને કર્મરહસ્ય શીખવું, અને કર્મયોગનો ઉદ્દેશ એજ શિક્ષણ આપવાનો છે સંસારના ચક્રની અંદર ને અંદરજ મચ્યા રહેવું, અને અનેક પ્રકારના અનુભવો મેળવીને સંસાર કેવો છે તેનું રહસ્ય જાણવું આ પ્રમાણે તેનું તત્ત્વ બરાબર સમજાઈ ચૂકયું એટલે પછી આપોઆપજ તેમાંથી બહાર નીકળવાની વૃત્તિ અને માર્ગ ખુલ્લા થઇ જશે, કેમકે બહાર નિકળવાનો માર્ગ પણ એ સંસારરૂપી ચક્રની અંદર હોય છેજ

કર્મ એટલે શું ? એ હવે આપણે સમજી ચૂકયા છીએ જગતનું અસ્તિત્વજ કર્મ ઉપર અવલંબિત છે એ પણ આપણે સમજી ચૂકયા છીએ અને જગતને સર્વત્ર એક સરખું બનાવી દેવાની આશા રાખવી એ મૂર્ખતા છે ઈશ્વરના અસ્તિત્વમાં સાચો વિશ્વાસ ધરાવનાર મનુષ્યને આ વાત પણ સત્વર સમજાઇ જાય છે કે, ઈશ્વર કાંઇ અપૂર્ણ અથવા તો લૂલો કે લંગડો નથી કે, જેથી તેને પોતાના જગતને બીજાની મદદ ઉપર મૂકી દેવું પડે માટે જગતની સેવા કરવામાં “ આપણા વિના જગત્ અટકી પડયું છે માટે અમુક કામ આપણે કરીશું તોજ થશે, ” એવું મિથ્યાભિમાન જરા પણ રાખવા જેવું નથી પણ આપણને મોક્ષ મેળવવાની ઇચ્છા થઇ છે અનેક વસ્તુસ્થિતિઓ અને પરાધીનતાઓમાંથી છૂટીને સચ્ચિદાનંદ પદરૂપ મોક્ષને મેળવવાની મહેચ્છાને પાર પાડવા માટેજ જગતની સેવા આપણે કરવાની છે જેમ કોઈ માણસ ઠાકોરજીને થાળ ધરાવે છે અથવા કોઇ ભક્ત પોતાનું સ્વત્વ પ્રભુચરણમાં અર્પે છે, તે કાંઇ પ્રભુ ભૂખ્યા છે અથવા પ્રભુમાં ઓછપ છે, તેટલા માટે નહિ પણ એ પ્રમાણે કરવાથી પ્રભુનું સર્વસ્વ પોતાનું બની જવા રૂપ ઘણોજ મોટો અનુપમ લાભ મળવાનો છે તેટલા માટેજ કરે છે એજ પ્રમાણે પરોપકાર કરવાનો તે પણ પોતાના તનમનધનરૂપ તુચ્છ પદાર્થોનો તે માર્ગે ઉપયોગ કરવાના બદલામાં આપણને મોક્ષરૂપ કોટિગણું ફળ મળે છે તેટલા માટેજ કરવાનો છે આવા ફળની આકાંક્ષા “ ફળાકાંક્ષા ” નથી ગણાતી, સંસારના માયિક પદાર્થો અને કીર્તિ વગેરેની લાલસાનેજ કામના—આસક્તિ વગેરે નામ અપાઈ તેવી કામનાનેજ

સજવાનુ શાસ્ત્રો અને મહાત્માઓ ઉપદેશે છે. આ પ્રમાણે સામાન્ય જનવર્ગમાટે સ્વાર્થત્યાગ અને પરસેવાનો જે એક માત્ર રસ્તો આ સંસારચક્રથી છૂટીને મોક્ષ મેળવવા માટેનો છે, તે રસ્તે કેવી રીતે જવુ અને તેમાં કેવી રીતે આગળ વધવુ તથા કયે દરવાજેથી કેવી રીતે એ ચક્રમાંથી નીકળી જવુ એને લગતો અનુભવસિદ્ધ માર્ગ દર્શાવવો એ "કર્મયોગ" નુ કામ છે. "નિષ્કામકર્મ" એ કર્મયોગનુ મુખ્ય રહસ્ય છે અને એ પૂર્ણ નિષ્કામતા પણ આપણી વર્તમાન સ્થિતિ મુજબનાં કર્મો વિવેકબુદ્ધિપૂર્વક કરવાથી મેળવી શકાય છે.

"જગતમાં કલ્યાણ કરવાની બહુજ જરૂર છે અને તે કરીને લોકોને મારે સુખી કરવા છે," એવી સમજણ અને અભિમાન શ્રેષ્ઠ કોટિવાળાને તો ઉપલાં કારણોને લીધે જરા પણ ગમેજ નહિ, પરંતુ સામાન્ય યા કનિષ્ટ કોટિવાળા પુરુષોને આળસમાંથી ક્રિયામાં જોડવામાટે તેમજ પૂર્ણ સ્વાર્થપણામાંથી કાંઇ પણ સ્વાર્થત્યાગ તરફ વળવાનો માર્ગ ખુલ્લો કરી આપવા માટે, એવી સમજણ અને અભિમાન તેવા અધિકારીઓમા જગાડવુ અવશ્ય ઉપકારક થઈ પડે છે, પરંતુ એની સાથે આ પણ ખરૂ છે કે, ખરાબ કામો પણ એ મિથ્યાભિમાન અને સમજણના દુરુપયોગને લીધે ઘણાંય થઇ જાય છે પોતાનો ધર્મ મનાવવા બળાત્કાર કરવો, ખૂન કરવાં, લડાઇઓ લડવી વગેરે અધમ પાપો પણ એવા માણસોના પ્રતાપે જગતમા અનેકવાર અનેક રીતે થયા કરે છે

મુક્ત થવાની જે લાલસા પ્રત્યેક પ્રાણિપદાર્થમા સ્વભાવથીજ રહેલી છે, તે ઇચ્છા એવી બળવાન છે કે, પ્રાણીથી સ્વસ્થ બેસી શકાય તેમજ નથી આમ છે તો પછી કર્મયોગ પૂછે છે કે તમારે માટે કર્મ કરવામા બહારની શકિત યા મદદની જરૂરજ શામાટે હોવી જોઇએ? સાંસારિક ભ્રમણાઓથી અને કદિ પણ ખૂટે કે પૂરી પડે નહિ એવી લૌકિક કામનાઓથી પર થઇને કર્મ કરો. એ પ્રમાણે કરવાની તીવ્ર ઇચ્છા અને પ્રયત્ન થતાં સર્વ પ્રકારની યોગ્યતા મેળવી શકાશે અને મોક્ષ પણ મળશે એમ કર્મયોગનુ કહેવુ છે બની શકે એટલા નિષ્કામભાવપૂર્વક કર્મ કરવાનુ શરૂ કર્યું એટલે ક્રમે ક્રમે સ્વાર્થનો અને દેહાધ્યાસનો સમૂળગો લોપ થઇ જાઇને "પરાર્થ" એજ જીવનનો દૃઢ સ્વભાવ બની રહેશે, અને એમજ છે,તો પછી કર્તવ્યપરાયણ થવા અને રહેવા માટે બહારની મદદની ઇચ્છાજ શામાટે કરવી? "અમુક કાર્ય સારૂ અને કરવા જેવુ છે" એમ આપણને જણાયુ, એટલે તે કરવાની તત્પરતા આપણામા આવવીજ જોઇએ. આ લોક તો શુ પણ સ્વર્ગલોકની ઇચ્છાથી કરાયલુ કર્મ પણ બંધનો ઉત્પન્ન કરે છે. સ્વાર્થની કિંચિત્ પણ ઇચ્છા હશે ત્યાંસુધી કરાતુ પ્રત્યેક શુભ કર્મ આપણને મુક્તિથી દૂરજ રાખનાર થઇ પડે છે.

કર્મયોગનુ હમેશા એજ રહસ્ય છે કે, પ્રત્યેક કર્મ કરવામાં ફળની આકાંક્ષા

રાખવી નહિ. આ જગત્ જેમ આપણામાટે ઉત્પન્ન થયુ નથી તેમ આપણે પણ જગત્ માટે ઉત્પન્ન થયા નથી. સર્વ કોઇ પોતપોતાને માટે ઉત્પન્ન થયુ છે અને જે કોઇ જે કાંઇ ઇચ્છી અથવા કરી રહ્યુ છે તે પણ પોત પોતપોતાને માટેજ છે આપણને આ જે બાહ્ય શરીર દેખાય છે તે આપણુ વાસ્તવિક સ્વરૂપ નથી, તેજ પ્રમાણે આપણે જે કાંઇ કરીએ છીએ તે પણ વાસ્તવિકરીતે આપણે પોતે કરતા નથી આપણુ ખરૂ સ્વરૂપ તો સ્થૂળ–સૂક્ષ્મ અને કારણ ત્રણે શરીરને સત્તાસ્ફૂર્તિ આપનાર અને એ ત્રણેની અદર તથા તેની બહાર અને આખા વિશ્વમાં પણ વ્યાપી રહેલો એવો આપણો શુદ્ધાત્મા યાને આપણે પોતેજ છીએ એ આપણુ ખરેખરૂ પોતાપણુ–સાચુ સ્વરૂપ આપણે પોતે સર્વ દેશ અને કાળમાં વ્યાપક, શાંત, નિર્વિકાર અને સચ્ચિદાનદમય છે–છીએ, અને તેટલામાટે કોઈ પણ પ્રકારના બધનમા રહેવાની આપણે જરૂરજ શી છે ?

અનાસક્ત ચિત્તથી કરેલા પ્રત્યેક કર્મ નવા બધન નહિ વધારતા મૂળની શૃખલાની પણ એકેએક કડીને તોડી નાખે છે. અનાસક્ત ચિત્તમાથી નીકળતો પ્રત્યેક શુભ વિચાર જગતના અનેક પ્રાણીઓના બધન તોડવામા સહાયભૂત થાય છે (અનેક ઋષિ મુનિઓની અદ્‌ભુત અમર વાણીનો હજારો વર્ષથી લાખો માણસોના હકમા જે ઉપકાર થતો આવ્યો છે તે આ વાતની પ્રત્યક્ષ સાબીતી છે ) તોપછી આપણા સ્વજીવનને પૂરેપૂરૂ સદુપયોગી બનાવીને અત્યત પવિત્ર બનાવે એમા કહેવુજ શુ ?

અત્યારસુધી કરાયેલુ સર્વ વિવેચન અત્યત સ્પષ્ટ હોવા છતા તેને ગાંડાના બકવાદ જેવુ કહેનારા ગુરુઘટાલો પણ જગતમાં પડયા છેજ " કર્મયોગ " એ તો માત્ર મોઢાનીજ વાતો હોઇને કૃતિમાં આવવો અશક્ય છે, એમ કહેનારા અનેક લોકો મે જોયા છે " કશી પણ ઇચ્છા સિવાય કોઇ પણ કાર્ય મનુષ્યને હાથે બનવુ શક્ય નથી અને તેથી ગીતાએ કરેલો નિષ્કામ કર્મનો ઉપદેશ સર્વથા અવ્યાવહારિક છે " એવુ કહેનારા પણ મને અનેક મળ્યા છે, * પરતુ અનાસક્ત ચિત્તથી કર્મ કરનારાને પરખવાનું યા શોધી કહાડવાનુ નહિ બનવાથી તેમના જોવામા તેવા માણસ નહિ આવ્યા હોય તેથીજ તેઓ એવુ કહે છે, એટલુજ નહિ પણ કેવળ પરોપકારનેજ માટે કર્મ કરવા એ તો માત્ર ધર્માધતાજ છે એમ પણ તેઓ માને છે

* મોક્ષની ઇચ્છાને " કામના " ને બદલે " જીજ્ઞાસા " નુ નામ શાસ્ત્રીય ભાષામાં અપાયલુ હોઇ સાસારિક કામનાપરત્વેજ ' કામ " શબ્દ યોજાયલો છે આ વાત ચોકખીરીતે સમજી લેનારને તો આવુ કથન સત્યજ લાગશે, પણ કામના કામના વચ્ચેના ભેદ વિચારી સર્વોચ્ચ કામના કે જેના ફળરૂપે તે સચ્ચિદાનદ પદ મળે એજ કામના સર્વોત્તમ છે, એમ તો તેમને પણ કબૂલ કરવુ પડે, એટલે આ બાબતમા વાસ્તવિક મતભેદ જેવુ કશુ રહેતું નથી મંત્રી સ. સા.

આ વિષયની સમાપ્તિ કરવા પહેલાં કર્મયોગને સંપૂર્ણ રીતે આચારમાં મૂકનાર એવા એક મહાત્મા સંબંધી બે શબ્દો બોલીશ એ મહાપુરુષ ભગવાન્ બુદ્ધ છે. કર્મયોગનો આચાર પ્રત્યક્ષ કરી બતાવનાર એવો પુરુષ આ ભૂતલપર એકજ થઇ ગયો છે જગત્મા આજપર્યંત જેટલા ધર્મપ્રવર્તકો થઇ ગયા છે, તેઓના ચારિ-ત્ર્યમા કોઇને કોઈ પ્રકારનો હેતુ પ્રધાન હતો કેવળ અહેતુક એવુ ચારિત્ર્ય તો એકલા બુદ્ધનુજ છે+ બુદ્ધ પછી જેટલા ધર્મપ્રવર્તકો થઈ ગયા, તેઓના મુખ્ય બે વિભાગ કરી શકાય એક તો પોતાને ઇશ્વરનો અવતાર, અને બીજા પોતાને પરમેશ્વરના કેવળ દૂત–કાસદ–ઇશ્વરનો સંદેશ મનુષ્યજાતિને પહોચાડનાર તરીકે ઓળખાવનારા આવા પ્રકારના પ્રવર્તકો ગમે તેટલી ઉચ્ચ કોટિના હોય અને તેઓની બુદ્ધિ પણ ગમે તેટલી શ્રેષ્ઠ હોય, તોપણ તેઓનાં કર્મો કેવળ અનાસક્ત ચિત્તથી કરેલાં ન કહેવાય એક વાદવિવાદના પ્રસંગે ભગવાન્ બુદ્ધે કહ્યુ હતુ કે–ઇશ્વરના અસ્તિત્વ સબધી તમારી ગમે તેવી અને ગમે તેટલી કલ્પનાઓ હોય પણ મને તે જાણવાની ઇચ્છા નથી માત્ર વાક્પાડિત્યથી અને વાદવિવાદથી શો લાભ થવાનો છે ? એવી રીતે કાળક્ષેપ કરવા કરતા સારા કર્મ કરો અને સારા થાઓ એટલે જે કાઈ સત્ય હશે તે તમને પ્રત્યક્ષ જણાઇ આવીને તમે મુક્ત બની રહેશો તેમનુ ચિત્ત એટલુ બધુ અહેતુક હોવા છતા પણ તેમણે બજાવેલા કાર્યનો સોમો ભાગ પણ કોઇ તેમના પછી કરી શક્યુ નથી જગત્ના ઇતિહાસમા એટલા અનાસક્ત ચિત્તથી એટલુ મોટુ કાર્ય કરનાર અને નિ સીમ ત્યાગ કરનાર એક પણ ઉદાહરણ આપણને મળી શકનાર નથી આખી પૃથ્વીપર આજપર્યંત મનુષ્યજાતિમા માત્ર એકજ એવો નરરત્ન, તત્ત્વવેત્તા અને હિતચિતક પુરુષ ઉદય પામ્યો છે આ મહાન્ તત્ત્વવેત્તા ઉત્તમ પ્રતિના તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરતો હતો, છતા પણ નીચતમ પ્રાણીને માટે પણ તેના અત કરણમાં દયા વાસ કરી રહી હતી, અને 'હુ' અને 'મારૂ' એ શબ્દનો અર્થ પણ તે ભૂલી ગયો હતો ખરો આદર્શરૂપ અને કેવળ નિ સ્વાર્થી કર્મયોગી તો એજ હતો બુદ્ધિ અને અત કરણ એ ઉભયની પરિપક્વ દશા એકત્ર થયેલી હોય તો તે બુદ્ધમાંજ હતી જીવાત્માનુ એથી અધિક ઉજ્વલ રૂપ કોઇ પણ સ્થળે પ્રાપ્ત થનાર નથી માનવજાતિ કર્તવ્યપરાયણ થાય એટલા માટે એના જેટલો શ્રમ કરનાર બીજો કોઈ થયો નથી એક વખત એમણે પોતાના શિષ્યોને કહ્યુ કે–"અમુક વાત અમુક જૂના ગ્રથમા કહેલી છે, એટલા ઉપરથીજ તેને સત્ય માની લેશો નહિ. તેમ તમારા આપ્ત અમુક

+ મોક્ષની કામનારૂપ હેતુ બુદ્ધ, ભગવાન્મા પણ શરૂમા–ત્યાગ સમયે–હતોજ, પણ આગળ ટિપ્પણીમા જણાવ્યા પ્રમાણે એવા હેતુને "કામના" ને બદલે "જીજ્ઞાસા" શબ્દથીજ શાસ્ત્રીય ભાષામા વ્યવહારાતો હોવાની દૃષ્ટિથી આ કથન ઠીક નથી

મંત્રી સ. સા.

વાત ખરી માને છે એટલાજ ઉપરથી પણ કોઇ વાત ખરી માનશો નહિ. વળી બાળપણથી વડીલોએ અમુક વાત કહેલી હોય એટલાજ ઉપરથી પણ તે વાત સત્ય માનશો નહિ, પરંતુ જે જે વાત તમારા જાણવામાં આવે તે સર્વને પોતાની બુદ્ધિ-રૂપી કસોટી પર કસી જુવો, અને તમને તે ઉત્તમ લાગે તોજ તેને સત્ય માનવી, એવા સત્ય પ્રમાણેજ પ્રત્યક્ષ આચાર કરો, અને અન્યને પણ તેજ સત્ય કહો અને તેમ કરવામાં અન્યને મદદ કરો" જે મનુષ્ય અનાસક્તિથી, નહિ કે પૈસો, કીર્તિ કે અન્ય કોઇ પણ હેતુને માટે માત્ર કેવળ નિઃસ્વાર્થવૃત્તિથી કામ કરે છે તેજ ખરો કર્મયોગી કહેવાય, અને જ્યારે મનુષ્ય એ પ્રમાણે કેવળ અનાસક્ત ચિત્તથી કામ કરી શકે ત્યારે તેને બુદ્ધની પદવી મળવી અશક્ય નથી જગતને નવા રૂપમાં ફેરવી નાખવાનુ સામર્થ્ય પણ તેનામા આવવુ અશક્ય નથી આવાજ પુરુષો કર્મયોગના આદર્શરૂપ થઇ શકે "નર કરણી કરે તો નરકા નારાયણ હોય" એમ સત્પુરુષોએ એટલા માટેજ આપણને આશ્વાસન આપેલુ છે

ॐ शांतिः ॐ शांतिः ॐ शांतिः

---

# मननी शक्तिओ

( આ વ્યાખ્યાન લોસ એન્જેલેસ કેલીફોર્નીઆમા ઈ સ ૧૯૦૦ ના ડિસેમ્બરની ૮ મી તારીખે આપેલુ હતુ )

કેટલાક યુગો થયા આખી દુનીઆમાં ચમત્કાર–તરફ શ્રદ્ધા જોવામા આવે છે. આપણે દરેકે સામાન્ય બનાવોવિષે સાંભળ્યુ હશે, અને ઘણાકને તેનો સ્વાનુભવ પણ હશેજ આ વિષયની શરૂઆત કરતા હુ મારા અનુભવમાં આવેલી કેટલીક બીનાઓ વર્ણવીશ મે એક મનુષ્યવિષે એવુ સાંભળ્યુ હતુ કે, જો કોઈ પણ મનુષ્ય તેની પાસે પ્રશ્ન પૂછવાના આશયથી જતો તો તરતજ તે મનુષ્ય તેના પ્રશ્નો સાંભળ્યા વિના તે પ્રશ્નોના સર્વ ઉત્તર બરાબર આપતો, અને એવી પણ ખબર મળી હતી કે તે ભવિષ્યના બનાવો પણ કહી શકતો હતો મને આશ્ચર્ય લાગવાથી મારા થોડાક મિત્રો સાથે હુ તેને મળવા ગયો અમે દરેકે થોડા પ્રશ્ન મનમાં ગોઠવી કાઢયા હતા અને ભૂલી ન જવાય તે માટે એ પ્રશ્નો કાગળમા લખીને ગજવામા રાખ્યા હતા. તે મનુષ્યે અમારામાંથી એકને જોયો કે તરતજ અમારા બધા પ્રશ્નો બોલી ગયો અને તેના ઉત્તરો પણ આપી દીધા પછી તેણે કાંઈ કાગળ ઉપર લખીને કાગળની ગડી વાળી તેની પાછળ મારી સહી કરાવીને કહ્યુ કે, "આના તરફ જોયા વગર તમે તમારા ગજવામાં મૂકી દો, આ તમારો પ્રશ્ન હતો અને આ તેનો ઉત્તર

છે " એજ પ્રમાણે અમારામાંના પ્રત્યેકને તેણે કહ્યુ, પછી તેણે અમારા જીવનમા ભવિષ્યમાં જે બનાવો બનશે તે કહી બતાવ્યા તેણે કહ્યુ, "હવે તમે તમારી ઇચ્છાનુસાર કોઇ પણ ભાષામાંથી કોઈ પણ શબ્દ અથવા વાક્યવિષે વિચાર કરો " મે એક લાબા સસ્કૃત વાક્યનો વિચાર કર્યો કે જે ભાષાથી એ મનુષ્ય તદ્દન અજ્ઞાન હતો. તે બોલ્યો કે, " તમારા ગજવામાથી પેલો કાગળ કાઢો " તે જોતાં જણાયુ કે તેજ સસ્કૃત વાક્ય તેમા લખેલુ હતુ તેણે એ વાક્ય એક કલાક આગળથી લખ્યુ હતું, અને વળી વિશેષમા તેણે એવો ઉલ્લેખ કર્યો હતો કે મે જે લખ્યુ છે તેજ વાક્યનો આ માણસ વિચાર કરશે, તે સત્યજ ઠર્યું. અમારામાંના બીજા એક ગૃહસ્થને પણ એજ પ્રમાણે કોઇ પણ વાક્યનો વિચાર કરવાનુ જણાવ્યુ તે ગૃહસ્થને પણ તેજ પ્રમાણે કાગળમા લખીને સહી કરાવીને તે કાગળ ગજવામાં રાખવા આપેલો હતો તેણે એરેબીક વાક્યનો વિચાર કર્યો કે જે ભાષા તે મનુષ્યના જાણવામા હોવાનો સંભવજ ન હતો તે કુરાનમાનો એક ફકરો હતો મારા મિત્રે તેના કાગળમા તે લખેલો જોયો. અમારામાનો બીજો એક વૈદ્ય હતો તેણે એક જર્મન વૈદકીય પુસ્તકમાથી એક વાક્ય વિષે વિચાર કર્યો હતો તે પણ તેને માટેના કાગળમા લખેલુ જણાયુ પહેલી વખતે હું કદાચ કોઇ પણ રીતે તેનાથી છેતરાયો હઇશ એમ ધારીને કેટલાક દિવસ પછી હું પુન એની પાસે ગયો આ વખતે પણ મે મારી સાથે બીજા મિત્રો રાખ્યા હતા આ પ્રસગે પણ તે મનુષ્ય તેવોજ ફતેહમદ નીવડયો *

* મદ્રાસ ઇલાકાના " કુભકોનમ " કસ્બાનો જોશી ગોવિદ ચેટીને લગતી આ હકીકત હોય તો નવાઇ નથી આ સેવક આજથી પચ્ચીસેક વર્ષપર ( પૂર્વાશ્રમમા ) એક મહોમેદન મિત્ર સહિત તેની પાસે ગયેલો ત્યારે ઉપલા કરતા પણ વધુ હકીકત જોવામા આવી હતી મદ્રાસ કે જ્યાથી એ સ્થળ સોએક માઇલ દૂર હશે, ત્યાથીજ અમે બનેએ અમારા પ્રશ્નો એક કાગળપર નોધી રાખ્યા હતા, તેમજ એક ફારસી કવિતાની લાઇન નક્કી કરી રાખી હતી એ માણસ મોટા ભવ્ય કપાળવાળો અને આકરા સ્વભાવનો હતો તે પોતાની મહેનત બદલ ગૃહસ્થાશ્રમીઓ પાસેથી સાધારણરીતે પ્રશ્ન દીઠ રૂ પાંચ લેતો પોતાના મકાનની એક એકાત ઓસરીમા તે પોતાની સાથે અમને તેમજ એક ગાડીવાનને અમે દ્વિભાષી તરીકે સાથે લઇ ગયેલા તેને પણ લઇ ગયો અને અમને પોતાની સામે બેસાડયા પછી અમારા પ્રશ્નો વિષે કાંઇ પણ પૂછ્યા ગાછ્યા વિના તે કાગળ લખવા મડી પડયો વચમાં વચમા તે આખો મીચી દઇ કાંઇક ઉંડો વિચાર કરતો હોય એમ જણાતુ વચમા કોઈ કોઇવાર કોડીઓની મુઠી અમારી પાસે ભરાવતો અને તેમા કેટલી કોડી આવી તે ગણી જોતો કોઇવાર તે " દશથી કમ એવો કાંઇ આંકડો બોલો, સોથી કમ એવો કાંઇ

બીજા એક પ્રસંગે દક્ષિણના હૈદરાબાદ શહેરમાં હું હતો ત્યાં એક બ્રાહ્મણવિષે મને કહેવામા આવ્યુ કે તે બ્રાહ્મણ અગણિત વસ્તુઓ ઉત્પન્ન કરી શકતો હતો, અને તે ક્યાંથી કાઢે છે તે કોઇ જાણી શકતુ નહિ. તે એક સભ્ય ગૃહસ્થ હતો અને ત્યા કોઈ વ્યાપારમા જોડાયલો હતો. એની યુક્તિઓ બતાવવાનુ મે તેને કહ્યુ, એવામા એવુ બન્યુ કે,–તેને તાવ આવ્યો હતો, અને હિંદુસ્થાનમાં એવી એક સામાન્ય માન્યતા છે કે જો કોઇ પવિત્ર મનુષ્ય પોતાનો હાથ માંદા મનુષ્ય ઉપર મૂકે તો તે સારો થાય છે. તે બ્રાહ્મણ મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો કે, મહાત્માજી! જો તમે તમારો હાથ મારા મસ્તક ઉપર મૂકશો તો હુ આ તાવમાથી મુક્ત થઈશ મેં કહ્યુ કે બહુ સારૂ, પણ તમે તમારી યુક્તિઓ બતાવશો? તેણે કબૂલ કર્યું એટલે તેની ઇચ્છા પ્રમાણે મારો હાથ તેના મસ્તક ઉપર મે મૂક્યો અને કેટલાક વખત

---

આંકડો બોલો," એવુ એવુ પૂછી લેતો અર્ધા પોણા કલાકમા તેણે પોતાનુ લખવાનુ પૂરૂ કરી તે કાગળો અમને સોપ્યા અને કહ્યુ કે, તમારા પ્રશ્નોના ઉત્તર વગેરે એમાં લખ્યું છે પછી પેલો દ્વિભાષી કે જેને માત્ર થોડા કલાક અગાઉથીજ અમે સાથે રાખેલો હોઇ આમારી કશી વાતની ખબર તેને પડવા દીધી ન હતી, તેની પાસે તે કાગળીયા વચાવી જોયા અમારા પ્રશ્નોમા ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણેને લગતા પ્રશ્નો હતા તેના ઉત્તર એમાં લખેલા હતા અને તે સર્વના જવાબ ખરા નીકળ્યા હતા ભવિષ્ય–સ્થિતિને લગતા સેવકના પ્રશ્નના ઉત્તરમા "યોગી–ત્યાગી" એવા શબ્દો હતા સેવક એ સમયે એ બાબતવિષે બહુ સમજતો નહિ અને એ વર્ગ તરફ અભાવ જેવુ પણ ખરૂં, એટલે ઉપલા શબ્દો જાણવામા આવતા કેટલાક કલાકસુધી મનમા બહુજ અફસોસ થયો હતો. એ માણસે અમને જે કાગળો લખી આપ્યા હતા, તેની શરૂમા અમારૂં દરેકનુ નામ તેમજ ગામ પણ લખ્યુ હતુ એ તરફ ગામના નામને છેડે મકાર બોલવાનો રિવાજ છે તે પ્રમાણે અમારા ગામના નામને છેડે મકાર જોડેલો હતો વળી પેલી અમે નક્કી કરી રાખેલી ફારસી કવિતાની લાઈન "કલમ ગુફ્તન કિ મન શાહે ઝહાનમ" તે પણ એ કાગળમા લખાઇ ચૂકી હતી અમારે પુછવા પૈકીનુ કેટલુક એમા નહોતુ પણ લખેલુ તે તેણે પૂછ્યા પછી તેના ઉત્તર આપ્યા, પણ તે કાંઇ બરાબર નીકળ્યા નહિ ચીઠીમા કશુંક લખી તેને નીચે મૂક્યા પછી કોઇક ફૂલનુ નામ લેવા તેણે કહ્યુ, અને અમે નામ લીધુ, તો તેજ નામ ચીઠીમાં લખાયલુ નીકળ્યુ એ માણસ તે સમયેજ પાકી વયનો હતો, એટલે હવે નહિ પણ હોય, પણ તેના ઘરમાં વંશપરંપરાથી એ ધંધો ચાલ્યો આવે છે એમ સાંભળેલુ છે એ કહેતો કે ટપાલરસ્તે પણ કામ બજાવી શકુ છુ એનુ ઠેકાણુ મદ્રાસ ઇલાકામાં કુંભકોનમ સ્ટેશનથી પચીક માઇલપર આવેલા ગામ "વલગમાન" છે. ગામના નામમા પાકી યાદદાસ્તને અભાવે કદાચ ફરક પણ હોય મંત્રી સ. સા.

પછી તે તેનું વચન વચન પાળવા માટે આવ્યો. તેની પાસે તેની કમર ઉપર ફક્ત એક ચીથરાની પટ્ટી હતી અમે તેની પાસેથી દરેક વસ્તુ લઈ લીધી, અને મારી પાસે એક ધાબળી હતી તેજ માત્ર ઠંડીના દીવસો હોવાથી તેને ઓઢવા આપી, તેને એક ખુણામાં બેસાડયો. પચીશેક માણસો એના તરફ દૃષ્ટિ કરી રહ્યાં હતાં. પછી તેણે કહ્યું કે હવે જુઓ! ઇચ્છામાં આવે તે લખો. અમે બધાએ તે દેશમાં કદિ ન પાકે એવાં ફળોનાં નામ લખ્યાં જેવા કે દ્રાક્ષની લુમો, નારંગી, વિગેરે વિગેરે તે કાગળીયા તેને આપ્યા કે તરતજ ધાબળી નીચેથી દ્રાક્ષની લુમો તથા નારંગીઓ નીકળવા માંડી, તે એટલી બધી નીકળી કે બધાં ફળોને જોખીએ તો તેનું મનુષ્યનાથી બેવડું વજન થાય તેણે અમને તે ફળો ખાવા સૂચના કરી પણ કાંઇક જાદુ હોવાનું ધારીને અમે આનાકાની કરી, પછી તે મનુષ્યે પોતેજ ખાવાનું શરૂ કર્યું એટલે અમે બધાએ પણ તે ખાધા અને તે મારાં હતા. પછી એણે ગુલાબનાં ફૂલનો ઢગ કાઢીને પોતાનો ખેલ બંધ કર્યો એ દરેક ફૂલ સંપૂર્ણ ખીલેલું હતું, તેની પાંખડીઓ ઉપર ઝાકળના ટીપાં પણ વળગેલા હતાં અને કોઇ પણ જગ્યાએ છુંદાયલું કે કચરાયલું નહિ હતું. જ્યારે મે તેને એનો ખુલાસો પૂછયો ત્યારે તેણે જણાવ્યું કે એ સર્વ હાથચાલાકી છે,પરંતુ અમને તો એમાં હાથચાલાકી હોઇ શકે એ વાત તદ્દન અસંભવિતજ લાગી હતી.

મે આવા ઘણા પ્રકારો જોયેલા છે હિંદુસ્તાનમા ફરતાં આવા પ્રકારો જૂદી જૂદી જગ્યાએ તમને સેંકડો મળી આવશે, અને દરેક દેશમા એવું છેજ આ દેશમાં પણ તમને આવી ચમત્કારિક બાબતો મળી આવશે બેશક આવા ચમત્કારોનાં બનાવટી ગપ્પા પણ પુષ્કળ ચાલે છે* મારૂં એક માનવું એવું છે કે જ્યારે કોઈ દેશમાં

* જૂનાગઢમા થોડા સમયપર એક વૃદ્ધ વિદ્વાને ભાગવતની પારાયણો કરાવી, તે ચાલુ હતી તે દરમીયાન એવી વાત સંભળાઇ કે ઘીના ડબા પાંચસો ને અનાજના થેલા પાંચસો વ્યાસ બાપા ઉપર નનામા આવી પડયા પછી એક મિત્રે તે વિષે ચોકસી કરતા જણાયું હતું કે થોડાક ઘીના ડબા કોઇએ મદદ દાખલ મોકલ્યા હતા. એ સપ્તાહ વખતે અન્ય પણ અનેક પ્રકારના ગપ્પા સંભળાતાં હતા. અશિક્ષિત જનવર્ગ બિચારો એવા ગપ્પા તુરતજ માની લઇ ને આફરીન બની જાય છે ને આખા દેશમા ફેલાવી દે છે અમુક કોટિના કોઇ કોઇ માણસો પણ પોતાને માટે એવી એવી વાતો સાંભળીને ફુલાઇ જાય છે અને એવી એવી વાતોના બીજ પોતે કળ વકળથી વાતેવાતમા વાવી દે છે કીર્તિનો લોભ ભલભલાઓને પણ અસત્યમાં ખેંચી જાય છે અમે માનીએ છીએ કે અમુક કોટિનાં માણસ કુદરતપર સત્તા ચલાવી એવા ચમત્કાર દર્શાવી શકે છે, પણ તેમ કરવાની વાસનાને તો ખુલ્લી રીતે યોગગ્રંથોમા માયિક અંતરાય-વિઘ્નરૂપે વર્ણવેલી છે લોકોમાં શ્રદ્ધા ભક્તિ ફેલાવવા માટે એવું જ કરવું પડતું હોય તો પછી મદારીના ખેલ જેવુંજ થયું! છતા કદાચ એવી જરૂર માનવા-

વસ્તી બહુજ ગાઢી થઈ જાય છે ત્યારે તે દેશની આધ્યાત્મિક શક્તિઓ અધોગતિએ પહોચે છે. ઘણાજ પ્રાચીન કાળમાં હજારો વર્ષો ઉપર હિંદુસ્તાનમાં હાલના કરતાં ઉપર જણાવ્યા જેવા બનાવો વધારે પ્રમાણમા બનતા હતા. ચમત્કારી દેખાનારી પ્રત્યેક બાબતનુ સશોધન અને પૃથક્કરણ કરીને તેના મૂળભૂત સિદ્ધાતને પહોંચવાની પદ્ધતિ હિંદુઓમાં પ્રાચીન સમયથીજ હોવાથી આવી બાબતોનુ મૂળ શુ છે તેની શોધ કરવાનો પુષ્કળ યત્ન તેમણે કર્યો હતો. આ શોધ કરતા કરતા અનેક મહત્ત્વના સિદ્ધાત તેમણે શોધી કહાડયા હતા, અને આવા ચમત્કારોની મૂળપર્યંત શોધ કરીને તેને લગતુ એક સર્વાંગપૂર્ણ શાસ્ત્ર તેમણે બનાવ્યુ હતુ. આવી બાબતો બાહ્ય દૃષ્ટિથી ઘણાકોને ચમત્કારરૂપ ભાસે છે, પરંતુ એમાં કુદરતના નિયમોની બહારનુ કશુજ નથી અને બીજી સ્થૂળ ઘટનાઓની માફકજ એ પણ નિયમબદ્ધ છે એ વાત તેમને પૂરેપૂરી સમજાઈ ચૂકી હતી મનુષ્યોમાં કાંઇ આવી શક્તિઓ જન્મથી—કુદરતી રીતેજ હોતી નથી, તેનો પદ્ધતિસર શાસ્ત્રીય અભ્યાસજ કરીનેજ તેવી શક્તિઓ મેળવી શકાય છે

આ શાસ્ત્રને હિંદુઓએ રાજયોગ એવુ નામ આપેલુ છે એ શાસ્ત્રનો અભ્યાસ કરનારા હજારો મનુષ્ય હિંદુસ્તાનમા છે, એટલુજ નહિ પણ આખા દેશમાં એ શાસ્ત્રની કેટલીક પ્રક્રિયાઓ રોજની ધર્મવિધિના એક ભાગરૂપ થઇ ગઈ છે આવી અને બીજી પણ અનેક પ્રકારની શક્તિ મનુષ્યના પોતાનાજ અંતઃકરણમા રહેલી છે એવો આ શાસ્ત્રનો મૂળ સિદ્ધાત છે,

પ્રત્યેક પ્રાણીમાં પ્રતીત થતું મન, એ વિશ્વવ્યાપી મનનોજ એક ભાગ છે અને તેથી પ્રત્યેક પ્રાણીના મનનો બીજાઓના મન સાથે તેમજ મૂળ વિશ્વવ્યાપી મન સાથે હમેશનો સંબંધ છે આવી રીતે કોઈ પણ મન કોઇ પણ શરીરમાં રહેલું હોય છતાં તેનો સમસ્ત જગતની સાથે નિકટનો સબંધ છે.

વિચાર વિનિમયને લગતા એકાદ ચમત્કાર વિષે તમને કાંઈ ખબર છે કે ? અહિંયા એક મનુષ્ય કાંઇક વિચાર કરે છે અને તેજ વિચાર અન્ય સ્થળે રહેલા અન્ય મનુષ્યના મનમાં પણ તાદૃશ થાય છે આ પ્રમાણે કાંઈ અકસ્માત બનતુ નથી, પરંતુ એને લગતો અભ્યાસ કરવો પડે છે આ અભ્યાસ બે પ્રકારનો હોય છે એક તો બીજાના મનમાંથી પોતાના મનમા વિચાર આકર્ષવા સબંધી, અને બીજો

માંજ આવતી હોય તો જનવર્ગને ખુલ્લી નોટીસ આપી જાહેર રીતે એવા ચમત્કારો દર્શાવી આપવા જોઇએ, કે જેથી કરીને જનસમાજમાં છુપા ગપ ગોળાઓ ફેકવા કરતા હજારોગણી શ્રદ્ધાભક્તિ ફેલાઇ જશે, અને લોકોને માટે સારાસારના વિવેકજ્ઞાનની જરૂર મહર્ષિઓ દર્શાવી ગયા છે તે મેળવ્યા વિનાજ કરોડો અજ્ઞાનીઓને ભક્તિમાન બનાવી દેવાશે. મંત્રી. સ. સા.

પ્રકાર બીજા તરફથી મોકલાતા વિચાર ગ્રહણ કરવા સબધી છે એને પરિણામે એકનો વિચાર જેવા ને તેવાજ રૂપમા બીજો માણસ ગ્રહણ કરી શકે છે છેટું ગમે તેટલુ હોય તેથી જરા પણ બાધ આવતો નથી તેમ વચમા પહાડ, દરિયો, દિવાલ વિગેરેનો અતરાય હોય તે પણ વિઘ્ન કરી શકતા નથી.

જો સર્વ પ્રાણીઓના નામ ભિન્ન ભિન્ન વસ્તુમાથીજ બનેલા હોય અને એક બીજાનાં મન કોઇ પણ પ્રકારનો સબધ નજ ધરાવતા હોય તો ઉપર પ્રમાણે એક મનનો વિચાર બીજાના મનમાં પ્રવેશવાનુ કદિ પણ બની શકેજ નહિ હું હમણાં ભાષણ કરૂં છુ અને તમે તે સાભળો છો આ ક્રિયામા પણ વિચારવિનિમયજ છે આ ક્રિયાનુ શાસ્રીય સ્વરૂપ શુ છે તે હવે જોઇએ એકના હાથમાથી બીજાના હાથમાં કોઇ વસ્તુ અપાય છે તેની પેઠે કાઇ મારો વિચાર તમારા અતરમા જઇ બેસતો નથી મારો વિચાર પ્રથમ તો મનમા પેદા થયો પછી મોઢા વાટે તે શબ્દોના રૂપમાં બહાર આવ્યો મોઢાથી બહાર આવતાંજ બહારના આકાશતત્ત્વમા તે અવાજની લહેરીઓ ઉત્પન્ન થઇ અને તે તમારા કાનદ્વારા મગજમાં પહોંચી જઇને એકઠી થઇ, અને ત્યારેજ તેને સ્થૂળ વિચારરૂપ પ્રાપ્ત થયુ આ પ્રમાણે મારા વિચાર તમારા મનમા પ્રવેશ કરવાની ક્રિયાના પેટામા બીજી બે ક્રિયાઓ થાય છે પ્રથમ તો વિચારને સ્પદ-લહરીનુ રૂપ પ્રાપ્ત થાય છે અને પછી સ્પદના રૂપમાથી પાછુ વિચારનુ મૂળરૂપ બધાય છે

આ પ્રમાણે ભાષણદ્વારા મારા વિચાર તમને સીધી-સરળરીતે પહોંચી શકતા નથી, પરંતુ માનસિક પ્રેરણાદ્વારા જે વિચાર મોકલાય છે તે તો બહુ સરળતાથી પહોંચી જાય છે.

આ ઉપરથી જણાય છે કે યોગી લોકો કહે છે તેમ દરેક જગતનાં સર્વ મનોનો એક બીજા સાથે સબધ છે અને તેજ પ્રમાણે સર્વત્ર પરસ્પર સબધ હોવાથી પ્રત્યેક મન વિશ્વવ્યાપી છે

મારૂ મન, તમારૂ મન અને અન્ય સર્વ મનો જેમ સમુદ્રમા નાનાં નાના મોજાઓ છે તેમ એક વિશ્વવ્યાપી અવિભાજ્ય-અખડ-મહાન્ મનનાજ નાનાં નાના રૂપો છે આમ હોવાને લીધેજ એક બીજાના વિચારોનો વિનિમય સરળતાથી થઇ શકે છે.

આપણી આસપાસ હરવખત જે ધડભાગ ચાલ્યા કરે છે તે તરફ ક્ષણભર ઉડુ લક્ષ્ય આપી જુઓ તો જણાશે કે આપણી આસપાસના જગતનો આપણા ઉપર ચાલૂ અમલ રહ્યા કરે છે એજ પ્રમાણે આપણી પોતાની શક્તિમાથી પણ થોડી શક્તિ આપણા શરીરરક્ષણાદિ પાછળ વાપરીને બાકી બધીજ શક્તિનો ઉપયોગ રાત્રિદિવસ બીજા પ્રાણિપદાર્થો ઉપર અમલ ચલાવવામા-આપણે કર્યા કરીએ છીએ. આપણુ શરીર, આપણુ મન, આપણા ગુણ, આપણા અવગુણ, આપણી સારી

અને માઠી ઇચ્છાઓ, વિચારણાઓ, ભાવનાઓ, એ બધાંજ આપણી બહારના જગત્ ઉપર પોતાની અસર એકસરખીરીતે પહોચાડયા કરે છે, અને તેવીજ રીતે ઉલટ-પક્ષે બીજાની પણ તે તે પ્રકારની દરેક અસરો આપણા ઉપર પણ પડયાજ કરે છે આ પ્રમાણે આપણી આસપાસ એક બીજા પ્રત્યે અસરોની આપ લે ચાલ્યાજ કરે છે હવે તેનો પ્રત્યક્ષ દાખલો, લઇએ

એકાદ વિદ્વાન્ કે જેને છટાદાર વક્તા તરીકે તમે ઓળખો છો તે તમારી પાસે આવીને કોઈ વિષયપર ભાષણ કરે છે તેની ભાષા ઉત્તમ અને વિચારો બહુ સુદર છે, પરંતુ તેનુ તમારાપર કિંચિત્ પણ વજન પડતું નથી. તે ગયો કે બસ તમે પ્રથમ જેવા હતા તેવાને તેવાજ બની જાઓ છો. જાણે કે કોઇ માણસ આવ્યો ન હતો ! એટલામાંજ એક બીજો મનુષ્ય આવે છે અને ચારજ વાક્ય બોલે છે. એના બોલવામાં પહેલાંના જેવી મીઠાશ અને છટા નથી અને વ્યાકરણની પણ અનેક ભૂલો હશે, છતાં તમારા મન પર ઘણીજ અસર તેની થાય છે ! આવા અનુભવો આપણને અનેકવાર થાય છે, કેમકે કોઇપણ મનુષ્યનુ વજન બીજા ઉપર પડવામા તેના શબ્દો અને વિચારોનો પ્રતાપ તો થોડોજ–બહુ તો ત્રીજા ભાગ જેટલોજ હોય છે, અને ઘણો ખરો પ્રતાપ તો તેનામાં રહેલા મનુષ્યત્વનોજ હોય છે, એટલે કે તે વ્યક્તિમ જે ઓજસ્ કે પ્રતિભા હોય છે તેજ બીજાની ઉપર અસર કરવામાં ઘણો ભાગ બજાવે છે. એકાદ કુટુબમા કેટલાક વડીલ હોય છે, કેટલાક વડીલો તરીકે ફતેહમંદ નીવડે છે અને કેટલાક નથી નીવડતા એમ શા માટે બને છે? આપણી નિષ્ફળતામાં ઘણુ કરીને આપણે અન્યનોજ દોષ કાઢીએ છીએ કોઈ બાબતમાં હુ નિષ્ફળ નીવડયો એટલે એમજ કહીશ કે ફલાણા કારણને લીધે તેમ થયુ છે એવે સમયે આપણા પોતાના દોષ કબૂલ કરવાનુ આપણને ઠીક લાગતુ નથી આમ દરેક મનુષ્ય પોતાને નિર્દોષ ઠરાવવા મથે છે, અને બધા દોષનુ કોઇ બીજી વ્યક્તિ કે વસ્તુ ઉપર અથવા છેવટે દુર્દૈવ ઉપર આરોપણ કરે છે જ્યારે કોઇ વડીલ નિષ્ફળ નિવડે ત્યારે તેમણે પોતાનેજ એક પ્રશ્ન પૂછવોજ જોઇએ કે બીજા વડીલો તેમના કુટુબને સફળતાથી ચલાવી શકે છે અને પોતે તેમ શામાટે નથી કરી શકતો ? મુદ્દામ કારણ એમા તે વ્યક્તિની પોતાનીજ ભૂલ અથવા કાળજીનુ– ન્યૂનતા યા વિશેષતાનુ હોય છે અમુક વ્યક્તિની વિશિષ્ટતા અથવા પ્રતિભામા ફેરફાર હોય છે

માનવજાતિના મહાન્ નાયકોનાં ચરિત્રો જોઇશુ તો આપણને જણાશે કે તેમનામાં વિશેષરૂપે રહેલા મનુષ્યત્વેજ તે મહત્ત્વ તેમને અપાવ્યુ હતુ ભૂતકાળના મહાન્ તત્ત્વવેત્તાઓનાં ચરિત્ર જુવો. તેમના રચેલા ગ્રંથોનો સત્ય દૃષ્ટિએ વિચાર કરીએ તો અસલ અને નવીન એવા વિચારરત્નો તો તેમા ગણ્યાંગાંઠયાંજ મળી આવશે કેટલાક મહાત્માઓ કે જેમની કીર્તિ હજી સુધી લોકોમાં ગવાયા કરે છે, તેમના રચેલા ગ્રંથો જોતા તે

સામાન્ય કોટિનાજ લાગશે અને તેઓ મહાન્ લેખક હોય એમ આપણને જણાશે નહિ, છતાં તેમની હયાતીમા તેઓ અત્યંત માનપાત્ર હતા એ તો નક્કીજ હોય છે. એ મહત્તાનુ કારણ તેમનુ વિચારસૌન્દર્ય નહિ પણ વ્યક્તિવિશેષત્વજ હતું એમ આપણને જણાઇ આવે છે આગળ કહ્યુ છે તેમ મનુષ્યનો પ્રભાવ પડવામા તેની પ્રતિભા બે તૃતીયાંશ અને તેની બુદ્ધિ તથા શબ્દો તો ફક્ત એક તૃતીયાંશજ ભાગ ભજવે છે, અને તેજ પ્રતિભા આપણા શરીરમા વસ્યા કરે છે. આપણાં કાર્યો તો ફક્ત એ પ્રતિભાના પરિણામજ છે મનુષ્યત્વરૂપી કારણ હોય ત્યા તેના કાર્યો આવવાજ જોઇએ કાર્ય કારણની પાછળ પાછળ આવવાને બંધાયલુજ છે

આપણી કેળવણી અથવા શિક્ષણનો આદર્શ આવા મનુષ્યત્વની પ્રાપ્તિજ હોવો જોઇએ પણ તેને બદલે આપણે હમેશા બાહ્ય ટાપટીપ પાછળજ પ્રયત્ન કર્યા કરીએ છીએ જો અંતરમા કાંઇ મનુષ્યત્વ હોય નહિ તો પછી બાહ્ય ટાપટીપનો શો ઉપયોગ ? કાંઇજ નહિ બધા શિક્ષણનો આશય એજ હોય છે કે મનુષ્ય આગળ વધવો જોઇએ જે મનુષ્ય તેના બીજા જાતિબંધુઓ ઉપર અસર કરી શકે-પ્રભાવ પાડી શકે-તે મનુષ્યશક્તિનો એકત્રિત નમુનો છે, અને જો તેવો મનુષ્ય તૈયાર થાય તો તે જે ધારે તે કરી શકવા સમર્થ હોય છે, તે પોતાની પ્રતિભાવડે ગમે તે કાર્યને વિજયી બનાવે છે

મનુષ્યત્વનો-પ્રતિભાનો મહિમા એવો છે, પરંતુ એ પ્રતિભા લાવવી ક્યાથી? ઓક્સીજનના પરમાણુ જુવો, હાઇડ્રોજનના જુવો કે કાર્બનના જુવો, પરંતુ તેમાથી એ વ્યક્તિવિશિષ્ટત્વ મળવાનુ નથી. તમામ પદાર્થશાસ્ત્રોના નિયમ ઉથલાવી જઇએ પરંતુ એ વસ્તુ મળવી અશક્ય છે "વ્યક્તિવિશેષત્વ" એ કાંઇ ઓરજ વસ્તુ છે

છતા પણ હજુ આપણે એને જગતમાં પ્રવર્તતુ જોઇએ છીએ પ્રતિભાવાન્ મનુષ્ય પણ બીજા મનુષ્યોની માફકજ જીવે છે, ચાલે છે, અને કાર્ય કરે છે, પરંતુ પોતાના વ્યક્તિવિશેષત્વને લીધે બીજા મનુષ્યો ઉપર ઓરજ પ્રકારની છાપ પાડી શકે છે સર્વ મનુષ્યોની પેઠે તે પણ પોતાનુ જીવન પૂરૂં કરીને આ સંસારમાથી ચાલ્યો જાય છે, પરંતુ તેની બુદ્ધિ, ગ્રંથો અને કાર્યો તેની પાછળ સ્મારકચિન્હરૂપે રહી જાય છે મહાન્ ધર્માચાર્યો અને તત્ત્વવેત્તાઓની સરખામણી કરીશુ તો જણાશે કે તત્ત્વજ્ઞાનીએ ઘણાએ મહાન્ પુસ્તકો લખ્યાં હશે, પરંતુ ભાગ્યેજ કોઇ વ્યક્તિના હૃદય ઉપર તેઓ પોતાની જાતે અસર કરી શકયા હશે હવે ધર્માચાર્યોનો વિચાર કરીશુ તો જણાશે કે તેમના જીવનમા તેમણે આખા દેશોને દેશો હલાવી મૂકયા હતા આ બેમા તફાવત માત્ર પ્રતિભાનોજ હતો. તત્ત્વજ્ઞાનીમા નહિ જેવી થોડીક પ્રતિભા હોય છે અને ધર્મના ફિરસ્તાઓમા તે પ્રતિભા અજાયબરીતે ભરેલી હોય છે, પંડિતોની બધી વિશેષતા તેમની બુદ્ધિમા આવી રહેલી હોય છે અને તેથી કરીને તેમનો અને

આપણો મેળાપ બુદ્ધિના (બાહ્ય) પ્રદેશમાં થાય છે, તેની પેલી તરફ તેમના હૃદય પ્રદેશસુધી આપણે પહોચી શકતા નથી. ધાર્મિક મહાત્માઓની વિશેષતા અત્યત ગભીર અને ગૂઢ હોવાથી તેમનો મેળાપ એટલે તેમના અતરાત્માનોજ મેળાપ થઇ પડે છે પડિતોના અતરાત્માનો મેળાપ આપણને કદિ પણ થઇ શકતો નથી, અને તેથીજ તેમના તરફ આપણને બહુ પ્રેમ ઉપજતો નથી તેઓ આપણા દીલને તલસ્પર્શ કરી શકતા નથી—અને ધાર્મિક પુરુષોના દર્શન થતા આપણુ મન તેમના પ્રત્યે અનિવાર્યપણે આકર્ષાઇ જાય છે મનુષ્યના બધારણમા બુદ્ધિ એ ઇંદ્રિયમાત્ર હોઇને તે એક પ્રાકૃત—બનાવટી વસ્તુ, નદીમા નહેર હોય છે તેમ હોવાથી તે ધીમે ધીમે કાર્ય કરે છે અને યોગ્ય પરિસ્થિતિ મળતા ક્યાંક થોડોક ઝાંખો પ્રકાશ પ્રકટાવી શકે છે બીજી તરફ અતરાત્મા એ મૂળ વસ્તુ—મધ્યબિદુ (નહેર નહિ પણ મૂળ નદી) હોવાથી અને ધાર્મિક પુરુષોના સમાગમમાં તે મધ્યબિદુનુ આપણને દર્શન થઇ શકતું હોવાથી તેમનો સમાગમ થતા તેમના અતરાત્માનો પ્રકાશ આપણા અતરાત્માસુધી પહોચી જઇ તેને જાગૃત કરી દે છે. એક વીજળીનો દીપક જેમ દૂર સુધી પ્રકાશ પહોચાડી શકે છે, તેમ ધાર્મિક પુરુષોના અતરાત્માની જ્યોતિ પણ અનેક મનુષ્યો ઉપર અને તેમના ઠેઠ આંતરપ્રદેશસુધી પોતાનો પ્રકાશ પહોચાડી શકે છે, અને તેમના દર્શનમાત્રથી પણ લક્ષાવધિ મનુષ્યોમા જાગૃતિ આવી જાય છે

આ મનુષ્યત્વ—આ પ્રતિભાને જગાડવાના, આતરશક્તિને વિશેષરૂપે ખીલવવાના નિયમો શોધી કહાડવાનુ માન યોગશાસ્ત્ર ધરાવે છે, અને તે નિયમો તથા પદ્ધતિઓ તરફ પૂરતુ લક્ષ આપવામા આવે તો પ્રત્યેક મનુષ્ય પોતાની પ્રતિભા વધારી અને બલવત્તર કરી શકે

આ કંઈ ઉપલક કલ્પના નથી પરતુ શુદ્ધ વ્યાવહારિક—અનુભવથી સિદ્ધ થઇ ચૂકેલી બાબત હોઇને કોઈ પણ દેશકાળને લાગુ પડે છે એનુ શિક્ષણ અન્ય સર્વ શિક્ષણોના રહસ્યરૂપ છે જે એક વિદ્યાને સાધવાથી સર્વ વિદ્યાઓ સધાઈ જાય છે, તે આ વિદ્યા છે, માટે મનુષ્ય ગૃહસ્થ હો કે સન્યાસી હો, શ્રીમત હો કે દરિદ્રી હો, લૌકિક કામધધામા પડેલો હો કે બીજા વ્યવસાયવાળો અથવા એકાતવાસી હો, પરતુ પોતાનુ વ્યક્તિવિશેષત્વ—પોતાના અતરાત્માનુ બળ (આ વિદ્યાને સાધીને) ખીલવવુ—દઢવવુ, એ તેનુ સર્વથી વધુ લાભનુ—મહત્વનુ અને પહેલામા પહેલુ કર્તવ્ય છે અજ્ઞાનવશ અનેક વસ્તુસ્થિતિઓ પાછળ આસક્ત ચિત્તથી જન્મોના જન્મ પર્યંત ભટકી કુટાઇને તે માયિક પદાર્થોની માયિકતા—અસત્ય—જડ—દુખરૂપતાને અનુભવીને પછી છેવટે પણ આ વિદ્યાને શરણ જવુ પડે એમ છે. —તેમ કર્યા વિના સુખાકાંક્ષી જીવને માટે બીજો આરોજ નથી—તો પછી શા માટે સવેળાથીજ આ વિદ્યાનો આશ્રય ન લેવો ?

જડપદાર્થ વિજ્ઞાનશાસ્ત્રે જડ વિશ્વના—દેહ અને બીજા સ્થૂળ પદાર્થોના—જે નિયમ સિદ્ધ કર્યા છે તે ઉપરાંત વિશ્વનું બીજું સૂક્ષ્મ સ્વરૂપ પણ છે. વાસ્તવિકપણે તો "જડ વિશ્વ" અને "સૂક્ષ્મ વિશ્વ" ઇત્યાદિ ભેદ ખોટા અને કેવળ શબ્દભેદજ છે જે કાંઇ છે તે એકજ છે. સમજવાને માટે આપણા અસ્તિત્વને કોઇ પણ ઉપમા વધુ બંધ બેસતી આવે તેમ હોય તો તે "શંકુ" ની ઉપમા છે

"શંકુ" એ તેના થડ આગળ બહુ જડ અને જાડો હોઇને છેડાની બાજુ તરફ પાતળો થતો થતો અણી આગળ નાના બિંદુ જેવો બની રહે છે આપણું અસ્તિત્વ પણ સ્થૂળદેહરૂપી તળીયા આગળ જડતાપ્રધાન હોઇને આગળ સૂક્ષ્મદેહ તરફ પાતળું—સૂક્ષ્મતાવાળું હોઇને છેવટે બિંદુ જેવું અતિ સૂક્ષ્મ છે એ અતિ સૂક્ષ્મ બિંદુને આપણે કારણશરીર અથવા જીવાત્મા કહીએ છીએ "પિંડે સો બ્રહ્માંડે" તેની પેઠે આ અતિ વિશાળ વિશ્વની રચના પણ એવીજ છે.

વિશ્વનો દૃષ્ટિગોચર થતો કેવળ જડ ભાગ તે પેલા શંકુના તળીયા જેવો સ્થૂળ છે અને તેના ઉપલા અંશ સૂક્ષ્મ થતા જઇને છેવટે તેની અણી રૂપ જે સૂક્ષ્મ વિશ્વ છે તેને આપણે "ઇશ્વર" નામથી ઓળખીએ છીએ

આપણને કોઇપણ વસ્તુમાં જે સામર્થ્ય પ્રતીત થાય છે, તે સામર્થ્ય તે વસ્તુના જડ રૂપમાં—સ્થૂળ અંશમા—નહિ પણ સૂક્ષ્મ અંશમાંજ રહેલું હોય છે તેનો જડ ભાગ હાલચાલ કરતો જણાય છે તે હિલચાલ કરવાનું સામર્થ્ય તેના પોતામા નહિ, પરંતુ તેના સૂક્ષ્મ ભાગમાંજ રહેલું હોય છે.

જ્યારે મનુષ્ય મોટા બોજો હાથવડે ઉઠાવે છે ત્યારે એના હાથના માંસપિંડો ઘણા ફૂલે છે અને તેના આખા શરીરમાં વિશેષ હીલચાલ ચાલી રહે છે આપણને એ વખતે સ્નાયુઓમાં વિશેષ બળ પ્રતીત થાય છે, પરંતુ ખરૂં જોતા તે સામર્થ્ય તે માંસપિંડોનું નહિ પણ તેની નીચે રહેલા જ્ઞાનતંતુઓનુંજ હોય છે પાતળા દોરા જેવા તંતુઓમાં આપણે ન દેખીએ એવા રૂપે રહેલું સામર્થ્યજ માસપિંડોદ્વારા આપણને પ્રત્યક્ષ થાય છે આમાના એકાદ જ્ઞાનતંતુને વચ્ચેથી કાપી નાખવામાં આવે તો તેજ ક્ષણે તે માસપિંડ કામ કરવાને અશક્ત બની રહે છે આ ઝીણા જ્ઞાનતંતુઓ જે શક્તિ પૂરી પાડે છે તે પણ તેમની પોતાની નહિ હોઇને એનાથી વધારે સૂક્ષ્મ તંતુઓમાંથીજ લાવે છે, અને તે તંતુઓ વળી તેનાથી પણ વધારે સૂક્ષ્મ વસ્તુમાંથી એ શક્તિ લાવે છે એ સૂક્ષ્મથી સૂક્ષ્મ વસ્તુ કે જેને આપણે "વિચાર" કહીએ છીએ તેજ છે એ "વિચાર" જ શરીરના સર્વ સામર્થ્યનું અધિષ્ઠાન છે. વિચારનુંજ બળ આપણને ઉપર જણાવેલા તંતુઓ અને માસપિંડો દ્વારા દૃશ્યરૂપે પ્રતીત થાય છે, અને પોતાના મૂળ વિચારના રૂપમાં હોય છે ત્યાંસુધી બીજા કોઇના જોવામા આવી શકતું નહિ હોવાથીજ માણસોને સ્થૂળ શરીરનીજ

તે શક્તિ હોવાનો ભ્રમ થાય છે.

સૂક્ષ્મશક્તિ આપણા જોવામાં નહિ આવવાનુ કારણ એજ છે કે, તે શક્તિની લહરીઓ—આંદોલનોને આપણી જ્ઞાનેંદ્રિયો ગ્રહણ કરી શક્તી નથી, અને તેથી કરીને આપણી સ્થૂળ દૃષ્ટિ તેની પ્રતીતિ પામી શક્તી નથી જો કોઈ વૈજ્ઞાનિક શોધ કે કળાથી શક્તિના એ સૂક્ષ્મરૂપનુ નિયમન કરતા આપણને આવડે તો પછી તેના સ્થૂળરૂપનુ પણ નિયમન આપણે સહેજે કરી શકીએ એમ છે

જેમ જળાશયના તળીયામાંથી એક નાનો પરપોટો ઉપર આવે છે તેને આપણે વચમા આવતો જોઈ શકતા નથી, પણ જ્યારે જળની સપાટી ઉપર આવીને ફૂટી નીકળે છે ત્યારેજ જોઇ શકીએ છીએ, તેજ પ્રમાણે શક્તિ પણ જ્યાસુધી અતિ સૂક્ષ્મરૂપમા હોય છે ત્યાસુધી તેને આપણે જોઇ શકતા નથી તે પોતાના અધિષ્ઠાનને—અંત કરણને છોડીને સ્થૂળ અવયવો તરફ આવવા માડે છે ત્યારેજ આપણને તેની પ્રતીતિ થવા માડે છે

"વિચાર" પોતે કેવી રીતે નિર્માણ થાય છે, એ વાત આપણા લક્ષમા આવી શકતી નથી, પરતુ અત કરણથી આગળ વધીને તે જેમ જેમ સ્થૂળ અગો તરફ—સ્થૂળ દશામા દૂર પહોચી જાય છે ત્યારેજ તે આપણા જોવામાં આવી શકે છે આપણા વિચારો અને કૃતિ ઉપર આપણો કાબૂ ચાલતો નથી એવી ફરિયાદ આપણે વારવાર કરીએ છીએ, પરતુ વિચારો સ્થૂળરૂપમા આવે તે પહેલાં આપણને જો મૂળમાથીજ તેનુ નિયમન કરતાં આવડે, તો પછી તેના પ્રત્યક્ષ સ્થૂળરૂપ ક્રિયા ઉપર પણ કાબૂ ચલાવતા આવડી જાય એમા તો શી નવાઇ ! કોઈ પણ સાધનદ્વારા જો આપણને શક્તિના સૂક્ષ્મ રૂપનુ પૃથક્કરણ કરતા અને તે શક્તિનુ સ્વરૂપ જાણતા તેથી તેના ઉપર કાબૂ ચલાવતા આવડે તોજ આપણા મન ઉપર આપણો કાબૂ ચાલી શકે, અને જેને પોતાના મન ઉપર કાબૂ ચલાવતાં આવડ્યો તે મનુષ્ય બીજાઓના મન ઉપર પણ કાબૂ ચલવી શકેજ અતર્બાહ્ય પવિત્રતા અને નીતિપરાયણતા ધર્મશાસ્ત્રોએ એટલા બધા દબાણથી શામાટે ઉપદેશી છે તે આ ઉપરથી લક્ષમાં આવી શકે તેમ છે, કેમકે જે મનુષ્ય અતર્બાહ્ય પવિત્ર અને નીતિમાન હોય છે તે મનુષ્ય સયમી–મનોનિગ્રહી પણ અવશ્ય હોય છેજ મનોનિગ્રહ વિના પવિત્રતા અને નીતિમત્તા આવી શકતીજ નથી મનુષ્યોના મન એકજ વિશ્વવ્યાપી મનમાંથીજ ઉદ્ભવેલાં તેનાજ અવિચ્છિન્ન અશોરૂપે હોવાથી જે પ્રાણીને પોતાના—એક મન ઉપર કાબૂ મેળવતા આવડ્યો, તેને માટે તેજ મનદ્વારા બીજાઓનાં મન ઉપર એટલુજ નહિ પણ સર્વ મનોના મૂળરૂપ તે વિશ્વવ્યાપી મન ઉપર પણ કાબૂ મેળવવો અશક્ય નથી. પોતાના મન ઉપર સયમ મેળવવાની વિદ્યાનુ રહસ્ય જેણે એકવાર અનુભવપૂર્વક હસ્તગત કરી લીધુ હોય તેને વિશ્વવ્યાપી મન ઉપર પણ અવશ્ય

કાબૂ મેળવતા આવડેજ.

આ પ્રશ્નની બીજી એક વ્યાવહારિક બાજુ પણ છે આપણને જે અનેક પ્રકારના શારીરિક દુ ખ ભોગવવા પડે છે તે પણ મનોનિગ્રહવડે ટાળી શકાય છે. જો શક્તિના સૂક્ષ્મરૂપ ઉપર આપણને વિજય મેળવતા આવડયો, તો પછી માનસિક દુ.ખો અને શારીક દુ ખો ઉપર પણ કાબૂ આપણે મેળવી શકીએ અર્થાત્ તે દુ ખોને દૂર કરી શકીએજ સૂક્ષ્મ શકિતપર કાબૂ જામતા આપણે આ પ્રમાણે બીજી પણ અનેક રીતે એ શકિતનો પ્રત્યક્ષ વ્યવહારમાં પણ ઉપયોગ કરી શકીએ છીએ, પરતુ તે વાત બાજુએ રાખીને આ વિષયનુ જે અધિક ઉચ્ચ સ્વરૂપ છે તેના તરફ હવે આપણે વળીશુ હવે હું, તમને બીજી એક બાબત કહુ છુ અને એ વિષે સાંગોપાગ ચર્ચા નહિ કરતાં તેના અ તિમ સિદ્ધાતજ માત્ર તમારા આગળ મૂ કુ છુ.

માનવજાતિની એકાદ શાખાનો વિકાસ તેની બાલ્યાવસ્થામાંથી જેવી રીતે થાય છે તેવીજ રીતે તે જાતિના પ્રત્યેક મનુષ્યનો વિકાસ પણ થાય છે. ફેર માત્ર એટ-લોજ હોય છે કે સમસ્ત જાતિને તે સ્થિતિમા આવતાં હજારો વર્ષ થાય છે ત્યારે એક બાળક માત્ર થોડાજ વર્ષોમા મોટી ઉમ્મરે પહોચી જાય છે. એક બાળકને લઇએ તો તે તેની પોતાની માનવજાતિના આરભકાળના જગલી મનુષ્ય જેવુજ છે તે જેમ જેમ મોટુ થતુ જાય છે તેમ તેમ તે માનવજાતિની પોતાની શાખા-ની જૂદી જૂદી અવસ્થાઓ અને પદ્ધતિઓમા થઇને પસાર થાય છે અને છેવટે તે તે શાખાના વર્તમાન સ્વરૂપની પ્રતિમારૂપ બની રહે છે ફેર એજ કે બાળક પોતાની અવસ્થાઓ જલદીથી ઓળગતો ચાલે છે, અને માનવજાતિને તેમ કરવામા હજારો વર્ષ નીકળી જાય છે આ સિદ્ધાત બરાબર ધ્યાનમા રાખવાથીજ હવે પછી હુ જે કહેવાનો છુ તે તમને બરાબર સમજાશે કલ્પના કરો કે સર્વ માનવકુળો એકજ શાખારૂપ છે અથવા સર્વ જીવમાત્ર એકજ શાખારૂપ છે આ સર્વ પ્રાણીઓરૂપી સમષ્ટિ ખાસ એકજ સાધ્ય પાછળ દોડી જાય છે અને તે સાધ્ય તે બીજુ કાઇજ નહિ પણ " પૂર્ણત્વ " છે સમગ્ર જગત્ કયા સાધ્ય પાછળ દોડી રહ્યુ છે એ વાત જે કેટલાંક મનુષ્યોના લક્ષમા વહેલી આવી ગઇ હોય છે તે મનુષ્યો બીજા મનુષ્યોની રાહ જોઇને બેસી રહેતા નથી વારવાર જન્મ લઈ કટકે કટકે-સર્વની સાથે ધીમે ધીમે આગળ વધવાનો તેમને કટાળો આવ્યો છે. આખી મનુષ્યજાતિ મુક્તાવસ્થાએ પહોચે ત્યાસુધી થોભવાને અને તેમની પેઠે રખડી રવડી ગોથા ખાઈ ખાઇને અ-સારતા અને દુ ખના અનુભવો લઈ લઇનેજ આગળ વધવાનુ તેમને પસદ નથી. આથી કરીને તેવાં મનુષ્યો આગળ વધવાને ધમપછાડ કરી મૂકે છે અને જે છેટું કાપવાને આવા મનુષ્યજાતિને લાખો વર્ષ લાગવાનાં છે તે અ તર તેઓ થોડા વર્ષ વા જન્મોમાં વટાવી જાય છે. જો કેટલાંક જગલી મનુષ્યોને કાંઈ પણ શિક્ષણ વગર

ફક્ત તેમને અન્નવસ્ત્ર અને આશ્રય આપીને કોઇ પણ એટમાં રાખવામાં આવે, તો ક્રમે કરીને તેઓ પોતાની સ્થિતિ પોતેજ સુધારવા લાગશે, અને કેટલીક ખાસ પ્રકારની સમાજ રચના તૈયાર કરશે આવી રીતે તેઓ જગલી અવસ્થામાંથી કેવળ સ્વબળથીજ સસ્કારી અવસ્થા પ્રાપ્ત કરશે, પરંતુ જો એમને અન્ય સસ્કારી જનસમાજની કોઇ ખાસ મદદ મળી જશે તો તેમની ઉન્નતિ વધારે અને સત્વર થશે એમા સશય નથી આપણે ઝાડને પણ મદદ કરીએ તો જલદી ઉછેરી શકીએ છીએ, એ તો આપણા અનુભવની વાત છે. જો તેને કુદરત ઉપરજ છોડી દેવામા આવે અને ખાતરપાણી વગેરેની ખાસ મદદ ન આપવામા આવે તોપણ તે ઉછરી તો શકે છેજ, પણ સમય વધારે જોઇએ આપણા સર્વ પ્રકારના ઉદ્યોગમા આપણે એજ ધોરણ લાગુ પાડી શકીએ તેમ છે કૃત્રિમ રીતે વ્યવહારની સર્વ વસ્તુઓની વૃદ્ધિ સત્વર કરવાનો આપણો યત્ન સતત ચાલુ છે આવી રીતે જે ધોરણથી ઝાડ અને બીજા જડતાપ્રધાન પદાર્થોની ઉન્નતિ સત્વર કરી શકાય છે તેજ ધોરણનો અમલ કરીને મનુષ્યની ઉન્નતિ શામાટે જલદી ન કરી શકીએ ? તેવીજ રીતે માનવજાતિની કોઇ આખી શાખાને માટે પણ કરી શકાય છે ધર્મોપદેશકો દેશવિદેશમા—જ્યા ત્યા શામાટે વિચરણ કરે છે ? સમસ્ત માનવજાતિની ઉન્નતિ જલદી થઈ શકે તેટલા માટેજ ખરેખર ઉન્નતિની ગતિની કોઈ પણ મર્યાદા કે નિયમ નથી એક મનુષ્યની ઉન્નતિ એક જન્મમા અમુક હદ સુધીજ થઈ શકે અને તેથી વધુ આગળ તે જઈ શકેજ નહિ એવુ નથી એજ પ્રમાણે એક મનુષ્ય પૂર્ણાવસ્થાને કેટલો વહેલો યા મોડો પહોચી શકે તેનો પણ નિયમ કોઇએ કરી આપ્યો નથી જો અનુકૂળ સયોગો મળી આવે તો માણસ ઘણીજ અજાયબ ત્વરાથી આગળ વધી શકે અને તેજ પ્રમાણે માનવજાતિને અનુકૂળ સહાયતા મળી જાય તો બહુજ ત્વરાથી તે જાતિ આગળ વધી શકે એ નિસશય છે કોઈ પણ બાબતમાં સહાયતાના અનેક પ્રકારો હોય છે, પરંતુ તેમા પણ તે બાબતમા પૂર્ણ જાતિ અનુભવવાળો સિદ્ધ મનુષ્ય નેતારૂપે મળી જવો, એ સર્વથી વધારે અગત્યનુ સાધન છે. કોઇ એક ગાઢ અંધારી રાત્રિમાં વિકટ માર્ગે ચાલવાવાળા અનેક મનુષ્યોના સંઘને માટે એકાદ મજબૂત અને પ્રકાશિત ફાનસ અને તેને લઇને આગળ ચાલનાર એક અનુભવી ભોમીયો કેટલા બધા ઉપયોગી થઈ પડે છે ? દૈવીપ્રતિભાસપન્ન ધાર્મિક મહાત્માઓ અને યોગશાસ્ત્ર જેવા ગ્રથો પણ એવાજ ફાનસ અને ભોમીયાની ગરજ માનવજાતિને માટે પૂરી પાડે છે. લક્ષાવધિ મનુષ્યોને તેમની દુર્ગતિના સમયમા તેમનો માર્ગ એવા દીપકો અને ભોમીયાઓએ સરળ કરી આપ્યો છે, અને હજી પણ કર્યેજ જાય છે એવા અસામાન્ય પુરુષો પોતાના તીવ્ર પુરુષાર્થને લઇને એકાદ અથવા થોડાજ જન્મોમાં પૂર્ણત્વને પ્રાપ્ત કરી લેનારાઓમાંનાજ હોય છે. જગતના ઇતિહાસમાં એવા અનેક

અસામાન્ય મહાપુરુષો દરેક કાળમાં થઇ ગયેલા જણાય છે. થોડા વખત પહેલાંજ એક મનુષ્ય એવો થઈ ગયો છે કે સમસ્ત માનવજાતિએ પોતાના હજારો વર્ષના આયુષ્ય દરમિયાન જે ઉન્નતિ પ્રાપ્ત કરી હતી તેટલી ઉન્નતિ તેણે પોતાના ચાલુ એક જન્મમાંજ કરી લીધી હતી, પરંતુ અહિં આ વાત પણ લક્ષ્યમાં રાખવી જોઇએ કે આ પ્રકારની ત્વરિત ઉન્નતિ પણ અમુક નિયમને અનુસરવાથીજ થાય છે. આપણે જો એ નિયમોને જાણી લઇએ અને તેના રહસ્યો સમજીને આપણી જરૂરીયાતો સાથે તેને સંયોજી શકીએ તો આપણે પણ બહુજ ત્વરાથી આગળ વધીને આને આજ જન્મમા પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકીએ. આ પ્રકારની ઉન્નતિને શાસ્ત્રીય પરિભાષામાં "સદ્યોમોક્ષ" અથવા સાંખ્યમાર્ગ કિંવા જ્ઞાનમાર્ગ કહે છે.

આપણા જીવનક્રમમાટે આ નિયમોનુ શાસ્ત્ર અતિશય ઉચ્ચ રહસ્યવાળુ છે. મન તથા તેની શક્તિઓના અભ્યાસનુ શાસ્ત્ર તે એજ છે, અને પૂર્ણત્વને મેળવવાને માટે સર્વ કોઇ જે ધડભાંગ ચલાવી રહ્યુ છે તે પૂર્ણત્વ સત્વર મેળવવાનો બહુજ ટુંકો અને સાચો માર્ગ એ શાસ્ત્ર આપણને બતાવે છે. એ માર્ગનુ જ્ઞાન અને અનુ-સરણ કોઇકજ બજાવી શકે છે અન્ન વસ્ત્રની, પૈસાની, કે અન્ય વસ્તુની મદદ કરીને બીજાઓની જીવનયાત્રામા અમુક થોડા ઘણા સમયને માટે સુગમતા કરી આપવી એ બાબત તો માત્ર એ માર્ગના ગાણ અંગરૂપજ છે.

મનુષ્યોમાં રહેલુ પૂર્ણત્વ ખીલવવુ કે વ્યક્ત કરવુ એ આ શાસ્ત્રનો હેતુ અને ઉપયોગ છે એ શાસ્ત્રના જ્ઞાન અને ઉપયોગ સિવાય માણસને પૂર્ણત્વનો રસ્તો કાપવામાં લક્ષાવધિ વર્ષો લાગે તેમ છે એટલા લાંબા સમય દરમિયાન તેને કંઈ એક મનુષ્યોના અને વસ્તુસ્થિતિઓના રમકડા રૂપ બનીને રહેવુ પડે છે લાકડાના એકાદ નાનકડા હોડકાની પેઠે તેને આ સંસારસમુદ્રમાના પ્રત્યેક મોજાની સાથે આમ તેમ ફર્યા કરવુ અને પછડાયા કરવુ પડે છે. દૈવ અથવા કુદરતના હાથમા પોતાનો ઉન્નતિક્રમ રહેવા દઇને યુગોના યુગો પર્યંત અથડાયા કરતા પ્રાણીઓને આ શાસ્ત્ર પોકારી પોકારીને કહે છે કે, "ઉઠો જાગૃત થાઓ અને પોતાની ઉન્નતિનુ કાર્ય પોતાનાજ હાથમાં લ્યો. આટલો બધો સમય એ કામગીરી—એ અતિ અગત્યનુ કર્તવ્ય તમે પ્રકૃતિને સોપી રાખ્યુ હતુ, પણ હવે તે પોતાના હાથમા લ્યો અને એકી સપાટે આ સમગ્ર સંસારસમુદ્રને ઉલ્લંઘી જાઓ "

મનુષ્યોનુ જ્ઞાન અને તેની સાથે સાથેજ તેનુ સુખ—સામર્થ્ય પણ સમયની સાથે વધતુ ચાલે છે, એ વાત માનવજાતિની એકાદ વ્યવસ્થિત શાખાના સંબંધમા અક્ષરશઃ ખરી છે, પરંતુ તે શાખામાની દરેકે દરેક વ્યક્તિમાટે તે વાત પૂરેપૂરી નહિ પણ કેટલેક અંશેજ ખરી હોય છે, પરંતુ અહિ એક નિરાળોજ પ્રશ્ન ઉભો

શ્રાય છે કે કયો મનુષ્ય કેટલો ઉન્નત થયો છે તે નક્કી કરવાને માટે તમારી પાસે શું સાધન છે ? આપણે સામાન્ય મનુષ્યો તો અમુક કરતાં વધારે છેટેથી કશુંજ જોઇ શકતા નથી, પરતુ મે એક એવા મનુષ્યને જોયો છે કે જે પોતાનાં ચક્ષુ બધ કરવા છતાં બીજી ઓરડીમાં શુ થાય છે તે પણુ જોઇ શકે છે. તમે કહેશો કે "એ વાતમા અમને શ્રદ્ધા નથી," પરતુ એ માણુસ બીજાને ત્રણુજ અઠવાડિયામા તેવી રીતે જોતા બનાવી શકતો. આવી બાબત શીખવી એ કાંઈ બહુ કઠિન નથી. બીજાના મનમાં શું ચાલે છે, એ જાણુવાની કળા તો માત્ર પાચજ મિનિટમાં સાધ્ય થઇ શકે તેવી અને પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ કરી શકાય તેવી છે

આ પ્રમાણે જ્યારે આ એક અશક્ય માનેલી વાત પ્રત્યક્ષ પ્રમાણુથી સિદ્ધ થઇ શકે એવી નીકળી તો પછી એવી રીતે કેટલી હદસુધી પ્રગતિ કરી શકાય તેની કઇ મર્યાદા નિયત કરી શકીશુ ? જ્યારે એક મનુષ્ય ઓરડીના એક ખુણામાં બેસીને બીજા મનુષ્યના મનના વિચારો જાણી શકે છે, તો પછી તે પાસેની ઓરડીના માણુસના મનના વિચારો કેમ ન વાંચી શકે ? અને તેવીજ રીતે બીજી કોઇ પણુ ગમે તેટલે દૂરની જગ્યાના વિચારો પણુ કેમ ન જાણી શકે ? એના જવાબમાં આપણે નકાર પણુ કેવી રીતે કહી શકીએ અને "અશક્ય છે" એમ પણુ આપણે કેવી રીતે કહી શકીએ ? બહુ તો આપણે એટલુજ કહી શકીએ કે, " શી રીતે બની શકે તે અમે જાણુતા નથી " એકાદ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રી ગમે તેટલો એ વિષયમા સમર્થ વિદ્વાન્ હોય તોપણુ તેઓ આવી બાબત "અસભવિત છે" એમ કહી શકે નહિ, પણુ તે પોતે "જાણુતા નથી" એટલુજ કહી શકશે ભૌતિક પદાર્થ શાસ્ત્ર કેવી રીતે ઘડાય છે ? પ્રત્યક્ષ બનતા બનાવોનો સગ્રહ કરવો, તેના જૂદા જૂદા વર્ગ પાડવા અને પછી તેમાથી સિદ્ધાન્ત નક્કી કરવા, આવી પદ્ધતિથી ભૌતિક પદાર્થવિજ્ઞાનનુ શાસ્ત્ર નિર્માણુ થાય છે અને વધે છે એ વાત ખરી, પરતુ એ પદ્ધતિના મૂળરૂપ જે પ્રત્યક્ષ દેખાતા બનાવો, તેનેજ ઉપર જણાવ્યુ તેમ આપણે આપણી ઓછી શક્તિ વા ન્યૂન જ્ઞાનને લીધે "અશક્ય"ની કોટીમા ગણી લઇએ એટલે પછી એ શાસ્ત્ર કેવી રીતે નિર્માણુ થઇ શકે ? અમુક વાત જૂઠી છે, બનવી અશક્ય છે, એમ આપણે પ્રત્યક્ષ બની શકે એવી બાબતોમાટે કહીએ એનો અર્થ ભવિષ્યત પદાર્થશાસ્ત્રનો આપણે મૂળમાંથીજ ઉચ્છેદ કરીએ છીએ, એવો શુ નથી થતો ?

મનુષ્યના મનનુ સામર્થ્ય અમાપ છે. એક મનુષ્ય કેટલી શક્તિ મેળવી શકે તેની મર્યાદા બાધી શકાય તેમ નથી એક ધાર્મિક હિંદુના મનની રચના જૂદાજ પ્રકારની હોય છે જે વિષયમા એને સ્વાદ પડે છે, જેમા તે લીન થાય છે, તે સિવાયની બીજી વસ્તુઓ ઉપર તે ધ્યાન આપતું નથી તમારા જાણુવામાં છે કે હિંદુસ્તાન અનેક પ્રકારનાં શાસ્ત્રોની જન્મભૂમિ છે. ગણિતશાસ્ત્ર પણુ હિંદુસ્તાનમાંથી

જ પ્રથમ શરૂ થયુ છે. તમે જે જે આજે વન-ટુ-થ્રી ઇત્યાદિ ગણો છો તે નામ પણ સંસ્કૃત નામો ઉપરથીજ પડેલાં છે બીજગણિતનો પણ ત્યાંથીજ જન્મ થયો છે, અને ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત પણ ન્યૂટનના જન્મ પહેલાં હજારો વર્ષો પૂર્વે હિંદુ લોકોના જાણવામાં હતો આ ઉપરથી હિંદુઓની માનસિક વિશેષતા તમે જોઈ શકશો હિંદુસ્તાનના ઇતિહાસનો અમુક સમય એવો હતો કે જે વખતે ત્યાંના આર્યો મનુષ્ય અને તેનુ મન એ વિષયની શોધમાંજ ગુંથાઈ ગયા હતા, અને તે વિષય છે પણ અત્યંત આકર્ષક, કારણ કે એ વિષય સિદ્ધ થયો એટલે મનુષ્યના મનની સર્વ આશાઓ પૂર્ણ કરવાનો ટુંકો અને સરળ માર્ગ સિદ્ધ થયો એમ તેઓ સમજતા હતા તેમની એ સમજણ એવી વિશ્વાસપાત્ર હતી કે બીજા સર્વ વિષય છોડીને તેઓ આજ શાસ્ત્રની શોધ પાછળ મંડયા હતા મંત્ર, તંત્ર, જાદુ, ચમત્કાર, વિગેરે શક્તિઓ તેમને મન અદ્દભુત ન હતી, પરંતુ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની પેઠેજ તે શાસ્ત્રીય છે, એમ તેમણે સિદ્ધ કર્યું હતુ પરિણામે ઇતર પદાર્થશાસ્ત્રો ઉપરથી આર્યશાખાનુ લક્ષ ખસી ગયુ અને તેમનુ સર્વ લક્ષ માત્ર આ એકજ શાસ્ત્રની વૃદ્ધિ કરવા તરફ લાગ્યુ જૂદી જૂદી જાતના યોગીઓએ જૂદા જૂદા માર્ગે આ શાસ્ત્રના શોધ ચાલુ કર્યા કેટલાકોએ પ્રકાશના કિરણોનો અભ્યાસ શરૂ કર્યો, અને જૂદા જૂદા રંગોના પ્રકાશ શરીરમાં કયા કયા પ્રકારના ફેરફારો કરે છે તે તેમણે શોધી કહાડયુ તેઓ અમુકજ રંગના કપડા પહેરવા લાગ્યા, અમુકજ રંગના ફળ ખાવા લાગ્યા અને અમુક રંગવાળી જગ્યાએ રહેવા લાગ્યા કેટલાકોએ કાન બંધ કરીને અને તે પછી ખુલ્લા મૂકીને ધ્વનિનો અભ્યાસ કરવા માંડયો કેટલાકોએ ગંધનો અભ્યાસ કરવા માંડયો આવી રીતે જ્ઞાનેન્દ્રિયોના દરેક વિષયના અભ્યાસની શરૂઆત કરવામાં આવી

આ બધા પ્રયોગોનો મુખ્ય હેતુ એજ હતો કે કોઈ પણ રીતે વસ્તુમાત્રના સૂક્ષ્મ રૂપની શોધ કરવી. તેમાંના કેટલાકોએ તો માનસિક વિલક્ષણ સામર્થ્ય ખરેખર પ્રાપ્ત કર્યું હતુ કેટલાક તો હવામાં ઉડીને આકાશગમન કરી શકતા હતા પશ્ચિમના એક મહાન્ સાક્ષર પાસેથી મે જે વાત સાંભળી છે તે હું તમને કહું છું આ વાત સીલોનના ગવર્નરે જાતે જોઈ હતી, અને તેણે તે વાત તેને કહી હતી એક છોકરીને લાકડીઓના કકડા આડા અવળા ગોઠવી બનાવવામાં આવેલા સ્ટૂલ ઉપર પલાંઠી વળાવીને બેસાડવામાં આવી થોડીવાર તે તેના ઉપર બેસી રહ્યા પછી એક મનુષ્ય તેની પાછળ જઇને એક પછી એક આડી લાકડીઓ તેની નીચેની બાજુથી બહાર ખેંચતો ગયો એવી રીતે બધીજ લાકડીઓ ખેંચી કહાડી, પરંતુ તે છોકરી તો તેને તેજ સ્થળે તેવી ને તેવીજ રીતે પલાંઠી મારીને હવામાં અદ્ધર બેસી રહેલી હતી !

ગવર્નરને આ કાંઇ યુક્તિ છે એમ લાગવાથી તેણે પોતાની તલવાર ખેંચીને તે બાલિકાની નીચે ઝડપથી ફેરવી, પણ ત્યાં કાંઈજ ન હતુ ત્યારે એ શું હતુ ? એ

કાંઇ જાદુ કે ચમત્કાર નહોતો આ બનાવ અનેક લોકોએ જોયો હતો એટલે તેને માટે અવિશ્વાસનો પ્રશ્ન રહેતો નથી. એક હિંદુને આવા બનાવથી આશ્ચર્ય થવાનું નહિ; કેમકે એવા અનેક બનાવો તેણે જોયા–જાણ્યા હોય છે. હિંદુઓને જ્યારે કોઇ દુશ્મનો સામે લડવું પડે છે ત્યારે તેઓ કહે છે કે, અમારો કોઈ યોગી આવી પડશે તો આ બધાને હાંકી મૂકશે. આ માન્યતા સમસ્ત હિંદુજાતિમા પ્રચલિત છે હાથ કે હથિયારમાં શી શક્તિ છે ? શક્તિ તો ફક્ત આત્મામાજ છે

ઉપર જણાવેલી હકીકત અને સિદ્ધાંત જો સત્યજ હોય તો સાબીત થાય છે કે એ શાસ્ત્રનો અભ્યાસ અને પ્રયોગ કરવા જેવું છે, પરંતુ જેમ બીજા શાસ્ત્રોનો અભ્યાસ કરી પારંગત થવું જેમ કઠિન છે તેમ આ શાસ્ત્રમાટે પ્રયત્નની પરાકાષ્ઠા કરવી પડે છે તોપણ અન્ય ભૌતિક પદાર્થો અને તેને લગતી વિદ્યાઓ કરતાં તો આ વિદ્યા અને આ શક્તિઓ તેની મહત્તા તરફ જોતા પ્રમાણમા બહુ જલદીથી મેળવી શકાય છે તમને લક્ષ્મી મેળવતાં કેટલા બધા વર્ષો લાગે છે તેનો તો વિચાર કરો લક્ષ્મીવાન્ થવાને માટે તમારે વિદ્યુતશાસ્ત્રનું જ્ઞાન મેળવવું હોય છે અથવા મોટા એન્જીનીયર થવું હોય છે તો તે માટે કેટલાંક વર્ષસુધી અભ્યાસ કરવો પડે છે, અને પછી જીંદગીના બાકીના વર્ષોમાં કેટલું બધું કાર્ય કરવું પડે છે ? વળી અન્ય સર્વ શાસ્ત્રોમાં જડ વસ્તુઓ સાથે કામ લેવાનું હોય છે, જેમકે ખુરશીને બનાવવી હોય અથવા કોઇ પદાર્થનું પૃથક્કરણ કરવું હોય તો તે પદાર્થ અથવા ખુરશી તમારી પાસેજ પડી રહે છે જ્યારે આ શાસ્ત્રમા તો માત્ર પોતાના સદાના સંગી મનની સાથેજ કામ લેવાનું હોય છે, પરંતુ આ મન ઘણુંજ ચંચળ હોવાને લીધે તમે અભ્યાસ કરવા બેસો છો ત્યારે તરતજ તે સટકી જાય છે હમણાં એક દિશામા વળેલું હોય અને બીજીજ ક્ષણે તે બીજી દિશામાં ફરી જાય છે આવા અસ્થિર મનને કાબૂમાં લવાય તોજ કોઇ પણ બાબતનું મનન અને અભ્યાસ બની શકે છે આવી રીતે આ કઠિન શાસ્ત્રને સાધ્ય કરવા માટે અસ્ખલિત અભ્યાસ-શિક્ષણની આવશ્યકતા છે લોકો મને પૂછે છે કે હું તેમને અનુભવી દૃષ્ટાંત કેમ બતાવતો નથી ? હું ખરૂંજ કહું છું કે અહિંથી ઘેર જઇનેજ તમે કહેશો કે એ તો બધું ખોટુંજ છે, પરંતુ તેનું કારણ એટલુંજ હોય છે કે તેમા સત્યને જોવાની તમારી ઇચ્છાજ હોતી નથી આ શાસ્ત્ર વિષે હું થોડુંજ જાણું છું, પણ તેટલું મેળવવાને માટે પણ મે ત્રીસ વર્ષ પ્રયત્ન કર્યો હતો, અને માત્ર ગયા છ વર્ષથીજ હું જે કાંઇ થોડુંક જાણું છું તે લોકોને જણાવું છું એ સખ્ત પ્રયાસના ત્રીશ વર્ષમાં કેટલોક વખત તો ૨૪ કલાકમા વીસ કલાક કામ કરતો હતો અને કોઈ કોઇ વખત તો ફક્ત એકજ કલાક રાત્રે ઉંઘતો અને કદિ કદિ નિદ્રાનો સંપૂર્ણ ત્યાગ પણ કરવો પડતો કોઇ કોઇ વખત તો કોઇનો અવાજ અથવા શ્વાસ સુદ્ધા ન આવી

શકે એવી જગ્યાએ અથવા ગુફામાં રહેવુ પડતુ; છતાં પણુ હું ઘણુંજ થોડુ આ વિષયમાં જાણુ છુ, હું ભાગ્યેજ એ શાસ્ત્રરૂપી વસ્ત્રનો એક છેડો પણ પકડી શક્યો હોઉં, પણુ એટલું તો જાણુ છુ કે એ સત્ય અલૌકિક અને મહાન છે

હવે જો તમારામાંથી કોઇને એ શાસ્ત્ર શીખવાની ખરી ઇચ્છા હશે તો અન્ય ધંધામા જેટલો નિશ્ચય કરવાની જરૂર પડે છે તેના કરતાં વિશેષ–દઢ નિશ્ચય આ વિષય શીખવાને માટે કરવો પડશે. આ વિષયમાં બહુજ ઊંડુ અને સતત ધ્યાન આપવુ પડે છે, અને ગુરુને પણુ અતિ સખત થવું પડે છે. જો પિતા, માતા, સ્ત્રી, પુત્ર કે કોઈ ગમે તેવું સબંધી મરણુ પામે તોપણુ આ કાર્ય બધ થઇ શકે નહિ, આપણુ હૃદય એવા કોઈ બનાવથી ગમે તેટલું ભગ્ન થઇ ગયુ હોય તોપણુ આ કાર્યક્ષેત્રમા લાગુ રહેવુ જ જોઇએ આ કાર્યનો પ્રકારજ એવો છે કે તેને માટે એવુ ધોરણુ જરૂરી અને ન્યાયી થઇ પડે છે

બીજા ધધાના અભ્યાસ કરતાં આ શાસ્ત્રના અભ્યાસીએ નીતિ—ન્યાયના અને આહારવિહારાદિનાં બધન વધારે પાળવા પડે છે આ શાસ્ત્રના અભ્યાસમાં મનુષ્ય પોતાના મનની સ્થિતિ કેવા પ્રકારની રાખી શકે છે તેના ઉપરજ સફળતાનો સર્વ આધાર છે ભૌતિક અભ્યાસ વા ધધામાં પણુ સર્વ કોઈ ધારેલી સફળતા નહિ મેળવી શકવા છતાં દરેક મનુષ્ય કાંઇ ને કાંઇક પણુ મેળવી શકે છેજ. તેમ આ શાસ્ત્રનો અભ્યાસ કરનાર પ્રત્યેક મનુષ્ય પણુ થોડો ઘણો પ્રકાશ તો અવશ્ય મેળવી શકે છે અને તેથી આ શાસ્ત્રની સત્યતાની પ્રતીતિ તો અવશ્ય થાય છેજ. વળી બીજો લાભ એ થાય છે કે જેમણે પૂર્ણત્વ મેળવ્યુ હોય એવા પુરુષો સાથે તેને મેળાપ અને પરિચય થવાથી તેવા બનવાનો અર્થાત્ પૂર્ણતા મેળવવાનો વિચાર માંડી ન વળાતાં જારીજ રહ્યા કરે છે, અને વહેલે મોડે તે વિચાર પુનઃ ખીલી ઉઠતાં વળી પાછો તે આગળ વધે છે અને એમ કરતા કરતા પરિણામે તે પૂર્ણતા પણુ મેળવે છેજ. કોઈ પણુ અન્ય શાસ્ત્ર કરતાં આ શાસ્ત્રના અભ્યાસમાં સ્વાશ્રય, સંયમ અને બીજા સદ્ગુણોની વધારે આવશ્યકતા છે. વળી આ અભ્યાસમા સફળ થનારા ઓની સખ્યા ન્યૂન હોય છે, તેટલીજ જાદુગરો, મિથ્યાભિમાનીઓ અને પાખડીઓની સખ્યા બીજા ક્ષેત્ર કરતા આ ક્ષેત્રમા વધુ હોય છે કારણુ કે જે વેષ અથવા ધધો લોકોમા વધુ સત્કાર અને સેવા પ્રાપ્ત કરાવે તેવો હોય છે તે વેષ યા ધધામાં લુચ્ચા અને ઉઠાઉગીરો વધુ હોય છે, પણુ તેટલા કારણુથીજ તે ધધો સારો નથી એમ ન કહી શકાય આ શાસ્ત્રના અભ્યાસમાં બુદ્ધિ, તિતિક્ષા, અને શ્રમની આવશ્યકતા વધારે છે, પરતુ એ અભ્યાસનુ પૂર્ણતારૂપી ફળ, એ શ્રમ વગેરેની અપેક્ષાએ તેમજ અન્ય તમામ ભૌતિક અભ્યાસો અને સફળતાઓની અપેક્ષાએ અનતગણું લાભપ્રદ, અલૌકિક, અનુપમ અને સ્થાયી છે, એ વાતનો વિચાર કરનાર અભ્યાસી

પોતાના અભ્યાસને માટે જે કાંઈ કરવુ-ત્યજવુ પડે તે સર્વ ધૈર્યપૂર્વક કરવાને ચૂકતો નથી. પૂર્ણતા પ્રાપ્ત કરવાના આ શાસ્ત્રની બાબતમા જેમને વધુ શીખવાની ઇચ્છા હશે તો તે ઇચ્છા માત્ર ભાષણો સાભળવાથીજ ફળીભૂત નહિ થાય, કારણ કે એ વિષય માત્ર બોલવાથીજ શીખવી શકાય એવો નથી. આ વિષય-આ અભ્યાસ જીવનને-અતરાત્માને લગતો છે અને અંતરાત્માજ અતરાત્માને જગાડી-ખીલવી શકે છે

હવે તમારામાંથી કોઇનો આ શાસ્ત્ર શીખવાનો નિશ્ચય હશે તો હુ તેમને ઘણી ખુશીથી મદદ કરીશ.

# कर्मनुं रहस्य

( લોસ એન્જેલેસ કેલીફોર્નીઆમા ઈ. સ ૧૯૦૦ ના જાન્યુઆરીની ૪ થી તારીખે આપેલુ વ્યાખ્યાન )

મારા જીવનમાં હુ જે ઉત્તમ પાઠો શીખ્યો છુ તેમાંનો એક એ છે કે કર્મના સાધનોમાં પણ કર્મના પરિણામ જેટલુજ ધ્યાન આપવાની જરૂર છે જેની પાસેથી હુ આ શીખ્યો તે એક મહાન્ પુરુષ હતો, અને તેનુ સમસ્ત જીવન એ મુખ્યત્વના સક્રિય આદર્શરૂપજ હતુ આ એક અસાધારણ તત્ત્વમાંથી મને હમેશા ઘણુ શીખવાનુ મળતું, અને મને જણાય છે કે પ્રત્યેક કર્મના વિજયનુ રહસ્ય એજ છે કે-કર્મના સાધનોમાં પણ કર્મનાં પરિણામ જેટલુ જ લક્ષ આપવુ.

આપણા સ્વભાવમા એક એવી મોટી ખોડ છે કે આપણે મુખ્યત્વે કરીને સાધ્ય વસ્તુ તરફજ ખ્યાલ રાખ્યા કરીએ છીએ. આપણને એ સાધ્યરૂપ એટલું બધુ ચમત્કારિક તથા મોહક લાગે છે કે તેનાં સાધનોમાટે તો વિચાર કરવાનુ સ્થાન પણ આપણા મનમાં રહેતુ નથી.

આપણા જીવનમા નિરાશ થવાના પ્રાપ્ત થએલા પ્રસગોનુ સૂક્ષ્મતાથી પૃથક્કરણ કરી જોઇશુ તો આપણી સોમાંથી નવ્વાણુ ટકા નિષ્ફળતાઓમા આપણને એજ કારણ માલુમ પડી આવશે કે, આપણે તે બાબતનાં સાધનો તરફ પૂરતુ લક્ષ આપેલું ન હતુ. માટે પ્રથમ તો સાધનોને પૂર્ણ અને બળવાન બનાવવા તરફજ પૂરતું લક્ષ આપવાની ખાસ જરૂર છે. જો સાધનો પૂરતા અને સગીન હોય તો પછી સાધ્ય આપણને પ્રાપ્ત થવુ જ જોઇએ. ફળ કાંઇ એની મેળે આકાશમાંથી-અકસ્માત ખરી પડતુ નથી, પરતુ મૂળમાંથી-કારણમાંથીજ કાર્યની-ફળની-ઉત્પત્તિ છે એ આપણે ભૂલી જઇએ છીએ. જો કારણ-સાધન પૂરતા અને સબળ નહિ હોય તો પછી ફળ પણ નથીજ. એક વખત અમુક આદર્શ પસદ કર્યો અને તેનાં સાધનો નક્કી કર્યા,

અને પછી જો આપણે આદર્શને છોડી દઈશુ તોપણ સાધનો પરિપૂર્ણ થતા આદર્શ-રૂપી ફળ એની મેળે પણ આવવાનુ જ. યોગ્ય સાધન હોય છે ત્યા ફળને માટે મુશ્કેલી રહેતી નથી, ફળ જરૂર મળવાનુજ. આપણે કારણોની–સાધનોની સભાળ રાખીશુ તો પછી ફળ–સાધ્ય એની મેળેજ પોતાની કાળજીથી ચાલ્યુ આવશેજ. પૂર્ણત્વનો સાક્ષાત્કાર, એજ મનુષ્યનુ સાધ્ય છે, અને તેને સાધવાને માટે આપણે તેને લગતાં સાધનો તરફ લક્ષ આપવુ એજ માનવજીવનનો ખાસ મત્ર હોઇ શકે. આપણે ગીતાજીમાથી પણ એજ વાંચીએ અને શીખીએ છીએ કે આપણે સર્વ શક્તિઓવડે અવિરત કાર્ય કરવુ જોઇએ પછી તે કાર્ય નાનુ વા મોટુ હોય તેમાં કાંઈ મહત્ત્વ નથી વળી આપણે અનાસક્તપણેજ કર્તવ્ય કરવુ જોઇએ +

પરતુ જો આપણુ જીવન આપણે તપાસી જોઇશુ તો આપણા દુઃખનુ મોટું કારણ આપણને એજ જણાશે કે કાર્યમાં નિષ્ફળતા મળવા છતાં પણ તેના પ્રત્યેની આસક્તિને આપણે ત્યજી શકતા નથી આપણે જાણીએ છીએ કે એમ કરવાથી આપણને નુકશાન થાય છે, અને વધુ વખત તેજ કાર્યને વળગી રહેવાથી આપણા ઉપર દુઃખજ આવી પડશે, તોપણ આપણે તેમાથી છુટી શકતા નથી જેમ મધ-માખી મધ ચૂસવા આવી અને તેના પગ મધના પાત્રમા ચોટી ગયા એટલે પછી તે બહાર નીકળીજ શકતી નથી, તેવુજ આપણે પણ વારવાર કર્યા કરીએ છીએ આપણે આ જગતરૂપી પાત્ર પાસે આવવામા અદરનુ મધ ખાવાનો હેતુ ધરાવીએ છીએ, પરતુ પાત્રના કિનારાનેજ આપણા હાથ પગ ચીટકાવી બેસીએ છીએ ! આપણે આ જગત્‌માથી આનદ મેળવવા ઇચ્છીએ છીએ પણ આવડત નહિ હોવાથી આપણો તમામો જોઇને બીજાઓજ આનદ મેળવે છે ! લેવા આવેલા પણ ઉલટા લેવાઇ ગયા ! ભોગવવા આવેલા પણ ઉલટા આપણેજ ભોગવાઇ ગયા ! × માલિક થવા આવ્યા પણ ઉલટા ગુલામ થઇ ગયા. કર્મ કરવા આવ્યા પણ કર્મરૂપ થઇ ગયા. દરેક બાબતમા આવુજ જણાય છે. આપણે બીજાની શક્તિઓ ઉપર કાબૂ જમાવવા ઇચ્છીએ છીએ પણ ઉલટી બીજાની શક્તિઓએજ આપણા ઉપર અમલ જમાવી લીધો છે આપણને જીવનના સુખનો ઉપભોગ કરવાની ઇચ્છા હોય છે, ઉલટાં તે સુખોજ આપણા જીવનને ખાઇ જાય છે. આપણે કુદરત પાસેથી બધુ લેવા ઇચ્છીએ છીએ, પણ કાળ જતાં આપણે જોઇએ છીએ કે કુદરતજ આપણી પાસેથી બધુ લઇ લે છે, અને નકામા બનાવીને આપણને બાજુએ હડસેલી મૂકે છે !

---

+ तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ ગીતા ૩–૧૯.

× भोगा न भुक्ता वयमेव भुक्ताः । ભર્તૃહરિ

જો આમ બનતુ ન હોત તો કેવો આનંદ રહેત ! આપણુ જીવન કેવુ દેદીપ્યમાન થઈ પડત ! ખેર, ગભરાવુ નહિ ! અત્યારસુધીમાં અનેક પ્રકારની ઠોકરો લાગી ચૂકી અને નાનાસુના જય પણ થોડાક મળી ચૂકયા કેટલાક સુખદુ.ખના પ્રસગ વીતી ચૂકયા, પરતુ હજી પણ ધારીએ તો એકસરખો આનંદ ભોગવી શકીએ તેમ છીએ. પણ તેમ કરવામા માત્ર સસારની માયાજાળમાં નહિ ફસાઈ પડવાની સાવચેતી રાખવી જોઇએ

આપણાં દુ ખોનુ મોટુ કારણ આસક્તિજ છે આસક્તિ ઉદ્ભવી કે સૃષ્ટિની જાળમાં સપડાયા સમજવા. માટેજ ગીતામાં કહ્યુ છે કે સતત્ કર્મ કરો પણ આસક્ત થાઓ નહિ. એકાદ વસ્તુ તમને ગમે તેટલી પ્રિય હોય તોપણ ઇચ્છો તે વેળા તે વસ્તુનો ત્યાગ કરવાની તૈયારી તમારે રાખવી જોઇએ શુ આ લોકમાં કે શુ પરલોકમાં પરતુ દુર્બળ મનુષ્યની કોડી પણ કિમત નથી મનની દુર્બળતાજ સર્વ પરાધીનતાનુ મૂળ છે

માનસિક નિર્બળતાજ આપણામાં દરેકપ્રકારનાં શારીરિક અને માનસિક દુ ખોને ઉત્પન્ન કરે છે. દુર્બળતા એ સાક્ષાત મરણરૂપજ છે આપણી આસપાસના વાતાવરણમાં લક્ષાવધિ રોગિષ્ટ જતુઓ ભટકયા કરે છે, પરતુ જ્યાસુધી આપણામાં દુર્બળતા ન પેઠી હોય ત્યાસુધી તે જતુઓ આપણાપર કાઇજ ખરાબ અસર કરી શકતાં નથી આપણુ દુર્બળપણુજ રોગજનક જતુઓને તેમના નિવાસ તથા પ્રચારને પાત્ર આપણને બનાવે છે

આપણો આયુષ્યક્રમ એજ સિદ્ધાતપર અવલબિત છે કે સુદઢતા એજ જીવન અને દુર્બળતા એજ મૃત્યુ, મનોબળ એજ સુખ અને સર્વસ્વ તથા અમરત્વ, અને દુર્બળતા એજ રોગ, દુ ખ અને મૃત્યુ.

આપણુ ઉલટાપણુ એજ છે કે આસક્તિનેજ આપણા સુખના પાયારૂપે આપણે માની બેઠા છીએ મિત્રો પ્રત્યે અને સબધીઓ પ્રત્યે આસક્તિ, બુદ્ધિ અને ધર્મકર્મ પ્રત્યે પણ આસક્તિ, પ્રત્યેક વસ્તુ પ્રત્યે આસક્તિ, આસક્તિ અને આસક્તિજ. બસ આસક્તિનેજ આપણે સુખનુ દ્વાર માનીને વળગી બેઠા છીએ ! પરતુ પરિણામે મળે છે શુ ? દુ ખજ ! માટે જો આપણે ખરા આનદનીજ પ્રાપ્તિ કરવી હોય તો અનાસક્તિ વિના એનો બીજો ઉપાયજ નથી અત્યત આસક્ત મનુષ્ય જેટલા ઉત્સાહથી કોઈ કાર્યમાં મડી પડે છે, તેટલાજ ઉત્સાહથી કોઇ કાર્ય કરવા છતાં પણ યોગ્ય લાગે તે ક્ષણે તે કાર્યથી છૂટા થવાનુ સામર્થ્ય આપણામાં હોય તો કોઇ પણ દુઃખ આપણને સ્પર્શ કરે એમ નથી, અને આવો મનુષ્યજ ઇચ્છે તેટલુ સુખ પ્રકૃતિ પાસેથી મેળવી શકે છે અત્યત મહત્ત્વની અને તેની સાથે અત્યત કઠિન વાતજ એ છે કે કાર્ય કરવામા તલ્લીનતાનું બળ પણ પૂરેપૂરૂં જોઇએ અને તેટલુજ

બળ તે કાર્યમાંથી છૂટા કરનારી આસક્તિનું પણ જોઇએ.

કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેઓ પૂર્ણ અનાસક્ત દેખાય છે; પરંતુ તેમનામાં કોઇના ઉપર પ્રેમજ હોતો નથી. તેમનું હૃદય પત્થર જેવું જ હોય છે. આવા મનુષ્યો જીવનનાં કેટલાંક દુઃખોમાંથી બચી શકે છે. એમ જોઇએ તો ભીંત પણ કોઇના ઉપર આસક્તિ રાખતી નથી અને તેને દુઃખ પણ કદિ અનુભવવું પડતું નથી, પરંતુ એ મનુષ્ય અને ભીંતનું મહત્ત્વ પણ કેટલું ? આપણે પણ ભીંતના જેવા થઇએ તેના કરતાં તો આસક્ત થઇને દુઃખી થવું એજ ઉત્તમ છે કોઇ વસ્તુ અથવા કાર્યમાં અત્યંત પ્રેમ થવો એ પણ એક પ્રકારનું બળજ છે. કોઈ બાબતમાં આપણું લક્ષ્ય એટલું બધું જોડાઇ જાય કે તેની આડે અન્ય કશાનું જ આપણને ભાન રહે નહિ; અને આપણું સર્વ નાશ થવાની વેળા આવે તોપણ તે બાબતનો ત્યાગ કરવાનો વિચાર આપણા મનમાં આવે નહિ. આમ થવું એ શું બળ વિના બની શકે છે ? એમાં પણ બળનું કામ પડે છે પોતાને વિસરી જઇને બીજાના સુખ–સંતોષને માટે જે પણ સહન કરવું પડે તે કરવું એ પણ દૈવી ગુણજ છે. એટલા માટે અત્યંત આસક્તિમાં પ્રતીત થતું મનોબળ પણ આપણામાં હોવુંજ જોઇએ, પરંતુ આપણે એટલો દૈવીગુણજ આપણામાં પેદા કરીને બેસી રહેવાનું નથી આપણે કાંઇ દેવજ બનીને અટકવાનું નથી, પરંતુ એથી આગળ વધવાનું છે, અને તેટલા માટે આસક્તિના દૈવી સામર્થ્ય ઉપરાંત અનાસક્તિનું ઇશ્વરી સામર્થ્ય પણ આપણે મેળવવું જ જોઇએ. મનુષ્યનું પૂર્ણત્વ એમાંજ છે. કોઇ પ્રેમના વિષય પાછળ આપણા સામર્થ્યનો સર્વ ભંડાર ખાલી કરવા છતાં પણ પૂર્ણત્વને પામેલો મનુષ્ય તે વિષય તરફ અત્યંત ઉદાસીન હોય છે આ પ્રમાણે આ બેવડું કાર્ય તે શી રીતે સાધી શકે છે–બેવડી શક્તિ તે ક્યાંથી વાપરી શકે છે તેનું રહસ્ય પણ જાણવા જેવું છે

ભિખારી મનુષ્ય કદિ સુખી હોતો નથી એને દયા અને ધિક્કારની મિશ્ર લાગણી સાથેજ પાઈ–પઇસો મળે છે એવા માણસની કિંમત દાતાના મનમાં કોડી જેટલી પણ હોતી નથી, અને તેથી તેને ગમે તેટલી ભીખ મળે તોપણ તેના વડે તે સુખી થઈ શકતો નથી

આપણે પણ ઘણાખરા એવા ભિખારીજ છીએ, કેમકે આપણે જે કાંઈ કરીએ છીએ તેનો બદલો ઇચ્છીએ છીએ. આપણે વૈશ્યવૃત્તિનાજ માણસ છીએ. આપણી જીંદગી સાથે પણ વ્યાપાર, ગુણ સાથે પણ વ્યાપાર અને ધર્મની બાબતમાં પણ વ્યાપાર. અરે ! પ્રેમમાં પણ આપણે વ્યાપારી બની રહ્યા છીએ ! પરંતુ જો તમે વ્યાપાર કરવાજ આ જગતમાં આવ્યાં હોય, જો વેચવું અને ખરીદવું એજ તમને કર્તવ્ય ભાસતું હોય તો પછી ખરીદી અને વેચાણના નિયમો પણ બરાબર પાળો. કોઇ વખત તેજીનો સમય આવે છે અને કોઈ વખત મંદીનો સમય પણ આવે છે.

કોઈવાર માલની શિલક વધી પણ જાય છે ને કોઈવાર ઘટી પણ જાય છે; માટે વેપારીએ એ સર્વ તત્ત્વને સમજીને તેને અનુસરતી પોતાના ચિત્તની પણ તૈયારી રાખવીજ જોઈએ. એકાદ આયનામાં આપણને આપણી પોતાનીજ શીકલ જૂદી જૂદી દેખાય છે. આપણે મોઢુ ચઢાવીશુ તો આરસીમાંનું મોઢુ પણ ચઢેલુ જણાશે, અને હસતુ રાખીશુ તો આરસીમાંનું પણ હસતુ જણાશે. આપણી પોતાની કૃતિનુ આરસીમાં જેવુ ને તેવુ પ્રતિબિંબ પડે છે. આનુ નામજ ક્રયવિક્રય—લેવડ-દેવડ—આપ લે છે. આ જગત્ પણ એક મહાન્ આરસા જેવુ જ છે. જેવું કરો છો તેવા થાઓ છો, અને થાઓ છો તેવુ જ કરો છો. તેવુ પામો છો. "ક્યા ખૂબ સૌદા નગદ હૈ, ઇસ હાથ દે, ઉસ હાથ લે."

જગત્નુ કોઈ કર્મ આપણે કંઈ પણ કરીએ અથવા આપીએ તેથી કરીને આપણને બંધનકારક નીવડતુ નથી, પરંતુ તેનો બદલો આપણને મળવો જોઈએ, એવુ જે આપણે ઇચ્છીએ છીએ તે ઇચ્છા યાને ફળની આસક્તિજ આપણને બંધન કરે છે.

અનેક વખત આપણને પ્રેમના બદલામાં દુઃખ મળે છે, પણ એ દુ:ખ કાંઈ પ્રેમ કરવાને લીધે મળતુ નથી; પરંતુ તે પ્રેમના બદલામા સામો પ્રેમ મેળવવાની આપણા મનમા જે આસક્તિ રહેલી હોય છે તેને લીધેજ મળ્યુ હોય છે જ્યા આસક્તિ નથી ત્યાં દુ ખજ નથી ફળાસક્તિજ દુ ખને જન્મ આપનાર છે. ફળાસક્તિ હોય છે ત્યાં દુ ખ આવીજ પડે છે

ખરી સફળતા અને ખરા સુખનુ મુખ્ય રહસ્યજ એ છે કે જે મનુષ્ય બદલાની ઇચ્છા રાખતો નથી અને નિઃસ્વાર્થપણે કર્તવ્ય કરે છે તેજ વધારે સફળ, યશસ્વી અને સુખી થાય છે વ્યવહારમાં અનેકવાર આ સિદ્ધાંતથી ઉલટાં પરિણામ આપણા જોવામા આવે છે.

નિઃસ્વાર્થ મનુષ્યોને આ જગત્માં છેતરાતા અથવા દુઃખી થતા આપણે જોઇએ છીએ, તો પછી તેને સફળ, સુખી અને યશસ્વી થએલો કેમ કહી શકાય ? પરંતુ આમ સમજવામા આપણે બહુજ ભૂલ કરીએ છીએ એક ચોરને ચોરી કર્યા પછી તાગડધીન્ના ઉડાવતો આપણે જોઇએ છીએ, અને એક સાચાબોલા નવીન દુકાનદારને ઓછી કમાણી કરતો તથા અન્ય અપ્રમાણિક ધંધાદારીઓ તરફથી ઉપહાસ પામતો જોઇએ છીએ, અને એ પરિસ્થિતિ થોડો વખતજ રહેવાની છે એ વાત આપણે સમજી શકતા નથી, એ અણસમજણજ આવી ભૂલો આપણને કરાવે છે. પેલો ચોર છેવટે પકડાય છે અને પેલો દુકાનદાર વધુ ગ્રાહકી, કમાણી તથા કીર્તિ મેળવે છે અને એવા ફળ એ બેઉની આખી જીંદગી સુધરવા યા બગાડવામાં મોટા કારણરૂપ થઇ પડે છે એ વાત આપણે જરા પણ ભૂલવી જોઇએ નહિ મહાત્મા ખ્રિસ્તે પરોપકાર અને સત્યમયજ આખુ જીવન ગાળ્યુ હતુ, આમ છતાં તેનુ મરણ છાતીમાં

ખીલા ઠોકીને બહુજ ક્રૂર અને નિર્દયરીતે નિપજાવવામાં આવ્યું હતુ એ વાત સત્ય છે, પરતુ એ પરિણામ કાંઇ છેવટનુ ન હતુ. એ તો તાત્કાળિક પરિણામ હતું. જે કર્મ તત્કાળમા આનદ આપી પરિણામે લાંબા કાળસુધી દુ ખ આપનારૂ નિવડે તેનુ નામ સુકર્મ નહિ પણ કુકર્મ છે જે કર્મ તત્કાળમા કષ્ટ આપવા છતાં પરિણામે સ્થાયી હિતાવહ નિવડે તે કર્મજ સુકર્મ-સાત્ત્વિક કર્મ કહેવાય છે. આપણે જાણીએ છીએજ કે, મહાત્મા ખ્રિસ્તની નિ સ્વાર્થતાએ પરિણામે કેટલો મોટો વિજય મેળવ્યો છે, અને પ્રાણદડ વખતનુ તેનુ દેહકષ્ટ એ વિજયને વિશાળ અને સગીન બનાવવામાં કેટલુ બધુ સહાયભૂત થઇ પડ્યુ છે અને થતું રહેશે. તેનો એવી રીતનો દેહનાશ તેના જીવનયશને અને તેની પરોપકારની ભાવનાને જગત્મા કેટલી બધી પ્રચલિત કરનારો અને કરોડો બાલજીવોને માટે × આશીર્વાદરૂપ થઈ પડયો છે ! માટે ઉપલા સિદ્ધાતમાં શકા લાવવા જેવુ કાંઇજ નથી જે કાંઇ કરવુ હોય તે કરો અને આપવુ હોય તે આપો, પણ બદલાની કશીજ આકાંક્ષા ન રાખતાં દરેક કર્મ પ્રભુનેજ અર્પણ કરતા રહો એ બધુ પાછુ સહસ્રગણુ થઇને તમારી પાસે આવશેજ, પણ તેને માટે કામના રાખશો નહિ જે કાંઈ કર્તવ્ય બજાવવાની તમારામા શક્તિ હોય તે બજાવીને છૂટા રહો.

આપણુ સમસ્ત જીવન દાન આપવા સરજાયલુજ છે એવુ શીખો, આપણા અજ્ઞ અને દીન દુ ખી બધુઓ તરફ આપણાથી નાના યાને ઉતરતી સ્થિતિવાળાઓ તરફ આપણે જેટલા પણ ઉદાર બનીશુ તેનાથી અનેકગણી ઉદારતા ઇશ્વરની આપણે મેળવીશુ અને આપણી ઉદારતા જો નિષ્કામતા-

× એથીએ અધિક આદર્શભૂત જીવન રત્નપ્રસૂતા ભારતભૂમિએ પૂરૂ પાડ્યુ છે, એક ગરીબનો પુત્ર તદ્દન સાવ સાદુ જીવન ગાળે અને એક ચક્રવર્તી રાજાનો અતિ સુકોમળ કુમાર એકાએક વિરક્તતાનુ કષ્ટપ્રદ જીવન સ્વીકારી આ જન્મપર્યંત પાળી બતાવે એમા કેટલો બધો ફેર છે ? વળી પરાયે હાથે, પરાણે, અને માત્ર અમુક ઘડી સુધીજ યાતના ખમનાર કરતાં વરસોનાં વરસો સુધી, સ્વેચ્છાપૂર્વક, સુખનાં છતાં સાધનોનો ત્યાગ કરી દઇને અનેકવિધ તપકર્મના કષ્ટ સહન કર્યા કરનારનુ સહનતાનુ પ્રમાણ કેટલુ બધુ વધારે છે તે પણ સમજી શકાય તેવી વાત છે આ સર્વ અમુક વર્ષોના તપ-કષ્ટ ઉપરથી " સારાપણાનુ ફળ કષ્ટ " એમ કહેનાર પણ મૂર્ખજ ગણાય. એ કષ્ટનુ પરિણામ તો જુઓ ! પરમ સત્યનો અનુભવ, સગીન બોધપ્રદ સૂત્રોનુ સ્ફુરણ, લાખો મનુષ્યોમાં સ્વાર્થત્યાગ અને મોક્ષપ્રાપ્તિની આકાંક્ષાની જાગૃતિ, પોણા ભાગ ઉપરાંતની દુનીઆ ઉપર અતિ ઉપકારક ઉપદેશોનો પ્રચાર અને હજારો વર્ષ સુધી ફેલાઈ રહેલી તેની અસરો ! મંત્રી. સ. સા.

પૂર્વકની હશે તો તો ઈશ્વરના સર્વ સ્વરૂપ પરમાત્મપદ—મોક્ષ સુદ્ધાં આપણી તરફ ખેંચાઈ આવશે. તમે નહિ આપો તો સર્વશક્તિમાન કુદરત તો તમારી પાસે એક યા બીજી રીતે જબરાઈથી પણ અપાવશેજ, માટે તમે ખુશીથી આપો. છૂટતા પહેલુંજ છોડો. વહેલું મોડું પણ તમારે આપવું-છોડવું તો પડશેજ તો પછી ડાહ્યા થાઓ. સાચો વ્યાપાર કરતાં શીખો તમે આ જગતમાં સંગ્રહ કરવાનેજ આવ્યા હો અને તેમ કરવામાંજ બધું સુખ હોવાનું માની બેઠા છો એ બહુજ મોટી અને ભયંકર નુકશાન કરનારી ભૂલ છે. એ ભૂલનેજ અધીન છેવટસુધી રહેવું હોય તો રહી શકશો. સંગ્રહ અને મોજશોખ માટેની દોડાદોડી વેઠયા કરી જૂઠ પ્રપંચનાં પાપ ભલે ભેગા કર્યા જાઓ, પણ યાદ રાખજો કે એમાંથી લીધેલા સુખને અને તે સુખના ધનધામાદિ સાધનોને કુદરત એક દિવસ તમારી ગળચી પકડીને અપાવી દેશે. તમારે ઇચ્છાપૂર્વક યા અનિચ્છાપૂર્વક પણ તેમ કરવું જ પડશે અનિચ્છાપૂર્વક કરવાનું ફળ તો દુઃખજ છે, તો પછી ઇચ્છાપૂર્વક કરીને સુખના ભાગી શામાટે નથી થતા?

આ જગતમાં એવો એક પણ મનુષ્ય અત્યારસુધીમાં થયો કે થવાનો નથી કે જેને છેવટે પોતાનું સર્વસ્વ આપી દેવાની ફરજ નહિ પડી હોય, અને આ નિયમની વિરુદ્ધ મનુષ્ય જેટલો પણ પ્રયત્ન કરશે તેટલો તે વધારે દુઃખી થશે આપણામાં આપવાની હિંમત હોતી નથી, કુદરતની આ મોટી માગણીને પૂરી પાડવાને આપણે પૂરતા તૈયાર હોતા નથી,—તેથીજ આપણે દુઃખી રહીએ છીએ લાકડું આખું બળી ગયું, પણ તેના બદલામાં તમને ઉષ્ણતા મળી સૂર્ય સમુદ્રમાંથી પાણી શોષણ કરે છે પણ તે વરસાદરૂપે પાછું આપવાને માટેજ તમે પણ એક આપ—લેના સંચારૂપજ છો, અને તમે જે કંઈ લો છો-મેળવો છો તે બધું પાછું આપવાને માટેજ છે, માટેજ બદલામાં કાંઈ માગશોજ નહિ. જેમ તમે વધારે આપશો તેમ તમારી પાસે વધારે આવશે. જેટલી ત્વરાથી તમે ઓરડીમાંથી હવાને નીકળી જવા દેશો તેટલીજ ત્વરાથી તેમાં બહારની અધિક તાજી—સુખપ્રદ હવા તે જગાએ આવીને ભરાશે. જો તમે એ હવાને અંદરની અંદરજ જાળવી રાખવા માટે બારી બારણાં બંધ કરી દીધાં તો પછી એજ હવા તમારાજ સંસર્ગથી ઝેરી બની જઈને તમારી શું વલે કરી મૂકે છે તે જોઈ લેવી! તાજી હવા તો મળવી બંધજ થવાની પણ સાથે સૂર્ય ભગવાનનો પ્રાણપૂર્ણ પ્રકાશ પણ બંધ! નદી જેમ જેમ પોતાનું જલ બીજાઓને—નહેરોને સમુદ્રને આપતી રહે છે તેમ તેમ તે ભરાતીજ જાય છે, માટે સમુદ્રમાં જવાનો માર્ગ બંધ કરશો નહિ. જે ક્ષણે તમે એવું કરશો તેજ ક્ષણે તમે મૃત્યુના પંજામાં જશો એમ સમજી રાખજો, માટે યાચક બનો નહિ, દાતા બનો. દાતા—અનાસક્ત બનવું અતિ કઠિન છે, પરંતુ એનું પરિણામ ઘણુંજ ઉત્તમોત્તમ છે, માટે કઠિનતાથી—બીને હારી બેસવા જેવું નથી. કઠિનતાઓ અને અંતરાયોની રચના શુભ માર્ગની

વચમાં એટલાજ માટે આવે છે કે તેથી તે રસ્તે ચાલનારનુ બળ વધે અને વિવિધ પ્રકારની નિર્બળતા સમજાય તથા કપાય. નિષ્કામતાના આવા દેખાતા લાભો પણુ અનેક છે. કોઈ એક બગીચાને દૂરથીજ જોયા કરનારની પેઠે અનાસક્તપણાની માત્ર કલ્પનામાંજ રમ્યા કરનારને તેનુ ખરૂં સુખસૌંદર્ય સમજાતાંજ નથી.

આપણા બધા પ્રયત્નો નિષ્ફળ નીવડે અને આપણે ચીરાઈ જઈએ અથવા આપણુને લોહીલુહાણુ થવુ પડે, તોપણુ આ સર્વ વિઘ્નોમાં આપણે હિંમત હારી નહિ જતાં આપણુ હૃદયબળ સાચવી રાખવુ અને આ બધાં વિઘ્નોમાં આપણે ઈશ્વરની આજ્ઞાજ જોઈએ. આપણુને પ્રતિકાર કરવાની સ્વાભાવિકજ ટેવ હોય છે, જેમકે આઘાત સામે પ્રત્યાઘાત કરવો, શઠની સામે શાઠ્ય કરવુ, અસત્યના સામે અસત્યાચરણુ કરવુ વગેરે, પણુ આવો પ્રતિકાર કરવામા આપણે આપણુ સત્ત્વબળ—દૈવી શક્તિને ગુમાવીએ છીએ, અને એવો પ્રતિકાર નહિ કરવામાં તથા સયમ રાખવામાં અને અનાસક્ત રહેવામા ઉચ્ચ કોટિની દૈવી શક્તિને આપણે આપણામા ઉમેરીએ છીએ

અનાસક્ત થવાનો નિશ્ચય આપણે રોજ રોજ કરીએ છીએ અને છોડી દઈએ છીએ ભૂતકાળ તરફ નજર નાખતાં જેમના ઉપર આપણુને આસક્તિ હતી એવા દરેક મનુષ્યો અને વિષયે આપણુને કેવા ગુલામ બનાવી દીધા હતા, અને પરિણામે તેમણે આપણુને કેવુ દુ ખ દીધુ હતું તેનુ આપણુને સ્મરણુ થાય છે. પ્રેમના બપકાદાર નામ નીચે ગુલામગીરીની સાથેજ તે સમયે આપણે આંખો નચાવી રહ્યા હતા એમ આપણુન લાગે છે આવા વિચારો આવતાંજ આપણે પુન એકવાર નિશ્ચય કરીએ છીએ કે હવે પછી કોઈપણુ બાબત ઉપર આસક્તિ થવા દેવી નહિ, પણુ વળી પાછા આપણે મોહમાં ફસાઈએ છીએ અને જાળમા સપડાયલા પક્ષીની પેઠે પછી ગમે તેટલી ધમપછાડ અને ફડફડાટ કરીએ છીએ તોપણુ તેમાથી છૂટકો થતો નથી. આવોજ આપણો સાધારણુ જીવનક્રમ છે.

અનાસક્તિના માર્ગમા નડતી મુશ્કેલીઓ જેવી તેવી નથી, અને તેથીજ આપણામાંના નેવુ ટકા મનુષ્યો હિંમત હારી જાય છે, અને આપણે સત્ય, પ્રેમ અને પૂર્ણતામાં શ્રદ્ધા રાખતા બધ પડીએ છીએ. આપણુને એવા ઘણા મનુષ્યો મળી આવે છે કે જે પોતાની શરૂઆતની જીદગીમા ક્ષમાવાન,માયાળુ, સાદા અને લુચ્ચાઈ વિનાના હોય છે પણ તેજ મનુષ્યો તેમની વૃદ્ધાવસ્થામા અસત્યનોજ જાણે અવતાર હોય એવા બની રહે છે તેમના મગજ જાણે કે પ્રપચથીજ ભરેલા હોય છે જો કે તેમનામાં બહારની મીઠાશ અને રીતભાત દેખાય છે, તેઓ ગરમ સ્વભાવના હોતા નથી, તેઓ ગમે તેમ બોલી નાખતા નથી, પરતુ એજ પ્રમાણે તેમના અંતરમાં હોતું નથી, તેમનાં હૃદયો મરી ગયેલાં હોય છે માટે તેઓ બોલતા નથી. તેઓ શાપ નથી દેતા, કે ક્રોધ નથી કરતા પણુ એના કરતાં તો તેઓ તેમ કરતા હોત તો તેમના હકમાં ઘણુજ સારૂ થાત. તેમના

હૃદય ઉપર કઠિનતાનો પંજો પડેલો હોય છે, અને તેથી તે વધારે કાર્ય કરી શકતુ નથી. તે શાપ પણ દઈ શકતુ નથી અને આશીર્વાદ પણ આપી શકતુ નથી બસ જાણે માત્ર બોલતુ ચાલતુ પુતળુજ ।

આ પ્રકાર અત્યંત ત્યાગ કરવા જેવો છે તેથીજ હું કહું છુ કે આપણે ઉચ્ચ કોટિની દૈવી શક્તિની જરૂર છે. માનુષિકશક્તિ ગમે તેવી ઉચ્ચ હોય તોપણ તે દૈવીશક્તિના જેટલી બળવત્તર નથી, માત્ર ઉચ્ચ દૈવી શક્તિવડેજ આપણે આ વિશ્વપ્રપંચમાથી બહાર નીકળી શકીએ તેમ છીએ. એ શક્તિ મેળવવા જતાં આપણા હાથપગ ભાગી જાય, આપણા શરીરના ચૂરેચૂરા થઈ જાય, તોપણ આપણું હૃદય તો દિવસે દિવસે મજબૂત થતુ જાય

આ કાર્ય મુશ્કેલ છે ખરૂં પણ સતત અભ્યાસવડે આપણે તે મુશ્કેલીને અવશ્ય ઓળગી શકીએ છીએ. આ જગતમા એવી કોઇ પણ વસ્તુસ્થિતિ નથી કે જે સતત અભ્યાસવડે સાધ્ય ન થઈ શકે. વળી આ સિદ્ધાંત પણ આપણે બરાબર લક્ષમાં રાખવો જોઇએ આપણે તેને પાત્ર ન થયા હોઇએ ત્યાસુધી કોઈ પણ દુઃખ આવવા છતાં તે આપણને કશુંજ પરિણામી નુકશાન કરી શકનાર નથી

જ્યાંસુધી આપણું શરીર રોગને માટે લાયક બનતું નથી ત્યાંસુધી તેમાં રોગ પ્રવેશી શકતોજ નથી. દુઃખને માટે આપણે સ્થાન તૈયાર કરી આપીએ એટલે તે તેમાં આવીને વસે તેમાં તેનો દોષ પણ શો ? મરેલુ જનાવર પડ્યુ હોય ત્યાં શિયાળવાં અને ગીધ પક્ષીઓ આવવાનાંજ. રોગ એ કાંઈ જંતુઓ ઉપરજ આધાર રાખતો નથી. પણ તેને માટે આપણા શરીરમાં તેને ગ્રહણ કરીને ખીલવવાની પાત્રતા હોય નહિ તો તે જંતુઓ શરીરમા પેસવા છતાં પણ શરીરમાંનાં બળવાન્ આરોગ્યપ્રદ કુદરતી જંતુઓ તેનુ નિકંદન કરી નાખ્યા સિવાય રહેતાં નથી તમારા પોતાના જીવનનુ પૃથક્કરણ કરી જોશો તો જણાશે કે તમે જેટલા જેટલા ખત્તા ખાધા છે તે બધા ખાત્તમાટે તમે પોતે તૈયાર થયેલાજ હતા તમે અડધી તૈયારી કરી હતી, અને બાકીની બાહ્ય જગતથી પૂર્ણ થઇ ગઈ. આપણુ અધઃપતન આ પ્રકારેજ થાય છે, પરંતુ તેની સાથે આ પૃથક્કરણમાંથી આપણને એક આશાનો ધ્વનિ પણ સંભળાતો જણાય છે કે, બાહ્ય જગત્ ઉપર મારી સત્તા નથી પણ જે મારામાં છે તેના ઉપર તો મારી સંપૂર્ણ સત્તા છે. દુઃખને માર્ગ મળવા માટે આપણા તરફની અને બહારની એવી બન્ને તરફની અનુકૂળતા મળવાની જરૂર છે. એ પૈકી આપણા તરફની મદદ આપણા સ્વાધીનમા છે. જો આપણી બાજુથી આપણે સુરક્ષિત રહ્યા—દુઃખને પેસવાનો માર્ગ ન મળવા દીધો—તો પછી બાહ્ય જગત્ના જંતુઓના ગમે તેટલા હુમલા આવે તેથી કશુંજ થવાનુ નથી. આપણી આન્તરસૃષ્ટિ ઉપર—આપણા મન ઉપર આપણે સંયમ રાખી શકીએ તો જગતની કોઇપણસત્તા એવી નથી કે જે આપણુ

ઉપર હાથ ચલાવી શકે. કાંઈ પણ વિપરીત થયું કે તેના કારણની બહારજ શોધ કરવી અને તેનો વાંક બહારનીજ કોઈ વસ્તુસ્થિતિ ઉપર આરોપવો, એવી આપણને બચપણથીજ ટેવ પડેલી હોય છે. આથીજ આપણી ક્રિયાની શરૂઆત પણ બીજાઓની સુધારણા કરવાના ઇરાદાથી આપણે શરૂ કરીએ છીએ. આપણા પોતાનામાં કાંઈ ખોડ હશે એવો સ્વપ્ને પણ ખ્યાલ આપણને આવતો નથી જો આપણે દુખી હોઇએ તો આપણે કહીએ છીએ કે "આ જગત્ કેટલું બધું દુષ્ટ છે!" "દુનિયા કેવી ખરાબ છે!" પણ શાણાની પુંછડી! જો તું ખરેખરો ડાહ્યો હોય તો એવા ખરાબ જગતમાં રહે છેજ શામાટે? જો આ જગતમા બધા સેતાનોજ વસે છે તો તું પોતે પણ તેમાંનો એક સેતાનજ હોવો જોઇએ, નહિ તો આ જગત્માં આવવાનું અને પડી રહેવાનું કારણ શું?

જે વસ્તુસ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે, તેને આપણે પાત્રજ હોઇએ છીએ "અમે સારા અને જગત્ ખરાબ" એવું આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે પૂરેપૂરૂં અસત્યજ બોલીએ છીએ એવું બોલીને આપણે જગત્ને ભૂલાવામાં નાખવા ઇચ્છીએ છીએ; પણ ઉલટા આપણેજ–છેતરાઇએ છીએ એ વાત આપણે સમજતા નથી કહો ત્યારે દુનીઆ દિવાની કે બંદા પોતેજ ચક્રમ્

માટે આપણે દરેકે આ એક અતિ મહત્ત્વનો પાઠ શીખવાનો–કે જ્યારે કાઇ પણ વિપરીત બાત બને ત્યારે તેનો દોષ બહાર–બીજાઓમા શોધવો કે આરોપવો નહિ. શૂરવીર બનો અને દુઃખની સામા થાઓ. આપણા પોતાના દોષને શોધી કહાડો અને તમારી પોતાની જાતપરજ સત્તા મેળવો. આ એકજ ખરો માર્ગ–ઉપાય છે

શું એ શરમ ભરેલું નથી કે એક ક્ષણે આપણે આપણા મનુષ્યત્વ સબંધી પુષ્કળ વાતો કરીએ છીએ અને આપણે જાણે શરીરભાવે બીજા ઇશ્વરજ હોઇએ તેવા આપણને દર્શાવવા માગીએ છીએ કે "હું બધું સમજું છું, હું ધારૂં તે કરી શકું છું હું નિર્દોષ છું, હું નિસ્વાર્થી છું, ઇત્યાદ ઇત્યાદિ," પણ બીજી પળે એકાદ નાની કાકરી કોઇએ આપણા તરફ ફેકી તો આપણને તે તોપના ગોળા કરતાં પણ વધુ દુઃખકારક લાગશે. જગત્માંની એકાદ કાકરી પણ આવીને આપણી મહત્તાનો ભંગ કરી શ એટલીજ આપણી મહત્તાની કિંમત! જગત્નો કોઈપણ મૂર્ખ માણસ પણ જેનો નાશ કરી શકે એટલી બધી આપણી મહત્તા! ખરેખર, આપણું મન એટલું બધું નબળ અને મિથ્યાભિમાની કહેવાય કે જે કિંચિત પણ આઘાત થતાં ખરખડાટ કરી ઉઠે! આપણી મૂર્ખતા કદિ પણ ઇશ્વરની શાંતિનો ભંગ કરી શકે છે!

જો તમે ખરેખરા નિઃસ્વાર્થ હો તો તમે ઇશ્વર જેવાજ છો તમને જગત્ની ઇજા અસરજ શી રીતે કરી શકે? ભીતમાં મારેલી મુક્કી પાછી વળીને મારનાર-

નેજ પીડા આપે છે. તમે સાતમા નરકમાથી સોસરા નિકળશો તોપણ જો તમે નિષ્કામ હશો તો કશુ દુ.ખ થશે નહિ, પરતુ ખરી વાત બીજીજ છે. તમે કેટલીયે બડાઇ હાંકો, તોપણ જ્યાંસુધી જગત્ તરફથી તમને દુ ખ થવાની તમે ફરિયાદ કરો છો, અને બાહ્ય જગત્ ઉપર દોષ આરોપણ કરો છો ત્યાંસુધી તમારૂ બધુ મિથ્યાભિમાનજ છે, ખાલી ચણો ને વાગે ઘણો ! જગત્ તરફથી, બીજાઓ તરફથી આપણને હાનિ પહોંચે છે એવા વિચારથી અને આ દુનિયા પ્રપચીઓથીજ ભરેલી છે એમ બૂમો પાડવાથી ઉલટા આપણે વધુ ગુન્હેગાર થતા જઇએ છીએ અને આપણા દુ ખને બમણું બનાવતા જઇએ છીએ આમુક મને હાનિ પહોચાડે છે, અમુક મને દુ.ખ દે છે એવુ એવુ જે કાંઇ આપણે માનીએ અને બોલીએ છીએ તેથી આપણા દુ ખ રૂપી અગ્નિમા અસત્યરૂપી ઘૃત ઉમેરવા જેવું થાય છે.

આપણે આપણી પોતાનીજ સભાળ બરાબર લેવાની છે જો એટલુજ આપણે બરાબર બજાવી શકીએ તો બીજુ કોઈપણ તમને સુખ કે દુ ખ આપી શકશે નહિ. **सुखस्य दुःखस्य न कोऽपि दाता। परो ददातीति कुबुद्धिरेषा॥ अहं करोमीति वृथाभिमानः। स्वकर्मसूत्रग्रथितो हि लोकः॥** માટે બીજાઓને દોષ દેવાનું પડતું મૂકીને આપણે આપણાજ સાધન—આપણીજ યોગ્યતાને પૂર્ણ કરવી જોઇએ, એટલે પ્રાપ્ત કરવા જેવુ બધુંજ આપણને પ્રાપ્ત થશે.આપણે આપણુજ ચારિત્ર્ય પવિત્ર કર્યું એટલે જગતને આપોઆપજ સુધરવુ પડશે આપણી જાત ઉપર સયમ મેળવ્યો એટલે જગત્ ઉપર પણ આપણો સયમ જામશે માટે પ્રથમ જગતને સુધારવા નહિ દોડતાં પોતાની જાતનેજ સુધારવા માંડો તમે પોતે પૂર્ણ થયા એટલે જગત્ પણ પૂર્ણ થશે.

